# શારીરિક નબળાઇથી પીડાતા
## સ્ત્રી યા પુરૂષો



જેઓને, પહેલાં જે ઉમંગ અને જુસ્સો ધરાવતા હતા તે કમી થતો જાય છે એમ લાગતું હોય, જેઓને રાત્રે નિદ્રા ન આવતા વિચારજ આવ્યા કરતા હોય, સવારે બીછાનામાંથી ઉઠતાં થાક અને નબળાઈ માલુમ પડતી હોય, ભુખ ન લાગતી હોય, હાથ પગમાં કળતર થયા કરતી હોય, થોડુંક કામ કરવાથી થાકી ગયા જેવું લાગતું હોય, યાદદાસ્ત-શક્તિ મંદ થતી જતી હોય, પીશાબમાં અથવા સ્વપ્નમાં ધાતુ જવાથી શક્તિ ઘટતી જતી લાગતી હોય, જેઓ બંધકોશ-અજીરણથી પીડાતા હોય-જેઓ આ એક અથવા વધુ દરદોથી પીડાતા હોય, અને બીજી દવાઓથી ફાયદો ન મળ્યો હોય તો આજેજ:—

# પ્રો. જેમ્સની

## વીજળીક શકિતની ગોળીઓ

નો ઉપયોગ કરવાનું શરૂ કરો-તે તમારામાં ઘટી ગએલી જીવન શકિત પુરતા જથ્થામાં ઉત્પન્ન કરી ઉપર જણાવેલા એક યા વધુ દરદોને દુર કરી શરીરના આખા સાંચાકામને બરોબર ઉમંગી હાલતમાં મુકી આપશે. હજારો લોકોએ આ ગોળીઓ વાપરી પુરતો સંતોષ જાહેર કર્યો છે, તેમ તમો પણ ફાયદો મેળવી શકશો.

કીમત:—૨૫ ગોળીની શીશીના રૂ. ૧-૪-૦. ૪૦ ગોળીની શીશીના રૂ. ૨-૦-૦. વી. પી. ખર્ચના રૂ. ૦-૬-૦ વધુ.

નમુનાની શીશી-(બે દીવસ ચાલે તેવી)ના રૂ. ૦-૪-૦.

સોલ એજંટ:—

**ધી એંગ્લો ઈંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કું૦,**

નંબર. ૧૫૫. જુમા મસીદ, મુંબઈ.

# મહારાણી મયણલ્લા

અથવા

# ગુજરાતની માતા

કર્તા

ઠક્કુર નારાયણ વિસનજી

"નામ રહંતાં ઠક્કરા, નાણાં નહીં રહંત;
કીરતસંધાં કોટડા, પાડ્યાં નહીં પડંત!"

એક પ્રસિદ્ધ લોકોક્તિ

"ગુજરાતી" પત્રના છાપાખાનામાં
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપી પ્રકટ કર્યું,
કોટ, મુંબઈ

વિક્રમાર્ક ૧૯૮૦ ઇ. સ. ૧૯૨૪

મૂલ્ય રૂ. ૪-૮-૦

## "ગુર્જરાતી"એ આપેલી ભેટો

૧ હિન્દ અને બ્રિટાનિયા (૧૮૮૫)
૨ રાસેલાસની કથા (૧૮૮૬)
૩ મહારાણી શ્રીવિક્ટોરિયાનું જીવન-ચરિત્ર (સચિત્ર) (૧૮૮૭)
૪ ગંગા–ગોવિંદસિંહ (૧૮૮૮)
૫ સવિતાસુંદરી (૨ જી આવૃત્તિ) (૧૮૯૧)
૬ ટીપૂ સુલતાન (પ્રથમ ભાગ)
૭ દિલ્હીપર હલ્લો (૧૮૯૫)
૮ અઢારમી સદીનું હિંદુસ્તાન (૧૮૯૬)
૯ ઔરંગઝેબ અને રાજપૂતો (૧૮૯૭)
૧૦ શાહજાદો અને ભીખારી (૧૮૯૮)
૧૧ હેસ્ટીંગ્સની સોટી (૧૮૯૯)
૧૨ પાણીપતનું યુદ્ધ (૧૯૦૦)
૧૩ બેગમસાહેબ (૧૯૦૧)
૧૪ નૂરજહાન (૧૯૦૨)
૧૫ બાજીરાવ બલ્લાળ (૧૯૦૩)
૧૬ રૂપનગરની રાજકુંવરી (૧૯૦૪)
૧૭ ઇન્દુકુમારી (૧૯૦૪)
૧૮ પ્લાસીનું યુદ્ધ (૧૯૦૫)
૧૯ શિવાજીનો વાઘનખ (૧૯૦૬)
૨૦ હળદીઘાટનું યુદ્ધ (૧૯૦૬)
૨૧ નંદનવનનો નાશ (૧૯૦૭)
૨૨ પેશવાઇની પડતીનો પ્રસ્તાવ (૧૯૦૮)
૨૩ ઔરંગઝેબનો ઉદય (૧૯૦૯)
૨૪ પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ (૧૯૧૦)
૨૫ કત્લેઆમ (નાદિરની દિલ્હીપર ચઢાઈ) (૧૯૧૧)
૨૬ પુરાતન દિલ્હી (૪૦ ચિત્રો) (૧૯૧૧)
૨૭ ચુંબનમીમાંસા (૧૯૧૧)
૨૮ ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય (૧૯૧૨)
૨૯ જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય (૧૯૧૩)
૩૦ હમ્મીરહઠ અથવા રણથંભોરનો ઘેરો (૧૯૧૪)
૩૧ ભુજબળથી ભાગ્યપરીક્ષા (૧૯૧૫)
૩૨ પાટણની પ્રભુતા (૧૯૧૬)
૩૩ ચાણક્યનન્દિની અથવા ચચ્ચ અને સુંહથી (૧૯૧૭)
૩૪ અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ (૧૯૧૮)
૩૫ શૈનક મેહેલની રાજખટપટ અથવા બ્રાહ્મણી વંશના વિધ્વંસનો પ્રારંભ (૧૯૧૯)
૩૬ બાદશાહ બાબર અથવા નૂરે ઇસ્લામ (૧૯૨૦)
૩૭ ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર (૧૯૨૧)
૩૮ કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર (૧૯૨૨)
૩૯ અનારકલી અથવા અપરાધી અકબર (૧૯૨૩)
૪૦ મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા (૧૯૨૪)




7760





# ગ્રન્થોત્સર્ગ

ભારતીય ભદ્રતાની ભવ્યતમા ભૂમિકા, ગુર્જરગૌરવગગનની ગરીયસી ગંગા, પવિત્રતાની પુણ્યપ્રતિભામયી પ્રતિમા, રમણીમંડળની રત્નગર્ભા રંભા, સતીસમાજની સદાશિરોમણી, વિદ્યા તથા વિનયની વિરલા વિલાસભૂમિ, ધર્મરથની ધૈર્યશીલા ધુરંધરા, નીતિનિકેતનની નિરંતર નિવાસિની દયાની દેદીપ્યમાના દેવી. અનુકંપાની અત્યુજ્જ્વલા અરુણા, મૃદુતાની મહામનોહારિણી મૂર્તિ, વીરતાની વિમલા વિભૂતિ અને સ્ત્રીત્વની સંપૂર્ણ સાર્થકતા ગુજરાતની માતા શ્રી મયણલ્લાદેવી !

ગુર્જરદેશ તથા ગુર્જરદેશવાસિની પ્રજા તારા ઉપકારોના ભારથી નિરંતર દબાયલી હોવા છતાં,

તારું ચારિત્ર્ય તપ્તકાંચન સમાન સર્વથા શુદ્ધ તથા નિષ્કલંક હોવા છતાં

અને શતાવધિ વર્ષોથી પંચત્વને પ્રાપ્ત થયેલી તું ગુજરાતની માતા તારા અસંખ્ય સદ્ગુણો તથા તારાં પ્રજાહિતરક્ષક કાર્યોનાં સ્મરણો તથા અવશેષોના યોગે ગુજરાતમાં અત્યારની ઘટિકા પર્યન્ત ચિરસ્મરણીયા તથા પ્રાતઃસ્મરણીયા હોવા છતાં

તારી ભૂમિના ભિખારુના તારા પોતાના જ પુત્રો(ભાગ ભ્રાતા)માંના કેટલાક પાશ્ચાત્યપ્રજ્ઞાચક્ષુ પુત્રોએ,

માનવસ્વભાવની વાસ્તવિકતા તથા કલાનું કાલ્પનિક નિમિત્ત દર્શાવીને તારા ગંગાજલતુલ્ય નિર્મલ ચારિત્ર્યમાં મલિનતાને દર્શાવવાનું,

પ્રાણદાયક પીયૂષને વિઘાતક વિષ તરીકે ઓળખાવવાનું,

તારા જેવી એક મહાસતીને કુલટા તથા વ્યભિચારિણીના સ્વરૂપમાં અંકિતા કરવાનું

અને દેવીમાં દાનવીના દારુણ દુર્ગુણોને આરોપવાનું અવિચારશીલતાથી જે અક્ષમ્ય પાતક કર્યું છે

તેમ જ વિદ્વાનોમાં પોતાની ગણના કરાવનારા તારા જે કેટલાક અન્ય પુત્રોએ એ પાતકરૂપ પુસ્તકની પ્રશંસા કરીને પોતાના પુત્રધર્મના વિસ્મરણપૂર્વક પોતાની વિદ્વત્તાનો દુરુપયોગ કરી બતાવ્યો છે

તે તારા અવિચારી પુત્રોના એ અક્ષમ્ય પાતકના આંશિક નિવારણમાટે

અને તારાં ઇતિહાસથી અનભિજ્ઞ બહુસંખ્ય સંતાનોને તારા અનન્ય આદર્શ તથા શુદ્ધતમ ચારિત્ર્યનો સ્વલ્પ પરિમાણમા પરિચય કરાવવામાટે

આ ઐતિહાસિક નવલકથાના રૂપમાં તારૂ શુદ્ધ જીવનચરિત્ર લખીને હુ આજે તારા દિવ્ય આત્માને જ નમ્રતાપૂર્વક સમર્પવાની આજ્ઞા ઇચ્છું છું,

કારણ કે, એક આદર્શતમા આર્ય મહિલા તરીકેની સાર્વત્રિક યોગ્યતામાં તું સર્વથા અનન્યા તથા અદ્વિતીયા હોવાથી તારૂં જાજ્વલ્યમાન જીવનચરિત્ર જેના કરકમલમા સમર્પી શકાય તેવી એકમાત્ર યોગ્યતમા વ્યક્તિ તું પોતે જ છે

મયણલ્લાદેવી, મારી માતા અને સમસ્ત ગુજરાતની માતા,

તારા અવિચારી પુત્રો(મારા ભ્રાતાઓ)એ તારા નિર્મલતમ ચારિત્ર્યમાં મલિનતાનો અકારણ તથા નિર્મૂલ આરોપ કરીને તારો જે ભયાનક અપરાધ કર્યો છે તે અપરાધના યોગે પતિલોકમાં પણ તારો પવિત્ર આત્મા સંતપ્ત થાય એ જો કે સ્વાભાવિક છે;

તથાપિ તારાં ચરણોમાં મારી એ જ નમ્ર પ્રાર્થના છે કે, એ સંતપ્તતાના પરિણામે તું તેમનાપર શાપની વૃષ્ટિ વર્ષાવીશે નહિ,

કિંતુ પોતાના જીવનકાળમાં જેવી રીતે તે પોતાના અનેક અપરાધી પુત્રોને તેમના અપરાધોની ક્ષમા આપી દેવાની ઉદારતા દર્શાવી હતી

તેવી જ રીતે તેમને પણ તેમના આ અપરાધની ક્ષમા આપી દેવાની ઉદારતા દર્શાવજે,

અને તેમના શિરપર આશીર્વાદોની વૃષ્ટિને જ વર્ષાવતી રહેજે;

કારણ કે, કદાચિત્ પુત્ર કુપુત્ર થઇ જાય છે, પરંતુ માતા તો કદાપિ કુમાતા નથી જ થતી

તારો સ્વભાવ ચંદનતરુતુલ્ય હોવાથી ચન્દનતરુ જેવી રીતે તેના કાષ્ઠરૂપ અંગોને પાવકમાં પ્રજાળી નાખનારને પણ પોતાના સુગંધથી વંચિત રહેવા નથી દેતો તેવી જ રીતે તુ પણ તારા એ અવિચારી પુત્રોને તારી દયા, અનુકંપા, ભદ્ર કામના તથા વત્સલતાથી વંચિત રહેવા દઈશ નહિ

અને તારા ચારિત્ર્યલેખનમાં મારા હસ્તથી પણ જો મારી અલ્પજ્ઞતાના કારણથી કાંઈ પ્રમાદ થઈ ગયો હોય તો તુ મને પોતાને પણ તે પ્રમાદની ક્ષમા આપજે

હે સ્વર્ગાદપિ ગરીયસી ગુર્જરજનની; તારા પવિત્ર પદપંકજમાં મારા સાષ્ટાંગ પ્રણિપાત છે તુ મારી આ સેવાને અનન્ય વાત્સલ્યથી સ્વીકારીને મને કૃતાર્થ કરજે, મા!

હુ છું, માતા,

તારો આશીર્વાદાભિલાષી આત્મજ

ઠક્કુર નારાયણ

# ઉપોદ્ઘાત

શ્રી વીરક્ષેત્ર–વડોદરા–માં પ્રકટ થતા 'સાહિત્ય' નામક માસિક પત્રના વર્તમાન વર્ષે ઈ. સ. ૧૯૨૪ ના જાન્યુઆરી માસના પ્રથમ અંકમાં પ્રકાશિત કરાયલા 'પાટણની પ્રભુતા, એની મો. ડુમાની નવલકથાઓ સાથે સરખામણી' શીર્ષક તુલનાત્મક અભ્યાસના પરિણામરૂપે તથા નિષ્પક્ષપાત લેખમાં તે લેખના લેખક રા. રામચન્દ્ર શુક્લે પોતાના એ લેખને લખવાના કારણને દર્શાવતાં "સાંપ્રત કાળના સાહિત્યક્ષેત્રમા નાનાવિધ બીજોનું નિક્ષેપણ થવા લાગ્યુ છે, અને નૂતન કણગાઓ ફુટવા માંડ્યા છે 'પ્રજાબંધુ'ના 'રૌપ્ય' વિશેષાંકમાં રા નારાયણ ઠક્કુરે એક નવી વસ્તુનું આલેખન કરી આ ક્ષેત્રમા ખળભળાટ જગાવ્યો છે આધુનિક નવલકથાકારોમાં ઉચ્ચ ગણાતા રા. કનૈયાલાલ મુનશીની 'પાટણની પ્રભુતા,' 'ગુજરાતનો નાથ' અને 'વેરની વસુલાત' નામક નવલકથાઓ વિશ્વવિખ્યાત ફ્રેન્ચ લેખક મો. ડુમાની 'થ્રી મસ્કેટીયર્સ્,' 'ટવેન્ટી ઇયર્સ્ આફટર્' અને 'મૉન્ટે ક્રિસ્ટો' ઉપરથી અનુકરણરૂપે લખાયલી છે એમ તેમણે વ્યક્ત કર્યું છે. પ્રસ્તુત લેખમાં રા. મુનશીની 'પાટણની પ્રભુતા' નામક નવલકથા મૌલિક નથી કિંતુ મો. ડુમાની 'થ્રી મસ્કેટીયર્સ' અને 'ટવેન્ટી ઇયર્સ આફટર'ના આધારે લખાયલી છે એમ પુરવાર કરવાનો મારો વિચાર છે રા ઠક્કુરે 'પાટણની પ્રભુતા' એ માત્ર 'થ્રી મસ્કેટીયર્સ્'નું અનુકરણ છે એમ ઉલ્લેખ કરેલો છે; પરંતુ તે ન સ્વીકારતાં મને જે ઉપરોક્ત પુસ્તકોમા સામ્યપણું દૃષ્ટિગોચર થયું છે તે હું બતાવીશ."* આ પ્રમાણેનો લઘુ પ્રસ્તાવ કર્યો છે અને ત્યારપછી

---

* અહીં જણાવવાની આવશ્યકતા છે કે 'પાટણની પ્રભુતા' નામક નવલકથા મો. ડુમાની 'થ્રી મસ્કેટીયર્સ્' તથા 'ટવેન્ટી ઇયર્સ્ આફટર્' એ બે ઐતિહાસિક નવલકથાઓના આધારે લખવામાં આવી હતી એ રહસ્યને હું પણ જાણતો હતો, પરંતુ 'પાટણની પ્રભુતા'નો આરંભ 'થ્રી મસ્કેટીયર્સ્'ના આરંભના અનુકરણરૂપ હોવાથી મેં કેવળ 'થ્રી મસ્કેટીયર્સ'નો જ ઉલ્લેખ કર્યો હતો; કારણ કે, 'પ્રજાબંધુ'ના રૌપ્યમહોત્સવના વિશેષાંકમાંના મારા લેખમાં જણાવ્યા પ્રમાણે રા. કનૈયાલાલ મુનશીની ઐતિહાસિક નવલકથાઓની વિસ્તારપૂર્વક ભિન્ન સમાલોચના કરવાનો મારો મનોભાવ હતો અને તેથી મે એવું વાક્ય લખ્યું હતુ કે "રા કનૈયાલાલ મુનશીની ઐતિહાસિક નવલકથાઓની વિસ્તારપૂર્વક ભિન્ન સમાલોચના કરવાનો મારો મનોભાવ હોવાથી અત્યારે તો આ વિષયને આપણે આટલેથી જ સમાપ્ત કરીશું." પરંતુ રા કનૈયાલાલ મુન્શીની ઐતિહાસિક નવલકથાઓની સવિસ્તર તથા તુલનાત્મક સમાલોચના કરવાનું એ મારૂં કાર્ય રા રામચંદ્ર શુક્લે પોતાના શિરપર ઉપાડી લીધેલું હોવાથી અને એ કાર્યને બહુ જ સુંદર સ્વરૂપમાં સિદ્ધ કરી બતાવેલુ હોવાથી એ કાર્યનો ભાર મારા શિરપરથી ઊતરી ગયો છે 'સાહિત્ય' માસિક પત્રમાંનો રા રામચન્દ્ર શુકલનો એ લેખ વાંચવાની હુ ગુર્જર પાઠકો તથા પાઠિકાઓને આગ્રહપૂર્વક ભલામણ કરૂં છું અને આશા રાખું છું કે રા રામચન્દ્ર શુક્લ 'ગુજરાતનો નાથ' નામક નવલકથાની પણ એવી જ તુલનાત્મક સમાલોચના સત્વર લખશે.

'પાટણની પ્રભુતા'ની 'થ્રી મસ્કેટીયર્સ' તથા 'ટવેન્ટી ઇયર્સ આફટર' સાથે અત્યંત વિચાર તથા વિવેકપૂર્વક તુલના કરીને તેઓ એવા નિશ્ચયપર આવ્યા છે કે-

"આ ઉપરથી આપણે જોઇશું કે મીનળનું પાત્ર ઘડવામાં એનના પાત્રનો ઉપયોગ કરવામા આવ્યો છે મુંજાલના પાત્રમાં બકીંગહેમની છાયા લેવામાં આવી છે મુંજાલમાં જે પ્રેમ છે, જે રાણી સાથે તેનો સંબંધ છે, તે બકીંગહેમના એન સાથેના સંબંધના ઉપરથી લખાયલું છે મુંજાલનું ચન્દ્રપુર જવું, ત્યા મીનળ સાથે સબંધ, મીનળનું મુંજાલમાટે પાટણ આવવું, બન્ને વચ્ચેનો પ્રેમ ઇતિહાસમા કયાય દૃષ્ટિગોચર થતા નથી. ઇતિહાસમાં તો માત્ર કર્ણદેવ એક ચિત્રકારે લાવેલી મીનળની પ્રતિકૃતિ જોઈ તેના પ્યારમા પડે છે, મીનળ પાટણ આવી પરણે છે, શ્યામવર્ણી હોવાથી અણમાનીતી થાય છે અને મુંજાલની મદદથી પોતાનું સ્થાન પ્રાપ્ત કરે છે, એવું આલેખવામાં આવેલુ છે શ્રીયુત મુનશીએ પોતાના પાત્રોમાં ઐતિહાસિક ઘટનાઓને ચરતી મૂકી, આ આધારભૂત થયેલા પુસ્તકનોજ ઇતિહાસ 'ગુજરાતનો ઇતિહાસ' તરીકે પલટાવી દીધો છે 'પાટણની પ્રભુતા'મા મુંજાલ અને મીનળનો પ્રેમ વાર્તાનું મધ્યબિન્દુ છે. કિંતુ કર્ણદેવનુ માત્ર ચિત્ર જોઈ તેની પાછળ મુગ્ધ થનાર બાળા મુંજાલ સાથે પ્રેમ કયાંથી રાખે? રા. મુનશીએ આ પ્રમાણે ક્રૂર ઇતિહાસની કાયા પલટાવી આપણા ઇતિહાસમા તેને આણ્યો છે, અને તેથી મીનળદેવી જેવી સતી સાધ્વી પતિપરાયણ અને પ્રાતસ્મરણીય રાણીને વળી ક્રૂર વ્યભિચારિણી જેવી ચીતરી ઇતિહાસનું ખૂન કર્યુ છે. મીનળનું પાત્ર બનાવવા એન અને મીલાડીનાં પાત્રોનું સંમિશ્રણ કરવામાં આવ્યું છે. મીનળની ક્રૂરતા, કીનો લેવાની દાનત, ભયંકર કામ કરવાની હિંમત સર્વ મીલાડી ઉપરથી લેવામા આવેલાં છે. મુંજાલના પાત્રમાં બકીંગહેમનો અંશ લેવામાં આવ્યો છે, છતાં મુખ્યત્વે કરી તે પાત્ર રીશેલ્યુ અને મેઝેરીનનું મિશ્રણ થઈ બનેલુ છે એમ નિર્વિવાદ મનાય છે

"આપણે હવે એક નવી વસ્તુ હાથમાં લઇશું. શ્રીયુત મુનશી અને અન્ય જનો એમ જણાવે છે કે મીનળનો મુંજાલ સાથે માત્ર હૃદય-પ્રેમ હતો; તેમનો દૈહિક સંબધ ન હતો 'હૃદયનો પુનર્જન્મ' નામક પ્રકરણમાં રા મુનશી લખે છે "કર્ણદેવ! પ્રભુ! સ્વામી!" તે મનમાં બોલી, તે પાસે પડેલા બીજા ઢોળીઆ તરફ ફરી,-અને જયદેવનું મોઢું જોયું, તેની રેખાએ રેખા તપાસી, તે મોઢામા, તે રેખામા કાંઈ અપરિચિતતા કાંઈ કઢંગાપણું દેખાયુ" આ શબ્દોનો અર્થ વિચિત્ર લાગે છે. મીનળે કર્ણદેવને સંભાર્યો, અને જયદેવ સામું જોયું, તો તેનામાં અપરિચિતતા દેખાઇ આનો અર્થ શો? વસ્તુત તેનો ભાવાર્થ એમ થાય છે કે જયદેવ શ્રીયુત મુનશીના મતાનુસાર કર્ણદેવનો ઔરસ પુત્ર ન હતો, અને તેથી મીનળ વ્યભિચારિણી હતી એમ સાબીત કરે છે, 'હૃદય અને હૃદયનાથ' પ્રકરણમાં મુનશી મહાશય લખે છે "મે તને કહ્યુ, કે ક્ષુદ્ર વાસના ત્યાગી આપણે ગુજરાતના સ્તંભ થઇ રહેવુ જોઇએ" ક્ષુદ્ર વાસના એટલે હૃદયલગ્ન નહીં, પ્રેમલગ્ન નહી, પણ વિષયસુખાનુભવ આ શબ્દ એમ સૂચન કરે છે કે ચન્દ્રપુરમા મુંજાલ પાછળ ગાંડી બનનાર મીનળનો તેની સાથે દૈહિક સંબંધ હશે. આ દિવસો યાદ આવવાથી મુંજાલનો જીવ રહે સાય છે "મુંજાલ

પેરાણીને તરત સંકેત સાચવવા હું રાજગઢ હતરી, તે યાદ છે? તે પળ યાદ આવતાં હું બેફલાઈ જાઉં છું તે વખતે તે શું કર્યું ?—" આ સાંભળી મુંજાલના ધૈર્યનો અંત આવે છે પછી મીનળ કહે છે "એ પળ, તે રાતે મુંજાલ હતો તેવો થઈને રહે. શું મુંજાલ! ઓ મુંજાલ!" કહી રાણી પાસે આવી અને મુંજાલના હાથ પકડવા ગઈ, તે એકદમ પાછો હઠી ગયો. રાણીની કુટિલી આંખોએ અને જ્વલંત મુખ ઉપર જે અગ્નિ દેખાતો હતો; તેણે તેને પણ બાળવા માંડ્યો." આ વાક્યોનો શો માર્મિક અર્થ છે તે સહજ સમજાય તેમ છે. શ્રીયુત મુનશી આ જગ્યાએ ચોખ્ખે ચોખ્ખું હૃદયલગ્નને કોરે મૂકી દૈહિક લગ્નની તૈયારીઓ કરાવે છે. બન્ને કામથી ઉત્તમ છે, પણ મુંજાલ છેવટે રાણીને કચડી, પટકી, નાસી જાય છે. આ ઉપરથી 'તે રાતે હતો તેવો થઈને રહે' નો અર્થ 'તે વખતે તે શું કર્યું....' એ શું સૂચવે છે? માત્ર એટલું જ સૂચવે છે કે જે દૈહિક સંબંધ અહીંયાં અધૂરો રહ્યો તે તે રાત્રે અમલમાં મૂકાયેલો. આથી આપણે જોઈએ છીએ કે રા. મુનશીએ મીનળ અને મુંજાલનો દૈહિક સંબંધ પણ જણાવેલો છે. શ્રીયુત મુનશી ઉપર તો પળે પળે તેમનો શુદ્ધ પ્રેમ હતો અને હૃદયલગ્ન હતાં એમ લખ્યા કરે છે, પણ મને લાગે છે કે તેમના ધ્યાન બહાર આ દૈહિક સંબંધ આલેખવામાં આવ્યો હશે. રા. મુનશીએ આ પ્રમાણે સ્વેચ્છાનુસાર ગમે તે ઘસડી કાઢી કલ્પનાના ઘોડા દોડાવી ગુજરાતના ઇતિહાસને કલંકિત કર્યો છે. આ ઐતિહાસિક ઘટનાઓના ખૂન વિષે દરેક જણ શ્રીયુત મુનશીની વિરુદ્ધ પડ્યું છે, છતાં કલાવિધાન અમે આવા લેખકોએ આવું કર્યું હતું એવા વાંધા ઉઠાવી રા. મુનશીનું કહેવું પ્રતિપાદન કરનારા, સત્યની હત્યામાં સદાચાર ગણનારા કેટલાક ભાઈઓ છે, જે ઘણે ભાગે મુનશીના પ્રશંસકો જ છે. આ વિષય ઉપર વિવેચન આગળ કરવામાં આવશે*"

"રા. મુનશીની 'પાટણની પ્રભુતા' એ એક મૌલિક કૃતિ નથી, એમ વાંચકવર્ગ આથી સારી રીતે સમજી શકશે. ઇત્યલમ્."†

મેં રા. કનૈયાલાલ મુનશીની ઐતિહાસિક નવલકથાઓના સંબંધમાં જે આક્ષેપ 'પ્રજાબંધુ' ના ગ્રીષ્મમહોત્સવના વિશેષ અંકમાં કર્યો હતો તે આક્ષેપ રા. રામચન્દ્ર શુક્લના આ તુલનાત્મક લેખથી અક્ષરશઃ સિદ્ધ થઈ ગયો છે અને 'वादे वादे जायते तत्त्वबोध' એ નિયમ અનુસાર રા. કનૈયાલાલ મુનશીની ઐતિહાસિક નવલકથાઓના સંબંધમાં ગતવર્ષથી આરંભાયેલી સાધક તથા બાધક ચર્ચાના પરિણામે જે સત્ય હતું તે પ્રકાશમાં આવી ગયું છે. એટલે હવે કોઈ પણ વિચારશીલ મનુષ્યથી રા. કનૈયાલાલ મુનશીની 'પાટણની પ્રભુતા' તથા 'ગુજરાતનો નાથ' આદિ નવલકથાઓને ગુજરાતના ગૌરવને વધારનારી

---

* રા. રામચન્દ્ર શુક્લે પોતાના આ લેખમાં તો અંતપર્યન્ત આ વિષયનું વિવેચન કર્યું નથી. કદાચિત્ તેઓ 'ગુજરાતનો નાથ' નામક રા. મુનશીની દ્વિતીય ઐતિહાસિક નવલકથાની તુલનાત્મક સમાલોચનાના પ્રસંગે આ વિષયનું વિવેચન કરવાના હશે.

† રા. રામચન્દ્ર શુક્લનો આ લેખ વિસ્તૃત હોવાથી તેનો કેટલોક આવશ્યક તથા નિષ્કર્ષરૂપ અંશ જ અહીં ઉદ્ધૃત કરવામાં આવ્યો છે.

ઐતિહાસિક નવલકથાઓ તરીકે ઓળખાવવાની ધૃષ્ટતા કરી શકાય તેમ છે જ નહિ અને જો કોઈ મનુષ્ય એવી ધૃષ્ટતા કરશે તો તેનું કથન પક્ષપાતના પરિણામ કિંવા પાગલના પ્રલાપની કોટિનું જ મનાશે એ સર્વથા નિર્વિવાદ છે

હવે ઐતિહાસિક નવલકથાઓ શા કારણથી લખવામાં આવે છે એ વિષયનો આપણે કિંચિદ્ વિચાર કરીશું. ઇતિહાસનો વિષય અત્યંત ગંભીર તથા ગહન હોવાથી સંસારના અન્ય વ્યવસાયોમાં સંલગ્ન થયેલા સર્વસાધારણ મનુષ્યોથી ઇતિહાસનો અભ્યાસ કરી શકાતો નથી અને તેથી કોઈ પણ દેશના માનવસમાજની ભાવિ ઉન્નતિમાટે તેના પોતાના દેશનું, તેની પોતાની જન્મભૂમિનું જે ઐતિહાસિક જ્ઞાન અત્યંત આવશ્યકીય મનાય છે તે ઐતિહાસિક જ્ઞાનથી સર્વસાધારણ જનસમાજ સર્વથા વંચિત રહી જાય છે. ભૂતકાલનો ઇતિહાસ ભાવિ ઉત્કર્ષના માર્ગનો સૂચક હોવાથી સર્વસાધારણ જનસમાજ પોતાની જન્મભૂમિના ભૂતકાલિક ઇતિહાસના જ્ઞાનને કોઈ પણ પ્રકારના વિશેષ બૌદ્ધિક પરિશ્રમ તથા ગહન અભ્યાસ વિના સહજ મેળવી શકે એટલામાટે વિચારશીલ તથા વિદ્વાન્ પુરુષોએ ઇતિહાસને ઐતિહાસિક નવલકથાના મનોરંજક સ્વરૂપમાં સર્વસાધારણ માનવસમાજ સમક્ષ રજૂ કરવાના અને ઐતિહાસિક નવલકથાઓ દ્વારા સર્વસાધારણ માનવસમાજમા ઐતિહાસિક જ્ઞાનને પ્રસારવાના સરળ માર્ગને શોધી કાઢયો છે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી. આવી રીતે સર્વસામાન્ય લોકસમુદાયમાં ઐતિહાસિક જ્ઞાનનો મનોરંજકતાપૂર્વક પ્રસાર કરવો એ જ ઐતિહાસિક નવલકથાનો એકમાત્ર પ્રધાન ઉદ્દેશ હોવાથી ઐતિહાસિક નવલકથાની રચનામાં કલ્પના તથા કલાનું મિશ્રણ દાળમાં મીઠાના અથવા દૂધપાકમા શર્કરાના મિશ્રણ જેટલું જ થવુ જોઇએ કે જેથી દાળ તથા દૂધપાકની મૌલિક સ્વાદિષ્ટતા પ્રમાણે ઇતિહાસની મૌલિક વાસ્તવિકતા રક્ષાયલી રહે અને તેમા વિપરીતતા કિંવા વિકૃતિનો આવિર્ભાવ ન થવા પામે; કારણ કે, જો ઐતિહાસિક નવલકથામાં પણ નવલકથાકાર પોતાની યથેચ્છ કલ્પનાઓના નિરંકુશ અશ્વોને ગમે તેમ દોડાવવાની ધૃષ્ટતા કરતો રહે અને કલાના નામથી ઐતિહાસિકતાને પોતાની ઇચ્છા અનુસાર ભ્રષ્ટ તથા વિકૃત કરતો રહે તો તેથી ઐતિહાસિક નવલકથાનો જે વાસ્તવિક ઉદ્દેશ છે તે વાસ્તવિક ઉદ્દેશનો સર્વથા લોપ થઈ જાય છે અને એવી કલ્પનાપ્રધાન ઐતિહાસિક નવલકથાઓ જનસમાજમાં દેશના વાસ્તવિક ઇતિહાસને બદલે ઇતિહાસની ભ્રષ્ટતાને જ પ્રસારતી રહે છે અને દેશના ઇતિહાસના ભૂતકાલિક ગૌરવને નષ્ટ કરી ભાવિ ઉત્કર્ષને પણ અટકાવતી રહે છે. ઇતિહાસની ભ્રષ્ટતા કિંવા વિકૃતિ એ શબ્દોથી મારો જે અર્થને દર્શાવવાનો આશય છે તે અર્થ એ છે કે ઇતિહાસમાં જે વ્યક્તિનું ચારિત્ર્ય અધમ આલેખાયલુ હોય તે વ્યક્તિના ચારિત્ર્યને ઐતિહાસિક નવલકથામા આદર્શ કિંવા ઉત્તમ આલેખવાનો પ્રયત્ન કરવો એ જેવી રીતે ઇતિહાસની ભ્રષ્ટતા છે તેવી જ રીતે ઇતિહાસમાં જે વ્યક્તિનું ચારિત્ર્ય આદર્શ કિંવા ઉત્તમ આલેખાયલું હોય તે વ્યક્તિના ચારિત્ર્યને કલા અથવા એવા જ અન્ય કોઈ પણ નિમિત્તથી બુદ્ધિપૂર્વક નીચ, હીન તથા અધમ આલેખવાની ચેષ્ટા કરવી તે પણ ઇતિહાસની ભયંકર ભ્રષ્ટતા જ છે અને ઇતિ-

હાસની એ ભયંકર ભ્રષ્ટતા રા. કનૈયાલાલ મુનશીની ઐતિહાસિક નવલકથાઓમાં ભયંકર સ્વરૂપમાં આપણા જોવામાં આવી શકે છે, કારણ કે, ગુજરાતના સ્વામી તથા પાટણના પ્રભુ કર્ણ સોલંકીની જે સતી સાધ્વી ધર્મપત્ની અને ગુજરાતનો નાથ સિદ્ધરાજ જયસિંહની માતા મહારાણી મયણલ્લાદેવી—મીનળદેવી—ના ચારિત્ર્યમાં અલ્પસ્વલ્પ કલંકને દર્શાવનારું એક પણ પ્રમાણ ગુજરાતના ઇતિહાસની ઉપલબ્ધ સામગ્રીમાં ક્યાંય પણ દૃષ્ટિગોચર નથી થતું; માત્ર એટલું જ નહિ, પણ જેની નિષ્કલંકિતા, પવિત્રતા, પતિપરાયણતા તથા અલૌકિક પ્રજાવત્સલતાને દર્શાવનારા પ્રમાણો ગુજરાતના ઇતિહાસગ્રંથોમાં જ્યાં દૃષ્ટિપાત કરીએ ત્યાં વિસ્તરેલાં જોવામાં આવે છે તે પ્રાતઃસ્મરણીયા ગુજરાતની માતા, આપણ સર્વ ગુજરાતીઓની માતા મહારાણી મયણલ્લા દેવી—મીનળદેવી—ના નિષ્કલંક ચારિત્ર્યને રા. કનૈયાલાલ મુનશીએ 'પાટણની પ્રભુતા' નામક પોતાની લખેલી ઐતિહાસિક નવલકથામાં એક કુશળ વ્યભિચારિણી વનિતાના ચારિત્ર્ય પ્રમાણે આલેખવાની સ્નેહલગ્ન કિંવા હૃદયલગ્ન તથા કલાના નિમિત્તથી ચેષ્ટા કરી છે અને તેમની એ ચેષ્ટા સર્વથા વિઘાતક તથા ઘૃણાજનક છે એ વાર્તા વાદવિવાદના પરિણામે ઉપર જણાવ્યા પ્રમાણે જો કે નિર્વિવાદ સિદ્ધ થઇ ચૂકી છે; તથાપિ આવી ઐતિહાસિક નવલકથાઓદ્વારા જનસમાજમાં જે ઇતિહાસભ્રષ્ટતાનો પ્રચાર થયેલો હોય તે ઇતિહાસભ્રષ્ટતાના નિવારણમાટે અને સર્વસાધારણ જનસમાજમાં ઇતિહાસની વાસ્તવિકતાને પ્રચારવામાટે જે ઐતિહાસિક નવલકથાઓમાં ઇતિહાસની વાસ્તવિકતાનું સંપૂર્ણ રક્ષણ કરાયલું હોય અને ઇતિહાસની વાસ્તવિકતાને મનોરંજક સ્વરૂપમાં સિદ્ધ કરવા પૂરતું જ જેમાં કલ્પનાનું કલાવિધાનયુક્ત મિશ્રણ કરાયલું હોય તેવી શુદ્ધ ઐતિહાસિક નવલકથાઓના લેખન તથા પ્રકાશનની અત્યારના સમયમાં આપણા ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં અનિવાર્ય આવશ્યકતા હોવાથી 'પાટણની પ્રભુતા'ની પ્રતિવાદરૂપિણી પ્રસ્તુત 'મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા' નામક ઐતિહાસિક નવલકથા લખવામાં આવી છે અને જેને ગુજરાતની પ્રજા મીનળદેવી નામથી ઓળખે છે, પરંતુ કર્ણાટકવાસિની હોવાથી જેનું વાસ્તવિક નામ મયણલ્લદેવી અથવા મયણલ્લાદેવી છે તે મહારાણી મયણલ્લાદેવીના આદર્શ જીવનચરિત્રને અથથી ઇતિ પર્યન્ત પ્રકાશ કરી શકાય એટલામાટે પ્રસ્તુત નવલકથામાં મયણલ્લાદેવીના કર્ણ સોલંકી સાથેના લગ્નનો પ્રસ્તાવ થયો ત્યારથી આરંભીને કર્ણાવતીમાં થયેલા કર્ણ સોલંકીના મૃત્યુની ઘટના પર્યન્તનો એટલે કે સંવત્ ૧૧૩૮ થી સંવત્ ૧૧૫૨ સુધીનો ૧૫ વર્ષનો સમય લેવામાં આવ્યો છે અને જો જીવન અવિચલ રહેશે તો સિદ્ધરાજ જયસિંહદેવની કાર્યકીર્તિની એક અન્ય ઐતિહાસિક નવલકથા પ્રસ્તુત નવલકથામાંનાં કેટલાક પ્રધાન પાત્રોને આગળ લંબાવીને લખવાનો મારો મનોભાવ છે, પરંતુ મારી એ મનોરથસિદ્ધિનો આધાર પરમાત્માની ઇચ્છાપર રહેલો હોવાથી અત્યારે હું વિશેષ કાંઈ પણ લખી શકતો નથી.

રા. કનૈયાલાલ મુનશીની 'પાટણની પ્રભુતા' નામક નવલકથા એક મૌલિક કૃતિ નથી, કિન્તુ ડુમાની નવલકથાઓના આધારે લખાયલી એક પરાવલંબિની

નવલકથા છે એટલી વાર્તા તો જો કે અત્યાર સુધીના વાદવિવાદના યોગે નિર્વિવાદ સિદ્ધ થઈ ચૂકી છે, તથાપિ 'પાટણની પ્રભુતા'માં મીનળદેવીની કાલ્પનિક ભ્રષ્ટતા ઉપરાંત જે કેટલાક ઐતિહાસિક પ્રમાદો–Historical blunders,–ભૌગોલિક અજ્ઞતાઓ તથા ભાષાદોષો આદિથી અંત પર્યન્ત પ્રસરેલાં છે તે સર્વ દોષોની અદ્યાપિ સમાલોચના થઈ નથી. ઉદાહરણ તરીકે 'પાટણની પ્રભુતા'ના 'ઉપોદ્ઘાત' શીર્ષક પ્રથમ પ્રકરણમાં "દેવી જૈન હતી, તેનો મુખ્ય સલાહકાર અને બુદ્ધિશાળી મંત્રી મુંજાલ જૈન હતો એટલે રાજપૂતોની સ્થિતિ જરા કઢંગી થઈ . . ." એ વાક્યથી મીનળદેવીને તે જૈન ધર્માનુયાયિની હતી એવું ઇતિહાસમાં એક પણ પ્રમાણ વિદ્યમાન ન હોવા છતાં જૈન ધર્માવલંબિની તરીકે ઓળખાવવામાં આવી છે અને મંત્રી મુંજાલ જૈનધર્માવલંબી હોવા છતાં અને જૈનોમાં લાંબી ચોટલી રાખવાની રૂઢિ કિંવા રીતિ ન હોવા છતાં 'મુંજાલ' શીર્ષક ચતુર્થ પ્રકરણમાં મુંજાલના સંબંધમાં "તેની લાંબી ચોટલી વાંસાપર પથરાઇ રહી હતી, તે તે ભેગી કરતો હતો" એવું વિધાન ધૂમધડાકે કરી દેવામાં આવ્યું છે. કર્ણદેવની કાર્યકીર્તિના સમયને તે સમય પરમ શાંતિનો હોવા છતાં તે સમયને 'પાટણની પ્રભુતા'માં અશાંતિ તથા રાજ્યક્રાંતિકારક સમય તરીકે ઓળખાવવામાં આવ્યો છે; ક્ષેમરાજના પુત્ર દેવપ્રસાદને તે શાંતિની પ્રતિમા હોવા છતાં અશાંતિની મૂર્તિ તરીકે વ્યક્ત કરવામાં આવ્યો છે અને એવા જ અન્ય પણ અનેક સ્ખલનો કરાયેલાં છે. એ સર્વ શામાટે? ડુમાની નવલકથાઓમાનાં પાત્રોની કૃતિઓને ગુજરાતના ઐતિહાસિક પાત્રોમાં આરોપવા માટે અને ડુમાની નવલકથાઓમાંની ઘટનાઓને પોતાની નવલકથામાં લાવવા માટે. 'પાટણની પ્રભુતા'માંના આવા અસંખ્ય ઐતિહાસિક પ્રમાદોની સમાલોચના પ્રસ્તુત ઉપોદ્ઘાતમાં કરી શકાય તેમ ન હોવાથી, મહારાણી મયણલ્લાદેવી–મીનળદેવી જૈન હતી કે શૈવ કિંવા સ્માર્તધર્માનુયાયિની હતી એ મહત્વના વિષયનો જ આપણે અહીં કાંઇક વિસ્તારપૂર્વક વિચાર કરીશું.

પાટણની રાજસભામાં મયણલ્લાદેવીનું ચિત્ર લઇને આવેલા ચિત્રકારના મુખમાંથી મયણલ્લાદેવીના સંબંધમાં એક એવો ઉદ્ગાર નીકળ્યો હતો કે "તેના સગાવહાલાએ તેને કહ્યું કે, તારી યુવાવસ્થાના દિવસ વહી જાય છે, માટે તું પરણવાની હા કહે. આ ઉપરથી પોતાને મહા ગુણનો ભરેલો વર મળે એટલા માટે તે ગૌરીની પૂજા કરવા લાગી" (જુઓ 'રાસમાળા' તૃતીય આવૃત્તિ, પૃષ્ઠ ૧૪૧) ગૌરી મહાદેવની પત્ની દેવી પાર્વતીનું એક નામ છે* અને ગૌરીની પૂજા જૈન સ્ત્રીઓ નથી કરતી, કિન્તુ શૈવ ધર્માનુયાયિની સ્ત્રીઓ જ કરે છે. એના સંબંધમાં કોઈ પણ પ્રકારનો વાદ ન હોવાથી વિશેષ વિવેચન નિરર્થક છે.

* 'અમરકોષ'માં ઉમા–પાર્વતી–નાં જે ૧૭ નામો આપવામાં આવ્યાં છે તે આ પ્રમાણે:–

"उमा कात्यायनी गौरी काली हैमवतीश्वरा ॥ ३६ ॥
शिवा भवानी रुद्राणी शर्वाणी सर्वमंगला ।
अपर्णा पार्वती दुर्गा मृडानी चंडिकाम्बिका ॥" ॥ ३७ ॥

અમરકોષ, પ્રથમ કાંડ, સ્વર્ગવર્ગ.

સોમેશ્વરના યાત્રાળુઓ પાસેથી લેવાતો કર મયણલ્લાદેવીએ કાઢી નખાવ્યો હતો તે ઘટનાના સંબંધમાં 'રાસમાળા'માં આવા પ્રકારનો ઉલ્લેખ કરાયલો છે –

"શુક્લતીર્થની જરા ઉપર નર્મદા નદીનો એક આરો છે તે બાહુલોદને (હવણાં ભાલોદ કહેવાય છે) નામે ઓળખાતો હતો, ત્યાં આગળ સોમેશ્વરના દેરાની યાત્રા કરવાને જનારા પાસેથી વેરો લેવામાં આવતો હતો,* તે બંધ કરવા સારુ શિવના એક પૂજારિયે મયણલ્લાદેવીને પોતાનો દેશ છોડતા પહેલાં ઉત્તેજી હતી, તે ઉપરથી વેરો માફ કરવાનું તેણે વચન આપ્યું હતું તેના ધર્મગુરુએ તેને કહ્યું હતું કે ગયા ભવમાં તું બ્રાહ્મણી હતી, અને દેવપટ્ટણ યાત્રા કરવા જવા સારુ તું બાહુલોદ આગળ આવી હતી પણ તારી પાસે દાણ માગ્યું તે આપવાને કંઈ હતું નહિ, તેથી તને આગળ જવા દીધી નહિ, તેથી તેના પરિતાપમાં અપવાસ કરવાથી તારું મૃત્યુ થયું હતું. હવણાં તેનો કોલ પાળવાનો લાગ આવ્યો એટલે મયણલ્લાદેવી પોતાની સાથે સિદ્ધરાજને લઈને બાહુલોદ ગઈ, અને યાત્રાળુઓને જે અડચણો નાખવામાં આવતી હતી તે નજરે જોવાનો તેને પ્રસંગ મળ્યો. સિદ્ધરાજે કર ઉઘરાવવાનું કામ જે પંચને સોંપ્યું હતું તેઓને હિસાબ લઈ રજૂ થવાની આજ્ઞા કરી, અને હિસાબ જોતાં કર ઉઘરાવ્યો હતો તેની રકમ ઘણી મોટી† થયેલી જોવામાં આવી. તોપણ, તેણે પોતાની માના હાથમાં જળ મૂકીને કહ્યું કે, તમારે બ્હાને ધર્મનું કામ કરવા સારુ હું આ કર લેવાનું બંધ કરું છું. પછી મયણલ્લાદેવીએ યથાવિધિ સોમેશ્વરની પૂજા કરીને એક હાથી, હાથમાં ત્રાજવાં ઝાલેલા એવા તુલાપુરુષની‡ એક સોનાની મૂર્તિ અને બીજી મ્હોટી મ્હોટી ભેટ કરી" (જુઓ 'રાસમાળા', તૃતીય આવૃત્તિ, પૃષ્ઠ ૧૪૮)

આમાં શિવના એક પૂજારીને મયણલ્લાદેવીના ધર્મગુરુ તરીકે ઓળખાવવામાં આવ્યો છે અને મયણલ્લાદેવીએ સોમેશ્વર મહાદેવના યાત્રાળુઓ પાસેથી લેવાતો કર કાઢી નખાવ્યો હતો એમ દર્શાવવામાં આવ્યું છે એટલે એથી મયણલ્લાદેવી શૈવધર્માવલંબિની જ હતી, નહિ કે જૈનધર્માવલંબિની, એ વાર્તા નિશ્ચયાત્મક સિદ્ધ નથી થતી કે શું ? આ વૃત્તાંત મયણલ્લાદેવીને તેના માત્ર એ જન્મમાં જ શૈવધર્માનુયાયિની તરીકે સિદ્ધ કરી બતાવે છે

---

* આ સ્થાનના સંબંધમાં મતભેદ છે. રા ગોવિન્દભાઈ હાથીભાઈ લખે છે કે "સિદ્ધરાજ મોટી ઉમરનો થયો ત્યારે મીનળદેવી સોમનાથની જાત્રાએ જવા નીકળી, બાલોદ, એટલે હાલ ગુજરાત અને કાઠિયાવાડની સરહદ ઉપર વેળકાથી વીસ માઇલની છેટે બોલાદ ગામ છે ત્યાં સુધી તે આવી ત્યારે માલમ પડયું કે આ જગોએ અણહિલવાડના રાજા સોમનાથના જાત્રાળુઓ પાસેથી જાત્રાવેરો લે છે." (જુઓ 'ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ' ત્રીજી આવૃત્તિ: પૃષ્ઠ ૧૬૭) મને પણ એમ જ જણાય છે કે જ્યાં જાત્રાવેરો લેવાતો હતો તે સ્થાન એ જ હોવું જોઈએ

† "એ કરથી વર્ષે ૭૨ લાખની પેદાશ થતી હતી" ('રાસમાળા' પૃષ્ઠ ૧૪૮, ફુટનોટ)

‡ "અથવા કદાપિ મયણલ્લાદેવીએ પોતાની તુલા કરીને તેટલું સોનું દેવાલયમાં અર્પણ કર્યું હશે કેમકે સાધારણ ચાલ તો એ પ્રમાણે કરવાનો છે." ('રાસમાળા' પૃષ્ઠ ૧૪૮, ફુટ નોટ)

એમ નથી, કિન્તુ જો પૂર્વજન્મ તથા પુનર્જન્મના સિદ્ધાન્તને આપણે સત્ય માનીએ તો તેના પૂર્વજન્મમાં પણ તે બ્રાહ્મણી હોવાથી શૈવધર્મની જ પાળનારી હતી એમ પણ સિદ્ધ કરી બતાવે છે. જો મયણલ્લાદેવી જૈનધર્માવલબિની હોત તો તેનો ધર્મગુરુ આવી રીતે એક બ્રાહ્મણ નહિ, પરંતુ કોઈ જૈન સાધુ જ હોત, તેણે શત્રુંજય તથા ગિરિનારાયણ આદિ સૌરાષ્ટ્રીય પર્વતોમાંના જૈનમંદિરોના યાત્રાળુઓ પાસેથી લેવાતા કરને કાઢી નખાવવાનો જ તેને ઉપદેશ આપ્યો હોત અને મયણલ્લાદેવીએ પણ સોમેશ્વરના યાત્રાળુઓ પાસેથી લેવાતા કરને કાઢી નખાવવાની ઉદારતાને બદલે જૈન તીર્થસ્થલોના યાત્રાળુઓ પાસેથી લેવાતા કરને કાઢી નખાવવાની ઉદારતા દર્શાવી હોત; પરંતુ તેમ નથી થયુ અને તે જ દર્શાવી આપે છે કે મયણલ્લાદેવી જૈન ન હોતી, માત્ર એટલું જ નહિ, પણ મયણલ્લાદેવીએ પોતાના જીવનકાલમાં જે દેવાલયો બંધાવ્યાં હતા તે સર્વ શિવાલયો જ હતાં; તેણે એક પણ જૈનમંદિર પોતાના દીર્ઘ જીવનકાલમાં બંધાવ્યાનો ઉલ્લેખ જૈનોના લખેલા ઇતિહાસગ્રંથોમાં પણ કયાંય મળી શકતો નથી એટલે એ ઘટના પણ મયણલ્લાદેવીને શૈવધર્માવલંબિની જ સિદ્ધ કરી બતાવે છે, નહિ કે જૈનધર્માવલંબિની, કારણ કે, જો મયણલ્લાદેવી જૈનધર્માવલંબિની હોત, તો કુમારપાલ પ્રમાણે તેણે પણ ગુજરાત તથા સૌરાષ્ટ્રમાં શિવાલયોને બદલે ભવ્ય જૈનમંદિરો જ બંધાવ્યા હોત આ સર્વ ઐતિહાસિક પ્રમાણો મયણલ્લાદેવીને શૈવધર્માવલંબિની સિદ્ધ કરનારાં હોવાથી મે પણ પ્રસ્તુત નવલકથામા મયણલ્લાદેવીને બળાત્કારે જૈનધર્માવલંબિની દર્શાવવાનુ પાતક ન કરતાં શૈવધર્માવલંબિની જ દર્શાવી છે; નિરંકુશતાનો ઉપયોગ નથી કર્યો અને ઐતિહાસિક સત્યની હત્યા નથી કરી નાખી મેરુતુંગાચાર્યકૃત 'પ્રબંધચિન્તામણિ'*ના ઇ સ ૧૮૮૯ માં પ્રકટ થયેલા રા૰ રામચન્દ્ર દીનાનાથ શાસ્ત્રીકૃત ગુજરાતી અનુવાદમાં એક સ્થળે એક એવું વાકય આવે છે કે "વળી મયણલ્લદેવીને પોતાના પીઅર તરફથી દિગંબરનો મત હતો માટે દિગંબરનો જય થવા સારૂ સારા સારા માણસને શિપારસથી ભમાવતી હતી" (જુઓ 'પ્રબંધચિન્તામણિ'નો ગુજરાતી અનુવાદ, પ્રથમ આવૃત્તિ, પૃષ્ઠ ૨૦૨) અને એ વાકયના વાચનથી ક્ષણમાત્ર એવો ભ્રમ થઈ જાય છે કે કદાચિત્ મયણલ્લદેવી દિગંબર જૈન હશે; પરંતુ જ્યારે એ અનુવાદ જ અસત્ય છે, એમ આપણા જાણવામાં આવે છે, ત્યારે એ ભ્રમનુ પોતાની મેળે જ નિવારણ થઇ જાય છે, કારણ કે, જેનો આ ગુજરાતી અનુવાદ છે તે મૂલ સંસ્કૃત વાકય આ પ્રમાણે છે; "अथ श्रीमयणल्लदेवी कुमुदचन्द्रपक्षपातिनी, अभ्यासवर्तिनः सभ्यास्तज्जयाय नित्यमुपरोधयन्तीति श्रुत्वा श्रीहेमचन्द्राचार्येण वादस्थले दिगम्बराः स्वीकृत सुकृतमप्रमाणाकरिष्यन्ति श्वेताम्बरास्त स्थापयिष्यन्तीति तेषामेव पार्श्वात्तद्वृत्तान्ते निवेदिते राज्ञी व्यवहाराद्बहिर्मुखे दिगम्बरे पक्षपातमुज्झांचकार:"॥ આનો અર્થ એવો થાય છે કે: મયણલ્લદેવી કુમુદચન્દ્રની પક્ષપાતિની હોવાથી (હેમાચાર્ય સાથેના શાસ્ત્રાર્થ અથવા વાદવિવાદમાં) તેનો વિજય થાય એટલા માટે પોતાના પરિચિત રાજકર્મચારીઓને કુમુદચન્દ્રના પક્ષમા રહેવાનો આગ્રહ

* જુઓ સંસ્કૃત 'પ્રબંધચિન્તામણિ' પૃષ્ઠ ૧૯૯

કર્યા કરતી હતી એ વાર્તા હેમચન્દ્રાચાર્યના સાંભળવામાં આવતાં હેમચન્દ્રાચાર્યે મયણલ્લદેવીને કહાવી દીધુ કે "દિગંબરો તો વાદના સ્થલમાં એમ જ સિદ્ધ કરી બતાવવાના છે કે સ્ત્રીજાતિનું કરેલું કોઈ પણ સુકૃત-પુણ્યકર્મ-ફળદાયક થઇ શકતુ નથી અને શ્વેતામ્બરો એમ સિદ્ધ કરી બતાવવાના છે કે સ્ત્રીનું કરેલું પુણ્ય કર્મ પણ અવશ્ય સફળ થઈ શકે છે. જ્યારે હેમચન્દ્રાચાર્યે તે જ રાજકર્મચારીઓ કિંવા સભાસદો દ્વારા આ વાર્તા મયણલ્લદેવીને જણાવી દીધી એટલે રાજ્ઞી મયણલ્લદેવીએ દિગંબરને વ્યવહારથી અનભિજ્ઞ ધારીને દિગંબરવિષયક પોતાના પક્ષપાતને ત્યાગી દીધો" * આમા મયણલ્લદેવી કુમુદચન્દ્રની પક્ષપાતિની હતી એટલું જ દર્શાવેલું છે, તે પોતે દિગંબર જૈન ધર્મની અનુયાયિની હોવાથી કુમુદચન્દ્રની પક્ષપાતિની હતી એમ દર્શાવવામા આવ્યુ નથી. ત્યારે અહીં જે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે એ છે કે "તો પછી મયણલ્લદેવીને કુમુદચન્દ્રની પક્ષપાતિની થવાનું કારણ શું હતુ વારુ?" એનું ઉત્તર એ છે કે દિગંબર જૈન સાધુ કુમુદચન્દ્ર પણ કર્ણાટ દેશનો નિવાસી હતો અને મયણલ્લાદેવી પોતે પણ કર્ણાટદેશવાસિની હતી અને એટલામાટે જ તે કુમુદચન્દ્રની પક્ષપાતિની થઈ હતી, કારણ કે, જ્યારે એક દેશનાં મનુષ્યોનો અચાનક કોઈ દૂરના અન્ય દેશમા મેળાપ થઈ જાય છે ત્યારે તે એકદેશવાસી મનુષ્યોના ધર્મો ભિન્ન હોવા છતા પણ કેવળ દેશબંધુતાના કારણથી જ તેમનાં હૃદયો એક બીજા પ્રતિ આકર્ષાય છે અને તેઓ એક બીજાના સ્વાભાવિક પક્ષપાતી થઈ જાય છે. અત્યારે હિંદુસ્તાનમા હિંદુ તથા મુસલ્માનોની એકતા ક્યાંય પણ જોવામાં નથી આવતી અને પૂર્વ આફ્રિકા તથા દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદુ તથા મુસલ્માનોમા પરસ્પર સંપૂર્ણ ભ્રાતૃભાવ તથા પક્ષપાત જોવામાં આવે છે એનુ કારણ પણ એ જ છે. અર્થાત્ કેવળ કુમુદચંદ્રની પક્ષપાતિની હોવાથી જ

---

* 'પ્રબંધચિંતામણિ'ના અંગ્રેજી અનુવાદમા પણ આ વાક્યનો આવો જ અનુવાદ આપવામાં આવ્યો છે અને તે આ પ્રમાણે—

"Now the august Maygnalladevi was favouring Kumudchandra, and always bringing pressure to bear on those members of the court with whom she came in contact, in order to ensure his triumph But Hemachandra, hearing of this, let her know that in the controversial disputation the Digambaras would deny the validity of good deeds performed by women, whereas the Cvetambaras would uphold it. When this fact was intimated to her by Hemachandra, through the instrumentality of those very members of the court, the queen-mother ceased to favour the Digambara as a man utterly unacquainted with the usages of society."

C. H. Tawney, M. A.'s English Translation of "Prabandha Cintamani," Published by the Asiatic Society, Calcutta, P. 100.

મયણલ્લાદેવી જૈન સિદ્ધ થઈ શકતી નથી અને તેથી ખેદપૂર્વક એમ જ કહેવું પડે છે કે રા. કનૈયાલાલ મુનશીએ જેવી રીતે સતી મયણલ્લાદેવીને વ્યભિચારિણી આલેખવાનું એક પાતક કર્યું છે તેવી જ રીતે બળાત્કારે મયણલ્લાદેવીનું ધર્માન્તર કરાવી નાખવાનું બીજું પાતક કર્યું છે. અસ્તુ: રા રામચન્દ્ર દીનાનાથ શાસ્ત્રીકૃત 'પ્રબંધ ચિન્તામણિ'ના ગુર્જરતી અનુવાદમાં અન્ય પણ અનેક પ્રમાદો થયેલા છે, ઉદાહરણ તરીકે, "तेन्तप्ततात्रमयपुत्तलिकालिंगन-मिति निवेदिते प्रायश्चित्ताय तथैव चिकीर्षवे स मंत्री यथावद्वदत्" (જુઓ સંસ્કૃત 'प्रबंधचिन्तामणिः' પૃષ્ઠ ૧૩૩), આ સંસ્કૃત વાક્યનો રા. રામચન્દ્ર દીનાનાથ શાસ્ત્રીએ જે અનુવાદ કર્યો છે તે આ પ્રમાણે છે. "હે રાજન્, એ સ્ત્રીના આકાર પ્રમાણે બરાબર લોઢાની પુતળી કરાવી તેને તપાવી લાલચોળ ત્રાંબા જેવી કરી સારી પેઠે તેનું આલિંગન કરો આ દેહાન્ત પ્રાયશ્ચિત્ત કરવા તત્પર થયેલા કર્ણરાજને મુંજાલ મંત્રીએ સાચું વૃત્તાન્ત કહી દઈને બચાવ્યો." આમાં 'तप्तताम्रमयपुत्तलिका'નો 'લોઢાની પૂતળી' એવો અર્થ શા આધારે કરવામાં આવ્યો હશે એ જ એક સમસ્યા છે. આવા પ્રમાદો એ અનુવાદમાં અસંખ્ય હોવાથી એ અનુવાદ વિશ્વાસપાત્ર નથી અને તેથી 'પ્રબંધચિન્તામણિ'નો એક નવીન યથાર્થ ગુર્જર અનુવાદ થવાની આવશ્યકતા છે, કારણ કે, શુદ્ધ ઇતિહાસના અભાવની દશામાં એ ગ્રંથ બહુ ઉપયોગી થઈ પડવાનો સંભવ છે; પરંતુ એમાંના અનેક સ્થાનોમાં આધુનિક ઐતિહાસિક શોધોને અનુસરીને કેટલાંક નવીન ટિપ્પણો આપવાની આવશ્યકતા અનિવાર્ય છે એ વાર્તા સ્મરણમાં રાખી લેવા યોગ્ય છે

આવા જ પ્રકારના બે પ્રમાદો મને 'રાસમાળા'માં પણ દેખાયા છે અને તે એ કે કર્ણ સોલંકીના જ્યેષ્ઠ બંધુ ક્ષેમરાજના સંબંધમાં 'રાસમાળા'માં એક સ્થળે "ક્ષેમરાજનું નામ કેટલીક વાર હરિપાળદેવ લખવામાં આવ્યું છે, તે તેની વાનપ્રસ્થ અવસ્થામાં વિષ્ણુની પૂજા કરવા ઉપરથી કદાપિ પડ્યું હશે." (જુઓ 'રાસમાળા' તૃતીય આવૃત્તિ, પૃ. ૧૩૪) એવું વિધાન કરાયેલું છે તેમ જ અન્ય સ્થળે "સિદ્ધરાજના પિતા કર્ણે, વિષ્ણુમાં પોતાના વિચાર રમમાણ કરીને ઇન્દ્રપુર(સ્વર્ગ)માં વાસ કર્યો ત્યારે તે છેક બાળક હતો." (જુઓ 'રાસમાળા', તૃતીય આવૃત્તિ, પૃષ્ઠ ૧૪૫) એવું એક વાક્ય લખવામાં આવ્યું છે અને એ વાક્યો આપણને એવો જ ભાસ કરી દે છે કે ક્ષેમરાજ તથા કર્ણ સોલંકી વિષ્ણુના ઉપાસક તથા વૈષ્ણવધર્મના અનુયાયી હતા, પરંતુ વસ્તુસ્થિતિ એથી સર્વથા વિપરીત છે; કારણ કે, જો આ વાક્યોને વર્જ્ય કરવામાં આવે, તો ક્ષેમરાજ તથા કર્ણ સોલંકીને વૈષ્ણવ સિદ્ધ કરનારું અન્ય કોઈ પ્રમાણ મળતું જ નથી અને તેમને શૈવ કિંવા સ્માર્તધર્માવલંબી તરીકે સિદ્ધ કરી બતાવનારાં અસંખ્ય પ્રમાણો મળી શકે છે અન્યત્ર મળતાં પ્રમાણોની વાર્તા તો દૂર રહી, પણ જે 'રાસમાળા'માં આ વિધાનો કરાયલાં છે તે 'રાસમાળા'માં જ એવાં કેટલાંક પ્રમાણો વિદ્યમાન છે કે જે પ્રમાણો ક્ષેમરાજ તથા કર્ણરાજને નિર્વિવાદ શૈવધર્માવલંબી સિદ્ધ કરી બતાવે છે 'રાસમાળા'માં લખવામાં આવ્યું છે કે "ક્ષેમરાજને પોતાના પિતાનો વિયોગ થયો તેથી દુઃખ પામીને સરસ્વતીને કિનારે મુણ્ડિકેશ્વર (મંડુકેશ્વર) નામે પવિત્ર સ્થાન છે ત્યાં જઈને રહ્યો આ સ્થાન દધિસ્થલી અથવા દેથલી નામે ગામ

છે તેથી બહુ આઘે નથી, માટે આ ગામ ક્ષેમરાજના કુંવર દેવપ્રસાદને કર્ણરાજાએ એટલામાટે આપ્યું હતું, કે ત્યા વસવાથી પોતાના પિતાના વાનપ્રસ્થ આશ્રમમાં તેની સેવા કરવાને બની આવે." (જુઓ 'રાસમાળા' તૃતીય આવૃત્તિ, પૃષ્ઠ ૧૩૯). અહીં લક્ષમાં રાખવા યોગ્ય ઘટના એ છે કે વાનપ્રસ્થ ક્ષેમરાજ તેના પિતાના પરલોકવાસી થવા પછી જે સ્થાનમાં જઇને રહ્યા હતો તે મંડુકેશ્વર નામક પવિત્ર સ્થાન મહાદેવનુ સ્થાન હતું, નહિ કે વિષ્ણુનું; કારણ કે, અત્યારે એ સ્થાનમાં વટેશ્વર મહાદેવનું મંદિર છે અને તે સમયમાં એ વટેશ્વર મહાદેવથી અલ્પ અંતરે મંડુકેશ્વર મહાદેવનુ મંદિર હતું એવા પ્રમાણો ઇતિહાસમાં વિદ્યમાન છે અને એ જ દર્શાવી આપે છે કે ક્ષેમરાજ વિષ્ણુનો નહિ, કિન્તુ મહાદેવનો જ ભક્ત હતો; કારણ કે, જો તે વૈષ્ણવ હોત, તો તેણે પોતાનું શેષ જીવન મહાદેવના સ્થાનમાં વીતાડવાને બદલે વિષ્ણુના કોઈ સ્થાનમાં જ વીતાડ્યું હોત અથવા તો એ સ્થાનમાં વિષ્ણુનું મંદિર ચણાવી લીધું હોત; પરંતુ તેમ થયું હોય એમ જોવામાં આવી શકતું નથી અને તેથી ક્ષેમરાજ શિવભક્ત સિદ્ધ થતો હોવાથી તે 'હરિપાળદેવ' નામથી નહિ, પણ 'હરપાલદેવ' નામથી જ ઓળખાયલો હોવો જોઈએ એ નિર્વિવાદ છે એટલે મેં પ્રસ્તુત નવલકથામાં ક્ષેમરાજને હરપાલદેવના નામથી જ ઓળખાવેલો છે. એવી જ રીતે 'રાસમાળા'માં કર્ણરાજના સંબંધમાં એવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે "મેરૂતુંગ (પ્રબંધચિન્તામણિનો કર્તા) લખે છે કે, આ ઠેકાણે રાજાએ જયંતીદેવીનુ એક દેવલ બંધાવ્યું હતું, અને પોતાના ઇષ્ટદેવ કર્ણેશ્વર તથા કર્ણમેરૂપ્રાસાદને નામે બે દેવળો ચણાવ્યાં હતા" (જુઓ 'રાસમાળા' તૃતીય આવૃત્તિ, પૃષ્ઠ ૧૩૯) અહીં 'પોતાના ઇષ્ટદેવ કર્ણેશ્વર' એ શબ્દો વિશેષત: લક્ષમાં રાખવા યોગ્ય છે, કારણ કે, એથી કર્ણ સોલંકી શૈવધર્મનો અનુયાયી જ સિદ્ધ થાય છે, નહિ કે વૈષ્ણવ ધર્મનો. 'ઈશ્વર' તથા 'નાથ' એ બન્ને શબ્દોનો અર્થ 'સ્વામી' હોવા છતાં એ ઉભય શબ્દોનો બહુધા શિવાલયના સંબંધમાં જ પ્રયોગ કરવામાં આવે છે અને તેથી મહાદેવના મંદિરોને સામાન્યત: કેદારેશ્વર, કેદારનાથ, મંડુકેશ્વર, રામેશ્વર, ભીમનાથ તથા સોમનાથ આદિ નામોથી ઓળખવાનો જ પરિપાઠ પડી ગયો છે. મહાદેવનુ જે મંદિર ભીમદેવે બંધાવ્યું હોય તે ભીમનાથ અને કર્ણરાજે બંધાવ્યું હોય તે કર્ણેશ્વર એવો જ એ નામોનો અર્થ સમજવાનો છે, કારણ કે, એવાં નામોમા પ્રથમ શબ્દ શિવાલય બંધાવનાર પુરુષના નામનો સૂચક હોય છે અને બીજો 'ઈશ્વર' અથવા 'નાથ' શબ્દ મહાદેવના અર્થને દર્શાવનારો હોય છે હવે જેનો ઇષ્ટદેવ મહાદેવ હોય તે પુરુષ કદાપિ મૃત્યુ સમયે પોતાના વિચારોને વિષ્ણુમાં રમમાણ કરે ખરો કે? કદાપિ નહિ આ કારણથી મેં કર્ણરાજને પણ સ્માર્ત કિંવા શૈવધર્માવલંબી જ દર્શાવ્યો છે.

આપણી આ 'મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા' નામક ઐતિહાસિક નવલકથામાંના ગુર્જરેશ્વર કર્ણદેવ, રાજમાતા ઉદયમતીદેવી, મહારાની સુમિત્રાદેવી, મહારાણી, મયણલ્લાદેવી, રાજયોગી હરપાલદેવ, દેવપ્રસાદ, (ભિલ્લતનયા) સુદેષ્ણાદેવી, ત્રિભુવનપાલ, સિદ્ધરાજ જયસિંહ, ચિત્રકાર શ્રીનાથ, મંત્રી મુંજાલ, મંત્રી સાન્તુદેવ, મંત્રી ઉદયન, તુરંગ નમુંજાલા, વારાંગના કન્દર્પ

સેના તથા આશા ભિલ્લ આદિ પ્રધાન પાત્રોમાંના મહારાણી સુમિત્રાદેવી તથા ભિલ્લકુમારી સુદેષ્ણાદેવી એ બે અર્ધ ઐતિહાસિક પાત્રોને વર્જ્ય કરવામાં આવે, તો અન્ય એક પણ પ્રધાન પાત્ર એવું નથી કે જેનું ચારિત્ર્ય વિસ્તારપૂર્વક અથવા સંક્ષિપ્ત રૂપમાં ઇતિહાસમાં ન વર્ણવાયલું હોય અને જેનો ઇતિહાસમાં ઉલ્લેખ ન કરાયલો હોય. મહારાણી સુમિત્રાદેવીને તથા ભિલ્લકુમારી સુદેષ્ણાદેવીને અર્ધ ઐતિહાસિક પાત્રો તરીકે ઓળખાવવાનું કારણ એ છે કે 'રાસમાળા'માં ગર્ભિત રીતિથી કર્ણદેવની મયણલ્લાદેવીથી પૂર્વે એક પત્ની-રાણી હોવાનો જો કે ઉલ્લેખ કરાયલો છે,* તથાપિ તેના નામ તથા વિસ્તૃત કિંવા સંક્ષિપ્ત ચારિત્ર્યનું નિરૂપણ કરાયલું નથી એટલે તે મહારાણીને સુમિત્રાદેવી નામથી ઓળખાવીને પ્રસ્તુત નવલકથામાં એક આદર્શ તથા સતી-સાધ્વી આર્ય રમણી તરીકે આલેખવામાં આવી છે તેમ જ સુદેષ્ણાદેવી આશાભિલ્લની પુત્રી હતી અને તેનો કર્ણરાજના ભત્રીજા તથા ક્ષેમરાજના પુત્ર દેવપ્રસાદ સાથે લગ્નસંબંધ થયો હતો એ વિષયનો ઇતિહાસમાં ક્યાંય પણ ઉલ્લેખ ન હોવા છતાં ગુજરાતના ભિલ્લોમાં ચાલતી એક દંતકથાના આધારે ભિલ્લકુમારી સુદેષ્ણાનું ચારિત્ર્ય પ્રસ્તુત નવલકથામાં આલેખવામાં આવ્યું છે અને એ સ્ત્રીપાત્ર દંતકથાના આધારે લખાયલું હોવાથી એ સ્ત્રીપાત્રને અહીં અર્ધ ઐતિહાસિક કહેવામાં આવ્યું છે, ઇતિહાસલેખકોના ઇતિહાસનો જ્યાં અભાવ હોય ત્યાં તે દેશની પ્રચલિત પુરાતન દંતકથાઓને ઇતિહાસ જેટલી જ મહત્તા આપવાના નિયમને અનુસરીને જ આ દંતકથાનો ઇતિહાસમાં સ્વીકાર કરાયલો છે. માત્ર વિપ્રકુમારી ચિત્રાંગદા તથા કાપાલિક સિદ્ધ યોગીશ્વર એ બે પ્રધાન-પાત્રો જ સર્વથા કાલ્પનિક છે અને તે ઐતિહાસિક ઘટનાઓને મનોરંજકતા સમર્પવા માટે જ કલ્પવામાં આવ્યાં છે એટલે એથી ઐતિહાસિક ઘટનાઓને પુષ્ટિ જ મળતી રહે છે; માત્ર એટલું જ નહિ, પણ વિપ્રતનયા ચિત્રાંગદા સ્ત્રીસ્વભાવના પ્રમેયને પ્રકાશમાં લાવનારી એક અદ્ભુત નારી વ્યક્તિ છે એ પણ અવશ્ય લક્ષમાં રાખી લેવાનું છે.

પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાના વાચનની સમાપ્તિ કર્યા પછી વિચારશીલ પાઠકો તથા પાઠિકાઓના મનમાં મહત્ત્વના જે બે પ્રશ્નો કિંવા સંશયો ઉદ્ભવવાનો સંભવ છે તે બે પ્રશ્નો કિંવા સંશયો એ છે કે નટી નમુંજાલા એક વારાંગના કિંવા બંધકી હોવા છતાં પ્રસ્તુત નવલકથામાં તેને જેટલી સીમા પર્યન્ત સ્વાર્થત્યાગિની, પરોપકારિણી, સતી તથા સાધ્વી આલેખવામાં આવી છે તેટલી સીમાપર્યન્ત તે સ્વાર્થત્યાગિની, પરોપકારિણી, સતી તથા સાધ્વી હોય એ કદાપિ સંભવનીય છે ખરું કે? કારણ કે ઇતિહાસમાં નમુંજાલાના

* એ ઉલ્લેખ આ છે. "કર્ણરાજાને પોતાની પછવાડે ગાદી ઉપર બેસનાર કુંવર કેટલાંક વર્ષ સૂધી થયો ન હતો, પરંતુ તેના રાજ્યની સમાપ્તિની વેળાયે એક અદ્ભુત બનાવથી તે એવા એક કુંવરનો પિતા થયો કે જે કુંવરના ભાગ્યમાં અણહિલપુરની કીર્તિને ઉચ્ચ સ્થાને પહોંચાડી દેવાનું લખાયું હતું." (જુઓ 'રાસમાળા' તૃતીય આવૃત્તિ, પૃષ્ઠ ૧૪૦) આનો અર્થ એટલો જ છે કે કર્ણરાજાની પ્રથમ રાણી પુત્રની માતા થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકી ન હોતી

સંબધમાં "નમુંજલા નામે એક ઘણી સુદર નટી સાથે રાજા પ્રેમમાં લુબ્ધાયો એટલે તેને એકાંતમાં મળવાનો સંકેત કર્યો. આ વાત એના એક મુંજાલ નામે પ્રધાનના જાણવામાં હતી તેથી તેણે નટીને સાટે મયણલ્લાદેવીને અડાવી દીધી. કર્ણ જાળમાં સપડાયો, રાણી સગર્ભા થઈ......" આટલો જ ઉલ્લેખ કરાયલો છે, તેના સતીત્વની કથા વર્ણવાયલી નથી તો તેના સતીત્વની આ કથા અતિશયોક્તિરૂપિણી નથી કે શું? તેમ જ દેવપ્રસાદ ગુર્જરેશ્વર કર્ણ સોલંકીનો ભત્રીજો એટલે કે એક રાજકુમાર હોવા છતાં તેનો અનાર્ય મનાતી ભિલ્લજાતિની એક યુવતી સાથે લગ્નસંબંધ થાય એ ઘટના વિલક્ષણ તથા અસ્વાભાવિક નથી કે શું? એ બે પ્રશ્નોનાં ઉત્તર તરીકે મારે જે કહેવાનુ છે તે એ જ કે નટી નમુંજલાના સંબધમા ઉપર્યુક્ત અલ્પ ઉલ્લેખ કરાયલો હોવા છતાં એ અલ્પ ઉલ્લેખમા પણ તેની અનન્ય ઉદારતાનો આપણને સાક્ષાત્કાર થઇ શકે છે, કારણ કે, જો તેનામા એવી અનન્ય ઉદારતાનો અભાવ હોત, તો મંત્રી મુંજાલના વચનને માન આપીને પોતાને પ્રાપ્ત થયેલા ગુર્જરેશ્વરની પ્રિયતમા થવાના દુર્લભ યોગને મયણલ્લાદેવીના કલ્યાણમાટે તે યોગનો યોગ્ય લાભ લીધા વિના તે પોતાના હસ્તમાંથી ઇચ્છાપૂર્વક કદાપિ જતો કરી દેત નહિ. તેની આ અનન્ય ઉદારતાના કારણથી તેમ જ પ્રસ્તુત નવલકથામાં જે ઐતિહાસિક સમયનું નિરૂપણ કરાયલું છે તે સમયમાં ભારતવર્ષમાં વારાંગનાકુલમાં જન્મેલી હોવા છતા સતીધર્મને પાળનારી અનેક સન્નારીઓ અસ્તિત્વ ધરાવતી હતી એ ઇતિહાસસિદ્ધ વાર્તા હોવાથી કલાના વિકાસમાટે તેમ જ આર્યસંસ્કૃતિના ઉચ્ચતમ આદર્શને દર્શાવવામાટે નટી નમુંજલાને પ્રસ્તુત ઐતિહાસિક નવલકથામાં એક વીરનારી, સ્વાર્થત્યાગિની, પરોપકારિણી, સતી તથા સાધ્વી તરીકે આલેખવામાં આવી છે અને મારી માન્યતા અનુસાર મારા હસ્તથી એ કાર્ય યોગ્ય જ થયું છે તે સમયની કેટલીક બંધકી વારાંગનાઓ કેટલી સીમા પર્યન્ત આદર્શચરિત્રા હતી એનો પ્રસ્તુત નવલકથાના દ્વિતીય ખંડના સપ્તમ પ્રકરણમાં મંત્રી મુંજાલના મુખથી જે ઊહાપોહ થયેલો છે તેના વાંચનથી આ પ્રશ્નનું યોગ્ય નિરાકરણ થઈ જવાનો સંભવ હોવાથી અહીં હવે વિશેષ વિવરણની આવશ્યકતા નથી હવે રહ્યો ભિલ્લકુમારી સુદેષ્ણાદેવી સાથેના રાજકુમાર દેવપ્રસાદના લગ્નસંબંધનો પ્રશ્ન 'સ્ત્રીરત્નં દુષ્કુલાદપિ ગ્રાહ્યમ્' ("દુષ્કુલમાં ઉત્પન્ન થયેલું હોવા છતાં સ્ત્રીરત્ન સ્વીકારી લેવા યોગ્ય છે"), એ નિયમનો ભારતવર્ષમાં જો કોઈ પણ જાતિના હસ્તથી અધિક પરિમાણમાં આદર સત્કાર કરાયલો હોય તો તે રાજ્યકર્ત્રી ક્ષત્રિયજાતિના હસ્તથી જ કરાયલો છે અને તેથી ભૂતકાળમા ભારતવર્ષીય ક્ષત્રિયોએ ક્ષત્રિયેતર જાતિની અનેક રૂપવતી તથા ગુણવતી યુવતીઓ સાથે શરીરસંબધ કર્યાની કથાઓ પુરાણ તથા ઇતિહાસમાં વર્ણવાયલી છે, માત્ર એટલું જ નહિ, પણ અત્યારના કેટલાક વર્તમાન ક્ષત્રિય રાજાઓનાં અંતઃપુરોમા કેટલીક ક્ષત્રિયેતરજાતિની વિવાહિતા રાણીઓ વિરાજતી હોવાના ઉદાહરણો પણ વિદ્યમાન છે. ભિલ્લજાતિની કન્યાઓ સાથે પણ અનેક ક્ષત્રિયોએ લગ્નસંબંધ કરેલા છે અને દેવપ્રસાદ સાથેના ભિલ્લકુમારી સુદેષ્ણાદેવીના શરીરસંબધને તો દંતકથાનો આધાર છે એટલે એ લગ્નસંબંધની ઘટનાથી આશ્ચર્યચકિત થવાનુ કાંઈ પણ

કારણ છેજ નહિ. મહાશય આર. ઈ. એન્થોવેન પોતાના "The Tribes and Castes of Bombay" નામક ગ્રંથમાં લખે છે કે "રાજપૂતો અન્ય કોઈ પણ હિંદુ જાતિ કરતાં ભિલ્લો સાથે વિશેષ સંબંધ ધરાવતા દેખાય છે અને અનેક રાજપૂતોએ ભિલ્લ જાતિની સ્ત્રીઓ સાથે લગ્ન પણ કરેલાં છે. આવી રીતે રક્તસંમેલન તથા વિજય એ ઉભય વસ્તુઓના યોગે રાજપૂતોએ ભિલ્લો પર મહત્ વર્ચસ્વ મેળવી લીધું હતું. એ સબંધથી ઉદ્‌ભવેલા ભિલાળાઓ પોતાને ભિલ્લજાતિની એક સ્ત્રી સાથે પરણેલા રાજપૂતના વંશજો તરીકે ઓળખાવે છે. એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય છેજ નહિ કે એ બે-રાજપૂત તથા ભિલ્લ-જાતિઓનું પરસ્પર બહુ જ સંમિશ્રણ થયેલું હતું; પરંતુ રાજપૂતોના અગ્રગણ્ય વંશો ચારણો તથા ભાટોવડે રક્ષાતા તેમનાં વંશવૃક્ષોદ્વારા પોતાના વંશને વસ્તુતઃ નહિ, તો નામમાત્રને માટે પણ વિશુદ્ધ રાખવાના કાર્યમાં નિરંતર સાવધાન રહેતા હતા"*

ગુજરાતની ભિલ્લજાતિ બે વિભાગોમાં વિભક્ત થયેલી છે અને તે બે વિભાગો અનુક્રમે 'ઉજવાળ'-ઉજળા તથા 'કાળા'-કાળીયા નામથી ઓળખાય છે જે ભિલ્લો પોતાને રાજપૂતના વંશજો તરીકે સિદ્ધ કરી શકે છે તેઓ ઉજવાળ-ઉજળા-કહેવાય છે અને અન્ય ભિલ્લો સર્વસામાન્યે 'કાળા'-કાળીયા નામથી ઓળખાય છે †ગુજરાતના એ ઉજવાળ ભિલ્લોના સમાજમાં એવી એક દંતકથા પ્રચલિત છે કે આશાપલ્લીના સ્વામી આશાભિલ્લની પુત્રીનો કર્ણ સોલંકીના મંત્રી જે દેવપ્રસાદ સાથે લગ્નસંબંધ થયો હતો અને ત્રિભુવનપાલ આશા ભિલ્લનો દૌહિત્ર હતો ત્યાર પછી કેટલાક અન્ય રાજપૂતોએ પણ રૂપવતી તથા

---

* "The Rajputs seem to have had more connection with the Bhills than any other Hindu race, and many intermarried with Bhills. Thus both by amalgamation and conquest the Rajputs joined a great ascendancy over the Bhills. From this connection rose the Bhillalas tracing their descent from the marriage of a Rajput with a Bhill woman. There is no doubt that there was much admixture between these two races, but the leading families of Rajputs were careful to keep their discent, at least nominally, pure by maps of genealogical trees which were kept for them by the Charans and Bhats."

R. E. Enthoven's "The Tribes and Castes of Bombay", Vol. I, P. 153.

† .........those who could prove descent through Rajputs were known as *Ujwals* or the "light-coloured," those less fortunate as *Kala* or "niggers,".........

R. E. Enthoven's "The Tribes and Castes of Bombay" P. 153.

ગુર્જરતી ભિલ્લ કન્યાઓ સાથે લગ્ન કર્યાં હતાં અને તે રાજપૂત પિતાઓ તથા ભિલ્લ માતાઓના સમાગમથી જે ભિલ્લ પ્રજા ઉદ્‌ભવી હતી તે ભિલ્લ પ્રજાએ પોતાના વર્ણસ્વને દર્શાવવામાટે 'ઉજ્જવલ' ઊજળો–પદવી ધારણ કરી લીધી હતી કે જે ગુર્જરાતના ભિલ્લોમાં અદ્યાપિ પ્રચલિત છે આ દંતકથાના આધારે જ દેવપ્રસાદ તથા સુરેખાના શરીરસંબંધની કથા પ્રસ્તુત નવલકથામાં વર્ણવવામાં આવી છે

અસ્તુ. પ્રસ્તુત નવલકથાના પ્રથમ ખંડના ૧૩ મા પ્રકરણમાં ચિત્રકાર શ્રીનાથના મુખથી તે સમયના 'પાટણની પ્રભુતા'નું જે વર્ણન કરાવવામાં આવ્યું છે, તે વર્ણન કપોલકલ્પિત નથી, કિન્તુ કેટલાક પુરાતન સંસ્કૃત પુસ્તકોમા તે સમયના 'પાટણની પ્રભુતા'નાં જે વર્ણનો લખાયલાં છે તે વર્ણનોના આધારે જ લખવામાં આવ્યું છે, પરંતુ શોકનો વિષય છે કે અત્યારે હવે કર્ણ સોલંકી તથા સિદ્ધરાજ જયસિંહના સમયના 'પાટણની પ્રભુતા' નામશેષ થઇ ગઈ છે: પાટણની તે સમયની કોઇ પણ ઉત્તમ વસ્તુ અત્યારે અવિચળ રહેલી જોવામા આવી શકતી નથી, માત્ર ઉદયમતીદેવીની બંધાવેલી અને 'રાણીની વાવ'ના નામથી ઓળખાતી વાવના ખાડા, રાણીની વાવના કૂવાનો થોડોક ભાગ, સહસ્રલિંગ સરોવર અને જૂના કોટની થોડીક દીવાલ એટલી છિન્નવિચ્છિન્ન વસ્તુઓ જ અત્યારે આપણા જોવામાં આવી શકે છે, કારણ કે, પાટણનાં તે સમયનાં હિન્દુ દેવાલયોને ફેરવીને ત્યારપછીના મુસલ્માન રાજ્યકર્તાઓએ મસ્જિદોનું સ્વરૂપ આપી દીધું છે એમ મુસલ્માનોની મસ્જિદો તથા દરગાહોમાંની પ્રાચીન હિંદુ શિલ્પકલાને જોતાં સ્પષ્ટ અનુમાન કરી શકાય છે. કર્નલ ટૉડે ઇ સ. ૧૮૩૯ માં લખેલા પોતાના 'Travels in Western India' નામક ગ્રંથમાં પાટણમાં જે એક સુન્દર શિલ્પકૌશલ્યયુક્ત દ્વાર હોવાનો ઉલ્લેખ કરેલો છે તે દ્વાર પણ અત્યારે ક્યાંય દૃષ્ટિગોચર થઇ શકતું નથી. એ પુરાતન દ્વાર નવી કાલિકાના મંદિર આગળ રાણીની વાવ તરફ જવાના માર્ગમાં હતું એમ કહેવાય છે. પાટણના ઇન્દ્રભવનતુલ્ય પુરાતન પ્રાસાદોની વિશેષ સંખ્યાનો તો મુસલ્માન રાજ્યકર્તાઓએ જ નાશ કર્યો હતો, માત્ર એટલું જ નહિ, પણ કર્ણ સોલંકીની વસાવેલી કર્ણાવતી નગરીમાંના પ્રાસાદો તથા દેવમંદિરોનો પણ ગુજરાતના મુસલ્માન સુલ્તાનોના હસ્તથી જ નાશ થયો હતો એનાં આપણને જોઇએ તેટલાં પ્રમાણો મળી આવે છે અને તે પ્રમાણોમાનું સજ્જડ પ્રમાણ તો એ છે કે કર્ણાવતીના સ્થાનમા અહમદાબાદ-અમદાવાદ નગરની રચના કરતી વેળાયે કર્ણરાજનાં ચણાવેલાં સુંદર મંદિરો, દેવાલયો તથા કર્ણસરોવરના તીરપ્રાન્તમાના શિવાલયોમાંના દેવો તથા દેવીઓની મૂર્તિઓવાળા કોરેલા જે પાષાણોનો કિલ્લાના બાંધકામમાં ઉપયોગ કરવામાં આવ્યો હતો તે પાષાણો અત્યારે અમદાવાદના કિલ્લાને તોડી નાખવાના કાર્યનો આરંભ થયેલો હોવાથી મારા જોવામાં આવ્યા છે અને તેમાંના બહુસંખ્ય પાષાણોમાં કોતરેલી દેવો તથા દેવીઓની મૂર્તિઓ અત્યારે પણ અખંડ તથા ખંડિત સ્વરૂપમાં આપણા જોવામાં આવી શકે છે એ ઉપરાંત સરખેજમાં રોજામાં, શાહઆલમના રોજામાં, બીબી સિપ્રીની મસ્જિદમાં તેમ જ જુમ્મામસ્જિદમાં જે પાષાણો વપરાયલા છે તે પણ હિંદુ દેવાલયો તથા હિંદુઓની

ઇમારતોના પાષાણ છે એમ તેમની કારીગરી અથવા શિલ્પકલાને જોતાં તત્કાળ નિશ્ચય કરી શકાય છે. આ વસ્તુસ્થિતિના અવલોકનથી સ્વ. રા. મહીપતરામ રૂપરામ નીલકંઠે પોતાના રચેલા 'સધરા જેસંગ અથવા સિદ્ધરાજ જયસિંહ દેવની વાર્તા' નામક ગ્રંથમાં એક સ્થળે જે એવો ઉલ્લેખ કરેલો છે કે: "કરણરાયનાં ચણાવેલાં સુંદર મંદિર, દેરાં, કર્ણસાગરની પાળે ચોમેર દેરાં હતાં તે તોડી તેના પથરાવતી અમદાવાદમાં અને આસપાસ મસીદો અને રોજા વિનાશકારી મુસલમાન પાદશાહ, તેના મુસલમાન સરદારો, અને પીરોએ ચણાવ્યાં અને મૂર્તિઓને ખંડન કરી ઉંધી નાખી શહેરમાં રસ્તા બંધાવ્યા" (જુઓ 'સધરા જેસંગ' આવૃત્તિ ચોથી પૃષ્ઠ ૫૦); તે ઉલ્લેખ અક્ષરશઃ સત્ય પ્રતીત થાય છે. આવી રીતે ગુજરાતની પ્રાચીન હિંદુશિલ્પકલાનો અને તે સાથે અનેક શિલાલેખો આદિ ગુજરાતના ઇતિહાસની ઉપયુક્ત સામગ્રીનો પણ મુસલ્માનોના હસ્તથી નાશ થઈ ગયો છે એ અત્યંત ખેદનો વિષય છે. પાટણમાં મુસલ્માનોના આઘાતથી બચીને જે કેટલાક પુરાતન આગારોના અવશેષો અવશિષ્ટ રહ્યા હતા તે અવશેષોમાંના પાષાણોને પણ અત્યારના નવીન પાટણનાં મકાનો બંધાવવાનો તથા ચૂનો પકવવાના કાર્યમા ઉપયોગ કરી નાખવામાં આવ્યો છે; છતા એમ માનવામાં આવે છે કે હજી પણ જો ખોદકામ કરવામાં આવે, તો પાટણમાંથી કીંમતી કારીગરીવાળા પુષ્કળ પાષાણો મળી આવવાનો સંભવ છે. સં. ૧૯૫૬ ના દુષ્કાળમાં, છપ્પનિયા કાળમાં, સહસ્રલિંગ તળાવમાં ખોદકામ કરવામાં આવ્યું હતુ ત્યારે થોડી જ ઉંડાઇએ પાણી નીકળ્યુ હતું અને પથ્થરની એક સડક પણ નીકળી હતી. પાટણનો અત્યારનો કિલ્લો નવીન છે અને અત્યારનું પાટણ બહુધા મુસલ્માનોના સમયનું પરિવર્તિત પાટણ છે એમ જોનારને તત્કાળ દેખાઈ આવે છે. આ પરિવર્તન પરિવર્તનશીલ વિશ્વ તથા સર્વભક્ષક કાળના વિલક્ષણ પ્રભાવનું પરિણામ છે અને એ પરિણામ સર્વથા અનિવાર્ય છે, પરંતુ જેવી રીતે ઉન્નતિનુ પરિવર્તન અવનતિમાં થાય છે તેવી જ રીતે અવનતિનુ પરિવર્તન ઉન્નતિમા થવાનો નિયમ પણ વિશ્વમાં ત્રિકાલાબાધ્ય હોવાથી ગુજરાતને તેના નષ્ટ ગૌરવની પુનઃ પ્રાપ્તિ થવી જ જોઇએ અને પાટણની પ્રભુતા નવીન સ્વરૂપમાં ગુજરાતની ભૂમિમાં અવતરવી જ જોઇએ. પ્રભુ ગુજરાતને તે તિના દર્શનનો દિવસ સત્વર દેખાડે, એ જ પ્રભુનાં શ્રીચરણોમાં અમારી નમ્ર અભ્યર્થના છે.

પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાની રચનામાં જે ઐતિહાસિક તથા અન્ય ગ્રંથોનો આધાર લેવામાં આવ્યો છે તે ગ્રંથોની આ ઉપોદ્ઘાતના અંતે ભિન્ન સૂચી આપેલી હોવાથી અહીં તે ગ્રંથોનાં નામો આપવાની આવશ્યકતા નથી. એ સર્વ ગ્રંથકારોનો હુ ન્યૂનાધિક પરિમાણમા ઋણી છુ, કારણ કે, એ ગ્રંથોની મને બહુ જ સારી સહાયતા મળેલી છે.

'ગુજરાતી'ની ભેટ પ્રત્યેક અંગ્રેજી વર્ષના જાન્યુઆરી અથવા મોડામાં મોડી ફેબ્રુઆરી માસમા પ્રકાશિત થઈ જવી જોઇએ એવો નિયમ હોવા છતાં આ ભેટ આગળની ભેટો કરતાં બહુ જ મોટી હોવાથી, અનેક ઐતિહાસિક ગ્રંથોના વાચનમા સમયનો બહુ ભોગ અપાઈ ગયેલો હોવાથી અને અધૂરામાં પૂરૂં આજે

ત્રણ ચાર માસથી મારી પ્રકૃતિ પણ કાંઇક અસ્વસ્થ રહેતી હોવાથી આ ભેટ જાન્યુઆરી અથવા ફેબ્રુઆરી માસમાં પ્રકટ થવાને બદલે મે માસમાં પ્રકટ થાય છે તેમાટે હું "ગુજરાતી" પત્રના માન્યવર તંત્રી તથા સ્વામી રા. શેઠ મણિલાલ ઇચ્છારામ દેશાઈ તેમજ 'ગુજરાતી'નાં માન્યવર પાઠકો તથા પાઠિકાઓની ક્ષમા યાચું છું, અને અંતે જે પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી પ્રસ્તુત નવલકથાના લેખન તથા પ્રકાશનના કાર્યની નિર્વિઘ્ન સમાપ્તિ થઈ છે તેમાટે પરમાત્માને નમનપૂર્વક ધન્યવાદ આપીને હું મારા લંબાયલા ઉપોદ્ઘાતને પણ અહીં જ પૂર્ણ કરું છું.

અહમ્મદાબાદ (અમદાવાદ)<br>વિક્રમાર્ક ૧૯૮૦, ચૈત્ર કૃષ્ણ<br>દશમી, સોમવાર તા૦ ૨૮<br>મી એપ્રિલ ૧૯૨૪

ઠક્કુર નારાયણ વિસનજી

## "મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા" નામક ઐતિહાસિક નવલકથામાં જે ઐતિહાસિક તથા અન્ય ગ્રન્થોનો આધાર લેવામાં આવ્યો છે તે ગ્રન્થોની સૂચી

### સંસ્કૃત ગ્રન્થો

૧ મેરુતુંગાચાર્યકૃત 'પ્રબંધચિન્તામણિ'
૨ ગુર્જરેશ્વર પુરોહિત શ્રી સોમેશ્વરદેવકૃત 'કીર્તિકૌમુદી'
૩ રત્નમંદિર કવિકૃત 'ભોજપ્રબંધ રાજગ્રંથ'
૪ હેમચન્દ્રસૂરિકૃત 'દ્વયાશ્રય કાવ્ય'
૫ મેરુતુંગાચાર્યકૃત 'વિચારશ્રેણી'

### અંગ્રેજી ગ્રન્થો

૧ એ. એ. કે. ફૉર્બ્સકૃત 'રાસમાલા'
૨ મેરુતુંગાચાર્યકૃત 'પ્રબંધચિન્તામણિ'નો 'એશિયાટિક સોસાયટી'એ પ્રકાશિત કરેલો સી. એચ. ટૉની–Tawney–એમ. એ. કૃત અંગ્રેજી અનુવાદ.
૩ ચિન્તામણ વિનાયક વૈદ્યકૃત, 'History of Medieval Hindu India' Vol. I.'
૪ એમ. એસ. રામસ્વામી આયંગર એમ. એ. તથા બી. શેષગિરિ રાવ એમ. એ. કૃત "Studies in South Indian Jainism" (ઇ. સ. ૧૯૨૨)
૫ આર. ઇ. એન્થોવન્સ્ "The Tribes and Castes of Bombay" ચાર ભાગ
૬ કર્નલ્ ટૉડ્કૃત "Travels in Western India"
૭ "Imperial Gazetteer of India'

### હિન્દી ગ્રંથો

૧ પંડિત ગૌરીશંકર હીરાચન્દ ઓઝાકૃત 'સોલંકિયોંકા પ્રાચીન ઇતિહાસ' પ્રથમ ભાગ
૨ પંડિત ગૌરીશંકર હીરાચન્દ ઓઝાકૃત 'અનહિલવાડે કે પહલે કે ગુજરાતકે સોલંકી'
૩ પંડિત ગૌરીશંકર હીરાચન્દ ઓઝાકૃત 'રાજપૂતાનેકે ભિન્ન ભિન્ન વિભાગોંકે પ્રાચીન નામ'
૪ સ્વ. દેવીપ્રસાદ મુન્શીકૃત 'ઇન્સાફ્સંગ્રહ' દૂસરા ભાગ
શ્રીયુત યોગેન્દ્રનાથ શીલકૃત 'મધ્યપ્રદેશ ઔર બરારકા ઇતિહાસ' (હિન્દી અનુવાદ અનુવાદક શ્રીયુત દેવીદત્ત શુક્લ)

### મરાઠી ગ્રંથો

૧ લોકહિતવાદીકૃત 'ગુજરાથ દેશાચા ઇતિહાસ.' (ઇ. સ. ૧૮૯૪)
૨ રા. ચિન્તામણ વિનાયક વૈદ્યકૃત 'મધ્યયુગીન ભારત' ભાગ ૧ લા વ ૨ રા.
૩ રા. યાદવ માધવ કાળે બી. એ., એલ્. એલ્. બી. કૃત 'વહાડચા ઇતિહાસ'

## ગુજરાતી ગ્રંથો

૧ ઑન. એ. શ્રી. ફૉર્બ્સકૃત 'રાસમાલા'નો સ્વ. સાક્ષરવર્ય રણછોડભાઇ ઉદયરામકૃત ગુજરાતી અનુવાદ, આવૃત્તિ ૩ જી (ઇ સ. ૧૯૨૨)

૨ મેરુતુંગાચાર્યકૃત 'પ્રબંધચિંતામણિ'નો રા. રામચન્દ્ર દીનાનાથ શાસ્ત્રીકૃત ગુજરાતી અનુવાદ. (ઇ સ ૧૮૮૯)

૩ રા બા. ગોવિન્દભાઈ હાથીભાઈ દેસાઈ બી એ., એલ્ એલ્ બી કૃત 'ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ.'

૪ 'દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ' ડૉ. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરકૃત અંગ્રેજી ગ્રંથનુ રા. નવનીધરાય નારાયણભાઈ મહેતા બી એ , એલ્ એલ્ બી કૃત ગુજરાતી ભાષાન્તર

૫ રા. રામલાલ ચુનીલાલ મોદીકૃત 'પાટણ-સિદ્ધપુરનો પ્રવાસ'

૬ અભેદમાર્ગપ્રવાસી રા મણિલાલ નભુભાઈ દ્વિવેદી, બી એ કૃત 'કુમારપાલચરિત્ર (ચારિત્રસુંદરકૃત 'કુમારપાલ ચરિત્ર'નો ગુર્જર અનુવાદ) (ઇ સ. ૧૮૯૯)

૭ સ્વ. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈકૃત 'રત્નમાળ'નો ગુર્જર અનુવાદ

૮ સ્વ. રા સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ કૃત 'સધરા જેસંગ અથવા સિદ્ધરાજ જયસિંહ દેવની વાર્તા' આવૃત્તિ ૪ થી (ઇ સ ૧૯૨૨)

૯ સ્વ કવીશ્વર નર્મદાશંકર લાલશંકર કૃત 'ગુજરાત સર્વસંગ્રહ', (ઇ. સ. ૧૮૮૬)

૧૦ શ્રી જિનમંડનગણિકૃત 'કુમારપાલ પ્રબંધ'નો રા મગનલાલ ચુનીલાલ વૈદ્યકૃત ગુજરાતી અનુવાદ (ઇ સ ૧૮૯૫)

# અનુક્રમણિકા

## પ્રથમ ખણ્ડ, કર્ણાટકની કન્યા



## દ્વિતીય ખણ્ડ, ગુર્જરેશ્વરની ગૃહલક્ષ્મી



## તૃતીય ખણ્ડ, ગુજરાતની માતા

ॐ तत्सत्परमात्मने नमः

# મહારાણી મયણલ્લા

અથવા

# ગુજરાતની માતા



## પ્રથમ ખણ્ડ—કર્ણાટકની કન્યા

### પ્રકરણ ૧ લું

### સ્વપ્નચિત્ર

શ્રી વિક્રમ સંવત્ ૧૧૩૮ નો મધુ માસ વિશ્વમાં વર્તમાન હતો. ઇતિહાસ-પૂર્વકાળથી જ જે કર્ણાટક દેશ સરિતા, સરોવર, શૈલ, ઉદ્યાન તથા સઘન વનરાજીઓ આદિ પ્રાકૃતિક સૌન્દર્યસાધનોથી સુસંપન્ન દેશ તરીકે સર્વત્ર વિખ્યાત છે તે કર્ણાટક દેશની રાજધાનીના ગૌરવરૂપ, ગગનચુંબિત અને અત્યન્ત વિશાળ રાજમહાલયના ‘ચિત્રશાળા’ નામથી ઓળખાતા એક વિશાળ કક્ષમાં ચૈત્ર માસની શુક્લા પંચમીના રમણીય પ્રભાતકાળમાં જેમણે પોતાના કિંચિત્ શ્યામ પરંતુ મનોહરાકૃતિ શરીરોને બહુમૂલ્ય સુંદર વસ્ત્રો તથા નાનાવિધ આભૂષણો ધારીને શૃંગાર્યાં હતાં તેવી કેટલીક યુવતી સખીઓનો સમુદાય એકત્ર થયેલો હતો. ચિત્રશાળામાં અત્યારે જે યુવતીઓ એકત્ર થયેલી હતી તેમના-માંની કોઇ પણ યુવતીની અવસ્થા જેમ સોળ વર્ષથી ન્યૂન ન હોતી તેવી જ રીતે કોઇ પણ યુવતીની અવસ્થા વીસ વર્ષથી વિશેષ પણ જોવામાં આવતી ન હોતી. એમાંની કેટલીક યુવતીઓ કુમારિકાઓ હતી અને કેટલીક યુવતીઓ વિવાહિતા પણ હતી. કક્ષની સ્ફાટિક પાષાણની ભિત્તિઓપર પૌરાણિક તથા ઐતિહાસિક ભારતીય આદર્શ વીરપુરુષો તથા આદર્શ વીરનારીઓના કુશળ તથા કલાભિજ્ઞ ચિત્રકારોના હસ્તથી આલેખાયલાં અત્યંત આકર્ષક તથા મનોહર ચિત્રો સર્વત્ર ટાંગેલાં હતાં, કક્ષના મધ્યભાગમાં બહુમૂલ્ય ગાલીચાપર નાના-પ્રકારના સુગંધપૂર્ણ પુષ્પોનો એક વિશાળ રાશિ પડેલો હતો અને તે પુષ્પ-રાશિની આસપાસ બેઠેલી ઉપર્યુક્ત યુવતી સખીઓનો પરસ્પર નિમ્ન લિખિત વાર્તાલાપ ચાલી રહ્યો હતો.—

“સખીઓ, માલા ગુંથો, કારણ કે, આજે રાજકુમારી મયણલ્લા દેવી પોતે વીરાંગનાના વેશથી વિભૂષિતા થઇને શ્રદ્ધા, ભક્તિ, ઉત્સાહ તથા સ્નેહ-સહિત જનની ભરતભૂમિનાં વીરપુત્રો તથા વીરપુત્રીઓનાં ચિત્રોની પોતાના

વરદહસ્તથી પૂજા કરવાની છે" રાગિણી નામક એક યુવતીએ પોતાની અન્ય સખી-ઓને સંબોધીને સ્મિતમંડિત મુખથી આ શબ્દો ઉચ્ચાર્યા

"આજે રાજકન્યાએ આ વળી નવી રીતિ કોણ જાણે કયા શાસ્ત્રમાંથી શોધી કાઢી છે! આજે રાજકુમારીનો જન્મદિવસ હોવાથી સમસ્ત રાજમહાલયમાં સંગીતસુધાનો સાગર ઊછળવો જોઇએ, હાસ્યવિનોદની વૃષ્ટિ વર્ષવી જોઇએ અને નૃત્ય કરતી વારાંગનાઓનાં નૂપુરોનો ઝણત્કાર આકાશ પર્યન્ત પહોંચી જવો જોઇએ, તો જ રાજકુમારીનો જન્મદિવસ ઊજવાયલો કહી શકાય આવા આનન્દના સ્થાનમાં આ ચિત્રપૂજાનો વિધિ મને તો, બાઈ, વિવાહના પ્રસંગમાં વિરહસંગીત જેવો જ દેખાય છે." યમુના નામક એક અન્ય યુવતીએ પોતાના વિચારો ગંભીરતાથી દર્શાવ્યા

"સખીઓ, મને સ્પષ્ટ જણાય છે કે તમો વીરનારીઓના સ્વભાવથી સર્વથા અજ્ઞ છો અને તેથી જ આવા પ્રકારના વિલક્ષણ ઉદ્ગારો અત્યારે તમારા મુખમાંથી નીકળી રહ્યા છે. જે વીરનારી હોય છે તેને વીરપુરુષો તથા વીરનારીઓની પૂજાથી જ વાસ્તવિક પ્રસન્નતાની પ્રાપ્તિ થાય છે મારી વ્હાલી બ્હેનો, આરાધ્ય દેવતાના રૂપના દર્શનથી જ ભક્તના હૃદયને ઓળખી શકાય છે જે સ્ત્રી વિલાસપ્રિયા હોય છે તે વીર કાર્તિક સ્વામીને સુંદર સ્વરૂપમાં પૂજે છે અને જે સ્ત્રીને વીરતા પ્રિય હોય છે તે સ્ત્રી તે જ કાર્તિકેયને તારકાસુરના સંહારક અને છ મુખવાળા વિકરાલ સ્વરૂપમાં ભજતી દેખાય છે" અલંબુષા નામક યુવતીએ વીરનારીના સ્વભાવનું વર્ણન કરી બતાવ્યું

"પરંતુ મારો અભિપ્રાય એવો છે કે વીરતા સાથે સૌન્દર્યની પૂજા પણ અવશ્ય થવી જોઇએ" ફુલકષા નામક ચતુર્થ સખીએ સૌન્દર્યને પણ મહત્વ આપવાનો પ્રસ્તાવ કર્યો

"સૌન્દર્યની પૂજા અવશ્ય થવી જોઇએ; પરંતુ જો તે સૌન્દર્યમાં વીરતાનો સમાવેશ થયેલો હોય તો, અન્યથા નહિ, કારણ કે, જે પુરુષમાં પુરુષત્વનો તથા જે સ્ત્રીમાં સ્ત્રીત્વનો અભાવ હોય છે તે પુરુષ તથા તે સ્ત્રીના શરીરમાં વિધાતાએ સૌન્દર્યને ઠૂંટી ઠૂંટીને ભરી દીધું હોય, તો પણ તેમના તે સૌન્દર્યની વાસ્તવિક સાર્થકતા કશી પણ નથી હોતી અને એથી વિરુદ્ધ જે સ્ત્રી તથા પુરુષ સૌન્દર્યસંપન્ન ન હોવા છતાં પોતાના સ્ત્રીત્વ તથા પુરુષત્વ એટલે કે વીરત્વથી મંડિત હોય છે તેઓ પોતાના જન્મની અવશ્ય સાર્થકતા કરી શકે છે" અલંબુષાએ વીરત્વને પ્રાધાન્ય આપીને સૌન્દર્યને ગૌણ સિદ્ધ કરી બતાવ્યું

ફુલંકષા અલંબુષાના એ વાદનો પ્રતિવાદ કરવાની તૈયારીમાં હતી; પરંતુ એ ક્ષણે જ અચાનક 'સખી અલંબુષા, તારૂં આ કથન અક્ષરશઃ સત્ય છે, કારણ કે, વીરત્વહીન સૌન્દર્ય સર્વથા નિરર્થક છે અને તેટલામાટે જ જે નારીને વીરતા તથા સૌન્દર્યથી અલંકૃત પતિની પ્રાપ્તિ થયેલી હોય તે નારીને હું મહાભાગ્યશાલિની નારી માનું છું અને જે નારીને શૂરવીર તથા સુન્દર પુત્રને જન્મ આપવાનું ભાગ્ય પ્રાપ્ત થયેલું હોય તે નારીને હું સદા સર્વદા રત્નગર્ભા રમણીના નામથી જ ઓળખું છું" આ શબ્દોનો સર્વ સખીઓના શ્રવણોમાં પ્રવેશ થયો અને પોતાના વીણાવિનિન્દિત મંજુલ કંઠથી એ શબ્દોને ગાંભીર્યપૂર્વક ઉચ્ચાર-

નારી કર્ણાટકરાજનન્દિની દેવી મયણલ્લાને તેમણે પોતા સમક્ષ આવીને ઉભેલી જોઇ અને તેથી તેમનો એ વાર્તાલાપ એટલેથી જ અટકી ગયો.

રાજકુમારી મયણલ્લા એક અષ્ટાદશવર્ષીયા યુવતી હતી, તેના શરીરનો રંગ જો કે કાંઇક શ્યામ હતો તથાપિ તેમાં એક પ્રકારની એવી લાલિમા સ્પષ્ટ દૃષ્ટિગોચર થતી હતી કે તે લાલિમાના યોગે તેના એ રંગને શ્યામ નહિ, પણ રક્તશ્યામ જ કહી શકાય તેના શરીરનું સંગઠન સ્વાભાવિક જ અત્યંત સુંદર તથા મનોહર હોવાથી અને તેમા અત્યારે યૌવનના ચિહ્નો સ્પષ્ટ થયેલા હોવાથી તેના સૌન્દર્યની છટા તેની સખીઓને પણ અલૌકિક ભાસતી હતી, તો પછી અન્ય જનોને તે અલૌકિક ભાસે તેમા તો આશ્ચર્ય જ શું હોય વારુ? મયણલ્લા જ્યારે સ્નાનના સમયમા પોતાના કેશકલાપને મુક્ત કરતી હતી ત્યારે તેનો તે આપાદલંબિત કેશકલાપ તેના લજ્જારક્ષક તૃણ વસ્ત્રના સ્વરૂપને ધારણ કરી લેતો હતો, કારણ કે, તે કેશકલાપથી તેનું સમસ્ત શરીર ઢંકાઈ જતુ હતું; તેના નેત્રોની ચંચળતા તથા વિશાળતાને જોઇને મીન તથા મૃગ પોતાના અદ્વિતીય નેત્રો વિષયક ગર્વને ત્યાગી દેતા હતાં, તેની નાસિકાના સુંદર આકારને નિહાળીને શુકો પોતાની નાસિકાની સુન્દરતાને તુચ્છ માનતા હતા, તેના સમસ્ત મુખમંડળની મનોહરતાના દર્શનથી કમળનો ગર્વ ગળી જતો હતો; તેના ઓષ્ઠોની લાલિમા પ્રવાલની લાલિમાને હતપ્રભ કરી દેતી હતી, તેના બાહુ મૃણાલના માનને મારી નાખતા હતા, તેના પીન પયોધરો રસપૂર્ણ કાચા આમ્રફળોની સંપૂર્ણ સ્પર્ધા કરતા હતા, તેનો મધુરતમ કંઠસ્વર કોકિલના કંઠ વિષયક અહંકારને અસ્તગત કરી નાખતો હતો અને તેનો શ્વાસ સર્વત્ર અવર્ણનીય સુગંધને પ્રસરાવતો હોવાથી પુષ્પો પોતાના મદને ત્યાગી દેતા હતા આવા અનુપમ સુંદર સુન્દરીશરીરને જો કુસુમાયુધના કનકદંડ તરીકે ઓળખવામા આવે, તો તેમા અતિશયોક્તિને લેશમાત્ર પણ સંભવ હોય એવી અમારી માન્યતા તો નથી જ. આવા નિસર્ગ-દત્ત લોકોત્તર લાવણ્યની અધિકારિણી રાજનન્દિની મયણલ્લાએ આજે પોતાની જન્મતિથિ હોવાથી પોતાના દેહને બહુમૂલ્ય વસ્ત્રો તથા અમૂલ્ય અલંકારોવડે શૃંગાર્યો હતો અને તેથી તેના સ્વાભાવિક સૌન્દર્યની એ કૃત્રિમ સાધનજન્ય સૌન્દર્યના યોગે શતગુણ વૃદ્ધિ થયેલી દેખાતી હતી તેણે કંઠથી ચરણપર્યન્ત બહુમૂલ્ય મૌક્તિકોના પાલવ, કિનાર તથા બુટાવાળી આછા જાંબુડા રંગના રેશમની સાડી અને જેના મોઢિયા તથા કાઠલો મોતીના હતા તેવી આછા પીળા રંગના રેશમની ચોળી પરિધાન કરેલી હતી, એક મૌક્તિકમાલા તથા એક હીરકમાલા તેની મરાલગ્રીવાને શોભાવી રહી હતી, હીરકનું નાસિકાપુષ્પ તેની નાસિકાના દક્ષિણ પાર્શ્વને પોતાના પ્રકાશથી પ્રકાશિત કરી રહ્યું હતું, નીલમ તથા માણિક્યજડિત સુવર્ણનો બાજૂબંધ તેના દક્ષિણ બાહુની શોભામા વૃદ્ધિ કરી રહ્યો હતો, મૌક્તિક તથા હીરકના બંગડીઓ તેના કોમળ કરોની કોમળતાના નિવારણનો યત્ન કરતી તેના કરોને પ્રજ્વલિત કરી રહ્યાં હતાં, તેની કરાંગુલીઓમાં બબ્બે હીરકમુદ્રિકાઓ વિરાજેલી હતી, તેની સિંહકટિ સમાન કટિમા હીરક, માણિક્ય, ગોમેદ તથા મૌક્તિકજડિત સુવર્ણની જે અત્યંત સુંદર કટિમેખલા વિરાજી રહી હતી તેણે તેની સૂક્ષ્મ કટિને શોભાવવા સાથે સૂક્ષ્મતર કરી દીધી હતી અને તેના ચરણોમાના સુવર્ણનૂપુરોના ઝણકારથી તેની મરાલ-

વરદહસ્તથી પૂજા કરવાની છે" રાગિણી નામક એક યુવતીએ પોતાની અન્ય સખીઓને સંબોધીને સ્મિતમંડિત મુખથી આ શબ્દો ઉચ્ચાર્યા

"આજે રાજકન્યાએ આ વળી નવી રીતિ કોણ જાણે કયા શાસ્ત્રમાંથી શોધી કાઢી છે! આજે રાજકુમારીનો જન્મદિવસ હોવાથી સમસ્ત રાજમહાલયમાં સંગીતસુધાનો સાગર ઊછળવો જોઇએ; હાસ્યવિનોદની વૃષ્ટિ વર્ષવી જોઇએ અને નૃત્ય કરતી વારાંગનાઓનાં નૂપુરોનો ઝણકાર આકાશ પર્યન્ત પહોંચી જવો જોઇએ, તો જ રાજકુમારીનો જન્મદિવસ ઊજવાયલો કહી શકાય. આવા આનન્દના સ્થાનમાં આ ચિત્રપૂજાનો વિધિ મને તો, બાઈ, વિવાહના પ્રસંગમાં વિરહસંગીત જેવો જ દેખાય છે." યમુના નામક એક અન્ય યુવતીએ પોતાના વિચારો ગંભીરતાથી દર્શાવ્યા

"સખીઓ, મને સ્પષ્ટ જણાય છે કે તમો વીરનારીઓના સ્વભાવથી સર્વથા અજ્ઞ છો અને તેથી જ આવા પ્રકારના વિલક્ષણ ઉદ્ગારો અત્યારે તમારા મુખમાંથી નીકળી રહ્યા છે જે વીરનારી હોય છે તેને વીરપુરુષો તથા વીરનારીઓની પૂજાથી જ વાસ્તવિક પ્રસન્નતાની પ્રાપ્તિ થાય છે મારી વ્હાલી બહેનો, આરાધ્ય દેવતાના રૂપના દર્શનથી જ ભક્તના હૃદયને ઓળખી શકાય છે જે સ્ત્રી વિલાસપ્રિયા હોય છે તે વીર કાર્તિક સ્વામીને સુંદર સ્વરૂપમાં પૂજે છે અને જે સ્ત્રીને વીરતા પ્રિય હોય છે તે સ્ત્રી તેજ કાર્તિકેયને તારકાસુરના સંહારક અને છ મુખવાળા વિકરાલ સ્વરૂપમાં ભજતી દેખાય છે" અલંબુષા નામક યુવતીએ વીરનારીના સ્વભાવનું વર્ણન કરી બતાવ્યું

"પરંતુ મારો અભિપ્રાય એવો છે કે વીરતા સાથે સૌન્દર્યની પૂજા પણ અવશ્ય થવી જોઇએ" ફૂલકષા નામક ચતુર્થ સખીએ સૌન્દર્યને પણ મહત્વ આપવાનો પ્રસ્તાવ કર્યો

"સૌન્દર્યની પૂજા અવશ્ય થવી જોઇએ; પરંતુ જો તે સૌન્દર્યમાં વીરતાનો સમાવેશ થયેલો હોય તો, અન્યથા નહિ, કારણ કે, જે પુરુષમાં પુરુષત્વનો તથા જે સ્ત્રીમાં સ્ત્રીત્વનો અભાવ હોય છે તે પુરુષ તથા તે સ્ત્રીના શરીરમાં વિધાતાએ સૌન્દર્યને ફૂટી ફૂટીને ભરી દીધું હોય, તો પણ તેમના તે સૌન્દર્યની વાસ્તવિક સાર્થકતા કશી પણ નથી હોતી અને એથી વિરુદ્ધ જે સ્ત્રી તથા પુરુષ સૌન્દર્યસંપન્ન ન હોવા છતાં પોતાના સ્ત્રીત્વ તથા પુરુષત્વ એટલે કે વીરત્વથી મંડિત હોય છે તેઓ પોતાના જન્મની અવશ્ય સાર્થકતા કરી શકે છે." અલંબુષાએ વીરત્વને પ્રાધાન્ય આપીને સૌન્દર્યને ગૌણ સિદ્ધ કરી બતાવ્યું

ફૂલંકષા અલંબુષાના એ વાદનો પ્રતિવાદ કરવાની તૈયારીમાં હતી; પરંતુ એ ક્ષણે જ અચાનક 'સખી અલંબુષા, તારૂં આ કથન અક્ષરશ: સત્ય છે, કારણ કે, વીરત્વહીન સૌન્દર્ય સર્વથા નિરર્થક છે અને તેટલામાટે જ જે નારીને વીરતા તથા સૌન્દર્યથી અલંકૃત પતિની પ્રાપ્તિ થયેલી હોય તે નારીને હું મહાભાગ્યશાલિની નારી માનું છું અને જે નારીને શૂરવીર તથા સુન્દર પુત્રને જન્મ આપવાનું ભાગ્ય પ્રાપ્ત થયેલું હોય તે નારીને હું સદા સર્વદા રત્નગર્ભા રમણીના નામથી જ ઓળખું છું." આ શબ્દોનો સર્વ સખીઓના શ્રવણોમાં પ્રવેશ થયો અને પોતાના વીણાવિનિન્દિત મંજુલ કંઠથી એ શબ્દોને ગાંભીર્યપૂર્વક ઉચ્ચાર-

નારી કર્ણાટકરાજનન્દિની દેવી મયણલ્લાને તેમણે પોતા સમક્ષ આવીને ઉભેલી જોઇ અને તેથી તેમનો એ વાર્તાલાપ એટલેથી જ અટકી ગયો

રાજકુમારી મયણલ્લા એક અષ્ટાદશવર્ષીયા યુવતી હતી, તેના શરીરનો રંગ જો કે કાંઇક શ્યામ હતો તથાપિ તેમા એક પ્રકારની એવી લાલિમા સ્પષ્ટ દૃષ્ટિગોચર થતી હતી કે તે લાલિમાના યોગે તેના એ રંગને શ્યામ નહિ, પણ રક્તશ્યામ જ કહી શકાય તેના શરીરનુ સંગઠન સ્વાભાવિક જ અત્યત સુદર તથા મનોહર હોવાથી અને તેમા અત્યારે યૌવનનાં ચિહ્નો સ્પષ્ટ થયેલાં હોવાથી તેના સૌન્દર્યની છટા તેની સખીઓને પણ અલૌકિક ભાસતી હતી, તો પછી અન્ય જનોને તે અલૌકિક ભાસે તેમા તો આશ્ચર્ય જ શું હોય વારુ ? મયણલ્લા જ્યારે સ્નાનના સમયમાં પોતાના કેશકલાપને મુક્ત કરતી હતી ત્યારે તેનો તે આપાદલંબિત કેશકલાપ તેના લજ્જારક્ષક કૃષ્ણ વસ્ત્રના સ્વરૂપને ધારણ કરી લેતો હતો, કારણ કે, તે કેશકલાપથી તેનુ સમસ્ત શરીર ઢકાઈ જતુ હતું; તેના નેત્રોની ચંચળતા તથા વિશાળતાને જોઇને મીન તથા મૃગ પોતાના અદ્વિતીય નેત્રો વિષયક ગર્વને ત્યાગી દેતાં હતા તેની નાસિકાના સુદર આકારને નિહાળીને શુકો પોતાની નાસિકાની સુન્દરતાને તુચ્છ માનતા હતા, તેના સમસ્ત મુખમડળની મનોહરતાના દર્શનથી કમળનો ગર્વ ગળી જતો હતો, તેના ઓષ્ઠોની લાલિમા પ્રવાલની લાલિમાને હતપ્રભ કરી દેતી હતી તેના બાહુ મૃણાલના માનને મારી નાખતા હતા, તેના પીન પયોધરો રસપૂર્ણ કાચા આમ્રફળોની સંપૂર્ણ સ્પર્ધા કરતા હતા, તેનો મધુરતમ કઠસ્વર કોકિલના કંઠ વિષયક અહંકારને અસ્તગત કરી નાખતો હતો અને તેનો શ્વાસ સર્વત્ર અવર્ણનીય સુગધને પ્રસરાવતો હોવાથી પુષ્પો પોતાના મદને ત્યાગી દેતા હતા. આવા અનુપમ સુદર સુન્દરીશરીરને જો કુસુમાયુધના કનકદડ તરીકે ઓળખવામા આવે, તો તેમા અતિશયોક્તિને લેશમાત્ર પણ સભવ હોય એવી અમારી માન્યતા તો નથી જ. આવા નિસર્ગદત્ત લોકોત્તર લાવણ્યની અધિકારિણી રાજનન્દિની મયણલ્લાએ આજે પોતાની જન્મતિથિ હોવાથી પોતાના દેહને બહુમૂલ્ય વસ્ત્રો તથા અમૂલ્ય અલકારોવડે શૃંગાર્યો હતો અને તેથી તેના સ્વાભાવિક સૌન્દર્યની એ કૃત્રિમ સાધનજન્ય સૌન્દર્યના યોગે શતગુણ વૃદ્ધિ થયેલી દેખાતી હતી તેણે કંઠથી ચરણપર્યન્ત બહુમૂલ્ય મૌક્તિકોના પાલવ, કિનાર તથા બૂટાવાળી આછા જાંબૂડા રંગના રેશમની સાડી અને જેના મોટિયા તથા કાકડો મોતીના હતા તેવી આછા પીળા રંગના રેશમની ચોળી પરિધાન કરેલી હતી, એક મૌક્તિકમાલા તથા એક હીરકમાલા તેની મરાલગ્રીવાને શોભાવી રહી હતી, હીરકનું નાસિકાપુષ્પ તેની નાસિકાના દક્ષિણ પાર્શ્વને પોતાના પ્રકાશથી પ્રકાશિત કરી રહ્યુ હતુ, નીલમ તથા માણિક્યજડિત સુવર્ણનો બાજૂબધ તેના દક્ષિણ બાહુની શોભામા વૃદ્ધિ કરી રહ્યો હતો, મૌક્તિક તથા હીરકના બંગડીઓ તેના કોમળ કરોની કોમળતાના નિવારણનો યત્ન કરતી તેના કરોને પ્રજ્વલિત કરી રહી હતી, તેની કરાગુલીઓમા બબ્બે હીરકમુદ્રિકાઓ વિરાજેલી હતી, તેની સિંહકટિ સમાન કટિમાં હીરક, માણિક્ય, ગોમેદ તથા મૌક્તિકજડિત સુવર્ણની જે અત્યત સુદર કટિમેખલા વિરાજી રહી હતી તેણે તેની સૂક્ષ્મ કટિને શોભાવવા સાથે સૂક્ષ્મતર કરી દીધી હતી અને તેના ચરણોમાના સુવર્ણનૂપુરોના ઝણકારથી તેની મરાલ-

ગતિમાં મહામનોહારિતાનો આવિર્ભાવ થયેલો પ્રત્યક્ષ દેખાઈ આવતો હતો. કર્ણાટક દેશના સ્ત્રીસમાજમાં મસ્તકપર વસ્ત્રને ઓઢવાની રૂઢિ ન હોવાથી મયણલ્લાએ પણ પોતાના મસ્તકને વસ્ત્રવિહીન જ રાખ્યું હતુ; પરંતુ એવી રીતે મસ્તકને અનાચ્છાદિત રાખવાથી તેના ભાલપ્રદેશના ઉપરિભાગમાં જે આકર્ણલંબિત હીરકવલય શોભી રહ્યો હતો અને કબરીમાં જે વિશાળ હીરકજડિત કબરીચક્ર વિલસી રહ્યુ હતુ તેમાંના અત્યત તેજસ્વી હીરકોના શુભ્ર પ્રકાશનું તેનાં માણિક્યજડિત કર્ણાલંકારોના રક્ત પ્રકાશ સાથે મિશ્રણ થતાં તેના શિરોભાગમા સૂર્યનારાયણના તેજોવલય સમાન એક પ્રકારના રમણીય તેજોવલયનો ઉદ્ભવ થયેલો દેખાતો હતો.

અસ્તુ· રાજકુમારી મયણલ્લા દેવીને અચાનક આવેલી જોઇને જે સખીઓ પુષ્પરાશિની આસપાસ વાર્તાલાપ કરતી બેઠી હતી તે સખીઓ તત્કાળ ઊઠીને ઊભી થઈ ગઈ. મયણલ્લાએ આવતાની સાથે જ પોતાના જે વિચારો દર્શાવ્યા તે વિચારોને તેની વાણીદ્વારા સાભળીને તેની પ્રિય સખી અલંબુષા તેને સંબોધીને સ્નેહાર્દ્રતાથી કહેવા લાગી કે –

"રાજનન્દિની, માધવી લતા રસીલા રસાલ વૃક્ષને જ આલિંગે છે અને સરિતાનું સમેલન સાગર સાથે જ થાય છે હે મૃગાક્ષી, તુ સુધામયી સ્વર્ણલતા છે અને તેથી તને શીઘ્ર જ કોઇ આદર્શ શૂર, વીર્યશાલી, પરમ સુન્દર તથા કાર્તિકેય સમાન પ્રસિદ્ધ અને પ્રતિષ્ઠિત પતિની પ્રાપ્તિ થશે એમાં કોઇ પણ પ્રકારનો સંદેહ છે જ નહિ, કારણ કે, તારા જન્મગ્રહો અત્યંત પ્રબળ તથા અનુકૂળ છે."

"સખી રાજકુમારી, અમારી એ જ એક માત્ર અભિલાષા છે કે જે દિવસે અમો તને કોઈ પ્રેમપૂર્ણ તથા વીરશિરોમણિ પુરુષના હસ્તથી આનંદપૂર્વક પ્રણયબંધનમાં બંધાતી જોઇને અમારા નેત્રોની સાર્થકતા કરી શકીએ તે શુભતમ દિવસનો પરમાત્મા અમોને સત્વર સાક્ષાત્કાર કરાવે" યમુનાએ પોતાની શુભ ભાવના દર્શાવી

"એ તો સત્ય જ છે કે જેને નિરાહાર રહેવાનો પ્રસગ પ્રાપ્ત થયેલો હોય છે તે વ્યક્તિની પ્રતિપળ એ જ વાસના જોવામા આવ્યા કરે છે કે બ્રાહ્મણોના ભોજનકાર્યની ક્યારે સમાપ્તિ થાય અને તેમના અવશિષ્ટ પ્રસાદના ભક્ષણથી હુ મારી ક્ષુધાનુ ક્યારે નિવારણ કરી નાખુ !" ફૂલકક્ષાએ મધુર વિનોદ કર્યો

પરંતુ રાજકુમારી મયણલ્લાને આ વિનોદ અપ્રાસંગિક ભાસવાથી તે પોતાની સખીઓને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગી કે: "મારી પ્રિય સખીઓ, આ અકારણ વિનોદની હવે આટલેથી જ સમાપ્તિ કરી નાખો, કારણ કે, સૂર્યનારાયણ આકાશમા બહુ ઉપર ચઢી આવ્યા છે અને દિવસનો બહુધા એક પ્રહર જેટલો સમય વીતી જવા આવ્યો છે લાવો, પુષ્પમાલાઓ લઈ આવો એટલે હું વીરપુરુષો તથા વીરનારીઓના ચિત્રોના પૂજના પવિત્ર કાર્યને આરંભી દઉં; કારણ કે, ચિત્રપૂજનની સમાપ્તિ કરીને મારે હજી મારા માતાપિતાના શ્રીચરણોમા મસ્તક નમાવીને તેમના શુભ આશીર્વાદને મેળવવામાટે તેમની પાસે જવાનુ છે. સખી અલંબુષા પ્રથમ ભગવતી મહાકાલિકાના વિચિત્ર ચિત્રપટ સમક્ષ આપણે

ચાલીએ અને આદ્ય શક્તિનાં ચરણકમલોની પૂજાથી જ વીરપૂજાનો પ્રારંભ કરીએ તો સારું, એવી મારી ઇચ્છા છે."

"તારી એ ઇચ્છા તે એક અત્યન્ત યોગ્ય ઇચ્છા છે." અલબુપાએ પુલકિત વદનથી અનુમતિ દર્શાવી.

મયણલ્લા અને તેની સખીઓ પુષ્પમાલા લઇને ભગવતી મહાકાલીના એક વિશાળ ચિત્રપટ સમક્ષ આવીને ઊભી રહી મહાકાલીની ભયાનક મૂર્તિને જોઇને મયણલ્લા કેટલાક સમય પર્યન્ત વિચારમાં નિમગ્ન થઈ ગઈ અને ત્યાર પછી અચાનક તેના મુખમાંથી એવા ઉદ્ગાર નીકળી ગયા કે "આ અત્યંત ભીષણ સંહારમૂર્તિના દર્શનથી મનમા એક સમયાવચ્છેદે ભય તથા ભક્તિભાવનો સંચાર શા કારણથી થાય છે, એ રહસ્ય અદ્યાપિ મારા સમજવામા આવી શકતુ નથી."

જે વેળાયે મયણલ્લાના મુખમાથી આ ઉદ્ગારો નીકળી રહ્યા હતા તે ક્ષણે જ અચાનક કર્ણાટકનો મહાપ્રતાપી રાજા જયકેશી અને તેની સુશીલા રાણી અથવા અન્ય શબ્દોમાં કહીએ તો મયણલ્લાના પિતા અને મયણલ્લાની માતા ત્યા આવી લાગ્યાં અને મયણલ્લાના એ ઉદ્ગાર તેમના સાભળવામાં આવી જવાથી રાજા જયકેશીએ આવતાની સાથે જ પોતાની પુત્રી મયણલ્લાને વાત્સલ્યપૂર્ણ ભાવથી પૂછ્યુ કે "પુત્રી, એવું શુ રહસ્ય છે કે જે અદ્યાપિ તારા સમજવામા નથી આવી શકતું?"

"પૂજ્ય પિતાજી, મેં આપના શ્રીમુખથી અનેક વાર સાંભળ્યું છે અને પુરાણોમાં પણ વાંચ્યુ છે કે ભગવતી સતીએ પોતાના પિતાના ગૃહમા પોતાના સ્વામી શિવની નિન્દા સાભળીને પોતાના પ્રાણોને ત્યાગી દીધા હતા અને ત્યાર પછી ભગવતી સતી પોતાના તે જ પતિદેવને પોતાનાં ચરણો તળે ચગદીને તાડવ નૃત્ય કરી રહ્યા છે એમા શું રહસ્ય સમાયલુ છે એ હું સમજી શકતી નથી" મયણલ્લાએ પોતાની શકા સ્પષ્ટ રૂપમા દર્શાવી

"આ પ્રશ્ન જેટલો વિચારણીય છે તેટલી જ એ પ્રશ્નની મીમાસા નીરસ છે; છતાં તારી શંકાના સમાધાનમાટે મારે એ પ્રશ્નની મીમાસા કરવી જ પડશે સાંભળ" આવી રીતે પ્રસ્તાવ કરીને રાજા જયકેશી કહેવા લાગ્યો કે "પૂર્વકાળમાં જ્યારે આર્યો તથા અનાર્યોના પરસ્પર યુદ્ધના પ્રસગો ઉપસ્થિત થતા હતા ત્યારે દેવો તથા દેવીઓ અનાર્યો કિંવા દાનવોના દલને સંહારવાના કાર્યમા પ્રવૃત્ત થતા હતા અને આર્યોને યથેચ્છ સાહાય્ય આપતા હતાં પણ હાય! અત્યારે હવે તે સમય ચાલ્યો ગયો છે. જોઇ લે, અત્યારે આપણાં નેત્રો સમક્ષ આપણી માતા જગદંબા મહામાયાનુ તે જ રૂપ વિદ્યમાન છે જો, જગન્માતાની ચાર ભુજાઓ છે એના ઉભય દક્ષિણ હસ્તોમાં પોતાના ભક્તોમાટે વર તથા અભયની મુદ્રા દૃષ્ટિગોચર થાય છે અને ઉભય વામ હસ્તોમાના એક હસ્તમા પ્રચંડ ખપ્પર અને દ્વિતીય હસ્તમાં દાનવનું કપાયલું મસ્તક દેખાય છે માતા માનવમુડની માલાને ગ્રીવામાં ધારણ કરીને તાંડવ નૃત્ય કરી રહી છે. પશુપતિ મહાદેવ સૃષ્ટિસહારના ભયથી મહામાયાનાં ચરણો તળે પડીને તેની ગતિને રોકી રહ્યા છે આ કારણથી જે માનવવ્યક્તિના હૃદયમાં આ

મૂર્તિનો અખંડ નિવાસ રહ્યા કરે છે તે વ્યક્તિના હૃદયમાંથી પૈશાચિક પ્રવૃત્તિઓ તત્કાળ પલાયન કરી જાય છે અને તેના અંતઃકરણમાં દૈવી ભાવો અભયદાન પામીને ઉલ્લાસપૂર્વક જાગી ઊઠે છે. પુત્રી, માતાના આ સ્વરૂપની હું એક અન્ય વ્યાખ્યા પણ તને સંભળાવું છું; પરંતુ તે વ્યાખ્યાને પાગલનો પ્રલાપ માનીને તું હસતી નહિ જો, મહાકાલ મહાદેવ પોતે પૃથ્વીપર આળોટી રહ્યા છે અને મહાશક્તિ તેમના હૃદયમાથી બહિર્ગત થઇને આકાશમા વિહરતી દાનવોના દલન તથા દેવો અને મનુષ્યોના રક્ષણમાટે દશદિશામાં પોતાનો વિસ્તાર કરી રહી છે!"

"પિતાજી, ધન્ય છે આપની બુદ્ધિમત્તાને! આ ચિત્રપટમા જે વાસ્તવિક રહસ્ય સમાયલુ છે તે આ જ છે, કારણ કે, પત્ની પતિની હૃદયેશ્વરી કહેવાય છે એટલા માટે મહાશક્તિ મહાકાલના હૃદયમાથી ધર્મરક્ષામાટે બહિર્ગત થાય એ સ્વાભાવિક જ છે પૌરાણિક કથાઓનાં આવા રહસ્યોને વિરલ બુદ્ધિમાન્ પુરુષો જ જાણી શકે છે" આવી રીતે પિતાની પ્રશસા કરીને મયણલ્લાએ માતાપિતાને વિનયપૂર્વક પૂછ્યુ કે "અસ્તુ પરતુ અત્યારે આપ માતાપિતાએ મારી આ ચિત્રશાળામા પધારવાનો પરિશ્રમ શા કારણથી લીધો છે વારુ? આપની કાઈ આજ્ઞા હોય તો સભળાવો"

"આજે તારી જન્મતિથિનો ઉત્સવ તથા પૂજનનો દિવસ છે અને તેથી અમો તારા આનન્દોત્સવમા ભાગ લેવાની ઇચ્છાથી જ અહી આવ્યા છીએ, પરંતુ અહી ઉત્સવનુ કોઈ ચિહ્ન અમારા જોવામા નથી આવતુ તેનુ કારણ શું છે વારુ?" રાજા જયકેશીએ રાણી સહિત પોતાના આગમનનુ કારણ દર્શાવીને ઉત્સવચિહ્નના અભાવના કારણને જાણવાની ઇચ્છા દર્શાવી

"મારા ઉત્સવનું જો કોઈ પણ વાસ્તવિક ચિહ્ન હોય તો તે વીરપૂજા છે અને અત્યારે હુ તે વીરપૂજાની જ તૈયારી કરી રહી છું." મયણલ્લાએ કહ્યુ.

"તારા આ ઉત્તરથી તારુ વીરપુત્રીત્વ સિદ્ધ થઈ જાય છે અને તે સાથે તારા ભાવિ વીરપત્નીત્વનું સૂચન પણ મળી જાય છે અમારો તને આશીર્વાદ છે કે તું ભવિષ્યમા વીરપત્ની તથા વીરમાતા થવાના ભાગ્યને સત્વર જ પ્રાપ્ત કરી શકે" માતાએ પુત્રીને આશીર્વાદ આપ્યો.

"તથાસ્તુ માતા, તથાસ્તુ!" મયણલ્લાએ આ શબ્દોના ઉચ્ચારથી માતાના એ આશીર્વાદને મસ્તકે ધારી લીધો

"પરતુ મારી વીરકન્યા, આજે તારા હસ્તની પૂજાને કયા કયા વીર પુરુષો તથા કઈ કઈ વીરનારીઓ પ્રાપ્ત કરવાના છે વારુ?" રાજા જયકેશીએ જિજ્ઞાસા દર્શાવી

"તાતજી, જુઓ, આ મહારાજા દશરથના પુત્ર નવદૂર્વાદલશ્યામ શ્રી રામચન્દ્રનું ચિત્ર છે વીરવર રામચન્દ્રજી શ્રી સીતાજીના સ્વયવરની સભામાં ઊભા રહીને વીરતાથી શિવના ધનુષ્યનો ભગ કરી રહ્યા છે પિતાજી, આવો સ્વયંવર અને આવો વીરશિરોમણિ સ્વામી કોઈ પણ વીરક્ષત્રિય દુહિતાના અતઃકરણમાં મોહને ઉત્પન્ન કરે એ સ્વાભાવિક નથી કે શુ?" પિતાના પ્રશ્નના ઉત્તરમા મયણલ્લાએ પ્રથમ દાશરથી રામનો પરિચય કરાવીને રામપૂજાની ત્યાં જ સમાપ્તિ કરી નાખી

"રામચન્દ્ર પછી તારે કયા વીરની પૂજા કરવાની છે?" રાજાએ ઉત્સુકતા દર્શાવીને પૂછ્યું

મયણલ્લા એક અન્ય વિશાળ ચિત્રપટ સમક્ષ આવીને પિતાના એ પ્રશ્નનું ઉત્તર આપતી કહેવા લાગી કે, "પિતાજી, જુઓ; આ વીરબાળા દ્રૌપદીના સ્વયંવરની સુભાનું પવિત્ર ચિત્ર છે સભામંડપમા પોતાના તેજથી દશ દિશાઓને દેદીપ્યમાન કરનારા દિક્પાલતુલ્ય અનેક રાજાઓ તથા મહારાજાઓ વિરાજેલા છે અને તેમની પાસે જ પાંડુકુલતિલક મહાવીર કુંતીપુત્ર અર્જુન ઊભા રહીને દેવી દ્રૌપદીના હસ્તને પ્રાપ્ત કરવાની અભિલાષાથી લક્ષ્યભેદ કરી રહ્યા છે ધન્ય છે ધનુર્વેદની આ અમોઘ શિક્ષાને અને ધન્ય છે આવા અલૌકિક ભારતીય ધનુર્ધર વીરનરને!" આ ઉત્તર આપીને મયણલ્લાએ વીર અર્જુનની પૂજાના વિધિને પણ આટોપી લીધો

"આ તો સુભદ્રાહરણનું ચિત્ર હોય એમ દેખાય છે" રાજા જયકેશીએ એક અન્ય ચિત્રનુ અવલોકન કરીને કહ્યુ

"પિતાજી, આપનુ અનુમાન યથાર્થ છે, આ સુભદ્રાહરણના પ્રસંગનુ જ ચિત્ર છે. જુઓ, આ વીરબાલા સુભદ્રા રથને હાંકીને યુદ્ધમાં પોતાના વીરપતિને સહાયતા આપી રહી છે પતિ રથી છે અને પત્ની સારથી છે ભારતવર્ષના ગૌરવને દર્શાવનારો તે સમય હવે ક્યાં છે?" આ ઉદ્ગારો કાઢીને રાજકુમારી મયણલ્લા વીરબાલા સુભદ્રાની પૂજાથી પોતાના હસ્તોની કૃતાર્થતા કરવા લાગી અને પુન કહેવા લાગી કે "જુઓ, પિતાજી, આ રથમા વિરાજેલા ભારતકુલદીપક મહારથી અર્જુન યાદવશ્રેષ્ઠ વીર બલભદ્ર આદિ યોધ પુરુષો સાથે તુમુલ યુદ્ધ કરી રહ્યા છે અને તેમની સહધર્મિણી દેવી સુભદ્રા નિર્ભયતાથી રથને હાંકી રહી છે ધન્ય છે આ યુદ્ધભૂમિમાનો સ્વયંવર, ધન્ય છે સુભદ્રા દેવી અને ધન્ય છે એ દેવીના જનક તથા જનની!"

"પુત્રી, તારો જે પવિત્ર મનોભાવ છે તે મારા જાણવામા આવી ગયો છે અને તેથી હુ તને અતઃકરણપૂર્વક આશીર્વાદ આપું છું કે તુ વીરબાળા હોવાથી તને પણ એવા જ વીર પતિના પત્નીપદની પ્રાપ્તિ થાઓ અને ભારતવર્ષના ઇતિહાસમાં તારા તથા તારા ભાવી પતિના સદ્ગુણોનુ વર્ણન સુવર્ણાક્ષરથી લખાતાં તમો દંપતીની કીર્તિ સંસારમા અમર રહો!" પિતાએ પુત્રીને યોગ્યતમ આશીર્વાદ આપ્યો

"માત્ર એટલું જ નહિ, પણ ભારતવર્ષના સીતા, સાવિત્રી, સુકન્યા તથા સુભદ્રા આદિ પ્રાતઃસ્મરણીય નારીરત્નો પ્રમાણે તુ પણ ભારતવર્ષની એક પરોપકારિણી તથા પ્રાતઃસ્મરણીયા દેવી તરીકે પૂજાય અને તને ભારતવર્ષની જનતા 'માતા' કહીને બોલાવે એવો આ તારી દીન જનની તને આશીર્વાદ આપે છે" આ આશીર્વાદ આપતાં મહારાણીના નેત્રોમા હર્ષના અશ્રુ આવી ગયા

"પૂજ્ય જનક અને જનની, આપના આ આશીર્વાદને આપની આ દીન દુહિતા તથાસ્તુ શબ્દના ઉચ્ચાર સહિત મસ્તકે ચઢાવે છે" આ શબ્દોના ઉચ્ચારથી માતાપિતાના આશીર્વાદને સ્વીકારી લઈને મયણલ્લા એક અન્ય ચિત્રને દેખાડતી કહેવા લાગી કે "પિતાજી, આ ભીષ્મપિતામહના ચિત્રનુ અવલોકન કરો. વીરોની પરમપ્રિયા શરશય્યામાં સત્યવ્રત શાન્તનુનન્દન મહાત્મા ભીષ્મ કેવા શોભાયમાન જણાય છે! ધન્ય છો, ભરતભૂમિના સુપુત્ર વીર, તમો અવશ્ય

ધન્ય છો! હસ્તિદંતના પર્યંકપર પાથરેલી વિચિત્ર સુકોમલ શય્યાને ત્યજી પોતાની ઇચ્છાથી જ આ કઠિન શય્યામાં શયન કરીને વીરવ્રતને પાળનારા વીરશિરોમણિ પુરુષશ્રેષ્ઠ, તમારા નરજન્મની સાર્થકતા અવર્ણનીય તથા અનિર્વચનીય છે અને તેથી હું ભક્તિપૂર્વક તમારાં ચરણકમલોમાં સહસ્ર વાર પ્રણામ કરું છું."

"પુત્રી, આજે મને પ્રત્યક્ષ દેખાય છે કે તને શિક્ષણ આપવામાં અત્યાર સુધી મેં જે કાંઈ પણ પરિશ્રમ વેઠ્યો છે તે મારો પરિશ્રમ સર્વથા સાર્થક થયો છે 'કન્યાને પણ તેનું પુત્રતુલ્ય પાલન કરીને યોગ્ય શિક્ષણ આપવું જોઇએ, એ મનુ ભગવાન્‌ની આજ્ઞાને પાળવાનું મધુર ફળ આજે મને પ્રાપ્ત થઈ ચૂક્યુ છે અને તારા જેવી દેવીતુલ્ય કન્યાના પિતાનું પદ મને મળેલું હોવાથી હું પોતે મને અત્યંત ભાગ્યશાળી માનું છુ." પોતાની પુત્રી મયણલ્લાની આવી રીતે મુક્ત કંઠથી પ્રશસા કરીને જાણે તેની એટલી પ્રશંસા અપૂર્ણ ભાસતી હોય એટલામાટે તેની સખીઓને સંબોધીને રાજા જયકેશી ગભીર સ્વર તથા ગંભીર મુખમુદ્રાથી કહેવા લાગ્યો કે "ભવિષ્યની માતાઓ, જુઓ, તમારા સમક્ષ આ આદર્શ રમણી ઊભેલી છે આ ક્ષત્રિયકુળના મુખને ઉજ્જ્વલ કરનારી ભારતવર્ષની વીર નારી છે અને તેથી આ વીર નારી ભારતસામ્રાજ્યના સિંહાસને વિરાજવાની સંપૂર્ણ યોગ્યતા ધરાવે છે. જે મનુષ્યો સ્ત્રીશિક્ષણના માર્ગમાં કંટકરૂપ થઇને બાધાને ઉત્પન્ન કરી દે છે કિંવા જે મનુષ્યો સ્ત્રીઓને ઉચ્ચ શિક્ષણ આપવાના જ પક્ષપાતી છે તે સર્વ મનુષ્યોને સમાન ભાવથી મારું એ જ નિવેદન છે કે સ્ત્રીઓને જો એવી શિક્ષા તથા દીક્ષા આપવામાં આવે કે જેમના યોગે તેમનામાં ભક્તિ, પ્રીતિ, જ્ઞાન, દયા, અનુકંપા, વીરતા, વાત્સલ્ય, સતીત્વ તથા સ્વદેશભક્તિ તેમ જ નીતિ અને ધર્મ આદિ ઉચ્ચતમ વૃત્તિઓનો વિકાસ થતો રહે, તો સ્ત્રીશિક્ષણ વિષયક તમારા ઉદ્દેશની અવશ્ય કલ્પનાતીત સફળતા થઇ જશે; માત્ર એટલું જ નહિ, પણ એવી સુશિક્ષિતા તથા સુદીક્ષિતા સ્ત્રીઓના ગર્ભથી જે સંતાનો ઉત્પન્ન થશે તે સંતાનો એવી સુમાતાઓ પાસેથી બાલ્યકાળમા મળતા સુશિક્ષણના પરિણામે આદર્શ પુરુષ તથા આદર્શ રમણી તરીકે જ પોતાને સિદ્ધ કરી બતાવશે જોઇ લ્યો, અમારી કન્યા મયણલ્લા એક રાજકુમારી છે અને વિલાસવૈભવની સામગ્રીઓના મધ્યમાં ઊછરીને મોટી થયેલી છે, તો પણ કેવળ યોગ્ય શિક્ષણના યોગે યૌવનમાં પણ એની માનસિક વૃત્તિઓ કેવી અને કેટલી ઉચ્ચતમ દિશામા વિહરી રહી છે પુત્રી, હું તને પુનઃ આશીર્વાદ આપુ છું કે તું પોતાના આદર્શ અનુસાર યોગ્યતમ પતિને પ્રાપ્ત કરીને સુખિની થાય અને તારી સર્વ શુભ મન કામનાઓ પૂર્ણ થાય!"

એ ક્ષણે જ ભીષ્મપિતામહના ચિત્રથી અલ્પ અંતરપર પડેલા એક વસ્ત્રાચ્છાદિત ચિત્રપર મહારાણીની દૃષ્ટિ પડી અને તેથી તે મયણલ્લાને પૂછવા લાગી કે. "પુત્રી મયણલ્લા, આ સર્વ ચિત્રો અનાચ્છાદિત હોવા છતાં આ એક જ ચિત્રને આચ્છાદિત કરીને શામાટે રાખવામાં આવ્યું છે વારુ? આ કોનું ચિત્ર છે?"

આ શબ્દો ઉચ્ચારીને મહારાણીએ તે આચ્છાદિત ચિત્રપરના વસ્ત્રાચ્છાદનને ખેંચી લીધું અને આચ્છાદન દૂર થતાં જે ચિત્ર જોવામાં આવ્યું તે ચિત્રના

દર્શનથી સર્વ વ્યક્તિઓ આશ્ચર્યચકિત તથા આનન્દપુલકિત થતી દેખાવા લાગી; કારણ કે, જેના મુખમંડળમાં મનોહરતા સાથે વીરતાની સંપૂર્ણ છટા વિલસી રહી હતી, જેના આકર્ણલંબિત વિશાળ નયનોમા એક પ્રકારની વિલક્ષણ ચંચળતા જોવામાં આવતી હતી; જેના પ્રશસ્ત ભાલપ્રદેશમા વ્યાપેલી રેખાઓ તેજની રેખા સમાન જણાતી હતી, જેના બાહુ જાનુ પર્યન્ત લંબાયલા હતા, જેણે મૃગયાના પ્રસંગમાટે અનુકૂળ થનારાં વસ્ત્રો પોતાના શરીરપર ધાર્યાં હતાં તેમ જ જેના કટિબધમા લટકતી તલ્વાર તથા જેના હસ્તમાંનાં ધનુષ્યબાણ આદિ શસ્ત્રાસ્ત્રો જેના ક્ષત્રિયત્વને વ્યક્ત કરી રહ્યા હતા તેવા એક તેજસ્વી, તરુણ અને વરલ પુરુષનું તે ચિત્ર હતુ અને તે વીરપુરુષ એક નિબિડ અરણ્યમાં નિદ્રાધીન થયેલા એક મહામદોન્મત્ત તથા વિશાળકાય મૃગરાજ સિંહને પોતાની લત્તાના પ્રહારથી જાગ્રત કરતો ઊભો હતો. એ ચિત્રને જોઇને મયણલ્લાની માતા કહેવા લાગી કે —

"જેવું આ વીરપુરુષનું શરીર સુદર, સુદૃઢ તથા સબળ છે તેવું જ આ વીરપુરુષનુ હૃદય પણ નિઃશંક તથા નિર્ભય છે એમ સ્પષ્ટ દેખાઇ આવે છે, કારણ કે, જો એમ ન હોય, તો સુપ્ત સિંહને લત્તાપ્રહારથી જગાડવાનું સાહસ એ કરી શકે જ નહિ"

"સૂતેલા સિંહને મારવો એ પઢતું કર્તવ્ય હોવાથી અને આ પુરુષ પોતે સત્ય વીર હોવાથી સૂતેલા સિંહને જગાડીને મારવાનો વિચાર કરી રહ્યો છે એમ એની મુખમુદ્રાને જોતા તત્કાળ જણાઈ આવે છે, માત્ર એટલું જ નહિ પણ આ પુરુષનાં સામુદ્રિક ચિહ્નોને જોતાં એ કોઈ મહાપ્રતાપી તથા સિંહાસનારૂઢ રાજપુરુષ હોવો જોઇએ એવું સહજ અનુમાન કરી શકાય છે. આ ચિત્રને ચિત્રવામા ચિત્રકારે પણ પોતાની પૂર્ણ કુશળતા દર્શાવી દીધી છે" આવી રીતે રાજા જયકેશીએ તે ચિત્રગત વીરપુરુષની તથા ચિત્રકારની પ્રશંસા કરીને મયણલ્લાને પૂછ્યું કે "પરંતુ મયણલ્લા તારી આ ચિત્રશાળામાં આ ચિત્ર પૂર્વે કોઈ વાર અમારા જોવામાં આવ્યુ ન હોતુ; તો આ ચિત્ર તેં ક્યારે અને ક્યા ચિત્રકાર પાસેથી ખરીદ્યુ છે અને આ ચિત્ર કોનું છે?"

પરંતુ પોતાના પિતાના એ પ્રશ્નનું કાઇ પણ ઉત્તર ન આપતાં રાજકુમારી અધોવદના થઇને ઊભી રહી અને તેના મુખમંડળમાં લજ્જાની છટા દેખાવા લાગી તેને નિરુત્તર અવસ્થામા ઊભી રહેલી જોઇને તેની માતાએ પૂછ્યુ કે. "કેમ, મયણલ્લા, ઉત્તર કેમ નથી આપતી?"

"આપના આ પ્રશ્નનુ ઉત્તર મયણલ્લાથી આપી શકાય તેમ ન હોવાથી, શ્રીમાન્ મહારાજાધિરાજ અને શ્રીમતી મહારાજ્ઞી, આપ ઉભય આ આસને વિરાજો એટલે આ ચિત્ર ક્યા ચિત્રકારની લેખિનીથી આલેખાયલુ છે, કેવા સંયોગમાં આલેખાયલું છે, શા કારણથી આલેખાયલુ છે અને આ ચિત્રમા આલેખાયલો વીરપુરુષ કોણ છે એ સર્વ વૃત્તાન્ત હું જ આપને અથથી ઇતિ પર્યન્ત કહી સંભળાવું છુ, કારણ કે, એ સર્વ વૃત્તાન્ત રાજકુમારીના શ્રીમુખથી મારા સાંભળવામાં આવી ચૂક્યો છે" મયણલ્લાની પ્રાણપ્રિય સખી અલંબુષાએ મહારાજા તથા મહારાજ્ઞીને સંબોધીને પ્રાર્થના કરી.

મહારાજા જયકેશી તથા મહારાણી સુવર્ણાસનપર બેસી ગયાં એટલે પછી ગાલીચાપર તેમના ચરણો સમક્ષ બેસીને અલમ્બુષા તેમને ઉદ્દેશીને પુલકિત વદનથી કહેવા લાગી કે "જે ચિત્રની આપ શ્રીમાન્ તથા આપ શ્રીમતી આટલી સીમા પર્યન્ત પ્રશંસા કરી રહ્યાં છો તે આપ ભાગ્યશાલી દમ્પતીનાં આ દેવીતુલ્ય ભાગ્યવતી કન્યકા મયણલ્લાનું સ્વપ્નચિત્ર છે અને રાજકન્યા પોતે ચિત્રકલામા અત્યંત પ્રવીણ હોવાથી આ ચિત્ર રાજકન્યાની પોતાની લેખિનીથી જ આલેખાયલુ છે આ ચિત્ર કોઇ કોઈ ચિત્રકારના કૌશલ્યનું નહિ, કિન્તુ આ મયણલ્લા નામક કુશલા ચિત્રકારિણીના કૌશલ્યનું જ પરિણામ છે એ રહસ્યને પ્રકટ કરતા મારા હૃદયમાનો હર્ષ છલકાઇ જાય છે"

"આ ચિત્ર તે મયણલ્લાનું સ્વપ્નચિત્ર છે એ વાકયનો વાસ્તવિક અર્થ શો છે વારૂ?" રાજા જયકેશીએ જિજ્ઞાસા દર્શાવી.

"આ ચિત્ર તે રાજકુમારી મયણલ્લાનુ સ્વપ્નચિત્ર છે એ વાકયનો વાસ્તવિક અર્થ એ છે કે આજથી એક માસ પૂર્વે રાજકુમારી મયણલ્લાદેવી ઉષ કાળમા મધુર નિદ્રાને આધીન થયેલાં હતા તે વેળાયે અત્યારે જે મનોહર તથા રમણીય દૃશ્યને આપ રાજદમ્પતી આ ચિત્રમાં આલેખાયલું જોઇ રહ્યા છો તે જ દૃશ્ય રાજકુમારી મયણલ્લાદેવીને સ્વપ્નમાં દેખાયુ હતુ અને એ દૃશ્યનુ રાજનન્દિનીના હૃદયમા એક પ્રકારનું વિલક્ષણ પરિણામ થવાથી તેનું આ ચિત્ર એમણે આલેખ્યું હતું, માત્ર એટલુ જ નહિ, પણ આ ચિત્ર એક સપ્તાહ જેટલા અલ્પ કાલાવધિમાં તૈયાર થઇ ગયા પછી રાજકુમારીએ એક પ્રતિજ્ઞા પણ કરી લીધી હતી." અલંબુષા ચિત્રનો આટલો વૃત્તાન્ત સંભળાવીને બોલતી અટકી ગઈ.

"સ્વપ્નમા દેખાયલા એ મનોહર તથા રમણીય દૃશ્યનુ મયણલ્લાના હૃદયમાં જે વિલક્ષણ પરિણામ થયું હતુ તે શુ હતુ અને એણે ચિત્ર તૈયાર થયા પછી શી પ્રતિજ્ઞા કરી હતી, એ તું જાણે છે ખરી કે?" રાજા જયકેશીએ કિંચિદ્ અધીરતાદર્શક ભાવથી પૂછ્યુ

"રાજકુમારીના હૃદયમાં એ દૃશ્યનું જે વિલક્ષણ પરિણામ થયુ તે એ કે રાજકુમારી પોતે વીરબાળા હોવાથી અને કેટલાક સમયથી વિવાહયોગ્ય અવસ્થામા આવી ગયેલાં હોવાથી સ્વપ્નમા આ મદનમૂર્તિ અનન્ય વીરપુરુષને જોતાં જ એનું મન મોહમુગ્ધ થઇ ગયું હતુ અને પોતાના અંતઃકરણમાં અંકાયલી આ વીરપુરુષની પ્રતિમાને ચિત્રમાં અંકાયલી જોવા પછી તે મોહમા પ્રેમ તથા ભક્તિનું સંમેલન થતા એમણે એવી પ્રતિજ્ઞા કરી લીધી હતી કે જો વરવું તો આ પુરુષને જ વરવું અને નહિ તો જીવનને અખંડ બ્રહ્મચર્યના પાલનમાં જ વીતાડી દેવુ" અલમ્બુષાએ તે દૃશ્યના રાજકુમારીના હૃદયમાં થયેલા પરિણામ તથા તેની પ્રતિજ્ઞાનો રાજદંપતી સમક્ષ સ્પષ્ટ શબ્દોમા પ્રકાશ કરી દીધો.

"સ્વપ્નમા દૃષ્ટિગોચર થતા સર્વ દૃશ્યો સત્ય નથી હોતા અને તેથી સ્વપ્નમાં દૃષ્ટિગોચર થયેલા કોઇ અવાસ્તવિક પુરુષને વરવાની આવી રીતે પ્રતિજ્ઞા કરી લેવી એ તો એક પ્રકારનુ અવિચારમય કુસાહસ જ કહી શકાય વળી સ્વપ્નમા જે પુરુષ રાજકુમારીના જોવામાં આવ્યો હતો તે પુરુષની આ યથાર્થ પ્રતિમા છે એમ આપણાથી નિશ્ચયપૂર્વક કેવી રીતે માની શકાય? કારણ કે, સો વાર

જોયેલા મનુષ્યની યથાર્થ પ્રતિમા પણ ચિત્રકારથી ભાગ્યે જ આલેખી શકાય છે તો સ્વપ્નમાં એક વાર જોયેલા મનુષ્યની યથાર્થ પ્રતિમા રાજકુમારીથી આલેખી શકાય એ અસંભવનીય છે" રાજા જયકેશીએ સ્વપ્ન તથા પ્રતિમાની વાસ્તવિકતાના સંબંધમા પ્રબળ શંકા દર્શાવી

પરંતુ રાજાની એ શંકાનુ નિવારણ કરતી અક્ષરમુખા કહેવા લાગી કે "મહારાજાધિરાજ, જ્યારે રાજકુમારીએ પોતાના સ્વપ્નનો આ વૃત્તાન્ત મને સંભળાવ્યો હતો ત્યારે મે પોતે પણ આવી જ શંકાઓ દર્શાવી હતી અને રાજકુમારીએ એવુ ઉત્તર આપ્યું હતું કે 'જે સ્વપ્ન ઉપઃકાળમા લાધે છે તે બહુધા સત્ય જ સિદ્ધ થાય છે એવો નિયમ હોવાથી આ સ્વપ્ન સત્ય સિદ્ધ થવાનુ છે એવો મારો દૃઢ નિશ્ચય તથા વિશ્વાસ છે' અને આ પ્રતિમા તે સ્વપ્નગત વીરપુરુષની વાસ્તવિક પ્રતિમા છે એ પણ સર્વથા નિઃશંક છે, કારણ કે, આ ચિત્રને આચ્છાદિત કરીને મેં આ વીરપુરુષની એક અન્ય છબિ એમના હસ્તથી આલેખાવી હતી અને તે છબિ પણ આ પ્રતિમાની અનન્ય પ્રતિકૃતિ સમાન જ મારા જોવામા આવી હતી એક સાધારણ ચિત્રકાર અને હૃદયચિત્રકાર કિંવા હૃદયચિત્રકારિણીના ચિત્રકલાકૌશલ્યમા બહુ જ ભેદ રહેલો હોય છે બાણાસુરનન્દિની ઉષાકુમારીને તે સમયના ભિન્ન ભિન્ન રાજાઓ તથા રાજકુમારોના ચિત્રો ચિત્રલેખાએ કેવળ સ્મૃતિના બળથી જ આલેખી બતાવ્યા હતા અને માલતીએ માધવનું ચિત્ર પણ તીવ્ર સ્મૃતિના બળથી જ આલેખ્યુ હતુ એ ઘટનાઓ ઇતિહાસપ્રસિદ્ધ હોવાથી આ ચિત્રાલેખનની ઘટનાને અસંભવનીય માનવાનુ કાંઈ પણ કારણ હોય એવી મારી માન્યતા નથી જ"

"પુત્રી મયણલ્લા, જો આ કોઈ પુરુષની વાસ્તવિક પ્રતિમા હશે તો મેં પ્રથમ જણાવ્યુ છે તેમ એ કોઈ મહાપ્રતાપી તથા સિંહાસનારૂઢ રાજપુરુષ હોવો જોઇએ એવું આ પુરુષના સામુદ્રિક ચિહ્નોને જોતા સહજ અનુમાન કરી શકાતુ હોવાથી તારા હસ્તથી આલેખાયલા બે ચિત્રોમાનું એક ચિત્ર આપણા આશ્રિત રાજચિત્રકારને આપીને હું તેને એક કે બે દિવસમા જ ભારતવર્ષના ભિન્ન ભિન્ન દેશોમા આ રાજપુરુષને શોધી કાઢવામાટે પાઠવીશ અને જો આ વીરપુરુષ મળી આવે, તો કોઈ પણ ઉપાયે તારા લગ્નસંબંધની વાર્તા તેની સાથે નિશ્ચિત કરી આવવાની આજ્ઞા પણ આપી દઈશ કે જેથી સમયનો અકારણ વ્યય ન થાય અને તારી ભદ્ર આકાક્ષા સત્વર પૂર્ણ થઈ જાય" આવા યોગ્યતમ શબ્દોમા પુત્રીને આશ્વાસન આપીને રાજા જયકેશી આસનપરથી ઉઠયો અને કહેવા લાગ્યો કે "મારો રાજસભામાં જવાનો સમય થઈ ગયો છે એટલે હું હવે જાઉ છુ"

"આનન્દથી સિધાવો, પિતાજી!" મયણલ્લાએ સલજ્જ નયનો અને સલજ્જ વાણીથી આ વાક્ય ઉચ્ચાર્યું

"અને હું પણ ભોજનશાળામાં જઇને ભોજનની તૈયારી કરાવુ છું એટલે તું પણ તારી સર્વ સખીઓ સહિત ત્યા સત્વર આવજે; સમજી?" મહારાણીએ પણ સકારણ જવાની ઇચ્છા દર્શાવી.

"જેવી માતુશ્રીની આજ્ઞા" મયણલ્લાએ આજ્ઞાધીનતા દર્શાવી

મહારાજા જયકેશી અને તેની રાણી ચિત્રશાળામાંથી પ્રયાણ કરી ગયાં એટલે પછી વિનોદનો માર્ગ નિષ્કંટક થતાં સર્વ સખીઓએ રાજકુમારી મયણલ્લાના હાસ્યવિનોદનો આરંભ કરી દીધો અને તેમનો તે હાસ્યવિનોદ એટલી સીમાપર્યન્ત પહોચી ગયો કે અંતે મયણલ્લા તેમના તે હાસ્યવિનોદથી કંટાળીને પોતાની માતાના અંતપુરમા પલાયન કરી ગઈ ત્યારે જ તેમના એ હાસ્યવિનોદરૂપ અત્યાચારથી મુક્ત થઈ શકી એકત્ર ભોજનના આનંદને મેળવ્યા પછી આજના આ આનંદોત્સવની સમાપ્તિ થઈ માત્ર મયણલ્લાનુ હૃદય એક વિશિષ્ટ ચિન્તામાં નિમગ્ન થઈ ગયું.

---

## પ્રકરણ ૨ જું
## પાટણની પાન્થશાળામાં

ગત પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાને એક વર્ષ કરતા પણ અધિક સમય વીતી ગયો હતો વિશ્વમા અત્યારે વર્ષાઋતુની સત્તા વર્તમાન હતી અને પવિત્ર શ્રાવણ માસ ચાલતો હતો. શ્રાવણ માસની પૌર્ણિમાના રમણીય પ્રભાતકાળમાં ગુજરાતના તે સમયના પાટનગર પાટણના બાહ્ય ભાગમાં વિસ્તરેલા એક ગગનચુંબિતશિખરમંડિત વિશાળ શિવાલયથી અલ્પ અંતરપર જ અન્ય દેશોના પ્રતિષ્ઠિત તથા સાધનસંપન્ન પ્રવાસીઓના નિવાસમાટે જે વિશાળ અતિથિશાળા કિંવા ધર્મશાળા રાજ્યધનથી બાંધવામા આવી હતી તે અતિથિશાળાના ઉપરના છજામાં જેના શરીરનો રંગ ઘનશ્યામ હતો, જેના મુખમંડળનો આકાર અતિશય રમણીય તથા મનોહર હતો, જેનું શરીર હૃષ્ટપુષ્ટ હતું અને જેણે પોતાના દેહને ધોતિયુ તથા પેરણ એ બે વસ્ત્રોવડે જ આચ્છાદિત કરેલો હતો તેવો અઠ્ઠાવીસથી ત્રીસ વર્ષના વયનો અને શ્મશ્રુવિહીન એક પુરુષ આસપાસ વિસ્તરેલા નૈસર્ગિક સૌન્દર્યનું અવલોકન કરતો કઠેરાને અઢેલીને ઊભો હતો કેટલાક સમય પર્યન્ત એવી રીતે નૈસર્ગિક સૌન્દર્યનુ નિરીક્ષણ કર્યા પછી તે મનોગત કહેવા લાગ્યો કે –

"કર્ણાટકને ત્યાગ્યા પછી ભારતવર્ષના કેટલાક દેશો મે જોયા, પરંતુ આ ગુર્જરભૂમિ જેવી નૈસર્ગિક સુંદરતા અદ્યાપિ અન્યત્ર ક્યાય પણ મારા જોવામાં આવી શકી નથી ભારતવર્ષના એક રમણીય ઉદ્યાન કિંવા નન્દનવનના સાર્થક અભિધાનથી ઓળખાતી આ ગુર્જરભૂમિ અત્યારે વર્ષાકાળમાં નૂતન નીલશસ્યરૂપ અંબરને પરિધાન કરીને નીલાંબરા કિંવા નીલવસના થયેલી હોવાથી નિરીક્ષકના નયનોને એકસમયાવચ્છેદે આનન્દનો અનુભવ તથા શીતલતાનો સ્પર્શ કરાવી રહી છે અને જ્યાં દૃષ્ટિપાત કરવામાં આવે છે ત્યાં પુષ્પવૃક્ષો તથા પુષ્પલતાઓથી મંડિત મહારમણીય ઉદ્યાનો; વિશાળ તથા ગગનગામી વૃક્ષોથી મંડિત વનવિભાગો; ગિરિનારાયણ, શત્રુંજય તથા અર્બુદાચલ જેવા પ્રકૃતિદેવીના પ્રાસાદરૂપ પર્વતો, પ્રવાહરૂપ ચરણોની સહાયતાથી સમુદ્રાભિમુખ ગમન કરતી કલનાદિની સરિતાઓ, સ્વચ્છસલિલપૂર્ણ સુંદર સરોવરો, સરિતા તથા સરોવરોના તીરપ્રાંતોમાં જળ ભરવામાટે આવેલી નાનાવિધ ચિત્રવિચિત્ર વસ્ત્રાલંકારમંડિતા નવયૌવના સુન્દરી યુવતીઓના ચન્દ્રમતિસ્પર્ધિ મુખમંડળો, માર્ગમાં જતા આવતા ઓજસ્વી વીર-

ક્ષત્રિયો, સાહસી વૈશ્યો કિંવા વ્યાપારીઓ, પ્રફુલ્લવદન કૃષિકારો તથા નિર્ભય પ્રવાસીઓ તેમ જ તૃણપૂર્ણ ક્ષેત્રોમાં આનન્દ તથા નિર્ભયતાથી ચરતી તથા વિચરતી કામધેનુપ્રતિસ્પર્ધિની હૃષ્ટપુષ્ટ તથા પયસ્વિની ગોમાતાઓ, હસ્તિનીતુલ્ય મહિષીઓ અને સાધારણ ગાયો જેવી અજાઓ–બકરીઓ–આદિ ઉત્સાહવર્ધિની તથા હર્ષોત્પાદિકા નૈસર્ગિક વસ્તુઓ જ દૃષ્ટિગોચર થયા કરે છે અને એ સર્વ વસ્તુઓ મારા જેવા અન્યદેશવાસી પ્રવાસીઓને ગુજરાતની સુન્દરતા, સુખરૂપતા, સ્વતંત્રતા, ધનધાન્યસમૃદ્ધિ તથા પ્રજાહિતવાદિની રાજસત્તાનો તત્કાળ પરિચય કરાવી દે છે, કારણ કે, જો ગુજરાતનો રાજા પ્રજાહિતવાદી ન હોય, તો ગુજરાતની પ્રજા ઉત્કર્ષના આટલા ઉચ્ચ શિખરપર આરૂઢ થઈ શકે જ નહિ ”

તે પુરુષ આવા પ્રકારના મનોગત ઉદ્ગારોમા તલ્લીન થયેલો હતો એટલામા અચાનક કોઈ નારીના નૂપુરોના મધુર ઝંકારથી તેના એ ધ્યાનનો ભંગ થઈ ગયો અને તેથી તેણે દૃષ્ટિને ફેરવીને જોયુ તો જેને તે બે દિવસથી સારી રીતે ઓળખતો હતો તે બ્રાહ્મણકુમારી ચિત્રાગદાને નિ:સરણી પાસેથી હસ્તમાં પત્રાવલીથી ઢાંકેલો થાળ લઇને પોતાના કક્ષપ્રતિ આવતી તેના જોવામાં આવી ચિત્રાંગદા સત્તરથી અઢાર વર્ષના વયની એક સુદરાકૃતિ, દૃઢદેહિની, ગોધૂમવર્ણા, સુલોચના, વિચક્ષણા તથા શુભ્રવેશધારિણી નવયૌવના હતી, તે શિવાલયના પૂજક તથા અતિથિશાળાના રક્ષક અને વ્યવસ્થાપક મહાકાળેશ્વર નામક વયોવૃદ્ધ તથા વિદ્વાન્ વિપ્રની કુમારિકા પુત્રી હતી અને તેના પિતાએ ઉપર્યુક્ત અતિથિના આદરાતિથ્યનુ કાર્ય તેને સોપેલુ હોવાથી અત્યારે થાળમાં ખાદ્ય પદાર્થો લઇને તે એ અતિથિ પાસે આવી હતી

“ચિત્રકાર મહાશય, કક્ષમા પધારો અને આ ભોજનસામગ્રીથી ઉદરપૂર્ણ કરી લ્યો, કારણ કે, દિવસના પ્રથમ પ્રહરની સમાપ્તિમા હવે વિશેષ વિલંબ નથી અને દ્વિતીય પ્રહરના આરભમા તો તમારે નગરમા જવાનું છે.” ચિત્રાગદા આ શબ્દોથી તે અતિથિનું આહ્વાન કરીને તેના ઉત્તરની પ્રતીક્ષા ન કરતા કક્ષના આભ્યંતર ભાગમા ચાલી ગઈ

ચિત્રાગદાની સૂચના અનુસાર તે અતિથિ પણ કક્ષમા પ્રવેશ કરીને પોતાના આસનપર બેસી ગયો

અતિથિશાળાનો એ કક્ષ અથવા ઓરડો ત્રણ ભાગમાં વિભક્ત થયેલો હતો એટલે કે ત્રણ કક્ષના સમુદાયને એક કક્ષના નામથી ઓળખવામા આવતો હતો પ્રમુખ અથવા અગ્રભાગમાના વિશાળ કક્ષમા જેટલી કક્ષની લંબાઈ પહોળાઈ હતી તેટલી જ લબાઈ પહોળાઇનો એક સુદર ગાલીચો પાથરેલો હતો, પશ્ચિમ દિશાભિમુખ વાતાયન પાસે એક ઉત્તમ પર્યંકશય્યા તૈયાર રાખવામાં આવી હતી, પર્યંકશય્યાની સામે ગાલીચાપર એક લાબી ગાદી પાથરવામાં આવી હતી અને તેની પાછળ દીવાલની અડોઅડ ચાર મોટા ગોળ ઓસીકા અઢેલીને બેસવામાટે ગોઠવી દેવામા આવ્યા હતા, એક ખુણામા રાત્રિના સમયમાં પ્રજ્વલિત કરવામાટે પીતળની એક સુદર આકૃતિની કારીગરીથી પૂર્ણ દીપિકા રખાયલી હતી અને ચારે તરફની દીવાલોના મધ્યભાગમાં ગુજરાતના ગૌરવ તથા સ્વાતન્ત્ર્યના સરક્ષક વનરાજ ચાવડો, સેનાપતિ શૂરપાળ, મહારાણી રૂપસુન્દરી તથા મૂળરાજ સોલંકી આદિ વીરપુરુષો તથા વીરનારીનાં વિશાળ

તથા રંગીન મનોહર ચિત્રો લટકાવવામા આવ્યાં હતાં અને તે ચિત્રોના નિમ્ન ભાગમાં તેમના સંક્ષિપ્ત ચરિત્રો લખવામા આવ્યા હતા કે જેથી અન્યદેશવાસી પ્રવાસી જનોને તેમના દર્શન તથા પરિચયનો લાભ મળી શકે. દ્વિતીય કક્ષમાં જો પ્રવાસી પાસે ધન, સુવર્ણ તથા રત્ન આદિ વસ્તુઓ હોય તો તે વસ્તુઓને સુરક્ષિત રાખવામાટે બે મજબૂત પટારા રાખવામા આવ્યા હતા, વસ્ત્રોને ટાગવામાટે દીવાલમા લાકડાની રંગીન ખીંટીઓ જડેલી હતી તથા પ્રકીર્ણ વસ્તુઓ રાખવામાટે જાડી દીવાલોમા અત્યારના કબાટના આકારના દ્વારયુક્ત બે તાકા પણ કરેલા હતા અને તૃતીય કક્ષ સ્નાનગૃહ તથા ભોજનાલય તરીકે વાપરવામાટે રખાયલો હોવાથી તે કક્ષના એક ખૂણામા એક વિશાળ મોરી કરેલી હતી અને બીજી બાજૂએ જેમનાપર સુખપૂર્વક બેસી શકાય અને ભોજનના મોટા થાળો રાખી શકાય તેવા સુંદર કારીગરીવાળા બાર પાટલા ઊભા કરીને રાખવામા આવ્યા હતા કે જે એકસમયાવચ્છેદે છ મનુષ્યોમાટે પૂરતા હતા પ્રત્યેક કક્ષમાં આવા પ્રકારની વ્યવસ્થા કરી રાખવામાં આવી હતી અને જો કોઇ પ્રવાસીને તેની સાથેનાં મનુષ્યોની સંખ્યાના પ્રમાણમાં ઢોલિયા, શય્યા તથા વાસણો આદિની આવશ્યકતા પડે, તો તે વસ્તુઓ નીચેના વિશાળ ભંડારમાથી તેને તરત લાવી આપવામાં આવતી હતી, કારણ કે, તે ભંડારને એવી વસ્તુઓથી નિરંતર ભરેલો જ રાખવામાં આવતો હતો. પ્રવાસીઓને તેઓ જેટલા દિવસ અતિથિશાળામા રહે તેટલા દિવસ પોતાના ગૃહમા પણ ભાગ્યે જ મળી શકે તેવા ઉત્તમ ખાનપાન આદિની વ્યવસ્થા પણ રાજધનથી જ કરી અપાતી હતી અને જો કોઈ પ્રવાસીની રાજાના એ આતિથ્યને સ્વીકારવાની ઇચ્છા ન હોય તો તેની પાસેથી ભોજનનુ ઓછામા ઓછુ મૂલ્ય લઇને તે ધનનો અન્ય પરોપકારમય કાર્યોમા વ્યય કરી નાખવામાં આવતો હતો આ અતિથિશાળા અત્યારના સિંહાસનારૂઢ અને મુકુટધારી સોલંકીવંશભૂષણ મહારાજા કર્ણરાજના પિતા ભીમદેવે પોતાની મહારાણી ઉદયમતીની ઇચ્છાથી બંધાવી હતી અને તેથી એ અતિથિશાળાનું 'ઉદયમતી પાન્થશાળા' નામ રાખવામાં આવ્યુ હતું.

અસ્તુ બ્રાહ્મણકુમારી ચિત્રાંગદા ભોજનના થાળને તૃતીય કક્ષમાં રાખવામાટે ગયેલી હોવાથી જે વેળાયે તે અતિથિ પ્રથમ કક્ષમા આવીને આસનપર બેઠા તે વેળાયે ચિત્રાગદા ત્યાં ન હોતી તેના બેઠા પછી અલ્પ સમયમાં જ ભોજનનો થાળ રાખીને ચિત્રાગદા તૃતીય કક્ષમાંથી પાછી પ્રથમ કક્ષના મધ્યવર્તિ દ્વારમાં આવી લાગી અને ઉંબરા પાસે ઊભી રહીને કહેવા લાગી કે. "ચિત્રકાર મહાશય, હુ તો ધારતી હતી કે તમો ભોજનશાળામા આવીને ભોજનને ન્યાય આપવામાટે બેસી જશો; પરંતુ તમો તો ત્યાં આવવાને બદલે અહીં જ નીરાત કરીને બેસી ગયા છો અને હુ ત્યા તમારી વાટ જ જોયા કરૂ છુ તમો આમ નીરાંત કરીને અહીં બેસી રહેશો, તો ભોજન શીતલ થઈ જશે અને તેમાનો સ્વાદ ચાલ્યો જશે, માત્ર એટલું જ નહિ, પણ તમો જે કાર્યમાટે નગરમાં જવાની ઇચ્છા ધરાવો છો તે તમારા કાર્યમાં પણ વિલંબના કારણથી બાધા આવી જશે"

"સુજ્ઞ વિમનયાત ચિત્રાંગદે, હું ગત પરમ દિવસના રમણીય પ્રભાતમાં

આ પાન્થશાળામાં આવી લાગ્યો તે વેળાએ શારીરિક અસ્વસ્થતાને પણ હું મારી સાથે જ લેતો આવ્યો હતો. ત્યાર પછી તારા વયોવૃદ્ધ તથા જ્ઞાનવૃદ્ધ પિતાશ્રીના ઔષધોપચારથી જ મને આટલી સ્વસ્થતા પ્રાપ્ત થયેલી છે, છતાં અદ્યાપિ મારા શરીરમાં સ્વસ્થતાનો થવો જોઇએ તેટલો આવિર્ભાવ થયેલો ન હોવાથી અને અત્યારે મારું હૃદય કાંઇક ઉદાસીન હોવાથી અત્યારે નગરમાં જવાનો મારો વિચાર મેં માંડી વાળ્યો છે અને તેટલામાટે જ હું નીરાંત કરીને અહીં બેસી રહ્યો છું. ભોજન શીતલ થઈ જાય તેની ચિન્તા નથી, કારણ કે, જ્યારે ક્ષુધા પ્રદીપ્ત થશે ત્યારે શીતલ ભોજન પણ જિહ્વાને અત્યંત સ્વાદિષ્ટ લાગશે એ નિર્વિવાદ છે" ચિત્રકાર અતિથિએ બેસી રહેવાનું યોગ્ય કારણ શાંત ભાવથી દર્શાવ્યું

"મારા પિતાશ્રીના ઔષધોપચારથી જ આપને આટલી સ્વસ્થતા પ્રાપ્ત થઈ છે અને મારી સેવા, શુશ્રૂષા તથા પરિચર્યાનું તો કાંઈ પણ પરિણામ નથી જ થયું ને? કેવળ ઔષધોપચારથી જ આરોગ્યની પ્રાપ્તિ તથા રોગની નિવૃત્તિ થઈ જતી હોય, તો તો શુશ્રૂષા તથા પરિચર્યાના મહત્ત્વને વર્ણવનારા ધન્વંતરિ-તુલ્ય ચરક તથા સુશ્રુત આદિ વૈદ્યરાજો બુદ્ધિહીન જ હોવા જોઇએ એમ સિદ્ધ નથી થતું કે શું?" ચિત્રાંગદાએ પોતાના મુખમંડળને કિંચિદ્ વક્ર કરીને ચિત્રકારને જેની કલ્પના પણ ન હોતી તેવો એક મહાવિલક્ષણ પ્રશ્ન ઉપસ્થિત કરી દીધો.

"તેં મારી જે નિઃસ્વાર્થ સેવા, શુશ્રૂષા તથા પરિચર્યા કરી છે તેના યોગે જ તારા પિતાશ્રીના ઔષધોપચારનું મારા શરીરમાં આટલી શીઘ્રતાથી ઇષ્ટ પરિણામ થઈ શક્યું છે અને તારા એ ઉપકારમાટે હું તારા પ્રતિ મારી કૃતજ્ઞતાને દર્શાવવાનો વિચાર કરી રહ્યો હતો. એટલામાં તો તેં અધીરતાથી આ પ્રશ્નને ઉપસ્થિત કરીને મને કૃતઘ્ન સિદ્ધ કરી બતાવ્યો. એટલે હવે જો હું તારો ઉપકાર માનીશ, તો તેને તું કદાચિત્ મિથ્યા પ્રશંસા કિંવા અસત્યવાદ જ માની લઇશ એવી મારા હૃદયમાં શંકા થયા કરે છે" ચિત્રકારે ચિત્રાંગદાની માર્મિક પ્રશંસા કરતાં આ શબ્દો ઉચ્ચાર્યા

"જો તમારા અંતઃકરણમાંથી કૃતજ્ઞતાનો પ્રવાહ મારા પ્રતિ વહન કરતો હોય, તો તેને વાણીદ્વારા વ્યક્ત કરી બતાવવાની કશી પણ આવશ્યકતા નથી, કારણ કે, કૃતજ્ઞતાનો સંબંધ અંતઃકરણ સાથે હોય છે, વાણી સાથે નથી હોતો" ચિત્રાંગદાએ એટલી જ કૃતજ્ઞતાથી સંતોષ દર્શાવ્યો.

"અસ્તુ પરંતુ ચિત્રાંગદે, મારી સાથે કોઈ સ્ત્રી ન હોવા છતાં અને તું એક નવયૌવના તથા રૂપસુંદરી રમણી હોવા છતાં મારી સેવા શુશ્રૂષા તથા મારા આદરાતિથ્યનું કાર્ય કોઈ અન્ય અનુચરને ન સોંપતાં તારા પિતાશ્રીએ કોઈ પણ પ્રકારની શંકા વિના તને જ સોંપ્યું અને તેં બે રાત્રિઓ આ કક્ષમાં મારી સાથે વીતાડી દીધી છતાં કોઈ તને જોવામાટે પણ ન આવ્યું એનું મને અતિશય આશ્ચર્ય થયા કરે છે" ચિત્રકારે વાદાનુવાદના એક સર્વથા નવીન તથા અતિશય મહત્ત્વપૂર્ણ વિષયને ઉપસ્થિત કરતાં આવા પ્રકારના ઉદ્‌ગારો કાઢ્યા.

"મારા પિતાશ્રી એક અનન્ય વિદ્વાન્ પુરુષ હોવા સાથે સંસારના એક અદ્વિતીય અનુભવી પુરુષ હોવાથી કોઈ પણ મનુષ્યના અંતઃકરણની મલિનતા

તથા રંગીન મનોહર ચિત્રો લટકાવવામા આવ્યા હતા અને તે ચિત્રોના નિમ્ન ભાગમાં તેમનાં સંક્ષિપ્ત ચરિત્રો લખવામા આવ્યા હતાં કે જેથી અન્યદેશવાસી પ્રવાસી જનોને તેમના દર્શન તથા પરિચયનો લાભ મળી શકે દ્વિતીય કક્ષમાં જો પ્રવાસી પાસે ધન, સુવર્ણ તથા રત્ન આદિ વસ્તુઓ હોય તો તે વસ્તુઓને સુરક્ષિત રાખવામાટે બે મજબૂત પટારા રાખવામા આવ્યા હતા, વસ્ત્રોને ટાગવામાટે દીવાલમા લાકડાની રંગીન ખીંટીઓ જડેલી હતી તથા પ્રકીર્ણ વસ્તુઓ રાખવામાટે જાડી દીવાલોમાં અત્યારના કબાટના આકારના દ્વારયુક્ત બે તાકાં પણ કરેલા હતા અને તૃતીય કક્ષ સ્નાનગૃહ તથા ભોજનાલય તરીકે વાપરવામાટે રખાયલો હોવાથી તે કક્ષના એક ખૂણામા એક વિશાળ મોરી કરેલી હતી અને બીજી બાજૂએ જેમનાપર સુખપૂર્વક બેસી શકાય અને ભોજનના મોટા થાળો રાખી શકાય તેવા સુંદર કારીગરીવાળા બાર પાટલા ઊભા કરીને રાખવામાં આવ્યા હતા કે જે એકસમયાવચ્છેદે છ મનુષ્યોમાટે પૂરતા હતા. પ્રત્યેક કક્ષમા આવા પ્રકારની વ્યવસ્થા કરી રાખવામા આવી હતી અને જો કોઇ પ્રવાસીને તેની સાથેનાં મનુષ્યોની સંખ્યાના પ્રમાણમાં ઢોલિયા, શય્યા તથા વાસણો આદિની આવશ્યકતા પડે, તો તે વસ્તુઓ નીચેના વિશાળ ભંડારમાથી તેને તરત લાવી આપવામાં આવતી હતી, કારણ કે, તે ભંડારને એવી વસ્તુઓથી નિરંતર ભરેલો જ રાખવામા આવતો હતો પ્રવાસીઓને તેઓ જેટલા દિવસ અતિથિશાળામાં રહે તેટલા દિવસ પોતાના ગૃહમા પણ ભાગ્યે જ મળી શકે તેવા ઉત્તમ ખાનપાન આદિની વ્યવસ્થા પણ રાજ્યનથી જ કરી અપાતી હતી અને જો કોઈ પ્રવાસીની રાજાના એ આતિથ્યને સ્વીકારવાની ઇચ્છા ન હોય તો તેની પાસેથી ભોજનનુ ઓછામા ઓછું મૂલ્ય લઇને તે ધનનો અન્ય પરોપકારમય કાર્યોમાં વ્યય કરી નાખવામા આવતો હતો આ અતિથિશાળા અત્યારના સિંહાસનારૂઢ અને મુકુટધારી સોલંકીવંશભૂષણ મહારાજા કર્ણરાજના પિતા ભીમદેવે પોતાની મહારાણી ઉદયમતીની ઇચ્છાથી બંધાવી હતી અને તેથી એ અતિથિશાળાનુ ‘ઉદયમતી પાન્થશાળા’ નામ રાખવામા આવ્યું હતુ

અસ્તુ બ્રાહ્મણકુમારી ચિત્રાંગદા ભોજનના થાળને તૃતીય કક્ષમા રાખવામાટે ગયેલી હોવાથી જે વેળાયે તે અતિથિ પ્રથમ કક્ષમા આવીને આસનપર બેઠો તે વેળાયે ચિત્રાંગદા ત્યા ન હોતી તેના બેઠા પછી અલ્પ સમયમા જ ભોજનનો થાળ રાખીને ચિત્રાગદા તૃતીય કક્ષમાથી પાછી પ્રથમ કક્ષના મધ્યવર્તિ દ્વારમા આવી લાગી અને ઉબરા પાસે ઊભી રહીને કહેવા લાગી કે “ચિત્રકાર મહાશય, હુ તો ધારતી હતી કે તમો ભોજનશાળામા આવીને ભોજનને ન્યાય આપવામાટે બેસી જશો, પરંતુ તમો તો ત્યાં આવવાને બદલે અહી જ નીરાત કરીને બેસી ગયા છો અને હુ ત્યા તમારી વાટ જ જોયા કરૂં છું. તમો આમ નીરાત કરીને અહી બેસી રહેશો, તો ભોજન શીતલ થઈ જશે અને તેમાનો સ્વાદ ચાલ્યો જશે, માત્ર એટલું જ નહિ, પણ તમો જે કાર્યમાટે નગરમાં જવાની ઇચ્છા ધરાવો છો તે તમારા કાર્યમા પણ વિલંબના કારણથી બાધા આવી જશે”

“સુજ્ઞ વિપ્રતનયાત ચિત્રાંગદે, હું ગત પરમ દિવસના રમણીય પ્રભાતમા

આ પાન્થશાળામા આવી લાગ્યો તે વેળાએ શારીરિક અસ્વસ્થતાને પણ હું મારી સાથે જ લેતો આવ્યો હતો ત્યાર પછી તારા વયોવૃદ્ધ તથા જ્ઞાનવૃદ્ધ પિતાશ્રીના ઔષધોપચારથી જ મને આટલી સ્વસ્થતા પ્રાપ્ત થયેલી છે, છતાં અદ્યાપિ મારા શરીરમાં સ્વસ્થતાનો થવો જોઇએ તેટલો આવિર્ભાવ થયેલો ન હોવાથી અને અત્યારે મારૂં હૃદય કાંઇક ઉદાસીન હોવાથી અત્યારે નગરમાં જવાનો મારો વિચાર મેં માંડી વાળ્યો છે અને તેટલામાટે જ હું નીરાંત કરીને અહીં બેસી રહ્યો છું ભોજન શીતલ થઈ જાય તેની ચિન્તા નથી; કારણ કે, જ્યારે ક્ષુધા પ્રદીપ્ત થશે ત્યારે શીતલ ભોજન પણ જિહ્વાને અત્યંત સ્વાદિષ્ટ લાગશે એ નિર્વિવાદ છે" ચિત્રકાર અતિથિએ બેસી રહેવાનુ યોગ્ય કારણ શાંત ભાવથી દર્શાવ્યુ

"મારા પિતાશ્રીના ઔષધોપચારથી જ આપને આટલી સ્વસ્થતા પ્રાપ્ત થઈ છે અને મારી સેવા, શુશ્રૂષા તથા પરિચર્યાનું તો કાંઈ પણ પરિણામ નથી જ થયું ને? કેવળ ઔષધોપચારથી જ આરોગ્યની પ્રાપ્તિ તથા રોગની નિવૃત્તિ થઈ જતી હોય, તો તો શુશ્રૂષા તથા પરિચર્યાના મહત્ત્વને વર્ણવનારા ધન્વંતરિ-તુલ્ય ચરક તથા સુશ્રુત આદિ વૈદ્યરાજો બુદ્ધિહીન જ હોવા જોઇએ એમ સિદ્ધ નથી થતુ કે શું?" ચિત્રાંગદાએ પોતાના મુખમંડળને કિંચિત્ વક્ર કરીને ચિત્રકારને જેની કલ્પના પણ ન હોતી તેવો એક મહાવિલક્ષણ પ્રશ્ન ઉપસ્થિત કરી દીધો

"તે મારી જે નિઃસ્વાર્થ સેવા, શુશ્રૂષા તથા પરિચર્યા કરી છે તેના યોગે જ તારા પિતાશ્રીના ઔષધોપચારનું મારા શરીરમા આટલી શીઘ્રતાથી ઇષ્ટ પરિણામ થઈ શક્યુ છે અને તારા એ ઉપકારમાટે હુ તારા પ્રતિ મારી કૃતજ્ઞતાને દર્શાવવાનો વિચાર કરી રહ્યો હતો એટલામા તો તે અધીરતાથી આ પ્રશ્નને ઉપસ્થિત કરીને મને કૃતઘ્ન સિદ્ધ કરી બતાવ્યો એટલે હવે જો હુ તારો ઉપકાર માનીશ, તો તેને તુ કદાચિત્ મિથ્યા પ્રશંસા કિંવા અસત્યવાદ જ માની લઇશ એવી મારા હૃદયમાં શંકા થયા કરે છે" ચિત્રકારે ચિત્રાંગદાની માર્મિક પ્રશંસા કરતાં આ શબ્દો ઉચ્ચાર્યા.

"જો તમારા અંતઃકરણમાથી કૃતજ્ઞતાનો પ્રવાહ મારા પ્રતિ વહન કરતો હોય, તો તેને વાણીદ્વારા વ્યક્ત કરી બતાવવાની કશી પણ આવશ્યકતા નથી, કારણ કે, કૃતજ્ઞતાનો સંબંધ અંતઃકરણ સાથે હોય છે, વાણી સાથે નથી હોતો" ચિત્રાંગદાએ એટલી જ કૃતજ્ઞતાથી સંતોષ દર્શાવ્યો

"અસ્તુ પરંતુ ચિત્રાંગદે, મારી સાથે કોઈ સ્ત્રી ન હોવા છતા અને તું એક નવયૌવના તથા રૂપસુંદરી રમણી હોવા છતા મારી સેવા શુશ્રૂષા તથા મારા આદરાતિથ્યનુ કાર્ય કોઈ અન્ય અનુચરને ન સોંપતા તારા પિતાશ્રીએ કોઈ પણ પ્રકારની શંકા વિના તને જ સોંપ્યું અને તે બે રાત્રિઓ આ કક્ષમાં મારી સાથે વીતાડી દીધી છતા કોઈ તને જોવામાટે પણ ન આવ્યું એનુ મને અતિશય આશ્ચર્ય થયા કરે છે" ચિત્રકારે વાદાનુવાદના એક સર્વથા નવીન તથા અતિશય મહત્ત્વપૂર્ણ વિષયને ઉપસ્થિત કરતા આવા પ્રકારના ઉદ્ગારો કાઢ્યા

"મારા પિતાશ્રી એક અનન્ય વિદ્વાન્ પુરુષ હોવા સાથે સંસારના એક અદ્વિતીય અનુભવી પુરુષ હોવાથી કોઈ પણ મનુષ્યના અંતઃકરણની મલિનતા

કિંવા નિર્મલતાને તેઓ તેની સાથેના અલ્પ વાર્તાલાપથી તથા તેનાં સામુદ્રિક ચિહ્નોથી જ જાણી શકે છે અને મારા ચારિત્ર્યમાં તેમ જ તેમની કૃપાથી મને પ્રાપ્ત થયેલા શિક્ષણનું મારા હૃદયમાં જે પરિણામ થયું છે તેમાં તેમનો સંપૂર્ણ વિશ્વાસ બધાઇ ગયો છે એટલામાટે તેમણે આ કાર્યો મને સંપૂર્ણ વિચાર કરીને જ સોંપેલાં હોવાં જોઇએ એમ તમારે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે જો તેમને તમારા અંતઃકરણમા મલિનતાનો લેશમાત્ર પણ સાક્ષાત્કાર થયો હોત, તો તેઓ તમારી સેવા શુશ્રૂષા તથા તમારા આદરાતિથ્યનું કાર્ય મને કદાપિ સોંપત નહિ છતા પણ સત્યને સ્મરીને એટલું તો મારે કહેવું જ જોઇએ કે પોતાની યુવતી તથા રૂપસુન્દરી કુમારી કન્યાઓને આવાં કાર્યો સોંપવાં એ માતાપિતાની વિવેકબુદ્ધિનું પરિણામ તો ન જ કહી શકાય; કારણ કે, આવા પ્રસંગો કાંઈ પણ અનિષ્ટ પરિણામ અવશ્ય નિપજાવી દે છે." ચિત્રાંગદાએ તેને તેના પિતાએ એ કાર્ય સોંપવાનું કારણ દર્શાવીને પોતાનો કિંચિદ્ વિરુદ્ધ અભિપ્રાય પણ સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી દીધો.

"પરંતુ આપણા એકાંતવાસના પ્રસંગે એવું કાંઈ પણ અનિષ્ટ પરિણામ નથી નિપજાવ્યું અને તેથી આપણે જો એક પ્રકારના અભિમાનને દર્શાવીએ તો તે સર્વથા યોગ્ય જ છે" ચિત્રકારે ગર્વ દર્શાવ્યો.

"આપણા એકાંતવાસના પ્રસંગે એવું કાંઈ પણ અનિષ્ટ પરિણામ નિપજાવ્યું છે કિંવા નથી નિપજાવ્યું એનો નિર્ણય તમારા એકલાથી જ કરી શકાય તેમ ન હોવાથી આ વિષયની ચર્ચાને કૃપા કરીને આટલેથી જ અટકાવી દ્યો, જ્યારે યોગ્ય અવસર આવશે ત્યારે આપણા એકાંતવાસના પ્રસંગે એવું કાંઈ પણ અલ્પ સ્વલ્પ અનિષ્ટ પરિણામ નિપજાવ્યું છે કિંવા નથી નિપજાવ્યું એનો ભેદ પોતાની મેળે જ તમારા જાણવામાં આવી જશે અત્યારે અહીંથી જઇને મારે હજી ઘરના કેટલાંક કામો કરવાનાં છે" આવા રહસ્યમય ઉદ્‌ગારો કાઢીને ચિત્રાંગદા ત્યાંથી પ્રયાણ કરી જવામાટે જાણે બહુ જ ઉતાવળી થઈ ગઈ હોયની! ...વા ભાવને દર્શાવતી જ્યાં ઊભી હતી ત્યાંથી મંદ ગતિથી ચાલવા લાગી.

"ચિત્રાંગદે, જરા ઊભી રહે અને આ પર્યંકશય્યાના શિરોભાગમાં મેં ...ચત્રને વસ્ત્રાચ્છાદિત કરીને ટાંગ્યું છે તેનું નિરીક્ષણ કરીને એ ચિત્રમાં તને ...ત્રકારની જે કુશળતા તથા ન્યૂનતાઓ દેખાય તે મને સ્પષ્ટ શબ્દોમાં જણાવી ..., તેં ચિત્રકળાનો ઉત્તમ અભ્યાસ કર્યો છે અને તું એક ઉત્કૃષ્ટ તથા કલાભિજ્ઞ ચિત્રકારિણી છે એમ તારા પિતાશ્રીના મુખથી મારા સાંભળવામાં આવ્યું છે એટલામાટે તારાં કલાવિલાસી નયનો આ ચિત્રની ઉત્તમતા, મધ્યમતા કિંવા અધમતાની અવશ્ય યોગ્ય તથા નિષ્પક્ષપાત પરીક્ષા કરી શકશે એવો મારો દૃઢ વિશ્વાસ છે" ચિત્રકારને ચિત્રાંગદાનો સહવાસ અતિશય પ્રિય ભાસતો હોવાથી ચિત્રપરીક્ષાના નિમિત્તથી તેણે તેને ત્યાં કેટલાક સમય પર્યન્ત રોકી રાખવાનો પ્રયત્ન કર્યો.

ચિત્રાંગદાએ તે ચિત્રપરના આચ્છાદનને પોતાના હસ્તથી દૂર હટાવી દીધું અને ત્યાર પછી અનાચ્છાદિત ચિત્રપર તેની દૃષ્ટિ પડતાં જ તેના મુખમાંથી સ્વાભાવિક એવા ઉદ્‌ગારો નીકળી ગયા કે: "જુઓ આ ચિત્રમાં નિદ્રાધીન

સિંહને લત્તાપ્રહારથી જગાડવાનો પ્રયત્ન કરતા ઊભા છે તે નિર્ભય વીર તો અમારા અન્નદાતા મહારાજાધિરાજ ગુર્જરાધીશ કર્ણરાજ પોતે જ છે ને શું! અનેક કુશળ ચિત્રકારોના હસ્તથી આલેખાયલાં મહારાજા કર્ણરાજનાં અનેક ચિત્રો અત્યાર સૂધી મારા જોવામાં આવી ચૂક્યાં છે; પરંતુ તેમની આવી સર્વાંગ-પરિપૂર્ણ, અત્યંત વાસ્તવિક અને નિમેષમાત્રમાં જ ઓળખી શકાય તેવી સ્પષ્ટતમ પ્રતિમા અદ્યાપિ મારા જોવામા આવી નથી અને તેથી આ ચિત્રની જેટલી પણ પ્રશંસા કરવામાં આવે તેટલી પ્રશંસા અલ્પ છે એવી જ મારી માન્યતા છે. અમારા મહારાજાનું આવું ઉત્કૃષ્ટ ચિત્ર આલેખવામાટે હું આપને અને આપની અપૂર્વ ચિત્રકલાભિજ્ઞતાને અંતઃકરણપૂર્વક કોટિશઃ ધન્યવાદ આપું છું."

"આ પ્રતિમા ગુર્જરાધીશ કર્ણરાજની જ છે, એવો તારો દૃઢ નિશ્ચય છે કે કેમ? તારો કાંઈ પ્રમાદ તો નથી થતો?" ચિત્રકારે કિંચિત્ શંકા દર્શાવી.

"આ પ્રતિમા અમારા મહારાજાધિરાજ કર્ણરાજની જ છે એમ કોઈ અંધ મનુષ્ય પણ કહી શકે તેમ છે, તો પછી આ પ્રતિમાને મહારાજા કર્ણરાજની પ્રતિમા તરીકે ઓળખવામાં મારો પ્રમાદ થાય એ કદાપિ સંભવનીય છે ખરૂં કે?" ચિત્રાંગદાએ આ ઉત્તરથી ચિત્રકારની શંકાનું નિરસન કરી નાખ્યું.

"ચિત્રાંગદે, મેં તો તારા સમાગમજન્ય આનન્દને અધિક પરિમાણમાં મેળવવાના ઉદ્દેશથી જ તને ચિત્રની પરીક્ષા કરવાનું કહ્યું હતું; પરંતુ તારા આ ઉત્તરથી આજે મારા એક વર્ષ કરતાં પણ અધિક સમયના પ્રચંડ પરિશ્રમની સાર્થકતા થઈ છે અને મારી ચિન્તા બહુ અંશે ટળી ગઈ છે એ મારાપર તારો વળી એક નવીન ઉપકાર થયો છે, આ ચિત્રમાં જે વીર નરની પ્રતિમા આલેખાયલી છે તે વીર નરને શોધવામાટે આજે એક વર્ષ કરતાં પણ અધિક સમયથી હું ભિન્ન ભિન્ન દેશોમા ભ્રમણ કરી રહ્યો છું અને એ જ વીર નરને શોધવાના આશયથી હું અત્યારે ગુજરાતની રાજધાનીમા આવી લાગ્યો છું. આ ગુર્જરાધીશની પ્રતિમા હશે એવી મને સ્વપ્નમા પણ કલ્પના ન હોતી" ચિત્રકારે ચિત્રાંગદાનો ઉપકાર માન્યો.

"ત્યારે મારા સમાગમથી આપના અંતઃકરણમા આનન્દની અનુભૂતિ થાય છે ખરી કે?" ચિત્રાંગદાએ સલજ્જ નયનોથી આ પ્રશ્ન પૂછ્યો.

"તારા સમાગમથી મારા અંતઃકરણમાં આનન્દની અનુભૂતિ થાય છે એમ જ નથી, કિન્તુ મારા સમાગમથી તારા હૃદયમા પણ હર્ષની એવી અને એટલી જ સંવેદના થતી હોવી જોઇએ એવી મારી દૃઢ માન્યતા છે" ચિત્રકારે માનસશાસ્ત્ર કિંવા મનોધર્મના સિદ્ધાન્તને અનુસરીને ઉત્તર આપ્યું.

પરંતુ ચિત્રાંગદાની અત્યારે જ એ વિષયને વિશેષ ચર્ચવાની ઇચ્છા ન હોવાથી તે વિષયાંતર કરીને કહેવા લાગી કે "એ તો જાણે ઠીક,-પરંતુ આ ચિત્ર આપના પોતાના હસ્તથી આલેખાયલું હોવા છતાં જે વીરપુરુષની મૂર્તિ આ ચિત્રમાં આલેખાયલી છે તે વીરપુરુષને શોધવામાટે આપ દીર્ઘ કાળથી દેશદેશાન્તરમાં ભ્રમણ કરી રહ્યા છો એ આપના કથનથી મારા આશ્ચર્યની સીમા થઈ જાય છે, આપના કથનના આશયને હું સમજી જ નથી શકતી"

"ચિત્રાંગદે, આ ચિત્ર મારા હસ્તથી આલેખાયલું નથી, કિન્તુ તારા

જેવી જ એક ચિત્રકલાપ્રવીણા કોમલાંગી ચિત્રકારિણીના હસ્તથી આલેખાયલું છે અને તેથી જ આ ચિત્રમાં જે વીરપુરુષની પ્રતિમા આલેખાયલી છે તે વીર-પુરુષને હું પોતે નથી ઓળખતો; કારણ કે, હુ કર્ણાટક જેવા દૂર દેશનો નિવાસી હોવાથી અને અત પૂર્વ ગુજરાતમાં આવેલો ન હોવાથી ગુજરાતના મહાપુરુષોથી હું સર્વથા અજ્ઞ છુ " ચિત્રકારે ચિત્રાંગદાના આશ્ચર્યને નિવારવાનો યત્ન કર્યો.

"તે ચિત્રકલાપ્રવીણા ચિત્રકારિણી કોણ છે, કયા દેશની નિવાસિની છે અને કઈ જાતિમા તેનો જન્મ થયો છે?" ચિત્રાગદાએ જિજ્ઞાસા દર્શાવી

"કેટલાક કારણોથી અત્યારે જ તારા આ સર્વ પ્રશ્નોના ઉત્તરો મારાથી આપી શકાય તેમ નથી મારી તને માત્ર એટલી જ પ્રાર્થના છે કે તારા પિતાશ્રી રાજપુરોહિત હોવાથી જે વેળાયે મહારાજાધિરાજ કર્ણરાજ પોતાની રાજસભામાં રાજસિંહાસને વિરાજેલા હોય તે વેળાયે કોઈ પણ પ્રકારના પ્રત્યવાય વિના રાજસભામા મારો પ્રવેશ થઇ શકે અને તે વેળાયે રાજમાતા ઉદયમતી પણ ત્યા વિદ્યમાન હોય એવો તારા પિતાશ્રીને કહીને તેમની મધ્યસ્થતાથી તું મને પ્રબધ કરાવી આપ અને એ પ્રબધ થઈ જાય એટલે રાજમાતા સાથે તુ પોતે પણ રાજસભામા વિદ્યમાન રહેજે એટલે ત્યાં આ ચિત્રની આલેખિકા ચિત્રકારિણી કોણ છે, કયા દેશની નિવાસિની છે, તેનો જન્મ કઇ જાતિમાં થયેલો છે તેમ જ આ ચિત્ર તેણે ક્યા સયોગોમા અને શા કારણથી આલેખ્યુ છે એ સર્વ પ્રશ્નોની ઉત્તરસ્વરૂપિણી પૌરાણિક કથા સમાન અત્યંત અદ્ભુત કથા તારા સાંભળવામા આવી જશે અને તારી જિજ્ઞાસા તૃપ્ત થશે" ચિત્રકારે આ શબ્દોના ઉચ્ચારથી એક આવશ્યકીય કાર્યના ભારને ચિત્રાગદાના શિરપર નાખી દીધો

"સાધારણત મહારાજાનો રાજસભામાં પધારવાનો નિત્યનો સમય તો દિવસના દ્વિતીય પ્રહરના આરંભથી દ્વિતીય પ્રહરના અન્ત એટલે કે મધ્યાહ્ન સૂધીનો છે, પરતુ આજે શ્રાવણી પૌર્ણિમા હોવાથી સધ્યાકાળથી અલ્પ સમય પૂર્વે મહારાજા પોતાના રાજકર્મચારીઓ સહિત શ્રીવરુણદેવ કિંવા જલદેવતાની પૂજા કરવામાટે સરોવરના તીરે પધારવાના છે એટલામાટે સભાનો સમય મધ્યાહ્નકાળ પછીનો રાખવામા આવ્યો છે કે જેથી સભામાંથી બારોબાર સરો-વરના તીરપ્રાંતમાં પ્રયાણ કરી શકાય મારા પિતાશ્રી અત્યારે રાજમહાલયમાં જવાના છે અને હું તેમને આ વાર્તા જણાવી દઉ છુ એટલે બહુધા આજે જ આપને રાજદર્શનનો લાભ મળી જાય અને રાજસભામા સન્માન પૂર્વક આપનો પ્રવેશ થાય એવી વ્યવસ્થા તેઓ કરતા આવશે" ચિત્રાંગદાના હૃદયમા તે ચિત્ર સાથે સંબંધ ધરાવનારી અદ્ભુત કથાને જાણવામાટેની તીવ્ર આકાંક્ષા ઉદ્ભવેલી હોવાથી તેણે તે ચિત્રકારને આજે જ રાજસભામાં ઉપસ્થિત કરી દેવાની વાર્તા જણાવી

"જો આજે જ મને રાજદર્શનનો લાભ મળી જાય, તો હુ તને દેવી માનીશ અને અવશ્ય તારી પૂજા પણ કરીશ" ચિત્રકારે ચિત્રાંગદાના ઉત્સાહને વધારવાની નીતિનું અવલબન કર્યું.

"જોજો, દેવીની પૂજા કરવાનુ ભૂલી ન જશો અને દેવીના કોપના ભાગી ન થશો ત્યારે જુઓ, આ દેવી ચાલી આપના કાર્યની સિદ્ધિમાટે." આ

શબ્દોને ઉચ્ચારતી ચિત્રાગદા વેગપૂર્વક ત્યાંથી નૂપુરોના નાદવડે પાન્થશાળાના ગમનમાર્ગને નિનાદિત કરતી પ્રયાણ કરી ગઈ

"કેવી ભલી, કેવી ભોળી અને કેવી સરલસ્વભાવા સુંદરી ! જે પુરુષને આ પ્રેમપ્રતિમા પ્રમદાના પતિપદની પ્રાપ્તિ થશે તે પુરુષના નરજન્મની સંપૂર્ણ સાર્થકતા થઇ જશે !" આવા પ્રકારના મનોગત ઉદ્ગારો કાઢીને ચિત્રકાર ઉદર-પૂજા કરવામાટે ભોજનશાળામાં ચાલ્યો ગયો

મધ્યાહ્ન કાળે ચિત્રાગદા પાછી ચિત્રકાર પાસે આવી અને વામકુક્ષીનો આસ્વાદ લેતા ચિત્રકારને તેની મધુર નિદ્રામાથી જગાડીને કહેવા લાગી કે. "ચિત્રકાર મહાશય, અલ્પ સમયમાં જ મહારાજાની રથશાળામાનો એક રથ આપને રાજસભામાં લઇ જવામાટે અહીં આવી લાગશે, તો હવે રાજસભામા જવાની જે તૈયારી કરવાની હોય તે કરી લ્યો, રાજમાતા પણ સભામાં વિરાજવાનાં હોવાથી હુ રાજમાતા પાસે જઉં છુ અને મારા પિતાશ્રી પણ રાજસભામા જવાના છે એટલે બીજી વાર આપને સૂચના આપવામાટે હુ આવી શકું તેમ નથી હ, પણ દેવીની પૂજા અત્યારે જ ન કરશો."

ચિત્રાગદા ચાલી ગઇ અને ચિત્રકાર વસ્ત્રપરિધાન કરીને રાજસભામા જવા-માટે તૈયાર થયો એટલામા મહારાજાની રથશાળામાંનો ગુર્જરાધીશના અગાધ વૈભવને દર્શાવનારો એક અત્યંત સુંદર રથ પાન્થશાળાના પ્રાગણમા આવીને ઊભો રહ્યો. એ રથમાં જોડાયલા બે શ્વેત અશ્વોની સુંદરતા તથા હૃષ્ટપુષ્ટતાને જોઇને ચિત્રકાર આશ્ચર્યચકિત થઈ ગયો બે આચ્છાદિત ચિત્રોને લઇને કર્ણાટકનો ચિત્રકાર રથમાં બેઠો એટલે સારથીએ સાંકેતિક શબ્દ ઉચ્ચાર્યો અને તે શબ્દને સાભળતાની સાથે જ બુદ્ધિમાન્ અશ્વો રથને ખેંચતા રાજધાનીની દિશામા ચાલવા લાગ્યા. રથમાં વિરાજેલા ચિત્રકારનુ હૃદય આનન્દપુલકિત થવા લાગ્યુ

---

## પ્રકરણ ૩ જું
## ગુર્જરાધીશ કે રાજદસ્યુ ?

રાજરથમા વિરાજમાન કર્ણાટકદેશવાસી ચિત્રકાર ગુજરાતની રાજધાની અણહિલ્લપુર પાટણના અશ્રુતપૂર્વ વૈભવવિલાસના સાક્ષાત્કારથી આશ્ચર્યચકિત થતો જ્યારે ગુર્જરાધીશ કર્ણરાજની ઇન્દ્રસભાતુલ્ય સભામા આવી લાગ્યો ત્યારે તો વળી તેના આશ્ચર્યનો અવધિ થતા તે દિઙ્મૂઢ મનુષ્ય સમાન અવસ્થાને અનુભ-વવા લાગ્યો, કારણ કે, રાજા કર્ણરાજનો જે આગાર સભાભવનના નામથી ઓળખાતો હતો તે આગારની શિલ્પકૌશલ્ય, સૌન્દર્ય, દૃઢતા તથા વૈભવશીલતા આદિ વિષયોમા જેની સાથે અલ્પ સ્વલ્પ પણ તુલના કરી શકાય તેવો એક પણ આગાર અદ્યાપિ ભારતવર્ષના અન્ય કોઈ પણ દેશમા તે ચિત્રકારના જોવામાં આવ્યો ન હોતો, માત્ર એટલુ જ નહિ, પણ એવા કોઈ પ્રાસાદનુ વર્ણન પણ ક્યાંય તેના સાભળવામાં આવ્યુ ન હોતુ એ સભાભવનના બાહ્ય ભાગના નિર્માણમા શ્વેત તથા રક્ત પાષાણોનો ઉપયોગ અત્યત ઉદારતાથી કરવામાં આવ્યો હતો અને તેમા તે સમયના અદ્વિતીય શિલ્પકલાભિજ્ઞોએ પાષાણોમા સૂક્ષ્મ ચિત્રકલાને સજીવન કરીને પોતાના કૌશલ્યનો જે પરિચય કરાવ્યો હતો તે

સર્વથા અવર્ણનીય તથા અનિર્વચનીય જ હતો. આભ્યંતર સભામંડપમાં તેના નિર્માણના સમયમાં જ એવી વ્યવસ્થા કરવામાં આવી હતી કે ત્યાં સૂર્યના પ્રકાશનો વિશેષ પરિમાણમાં પ્રવેશ ન થઈ શકે, સાધારણ અંધકાર રહ્યા કરે અને તે અંધકારનો સ્ફાટિકપાષાણના સુંદર તથા વિશાળ સ્તંભોમાં, સ્ફાટિકપાષાણની છિદ્રચિત્રયુક્ત ઝગમગતી છતમાં તથા સુવર્ણસિંહાસનમાં જડેલાં હીરક તથા ગોમેદ આદિ નાનાવિધ તેજસ્વી તથા બહુમૂલ્ય રત્નોના સૌમ્ય પ્રકાશના યોગે પ્રતિકાર થતો રહે. સારાંશ કે, એ સભામંડપમાં વિસ્તરેલા સાધારણ અંધકારના નિવારણમાટે સૂર્યના કિવા દીપકના પ્રકાશની આવશ્યકતા હતી જ નહિ સભામંડપમાં વપરાયલો એ વિપુલ રત્નરાશિ ગુર્જરાધીશની અગાધ ધનસંપત્તિ તથા રત્નસંપત્તિનો પરિચાયક હતો અને જે કોઈ પણ વિદેશીય મનુષ્ય એ સભામંડપમાં આવતો હતો તેને નિરંતર આશ્ચર્યચકિત તથા સ્તંભિત કર્યા કરતો હતો એ નવીનતાથી વર્ણવવાની આવશ્યકતા છે જ નહિ.

અસ્તુ: ગુર્જરાધીશ કર્ણરાજ સોલકીએ અત્યારે પોતાના મસ્તકપર મણિમય રાજમુકુટ ધારણ કરેલો હતો; કંઠથી ગોઠણ સુધી લંબાયલું જરીના વેલબૂટાથી ભરેલું રેશમી અંગરખું, ચુસ્ત રેશમી સૂરવાલ અને કીનખાબની ભેઠ ઇત્યાદિ વસ્ત્રો પરિધાન કરેલાં હતા; હીરકહાર તથા મૌક્તિકમાળાઓ તેના કંઠપ્રદેશને શોભાવી રહ્યાં હતાં, માણિક્યજડિત બાહુબંધો તેના ઉભય બાહુઓની શોભામાં વૃદ્ધિ કરી રહ્યા હતા અને તેના દક્ષિણ ચરણમાંનો સોનાનો તોડો જાણે લક્ષ્મી તેના ચરણને આલિંગન કરતી હોયની ! એવો ભાસ કરાવી રહ્યો હતો તેની કટિના વામભાગમાં રત્નજડિત સુવર્ણકોષમાં છુપાયલી રત્નજડિત સુવર્ણમુષ્ટિકામંડિત અસિ અને કટિના અગ્રભાગમા કટિબંધમાં ખોસેલી કટાર વીરનરના શૃંગારનો પરિચય કરાવતી હતી અને તેના વીરત્વને વ્યક્ત કરી બતાવતી હતી. આવા પ્રકારનાં વસ્ત્ર, અલંકાર તથા શસ્ત્ર આદિથી મંડિત, કામદેવ સમાન સુંદર તથા કાર્તિકેય સમાન શૂરવીર ગુર્જરાધીશ કર્ણરાજ પોતાના રત્નજડિત સુવર્ણસિંહાસને વિરાજેલો હતો તેના મસ્તકના ઉપરિભાગમાં જરીના લટકતા ગુચ્છોવાળુ રક્તવર્ણ રેશમી છત્ર શોભી રહ્યુ હતું; સિંહાસનના ઉભય પાર્શ્વમાં ઉભેલી ઉત્તમવસ્ત્રાલંકારમંડિતા બે રૂપસુંદરી યુવતી દાસીઓ સુવર્ણદંડમંડિત ચામર ઢાળી રહી હતી; સિંહાસનના પશ્ચાદ્‌ભાગમાના ઉંચા છજામા એક પારદર્શક સુંદર પડદો બાંધી દેવામાં આવ્યો હતો અને તે પડદાની પાછળ રાજમાતા ઉદયમતી, વિમકન્યા ચિત્રાંગદા તથા રાજમાતાની બે દાસીઓ સભાનું અવલોકન કરતી બેઠી હતી તે સ્ત્રીઓ સભામાં વિરાજેલા સર્વ પુરુષોને જોઇ શકતી હતી, પરંતુ સભામાં વિરાજેલો કોઇ પણ પુરુષ તેમને જોઈ શકતો ન હોતો. સિંહાસનના દક્ષિણ પાર્શ્વમાં વૃદ્ધ રાજપુરોહિત, કેટલાક અન્ય વિદ્વાન્ બ્રાહ્મણો તથા પૂજ્ય જૈનાચાર્યો પોતપોતાના આસને વિરાજેલા હતા અને વામપાર્શ્વમાં ગુર્જરાધીશના મંડળેશ્વરો, સુભટો તથા સામંતો આદિ પોતપોતાના આસને વિરાજીને સભાની શોભાને શતગુણ વધારી રહ્યા હતા. બ્રાહ્મણો તથા જૈનાચાર્યોના પશ્ચાદ્‌ભાગમાં પાટણના કોટિપતિ વ્યાપારી નાગરિકો તથા કેટલાક વિદેશીય વ્યાપારીઓ બેઠા હતા અને મંડળેશ્વરો તથા સામંતોના પશ્ચાદ્‌ભાગમાં રાજ-

કર્મચારીઓ બેઠેલા દેખાતા હતા સભાભવનના દ્વાર પાસે ગુર્જરાધીશના અંગરક્ષકો તથા કેટલાક સૈનિકો પોતાના હસ્તોમાં નગ્ન અસિ તથા ભાલા આદિ શસ્ત્રોને ધારણ કરીને ઊભા હતા અને રૂપ તથા યૌવનમાં રંભા તથા મેનકાની પ્રતિસ્પર્ધા કરનારી કાશ્મીરદેશવાસિની બે નવયૌવના નર્તકીઓ પોતાના સંગીત તથા નૃત્યથી ગુર્જરાધીશ તથા તેના સભાસદોના મનનું રંજન કરી રહી હતી

એટલામા અચાનક દ્વારપાલે આવીને મંત્રી મુંજાલના કર્ણમાં કાંઇક કહ્યુ અને તેના તે શબ્દો સાભળીને મંત્રી મુંજાલ પોતાના આસનપરથી ઊભો થઈ હસ્તદ્વય જોડીને ગુર્જરાધીશને વિવેકપૂર્વક કહેવા લાગ્યો કે "મહારાજાધિરાજ, જેમને લાવવામાટે રથશાળામાંથી રથ પાઠવવામાં આવ્યો હતો તે કર્ણાટકદેશવાસી ચિત્રકાર મહાશય આવી લાગ્યા છે અને રાજસભામાં પ્રવેશવાની તેમણે રાજાજ્ઞા મંગાવી છે"

"તેમને માનપૂર્વક સભામા લઇ આવો" ગુર્જરાધીશે પુલકિત વદનથી અનુમતિ દર્શાવી.

મંત્રી મુંજાલે ચિત્રકારને લાવવામાટેનો દ્વારપાલને સંકેત કરી દીધો એટલે દ્વારપાલ ત્યાથી ચાલ્યો ગયો. અલ્પ સમયમા જ તે ચિત્રકાર બે ચિત્રોને બે દ્વારપાલોદ્વારા ઉપડાવીને રાજસભામા આવી લાગ્યો રાજનિયમ અનુસાર ચિત્રકારે ગુર્જરાધીશને પાંચ સુવર્ણમુદ્રાની ઘોળ કરી અને ત્યાર પછી મહારાજાને કિંચિદ્ નમન કરીને તે ઊભો રહ્યો એટલે ગુર્જરાધીશે તેના માટે સિંહાસનની પાસે જ રખાવેલા રિક્ત આસનપર બેસવાનું કહીને તેને વિવેકથી પૂછ્યું કે:–

"ચિત્રકાર મહાશય, તમો કયા દેશના નિવાસી છો, કઇ જાતિમાં તમારો જન્મ થયો છે, તમારૂં નામ શુ છે અને અમારી આ ગુર્જરભૂમિમાં તમો શા કારણથી પધાર્યા છો તે કૃપા કરીને જણાવશો, તો અમારાપર તમારો ઉપકાર થશે, કારણ કે, આ સમસ્ત વાર્તાઓને જાણ્યા વિના અમારાથી તમારો તમારી યોગ્યતા અનુસાર આદરસત્કાર ન કરી શકાય એ સ્વાભાવિક છે"

"અખંડપ્રૌઢપ્રતાપી ગુર્જરાધીશ, હું કર્ણાટકદેશનો નિવાસી છું, બ્રાહ્મણ જાતિમા મારો જન્મ થયો છે, મારૂં નામ શ્રીનાથ છે અને અમારા દેશમાંથી એક અમૂલ્ય રાજવસ્તુની ચોરી કરીને પલાયન કરી ગયેલા એક રાજદસ્યુને શોધવામાટે હું અત્યારે ગુજરાતમા આવી લાગ્યો છું, કારણ કે, મને એવા સમાચાર મળ્યા છે કે તે રાજદસ્યુ આ નગરનો જ નિવાસી છે." ચિત્રકારે ગંભીર ભાવ તથા ગંભીર વાણીથી ઉત્તર આપ્યું.

"ગુજરાતમા અત્યારે એક આશા ભિલ્લ વિના અન્ય ચોર તથા લુટારા આદિનું અસ્તિત્વ જ નથી અને તમો જણાવો છો કે તમારા કર્ણાટકદેશમાથી એક અમૂલ્ય રાજવસ્તુની ચોરી કરીને પલાયન કરી ગયેલા એક રાજદસ્યુને શોધવામાટે જ અત્યારે ગુજરાતમા આવી લાગ્યા છો, માત્ર એટલું જ નહિ, પણ તે રાજદસ્યુ આ પાટણ નગરનો જ નિવાસી છે એવા સમાચાર પણ તમોને મળી ચૂક્યા છે, એટલે તમારી આ વાર્તાના શ્રવણથી મારા અંતઃકરણમાં અતિશય આશ્ચર્ય થાય છે, કારણ કે, જ્યા સમસ્ત ગુજરાતમા જ દસ્યુઓનો અભાવ

છે અને આશો ભિલ્લ આ દેશને ત્યાગીને અન્ય પ્રદેશમાં ગયો જ નથી, ત્યાં રાજધાનીમાં એક રાજદસ્યુના નિવાસની વાર્તા 'मूलं नास्ति कुतः शाखा' જેવી જ જણાય છે" ગુર્જરાધીશે આશ્ચર્ય દર્શાવતા આ ઉદ્‌ગારો કાઢ્યા

ગુર્જરાધીશના આ ઉદ્‌ગારો સાંભળીને ચિત્રકાર શ્રીનાથ પોતાના મુખમંડળમાં અધિક ગાંભીર્યને લાવીને કહેવા લાગ્યો કે "ગોબ્રાહ્મણપ્રતિપાલ રાજન્, વિશ્વમા પ્રત્યેક નિયમનો જેમ એક અપવાદ હોય છે તેવી જ રીતે આપના ગુજરાત દેશમા અત્યારે દસ્યુકુલનું બહુધા અસ્તિત્વ ન હોવા છતાં પણ જો કોઈ અપવાદરૂપ દસ્યુ રાજધાનીમા વસતો હોય અને તે અન્ય દેશોમાંથી ચોરી તથા લૂટફાટ કરી આવતો હોવાથી તેના અનાચારો તથા અત્યાચારોની કથા આપ શ્રીમાનના સાભળવામાં ન આવતી હોય, તો તે સર્વથા સ્વાભાવિક જ છે, મારા આ કથનને હું આજે આપ સમક્ષ પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ કરી બતાવવાનો છુ, કારણ કે તે રાજદસ્યુની પ્રતિમાને હું મારી સાથે લેતો આવ્યો છું, અને તે પ્રતિમા આ છે"

આ અંતિમ શબ્દોને ઉચ્ચારતાંની સાથે જ ચિત્રકાર શ્રીનાથે જે ચિત્ર પાન્થશાળામાં ચિત્રાગદાને બતાવ્યું હતુ તે ચિત્રપરના આચ્છાદનને દૂર કરી દીધુ અને આચ્છાદન દૂર થતાં જ જે પુરુષો સિંહાસનના નિકટમા વિરાજેલા હતા તેમણે તે ચિત્રમાની ગુર્જરાધીશ કર્ણરાજની પ્રતિમાને તત્કાળ ઓળખી લઇને સ્વાભાવિક જ એવો ઉદ્‌ગાર કાઢ્યો કે "આ ચિત્રમા તો મહારાજાધિરાજ કર્ણરાજની પોતાની જ પ્રતિમા આલેખેલી છે।"

"સત્ય છે; આ પ્રતિમા તો મારી પોતાની જ છે અને તેથી આ ચિત્રકાર જો આ પ્રતિમાને તે રાજદસ્યુની પ્રતિમા તરીકે ઓળખાવતા હોય, તો મને પોતાને જ રાજદસ્યુ તરીકે ઓળખાવે છે એ નવીનતાથી કહેવાની આવશ્યકતા છે ખરી કે?" ગુર્જરાધીશે પોતાની પ્રતિમાને ઓળખીને આ પ્રમાણેના ઉદ્‌ગારો કાઢ્યા.

"ગુર્જરાધીશ કર્ણદેવ મહારાજ એક રાજદસ્યુ!" સવ સભાસદોએ એકત્ર સ્વરથી આશ્ચર્યદર્શક ઉદ્‌ગાર કાઢ્યો

જો આ પ્રતિમા ગુર્જરાધીશની હોય તો ગુર્જરાધીશ અવશ્ય રાજદસ્યુ એમ હું કોઈ પણ પ્રકારના ભય વિના પુનરપિ કહુ છુ અને હવે પછી પણ કહેતો રહીશ" ચિત્રકાર શ્રીનાથે પુન કર્ણરાજને રાજદસ્યુ તરીકે ઓળખાવ્યો.

"પ્રતાપી ગુર્જરાધીશને રાજદસ્યુ કહેનારની પાપીયસી જિવ્હાને મુખમાંથી ખેંચી કાઢો" એક મંડળેશ્વરે પોતાના કોપને આ શબ્દોથી વ્યક્ત કરીને પોતાની અસિને કોષમાથી બહાર ખેંચી લીધી.

"આ પ્રચંડ અપરાધીના મસ્તકનો ઉચ્છેદ કરી નાખો." ગુર્જરાધીશના સેનાધ્યક્ષે પણ આ શબ્દો ઉચ્ચારીને પોતાની તલ્વારને મ્યાનમાથી બહાર ખેંચી કાઢી

અન્ય સામંતો પણ આવા જ પ્રકારના ઉદ્‌ગારો કાઢવા લાગ્યા અને રાજસભામાં અશાંતિ તથા કોલાહલનો અધિકાર વ્યાપી ગયો આવી પરિસ્થિતિને જોઇને વિચારશીલ મહારાજા કર્ણદેવ પોતાના મંડળેશ્વરો તથા સામંતોને

સંબોધીને કહેવા લાગ્યો કે "મારા રાજનિષ્ઠ મંડળેશ્વરો, સામંતો અને સેનાધ્યક્ષો, હૃદયમાં વિવેકને સ્થાન આપો અને શાંત થઇ જાઓ, કારણ કે, આ ચિત્રના અવલોકનથી આ ચિત્રમાં આલેખાયલું દૃશ્ય મને સર્વથા વાસ્તવિક દેખાય છે અને તેથી આ વિદ્વાન્ ચિત્રકારના કથનમાં અવશ્ય કાંઈ પણ એવું રહસ્ય સમાયલું છે કે જે રહસ્યને અદ્યાપિ આપણે જાણી શક્યા નથી. અર્થાત્ વિદ્વાનો અનેક વાર વિરોધાભાસથી બોલતા હોવાથી આ ચિત્રકાર મહાશયને એમના કથનના રહસ્યને જાણ્યા વિના અપરાધી માની લેવા અને દંડવિધાનમાટે અધીરતા દર્શાવવી એ કૃત્ય તો આપણને જ અવિચારશીલ તથા અપરાધી સિદ્ધ કરી બતાવે છે"

"વિચારશીલ, વિવેકી અને વિદ્વત્શિરોમણિ રાજન્, આ ચિત્રમાં આલેખાયલું દૃશ્ય આપને વાસ્તવિક દેખાય છે તે શા કારણથી વારુ?" ગુર્જરાધીશના અમુક શબ્દોએ ચિત્રકાર શ્રીનાથના હૃદયમાં એક નવીન જિજ્ઞાસાને ઉત્પન્ન કરી દેવાથી તેણે વિનયપૂર્વક ગુર્જરાધીશ કર્ણરાજને આ પ્રશ્ન પૂછ્યો

"આ ચિત્રમાં આલેખાયલું દૃશ્ય મને વાસ્તવિક અને તે સાથે આશ્ચર્યકારક દેખાય છે તેનું કારણ એ છે કે આજથી લગભગ અઢાર માસ પૂર્વે અર્બુદાચલના પાર્વત્ય પ્રદેશમાં હું મારા દશ અંગરક્ષકોને સાથે લઇને મૃગયા કરવામાટે ગયો હતો સમસ્ત દિવસમાં બે સિંહોનો શિકાર કરીને તે સિંહોના શબોને મારા અંગરક્ષકો દ્વારા મારા શિબિરમાં મોકલ્યા પછી મેં એક ખીણમાં પ્રવેશ કર્યો; કારણ કે, એ ખીણના માર્ગમાં ચાલવાથી મારા શિબિરમાં સત્વર પહોચી શકાય તેમ હતું જે વેળાયે હું ખીણના મધ્યભાગમાં પહોચ્યો તે વેળાયે ત્યાં વિસ્તરેલા નિબિડ અરણ્યમાં એક વિશાળકાય મૃગરાજ નિદ્રાધીન થયેલો મારા જોવામાં આવ્યો હું જો કે એકલો જ હતો છતાં તે મહોન્મત્ત સિંહને સંહારવામાટેની મારી તીવ્ર આકાંક્ષાને હું શમાવી શક્યો નહિ અને સુપ્ત સિંહ કિંવા શત્રુને સંહારવો એ કાર્ય ક્ષત્રિય ધર્મથી વિરુદ્ધ હોવાથી મેં તે નિદ્રાધીન વનરાજને લત્તાપ્રહારથી જાગ્રત કર્યો અને ત્યાર પછી મારા શસ્ત્રથી તેને વિદારી નાખ્યો અર્થાત્ તે દિવસે મેં જે વસ્ત્રો પરિધાન કર્યાં હતાં અને જેવી સ્થિતિમાં તે સિંહને લત્તાપ્રહાર કરીને જગાડ્યો હતો તે સ્થિતિ આદિ આ ચિત્રમાં એવી દક્ષતાથી આલેખાયલાં છે કે જાણે ચિત્રકાર તે પ્રસંગે ત્યાં વિદ્યમાન હોયની! એવો જ ભાસ થઇ જાય છે। એ જ આ ચિત્રમાં આલેખાયલા દૃશ્યની વાસ્તવિકતા છે અને આ ચિત્રના અવલોકનથી આશ્ચર્યચકિત થવાનું કારણ એ છે કે જે વેળાયે આ ઘટના ઘટી હતી તે વેળાયે ત્યાં આસપાસ કોઈ પણ મનુષ્યની વિદ્યમાનતા હતી જ નહિ તેમ જ આત્મશ્લાઘાના ભયથી મારા એ સાહસની વાર્તા અત્યાર સુધી મેં કોઇને સંભળાવી જ નથી છતાં તે ઘટનાનું યથાર્થ ચિત્ર કર્ણાટક જેવા દૂર દેશના નિવાસી ચિત્રકારના હસ્તથી આલેખાયલું છે એ આશ્ચર્યનો વિષય નથી કે શું? સારાંશ કે, આ દૃષ્ટિથી જેમ આ ચિત્ર મને ચમત્કૃતિરૂપ ભાસે છે તેમ જ મને રાજદસ્યુની પદવી મળવાથી પણ અવશ્ય આશ્ચર્ય થાય છે આમાં શું રહસ્ય સમાયલું હશે એની આ ક્ષણે તો મારાથી કશી પણ યથાર્થ કલ્પના કરી શકાતી નથી" ગુર્જરાધીશ કર્ણરાજે

અતિશય શાંત તથા ગંભીર ભાવ અને પ્રગલ્ભ વાણીથી તે ચિત્રમાં આલેખાયલા દૃશ્યની વાસ્તવિકતાનો સંક્ષિપ્ત ઈતિહાસ આવી રીતે કહી સંભળાવ્યો અને તે ઇતિહાસના શ્રવણથી સભાસદો પણ આશ્ચર્યચકિત થઇ ગયા

"મહારાજાધિરાજ, મારી માન્યતા અનુસાર જે દિવસે આ ચિત્રમાં આલેખાયલી ઘટના અર્બુદાચલની ખીણમાં ઘટી હતી તેને બીજે દિવસે ઉષ:કાળમાં કર્ણાટકદેશની એક કમનીય કુમારિકાએ સ્વપ્નમા આ દૃશ્ય જોયુ હતુ અને ઉષ:કાલિક સ્વપ્ન સર્વથા સત્ય જ સિદ્ધ થાય છે એવો તે કુમારિકાનો દૃઢ વિશ્વાસ હોવાથી અને તે પોતે એક અત્યંત કુશળ ચિત્રકારિણી હોવાથી તે સ્વપ્નગત દૃશ્યનું આ ઉત્કૃષ્ટ ચિત્ર તેણે કેવળ એક સપ્તાહ જેટલા અલ્પસમયમાં જ તૈયાર કરી નાખ્યું હતુ; માત્ર એટલુ જ નહિ, પણ આપ શ્રીમાન્ સ્વપ્નમાં દર્શન આપીને તેના હૃદયને ચોરી અથવા હરી ગયા હતા એમ દર્શાવીને આપને દસ્યુ તરીકે ઓળખાવ્યા હતા. અર્થાત્ આ પ્રતિમા આપ શ્રીમાન્‌ની જ છે એ અમો જાણતા ન હોવાથી આ પુરુષને શોધવામાટે આજે લગભગ સોળ માસથી હું દેશદેશાન્તરમા ભ્રમણ કરી રહ્યો છુ અને આજે સદ્ભાગ્યવશાત્ આ ગુર્જરરાજધાનીમા મને તે કુમારિકાના હૃદયહારક દસ્યુના દર્શનનો લાભ મળી શક્યો છે હવે આપ જ કહો કે આપ રાજદસ્યુ છો ખરા કે નહિ?" ચિત્રકાર શ્રીનાથે તે ચિત્રના આલેખનનો સક્ષિપ્ત ઇતિહાસ કહી સંભળાવ્યો.

"અનિરુદ્ધે સ્વપ્નમાં દર્શન આપીને બાણનન્દિની ઉષાકુમારીના ચિત્તને ચોર્યું હતું અને અત્યારે સ્વપ્નમાં દર્શન દઇને આપ શ્રીમાને કોઈ અજ્ઞાત કર્ણાટકી કુમારિકાના ચિત્તને ચોરી લીધું છે એટલે એથી એમ જ સિદ્ધ થાય છે કે આપ શ્રીમાન્ વર્તમાન કાળના અનિરુદ્ધ છો અને તે કર્ણાટકી કુમારિકા વર્તમાન સમયની ઉષાકુમારી છે" રાજપુરોહિતે અનિરુદ્ધ તથા ઉષાની કથા સાથે આ ઘટનાની તુલના કરી બતાવી

"જો આ કથા સર્વથા સત્ય હોય, તો આ ચિત્રની આલેખિકા કુમારી મહાકુશળ ચિત્રકારિણી હોવા સાથે અભિજાતવશીયા તથા સાધનસપન્ના પણ હોવી જોઇએ, કારણ કે, જો એમ ન હોય, તો સ્વપ્નદૃષ્ટ મનુષ્યને શોધવામાટે ધનના વ્યયનો અતિશય ભાર સહન કરીને તે આવા બુદ્ધિમાન્ બ્રાહ્મણ ચિત્રકારને દેશદેશાન્તરમાં પાઠવવાનું સાહસ કરી શકે જ નહિ." ગુર્જરાધીશે ચિત્રકારિણીની યોગ્યતાને અનુમાનથી કેટલેક અંશે વ્યક્ત કરી બતાવી.

"આપ શ્રીમાન્‌નું અનુમાન સર્વથા સત્ય છે." ચિત્રકારે કહ્યુ

"જો એમ જ હોય, તો કૃપા કરીને તે કુમારિકાનો અમોને કિંચિત્ પરિચય કરાવશો?" ગુર્જરાધીશે તે કુમારિકાના પરિચયની ઇચ્છા દર્શાવી.

"દેશવત્સલ અને ધર્મવત્સલ રાજન્, પ્રથમ આ દ્વિતીય ચિત્રનું અવલોકન કરો એટલે પછી હું તે અલૌકિક ક્ષત્રિયકુમારિકાનો હું આપને પરિચય કરાવી દઇશ." આ શબ્દો ઉચ્ચારીને ચિત્રકાર શ્રીનાથે દ્વિતીય ચિત્રને પણ અનાચ્છાદિત કરી નાખ્યું.

એ ચિત્રમાં એવું દૃશ્ય અત્યંત કુશળતાથી આલેખવામાં આવ્યું હતું કે ગુર્જરાધીશ કર્ણરાજ ઉપવનના એક કુંજમાં રાજોચિત વેશમાં એક આસનપર

વિરાજેલો હતો, તેનાં નેત્રો સમક્ષ અલ્પ અંતરે સાક્ષાત્ સિંધુસુતા લક્ષ્મી લાસ્ય નામક મૃદુ નૃત્ય કરી રહી હતી અને રાજાના આસનના વામ પાર્શ્વમા દેવકન્યાતુલ્ય એક અત્યંત રૂપવતી નવયૌવના પદ્મિની કુમારિકા વિવાહવેશમા હસ્તમા વરમાળાને ધારણ કરી તે વરમાળાને ગુર્જરાધીશ કર્ણરાજના કંઠમા આરોપવામાટે અધીર થઇને ઊભેલી જોવામા આવતી હતી એ દ્વિતીય ચિત્રનુ કેટલાક સમય પર્યન્ત અવલોકન કરીને ગુર્જરાધીશે ચિત્રકારને પૂછ્યું કે-

"આ ચિત્રમા પણ મારી પ્રતિમા તો છે જ, આ નર્તકીને લક્ષ્મી નામથી ઓળખાવેલી છે અને આ લાવણ્યરાશિ લલનાને રાજકુમારી મયણલ્લા દેવીના નામથી ઓળખાવવામાં આવી છે તો આ મયણલ્લા દેવી કોણ છે વારૂ ?"

"મહારાજાધિરાજ, જે લાવણ્યલતિકા લલનાને આ ચિત્રમાં મયણલ્લા દેવીના નામથી ઓળખાવવામા આવી છે તે રૂપમા રતિની, વિદ્યામા સાક્ષાત્ સરસ્વતીની, સદ્ગુણોમાં સીતા તથા સાવિત્રીની, ચિત્રકલામા ચિત્રલેખાની, ઉદારતામા મેઘની, ગંભીરતામા સમુદ્રની, વીરતા તથા નિર્ભયતામા સિંહીની તથા નમ્રતામા ફલભારનમ્ર આમ્રવૃક્ષની પૂર્ણ પ્રતિસ્પર્ધા કરનારી અને યૌવનના-વસન્તકાળમા વિહરતી અષ્ટાદશવર્ષીયા કુમારિકા નિસર્ગસૌન્દર્યસંપન્ન તથા ધનધાન્યસમૃદ્ધ કર્ણાટક દેશના ચન્દ્રપુર નામક પોતાની રમણીય રાજધાનીમા વિરાજતા ધર્મપ્રાણ, પ્રજાવત્સલ, ઉદારાત્મા તથા સર્વત્ર વિખ્યાત મહારાજા જયકેશીની કુલદીપિકા કન્યા છે, સ્વપ્નમાં દર્શન આપીને આપ શ્રીમાને જે કુમારિકાના ચિત્તને ચોરી લીધું છે તે કુમારિકા અન્ય કોઈ નહિ, પણ આ મયણલ્લાદેવી પોતે જ છે અને એ પવિત્ર કુમારિકાએ આપ શ્રીમાન્ વિના અન્ય કોઇ પણ પુરુષને ન વરવાની દૃઢ પ્રતિજ્ઞા કરેલી હોવાથી મેં એ રાજકુમારીને આવા સ્વરૂપમા આલેખેલી છે, કારણ કે, આ ચિત્ર મારી ચિત્રકલાનુ પરિણામ છે આ ચિત્રમાની આપ શ્રીમાન્ની પ્રતિમા રાજકુમારીના આલેખેલા ચિત્રના આધારે આપ શ્રીમાનને જોયા વિના જ આલેખવામાં આવી છે એટલામાટે જો એમા કાઇ ન્યૂનતા રહી ગઈ હોય તો તેની હુ ક્ષમા યાચુ છુ.

"ચિત્રકાર મહાશય, આ ઉભય ચિત્રોમાં ન્યૂનતા તો કશી છે જ નહિ, કિંબહુના મને કદાપિ જોયેલો ન હોવા છતા મારી આવી ઉત્કૃષ્ટ પ્રતિમાઓ રાજકુમારીએ તથા તમોએ કેવી રીતે આલેખી હશે એનું જ મને આશ્ચર્ય થયા કરે છે પરંતુ રાજકુમારી મયણલ્લા દેવીએ મારા વિના અન્ય કોઈ પણ પુરુષને ન વરવાની જે દૃઢ પ્રતિજ્ઞા કરેલી છે એનુ મારે શુ ઉત્તર આપવું એનો મારાથી કશો પણ નિશ્ચય કરી શકાતો નથી ' ગુર્જરાધીશ કર્ણરાજે વિવાહના સંબંધમાં કાઇક શિથિલ ઉદ્ગારો કાઢ્યા

કર્ણરાજની આ શિથિલતાને જોઇને ચિત્રકાર શ્રીનાથ પોતાની વાણીના પ્રવાહને અસ્ખલિત ધારાથી વહેવડાવતો કહેવા લાગ્યો કે "ઉદારધી રાજન્, રાજકુમારી મયણલ્લા દેવીના પાણિગ્રહણમાટે અનેક રાજાઓ તથા યુવરાજો આતુર થઇ રહ્યા છે, પરતુ રાજકુમારીએ તેમનામાના કોઇની પણ યાચનાને અદ્યાપિ નથી સ્વીકારી, એનાં માતાપિતા તથા અન્ય સંબધી જનો એને નિત્ય એવો આગ્રહ કર્યા કરે છે કે 'રાજકુમારી, તારા યૌવનનો સમય વ્યર્થ વીતી

જાય છે એટલામાટે તું લગ્નના પ્રસ્તાવને સ્વીકારી લે અને કોઇ પણ યોગ્ય રાજા અથવા રાજકુમારના કંઠમા વરમાળા આરોપીને તેના પત્નીપદને અંગીકારી લે, પરંતુ રાજકુમારી કોઇના પણ કથનને નથી માનતી, તેમ જ વૈદિક બ્રાહ્મણો, બૌદ્ધ ભિક્ષુકો, જૈન યતિઓ તથા ચિત્રકારો અનેક રાજાઓ તથા રાજકુમારોની છબિઓ લઇને આવ્યા કરે છે, પરંતુ રાજકુમારીનુ હૃદય આપ શ્રીમાનમાંજ સલગ્ન થયેલુ હોવાથી તે એવી કોઈ છબિના નિરીક્ષણને પણ ભયાનક પાતક માને છે અને નિરંતર ગૌરીને એવી જ અનન્ય પ્રાર્થના કર્યા કરે છે કે 'હે ગૌરી! જો મારા ભાગ્યમા પતિનુ સુખ લખાયલુ હોય તો જે વીર પુરુષને મે સ્વપ્નમાં નિહાળ્યો છે અને જે વીર પુરુષનુ ચિત્ર મે મારા હસ્તથી આલેખ્યુ છે તે વીરપુરુષની પત્નીનુ પદ મને અપાવી દેજે અને મારા સ્વપ્નને ઉષાકુમારીના સ્વપ્ન પ્રમાણે સત્ય સિદ્ધ કરી બતાવજે' માત્ર એટલું જ નહિ, પણ તેના મહાલયની અગાશીમા જે પક્ષીઓ આવે છે તેમને આપ શ્રીમાનની પ્રતિમા બતાવીને ઉન્માદિની પ્રમાણે તે એમ પૂછયા કરે છે કે 'આ વીર પુરુષને તમોએ ક્યાય જોયા છે ખરા? એઓ કયા દેશના નિવાસી છે અને એમના કુશળસમાચાર શા છે?' ભાગ્યશાલી ભૂપાલ, આપની પ્રાપ્તિનો નિશ્ચય ન હોવાથી તેણે ખાનપાનને ત્યાગી દીધા છે, તેની નિદ્રાનો લોપ થઈ ગયો છે અને તેના પ્રફુલ્લ કમલ સમાન મુખમંડળમાં ગ્લાનિ વિસ્તરી ગઈ છે અને તેથી જ અમારા મહારાજા જયકેશીએ આપને શોધી કાઢવામાટે તથા જો આપ મળી જાઓ તો આપ શ્રીમાન્ સાથે રાજકુમારી મયણલ્લા દેવીના લગ્નનો વાગ્દાનથી નિશ્ચય કરી આવવામાટે સુવર્ણશ્રીફળ તથા રત્ન આદિ નજરાણાની વસ્તુઓ આપીને મોકલ્યો છે હવે રાજકુમારી મયણલ્લા દેવીની આશા તથા મારા પરિશ્રમની સફળતા કિંવા નિષ્ફળતાનો આધાર આપ શ્રીમાનની ઉદારતા કિંવા કૃપણતા ઉપર જ રહેલો છે"

આ વાણીપ્રવાહને વહેવડાવીને ચિત્રકાર શ્રીનાથે એક રેશમી વસ્ત્રની પોટલીને છોડીને તેમાથી સુવર્ણનું એક શ્રીફળ તથા નાનાવિધ રત્નોથી ભરેલી સુવર્ણની એક લઘુ મંજૂષાને કાઢીને તે લઘુ મંજૂષા ગુર્જરાધીશના હસ્તમા સમર્પી દીધી અને ત્યાર પછી શ્રીફળને પણ આગળ ધર્યું શ્રીફળને જોઇને કર્ણરાજે કહ્યુ કે—

"ચિત્રકાર, લગ્નના આ પ્રસ્તાવને સ્વીકારવાની કદાચિત્ મારી પોતાની ઇચ્છા હોય, તો પણ મારાં પૂજ્ય માતુશ્રીની આજ્ઞા વિના મારાથી આ પ્રસ્તાવને સ્વીકારી શકાય તેમ નથી, કારણ કે, જ્યા સૂધી મારા પૂજ્ય માતુશ્રી અસ્તિત્વ ધરાવે છે ત્યાં સૂધી આવા વ્યાવહારિક વિષયોમાં તો હું સર્વથા પરાધીન જ છું અર્થાત્ મારા પૂજ્ય માતુશ્રીને પૂછયા પછી, હુ તમોને, આ પ્રસ્તાવને હુ સ્વીકારી શકીશ કે નહિ એ પ્રશ્નનું નિશ્ચયાત્મક ઉત્તર આવતી કાલે અથવા તો પરમ દિવસે આપીશ ત્યા સૂધી ધૈર્ય ધારો, મારા અતિથિ તરીકે પાન્થશાળામાં રહો અને રાજધાનીનું નિરીક્ષણ કરો. તમોને જ્યારે પણ વાહનની આવશ્યક્તા હોય ત્યારે તે રાજપુરોહિતને કહીને મંગાવી લેજો" કર્ણરાજે તત્કાળ ઉત્તર ન આપવાનું કિંવા લગ્નના પ્રસ્તાવને ન સ્વીકારી શકવાનું યોગ્ય કારણ શાવ્યુ

"વિવેકી વસુધરાધીશ, મારી પોતાની તો એવી જ માન્યતા છે કે આવા શુભ કાર્યમા શીઘ્રતા જ સિદ્ધિદાયિની હોવાથી આ શુભ કાર્યને આવતી કાલ અથવા પરમ દિવસપર મુલ્તવી રાખીને મુખ ધોવાનું નિમિત્ત દર્શાવી ચાલ્લો કરવામાટે આવેલી લક્ષ્મીને પાછી વાળી દેવી એ કોઈ પણ પ્રકારે ઇષ્ટ નથી અર્થાત્ આજનો દિવસ તે એક અત્યંત પવિત્ર તથા પર્વનો દિવસ હોવાથી અને પૂજ્ય રાજમાતા પણ સદ્‌ભાગ્યના યોગે સભાભવનમા અત્યારે વિદ્યમાન હોવાથી જો આપ શ્રીમાન્ આ ક્ષણે જ પૂજ્ય રાજમાતાની આજ્ઞાને મેળવી લઇને આ લગ્નવિષયક પ્રસ્તાવને સ્વીકારી લેશો, તો મારાપર તેમ જ અમારા મહારાજ જયકેશીપર આપ શ્રીમાનનો અતિશય ઉપકાર થશે, કારણ કે, મારા કાર્યની સિદ્ધિ થવાથી મારી ચિન્તાનો લોપ થશે અને ચિન્તાનો લોપ થવાથી મને નવ જીવનની પ્રાપ્તિ થઈ જશે મારો દૃઢ વિશ્વાસ છે કે પૂજ્ય અને વિચારશીલ રાજમાતા દેવી ઉદયમતી આ લગ્નવિષયક પ્રસ્તાવને સ્વીકારી લેવાની આજ્ઞા આપશે જ "ચિત્રકાર શ્રીનાથે લગ્નના પ્રસ્તાવને તત્કાળ સ્વીકારી લેવાનો ગુર્જરાધીશને આગ્રહ કર્યો

પરંતુ ગુર્જરાધીશ કર્ણરાજ ચિત્રકારના આ આગ્રહનો સ્વીકાર કિંવા અસ્વીકાર કરે તે પૂર્વે તો રાજમાતા ઉદયમતીની એક પ્રૌઢા દાસી સિંહાસન સમક્ષ આવીને ઊભી રહી અને ગુર્જરાધીશને નમન કરીને કહેવા લાગી કે "મહારાજ, સિંહાસનના પશ્ચાદ્‌ભાગમા રાજમાતા વિરાજેલા હોવાથી રાજસભામા અત્યાર સુધી ચાલેલો સમસ્ત સવાદ તેમના સાભળવામા આવી ચૂક્યો છે અને તેથી આ વિષયનો કેટલોક વિચાર કર્યા પછી તેમણે મને આપ શ્રીમાનને એમ જણાવવાની આજ્ઞા કરેલી છે કે 'જો તમો મારી આજ્ઞાને જ મહત્ત્વ આપતા હો, તો લગ્નના આ પ્રસ્તાવને અત્યારે અને આ ક્ષણે જ સ્વીકારી લ્યો અને કર્ણાટકની લક્ષ્મીતુલ્ય કુમારિકા રાજકુમારીની આકાક્ષાને પૂર્ણ કરો, એ જ મારી આજ્ઞા છે, માત્ર એટલું જ નહિ, પણ એક વિશિષ્ટ કારણથી તમારાં અખંડ સૌભાગ્યવતી રાણીશ્રી સુમિત્રા દેવીની પણ એ જ ઇચ્છા છે કે કોઇ પણ યોગ્ય રાજકુમારી સાથે તમારો દ્વિતીય શરીરસંબંધ થાય તો વધારે સારૂં' પછી તો જેવી આપ શ્રીમાનની ઇચ્છા, કારણ કે, રાજમાતા આપને આપની પોતાની ઇચ્છાથી વિરુદ્ધ વર્તાવવા નથી ઇચ્છતાં"

"જો મારા પરમ પૂજ્ય માતુશ્રીની જ આવી આજ્ઞા હોય, તો તેમની આજ્ઞાને હું પરમેશ્વરની આજ્ઞા સમાન પવિત્રતમ આજ્ઞા માનીને સ્વીકારૂં છુ અને કર્ણાટકી રાજકુમારી મયણલ્લા દેવીની ઇચ્છાને તેના પાણિગ્રહણથી તૃપ્ત કરવાનું વચન આપુ છું" આ શબ્દોના ઉચ્ચારથી ગુર્જરાધીશ કર્ણરાજે માતાની આજ્ઞાને શિરસાવંદ્ય કરીને ચિત્રકાર શ્રીનાથના હસ્તમાંના શ્રીફલને સ્વીકારી લીધું અને શ્રીફલસ્વીકારના એ વિધિથી ગુર્જરાધીશ કર્ણરાજ તથા કર્ણાટકી રાજકુમારી મયણલ્લા દેવીના શરીરસંબંધનો નિશ્ચય થઈ ગયો

પોતાના પરિશ્રમને સફળ થયેલો જોઇને ચિત્રકાર શ્રીનાથના આનન્દનો અવધિ થયો અને તેણે પૂછ્યું કે "મહારાજાધિરાજ વાગ્દાનનો વિધિ તો પૂજ્ય રાજમાતાની અનુમતિ તથા પરમાત્માની કૃપાથી પૂર્ણ થઈ ગયો, તો હવે જણાવો કે લગ્નમાટે આપ શ્રીમાન્ અહીંથી ક્યારે પ્રયાણ કરશો, આપ શ્રીમાનના ચરણસ્પર્શથી અમારા કર્ણાટક દેશની ભૂમિ ક્યારે પવિત્ર થશે અને

અમોને કેટલા મનુષ્યોના સત્કારનું ભાગ્ય પ્રાપ્ત થવાનું છે? કારણ કે, જો મને મારા આ પ્રશ્નનું અત્યારે જ ઉત્તર મળી જાય, તો મારાથી યથાસમય મારા અન્નદાતા સમક્ષ ઉપસ્થિત થઈને આપ શ્રીમાનના સત્કાર તથા આદરાતિથ્યની જે તૈયારીઓ કરાવવાની છે તે આપ શ્રીમાનના આગમન પૂર્વે જ કરાવી શકાય"

"ચિત્રકાર વિપ્રવર્ય, અમારી અહીંની રાજપૂતજાતિઓમાં પુરુષો પોતે પરણવામાટે નથી જતા; કિન્તુ અમારા રાજકર્મચારીઓ તથા સૈનિકોદ્વારા ખાંડું અથવા ખડ્ગ મોકલી દેવામા આવે છે, કન્યાનો પિતા તે ખાડા સાથે કન્યાને પરણાવી દે છે અને ખાડા સાથે પરણેલી કન્યા જ્યારે અમારા ગામ અથવા નગરમાં આવી લાગે છે ત્યારે પછી તેની સાથે બીજી વાર વિધિપૂર્વક અમો પરણીએ છીએ. અમારી આવી રૂઢિ હોવાથી હું તમો જ્યારે અહીથી જશો ત્યારે મારૂં ખાડું આપીને મારાં સૈનિકો, રાજકર્મચારીઓ તથા દાસીઓ આદિને તમારી સાથે મોકલીશ એટલે ત્યાં ખાડા સાથે પરણાવ્યા પછી તમારા રાજકુમારીને તેમની સાથે અહી વિદાય કરી દેજો." કર્ણરાજે ઉત્તર આપ્યુ.

"જેવી રાજરાજેન્દ્રની ઈચ્છા અને આજ્ઞા" ચિત્રકાર શ્રીનાથે ગુર્જરાધીશની આજ્ઞાને શિરસાવંદ્ય કરી લીધી

ચિત્રકાર શ્રીનાથ જે કાર્યમાટે ગુર્જરાધીશની રાજસભામાં આવ્યો હતો તે કાર્યની આવી રીતે સિદ્ધિ તથા સમાપ્તિ થઈ જવાથી અને વરુણપૂજાનો સમય પણ નિકટમા આવી લાગેલો હોવાથી ગુર્જરાધીશ કર્ણરાજે પાંચસો સુવર્ણમુદ્રા, વસ્ત્રાલંકાર તથા કેટલાક હસ્તલિખિત સુંદર ગ્રંથો તેમ જ ચિત્રો આદિ આપીને ચિત્રકાર શ્રીનાથનો યોગ્ય સત્કાર કર્યો; જે બે ચિત્રો તે રાજસભામા લાવ્યો હતો તે ચિત્રોને પોતાના મહાલયમા મોકલી દીધા, રાજપુરોહિતને તેનું પાન્થશાળામા એક પ્રથમ પંક્તિના અતિથિ તરીકે આદરાતિથ્ય કરવાની સૂચના આપી દીધી અને ત્યાર પછી તેને પોતાની સાથે હાથીની અંબાડીમાં બેસાડીને કર્ણરાજ સમારોહપૂર્વક વરુણ દેવની પૂજામાટે સરોવરની દિશામાં પ્રયાણ કરી ગયો વરુણદેવની પૂજા કરીને ગુર્જરાધીશ કર્ણરાજ સંધ્યાકાળે જ્યારે રાજમહાલયમા આવ્યો તે વેળાએ ત્યા રાજદાસીઓ તથા કેટલીક નાગરિકાઓ ઉત્તમ વસ્ત્રાભૂષણો ધારીને ગુર્જરાધીશના નવીન શરીરસંબંધ વિષયક આનન્દને દર્શાવનારા ગીતો મધુર કંઠથી ગાતી અને રાસ રમતી તેના જોવામા આવી.

ચિત્રકાર શ્રીનાથ જે વેળાયે પાન્થશાળામા પાછો આવ્યો તે વેળાયે સૂર્યનારાયણ કેટલાક સમયથી અસ્તાચલગામી થયેલો હોવાથી જો કે નિશાનો અધિકાર વિશ્વમા વ્યાપી ગયો હતો, પરંતુ આકાશમા પૂર્ણ ચન્દ્રનો ઉદય થઇ ગયેલો હોવાથી અંધકાર પોતાના અધિકારને વિસ્તારી શક્યો ન હોતો ચિત્રકારે જે ક્ષણે પોતાના કક્ષમા પ્રવેશ કર્યો તે ક્ષણે રાજમાતા ઉદયમતી પાસેથી અલ્પ સમય પૂર્વે જ પાન્થશાળામા આવેલી વિપ્રકુમારી ચિત્રાંગદા કિંવા આપાદમસ્તક શ્વેતવસ્ત્રપરિધાના ધવલ કુમારી નવયૌવના ચિત્રાંગદા ચિત્રકાર શ્રીનાથની પ્રતીક્ષા કરતી પર્યંકશય્યાને અઢેલીને દીપિકાના પ્રકાશની સહાયતાથી એક હસ્તલિખિત પુસ્તકના વાચનમા પોતાના સમયને વીતાડતી ઊભી હતી શ્રીનાથના ચરણધ્વનિને સાભળતાં જ તેણે પોતાના હસ્તમાંના પુસ્તકને પર્યંકશય્યામાં

મૂકી દીધું, શ્રીનાથને જોતા તેના મુખમંડળમાં સ્મિતની છટા વ્યાપી ગઈ અને શ્રીનાથ પણ તેના સ્મિતને જોઇને મંદ હાસ્યના રૂપમાં પોતાની પ્રસન્નતાને દર્શાવવા લાગ્યો.

---

# પ્રકરણ ૪ થું
## સદ્યોવધૂ કે બ્રહ્મવાદિની ?

"ચિત્રાગદે, મારા આગમનથી પૂર્વે જ તને અહીં ઊભેલી જોઇને એવી સ્પષ્ટ કલ્પના કરી શકાય છે કે મને અહીં આવી ગયેલો ધારીને તું ભોજનનો થાળ લઇને આવી છે અને મારી પ્રતીક્ષા કરતી ઊભી છે. અસ્તુ: આજે મારામાટે તે શા શા ભોજ્ય પદાર્થો તૈયાર કર્યા છે વારુ" ચિત્રાગદાસાથે વાર્તાલાપને આરંભવાના ઉદ્દેશથી ચિત્રકાર શ્રીનાથે ચિત્રાગદાને સંબોધીને આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા અને તે સાથે પાઘડી તથા અંગરખાને ઊતારીને યથાસ્થાન મૂકવાના કાર્યને પણ તેણે આટોપી લીધું.

"તમારી પ્રકૃતિ અસ્વસ્થ હોવા છતાં રાત્રિના સમયમાં તમો ભોજન ન કરવાને બદલે ઉપરાસાપરી બે વાર ભોજન કરી શકો છો એ તમારા અકરાંતિયાપણાને જો હું જાણતી હોત, તો અત્યારે ભોજન ન લઈ આવવાની મેં જે ભયંકર ભૂલ કરી છે તે ભૂલ હું કદાપિ કરત નહિ. અંબર, કસ્તૂરી તથા કેશર મિશ્રિત દુગ્ધપાક, મુખમા નાખતા જ ભૂરો ભૂરો થઈ જાય તેવી સુંદર પૂરીઓ, કેસારયા ભાત, લચકો દાળ, આંબાના રસ જેવી સ્વાદિષ્ટ ખાટીમીઠી કઢી, આઠ પ્રકારના શાક, રાઇતાં, ચટણી, પાપડ અને તળેલી વડી આદિ અલ્પ સમય પૂર્વે જ તમારા ઉદરમા પ્રવેશેલા સર્વ પદાર્થોને તમારા ભીમ સમાન ભયાનક જઠરાગ્નિએ આટલી વારમાં બાળીને ભસ્મીભૂત કરી નાખ્યા કે શું ? જો એમ જ હોય, તો મારા પ્રમાદની મને ક્ષમા આપો અને મને તમારામાટે ભોજનનો થાળ લઇ આવવા દો; કારણ કે, નહિ તો તમારી રાક્ષસી ક્ષુધાના પરિણામે ક્યાક તમારી પ્રકૃતિમા વિકૃતિ થઈ જશે અને હવે તમો મહારાજાના માનીતા મિત્ર થયેલા હોવાથી મારા આ પ્રમાદની કથા મહારાજાને જણાવી દેશો, તો મારે મહારાજા તથા રાજમાતા ઉભયનો ઠપકો સાભળવો પડશે; કિંબહુના અમો દીન બ્રાહ્મણોનો રોટલો ટળી જવાનો પ્રસંગ પણ કદાચિત્ આવી લાગશે" આવા વિનોદાત્મક ઉદ્ગારો કાઢીને વિનોદિની ચિત્રાંગદાએ ઉતાવળથી ભોજનના થાળને લઇ આવવામાટે જવાનો કોઇ એક દક્ષ નટી સમાન અત્યંત ઉત્તમ અભિનય કરી બતાવ્યો; અર્થાત્ તે કક્ષના દ્વારને ઓળગીને બહાર છજામા નીકળી ગઈ.

પરંતુ શ્રીનાથે તેને બોલાવવાથી તે મંદ ગતિથી પાછી આવી અને નયનોને નીચા ઢાળીને શ્રીનાથ સમક્ષ ઊભી રહી એટલે શ્રીનાથ તેને સંબોધીને મૃદુ ભાવથી કહેવા લાગ્યો કે "ચિત્રાગદે, તુ સભાનુ વિસર્જન થયા પછી અહીં આવી ગયેલી હોવા છતા વરુણ દેવની પૂજા કરીને રાજમહાલયમા આવ્યા પછી મહારાજના આગ્રહથી હું પણ મહારાજાની સાથે બેસીને જમ્યો હતો; માત્ર એટલું જ નહિ, પણ ત્યા મારી જિવ્હાએ જે જે પદાર્થોનો આસ્વાદ લીધો હતો તેનો વૃત્તાન્ત તારા જાણવામા કેમ અને કેવી રીતે આવી શક્યો વારુ ?"

"તમારી માન્યતા અનુસાર સભાનું વિસર્જન થયા પછી તત્કાળ હું અહીં પાછી આવી ન હોતી, કિન્તુ રાજમાતા તથા રાજમહિષીના આગ્રહથી ત્યાં જ રોકાઈ રહી હતી; માત્ર એટલું જ નહિ, પણ તમારા સમક્ષ ભોજનનો જે થાળ આવ્યો હતો તે થાળ પણ મેં પોતે જ પીરસીને મોકલાવ્યો હતો" ચિત્રાગદાએ તે સમસ્ત વૃત્તાન્તના જ્ઞાનનું કારણ દર્શાવ્યું

"ત્યારે તો તું પણ ત્યાંથીજ જમીને આવી હઈશ, કેમ ખરૂં કે નહિ?" શ્રીનાથે પૂછ્યું

"ભોજનકાર્યથી નિવૃત્ત થઇને તમો ગુર્જરાધીશ સાથે રાજમહાલયના ગ્રંથાલયમા તાંબૂલભક્ષણ તથા વાર્તાલાપમાં નિમગ્ન થયા હતા તે વેળાયે રાજમાતા તથા રાજમહિષીના અત્યંત આગ્રહને વશ થઇને મેં પણ ત્યાં જ ભોજન કરી લીધું હતું અને તમારા આગમનથી પૂર્વે જ અહી પહોંચી આવવાની મારી ઈચ્છા હોવાથી રથને વેગપૂર્વક હંકાવીને તમારા આગમનથી અલ્પ સમય પૂર્વે જ પાન્થશાળામાં આવી વસ્ત્ર બદલીને હું આ કક્ષમાં તમારી પ્રતીક્ષા કરતી જ ઊભી હતી" ચિત્રાગદાએ વિસ્તૃત ઉત્તર આપ્યું

"જે વેળાયે સભાનું વિસર્જન થયુ તે સમયથી જ મારૂં હૃદય પણ તને મળવામાટે અને આજના તારા અગાધ પરિશ્રમથી મારા પરિશ્રમની થયેલી કલ્પનાતીત સફળતાનું સમસ્ત શ્રેય તને આપવામાટે અતિશય આતુર તથા અધીર થઈ રહ્યું હતું ચિત્રાગદે, તારો કેવળ મારાપર જ નહિ, કિન્તુ રાજકુમારી મયણલ્લા દેવી તથા અમારા મહારાજા જયકેશીપર પણ એટલો બધો ઉપકાર થયો છે કે અમારાથી તારા એ ઉપકારના ભારથી કદાપિ મુક્ત થઈ શકાય તેમ છે જ નહિ" ચિત્રકાર શ્રીનાથે ચિત્રાગદા પ્રતિ આ ઉદ્ગારોથી પોતાની સંપૂર્ણ કૃતજ્ઞતા દર્શાવી

"ચિત્રકાર મહાશય, મેં તમારાપર, રાજકુમારી મયણલ્લા દેવીપર તેમ જ તમારા મહારાજા જયકેશી મહારાજપર જે અગાધ ઉપકાર કર્યો છે તે અગાધ ઉપકારના ભારથી તમારામાની કોઇ પણ વ્યક્તિથી મુક્ત થઇ શકાય તેમ નથી, એ વાક્યોને ઉચ્ચારવામા તમારો આશય શો સમાયલો છે તે હું સમજી શકતી નથી આ વાક્યોને ઉચ્ચારવામા જો તમારો એવો જ આશય સમાયલો હોય કે 'ચિત્રાગદા ારી ભોળી હોવાથી આવા મીઠા મધ જેવા શબ્દોને સાભળીને રાજી રાજી જશે અને ઉપકારના યોગ્ય મૂલ્યને વસૂલ કરવાની વાતને વિસરી જશે, તો મારી એ માન્યતા સર્વથા તમારા પ્રમાદને જ દર્શાવનારી છે, કારણ કે, પોતાના કરેલા ઉપકારના વાસ્તવિક મૂલ્યને વ્યાજસહિત વસૂલ કરવાની વાતને વિસરી જાય એટલી બધી આ ચિત્રાગદા મૂર્ખ અથવા ભોળી નથી એ જો તમો ન જાણતા હો તો અવશ્ય જાણી રાખજો મારા આ ઉપકારના મૂલ્યની રકમ એટલી મોટી છે કે તેનું વ્યાજ પણ તમારાથી માડ માડ ભરી શકાશે અને તેથી મૂળ રકમ તો સદાને માટે જેમની તેમ જ તમારા માથાપર ચઢીને ઊભી રહેશે." ચિત્રાગદાએ ચિત્રકારની કૃતજ્ઞતાનો વિપરીત અર્થ ઉપજાવીને આ પ્રમાણેના ઉદ્ગારો કાઢયા.

"ત્યારે શું તારી એવી માન્યતા છે કે તારા ઉપકારનું મૂલ્ય તને ન આપવાના ઉદ્દેશથી મેં રિક્ત કૃતજ્ઞતા દર્શાવવામાટે જ આ શબ્દો ઉચ્ચાર્યા

છે? જો તારી એવી માન્યતા હોય તો મારે પણ તને સ્પષ્ટ શબ્દોમા દર્શાવી દેવુ જોઇએ કે તારી એ માન્યતા સર્વથા પ્રમાદમૂલક છે, કારણ કે, આજે રાજસભામાં ગુર્જરાધીશ કર્ણરાજે મને જે પાંચસો સુવર્ણમુદ્રા, વસ્ત્રાલંકાર, કેટલાક હસ્તલિખિત સુંદર ગ્રથો તથા ચિત્રો આદિ વસ્તુઓ આપી છે અને જે વસ્તુઓને ગુર્જરાધીશનો એક અનુચર મારા આગમન પૂર્વે જ અહીં લાવીને રાખી ગયો છે તે સર્વે વસ્તુઓ તને જ સમર્પી દેવાનો મેં ક્યારનોય નિશ્ચય કરી રાખ્યો છે, માત્ર એટલુંજ નહિ, પણ જ્યારે રાજકુમારી મયણલ્લા દેવી ગુર્જરાધીશનાં રાજમહીષી થઇને પાટણમાં પધારશે, તે વેળાયે તારા આ ઉપકારના મોઘા મૂલ્યની જે રકમ બાકી રહી ગઇ હશે તે પણ તને વ્યાજસહિત કિંબહુના ચક્રવર્તિ વ્યાજસહિત મળી જશે એ નિઃસંશય છે, કારણ કે, કર્ણાટકની રાજકન્યા ઔદાર્યની સાક્ષાત્ પ્રતિમા છે." ચિત્રકાર શ્રીનાથે આ શબ્દોના ઉચ્ચારથી ચિત્રાંગદાની માન્યતાને અસત્ય કિંવા ભ્રમમૂલક સિદ્ધ કરી બતાવી

"ચિત્રકાર મહાશય, આ ઉપકાર કરવામા મે મારી પોતાની જે એક બહુમૂલ્ય વસ્તુને ખોઇ દીધી છે તે વસ્તુનું મૂલ્ય તમારાથી આંકી શકાય તેમ ન હોવાથી જ્યારે કર્ણાટકની રાજકન્યાના દર્શનનો અવસર મને પ્રાપ્ત થશે ત્યારે તેમની પાસેથી જ હુ મારી તે બહુમૂલ્ય વસ્તુના મૂલ્યને વસૂલ કરી લઇશ; કારણ કે, મારી તે બહુમૂલ્ય વસ્તુના બદલામા મારે તેવી જ એક બહુમૂલ્ય વસ્તુ મેળવવાની છે અને તેથી અત્યારે આ તુચ્છ વસ્તુઓને સ્વીકારીને સંતુષ્ટ થવાની મારી ઇચ્છા નથી. અર્થાત્ વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી આ વિષયની ચર્ચાને હવે આટલેથી જ અટકાવી દ્યો તો તમારી મોટી કૃપા." ચિત્રાગદાએ માર્મિક ઉદ્ગારો કાઢ્યા

ચિત્રકાર શ્રીનાથ ચિત્રાગદાના એ ઉદ્ગારોમાં સમાયલા મર્મને તત્કાળ સમજી શક્યો નહિ અને તેથી ચિત્રાગદાની ઇચ્છા અનુસાર એ વિષયની ચર્ચાને આટલેથી જ અટકાવી દઇને કહેવા લાગ્યો કે. "ચિત્રાગદે, હું રાજકુમારી મયણલ્લા દેવીને તારા આ ઉપકારનો તારી ઇચ્છા અનુસાર પૂરેપૂરો બદલો વાળી આપવાની ભલામણ કરી દઇશ પણ હા, અત્યારે ગુર્જરાધીશ કર્ણરાજનુ વય કેટલાક વર્ષનું હશે, એ તું જાણે છે ખરી કે? કારણ કે, આવા પ્રશ્નો કર્ણાટકમાં મને પૂછાશે અને મારે તે પ્રશ્નોના યથાર્થ ઉત્તરો આપવા જ પડશે"

"ગુર્જરાધીશના વયના સબધમા તમારું પોતાનું અનુમાન શુ છે વારુ?" ચિત્રાગદાએ સામો પ્રશ્ન પૂછ્યો

"ગુર્જરાધીશ કર્ણરાજના શરીરસંગઠનને જોતા તો તેઓ શ્રીમાનની અવસ્થા ત્રીસ વર્ષથી ઓછી તો ન જ હોવી જોઇએ એવું સહજ અનુમાન કરી શકાય છે, પરતુ આવા અનુમાનો કેટલીક વાર અસત્ય પણ સિદ્ધ થાય છે, કારણ કે, કેટલાક સ્ત્રીપુરુષો પોતાના શરીરસંગઠનના યોગે તેમની પોતાની યથાર્થ અવસ્થા કરતા ઓછી અવસ્થાના દેખાય છે અને કેટલાક સ્ત્રીપુરુષોની અવસ્થા હોય તેથી વધારે પણ જણાય છે" ચિત્રકારે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"તમારું અનુમાન બહુધા સત્ય છે, કારણ કે, મહારાજા કર્ણરાજ અત્યારે પોતાના વયના ચોત્રીસમા વર્ષમા વિહાર કરી રહ્યા છે અને રાજકુમારી મય-

ણલ્લા દેવીની અવસ્થા પણ વીસ વર્ષની લગભગમાં છે એટલે જોડી બરાબર છે; કારણ કે, કન્યાની અવસ્થા કરતાં વરની અવસ્થા ઓછામાં ઓછી પણ દશથી બાર વર્ષ જેટલી તો વધારે હોવી જ જોઇએ એવું ધર્મશાસ્ત્ર તથા શારીર શાસ્ત્રનું પ્રમાણ છે" ચિત્રાંગદાએ કર્ણરાજની અવસ્થાને દર્શાવવા સાથે ભાવિ રાજદંપતીની યોગ્યવયસ્કતા પણ દર્શાવી દીધી

"જો ગુર્જરાધીશની અવસ્થા ચોત્રીસ વર્ષની હોય, તો રાજકુમારી મયણલ્લા દેવીની તેઓ સારામાં સારી જોડ છે એમ જ કહી શકાય એ નિ:સંશય છે; પરંતુ ચિન્તાનો વિષય માત્ર એટલો જ છે કે જો ગુર્જરાધીશના અંતઃપુરમાં તેમની બહુસંખ્ય રાણીઓ અમારા રાજકુમારીનો દ્વેષ કરવા માડશે તો અમારાં દેવકન્યાતુલ્ય રાજનન્દિનીનો અવતાર ધૂળમાં મળી જશે" ચિત્રકારે ચિન્તાના એક વિશિષ્ટ કારણને વ્યક્ત કરી બતાવ્યું

પરંતુ ચિત્રાંગદા ચિત્રકારને આશ્વાસન આપતી પુલકિત વદનથી કહેવા લાગી કે. "શ્રીમાન્ શ્રીનાથજી, અમારા મહારાજા કર્ણરાજના અંતઃપુરમાં તેઓ શ્રીમાન્નાં એક જ રાજમહિષી સુમિત્રા દેવી વિરાજે છે અને તેઓ શ્રીમતી તો પોતાના પતિદેવના આ નવીન શરીરસંબંધમાટે આનન્દ પૂર્વક પોતાની અનુમતિ દર્શાવી ચૂક્યા છે એટલે આ ચિન્તાને હૃદયમા સ્થાન આપવાનું કાંઈ પણ પ્રયોજન ન હોવાથી આપ આ અકારણ ચિન્તાથી સર્વથા મુક્ત થઈ જાઓ અને આનન્દમગ્ન થાઓ; કારણ કે, મહારાણી સુમિત્રા દેવી મહારાજા કર્ણદેવનાં સમાનવયસ્કા હોવા છતાં અને તેમના લગ્નપ્રસંગને ચૌદ વર્ષ જેટલો કાલાવધિ થઇ ગયેલો હોવા છતાં અદ્યાપિ તેઓ સીમંતિની થવાના તથા પુત્રની માતાની પદવીને મેળવવાના ભાગ્યને પ્રાપ્ત કરી શક્યા નથી અને તેથી ભવિષ્યમાં તેઓ માતૃપદને મેળવી શકશે કે નહિ એ વિષયનો તેમના મનમાં નિશ્ચય ન હોવાથી આજે એક વર્ષથી તેઓ પોતે જ રાજમાતા ઉદયમતી દેવીને ગુર્જરાધીશનો દ્વિતીય લગ્નસંબંધ કરી આપવામાટેનો વારંવાર આગ્રહ કરી રહ્યા છે અને આજે તેમની એ ઈચ્છા પૂર્ણ થવાથી તેમના આનંદનો અવધિ થઈ ગયો છે રાજમાતા તથા મહારાણીનો પરસ્પર એટલો બધો પ્રેમભાવ છે અને [illegible]જમાતા પોતાની સ્નુષાના સદ્ગુણોથી એટલી સીમા પર્યન્ત મુગ્ધ થયેલા [illegible] કે જો મહારાણીની પોતાની અનુમતિ ન હોત, તો રાજમાતા ગુર્જરાધી[illegible] લગ્ન વિષયક આ પ્રસ્તાવને સ્વીકારવામાટેની આજ્ઞા કદાપિ આપત નહિ [illegible]ને રાજકુમારી મયણલ્લા દેવી, તમારા મહારાજા જયકેશી તથા તમારી પોતાની આશા કદાપિ સફળ થઇ શકત નહિ. સારાંશ કે, તમારા કાર્યની સિદ્ધિમાટે તમારે સર્વથી પ્રથમ અને સર્વથી વિશેષ ઉપકાર તો મહારાણી સુમિત્રા દેવીનો જ માનવો જોઇએ"

"જો તારું આ કથન સત્ય હોય, તો તો રાજકુમારી મયણલ્લા દેવીના સદ્ભાગ્યની પરિસીમા થયેલી જ કહી શકાય" શ્રીનાથે કહ્યુ.

"મારા આ કથનની વાસ્તવિકતાનો અપરોક્ષ અનુભવ રાજનન્દિની મયણલ્લા દેવી વિના અન્ય કોઈ વ્યક્તિને મળવાનો સંભવ ન હોવાથી અત્યારનો આપણો આ વાદવિવાદ નિરર્થક છે" ચિત્રાંગદાએ આ વાક્યના ઉચ્ચારથી શ્રીનાથને એ વિષયની ચર્ચાને વિશેષ ન લંબાવવાની માર્મિક સૂચના આપી દીધી.

"મહારાણી સુમિત્રા દેવી અભિજાતશાલ્વશીયા તથા રૂપસુંદરી તો અવશ્ય હોવાં જ જોઇએ." ચિત્રકાર શ્રીનાથ બોલ્યો

"અમારાં મહારાણી સુમિત્રા દેવી એક ઇતિહાસપ્રસિદ્ધ ચહુઆણવંશીય રાજાનાં સુપુત્રી છે અને તેમની રૂપસુંદરતાની એટલાથી જ કલ્પના કરી શકાય તેમ છે કે બાણભટ્ટે પોતાના 'કાદંબરી' નામક કથાગ્રંથમાં કથાનકની નાયિકા કાદંબરી તથા ઉપનાયિકા મહાશ્વેતાના રૂપ તથા સૌન્દર્યનું જે આલંકારિક વર્ણન આપેલું છે તે વર્ણનનો બહુ અંશ જાણે મહારાણી સુમિત્રા દેવીનાં રૂપ તથા સૌન્દર્યને જોઇને જ લખાયો હોયની! એવો જ મને તો વારવાર ભાસ થયા કરે છે" ચિત્રાંગદાએ સુમિત્રાની રૂપસુન્દરતાનો દૃષ્ટાંતથી ભાસ કરાવ્યો

"યૌવન, ધનસંપત્તિ, કુલીનતા તથા ગુર્જરેશ્વરીની પદવી અને અનિર્વચનીય રૂપસુન્દરતા આદિ એક એકથી ઉત્તમ ઐશ્વર્યના અધિકારિણી હોવા છતા મહારાણી સુમિત્રા દેવીમા નિરભિમાનિતા, સ્નેહાર્દ્રતા, અનુકંપા તથા નમ્રતા આદિ અપૂર્વ સદ્ગુણોનો નિવાસ મને તો સુવર્ણમાં સુગંધના નિવાસ સમાન અશ્રુતપૂર્વ જ દેખાય છે પરમાત્મા એ આર્ય રમણીરત્નની સર્વ ભદ્ર અભિલાષાઓને પૂર્ણ કરે એવો મારો અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે" ચિત્રકાર શ્રીનાથે સુમિત્રા દેવીની પ્રશંસા કરીને કૃતજ્ઞતાદર્શક શુભ આશીર્વાદ આપ્યો

"ત્યારે મને હવે વિદાય થવાની આજ્ઞા છે?" ચિત્રાંગદાએ જવાની ઇચ્છા દર્શાવી

"નહિ, હજી થોડી વાર તારે મારી સેવામા ઉપસ્થિત રહેવાની ઉદારતા દર્શાવવી જ પડશે, કારણ કે, મારે કેટલાક આવશ્યકીય પ્રશ્નોનો તારાં ઉત્તરો દ્વારા અત્યારે અને આ ક્ષણે જ નિર્ણય કરી લેવાનો છે" શ્રીનાથે આ નિમિત્ત દર્શાવીને ચિત્રાંગદાને તત્કાળ જવાની આજ્ઞા ન આપી

"રાત્રિનો એક પ્રહર કરતા પણ કાંઇક અધિક સમય વીતી ગયો છે એ તમારા લક્ષમાં છે ખરું કે નહિ?" ચિત્રાંગદાએ કહ્યું

"તારાં માતાપિતાને કહે જે કે 'આજના પરિશ્રમથી શ્રીનાથની પ્રકૃતિ વળી પાછી અસ્વસ્થ થઈ ગયેલી હોવાથી મારે તેમની શુશ્રૂષામાટે આટલી વાર તેમની પાસે બેસી રહેવું પડ્યું હતું,' એટલે તેઓ તને વધારે કાંઈ પણ પૂછશે નહિ, એવો મારો દૃઢ નિશ્ચય છે" શ્રીનાથે અસત્યવાદનો ઉપદેશ આપ્યો

"વિલંબનું કારણ મારે શું દર્શાવવું અને શું નહિ, એ મારી ઇચ્છાનો વિષય હોવાથી આ વિષયને તમો કૃપા કરીને માડી વાળો અને તમારે જે કાંઈ પણ પ્રશ્નો પૂછવાના હોય તે આનન્દપૂર્વક તથા કોઇ પણ પ્રકારના સંકોચ વિના પૂછી લ્યો આપણે આ બેઠાં નીરાંત કરીને; કારણ કે, ઉભી રહી રહીને હું થાકી ગઈ તોય તમોએ મને બેસવાનો આગ્રહ ન કર્યો અને તેથી આ તે મારે વિનયને ત્યાગીને ગાદીપર બેસી જવું પડે છે તેની, આશા છે કે, તમો અવશ્ય ક્ષમા આપશો જ" આવા વિનોદાત્મક ઉદ્ગારો કાઢીને ચિત્રાંગદા ચિત્રકાર શ્રીનાથથી અલ્પ અંતરે ગાદીપર પલાઠી મારીને બેસી ગઈ

"આ તારા અવિનયનું નહિ, કિન્તુ મારા અવિવેકનું પરિણામ હોવાથી મારે જ તારી ક્ષમા માગવી જોઇએ, છતા તું મારી ક્ષમા માગે છે એ તારી

નમ્રતા તથા વિનયશીલતાનું જ પરિણામ છે અને એમાટે હું તને ધન્યવાદ આપું છું" શ્રીનાથે પોતાના પ્રમાદને સ્વીકારીને ચિત્રાંગદાની પ્રશસા કરી

"પણ હવે તમો મને પૂછવા શું માગો છો વારૂ?" ચિત્રાંગદાએ પોતાની પ્રશંસા પ્રતિ દુર્લક્ષ કરીને શ્રીનાથને મુદ્દાની વાતપર આવી જવાનું જણાવ્યુ

"પ્રથમ તો ગુજરાતના સોલકી રાજવંશનો કેટલોક ઇતિહાસ મારે તારા મુખથી જાણી લેવાનો છે" શ્રીનાથે સોલકીઓના ઇતિહાસને જાણવાની ઇચ્છા દર્શાવી

"આજે ગુર્જરાધીશ કર્ણરાજે જે કેટલાક ગ્રથો તમોને આપ્યા છે તેમાના એક ગ્રંથમાં કર્ણરાજ મહારાજના સ્વર્ગવાસી પિતાશ્રી મહારાજા શ્રી ભીમદેવ બાણાવળીની કાર્યકીર્તિ પર્યન્તનો ગુજરાતના સોલકી રાજાઓનો ઇતિહાસ વિસ્તારપૂર્વક વર્ણવાયલો હોવાથી જો તે ગ્રંથને વાંચવાનો પરિશ્રમ લેશો, તો તમારી આકાંક્ષા પૂર્ણ થઇ જશે અને વર્તમાન ગુર્જરાધીશની કાર્યકીર્તિનો ઇતિહાસ હું તમોને આવતી કાલે કહી સભળાવીશ" ચિત્રાંગદાએ શ્રીનાથને તેની આ જિજ્ઞાસાની પૂર્તિનો યોગ્ય માર્ગ દર્શાવી દીધો

"આ પ્રશ્નનો તો જાણે નિર્ણય થઇ ગયો એટલે હવે મારો દ્વિતીય પ્રશ્ન એ છે કે ગુજરાતની આ પુરંદરપુરીતુલ્ય રાજધાની પાટણ નગરીનુ મારાથી સાંગોપાગ નિરીક્ષણ કેટલાક દિવસમા કરી શકાશે? કારણ કે, ત્રણ ચાર દિવસમા તો મારો અહીથી મારા દેશમા સત્વર પહોંચવામાટે પ્રયાણ કરી જવાનો વિચાર છે" ચિત્રકારે પોતાની દ્વિતીય ઇચ્છા દર્શાવી

શ્રીનાથના એ પ્રશ્નના ઉત્તરમા ચિત્રાંગદા કહેવા લાગી કે "શ્રીનાથ મહાશય, અત્યંત વિશાળ પાટણ નગરનુ ત્રણ કે ચાર દિવસમા તમારાથી કદાચિત્ સાધારણ નિરીક્ષણ કરી શકાશે, પરંતુ જો પાટણ નગરનું સાંગોપાગ નિરીક્ષણ કરવાની જ તમારી ઇચ્છા હોય, તો ઓછામા ઓછો એક પક્ષ જેટલો સમય વીતાવ્યા વિના તમારાથી પોતાની એ ઇચ્છાને પૂર્ણ કરી શકાય તેમ છે જ નહિ; કારણ કે, પાટણ નગર અત્યંત વિશાળ છે, એની અવલોકનીય વસ્તુઓ અસંખ્ય છે અને તે વસ્તુઓના વૃત્તાન્તો પણ મનોહર હોવા સાથે વિસ્તૃત છે મારો તો તમોને એ જ ઉપદેશ છે કે તમોએ દોઢ વર્ષ જેટલો દીર્ઘ કાળ સતત પ્રવાસજન્ય પરિશ્રમમા વીતાડેલો હોવાથી અને અદ્યાપિ તમારી પ્રકૃતિ થવી ઇએ તેટલી સ્વસ્થ થયેલી ન હોવાથી અહીં જ એક માસ જેટલો સમય ...તિમા વીતાડવાના નિશ્ચયપર આવી જાઓ, યથાવકાશ શાતિપૂર્વક અમારા ...ગ નગરનું નિરીક્ષણ કરતા રહો, પાટણની પ્રભુતાથી પૂર્ણ પરિચિત થાઓ ...મને ગુજરાતના ગૌરવનો ગહન અભ્યાસ કરી લ્યો, કારણ કે, હવે તમો ગુર્જરાધીશના પોતાના શ્વસુરપક્ષીય અતિથિ હોવાથી તમોને એમાટેનાં જે કાંઈ પણ સાધનો જોઇશે તે સાધનો તત્કાળ મળી શકશે એટલે એ વિષયની ચિન્તા તો છે જ નહિ"

"જો કે એક માસ જેટલો સમય તો મારાથી અહીં હવે કોઇ પણ પ્રકારે વીતાડી શકાય તેમ છે જ નહિ; છતાં વિશેષ વિચાર કરીને આ વિષયનો અતિમ નિર્ણય આપણે આવતી કાલે કરી નાખીશુ." એ વિષયની ચર્ચાને આટલેથી સમાપ્ત કરીને ચિત્રકાર શ્રીનાથે હૃદયના કિંચિત્ સંકોચપૂર્વક ચિત્રાંગદાને પૂછ્યુ

કે "ચિત્રાંગદે, તમારી ગુર્જરદેશવાસિની બ્રાહ્મણજાતિયોમાં કન્યાને કેટલા વર્ષની અવસ્થામા પરણાવી દેવાનો નિયમ પ્રચલિત છે વારુ? ગુજરાતમાં આર્ય કન્યાઓના લગ્નની વ્યવસ્થા મનુની આજ્ઞા અનુસાર કરવામા આવે છે કે એ વિષયમાં કોઇ અન્ય સ્મૃતિને પ્રમાણભૂત માનવામાં આવે છે?"

"મનુની તો એવી આજ્ઞા છે કે ત્રીસ વર્ષના યુવકે મનોહારિણી તથા દ્વાદશવર્ષીયા કન્યા સાથે અને ચોવીસ વર્ષના યુવકે તેવી જ અષ્ટવર્ષીયા કન્યા સાથે લગ્નસબંધ કરવો, પરંતુ મનુની એ આજ્ઞાનુ જો કેટલાક અપવાદોને વર્જ્ય કરવામા આવે, તો બહુધા આ દેશમા યથાર્થ પાલન નથી જ કરવામા આવતુ; કારણ કે, વર તથા કન્યાની અવસ્થામાનો એ અઢાર વર્ષનો અતરાય વિશેષ હોવાથી અમારા ગુજરાતી બ્રાહ્મણો પોતાની કન્યાઓને તેમની અવસ્થાના નવમા, દશમા, અગિયારમા અથવા તો અતે તેરમા વર્ષમાં તેઓ રજસ્વલા થવા પૂર્વે જ તેમનાથી જેમની અવસ્થા ઓછામાં ઓછી પાંચ વર્ષ અને વધારેમા વધારે આઠ વર્ષ મોટી હોય તેવા વરો સાથે પરણાવી દે છે, કારણ કે, જો પિતૃગૃહમા જ કન્યા રજસ્વલા થઇ જાય, તો કન્યાનાં માતાપિતા દોષને પાત્ર સિદ્ધ થાય છે એ શાસ્ત્રવિધાનને અહીંના બ્રાહ્મણોએ અધિક મહત્ત્વ આપેલું છે" ચિત્રાંગદાએ ઉત્તર આપ્યુ

"કદાચિત્ વરના વયના સબંધમાં મનુકથિત નિયમનું પાલન કરવામા ન આવતુ હોય તથાપિ લગ્નના પ્રસગે ગુજરાતની બ્રાહ્મણજાતિયો કન્યાના વયના સંબંધમાં તો અમારા દેશની બ્રાહ્મણજાતિયો પ્રમાણે જ મનુની આજ્ઞાનુ પાલન કરે છે એમ તારા આ ઉત્તરથી સ્પષ્ટ જણાઇ આવે છે અને એ વસ્તુસ્થિતિ હવે મારા જાણવામા આવી જવાથી આજે બે દિવસથી તને જે પ્રશ્ન પૂછવાનો વિચાર મારા મનમાં ઘોળાયા કરતો હતો તે પ્રશ્ન પૂછવાનુ સાહસ હવે મારાથી કરી શકાશે! ચિત્રકાર શ્રીનાથે આ ઉદ્દ્ગારોથી ચિત્રાંગદાના હૃદયમા એક વિશિષ્ટ જિજ્ઞાસાને ઉત્પન્ન કરી દીધી

"જે પ્રશ્ન પૂછવાનો વિચાર તમારા મનમાં બે દિવસથી ઘોળાયા કરતો હતો તે એવો ભયાનક પ્રશ્ન શો છે વારુ?" ચિત્રાગદાએ તેના તે પ્રશ્નને સાભળવાની અધીરતાને દર્શાવતા જિજ્ઞાસાદર્શક ભાવથી આ પ્રશ્ન પૂછ્યો

"મારો તે પ્રશ્ન એ છે કે તમારી ગુજરાતી બ્રાહ્મણજાતિયોમા કન્યાઓના મોડામાં મોડી તેર વર્ષની અવસ્થામાં તેઓ રજસ્વલા થવા પૂર્વે જ પરણાવી દેવાનો યોગ્ય નિયમ પ્રચલિત હોવા છતા અને તુ સત્તરથી અઢાર વર્ષના વયની એક સુશિક્ષિતા, રૂપગુણસંપન્ના તથા નવયૌવના બ્રાહ્મણકન્યા હોવા છતા અદ્યાપિ અવિવાહિતા અવસ્થાનેજ ભોગવી રહી છે તેનું કારણ શુ છે? કારણ કે, કારણ વિના કોઈ પણ કાર્ય સભવતું જ નથી એવો ન્યાયશાસ્ત્રનો અવિચલ સિદ્ધાન્ત છે અને એ સિદ્ધાતને તું પોતે પણ જાણતી હોવી જ જોઇએ' ચિત્રકાર શ્રીનાથે જે પ્રશ્ન બે દિવસથી તેના મનમા ઘોળાયા કરતો હતો તે પ્રશ્નને ચિત્રાગદા સમક્ષ વાણીદ્વારા વ્યક્ત કરી દીધો

ચિત્રાંગદા શ્રીનાથના આ પ્રશ્નને સાભળીને પ્રથમ તો કાઇક લજ્જિત થઈ ગઈ અને લજ્જાથી પોતાના નયનોને નીચા ઢાળીને વિચારમાં પડી ગઈ, પરતુ

અલ્પ સમયમાં જ તેણે પોતાની એ અકારણ લજ્જાને ત્યાગી દઇને ઓજસ્વિતાથી કહેવા માડ્યુ કે. "મહાનુભાવ ચિત્રકાર, આ નિયમ તે જ બ્રાહ્મણકન્યાઓ કિંવા અન્ય જાતિની કન્યાઓને લાગૂ પડી શકે છે કે જેમનો લગ્ન કરીને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાનો અભિલાષ હોય છે, કારણ કે, તેરમા વર્ષમા કોઈ પણ કન્યા પોતાના એ અભિલાષને સારી રીતે જાણી શકે છે તેમજ તેનો એ અભિલાષ તેની અનેક ચેષ્ટાઓદ્વારા તેના માતાપિતાના જાણવામા પણ આવી જાય છે અને તેથી જ તેઓ કન્યાને ઋતુમતી થવા પૂર્વે જ પરણાવી દે છે, પરતુ કેટલાક આદર્શ પુરુષો પ્રમાણે જે કન્યાનો આજન્મ અવિવાહિતા રહેવાનો અને સસારમા પ્રવેશ ન કરવાનો જ દૃઢ નિશ્ચય થયેલો હોય છે તે કન્યાને વિવાહનો એ નિયમ લાગૂ પડી શકતો નથી એ તમો નથી જાણતા કે શુ ? કારણ કે, પૂર્વકાળમાં આપણી પવિત્રતમ ભરતભૂમિમા એવી અનેક દિવ્ય રમણીઓ થઈ ગયેલી છે કે જેમણે વેદવિદ્યા કિવા બ્રહ્મજ્ઞાનમાં પારંગત થવાનો નિશ્ચય કરીને પોતાના બ્રહ્મચર્યને જીવનની અતિમ ઘટિકા પર્યન્ત અખડ રાખ્યુ હતુ અને તેથી જેઓ જનસમાજમાં સર્વત્ર 'બ્રહ્મવાદિની' સંજ્ઞાથી જ ઓળખાતી હતી અર્થાત્ મહાગૌરવશાલિની દેવી ગાર્ગી તેમ જ દેવી વાચકનવી આદિ ઇતિહાસપ્રસિદ્ધ સ્ત્રીઓ એ જ વર્ગની વનિતાઓ હતી એ તમોને નવીનતાથી જણાવવાની આવશ્યકતા છે ખરી કે?"

"તો શું, તુ ગાર્ગી સમાન બ્રહ્મવાદિની થવાની ઇચ્છાથી જ અદ્યાપિ અવિવાહિતા રહેલી છે ?" શ્રીનાથે આશ્ચર્યવિસ્ફારિત નયન તથા ભયદર્શક ભાવથી આ પ્રશ્ન પૂછ્યો.

"કદાચિત્ મારા મનમા બ્રહ્મવાદિની થવાની ઇચ્છા હોય, તો તે પણ સંભવનીય છે" ચિત્રાગદાએ મદમધુરહાસ્યપુલકિત વદનથી ઉત્તર આપ્યુ

"પરંતુ પુરુષ કિંવા સ્ત્રીને પુત્રની પ્રાપ્તિ વિના કદાપિ સ્વર્ગલોક તથા મોક્ષની પ્રાપ્તિ થઈ શકતી નથી અને લગ્ન વિના પુત્રની પ્રાપ્તિ થઇ શકતી નથી એટલામાટે સ્ત્રી તથા પુરુષમાટે લગ્નની આવશ્યકતા અનિવાર્ય છે એ ધર્માજ્ઞાને તું નથી જાણતી કે શું ?" શ્રીનાથે લગ્નની આવશ્યકતાનું પ્રતિપાદન કર્યું.

પરંતુ ચિત્રાગદા તત્કાળ તેના એ વાદનો પ્રતિવાદ કરતી કહેવા લાગી કે: પુત્રની પ્રાપ્તિ વિના મોક્ષનો અપ્રાપ્તિનો નિયમ પણ જો વાસ્તવિકતાથી જોવામા આવે, તો જેમણે ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરેલો હોય છે તે દંપતી નામને પ્રાપ્ત થયેલાં સ્ત્રીપુરુષોને જ લાગૂ પડી શકે છે, કારણ કે, સર્વ સ્ત્રીઓ તથા સર્વ પુરુષોએ ગૃહસ્થાશ્રમને સ્વીકારવો જ જોઇએ એવો શાસ્ત્રકારોનો દુરાગ્રહ ક્યાંય પણ આપણા જોવામા આવી શકતો નથી. અર્થાત્ બ્રહ્મચર્યપાલનની અવસ્થામા જ જો મનુષ્યના મનમાં જ્ઞાનના સંસ્કારથી વિરક્તતાનો આવિર્ભાવ થઈ જાય, તો તે મનુષ્યથી વચ્ચેના ગૃહસ્થાશ્રમ તથા વાનપ્રસ્થાશ્રમ એ ઉભય આશ્રમોને સર્વથા ત્યાગી દઇને સંન્યાસાશ્રમ નામક ચતુર્થ આશ્રમનો તત્કાળ સ્વીકાર કરી શકાય છે; કારણ કે, 'यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत् । तेन ब्रह्मचर्यादपि प्रव्रजेत्' એમ 'કૌસ્તુભ'કારે એક સ્થાનમાં સ્પષ્ટ કહેલું છે અને એનો અર્થ એવો થાય છે કે 'વિરક્તતા ઉત્પન્ન થતાની સાથે જ એક ક્ષણમાત્રના

પણ વિલંબ વિના પ્રવ્રજ્યા એટલે કે સન્યસ્તદીક્ષા આપી દેવી; બ્રહ્મચર્યાશ્રમમા હોવા છતા પણ સન્યાસાશ્રમની દીક્ષા લઈ લેવી.' અર્થાત્ આ વચનોથી પ્રત્યેક સ્ત્રી તથા પુરુષે ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરવો જ જોઇએ એવો શાસ્ત્રકારોનો ઉદ્દેશ છે જ નહિ, ગૃહસ્થાશ્રમને સ્વીકારવાનો પ્રશ્ન પ્રત્યેક સ્ત્રી કિંવા પુરુષની ઇચ્છા કિંવા મન સ્થિતિપર જ અવલંબી રહેલો હોય છે અને તેથી આ વિષયમા પ્રત્યેક સ્ત્રી તથા પુરુષ સંપૂર્ણ સ્વતંત્ર છે એ વાર્તાને વારવાર સિદ્ધ કરી બતાવવાની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી પોતાની આ વિવાહવિષયક સ્વતત્રતાના કારણથી જ અત્યત પ્રાચીન કાળમા રામભક્ત હનુમાન્, વ્યાસપુત્ર શુકદેવ, કાર્તિકસ્વામી તથા ભીષ્મ પિતામહ આદિ પુરુષોએ વિવાહની લાલસાને અંતઃકરણમા ઉત્પન્ન થવા દીધી ન હોતી અને ત્યાર પછી શંકરાવતાર સ્વામી શંકરાચાર્યજીએ પણ બ્રહ્મચર્યાશ્રમમાથી જ સન્યાસાશ્રમને સ્વીકારી લીધો હતો એ સર્વ ઉદાહરણો સર્વવિશ્રુત તથા શાસ્ત્રકથિત હોવાથી એ જ વિષયનુ સમર્થન કરનારા છે કે સર્વ સ્ત્રીપુરુષોએ ગૃહસ્થાશ્રમને સ્વીકારવો જ જોઇએ અને જો તેઓ ગૃહસ્થાશ્રમને ન સ્વીકારે તો તેમણે નરકની યંત્રણાને ભોગવવામાટે તૈયાર રહેવું જ જોઇએ એ કથનમા તથ્ય જેવું કાઈ પણ નથી, કારણ કે, જો એ કથન વાસ્તવિક હોય, તો પછી હનુમાન્, શુકદેવ, કાર્તિકસ્વામી, ભીષ્મ પિતામહ અને ભગવાન્ શકરાચાર્ય આદિ સર્વ પુરુષપુગવો નરકગામી થયેલા હોવા જોઇએ એમ જ આપણે માનવું પડશે. તો હવે કહો કે એ સર્વ પુરુષપુંગવોને નરકાધિકારી તરીકે સ્વીકારવાની ધૃષ્ટતા તમારાથી કરી શકાય તેમ છે ખરું કે?"

"નહિ, એ ધૃષ્ટતા મારાથી કિંવા અન્ય કોઇ પણ વિચારશીલ પુરુષથી કદાપિ કરી શકાય તેમ નથી" ચિત્રકાર શ્રીનાથે આ ઉત્તરથી અશત પોતાના પરાજયને સ્વીકારી લીધો

શ્રીનાથના પરાજયથી ચિત્રાંગદાના ઉત્સાહની વૃદ્ધિ થતા તે પોતાના બુદ્ધિવાદને આગળ લંબાવતી પુન કહેવા લાગી કે "જ્યારે એમ જ છે તો પછી ગૃહસ્થાશ્રમને ન સ્વીકારનાર સ્ત્રીપુરુષોને નરકાધિકારી દર્શાવવાની કલ્પનાને મહત્ત્વ આપવાનું કાઇ પણ પ્રયોજન છે ખરું કે? નહિ અને નહિ, કારણ કે, ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કેવળ ઐચ્છિક હોઇને તે સ્ત્રી તથા પુરુષ ઉભયને એક સરખી રીતે લાગૂ પડી શકે છે 'મહાભારત'ના 'શલ્ય પર્વ'મા એક વૃદ્ધા સ્ત્રી સાથે દેવર્ષિ નારદના સવાદની જે કથા વર્ણવાયલી છે તે કથામાની વૃદ્ધા સ્ત્રી અવિવાહિતા તથા બ્રહ્મવાદિની હતી તેમ જ 'મહાભારત'ના 'અનુશાસન પર્વ'મા વ્યાસજીએ ઉત્તરા નામક જે એક સ્ત્રીનુ વર્ણન કરેલું છે તે ઉત્તરા પણ પોતાની વૃદ્ધાવસ્થા થતા સુધી અવિવાહિતા જ રહી હતી, એ ઉદાહરણો પણ અવશ્ય તમારા સ્મરણમા હોવાં જ જોઇએ મારા કથનનું જે તાત્પર્ય છે તે એ જ કે વિવાહની લોહમયી ધુરાને સ્કધપર ધારણ કરવાની આવશ્યકતાનું શાસ્ત્રકારોએ ક્યાય પણ પ્રતિપાદન કર્યું નથી, માત્ર એટલુ જ નહિ, પણ એ વિષય મેં હમણા જ જણાવ્યા પ્રમાણે સર્વથા ઐચ્છિક હોવાથી શાસ્ત્રકારોએ પોતાના નિર્મેલા શાસ્ત્રોમા જે સ્ત્રીઓ વિદ્યાર્જન તથા જ્ઞાનાર્જનમા પોતાનું આયુષ્ય ન વીતાડતાં સંસારમાં પ્રવેશવાની ઇચ્છા ધરાવે છે તેમને 'સદ્યોવધૂ'

નામથી અને જે સ્ત્રીઓ સસારમા પ્રવેશ ન કરતાં વિદ્યાર્જન તથા જ્ઞાનાર્જનમા જ પોતાના આયુષ્યને વીતાડવાનો નિશ્ચય કરીને આજન્મ અવિવાહિતા રહી જાય છે તે સ્ત્રીઓને 'બ્રહ્મવાદિની' નામથી ઓળખાવેલી છે એટલે એથી પણ એમ જ સિદ્ધ થાય છે કે પ્રત્યેક સ્ત્રી જો તેની પોતાની ઇચ્છા હોય, તો 'બ્રહ્મવાદિની' થવાનો સંપૂર્ણ અધિકાર ધરાવે છે"

ચિત્રાગદાના આ બુદ્ધિવાદથી ચિત્રકાર શ્રીનાથ હતાશ થઈ ગયો, તેના મુખમા મલિનતાનો આવિર્ભાવ થયો અને તેના મુખમાથી શબ્દ બહિર્ગત ન થઈ શકવાથી તેણે એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો ચાણક્યબુદ્ધિ ચિત્રાગદા ચિત્રકારના મનોભાવને કેટલેક અશે જાણી ગઈ અને તેથી મનોગત 'ચિત્રકાર મહાશયની હૃદયપરીક્ષાનો આ બહુ જ યોગ્ય પ્રસંગ અનાયાસ મળી ગયો અને તેથી જે રહસ્યને જાણવાની મારી અભિલાષા હતી તે રહસ્ય અચાનક મારા જાણવામાં આવી ગયુ; માત્ર એટલું જ નહિ, પણ એમના હૃદયમા મારો સંપૂર્ણ પ્રભાવ પણ અત્યારે પડી ગયો છે એટલે અત્યારે હવે અહીંથી ચાલ્યા જવું એ જ વધારે સારૂ છે, નહિ તો જામેલો રસ વિસ્કલિત થઈ જશે.' આવા પ્રકારના નિશ્ચયપર આવીને "લ્યો ત્યારે હું હવે જવાની આજ્ઞા લઉ છું," એ પ્રમાણે કહી ચિત્રાગદા ત્યાંથી ઝાંઝરને ઝમકાવતી પ્રયાણ કરી ગઈ

ચિત્રકાર શ્રીનાથથી એક વિશિષ્ટ ચિન્તાના યોગે તેને થોભવાનો આગ્રહ પણ ન કરી શકાયો જ્યારે ચિત્રાંગદાના ઝાંઝરનો ઝમકાર સભળાતો બંધ થયો ત્યારે તેને નિઃસરણી ઉપરથી નીચે ઉતરી ગયેલી ધારીને તેણે પોતાના મનને માત્ર એટલો જ પ્રશ્ન પૂછયો કે "હે મન, તેં જેને સાસારિક સ્નેહની સજીવન પ્રતિમા માની લેવાનો પ્રમાદ કર્યો હતો તે ચિત્રિણી ચિત્રાગદા સદ્યોવધૂ છે કે બ્રહ્મવાદિની?" શ્રીનાથને પોતાના મન પાસેથી ઉષકાળ પર્યન્ત તો પોતાના આ પ્રશ્નનું નિશ્ચયાત્મક ઉત્તર ન મળી શકયુ ઉષકાળમા તેના નેત્રોમા નિદ્રાનો આવિર્ભાવ તો થયો, પરતુ સ્વપ્નમા પણ એ જ પ્રશ્ન આકાર ધારીને તેના સમક્ષ ઉભો રહ્યો અને તેની નિદ્રાજન્ય શાંતિને અશાતિના રૂપમા પરિણત કરવા લાગ્યો

---

## પ્રકરણ ૫ મું

## મહારાજ્ઞી કે મહાદેવી?

જે સમયમાં પાટણની પાન્થશાળામા ગત પ્રકરણમાં વર્ણવાયલો ચિત્રકાર શ્રીનાથ તથા વિપ્રકુમારી ચિત્રાગદાનો પરસ્પર બૌદ્ધિક તથા વિનોદાત્મક સંવાદ ચાલી રહ્યો હતો તે જ સમયમા ગુર્જરાધીશ કર્ણરાજના રાજમહાલય અન્તર્ગત શયનમન્દિરમા જે એક આદર્શ ઘટના ઘટી હતી તે આદર્શ ઘટનાના નિરીક્ષણમાં જ અત્યારે આપણે નિમગ્ન થવાનુ છે.

નીલ નભોમડળમા વિરાજમાન ચન્દ્રમંડળમાથી નીકળેલી ચન્દ્રિકા સમસ્ત વસુન્ધરામડળમા સુધાધારા પ્રમાણે વિસ્તરી રહી હતી, નિસર્ગદેવી નિસ્તબ્ધતામા નિમગ્ન થયેલી દેખાતી હતી; ધીર સમીર આનન્દથી ઉન્મત્ત થઈને ચતુર્દિશામા સચાર કરી રહ્યો હતો, સરિતા સરસ્વતી ગિરિનિર્ઝરિણી સમાન

અત્યન્ત મન્દ ગતિથી નવયૌવના નાયિકાના મધુર નૂપુરઝંકાર સમાન મનોહર કલકલનાદ પૂર્વક પોતાના નિર્દિષ્ટ માર્ગમા અગ્રેસર થતી જણાતી હતી અને ધીર સમીરના મૃદુ આઘાતથી વિશાળ વૃક્ષો આન્દોલિત થતા તેમના પર્ણોનો જે મર્મર ધ્વનિ ઉત્પન્ન થતો હતો તે મર્મર ધ્વનિ શાંત તથા નિસ્તબ્ધ નિશામાં વાદ્યયત્રના મધુર ધ્વનિ સમાન આનન્દ આપતો હતો. આવા શાત તથા રમણીય નિશાકાળમાં ગુર્જરાધીશ કર્ણરાજના રાજમહાલય અન્તર્ગત શયનમન્દિરમાં દૃષ્ટિપાત કરતા મહારમણીય તથા મહામનોહર દૃશ્ય દૃષ્ટિગોચર થતુ હતુ.

શયનમન્દિરની સ્ફટિકપાષાણનિર્મિત તલભૂમિને બહુમૂલ્ય ગાલીચાવડે આચ્છાદિત કરવામા આવી હતી, પશ્ચિમદિશાભિમુખ વાતાયન પાસે રત્નજડિત સુવર્ણપર્યંકમા પુષ્પશય્યાને સજાવીને તૈયાર રાખવામા આવી હતી; પર્યંકશય્યાથી અલ્પ અતરપર બેસવામાટે રેશમની ગાદીઓ તથા તકીયાવાળા સુવર્ણાસનો ગોઠવીને રાખવામા આવ્યા હતા, એક ખૂણામા સુવર્ણનિર્મિત સુદર ફલક કિંવા મંચના ઉપરિભાગમાં એક સુવર્ણના થાળમા બહુમૂલ્ય, જીર્ણ તથા તીવ્રમધુર મદિરાની સુરાહીઓ, રિક્ત સુવર્ણપાત્રો તથા કેટલાક ઉત્તમ ખાદ્ય પદાર્થો સુન્દરતાથી ગોઠવીને રાખવામા આવ્યા હતા, ભીંતોના ઉપરિભાગમા ભારતવર્ષના ગૌરવસ્વરૂપ સીતારામ, રાધાકૃષ્ણ, સાવિત્રીસત્યવાન્, ઉષાઅનિરુદ્ધ, નળદમયન્તી, શ્રીવત્સચિન્તા તથા અર્જુનસુભદ્રા આદિ અનેક પ્રાચીન તથા આદર્શ આર્ય દંપતીઓનાં કુશળ ચિત્રકારોની શલાકાથી આલેખાયલાં વિશાળ તથા કલાપૂર્ણ ચિત્રો કૈપ્યશૃંખલાના આધારે ટાગવામા આવ્યા હતાં; તે ચિત્રોના નિમ્ન ભાગમા નાનારંગીય સુગંધમય પુષ્પોની માળાઓ ચિત્રાકારે ગોઠવીને ટાંગવામાં આવેલી હોવાથી તે પુષ્પમાળાઓ એકસમયાવચ્છેદે પોતાની ચિત્રવિચિત્ર સુંદરતાથી નેત્રોને તથા પોતાના મધુર સુગધથી ઘ્રાણેન્દ્રિયને આનન્દની અનુભૂતિ કરાવતી હતી, શયનમન્દિરમાં સુમનોદ્યાનની જે ન્યૂનતા હતી તે ન્યૂનતાની પૂર્તિ કરી બતાવતી હતી તથા શયનમન્દિરવાસી રાજદંપતીના મનમાં રતિલાલસાને જાગ્રત રાખ્યા કરતી હતી અને એ જ પ્રમાણે શયનમન્દિરમાંના અન્યાન્ય વિલાસોપયોગી પદાર્થો ગુર્જરાધીશ કર્ણરાજની ઉચ્ચ વિલાસપ્રિયતાનો સપૂર્ણ સાક્ષાત્કાર કરાવી રહ્યા હતા

આવા પુરંદરશય્યાગાર સમાન શયનભવનના મધ્યભાગમા રત્નજડિતસુવર્ણશૃંખલાયુક્ત તથા સુવર્ણથી મઢેલા વિશાળ હિંડોળાપર અત્યારે ગુર્જરાધીશની મહાસ્વરૂપવતી મહારાણી સુમિત્રા પોતાના રતિતુલ્ય સુદર શરીરને ઉત્તમ વસ્ત્રો તથા બહુમૂલ્ય અલકારોવડે શૃગારીને વિરાજેલી હતી અને હિંડોળાને ધીમે ધીમે હિંચકાવતી આજે રાજસભામાં ઘટેલી ઘટનાવિષયક વિચારમાં નિમગ્ન થયેલી હતી શયનમન્દિરના મુક્ત દ્વારમાં બે નવયૌવના દાસીઓ તેની આજ્ઞાની પ્રતીક્ષા કરતી બેઠી હતી અચાનક હિંડોળાની ગતિનો અવરોધ કરીને રાણી સુમિત્રાએ તે બે દાસીઓમાની વલ્લભા નામક દાસીને સંબોધીને પોતાના વીણાવિનિન્દિત મધુર કંઠથી પૂછ્યુ કે–

"અલી વલ્લભે, મધ્યરાત્રિમા વિશેષ વિલંબ ન હોવા છતાં અદ્યાપિ મત્રણામન્દિરમાથી મહારાજ શયનમદિરમાં નથી પધાર્યા તેનુ કારણ શું છે વારુ? આજે એવી તે શી મત્રણા કરવાની હતી કે જેમા આટલો દીર્ઘ સમય વીતી ગયો?"

"ચિન્તાપિશાચિકાના બંધનથી રાજા, મહારાજ તથા સમ્રાટો પણ મુક્ત થઈ શકતા નથી, એ તો આપ શ્રીમતી સારી રીતે જાણો જ છો છતાં આ પ્રશ્ન પૂછો છો એથી મને તો આશ્ચર્ય જ થાય છે!" સખીતુલ્ય દાસી વલ્લભાએ રાણી સુમિત્રાના પ્રશ્નના ઉત્તરમાં ચિન્તાની સર્વવ્યાપકતાનું પ્રતિપાદન કરી બતાવ્યું

"ત્યારે પ્રતાપી ગુર્જરાધીશ સમક્ષ પુનઃ ચિન્તાનો કોઈ નવીન વિષય આવીને ઉપસ્થિત થયો છે કે શું?" રાણી સુમિત્રાએ પોતાસમક્ષ ઊભેલી વલ્લભાને સંબોધીને ગંભીરતાથી પૂછ્યું.

પરંતુ દાસી વલ્લભા રાણી સુમિત્રાના એ પ્રશ્નનુ ઉત્તર આપવા જતી હતી એટલામાં ગુર્જરાધીશ કર્ણરાજે શયનમન્દિરના દ્વારમા પ્રવેશ કર્યો અને રાણી સુમિત્રાનો એ પ્રશ્ન તેના સાંભળવામાં આવી ગયેલો હોવાથી હિંડોળાપર રાણીના દક્ષિણ પાર્શ્વમાં વિરાજીને તે પોતે જ રાણીના એ પ્રશ્નનું ઉત્તર આપતો ગંભીરતાથી કહેવા લાગ્યો કે –

"પ્રાણેશ્વરી, મારા સમક્ષ અત્યારે પુનઃ ચિન્તાનો જે એક નવીન વિષય આવીને ઉપસ્થિત થયો છે તે એ છે કે વંશપરંપરાથી લૂટફાટનો ધંધો કરીને રાજા તથા પ્રજા ઉભયને સતત ત્રાસ આપનારા ગુજરાતના ભિલ્લ તથા કોળીઓએ પ્રવાસીઓ, યાત્રાળુઓ તથા વ્યાપારીઓને લૂટી લેવાના, તેમનાપર અત્યાચારો કરવાના તથા તેમની હત્યા કરી નાખવાના ઉપદ્રવને ભયાનક સ્વરૂપમા આરંભી દીધો છે અને તેમાં પણ સાભ્રમતી નદીના તીરપ્રાંતમાં વસતો આશો ભિલ્લ તો એટલી સીમાપર્યન્ત ઉન્મત્ત તથા ગર્વિષ્ઠ થઈ ગયો છે કે પોતાના કામઠીયા ભિલ્લોના બહુસંખ્ય સૈન્યને રાક્ષસોનું સૈન્ય માનીને રાજસત્તાને પણ તૃણસમાન તુચ્છ માનવા લાગ્યો છે પ્રવાસીઓ, યાત્રાળુઓ તથા વ્યાપારીઓ આદિના ધન તથા જીવનની સુરક્ષિતતા માટે તેમ જ રાજસત્તાની પ્રતિષ્ઠાને અવિચળ રાખવામાટે એ ભિલ્લ નિશાચરો તથા તેમના દુર્જય નાયક આશા ભિલ્લને પરાજિત કરવાની આવશ્યકતા હવે અનિવાર્ય થઈ ગયેલી હોવાથી હું અત્યારે મંત્રીઓ તથા સોલંકી સેનાધ્યક્ષ સાથે એ વિષયની જ મંત્રણા કરી રહ્યો હતો અને તેથી જ મારા આગમનમા આટલો બધો વિલંબ થઈ ગયો છે. પ્રજાના કલ્યાણની વ્યવસ્થા એ રાજાનુ સર્વથી પ્રથમ કર્તવ્ય એટલે મંત્રણામાં મારે આટલો સમય વીતાડવો પડયો છે; છતાં પણ તને જો કાંઈ પણ માનસિક કષ્ટ સહન કરવું પડયુ હોય, તો તેની હું તારી પાસેથી ક્ષમા માગુ છુ, કારણ કે, પોતાની સહધર્મિણી કિંવા ગૃહલક્ષ્મીના હૃદયને મનસા, વાચા તથા કર્મણા સર્વથા સંતુષ્ટ રાખવું એ પણ પતિનુ એક પ્રધાન કર્તવ્ય હોવાથી મારે એ કર્તવ્યનું પણ યથાશક્ય પાલન કરવું જ જોઇએ"

"કર્તવ્યપરાયણ અને દીનવત્સલ આર્યપુત્ર, ધન્ય છે આપની પ્રજાહિતચિન્તા, કર્તવ્યનિષ્ઠા, પ્રેમાર્દ્રતા તથા વિનયશીલતાને જે દેશની પ્રજાને આપ સમાન પ્રજાવત્સલ તથા ન્યાયમૂર્તિ રાજાની પ્રાપ્તિ થયેલી હોય તે પ્રજાનાં, જે માતાપિતાને આપ સમાન આજ્ઞાધારક સત્પુત્રની પ્રાપ્તિ થયેલી હોય તે માતાપિતાનાં, જે પત્નીને આપ સમાન અનુકંપાશીલ તથા પ્રણયી પતિદેવની પ્રાપ્તિ થયેલી હોય તે પત્નીનાં તથા જે સંતાનોને આપ સમાન વાત્સલ્યમૂર્તિ પિતૃ-

દેવની પ્રાપ્તિ થયેલી હોય તે સંતાનોનાં પૂર્વપુણ્યોનો સંચય અત્યન્ત પ્રચંડ હોવો જોઇએ અને તેથી ગુર્જરાતની પ્રજા, આપનાં પૂજ્ય માતુશ્રી તથા આપની આ આજ્ઞાધીન કિંકરી આદિ સર્વ વ્યક્તિઓ પૂર્વપુણ્યવતી છે !" રાણી સુમિત્રાએ ગુર્જરાધીશ પતિદેવની ભક્તિપૂર્ણ હૃદયથી સત્ય સ્તુતિ કરતા આ પ્રમાણેના યોગ્ય ઉદ્ગારો કાઢ્યા

પરંતુ સુમિત્રાએ ગણાવેલી ભાગ્યશાલિની તથા પુણ્યવતી વ્યક્તિઓમાં રાજદાસીઓનુ નામ ન આવવાથી દાસી વલ્લભા વિનયપૂર્વક કહેવા લાગી કે: "મહારાણીજી, આપ દાસીઓને કેમ ભૂલી ગયાં વારુ ? કારણ કે, જેમને વર્તમાન ગુર્જરાધીશસમાન અલૌકિક સ્વામીની સેવાનો અલભ્ય પ્રસંગ પ્રાપ્ત થયેલો હોય તે દાસીઓને પણ તેમના પૂર્વ પુણ્યોનું મળેલું એ શુભતમ ફળ નથી કે શું ? આપ દેવી અમો દાસીઓને ભૂલી જાઓ એ યોગ્ય ન કહેવાય"

"હું પોતે મહારાજાની એક દાસી હોવા છતા મહારાજા પોતે મારી પાસેથી ક્ષમા માગવાનો વિનય દર્શાવે છે, તો તું અમારી દાસી હોવા છતાં મારે પણ મારા આ પ્રમાદમાટે તારી પાસેથી ક્ષમા માગવી જ જોઇએ, અહીં મનુષ્યત્વનો પ્રશ્ન છે અને મનુષ્ય તરીકે આપણી પદવી તથા યોગ્યતા સમાન છે." રાણી સુમિત્રાએ વિનય દર્શાવ્યો અને તે સાથે વલ્લભાને કહ્યુ કે "અસ્તુ ત્યારે હવે મહારાજાના શ્રમપરિહારમાટે દ્રાક્ષાની મધુર મદિરા એક પાત્રમા ભરીને લઇ આવ, કારણ કે, મધ્યરાત્રિ થઇ ચૂકી છે એટલે મહારાજા સત્વર પોઢી જાય અને મધુર નિદ્રાનો આસ્વાદ લેતા થાય તો વધારે સારું"

"જેવી મહારાણીની આજ્ઞા" આ શબ્દોના ઉચ્ચારથી સુમિત્રાની આજ્ઞાને મસ્તકે ચઢાવીને વલ્લભા સુવર્ણપાત્રમા દ્રાક્ષામધુ ભરીને લઇ આવી

સુમિત્રાએ વલ્લભાના હસ્તમાથી તે પાત્રને લઇને પોતાના પતિના હસ્તમાં આપ્યું અને કર્ણરાજે તેમાંની મદિરાના બે ઘૂંટડા ભરીને તે પાત્ર પાછું વલ્લભાના હસ્તમા આપી દીધું સુમિત્રાએ વલ્લભાને કહ્યુ કે "જા, ત્યારે તું પણ હવે તારા નિવાસાલયમા જઇને નિદ્રાધીન થઇ જા, કારણ કે, તારાં નેત્રો પણ હવે નિદ્રાથી ઘેરાતાં હશે"

"જેવી આજ્ઞા. જો આવશ્યકતા જણાય તો દાસીને જગાડજો" આ પ્રમાણે કહીને દાસી વલ્લભા રાણી સુમિત્રાના આશય અનુસાર ત્યાથી ચાલતી થઈ ગઈ અને શયનમન્દિરના દ્વારને પણ વાસતી ગઈ

વલ્લભાના જવા પછી કર્ણરાજે સુમિત્રાને સંબોધીને કહ્યુ કે. "હૃદયેશ્વરી મારાં પૂજ્ય માતુશ્રીની આજ્ઞાનું મેં કદાપિ ઉલ્લંઘન કરેલું ન હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ મારાં પૂજ્ય માતુશ્રીની આજ્ઞાને હુ સાક્ષાત્ પરમેશ્વરની આજ્ઞાસમાન માનતો હોવાથી જો તારી ઇચ્છા તથા અનુમતિ ન હોત, તો પણ તેમની આજ્ઞાથી મારે દ્વિતીય લગ્નના પ્રસ્તાવને સ્વીકારવો જ પડત એ જો કે નિ:સંશય છે, તથાપિ એ દ્વિતીય લગ્નના પ્રસ્તાવને સ્વીકારતી વેળાયે દ્વિતીય શરીરસબંધ કરવાની મારી પોતાની ઇચ્છા ન હોવાથી તેમ જ મારા દ્વિતીય શરીરસંબધથી તારા હૃદયમાં આઘાત થવાનો સંપૂર્ણ સંભવ હોવાથી મારા હૃદયમાં પણ આઘાત તો અવશ્ય થાત જ પરંતુ મારા દ્વિતીય વારના લગ્નમાટે

પોતાની અનુમતિ આપવાની તેં જે અલૌકિક ઉદારતા દર્શાવી છે તે તારી ઉદારતાના યોગે મારા હૃદયમાં જો કે અલ્પ આઘાત થયો છે; તથાપિ તારી એ ઉદારતાથી મારા અંતઃકરણમાં જે આશ્ચર્ય થયું છે તે સર્વથા સ્વસંવેદ્ય તથા અનિર્વચનીય છે એટલું તો મારે સત્યને સ્મરીને કહેવું જ જોઇએ."

"કૃપાળુ હૃદયેશ્વર, મારા આ એક સાધારણ કર્તવ્યને કોઇ પણ પ્રકારના કારણ વિના અલૌકિક ઉદારતા માની લેવાનું અને મારી તે માની લીધેલી અલૌકિક ઉદારતાના યોગે આપ શ્રીમાનના અંતઃકરણમાં આટલી સીમા પર્યન્ત સર્વથા સ્વસંવેદ્ય તથા અનિર્વચનીય આશ્ચર્ય થવાનું કારણ શું છે તે કૃપા કરીને જણાવશો? મારી તો એવી જ દૃઢ માન્યતા છે કે આપના અંતઃકરણમાં આ આશ્ચર્ય કારણ વિના જ ઉત્પન્ન થયેલું છે" સુમિત્રાએ પોતાના પતિના એ આશ્ચર્ય પ્રતિ આશ્ચર્ય દર્શાવીને તે આશ્ચર્યના કારણને જાણવાની ઇચ્છાને વ્યક્ત કરી બતાવી

"મારી પતિપરાયણા પ્રાણેશ્વરી સુમિત્રા, મારું આ આશ્ચર્ય તારી માન્યતા અનુસાર અકારણ નથી; પ્રત્યેક પ્રમદાની તેની એકથી અધિક સપત્નીઓ વિદ્યમાન હોવા છતાં પણ એવી જ પ્રબળ ઇચ્છા હોય છે કે જો સ્વામિસુખનો ઉપભોગ તેને એકલીને જ મળ્યા કરે અને તેના એ પતિપ્રેમના ઉપભોગમાં અન્ય સપત્નીનો ભાગ ન પડે, તો વધારે સારૂ; માત્ર એટલું જ નહિ, પણ પોતાની એ પ્રબળ ઇચ્છાથી પ્રેરાઇને વિવાહિતા વનિતાઓ પોતાના સપત્નીરૂપ કંટકને પોતાના સુખમાર્ગમાંથી સદાને માટે કાઢી નાખવાના, પોતાના પતિને વશ કરી લેવાના અને અવિભક્ત પતિપ્રેમને ભોગવવાના નાનાવિધ શુભાશુભ ઉપાયોને યોજતી રહે છે તથા ગૃહમાં નાનાવિધ ક્લેશોને ઉપજાવીને પોતાના સંસારસુખમાં હલાહલને ભેળવતી રહે છે પ્રમદાઓનો સ્વભાવ આવા પ્રકારનો જ સર્વત્ર દૃષ્ટિગોચર થતો હોવા છતાં અને મારી પોતાની ભગવાન્ શ્રી રામચન્દ્ર, નિષધનાથ નળરાજ, સુભાગી રાજા સત્યવાન્ તથા એવા જ અન્યાન્ય આદર્શ પુરુષો પ્રમાણે એકપત્નીવ્રત પાળવાની પ્રચંડ આકાંક્ષા હોવા છતાં તું પોતે પોતાની ઇચ્છાથી જ મારા દ્વિતીય લગ્નસમારંભને નિરખવાની, પોતાના હસ્તથી પોતાની સપત્નીને દોરીને પોતાના પતિના શયનમંદિરમાં લાવવાની અને પોતાના પતિપ્રેમોપભોગને વિભક્ત થયેલો જોવાની તત્પરતા દર્શાવી રહી છે એ સ્વસંવેદ્ય તથા અનિર્વચનીય આશ્ચર્યનો વિષય નથી શું? આજે મારા પૂજ્ય માતુશ્રીની મુખથી એ વાર્તા પણ મારા જાણવામાં આવી ગઇ છે કે બહુધા એક વર્ષથી મારા પૂજ્ય માતુશ્રીને મને બીજી વાર પરણાવવામાટેનો તું સતત આગ્રહ કર્યા કરતી હતી, આજે તારા આગ્રહથી જ મારા પૂજ્ય માતુશ્રીએ કર્ણાટકી રાજકુમારીના શ્રીફળને સ્વીકારવાની આજ્ઞા આપી હતી અને મારા દ્વિતીય શરીરસંબંધનો નિશ્ચય થવાથી તારા આનન્દનો અવધિ થયો હતો તારી આ સ્ત્રીસ્વભાવથી સર્વથા વિપરીત ચેષ્ટાઓ કોઇ પણ મનુષ્યના હૃદયમાં અગાધ આશ્ચર્યને ઉપજાવનારી થઇ પડે તેવી છે કિંવા નહિ, એનો વિચારશીલા હોવાથી તું પોતે જ વિચાર કરી લે આ સમસ્યાના અર્થને અદ્યાપિ મારી બુદ્ધિ તો નથી કળી શકતી." ગુર્જરાધીશ કર્ણરાજે સ્ત્રીસ્વભાવના વિવેચનપૂર્વક યોગ્ય શબ્દોમાં પોતાના આશ્ચર્યના કારણને વિસ્તારથી વ્યક્ત કરી બતાવ્યું.

"પ્રાણનાથ, આપ એ તત્ત્વને તો સારી રીતે જાણો જ છો કે શ્રુતિ તથા સ્મૃતિના વચન તથા વિધાન અનુસાર સંતાનોત્પત્તિ તથા સૃષ્ટિની વૃદ્ધિ એ આર્ય સ્રીપુરુષોના વિવાહ કિંવા શરીરસંબંધનો પ્રધાન ઉદ્દેશ છે અને તેટલા માટે મનુસ્મૃતિકારે જે સ્રી વંધ્યા હોય તો તેની સાથે લગ્ન કર્યા પછી આઠમા વર્ષમાં, તેનાં સર્વ સંતાનો મરી જતા હોય, તો દશમા વર્ષમાં અને જો તે કેવળ કન્યાઓને જ જન્મ આપતી હોય, તો અગિયારમા વર્ષમાં પુરુષે અન્ય સ્રી સાથે લગ્નસંબંધ કરી લેવો, એવી સ્પષ્ટ આજ્ઞા આપેલી છે, માત્ર એટલું જ નહિ, પણ જો એવી વંધ્યા, મૃતપ્રજા તથા કન્યાજનની સ્રી અપ્રિય બોલનારી તથા શબ્દરૂપ કુઠારથી પોતાના પતિના હૃદયક્ષેત્રમાં નિરંતર આઘાત કરનારી હોય તો તો તે સ્રીના પતિએ સત્વર જ અન્ય સ્રી સાથે લગ્નસંબંધ કરી લેવો એવી એક વિશિષ્ટ આજ્ઞા પણ મનુએ આપેલી છે" રાણી સુમિત્રાએ પુરુષના પુનર્વિવાહને શાસ્રના પ્રમાણથી સિદ્ધ કરી બતાવ્યું

"પરંતુ જે પુરુષની પત્ની વંધ્યા, મૃતપ્રજા તથા કન્યાજનની હોવા સાથે પતિહિતપરાયણા, શીલસંપન્ના તથા સુધાભાષિણી હોય તે પુરુષને પણ પોતાની સ્રીના હૃદયમાં આઘાત કરીને અન્ય સ્રી સાથે લગ્નસંબંધ કરવાની આજ્ઞા શાસ્રોમા અપાયલી છે કે કેમ?" કર્ણરાજે શંકા દર્શાવી

"આપણા આર્ય ધર્મશાસ્રકારોએ સ્રીજાતિની માનમર્યાદાને રક્ષવાના નિરંતર પ્રચંડ પ્રયત્નો કરેલા હોવાથી આ વિષયના વિચારને પણ તેઓ વિસરી ગયા નથી; મનુ ભગવાને સ્પષ્ટ વિધાન કરેલું છે કે એવી રોગિણી સ્રી પણ જો પતિહિતવાદિની, સુશીલા તથા મધુરભાષિણી હોય, તો તેના પતિએ તે સ્રીની અનુમતિ વિના અન્ય સ્રીસાથે શરીરસંબંધ કદાપિ ન કરવો અને તે એટલામાટે કે એવી સહધર્મિણી કદાપિ નિરાદરણીયા–નિરાદરને પાત્ર–હોતી જ નથી" સુમિત્રાએ આ પ્રમાણથી પોતાના પતિદેવની શંકાનું નિવારણ કરી નાખ્યું

"પરંતુ એવી પતિપરાયણા, શીલસંપન્ના તથા મધુરભાષિણી પત્ની વંધ્યા, મૃતપ્રજા કિંવા કન્યાજનની હોવા છતા પોતાના પતિને અન્ય સ્રીસાથે લગ્નસંબંધ કરવાની અનુમતિ ન આપે, તો? એવી યોગ્ય પત્નીની અનિચ્છા હોવા છતા પણ તેના પતિએ અન્ય સ્રી સાથે લગ્નસંબંધ કરવો કે કેમ?" કર્ણરાજે એક અન્ય શંકાનું દર્શન કરાવ્યું

પરંતુ રાણી સુમિત્રા અત્યંત બુદ્ધિમતી હોવાથી પોતાના પતિની એ દ્વિતીય શંકાના સમાધાનમા શાંત તથા ગંભીર ભાવથી કહેવા લાગી કે "મારા સૌભાગ્યના આધાર, જે પત્ની પતિહિતવાદિની, સુશીલા તથા મધુરભાષિણી હોવા છતાં દુર્ભાગ્યવશાત્ વંધ્યા, મૃતપ્રજા કિંવા કન્યાજનની હોય, તે પત્ની પોતાના પતિ દેવને અન્ય યોગ્ય તથા આરોગ્યમંડિતા અબળા સાથે લગ્નસંબંધ કરવાની અનુમતિ ન આપે, એ અસંભવનીય છે, કારણ કે, જો તે આવી યોગ્ય અનુમતિ આપવામા કૃપણતા દર્શાવે, તો પછી તેની પતિહિતવાદિતા રહી જ ક્યા વારૂ? છતાં વાદાર્થ એમ માની લેવામા આવે કે એવી કોઈ અપવાદરૂપિણી પત્ની કદાચિત્ પોતાના પતિને આવી પરિસ્થિતિમાં પણ અન્ય સ્રી સાથે લગ્નસંબંધ કરવાની સંમતિ નથી આપતી, તો એવા પ્રસંગે

તેની અનુમતિ વિના પણ તેના પતિએ અન્ય વિવાહ કરી લેવો અને જો દ્વિતીય વિવાહ કરવાથી પતિપર કોપાયમાન થઇને તે સ્ત્રી ગૃહમાંથી બહાર નીકળી જાય તો તત્કાળ તેને રોકી રાખવી અથવા તો તેના ક્રોધની શાંતિમાટે તેને તેના પિતૃગૃહમાં પહોંચાડી દેવી. આવી પરિસ્થિતિમાં દ્વિતીય વિવાહ કરતી વેળાયે પતિનું જે એક અત્યન્ત આવશ્યકીય તથા પ્રધાન કર્તવ્ય છે તે એજ કે દ્વિતીય વિવાહ કર્યા પછી પણ પ્રથમ પત્નીમાં પૂર્વવત્ પ્રેમભાવ રાખવો અને તેના જીવન-નિર્વાહનો યોગ્ય પ્રબંધ પ્રથમથી જ કરી આપવો; કારણ કે, તે પતિહિતવાદિની પત્નીનું તેની યોગ્યતા અનુસાર પાલન પોષણ ન કરવાથી પતિ પ્રચંડ પાતકનો ભાગી તથા નરકનો અધિકારી થાય છે, એ પણ ધર્મશાસ્ત્રનું જ વિધાન છે પરંતુ પ્રાણેશ, આ સર્વ પ્રશ્નોનો વિચાર આપ શ્રીમાને કરવાનો નથી. મારા દુર્ભાગ્યની પ્રબળતાથી આપણા લગ્ન સમારંભની ઘટનાને ચૌદ વર્ષ જેટલો દીર્ઘ કાળ વીતી જવા છતાં આપણા રાજ્યના ઉત્તરાધિકારી પુત્ર કિંવા ગુજરાતના ભાવી રાજાને આપ શ્રીમાનના કરકમળમાં સમર્પવાના ભાગ્યને હું પ્રાપ્ત કરી શકી નથી અને ભવિષ્યમા પણ પુત્રની માતા થવાનો અવસર મને પ્રાપ્ત થશે કે કેમ એનો કશો નિશ્ચય નથી એટલે ગુજરાતના મહાપ્રતાપી સોલંકી રાજ-વંશની રક્ષામાટે, ગુજરાતના ઉજ્જ્વલ ભવિષ્યકાળને એક મહાતેજસ્વી સોલંકી રાજા દ્વારા ઉજ્જ્વલતર કરી બતાવવામાટે અને પુત્રપ્રાપ્તિ વિના સ્વર્ગપ્રાપ્તિ તથા મોક્ષપ્રાપ્તિનો સંભવ ન હોવાથી પુત્રદ્વારા સ્વર્ગપ્રાપ્તિ તથા મોક્ષપ્રાપ્તિ કરી લેવામાટે હું પોતે જ અત્યંત આગ્રહ કરીને આપ શ્રીમાનને દ્વિતીય વિવા-હના માર્ગમા પ્રેરી રહી છું; આપ શ્રીમાનનો અત્યારે મારામા જે અગાધ પ્રેમ છે તે મારી સપત્નીના આવ્યા પછી લેશમાત્ર પણ ન્યૂન થશે એવી મારા મનમાં શંકા માત્ર પણ નથી અને આપ શ્રીમાન્ મારી સપત્નીના આવ્યા પછી મારી યોગ્યતા અનુસાર મારૂં પાલન પોષણ નહિ કરો કિંવા મારી માનમર્યાદાને નહિ જાળવો, એ તો સર્વથા અસંભવનીય જ છે એટલે આપ શ્રીમાનમાટે આમાનો એક પણ પ્રશ્ન વિચારણીય નથી એ આપ શ્રીમાનને નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા છે ખરી કે?"

"કેવળ વંધ્યત્વના દોષથી જ પોતાની પ્રિયતમા તથા પરમહિતવાદિની પત્નીના અન્ય સર્વ ગુણોને વિસારી દેવા, પુત્રની લાલસાથી અન્ય સ્ત્રી સાથે લગ્ન કરવું અને પ્રેમના યોગે અવિભક્ત થયેલા આત્માને નવીનતાથી વિભક્ત કરી નાખવો એ વર્તન કોઈ પણ પુરુષને કદાપિ પ્રશંસનીય પુરુષ તરીકે ઓળ-ખાવી શકે તેમ છે ખરૂ કે? કારણ કે, પુરુષનું આ વર્તન જો પ્રશંસનીય મનાતુ હોત, તો એકપત્નીવ્રતધારી પુરુષોને પ્રાતસ્મરણીય પુરુષો તરીકે સ્વીકારીને લોકો તેમનાં પવિત્ર ચરણોમા કદાપિ મસ્તક ન જ નમાવત" કર્ણ-રાજે પુન એક નવીન વિરોધ દર્શાવ્યો.

"પ્રાણનાથ, દ્વિતીય વિવાહવિષયક આપના આ વારંવારના વિરોધથી દ્વિતીય વિવાહના પ્રસ્તાવને સ્વીકારવામાટે આપના હૃદયમા પશ્ચાત્તાપ થતો હોય એમ સ્પષ્ટ જણાઈ આવે છે, પરંતુ આપનો આ પશ્ચાત્તાપ અકારણ તથા નિરર્થક છે, એક ક્ષેત્રી કિંવા કૃષિકારના સ્વામિત્વની અમુક વિશિષ્ટ ભૂમિ તે કૃષિકારને પોતાના પ્રાણોથી પણ અધિક પ્રિય હોવા છતા જો મરુભૂમિ તરીકે સિદ્ધ થઈ

જાય છે, એટલે કે જો તે ભૂમિમાં ધાન્યને નિપજાવવાની યોગ્યતા નથી હોતી, તો ધાન્યની ઉત્પત્તિમાટે નિરુપાયવશાત્ અન્ય ફળદ્રૂપ ક્ષેત્રને ખરીદ્યા વિના અને તે ફળદ્રૂપ ક્ષેત્રમાં બીજારોપણ કરી ધાન્યને ઉત્પન્ન કર્યા વિના તે કૃષિકારનો ઉદ્ધાર થઈ શકતો નથી, તેમ જ જેના કૂવાનું પાણી ખારૂં હોય છે તે મનુષ્ય જો બીજા કૂવામાંનું મીઠું પાણી ભરી લાવીને ન પીએ તો તેની તૃષાનું કદાપિ નિવારણ થવાનો સંભવ ન હોવાથી બીજા કૂવાનું મીઠું પાણી ભરી લાવ્યા વિના તેનો છૂટકો જ નથી થતો. આ એક ત્રિકાલાબાધ્ય નિયમ હોવા છતાં જે કૃષિકાર પોતાની ક્ષારભૂમિને જ ખેડતો રહીને અને તેમાં જ બીજવપન કરીને પોતાની શારીરિક શક્તિઓ તથા બીજ આદિનો નિરર્થક ક્ષય કરતો રહે છે તેમ જ જે મનુષ્ય પોતાના કૂવામાંના ખારા પાણીના સેવનથી જ સંતુષ્ટ રહીને પોતાના આરોગ્યને ધીમે ધીમે નષ્ટ કરતો રહે છે તે કૃષિકાર તથા તે મનુષ્યને કોઇ પણ મનુષ્ય બુદ્ધિમાન્ મનુષ્ય તરીકે તો નથી જ ઓળખતું. આવી પરિસ્થિતિમાં તે મરુભૂમિના કૃષિકાર સ્વામી તેમ જ ખારાકૂવાના માલિકનું યોગ્ય કર્તવ્ય તો એજ છે કે કૃષિકારે પાકનિષ્પત્તિમાટે અન્ય ફળદ્રૂપ ક્ષેત્રની પ્રાપ્તિ કરી લેવી અને પોતાની પ્રિયતમા મરુભૂમિનો તેને સર્વથા ત્યાગ ન કરતાં પોતાની સ્થિતિ અનુસાર પર્ણકુટી કિંવા આગાર નિર્માણ આદિ અન્ય કાર્યોમાં ઉપયોગ કરવો અને કૂપસ્વામીએ પોતાની માલિકીના ખારા કૂવાને અન્ય ઉપયોગમાટે સુરક્ષિત રાખીને અન્ય કૂપમાના મધુર જળના પાનથી તૃષાનું નિવારણ કરી લેવું. આ નિયમ જેવી રીતે મરુભૂમિ તથા કૃષિકારના સંબંધમાં લાગૂ પડે છે તેવી જ રીતે ધર્મશાસ્ત્રોમાં સ્ત્રી તથા પુરુષને ક્ષેત્ર તથા ક્ષેત્રી તરીકે સ્વીકારાયલાં હોવાથી વંધ્યા વનિતા તથા તેના પતિના સંબંધમાં પણ અક્ષરશઃ લાગૂ પડે છે એ નવીનતાથી તથા વિસ્તારપૂર્વક આપ શ્રીમાનને સમજાવવાની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી, જે પુરુષની બુદ્ધિ તીવ્ર હોય છે તે કોઈ પણ વિષયના અલ્પ પ્રતિપાદનથી જ તેના સમસ્ત રહસ્યને તત્કાળ સમજી જાય છે અને આપની બુદ્ધિ તીવ્ર છે એવો મારો પોતાનો તો દૃઢ વિશ્વાસ છે" રાણી સુમિત્રાએ પોતાની મરુભૂમિ સાથે તુલના કરીને પતિના પશ્ચાત્તાપને નિવારવાનો યથાશક્તિ યત્ન કરતાં આ પ્રમાણેના સુંદર ઉદ્ગારો કાઢ્યા.

રાણી સુમિત્રાના અલૌકિક ઔદાર્યના સાક્ષાત્કારથી ગુર્જરાધીશ કર્ણરાજ મોહમુગ્ધ તથા નિરુત્તર થઇ જતા તેનાથી સુમિત્રાના વાદનો તત્કાળ પ્રતિવાદ ન કરી શકાયો. તે આશ્ચર્યમુગ્ધ દૃષ્ટિથી કેટલીક વાર સુધી પોતાની ગૃહલક્ષ્મીના વદનચન્દ્રને જોઇ રહ્યો. જ્યારે તેની મુગ્ધતાની માત્રામાં કિંચિદ્ ન્યૂનતા થવા લાગી તે વેળાયે તેના મુખમાથી એટલો જ ઉદ્ગાર નીકળ્યો કે "શું, ત્યારે આ સંસારમાં પુત્રપ્રાપ્તિની આવશ્યકતા એટલી બધી અનિવાર્ય છે?"

"આ સંસારમાં જ્યારે સાધારણ ગૃહસ્થમાટે પણ પુત્રપ્રાપ્તિની આવશ્યકતા અનિવાર્ય છે, તો પછી નન્દનવન સમાન એક વિશાળ રાજ્યના એક સિંહાસનારૂઢ તથા રાજમુકુટધારી ગૃહસ્થ ભૂપાલમાટે તેના રાજ્ય, સિંહાસન તથા રાજમુકુટના ઉત્તરાધિકારી પુત્રની આવશ્યકતા કેટલી સીમા પર્યન્ત અનિવાર્ય હોવી જોઇએ એનો વિચાર આપ શ્રીમાને જ કરી લેવાનો છે રાજામાટે પુત્રપ્રાપ્તિની આવશ્યકતા અન્ય સાધારણ પુરુષો કરતાં અત્યંત અધિક

પરિમાણમાં અનિવાર્ય હોવાથી જ દશરથ સમાન આદર્શ પૃથ્વીપતિ, શ્રીવત્સ સમાન એક પત્નીવ્રતધારી પ્રજાપતિ તથા એવા જ અન્યાન્ય પ્રાતઃસ્મરણીય ધર્માવતાર રાજાઓના અંતઃપુરમાં એકથી અધિક પત્નીઓ હોવાનાં પ્રમાણો આપણને ઇતિહાસ તથા પુરાણોમાં મળી શકે છે, કારણ કે, ‘એક પુત્ર પુત્રમાં નહિ અને એક રૂપિયો મૂડીમાં નહિ.’ એવો એક નૈતિક સામાન્ય સિદ્ધાન્ત હોવાથી અને રાજાઓને વંશરક્ષાની અત્યંત આવશ્યકતા હોવાથી પોતાની બે અથવા ચાર રાણીઓના ગર્ભથી બે, ચાર અથવા તેથી પણ વિશેષ સંખ્યામાં પુત્રસંતાનોની પ્રાપ્તિ થઇ જાય, અને ત્યાર પછી કદાચિત્ એક કિંવા બે પુત્રોનુ દુર્દૈવવશાત્ કાંઈ અનિષ્ટ થાય, તો પણ તેથી બહુધા વંશરક્ષાના કાર્યમાં બાધા આવી શકતી નથી મારા આ કથનના પ્રત્યક્ષ પ્રમાણ આપ શ્રીમન્ પોતે જ છો આપના પૂજ્ય પિતાશ્રી ગુર્જરાધીશ ભીમદેવ મહારાજની ત્રણ રાણીઓ હતી અને તેમનાં નામો અનુક્રમે શ્રીમતી ઉદયમતી, શ્રીમતી પુષ્પકુમારી તથા શ્રીમતી બકુલાદેવી હતા મારા પૂજ્ય સાસૂજી ગંગાસ્વરૂપ ઉદયમતી રાજમાતા જો કે જ્યેષ્ઠ મહારાણી હતાં, તથાપિ મહારાણી પુષ્પકુમારીએ રાજકુમાર મૂળરાજને પ્રથમ જન્મ આપેલો હોવાથી યુવરાજ પદવીના અધિકારી તથા રાજ્યના ઉત્તરાધિકારી તેઓ જ હતા, ત્યારપછી મહારાણી બકુલાદેવીના ગર્ભથી રાજકુમાર ક્ષેમરાજનો જન્મ થયો હતો અને મારાં પૂજ્ય સાસૂજી જ્યેષ્ઠ મહારાણી હોવા છતાં આપ શ્રીમાનને જન્મ આપીને માતૃપદને મેળવવાનું ભાગ્ય તેમને પોતાની બન્ને સપત્નીઓથી પછી જ પ્રાપ્ત થયુ હતું અને તેથી વાસ્તવિકતાથી જોતા આપ શ્રીમાનનો ગુર્જરાધીશ થવાનો અધિકાર હતો જ નહિ; પરંતુ આપ શ્રીમાન્ના જ્યેષ્ઠ બંધુ મૂળરાજનો આપના પિતાશ્રીના જીવનકાળમાં જ અકાળ સ્વર્ગવાસ થઈ ગયો અને જ્યારે મૂળરાજ સમાન અત્યંત દયાળુ, સદ્ગુણસંપન્ન તથા પ્રજામાન્ય સત્પુત્રના મૃત્યુનો આઘાત અસહ્ય થવાથી આપના પિતાશ્રીએ પોતાના દ્વિતીય કુમાર ક્ષેમરાજના હસ્તમાં રાજ્યને સોંપીને સ્વર્ગપ્રાપ્તિના આશયથી તપશ્ચર્યા કરવામાટે વનમાં જવાનો નિશ્ચય દર્શાવ્યો તે વેળાયે ગુર્જરાધીશ પદ આપ શ્રીમાન્ના ભાગ્યમાં લખાયલુ હોવાથી રાજકુમાર ક્ષેમરાજને પોતાના પિતાનો વિયોગ અસહ્ય ભાસતાં તેમણે પણ પોતાના પિતા સાથે વનમાં જવાની ઇચ્છા દર્શાવી અને અંતે આપના પિતાશ્રી તથા આપના જ્યેષ્ઠ ભ્રાતા ક્ષેમરાજ પોતાના હસ્તથી આપનો રાજ્યાભિષેક કરીને અરણ્યમાં જવામાટે પ્રયાણ કરી ગયા આ કથાને વર્ણવવામાં મારો જે આશય છે તે એ જ કે જો આપના પિતાશ્રીને એક જ રાણી હોત અને એક જ પુત્ર હોત, તો ગુર્જરભૂમિને અનાથાવસ્થાને ભોગવવાનો કિંવા કોઈ અન્ય રાજાના સ્વામિત્વને સ્વીકારવાનો પ્રસંગ પ્રાપ્ત થાત ખરો કે નહિ? લોકોની સ્થિતિ શી થાત?”

“મારી શ્રેષ્ઠ અર્ધાંગી સુમિત્રા, તું મારી વાસ્તવિક સુમિત્રા છે અને તારા આજના આ અપૂર્વ બુદ્ધિવાદ તથા અલૌકિક ઔદાર્યથી તું મારી મહારાજ્ઞી છે કે મારી મહારાજ્ઞીના સ્વરૂપમાં મારી પર્ણકુટીમાં પધારેલી કોઈ અભિશપ્તા મહાદેવી છે એ પ્રશ્ન મારામાટે એક મહા વિકટ સમસ્યા સમાન થઈ પડયો છે” કર્ણરાજે સુમિત્રાની પ્રશંસા કરી

"હું મહારાણી હોઉં કિંવા મહાદેવી હોઉં પરંતુ આપ શ્રીમાનની એક ચરણસેવિકા કિંકરી જ છું એ આપ શ્રીમાને કદાપિ ભૂલી જવાનું નથી." સુમિત્રાએ વિનય તથા નમ્રતાની સીમા કરી

"અસ્તુ પરંતુ સુમિત્રા, તારી સપત્નીના આવ્યા પછી તારા હસ્તથી કૈકેયી સમાન આચરણ ન થાય એ લક્ષમાં રાખજે" કર્ણદેવે એક આવશ્યક સૂચના આપી

"હું કૈકેયી નથી કિન્તુ રામચન્દ્રના આદર્શ બન્ધુ લક્ષ્મણની માતાના નામને ધારણ કરનારી અનસૂયા સુમિત્રા છું એ વાર્તાનું આપ શ્રીમાન્ પણ કદાપિ વિસ્મરણ થવા ન દેશો અને આ સુમિત્રાની સુમિત્રતાનો વિશેષ પરિચય તો આપ શ્રીમાનને ત્યારે જ થશે કે જ્યારે મારી પ્રિય ભગિની મયણલ્લાદેવી આ મહાલયમા પદાર્પણ કરશે એટલે અત્યારે જ એ વિષયનો વિશેષ વાદવિવાદ નિરર્થક છે" સુમિત્રાએ પતિની સૂચનાનું યોગ્ય ઉત્તર આપ્યું

"તથાસ્તુ ત્યારે હવે, પ્રાણેશ્વરી, મારે તને એક જ સૂચના આપવાની છે અને તે એ કે આવતી કાલે મહોન્મત્ત આશા ભિલ્લના મદના મર્દનમાટે હું સૈન્ય સહિત અહીંથી પ્રયાણ કરી જવાનો હોવાથી કર્ણાટકથી જે ચિત્રકાર શ્રીનાથ અહીં આવ્યો છે તે જેટલા દિવસ અહીં રહેવાનો હોય તેટલા દિવસ તેના આદરાતિથ્યમા કોઈ પણ પ્રકારની ત્રુટિ થવા દઇશ નહિ અને જ્યારે તે અહીંથી જવાને તૈયાર થાય ત્યારે મારા પૂજ્ય માતુશ્રીની આજ્ઞા લઇને આપણા રાજપુરોહિત, મંત્રી મુંજાલ, ચાર પાચ ચતુર દાસીઓ તથા પાચસો સૈનિકો સહિત તેના પ્રવાસનો પ્રબન્ધ કરી આપજે, માત્ર એટલું જ નહિ, પણ ચિત્રકાર શ્રીનાથને વિદાય થતી વેળાયે જે કાંઈ પણ ભેટ સોગાદ આપવાની હોય તે આપજે કે જેથી તેને આપણી નિન્દા કરવાનો પ્રસંગ ભવિષ્યમા પ્રાપ્ત ન થાય" કર્ણરાજે જે વિશિષ્ટ સૂચના આપવાની આવશ્યકતા હતી તે વિશિષ્ટ સૂચના આપી દીધી

"આ કિંકરીના હસ્તથી આપ શ્રીમાનની આ આજ્ઞાનું અક્ષરશ પાલન થશે એ વિષયની આપ શ્રીમાને લેશમાત્ર પણ ચિન્તા રાખવાની નથી" સુમિત્રાએ પતિની આજ્ઞાને શિરોધાર્ય કરીને આશ્વાસન આપ્યું.

"ત્યારે હવે વિભાવરી વિશેષ વીતેલી હોવાથી આપણે શયન કરીશું ?" ગુર્જરાધીશે આ પ્રશ્નથી શયનની ઇચ્છા દર્શાવી

"આપ પર્યંકશય્યામા પોઢો એટલે હું આપના ચરણ ચાપું કે જેથી આપને સત્વર મધુર નિદ્રા આવી જાય અને આપના શારીરિક તથા માનસિક શ્રમનો પરિહાર થઈ જાય" આ વાક્યને ઉચ્ચારતી રાણી સુમિત્રા હિંડોળાપરથી ઊઠીને ઊભી થઈ ગઈ અને કર્ણરાજ પર્યંકશય્યામા પોઢયો એટલે તેના ચરણોને ચાપવાના કાર્યમા પ્રેમપૂર્વક નિમગ્ન થઈ

ગુર્જરાધીશ કર્ણરાજ પોતાની સતી સાધ્વી તથા પતિપ્રાણા પત્નીની પતિભક્તિની મનોગત અગાધ પ્રશંસા કરતો અને પતિવ્રતા પત્નીના યોગે આ સંસારમા સ્વર્ગસુખને અનુભવતો અલ્પ સમયમાં જ મધુર નિદ્રાને આધીન થઈ ગયો સુમિત્રા પતિસેવાથી પોતાના અવતારને ધન્ય તથા કૃતાર્થ માનવા લાગી ચન્દ્રમા પણ જાણે એ આદર્શપ્રણયી તથા અવિભક્તાત્મા રાજદમ્પતીના

કે: "પૂજ્ય જ્યેષ્ઠબંધુ, રાજવૈભવને ત્યાગી દેવાથી સર્વ પ્રકારની ચિન્તાઓ આપના અનાસક્ત હૃદયને ત્યાગી ગઈ છે અને તેથી આપ તો સર્વથા નિશ્ચિન્ત થઇ ગયા છો; પરંતુ આપ વડિલે રાજ્યશકટની ધુરાને મારા સ્કંધપર નાખેલી હોવાથી મારા રાજ્યશકટને ચલાવવાના માર્ગમાં નિત્ય નવીન નવીન વિઘ્નો મારા સંમક્ષ આવીને ઊભાં રહે છે અને તેથી તે વિઘ્નોના નિવારણની ચિન્તાનો મારા મનમા અખંડ નિવાસ રહ્યા કરે છે."

"અત્યારે પણ એવા કોઈ નવીન વિઘ્નના નિવારણની ચિન્તામાં તમો આવી પડ્યા છો કે શું?" હરપાલ દેવે પૂછ્યુ

પર્ણકુટી નિકટમાં હોવાથી દેવપ્રસાદ શીતલ જળનો લોટો તથા પ્યાલો ભરીને લઇ આવ્યો એટલે કર્ણરાજે પ્રથમ શીતલ જળનુ પાન કરી લીધું અને ત્યાર પછી હરપાલ દેવને સંબોધીને નવીન વિઘ્નના સ્વરૂપને દર્શાવતો તે કહેવા લાગ્યો કે "કચ્છના લઘુ રણના પૂર્વ ભાગથી આરંભીને સાભ્રમતી નદીના તીરપ્રાંત પર્યન્તના પ્રદેશમાં ગુજરાતની લુટારૂ જાતિયોનો કોઈ વાર સાધારણ તો કોઈ વાર અસાધારણ ઉત્પાત નિરંતર રહ્યા જ કરે છે એ તો આપ જાણો જ છો, પરંતુ ગુજરાતવાસિની સમસ્ત ભિલ્લજાતિનો અગ્રેસર અને આશાપલ્લી નામક ગ્રામનો નિવાસી આશો ભિલ્લ આજકાલ એટલી સીમા પર્યન્ત મદોન્મત્ત થઈ ગયો છે કે પોતાના નિશ્ચિત કરી રાખેલા કેટલાંક નિર્જન સ્થાનો તથા વનમાર્ગોમાં વિદેશીય વ્યાપારીઓ, સાધારણ પ્રવાસીઓ તથા તીર્થયાત્રાળુઓને ધોળે દિવસે કોઈ પણ પ્રકારના ભય વિના લૂટી લે છે, પોતાના કામઠીવાળા વિશાળ ભિલ્લ સૈન્યને અજેય સૈન્ય માને છે અને રાજસત્તાના વર્ચસ્વને તો લેશમાત્ર પણ નથી સ્વીકારતો; માત્ર એટલું જ નહિ, પણ વારંવાર એવા સ્પષ્ટ ઉદ્‌ગારો કાઢ્યા કરે છે કે 'જો મને અનુકૂળ પ્રસંગ મળશે, તો હું કર્ણરાજના દેખતાં ગુજરાતની રાજધાની પાટણમાં પણ ધોળે દિવસે લૂટ ચલાવીશ અને રાજમહાલયને પણ લૂટી બતાવીશ.' આશા ભિલ્લનો આ ગર્વ તથા અત્યાચાર આટલી સીમા પર્યન્ત આગળ વધી ગયેલો હોવાથી તે ઉન્મત્ત લુટારાને યુદ્ધમા પરાજિત કરવામાટે અને રાજસત્તાના મહત્વને રક્ષવામાટે હું આજે સૈન્ય સહિત આશા ભિલ્લના નિવાસસ્થાન પ્રતિ જવાને નીકળ્યો હતો, પરંતુ પાટણમાથી નીકળ્યા પછી અચાનક આપ મહાત્માને મળવાની મારા હૃદયમા પ્રબળ ઇચ્છા થવાથી સૈન્યને આશાપલ્લીની દિશામાં મંદગતિથી અગ્રેસર થવાની આજ્ઞા આપીને હુ મારા આઠ અંગરક્ષકો સહિત આપ મહાત્માની સેવામા ઉપસ્થિત થયો છું."

"હાય! સંસારની કેવી વિલક્ષણતા તથા ભયાનકતા! બાલરવિના પ્રથમ કિરણના સ્પર્શથી મુકુલિત થનારી સ્વર્ગસરોજિનીના હૃદયકક્ષમાંથી મધુપને પરિમલપૂરિત કલેવર સહિત બહિર્ગત થતો અનેક મનુષ્યોએ જોયો છે, પોતાના ગર્ભમાંથી ઉત્પન્ન થયેલા સંતાનસમૂહને ભક્ષનારી મણિમંડિતા નાગકન્યાને કોણ નથી જાણતું વારૂ? માતા તથા પિતાના પ્રેમપ્રવાહયુક્ત વક્ષસ્થલપર પાદપ્રહાર કરનારા વિવેકી પુત્રપુંગવો (?)ની સંખ્યા પણ આ સંસારમાં અલ્પસ્વલ્પ નથી, સહૃદયા કુલકામિનીઓને કુમાર્ગગામિની કરી નાખવામાટે અનેક મહાપુરુષો (?) વેષભૂષાથી સજ્જિત થઈને કપટનાટયનો અભિનય કરતા

અન્ય ભદ્ર પુરુષોનાં અંતપુરમાં પ્રવેશ કરવાની ચેષ્ટા કર્યાં જ કરે છે તેમ જ વિદ્યાબુદ્ધિદાતા ઈશ્વરતુલ્ય આચાર્યના મહદાસનને અધિકૃત કરી લેવામાટે ભદ્ર શિષ્યો (?) આચાર્યદેવની જ્વલંત શિખાને પકડીને તેમના મસ્તકપર–દેવપૂજ્ય ઉન્નત લલાટપર–લત્તાપ્રહાર કરતાં લેશ માત્ર પણ કુંઠિત નથી થતા, તો પછી એક નીચ લુટારો પોતાના માનવ બંધુઓપર અત્યાચાર કરે અને લક્ષ્મીની લાલસાથી તેમની હત્યા કરી નાખે એમાં આશ્ચર્ય જેવું શું છે વારુ?"

"ત્યારે શું, પિતાજી, આ સંસારમા માનવજાતિની આ ભયાનકતા નિરંતર અવિચળ જ રહેવાની છે? માનવજાતિની આ ભયાનકતાનો કદાપિ અંત નથી જ આવવાનો?" દેવપ્રસાદે ખેદદર્શક ભાવથી પૂછ્યું.

એ પ્રશ્નના ઉત્તરમાં હરપાલ દેવ અત્યંત ગંભીર ભાવથી કહેવા લાગ્યો કે "સંસારના સમસ્ત મહાપુરુષોનાં જાજ્વલ્યમાન જીવનચરિત્રો આ વિશ્વની એ માયાપ્રધાનતાનું અત્યારની ઘટિકા પર્યન્ત તો અંશમાત્ર પણ નિવારણ કરી શક્યાં નથી; હિમાચલના હેમાવૃત્ત સુવર્ણશિખરદેશમા વિચરનારા દેવર્ષિ તથા મહર્ષિઓ પણ આ માયાપ્રાબલ્ય સમક્ષ મસ્તકોને નમાવીને એના આધિપત્યને સ્વીકારતા દેખાય છે અને એ માયાપ્રભાવ સમક્ષ વિશ્વાસ તથા સંયમના પણ સર્વથા નિરર્થકતા થઇ ગયેલી જ આપણા જોવામા આવ્યા કરે છે વિશ્વાસ તથા સંયમ એ બે કેવા સુંદર, મનોહર તથા ભાવપૂર્ણ શબ્દો છે! એ બે શબ્દો આ વિશ્વની વિષવનસ્થલીમા સંજીવની બૂટી સમાન છે કિંવા સંસારની બીભત્સ ચિત્રશાળામા સ્વર્ગના બે ચિત્રો સમાન છે, એ જો કે સર્વથા નિર્વિવાદ છે; તથાપિ આ વિશ્વમાં એ બે શબ્દોનું ભૂતકાળમાં કદાપિ પૂર્ણ પ્રાધાન્ય હતું પણ નહિ, વર્તમાનકાળમાં છે પણ નહિ અને ભવિષ્ય કાળમા થશે કે કેમ એનો નિશ્ચય નથી આ સંસારમાથી ભૂતકાળમાં કપટ તથા અત્યાચારનો સર્વથા કોઈ વાર પણ લોપ થયો હતો ખરો કે? નહિ, માત્ર એટલું જ નહિ, પણ પુરાણોની પવિત્ર ગાથા પણ એ કપટ તથા અત્યાચારના વર્ણનથી અલિપ્ત રહી શકી નથી, વેદના અત્યંત પાવન કોષમા પણ એ કપટ તથા અત્યાચારને સ્થાન મળેલું છે તેમ જ શાસ્ત્રસમૂહની તર્કપ્રણાલીમા પણ કપટ તથા અત્યાચારનો સમાવેશ થયેલો આપણા જોવામા આવી શકે છે એ કથાને કોણ નથી જાણતું કે વિશ્વના પરિત્રાણમાટે વિશ્વેશ્વર વિષ્ણુ ભગવાનને કપટથી સતી વૃન્દાના સતીત્વને નષ્ટ કરવું પડ્યું હતું, ઋષિની કામલાલસાની તૃપ્તિમાટે કુમારીના કૌમારવ્રતનું ખંડન થઈ ગયું હતું અને સત્યના વિજયમાટે બુદ્ધ ભગવાનને પોતાની પ્રેમમયી ભાર્યાના અતુલ પ્રેમનો પરિત્યાગ કરવો પડ્યો હતો? આ સંસારની ભૂમિ જ એ સર્વ ઘટનાઓની રંગભૂમિ હતી અને તેથી એ સર્વ ઘટનાઓ અનિવાર્ય હતી જે સંસારના પરિત્રાણમાટે પણ કેવળ કપટની આયોજના જ અત્યંત આવશ્યકીય છે, જે વિશ્વની મંદાકિનીમા વિકરાલ મત્સર નામક મગરનો અખંડ નિવાસ છે અને જે જગતના નિર્વિકાર ઉન્મુક્ત આત્માને પણ મોક્ષના સાધનને મેળવવામાટે નશ્વર શરીરનો આશ્રય લેવો પડે છે તે સંસાર, તે દુર્ભાગી વિશ્વની કેવી અને કેટલી ભયાનક દુર્ગતિ થશે એ વિષયમા માયામોહત્યાગી વિરાગી મહાપુરુષોની ભવિષ્યવાણીની કશી પણ આવશ્યકતા છે જ નહિ."

"એ તો સત્ય જ છે કે યુગ યુગમાં પરમાત્માએ સાધુ જનોના પરિત્રાણ તથા દુષ્ટ જનોના વિનાશમાટે નાનાવિધ અવતારોને ધારવા છતાં અને દુષ્ટ જનોનો સામયિક કિંવા તાત્કાલિક વિનાશ કરવા છતાં સંસારમાંથી દુષ્ટ મનુષ્યોનો તેમ જ તેમના સ્વાર્થજન્ય દુષ્ટત્વ, કાપટ્ય તથા અત્યાચારો આદિનો સર્વથા લોપ તો નથી જ થયો અને થશે કિંવા નહિ એ પણ સંશયાસ્પદ જ છે. વસ્તુ-સ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ જો આપણે પોતાને ધર્મ તથા નીતિના પુરસ્કર્તા માનતા હોઇએ, તો આપણા સમક્ષ થતા અત્યાચારો તથા અનાચારો આપણાથી જોઈ શકાતા નથી અને તેથી નિર્દોષ મનુષ્યોનાં જીવન, ધન તથા પ્રતિષ્ઠા આદિના રક્ષણમાટે અત્યાચારી, વ્યભિચારી, ચોર તથા લુટારા આદિ દુષ્ટ જનોને સંહારવાના ઉદ્દેશથી આપણે આપણા હસ્તોમાં શસ્ત્રોને ધારણ કરવાં જ પડે છે." ગુર્જરાધીશ કર્ણરાજે હરપાલ દેવના તત્ત્વજ્ઞાનના સ્વીકાર પૂર્વક પોતાના મતનું કાંઇક સમર્થન કરી બતાવ્યું.

"જેવી રીતે ધર્મમંદિરમાં બલિદાન અસ્તિત્વ ધરાવે છે; દાનગૃહમાં વેદનાનો નિવાસ હોય છે; ત્યાગના સદનમાં દમનનીતિનો પ્રવેશ જોવામાં આવે છે; સેવાના સદનમાં ખંધનનો વ્યાઘાત દૃષ્ટિગોચર થાય છે, સૌન્દર્યમાં સંતા-પનો અધિકાર હોય છે અને પ્રેમમાં પરિતાપનો પ્રતાપ વ્યાપેલો છે તેવી જ રીતે પદવી જેટલા પરિમાણમાં મહત્, મહત્તર કિંવા મહત્તમ હોય છે તેટલા જ પરિમાણમાં તેમાં અધિક, અધિકતર કિંવા અધિકતમ ચિન્તા તથા ઉત્તર-દાતૃત્વનો પ્રશ્ન સમાયલો હોય છે. એ એક ત્રિકાલાબાધ્ય તથા વિશ્વવ્યાપક નિયમ હોવાથી અને રાજાની પદવી મહત્તમ હોવાથી રાજપદવીમાં ચિન્તા તથા ઉત્તરદાયિત્વનો સર્વથી વિશેષ પરિમાણમાં સમાવેશ હોય એ સ્વાભાવિક છે. જે રાજા પોતાને એક આદર્શ, પ્રજાવત્સલ, ધર્મપરાયણ તથા ન્યાયમૂર્તિ રાજા તરીકે ઓળખતો તથા ઓળખાવતો હોય, તે રાજાએ પોતાના જીવન-કાળમાં પોતાની આદર્શતા, પ્રજાવત્સલતા, ધર્મપરાયણતા તથા ન્યાયશીલતાનો વિશ્વને પરિચય કરાવવામાટે સાધુ મનુષ્યોના ઉદ્ધાર તથા દુષ્ટ મનુષ્યોના સંહારથી પોતાના રાજ્યમાં સુખશાંતિની રક્ષા કરવી જ જોઈએ, માનવબુદ્ધિનો કલ્પાન્તર-વ્યાપી વ્યાપાર અદ્યાપિ જો કે માયા તથા પ્રવંચનાની કૂટ નીતિમાં પરિવર્તન કરી શક્યો નથી અને સર્વ ચેષ્ટાઓ વ્યર્થ થવા છતાં, સર્વ પરિશ્રમો સર્વથા શિથિલ થઈ જવા છતાં, સાહસ એક આદર્શના રૂપમાં જ અવશિષ્ટ રહેલું હોવા છતાં અને યુદ્ધ વિવેકશૂન્ય થઈ જવા છતાં માયાની તે કપટમૂર્તિ કિંવા ઉત્તમ મરુભૂમિમાં સરોજિનીશોભિત સરોવરને નિહાળવાની આશા માનવજાતિના હૃદયમાં અવશિષ્ટ હોવાથી જેવી રીતે સંસારના આ મહાસ્મશાનમાં પણ વિધવા પોતાના પુત્રના સુખને જોઇને જીવનને ધારણ કરતી રહે છે, દુઃખિની દુહિતા પોતાની માતાને આશ્વાસન આપવાનું દુ:સાહસ કરવામાટે પ્રાણોને દેહમાં ધારતી રહે છે અને પિતા પોતાના જ્યેષ્ઠ પુત્રરૂપ અમૂલ્ય ધનને ચિતાના અંકમાં પધરાવીને, પોતાના હસ્તથી તેના ચિરલાલિત દેહમાં અગ્નિસંસ્કાર કરીને, કનિષ્ઠ પુત્રના સુખને નિહાળીને તથા ભાવિ આશાઓના સહજ તૂટી જનારા સૂત્રને હસ્તમાં ધારણ કરીને જેવી રીતે પોતાના હતભાગ્ય જીવનના મોહને દૂર નથી કરી શકતો તેવી જ રીતે સાધુજનોના ઉદ્ધાર તથા દુષ્ટજનોના

સંહારવડે પોતાના રાજ્યમાં સુખશાંતિની ચિરસ્થાપના કરવામાટે આશા-સૂત્રને હસ્તમાં ધારણ કરીને જો કોઈ આદર્શ રાજા પોતાના શરીરમાં પ્રાણને ધારતો રહે, તો તે રાજા પાપાત્મા, અત્યાચારી, પ્રજાપ્રવંચક તથા અન્યાયી રાજાઓ કરતાં તો અત્યંત ઉત્તમ તથા કોટિ વાર અધિક પ્રશંસાને પાત્ર છે એમાં કોઈ પણ પ્રકારનો સંશય નથી એ તત્ત્વને તો મારે પણ સત્યને સ્મરીને સ્વીકારવું જ જોઇએ; કારણ કે, પ્રયત્ન વિના પરમાત્માના અજ્ઞેય તથા અચિન્ત્ય સાહાય્યની પ્રાપ્તિ થતી નથી અને પરમાત્માના અજ્ઞેય તથા અચિન્ત્ય સાહાય્ય વિના મનુષ્યના આદર્શની સિદ્ધિ અસભવનીય હોય છે એટલામાટે મનુષ્યને તેની પ્રત્યેક અવસ્થામાં પ્રયત્ન, પ્રવૃત્તિ કિંવા કર્મની આવશ્યકતા અનિવાર્ય છે." હરપાલ દેવે નિરાશામાં આશાનો સાક્ષાત્કાર કરાવીને કર્મની મહત્તાને પણ દર્શાવી દીધી

"પૂજ્ય પિતાજી, મારી તો એવી જ દૃઢ માન્યતા છે કે, શૌર્ય, તેજ, ચાતુર્ય, યુદ્ધમાં અપલાયન, દાન તથા ઐશ્વર્ય એ ક્ષત્રિયના હસ્તથી થનારાં સ્વાભાવિક કર્મો હોવાથી પરિણામ કિંવા ફળના વિચાર વિના પ્રત્યેક ક્ષત્રિયે પોતાના એ સ્વાભાવિક કર્મોના પાલનમાં નિરંતર તત્પર રહેવું જ જોઇએ." દેવપ્રસાદે વિનયપૂર્વક પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"કર્મની મહત્તાનુ હુ પ્રતિપાદન કરી ચૂક્યો છું એટલે મારા તે પ્રતિ-પાદનમા આ તત્ત્વનો પણ સમાવેશ થઈ જાય છે" હરપાલ દેવે પોતાના પુત્ર દેવપ્રસાદના અભિપ્રાય તથા પોતાના અભિપ્રાયની એકવાક્યતાને આ વાક્યથી દર્શાવી દીધી

"મારા સંસારત્યાગી અને પૂજ્ય જ્યેષ્ઠબંધુ, જ્યારે કર્મની મહત્તાને આપ મુક્તકંઠથી સ્વીકારો છો, તો મને અતકરણ પૂર્વક એટલો આશીર્વાદ આપો કે જે રાજપદવીનો ભાર આપે મારા શિરપર સ્થાપી દીધો છે તે રાજ-પદવીને મારાથી દીપાવી શકાય, મારા હસ્તથી ક્ષત્રિયનાં સ્વાભાવિક કર્મોનું નિરંતર યથાશક્ય અધિક પરિમાણમાં પાલન થતું રહે અને ઇતિહાસમાં મારૂં નામ એક આદર્શ રાજા તરીકે લખાય." ગુર્જરાધીશ કર્ણરાજે પ્રશંસનીય આશીર્વાદની યાચના કરતાં વિનય તથા નમ્રતા પૂર્વક આ શબ્દો ઉચ્ચાર્યા

"ગુર્જરેશ્વર, તમારી આ ભદ્ર મનઃકામના સર્વાંશે પૂર્ણ થાઓ અને પરમ કરૂણાસિંધુ પરમાત્મા તમોને યશસ્વી કરો એવો મારો તમોને અંતકરણ પૂર્વક આશીર્વાદ છે!" ગંભીર વાણીથી આવા પ્રકારનો યોગ્ય આશીર્વાદ આપીને હર-પાલ દેવે કર્ણરાજને પૂછ્યું કે "અસ્તુ ત્યારે હવે જો મારા આશ્રમમાં જ રાત્રિ-નિવાસ કરવાનો તમારો મનોભાવ હોય, તો હું ભોજનની વ્યવસ્થા કરી નાખુ, કારણ કે, નિશાનો આરંભ થઇ ગયેલો હોવાથી નિશાભોજનનો સમય નિકટમા આવતો જાય છે અને અહીં જે કાંઇ કરવાનું છે તે મારે મારા હસ્તથી જ કરવાનુ છે."

"રાત્રિના સમયમાં આપ ભોજન નથી લેતા એ હુ જાણું છું છતાં આજે આપના હસ્તના પવિત્ર પ્રસાદને આરોગવાની મારી પ્રબળ ઇચ્છા થયેલી હોવાથી મારે આપને દાળ અને રોટલી તૈયાર કરવાનો પરિશ્રમ તો આપવો જ

પડશે; કારણ કે, રાજપાકશાળામાં નિત્ય તૈયાર થતા નાનાવિધ ભોજનોના સતત સેવનથી મારૂં મન કંટાળી ગયું છે. આજની રાત્રિ પણ હું અહીં જ વીતાડીશ.” કર્ણરાજે પોતાની ઇચ્છા દર્શાવી

“જેવી તમારી ઇચ્છા” આટલા શબ્દો ઉચ્ચારીને વાનપ્રસ્થ હરપાલ દેવ શિવાલયના ઓટલાપરથી પોતાની પર્ણકુટીમાં જવામાટે ઊઠયો; પરંતુ એ ક્ષણે જ પૂર્ણ વેગથી આશ્રમની દિશામાં આવતા એક અશ્વનાં ચરણોનો ધ્વનિ અચાનક તેનાં, કર્ણરાજનાં તથા દેવપ્રસાદનાં શ્રવણોમાં આવીને અથડાયો. અને તેથી હરપાલ દેવના મુખમાંથી સ્વાભાવિક જ ઉદ્‌ગાર નીકળી ગયો કે: “અત્યારે અશ્વને આટલા વેગથી દોડાવતો અહીં કોણ આવતો હશે વારૂ?”

“ભાઈ દેવપ્રસાદ, આશ્રમના દ્વારમાં જઇને જરા જોઇ આવો કે એ અશ્વારોહી કોણ છે?” કર્ણરાજે દેવપ્રસાદને સૂચના આપી.

“જેવી આજ્ઞા” કહીને દેવપ્રસાદ આશ્રમના સિંહદ્વારની દિશામાં ચાલતો થઇ ગયો અને અલ્પ સમયમાં જ એક સૈનિક સહિત પાછો આવીને કહેવા લાગ્યો કે: “તે અશ્વારોહી વીરપુરુષ આ પોતે જ છે અને એઓ આપ શ્રીમાનને એક અત્યંત આવશ્યકીય સમાચાર સંભળાવવામાટે માર્ગમાં એક પળમાત્રનો પણ વિશ્રામ લીધા વિના અખંડ વેગથી અહીં આવી લાગ્યા છે”

“હું પૂજ્ય હરપાલ દેવ મહારાજ તથા શ્રીમાન્ પ્રતાપી ગુર્જરેશ્વરને નમન કરૂં છું.” આગંતુક શસ્ત્રધારી પુરુષે શિષ્ટસંપ્રદાયનું પાલન કર્યું.

“વત્સ, ચિરાયુ ભવ.” હરપાલ દેવે આશીર્વાદ આપ્યો.

“વીર વલ્લભસેન, અગત્યના શા સમાચાર લાવ્યા છો?” કર્ણરાજે જિજ્ઞાસા દર્શાવી

“રણધીર રાજન્, આપ શ્રીમાનની આજ્ઞા અનુસાર આપણી સેના રાત્રિનિવાસમાટે આશાપલ્લી જવાના માર્ગમાં પાટણથી આઠેક ગાઉના અંતરપર આપ શ્રીમાનનું આગમન થાય ત્યાં સૂધી પડાવ નાખીને પડવાની તૈયારી કરી રહી હતી એટલામા આશા ભિલ્લની હીલચાલોની તપાસમાટે જે કેટલાક ગુપ્તચરોને મોકલવામા આવ્યા છે તેમનામાના બે ગુપ્તચરોએ આવીને સેનાપતિ મહાશયને એવા સમાચાર સંભળાવ્યા કે આશો ભિલ્લ ગઈ કાલે પ્રભાતમાં પોતાના કામઠીવાળા બે હજાર ભિલ્લ સૈનિકો સહિત ધોળકા નગરને લૂટવામાટે આશાપલ્લીમાંથી પ્રયાણ કરી ગયો છે અને આશાપલ્લીથી ધોળકા કેવળ બાર ગાઉના અંતરપર જ આવેલું હોવાથી કાં તો ગઈ કાલે રાત્રિના સમયમાં અને કાં તો આજે પ્રભાતમાં તેણે ધોળકા નગરને લૂટેલુ હોવું જોઇએ એવું અનુમાન કરી શકાય છે આ સમાચાર અત્યારે જ આપ શ્રીમાનને સંભળાવવામાટે સેનાપતિ મહાશયની આજ્ઞાથી હું અહીં આવી પહોચ્યો છું.” ગુર્જરાધીશના સૈનિક વીર વલ્લભસેને જે આવશ્યકીય સમાચાર સંભળાવવાના હતા તે સંભળાવી દીધા.

આ સમાચાર સાંભળતાં ગુર્જરાધીશ કર્ણરાજના મુખમંડળમાં ચિન્તાનાં ચિહ્નો પ્રકટી નીકળ્યા અને તે ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે: “ધોળકા ગુજરાતનુ એક પુરાતન નગર છે; ગુજરાતના વ્યાપારનું એક મુખ્ય સ્થાન છે અને પ્રતિષ્ઠામાં પાટણથી દ્વિતીય પંક્તિયે વિરાજનારૂં છે એટલામાટે જો આશાભિલ્લના હસ્તથી ધોળકા નગર ધોળે દિવસે લૂટાય, તો ગુર્જરાધીશની રાજસત્તા

તથા પ્રતિષ્ઠા સદાનેમાટે કલંકિત થઈ જાય. ધોળકાના રક્ષણ માટે અને આશા ભિલ્લના યથાશક્ય સત્વર સંહારમાટે મારે અત્યારે અને આ ક્ષણે જ અહીંથી પ્રયાણ કરવું જોઇએ; કારણ કે, અત્યારે હવે એક પળમાત્રનો પણ વિલંબ વિઘાતક થઇ પડવાનો સંભવ છે "

"એટલી બધી આવશ્યકતા હોય, તો ભલે અત્યારે જ વિદાય થજો; પરંતુ ભોજનનું નામ લેવાઈ ગયેલું હોવાથી ભોજન લીધા વિના તો તમારાથી નહિ જ જવાય. હું હમણાં જ દાળ અને રોટલી તૈયાર કરી નાખું છું.' હરપાલ દેવે કહ્યું

"ભલે ત્યારે અમો ભોજન કરીને જ જઇશું." કર્ણરાજે કહ્યું

"પરંતુ પૂજ્ય પિતાજી, મારી એક પ્રાર્થના છે" દેવપ્રસાદે પોતાની એક ઇચ્છાને દર્શાવવાની આજ્ઞા માગી

"તારી વળી શી પ્રાર્થના છે?" હરપાલ દેવે પૂછ્યું

"મારી પ્રાર્થના એટલી જ છે કે અત્યારે મારા શૌર્ય તથા વીરત્વને દર્શાવવાનો તથા સાથે સાથે ગુર્જરાધીશ અને જનની જન્મભૂમિની સેવાનો શ્રાવણ માસ તથા સોમવતી અમાવાસ્યા જેવો આકસ્મિક યોગ પ્રાપ્ત થયો છે તો યોગનો એ લાભ લેવામાટે મને પણ ગુર્જરાધીશ સાથે એમના અંગરક્ષક તરીકે જવાની આજ્ઞા આપો અને શુભાશીર્વાદ પૂર્વક આપના વરદ હસ્તને મારા મસ્તકપર સ્થાપો" દેવપ્રસાદે પોતાની ઇચ્છાને વ્યક્ત કરી બતાવી

"તારી એવી જ ઇચ્છા છે તો ભલે જા અને વિજયભાગી તથા યશસ્વી થા." દેવપ્રસાદને આવી રીતે ગુર્જરાધીશ સાથે જવાની આજ્ઞા આપીને હરપાલ દેવ પાકનિષ્પત્તિ કરવામાટે પોતાની પર્ણકુટીમા ચાલ્યો ગયો

હરપાલ દેવના જવા પછી ગુર્જરાધીશ કર્ણરાજ દેવપ્રસાદને સંબોધીને કહેવા લાગ્યો કે "આ સંસારમાં જે મનુષ્ય ભોગોને ભોગવે છે તો તેના દેહમાં રોગ થવાનો ભય રહે છે, જે કુલીન હોય છે તેના મનમા દિવારાત્રિ કલંકનો ભય રહ્યા કરે છે; જે ધનાઢ્ય હોય છે તેના મનમા રાજા તથા ચોર આદિનો ભય અવિચલ રહે છે, બલાઢ્ય મનુષ્યના મનમાંથી શત્રુનો ભય બહુધા જતો જ નથી, નવયૌવન તથા રૂપસુંદર સ્ત્રીપુરુષોને વૃદ્ધ થઈ જવાનો ભય નિરંતર ભયંકર ભાસતો રહે છે, સર્વશાસ્ત્રપારંગત વિદ્વાનોના મનમા વાદવિવાદનો ભય વસેલો દેખાય છે; સદ્‌ગુણસંપન્ન મનુષ્ય નિન્દાના ભયથી ભાગ્યે જ મુક્ત રહી શકે છે અને શરીર સાથે મૃત્યુનો ભય તો જન્મથી જ જકડાયલો હોય છે, અર્થાત્ આ વિશ્વની સર્વ વસ્તુઓમા ભયનો અખંડ નિવાસ દૃષ્ટિગોચર થયા કરે છે અને તેથી જો કોઈ પણ વસ્તુ નિર્ભય હોય તો તે કેવળ વૈરાગ્ય જ હોવાથી સુખમય જીવન કેવળ વિરાગી પુરુષો જ ભોગવી શકે છે. સર્વસંગપરિત્યાગી પુરુષના જીવન સમાન નિર્ભય તથા સુખમય જીવન તો રાજાના ભાગ્યમાં પણ નથી હોતું."

"આપ શ્રીમાનનું કથન સત્ય છે, પરંતુ જો સર્વ મનુષ્યો સર્વસંગપરિત્યાગી અને વિરાગી થઈ જાય તો આ સંસારશકટની ગતિ ક્ષણમાત્રમા જ કુંઠિત થતાં સૃષ્ટિની પરિસમાપ્તિનો સમય આવી લાગે એટલામાટે વિધાતા પુરુષ સર્વ મનુષ્યોના ભાગ્યમા વૈરાગ્યનો લેખ લખી નાખવાની ઉદારતા નથી

દર્શાવતો, કારણ કે, તેની અદ્યાપિ સૃષ્ટિના શકટને ચાલતું રાખવાની જ પરમ ઇચ્છા છે." દેવપ્રસાદે પ્રવૃત્તિનું સમર્થન કર્યું.

આવા પ્રકારના સંવાદમાં કર્ણરાજ તથા દેવપ્રસાદનો કેટલોક સમય વીતી જવા પછી હરપાલ દેવે વલ્લભસેનને બોલાવ્યો અને ત્યાં ત્રણ પત્રાવળીઓ પીરસીને તૈયાર કર્યા પછી કર્ણરાજ તથા દેવપ્રસાદને પણ બોલાવવામાં આવ્યા પ્રત્યેક પત્રાવળીમાં રોટલા જેવી જાડી ચચ્ચાર રોટલીઓ તથા ચચ્ચાર લીલા મરચાં રાખવામા આવ્યાં હતા અને આંબાના રસ જેવી જાડી દાળ માટીનાં મોટાં રામપાત્રોમાં ભરીને રાખવામાં આવી હતી. એક એક પત્રાવળી બેસવામાટે આસન તરીકે રાખવામાં આવી હતી અને પાણીના લોટા ખાલી પ્યાલાથી ઢાંકીને રાખવામાં આવ્યા હતા આજના આ વનભોજનમાં જે એક વિશિષ્ટતા હતી તે એ કે રોટલીમાં યથાપરિમાણ મીઠું નાખવામાં આવ્યુ હતું અને ઘી રોટલીઓ ઉપર ચોપડવાને બદલે દાળમા નખાયલુ હતુ. આ વનભોજન અત્યંત સાધારણ પ્રકારનુ તથા વ્યંજન આદિના આડંબરથી રહિત હોવા છતાં પણ ગુર્જરાધીશ કર્ણરાજને એટલું અને એવુ તો સ્વાદિષ્ટ તથા રુચિકર લાગ્યુ કે એક વાર ચાર રોટલીઓને સ્વાહા કરીને બીજી વાર પણ તેણે ચાર રોટલીઓ લીધી અને દાળ ત્રણ વાર માગી લીધી, માત્ર એટલું જ નહિ, પણ જેટલો સમય તેને ભોજનને ન્યાય આપવામાં લાગ્યો તેટલા સમય પર્યન્ત તે આજના વનભોજનની અસ્ખલિત પ્રશંસા કરતો રહ્યો ભોજનના કાર્યથી નિવૃત્ત થઇને કર્ણરાજે આશ્રમથી અલ્પ અંતરપર એક વૃક્ષતળે છાવણી નાખીને પડેલા પોતાના અંગરક્ષકોને જો તેઓ ભોજનના કાર્યથી નિવૃત્ત થઈ ગયા હોય તો તત્કાળ પ્રયાણમાટે તૈયાર થવાનો સદેશ વલ્લભસેનદ્વારા કહાવી દીધો અને તેઓ અલ્પ સમયમાં તૈયાર થઈ જતા ગુર્જરાધીશ કર્ણરાજ પોતાના બહુમૂલ્ય, વિશાળકાય તથા શીઘ્રગામી અશ્વપર આરૂઢ થઇને પોતાના ભત્રીજા દેવપ્રસાદ, વીર વલ્લભસેન તથા અશ્વારોહી આઠ અંગરક્ષકો સહિત હરપાલ દેવને નમન કર્યા પછી ત્યાંથી પોતાના સૈન્યશિબિર પ્રતિ જવાને દ્રુત ગતિથી પ્રયાણ કરી ગયો. પોતાના પુત્ર તથા અતિથિઓના પ્રયાણ પછી હરપાલ દેવે ધીર તથા ગંભીર ગતિથી શિવાલયમાં પ્રવેશ કર્યો અને મંડુકેશ્વર મહાદેવ સમક્ષ ધ્યાનસ્થ થઇને નિમ્ન પ્રાર્થનાનો ગભીર સ્વરથી આલાપના સ્વરૂપમાં આરંભ કરી દીધો—

" स्फुरत्स्फारज्योत्स्नाधवलिततले क्वापि पुलिने
सुखासीनाः शान्तध्वनिषु रजनीषु द्युसरितः ।
भवाभोगोद्विग्नाः शिवशिवशिवेत्यार्तवचसा
कदा स्यामाऽऽनन्दोद्गतबहुलबाष्पाप्लुतदृशः ॥"

અર્થાત્ "હે દેવાધિદેવ, વિસ્તાર પામતી ચંદ્રિકાના યોગે ધવલ થયેલા ગંગાપુલિનપર જેઓ શાંત રાત્રિના સમયમા સુખ પૂર્વક વિરાજેલા છે, જેઓ ભવના ભોગોને ભોગવીને ઉદ્વિગ્ન થયેલા છે, જેમનાં મુખો 'શિવ' નામનો અખંડ જાપ કિંવા ઉચ્ચાર કરી રહ્યા છે અને જેમનાં નેત્રો આનન્દાશ્રુથી પરિપૂર્ણ છે એવા આશાત્યાગી અને મહાદેવમગ્ન વિરાગી અમો ક્યારે થઇશું?"

કેટલાક સમય પછી ધ્યાનમગ્ન અવસ્થામાં હરપાલ દેવને એવો દિવ્ય નાદ સંભળાયો કે: "વત્સ, તું એ સ્થિતિને પ્રાપ્ત કરી ચૂક્યો છે"

હરપાલ દેવના આનન્દનો આ દિવ્ય નાદના શ્રવણથી અવધિ થઈ ગયો.



# પ્રકરણ ૭ મું

## કારાગૃહવાસી યુવક

ગત પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાને લગભગ એક પક્ષ જેટલો સમય વીતી ગયો હતો; તથાપિ ગુર્જરેશ્વર કર્ણરાજથી તેની પોતાની ધારણા અનુસાર અત્યાચારી દસ્યુ આશા ભિલ્લને અદ્યાપિ કોઈ પણ પ્રકારનો દંડ આપી શકાયો ન હોતો અને તેથી ગુજરાતના નાગરિકો, ગ્રામીણો તથા યાત્રાળુ જનો તે દસ્યુ-રાજના ત્રાસથી મુક્ત થઈ શક્યા ન હોતા, કારણ કે, ગુર્જરેશ્વર કર્ણરાજ અવિશ્રાન્ત પ્રયાસ કરીને પોતાના યુદ્ધસાધનમંડિત બે હજાર અશ્વારોહી તથા ત્રણ હજાર ચરણસંચારી સૈનિકો સહિત ધોળકાની પ્રજાના ઉદ્ધારમાટે ધોળકા નગરના દુર્ગદ્વારમાં જઇ પહોંચે તે પૂર્વે તો આશા ભિલ્લને તેના પોતાના ગુપ્તચરો દ્વારા ગુર્જરેશ્વરના સસૈન્ય આગમનના સમાચાર મળી જવાથી ધોળકા નગરને લૂટ્યા વિના જ ત્યાંથી જો કે તે પોતાના કામઠીવાળા ભિલ્લ સૈનિકો સહિત પલાયન કરી ગયો હતો, તથાપિ ધોળકાના ચાર ધનાઢ્ય વ્યાપારીઓ, બે વીર યુવકો અને ત્રણ નવયૌવના તથા રૂપસુંદરી યુવતીઓને બળાત્કારે પોતાનાં બન્દિજન તરીકે પોતાની સાથે લઇ ગયો હતો. આશો ભિલ્લ ધોળકાને લૂટવાની પોતાની આશાને સફળ ન કરી શક્યો તેનું કારણ એ હતું કે ભિલ્લોના ઝુંડોને દૂરથી આવતા જોઇને દુર્ગના દ્વારપાલે દુર્ગનાં સર્વ દ્વારોને તત્કાળ બંધ કરાવી દીધાં હતાં તેમજ ત્યાંના સૈનિકો તથા નાગરિકોને સાવધ રહેવાની સૂચના આપી દીધી હતી એટલે ધોળકામાં નગરની રક્ષામાટે રહેતા પાંચસો રાજસૈનિકો દુર્ગની દીવાલપર ચારે તરફ ભિલ્લ લુટારાઓના તીરકામઠાનું ઉત્તર ધનુષ્યબાણથી વાળવામાટે તૈયાર થઇને ઊભા હતા અને કેટલાક તરુણ તથા શૂરવીર નાગરિકો પણ પોતપોતાના ધનુષ્યબાણ લઇને દુર્ગની દીવાલપર આવી લાગ્યા હતા. સૈનિકો તથા નાગરિકોના આ અવરોધને નિવારવામાં આશા ભિલ્લનો બહુધા બે પ્રહર જેટલો સમય વીતી ગયો અને એટલામાં તો ગુર્જરેશ્વરના સસૈન્ય આગમનના સમાચાર તેને મળી ગયા એટલે પલાયન વિના તેના માટે સુરક્ષિતતાનો અન્ય કોઇ માર્ગ ન હોવાથી તેણે એ જ માર્ગનું અવલંબન કરી લીધું. જે ઢોલ વગાડનારો ભિલ્લ નિરંતર તેની સાથે જ રહેતો હતો તેને તેણે પલાયનના અર્થને સૂચવનારા ધ્વનિથી ઢોલને વગાડવાની આજ્ઞા આપી દીધી અને તે ધ્વનિને સાંભળતાં જ જે ભિલ્લો દુર્ગની દીવાલપર ઊભેલા સૈનિકો તથા નાગરિકો ઉપર તીર ચલાવવાના કાર્યમાં નિમગ્ન થયેલા હતા તે ભિલ્લો તત્કાળ ત્યાંથી પોતાનાં તીરકામઠાં સહિત નાઠા, પોતાના સરદાર આગળ આવીને એકઠા થઈ ગયા અને તેની સૂચના અનુસાર એક વિશિષ્ટ દિશામાં પલાયન કરી જવાના કાર્યનો તેમણે આરંભ કરી દીધો. જે વેળાયે આશો ભિલ્લ તથા તેના ભિલ્લ સૈનિકો

આવી રીતે પલાયન કરી રહ્યા હતા તે જ વેળાયે અચાનક એવી ઘટના ઘટી કે ધોળકાના ચાર ધનાઢ્ય વ્યાપારીઓ કોઈ કારણવશાત્ બીજે ગામ ગયા હતા તેઓ પોતાના અશ્વયુક્ત રથોમાં બેસીને ત્યાં આવી લાગ્યા અને અચિન્ત્ય આશા ભિલ્લના હાથમાં સપડાઈ ગયા; બે વીર યુવકો અરણ્યમાંથી મૃગયા કરીને પાછા ફરતાં ભિલ્લોના બંદિવાન્ થઈ પડ્યા અને ત્રણ નવયૌવના તથા રૂપસુંદરી યુવતીઓ પણ પુષ્પવાટિકામા વિહરતી આશા ભિલ્લના જોવામાં આવતાં તેમને પણ તેણે બંદિની તરીકે પોતાની સાથે લઈ લીધી આ સમસ્ત ઘટના દિવસના તૃતીય પ્રહરના આરંભથી એટલે કે મધ્યાહ્નકાળથી તે સાયંકાળના આરંભ સૂધીના સમયમા ઘટી ગઇ હતી અને ગુર્જરેશ્વર કર્ણરાજ જે વેળાયે ધોળકા નગરીની સીમામા આવી લાગ્યો તે વેળાયે રાત્રિનો અર્ધપ્રહર જેટલો સમય વીતી ગયેલો હોવાથી તથા રાત્રિ કૃષ્ણ પક્ષની હોવાથી વિશ્વમાં ભીષણ અંધકારનો અધિકાર વ્યાપી ગયો હતો અને ભિલ્લો અરણ્યના આડા અવળા માર્ગોના ભોમિયા તથા ગાઢ અંધકારમાં પણ બિલાડા પ્રમાણે જોઈ શકનારા હોવાથી આવી અંધકારાવૃત્ત રાત્રિના સમયમાં કર્ણરાજને તેમની પાછળ પડવાનું કાર્ય સર્વથા અશક્ય તથા અસંભવનીય ભાસ્યું અને તેથી પોતાના સૈન્યને નગરના બાહ્ય ભાગમાં છાવણી નાખવાની આજ્ઞા આપીને તે પોતે દેવપ્રસાદને સાથે લઇને નગરમાંના પોતાના મહાલયમાં ભોજન તથા વિશ્રાંતિમાટે ચાલ્યો ગયો. આશો ભિલ્લ ધોળકાના ચાર ધનાઢ્ય વ્યાપારીઓ, બે વીર યુવકો તથા ધોળકા નગરની ત્રણ નવયૌવના રૂપસુંદરી યુવતીઓને બળાત્કારે પોતાના બંદિજન તરીકે પોતાની સાથે લઈ ગયો હતો એ વાર્તા બીજે દિવસે પ્રભાતમાં કેટલાક પ્રતિષ્ઠિત નાગરિકોના મુખથી કર્ણરાજના સાંભળવામા આવી અને એ વાર્તાને સાંભળતાં જ કર્ણરાજે ધોળકાના તે નાગરિકોસમક્ષ એવી ગંભીર પ્રતિજ્ઞા કરી લીધી કેઃ-

"જે વ્યાપારીઓ, વીરયુવકો તથા કુલકામિનીઓને આશો ભિલ્લ અહીંથી બળાત્કારે બંદિજન તરીકે પોતાની સાથે લઈ ગયો છે તે સર્વ મનુષ્યોને જ્યાં સૂધી હુ અત્યાચારી આશા ભિલ્લના બંધનથી મુક્ત કરી શકીશ નહિ અને જ્યાં સૂધી દારુણ દસ્યુ આશા ભિલ્લના ગર્વોન્નત મસ્તકનુ હું મારી આ તીવ્રધારા તથા રણવિજયિની અસિથી છેદન કરી શકીશ નહિ, ત્યાં સૂધી હુ પાટણમાં પગ મૂકીશ નહિ, રાજવેશને ધારીશ નહિ, રાજભોગોને ભોગવીશ નહિ, ભોજન પત્રાવળીમાં જ લઇશ, તૃણની શય્યામાં જ શયન કરીશ અને આશા ભિલ્લનું મૃત્યુ એ જ મારૂ અખંડ ધ્યેય રહ્યા કરશે."

ગુર્જરેશ્વર કર્ણરાજની આ ભીષ્મપ્રતિજ્ઞાથી ધોળકાના જે નાગરિકો આજ સૂધી તેને એક અનન્ય આદર્શ રાજા તરીકે માનતા હતા તેઓ હવે તેને દેવ માનવા લાગ્યા અને ધોળકા નગરના પ્રત્યેક ગૃહમાં કર્ણરાજના એ દેવત્વની જ ચર્ચા ચાલવા લાગી. હાલ તરત ધોળકાને જ પોતાનું સામયિક નિવાસસ્થાન કરી લઇને આશો ભિલ્લ જે જે સ્થાનોમાં યાત્રાળુઓ આદિને લૂટતો હતો તે તે સ્થાનોમા ગુર્જરેશ્વરે આવશ્યકતા અનુસાર સૈનિકોના અલ્પસંખ્ય કિંવા બહુસંખ્ય સમુદાયોને મોકલીને તે સર્વ સ્થાનોને પ્રથમ તો નિર્ભય કરી દીધા અને ત્યાર પછી જે સ્ત્રીપુરુષોને આશો ભિલ્લ પકડીને લઈ ગયો હતો તેમના ઉદ્ધારની ચિન્તામાં તેણે પોતાના મનને તલ્લીન કરી દીધું.

એક દિવસ દેવપ્રસાદે ગુર્જરેશ્વરને પૂછ્યું કે "મહારાજ, ઇચ્છા થતાંની સાથે જ આશા ભિલ્લને તેના સૈનિકો તથા પારિવારિક જનો સહિત નષ્ટ કરી નાખવાનું તેમ જ તેના નિવાસસ્થાનને ધ્વસ્ત કરી નાખવાનું આપ શ્રીમાનમાં સંપૂર્ણ સામર્થ્ય હોવા છતા આજે દશ કે બાર દિવસથી આપ શ્રીમાન્ આ નગરમા શાંત થઇને બેસી રહ્યા છો એનું શું કારણ છે વારુ? મારી અલ્પ બુદ્ધિ આપ શ્રીમાનની આ અપૂર્વ શાંતિના રહસ્યને સમજી શકતી નથી"

દેવપ્રસાદના આ ઉદ્‌ગારોને સાંભળીને કર્ણરાજ પ્રથમ કિંચિદ્ હસ્યો અને ત્યાર પછી ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે "વત્સ દેવપ્રસાદ, આશો ભિલ્લ અહીંથી ચાર ધનાઢચ વ્યાપારીઓ, બે વીર યુવકો તથા ત્રણ યુવતીઓને શા કારણથી પકડીને લઇ ગયો છે એનો તમોએ કાંઈ વિચાર કર્યો છે ખરો કે? આશા ભિલ્લ જેવા અનુભવી મનુષ્યે આ કાર્ય કોઈ ઉચિત કારણ વિના તો નહિ જ કર્યું હોય એટલું તો કોઇ પણ જાણી શકે તેમ છે"

"એનું કારણ તો અવશ્ય હોવું જ જોઇએ અને મારી દૃષ્ટિ તેના આ કાર્યમા કેવળ ધનપ્રાપ્તિ વિના અન્ય કોઈ કારણનો સાક્ષાત્કાર કરી શકતી નથી; કારણ કે, લુટારાઓનો બહુધા એવો નિયમ જ હોય છે કે જ્યારે તેમને કોઇ સ્થાનમા લટફાટ ચલાવવાનો અવસર મળી શકતો નથી ત્યારે તેઓ ધનાઢચ મનુષ્યોને બંધક તરીકે પકડીને લઇ જાય છે અને તે ધનાઢચ મનુષ્યોના સંબંધીઓ પાસેથી નાણાંની પોતાની ઈચ્છા અનુસાર મોટામાં મોટી રકમ મેળવ્યા પછી જ તેમને મુક્તિદાન આપે છે" દેવપ્રસાદે પોતાની માન્યતા અનુસાર કારણ દર્શાવ્યું.

"કેટલીક વાર લુટારાઓ ધનાઢચ મનુષ્યોને ધનપ્રાપ્તિના કારણથી બંધક તરીકે પકડી જાય છે એ તમારું કથન સત્ય હોવા છતા આ મનુષ્યોને આશો ભિલ્લ કેવળ ધનપ્રાપ્તિના કારણથી જ પકડી ગયો હોય એવી મારી માન્યતા નથી. મારી તો એવી જ માન્યતા છે કે આશો ભિલ્લ આ મનુષ્યોને બે ભિન્ન ભિન્ન ઉદ્દેશોથી બંધક તરીકે પોતાની સાથે લઇ ગયેલો હોવો જોઇએ અને તે બે ઉદ્દેશો એ કે જો આપણે તેની પૂઠે ન પડતાં અહીંથી પાછા ચાલ્યા જઇએ તો તેમના છૂટકારાની કીમત તરીકે તેમના સંબંધીઓ પાસેથી નાણાંની મોટી રકમ કઢાવી લેવી અને જો આપણે તેની પૂઠે પડીએ તો તે મનુષ્યોને મારી નાખવાનો ભય દર્શાવીને તેને મારવાના આપણા પ્રયત્નોને કાંઈક શિથિલ કરી નાખવા રાજનીતિનો આ પણ એક પ્રકાર છે અને આશા ભિલ્લે અત્યારે એ કુટિલ નીતિનું જ અવલંબન કરેલું છે. મારા હસ્તથી મદોન્મત્ત આશા ભિલ્લનો વધ થવા વિના જો કે મારી પ્રતિજ્ઞા પૂર્ણ થવાની નથી, તથાપિ અત્યારે એ પ્રતિજ્ઞાપૂર્તિના કાર્યને મુલ્તવી રાખીને જે વ્યક્તિઓને આશો ભિલ્લ બંધક તરીકે પકડીને લઇ ગયો છે તે વ્યક્તિઓનો પ્રથમ તેના હસ્તમાંથી ઉદ્ધાર કરવો એ જ આપણું પ્રથમ તથા આવશ્યકીય કર્તવ્ય છે અને તેથી એ કર્તવ્યની પૂર્તિના વિચારને જ અત્યારે આપણે મહત્વ આપવાનું છે." ગુર્જરેશ્વર કર્ણરાજે તે વ્યક્તિઓને પકડી જવામાં આશા ભિલ્લના તેની પોતાની માન્યતા અનુસાર જે ઉદ્દેશો હતા તે ઉદ્દેશોને દર્શાવીને પોતાના કર્તવ્યનું પણ દેવપ્રસાદને દર્શન કરાવી દીધું

કર્ણરાજ તથા દેવપ્રસાદનો આ સંવાદ ચાલી રહ્યો હતો એટલામાં એક ગુપ્તચર ત્યાં આવી લાગ્યો અને નમન કરીને કર્ણરાજ સમક્ષ ઊભો રહ્યો. કર્ણરાજના પ્રશ્નના ઉત્તરમા તે ગુપ્તચરે જે સમાચાર સંભળાવ્યા તે સાંભળીને ગુર્જરેશ્વરના મુખમંડળમા અચાનક કોપના ચિહ્નો પ્રકટી નીકળ્યા, પરંતુ ક્ષણમાત્રમાં જ પોતાના તે કોપને શમાવી દઇને તેણે દેવપ્રસાદને ગંભીર સ્વરથી કહ્યુ કે "દેવપ્રસાદ, આજે રાત્રિના પ્રથમ પ્રહરની સમાપ્તિ પછી અને નગરના દ્વારો બંધ થવા પૂર્વે હું ગુપ્ત ભાવથી અહીથી પ્રયાણ કરી જવાનો છું; તો જ્યાં સૂધી હું પાછો ન આવુ ત્યાં સૂધી મારા પ્રયાણની કથા કોઇના જાણવામા ન આવે એની સંભાળ રાખજો અને મારી પ્રકૃતિની અસ્વસ્થતાનુ નિમિત્ત દર્શાવીને આ રાજમહાલયમાં અન્ય કોઇ પણ મનુષ્યનો પ્રવેશ થવા દેશો નહિ."

"જેવી શ્રીમાનની આજ્ઞા" દેવપ્રસાદે આશ્ચર્યદર્શક ભાવથી આ વાક્ય ઉચ્ચાર્યું.

રાત્રિના પ્રથમ પ્રહરની સમાપ્તિ થવા પછી અલ્પ સમયમા જ ગુર્જરેશ્વર કર્ણરાજ વેશપરિવર્તન કરીને ધોળકા નગરના દુર્ગદ્વારમાથી બહિર્ગત થયો તે એક કૃષિકારના વેશમાં હોવાથી તેને રાત્રિના સમયમાં કોઈ પણ નાગરિક કિંવા દ્વારપાળ ઓળખી શક્યો નહિ. કર્ણરાજ દુર્ગદ્વારમાંથી નીકળીને અર્ધ ગાઉપર એક ઘન વૃક્ષરાજી આરંભાતી હતી ત્યા આવી લાગ્યો અને ત્યા પોતાના વિશ્વાસપાત્ર ગુપ્તચરને બે અશ્વો સહિત ઊભેલો જોઇને તે પોતે પોતાના અશ્વપર આરૂઢ થઈ ગયો. ગુપ્તચરે પણ અશ્વારોહણ કર્યું અને ત્યાર પછી અશ્વારોહી સ્વામી તથા સેવક બન્ને અશ્વોને દ્રુત ગતિથી ચલાવતા એક વિશિષ્ટ દિશામા અગ્રેસર થવા લાગ્યા.

ચાલો ત્યારે પ્રિય પાઠકો તથા પાઠિકાઓ, આપણે ગુર્જરેશ્વર કર્ણરાજ તથા તેના ગુપ્તચરને તેમના અભીષ્ટ માર્ગમા નિર્વિઘ્ન અગ્રેસર થવા દઇને એક અન્ય રોમાંચકારિણી ઘટનાના અવલોકનમાટે એક અન્ય ભયાનક સ્થાનમાં પ્રયાણ કરી જઇએ. પરંતુ ભયાનક સ્થાનમા પ્રયાણ કરવાની કથા સાભળીને ભયભીત ન થાશો, કારણ કે, તે સ્થાનની ભયાનકતા તમારામાટે કોઈ પણ પ્રકારે બાધક થઈ શકે તેમ છે જ નહિ અને તેથી તમારે તો નિર્ભય જ રહેવાનું છે

* * * * * *

ગુર્જરેશ્વર કર્ણરાજ પાટણમાંથી નીકળ્યો ત્યાર પછીનો આજે પંદરમો દિવસ અને તે ધોળકામાથી પ્રયાણ કરી ગયો ત્યાર પછીનો આજે ત્રીજો દિવસ હતો એ દિવસની તિથિ તે શ્રાવણ માસની અમાવાસ્યા હોવાથી અને અત્યારે સૃષ્ટિમાં અમાવાસ્યાની રાત્રિનો સમય વર્તમાન હોવાથી દીપકપ્રકાશયુક્ત નગરોમાં પણ ભીષણ અંધકાર વ્યાપેલો હતો, તો પછી સર્વથા પ્રકાશવિહીન અરણ્ય તથા ગિરિકન્દરા આદિ સ્થાનોમાં અંધકારની ભીષણતા કેવી અને કેટલી હોવી જોઇએ એની તત્કાળ કલ્પના કરી શકાય તેમ છે અહીં અરણ્ય તથા ગિરિકન્દરાનો ઉલ્લેખ એટલામાટે કરવામાં આવ્યો છે કે પ્રસ્તુત પ્રકરણમાંની ઘટનાનો સંબંધ એક અરણ્યવેષ્ટિત લઘુ પર્વત સાથે જોડાયલો છે. એક પર્વતના ઉત્તુંગ શિખરપ્રદેશમા એક સુદૃઢ દુર્ગ અસ્તિત્વ ધરાવતો હતો અને એ

દુર્ગના સંબંધમા એવી લોકમાન્યતા પ્રચલિત હતી કે વલ્લભી સામ્રાજ્યના ઉત્કર્ષના સમયમા રાજનૈતિક બંદિજનોને એ દુર્ગમાં રાખવામાં આવતા હતા. શૈલના શિખરભાગને વિદારીને ત્યા ભૂગર્ભનિવાસ જેવી રચના કરવામા આવી હતી અને તેમાં એકની ઉપર એક એવા અનેક કક્ષોને નિર્માણ કરવામાં આવ્યા હતા ઉપરના કક્ષોમાં એક ગોળ દ્વાર હતુ કે જેને સદા સર્વદા બંધ રાખવામા આવતું હતુ અને તેની ઉપર પાષાણનિર્મિત છતમાં અનેક લઘુ છિદ્રો એટલામાટે પાડવામા આવ્યા હતા કે દિવસના સમયમા તે છિદ્રોદ્વારા સૂર્યના કિરણોના અંતઃપ્રવેશ થઈ શકે તેમ જ શુક્લ પક્ષની રાત્રિના સમયમાં ચન્દ્રદેવ પણ પોતાનાં શીતલ કિરણોદ્વારા તે કક્ષના આભ્યંતર ભાગમાં કિંચિત્ સંચાર કરી શકે જો એ લઘુ છિદ્રોને વર્જ્ય કરવામા આવે, તો ત્યા સૂર્ય તથા ચંદ્રના પ્રકાશના પ્રવેશનો અન્ય કોઈ માર્ગ હતો જ નહિ અને તેથી દિવસના સમયમા તે કક્ષોમાં રાત્રિ સમાન અંધકારનો જ અધિકાર રહ્યા કરતા હતો, તો પછી રાત્રિના સમયમા અને તેમાં પણ વળી અમાવાસ્યાની રાત્રિના સમયમાં ત્યા વ્યાપેલો અંધકાર સૂચિભેદ્ય હોય એ તો સર્વથા સ્વાભાવિક ઘટના જ કહી શકાય પર્વતની પ્રકૃતિનિર્મિત પાષાણભિત્તિઓ એ દુર્ગની બાહ્ય દીવાલોની આવશ્યકતાને પૂરી કરી નાખતી હતી અને સમતલ ભૂમિથી એ પાષાણભિત્તિઓની ઉંચાઈ લગભગ દોઢસો ગજની હોવાથી તેમ જ ઉપર જવાનો માર્ગ અત્યંત સંકુચિત ઊર્ધ્વરેખાત્મક હોવાથી રજ્જુના આશ્રય વિના કોઈ પણ મનુષ્ય ઉપરિભાગમાં પહોંચી શકે તેમ હતું જ નહિ

એ દુર્ગમ દુર્ગમાંના એક ઉપરિકક્ષમા એક એવા યુવા પુરુષને બંદી કરીને રાખવામાં આવ્યો હતો કે જેના સ્વર્ગીય તથા નયનમનોહર અનિંદ્ય રૂપરાશિમા પાષાણહૃદય કિંવા વજ્રહૃદયને પણ તત્કાળ દ્રવીભૂત કરી નાખવાનુ સંપૂર્ણ સામર્થ્ય સમાયલું હતું. તે યુવકનાં વસ્ત્રો સાધારણ હોવા છતાં પણ તેની પરિષ્કૃત રુચિનો સંપૂર્ણ પરિચય કરાવતા હતા તેણે પોતાના મસ્તકપર જરદોજી તંજબનો આછા લાલરંગનો સાફો એવી તો સફાઈથી બાંધ્યો હતો કે તે કક્ષમાં પ્રજ્વલિત મૃત્તિકાદીપકના પ્રકાશમાં તે સફાઈ પ્રત્યક્ષ દેખાઈ આવતી હતી; તેણે પોતાના શરીરના મધ્યભાગમા અંગરખું તથા નિમ્ન ભાગમાં સૂરવાલ પરિધાન કરીને કટિભાગમા એક સાધારણ કાશ્મીરી શાલ લપેટી લીધી હતી અને ચરણોમા જરીના ભરતકામવાળા સુંદર તથા નાજુક જોડા પહેરેલા હતા. તેના શરીરપર અત્યારે એક પણ અલંકાર જેવી રીતે દૃષ્ટિગોચર થતો ન હોતો તેવી જ રીતે કોઈ શસ્ત્ર પણ જોવામાં આવતું ન હોતું એ મહારૂપરાશિ પુરુષને જોઈને જોનારના મનમાં સ્વાભાવિક જ એવા ભાવનો આવિર્ભાવ થતો હતો કે એ યુવા પુરુષ એ દુર્ગરૂપ કૂપનો મંડૂક થવામાટે નહિ, કિન્તુ કોઇ રાજપ્રાસાદની શોભાને વધારવામાટે તથા રાજવૈભવોને ઉપભોગવામાટે જ ઉત્પન્ન થયેલો હોવો જોઇએ. જે અવસ્થામાં માનવશરીરમાં અત્યંત ઉષ્ણ રક્તના વેગયુક્ત અભિસરણના યોગે સ્વયમેવ હર્ષ તથા ઉલ્લાસના તરંગો પ્રતિક્ષણ ઉત્પન્ન થયા કરે છે તે અવસ્થામાં એટલે કે ઓગણીસમા વર્ષની સમાપ્તિ કરીને વીસમા વર્ષમાં એ યુવકે પ્રવેશ કરેલો હોવો જોઇએ એવું જો કે તેના મુખારવિન્દના સંગઠનથી સામાન્ય અનુમાન કરી શકાતુ હતું તથાપિ તેના મુખારવિન્દમા મૂછોની શ્યામ રેખાનો

વીસ વર્ષની અવસ્થામાં પણ ઉદ્ભવ થયેલો ન હોવાથી તેના વદનમંડળમાં કોઈ રૂપસુંદરી નવયૌવના રમણીના વદનમંડળ તુલ્ય કોમલતા તથા મધુરતાનો સાક્ષાત્કાર થયા કરતો હતો. આવી દુઃખદ પરિસ્થિતિમા પણ વિશુદ્ધ વન્ય વાયુ તથા આરોગ્યવર્ધક પાર્વતીય જલના સેવનથી તેનું આરોગ્ય અખંડ રહેલું જણાતું હતું તેનાં રક્તવર્ણ પુષ્ટ કપોલોમાં સુચારુ લાલિમા સ્વચ્છન્દ ભાવથી વિહાર કરી રહી હતી અને તેનાં આકર્ણલંબિત લોચનોમાં વ્યાપેલી ગંભીર ચંચલતા વ્યોમવિહારિણી ચપલા સમાન ચમકયા કરતી હતી તથા અદૃશ્ય થઈ જતી હતી શારીરિક આરોગ્યની સંપૂર્ણતા હોવા છતાં માનસિક શાંતિનો અભાવ હોવાથી અત્યારે એ યુવકના મુખમંડળમા ઉદાસીનતાની છટા વ્યાપેલી હતી અને તેથી ઉલ્લાસનો અભાવ દેખાતો હતો એ દુર્ગકારાગારના કક્ષમાં એક કંબલ, જલથી ભરેલો એક મૃત્તિકાઘટ, એક મૃત્તિકાપાત્ર તથા મૃત્તિકા-દીપ એ વસ્તુઓ ઉપરાત અન્ય કોઈ પણ વસ્તુ જોવામા આવતી ન હોતી. આ કારણથી એ યુવક બેસવા તથા સૂવામાટે તે કંબલનો જ ગાલીચા તથા શય્યા તરીકે ઉપયોગ કરતો હતો અત્યારે રાત્રિનો એક પ્રહર વીતી ગયો હતો છતા નિદ્રાધીન થવાને બદલે એ યુવક કંબલપર બેઠો હતો અને પોતાના મસ્તકને પોતાના મૃણાલ સમાન સરળ તથા સુકોમલ વામ હસ્તના આધારે રાખીને કોઇ એક ગહન ચિન્તામાં નિમગ્ન થઈ ગયો હતો

એ યુવક આવી રીતે પોતાના કક્ષમા ચિન્તામગ્ન અવસ્થામાં બેઠો હતો એટલામા તેના કક્ષના બાહ્ય ભાગમાં જાણે કોઇ બે મનુષ્યો કાંઈ વાર્તાલાપ કરી રહ્યા હોયની! એવો તેને ભાસ થયો અને તેથી તેણે પોતાનાં શ્રવણોને તે દિશામા એકાગ્ર કરી દેતાં તેને પોતાનો એ ભાસ સત્ય સિદ્ધ થયેલો દેખાયો:

કક્ષના દ્વારપર જ કોઈ બે મનુષ્યો વાર્તાલાપ કરી રહ્યા હતા તે યુવક જેની દીવાલમા એક વિશાળ છિદ્ર હતું તે અગ્ર કક્ષમા આવ્યો અને તે ા માર્ગથી બાહ્ય સૃષ્ટિનુ નિરીક્ષણ કરવા લાગ્યો બાહ્ય ભાગમાં નિશાદેવીની ણુ નિસ્તબ્ધતા વ્યાપેલી હતી, વાયુદેવે પોતાના વહનવ્યાપારને સર્વથા બંધ ા દીધો હતો; આકાશમાં ચન્દ્રમાનો અભાવ હતો અને ત્યા વિસ્તરેલા સઘન વનમાં તારાગણની ક્ષીણ જ્યોતિનો અંશમાત્ર પણ પ્રવેશ થઈ શકતો ન હોતો એટલે બાહ્ય જગતનુ નિશાકાલિક દૃશ્ય તો તે યુવકના જોવામાં ન આવી શકયુ, પરંતુ જે બે માનવ વ્યક્તિઓ કક્ષના બાહ્ય ભાગમાં ભિલ્લભાષામાં વાર્તાલાપ કરી રહી હતી તેમનો વાર્તાલાપ તો અવશ્ય સ્પષ્ટ સ્વરૂપમા તેના સાભળવામા આવ્યો તે વાર્તાલાપ આ પ્રમાણે હતો –

"હું દેવી મહાકાલીનો એક સંદેશ લઇને અત્યારે તારી પાસે આવ્યો છું. આ કક્ષમાં જે તરુણ બંદિવાનને રાખવામાં આવ્યો છે તેની સાથે મારો મેળાપ કરાવી દે, નહિ તો મારા શાપથી અને દેવી કાલિકાના કોપથી તારો તથા તારા સમસ્ત પરિવારનો માત્ર બે દિવસ જેટલા સ્વલ્પ કાલાવધિમા જ સર્વનાશ થઈ જશે" કોઇ એક અજ્ઞાત પુરુષે ત્યાંના એક વૃદ્ધ ભિલ્લ પ્રહરીને સંબોધીને કર્કશ સ્વરથી આ શબ્દો ઉચ્ચાર્યા

"પરંતુ મહાશય, એ તો જણાવો કે આપ છો કોણ અને આ કક્ષમાંના બંદિવાનને શા કારણથી મળવા માગો છો? હું આપને ઓળખતો નથી અને

આ ગુપ્ત કારાગારમાંના બંદિવાનો સાથે કોઈ પણ અજ્ઞાત મનુષ્યનો મેળાપ ન થવા દેવાની મને તથા મારા બીજા સાથીઓને અમારા નાયકે કઠિન આજ્ઞા આપેલી છે" ભિલ્લ મહરીએ શાંત ભાવથી કહ્યું.

"હું આ અરણ્ય, પર્વત તથા ગિરિકન્દરામાં વસનારી દેવી મહાકાલીનો એક પરમ ભક્ત તથા કઠોર કાપાલિક છું; અત્યારે મારી અવસ્થા એક સો વર્ષની થવા આવી છે અને દેવી મહાકાલીની ઉપાસનાએ સ્વર્ગમાં મારા નિવાસમાટે એક ઉત્તમ સ્થાન નિર્માણ કરી રાખેલું હોવાથી સવા સો વર્ષની અવસ્થાને ભોગવ્યા પછી હું મારા તે સ્વર્ગીય સ્થાનમાં જઇને નિવાસ કરવાનો છું જો તું આ કક્ષમાના બંદિવાન સાથે અત્યારે અને આ ક્ષણે જ મારો મેળાપ કરાવી આપીશ, તો હું દેવી કાલિકાને પ્રસન્ન કરીને તને પણ સ્વર્ગમાં ઉત્તમ સ્થાન અપાવીશ અને નહિ તો શાપના અગ્નિથી નિમેષમાત્રમાં જ તને બાળીને ભસ્મીભૂત કરી નાખીશ; માત્ર એટલું જ નહિ, પણ મૃત્યુ પછી પણ તારો નરકમાં નિવાસ થાય તેવી વ્યવસ્થા મારી સાધનાના બળથી કરી દઇશ" અજ્ઞાત પુરુષે બિભીષિકા દર્શાવતા ગંભીરતાથી આ વાક્યો ઉચ્ચાર્યાં

ભિલ્લ મહરી તે અજ્ઞાત પુરુષની આ બિભીષિકાથી ભયભીત થઈ ગયો અને તેવી આધીનતાને દર્શાવતો નમ્રતાપૂર્વક કહેવા લાગ્યો કે "કાપાલિકરાજ, હવે હું આપને ઓળખી ગયો હવે હું આપને આ દુર્ગમાં લઈ જઇશ; આપ દેવી મહાકાલીના સત્ય ઉપાસક છો અને સિદ્ધ પુરુષ છો એમ હું જાણી ગયો છું. હું જો કે આપનું આટલું માન તો જાળવીશ, પરંતુ કારાગારના કક્ષમા આપને એકલા તેમ જ આપના વસ્ત્રોને તપાસી લીધા વિના તો નહિ જ જવા દઉં, કારણ કે, અમારા નાયકની આજ્ઞાનું પાલન એ અમારાં અન્ય સર્વ કર્તવ્યોથી પ્રથમ કર્તવ્ય છે. આશા છે કે મારા આ કર્તવ્યપાલનથી આપ અપ્રસન્ન કિંવા કોપાયમાન તો નહિ જ થાઓ."

"તુ તારી ઇચ્છા અનુસાર સત્વર જ મારાં વસ્ત્રોને તપાસી લે અને સત્વર દોરી લટકાવી દે એટલે હું ઉપર ચઢી આવું; મારા શરીરપર માત્ર કૌપીન વિના અન્ય કોઈ વસ્ત્ર છે જ નહિ મારા કોપને જગાડવાથી તારું કલ્યાણ થવાનું નથી એટલામાટે વ્યર્થ વાર્તાલાપમાં સમયનો અકારણ વ્યય કરીને મારા કોપનો ભાગી ન થા શીઘ્રતા કર, નહિ તો મારો કોપ હૃદયમાથી ઉછળીને બહાર નીકળી આવશે. જેવી રીતે પોતાના નાયકની આજ્ઞાનુ પાલન એ તારું કર્તવ્ય છે તેવી જ રીતે મારા જેવા સિદ્ધ પુરુષની સેવા પણ તારું આવશ્યકીય કર્તવ્ય છે એ તારે નિરંતર સ્મરણમા રાખવુ જોઇએ, એથી જ તારા કલ્યાણની સંભાવના છે." અજ્ઞાત પુરુષે પુનઃ બિભીષિકા સહિત ભિલ્લ મહરીને શીઘ્રતા કરવાની અંતિમ સૂચના આપી દીધી

કારાગૃહવાસી દુર્ભાગી યુવક તેમના આ વાર્તાલાપના શ્રવણથી અત્યંત આશ્ચર્યચકિત થઇ ગયો અને મનોગત કહેવા લાગ્યો કે "આ આગંતુક પુરુષ એના પોતાના કથન અનુસાર કાં તો સિદ્ધ તાંત્રિક હોવાથી દેવી કાલિકાની પ્રેરણાથી અને કાં તો અમારા કુટુંબનો કોઈ પરમ મિત્ર હોવાથી મારા માતુશ્રીની પ્રાર્થનાથી અત્યારે અહીં આવીને આ કારાગારમાથી મને મુક્ત કરવાના ઉપા-

યને યોજી રહ્યો હોય એમ સ્પષ્ટ દેખાઇ આવે છે હવે જોવાનું છે કે એના પ્રયત્નનું પરિણામ શું થાય છે.”

ભિલ્લ પ્રહરીના હૃદયમાં એટલી દૃઢતા ન હોતી કે જેના યોગે તેનાથી એ સિદ્ધ કાપાલિકની ઇચ્છાનો અનાદર કરીને તેના કોપને પોતાના શિરપર વ્હોરી લેવાનું સાહસ કરી શકાય; કારણ કે, આપણે અત્યારે જે સમયની કથાના નિરૂપણમાં નિમગ્ન થયા છીએ તે સમયમાં સર્વસાધારણ જનસમાજ સાધુ, સન્યાસી તથા દેવીભકત કાપાલિકો આદિમાં અતિ વિશ્વાસ રાખતો હતો અને તેમના શાપનું નામ સાભળતાંની સાથે જ ગર્ભગલિત થઈ જતો હતો. સમસ્ત સાધુ, સન્યાસી તથા કાપાલિકોથી લોકો જ્યારે આટલી સીમા પર્યન્ત ભયભીત રહ્યા કરતા હતા, તો પછી જે સિદ્ધ કાપાલિકની સિદ્ધતાની કથા સર્વત્ર પ્રસરેલી હોય અને જેની સિદ્ધિના અનેક ચમત્કારો લોકોના જોવામાં આવ્યા હોય, તે સિદ્ધ કાપાલિક સમક્ષ અત્યંત અજ્ઞ તથા દેવીભક્ત ભિલ્લ પ્રહરી ભયભીત થઇ જાય અને તેની આજ્ઞાને તત્કાળ મસ્તકે ધારી લે એ તો સ્વાભાવિક ઘટના જ કહી શકાય. જે સિદ્ધ કાપાલિક અત્યારે એ શૈલકારાગૃહના નિમ્ન ભાગમાં આવીને બંદિ યુવકને મળવામાટેની ઇચ્છા દર્શાવી રહ્યો હતો તે એ પાર્વત્ય દુર્ગના નિમ્ન ભાગમાં વિસ્તરેલી અરણ્ય-વેષ્ઠિત ગિરિકન્દરામાંના એક પુરાતન તથા ભગ્ન દેવીમંદિરમાં વસતો હતો; તે પોતે કાપાલિક હોવાથી તેના શરીરપર સદા સર્વદા મેલના લેપડા તો જામેલા અને જામેલા જ રહ્યા કરતા હતા અને લોકોનો તેના સબંધમાં એવો દૃઢ વિશ્વાસ હતો કે તેની તપશ્ચર્યા, ઉપાસના તથા ભક્તિથી પ્રસન્ન થઇને દેવી કાલિકા તેને નિત્ય દર્શન આપતી હતી, તેની સાથે વાર્તાલાપ કરતી હતી અને તેણે બલિદાન તરીકે જે પશુ કિંવા મનુષ્યનો વધ કરી નાખ્યો હોય તે પશુ કિંવા મનુષ્યને પુન સજીવન કરી દેતી હતી.

અસ્તુ જ્યારે તે સિદ્ધ તાન્ત્રિક તથા ભિલ્લ પ્રહરી વચ્ચેનો સંવાદ સમાપ્ત થઇ ગયો એટલે તે કારાગૃહવાસી યુવક પોતાના કક્ષમાં આવીને કંબલપર બેસી ગયો. અલ્પ સમયમા જ તેના કક્ષના દ્વાર ઉઘડ્યાં અને વૃદ્ધ ભિલ્લ પ્રહરી ...થે તે સિદ્ધ તાન્ત્રિક તે કારાગારવાસી યુવકની દૃષ્ટિ સમક્ષ આવીને ઊભો રહ્યો ...પકના પ્રકાશની સહાયતાથી તે સિદ્ધ પુરુષનુ જે સ્વરૂપ તે યુવક તથા ભિલ્લ પ્રહરીના જોવામા આવ્યુ તે આવા પ્રકારનું હતું—તેના શરીરની ચામડી અસ્થિ તથા માંસ સાથેનો સંબધને ત્યાગીને જો કે લબડી પડી હતી તથાપિ તેના નેત્રોમાં એક પ્રકારની વિલક્ષણ તીવ્ર જ્યોતિ જોવામાં આવતી હતી. તે જો કે સીધો ઊભો હતો, પરંતુ તેનુ મસ્તક જાણે તેના બે સ્કંધોના મધ્યમાં લટકી રહ્યુ હોયની! તેવું દેખાતું હતું અને તેથી તેની આકૃતિમાં એક પ્રકારની વિચિત્રતા તથા ભયાનકતાનો આવિર્ભાવ થયો હતો, એટલે કે, તે જીવિત મનુષ્ય સમાન નહિ, કિન્તુ અસ્થિકંકાલની સજીવન પ્રતિમા સમાન જ દેખાતો હતો. તેના શ્વેત ભ્રૂકેશોએ તેના નેત્રોને તથા તેની લાબી શ્વેત દાઢીએ જેવી રીતે તેનાં કંઠ તથા વક્ષ આદિને આચ્છાદિત કરી દીધા હતાં તેવી જ રીતે તેની દીર્ઘ શુભ્ર જટાએ તેના પૃષ્ઠભાગને આચ્છાદિત કરી દીધો હતો તેણે પોતાના શરીરપર કૌપીન વિના અન્ય કોઇ પણ વસ્ત્રને ધારણ કર્યું ન હોતુ.

કારાગૃહવાસી યુવક એકાગ્ર દૃષ્ટિથી તે સિદ્ધ પુરુષને જોવા લાગ્યો. અત્યંત આશ્ચર્યના યોગે તે યુવકના મુખમાંથી એક પણ શબ્દ બહિર્ગત થઈ શક્યો નહિ, તે કાપાલિક પણ થોડી વાર મૌનનું અવલંબન કરીને ઉભો રહ્યો અને ત્યાર પછી તેણે પોતાના દન્તહીન મુખને ઉઘાડીને મસ્તકને એવા તથા એટલા બળથી ડોલાવ્યું કે તેના પરિણામે એક મુદ્રિકા તેના મુખમાંથી નીકળીને પૃથ્વીપર આવી પડી તેના મુખમાંથી મુદ્રિકા બહિર્ગત થવા પછી તેણે પોતાની ગાઢ જટાના ઉપરિભાગમાથી એક પુષ્પ તથા બાજ પક્ષીના પંજામાંથી છટકીને પલાયન કરતા એક કપોત-કબૂતર-પક્ષીના ચિત્રપટને બહાર કાઢી લીધા અને તે પુષ્પ તથા ચિત્રપટને પણ મુદ્રિકા જ્યાં પડી હતી ત્યાં વીજળીના વેગે નાખી દીધાં. એ ઉભય પદાર્થો પ્રતિ એક વિજિગીષુભાવસૂચક હસ્તસંકેત કરીને શતાયુ કાપાલિક તત્કાળ તે કક્ષમાથી બહાર ચાલ્યો ગયો અને બાહ્ય ભાગમાં લટકતી દોરીને હીલવીને ઉપરિભાગમાંના અન્ય પ્રહરીઓને કહ્યું કે "મને ઉપર ખેંચી લ્યો."

કાપાલિકના જવા પછી વૃદ્ધ ભિલ્લ પ્રહરીએ તત્કાળ તે ત્રણે વસ્તુઓને ઉપાડી લીધી અને તે યુવકને પૂછ્યું કે "આનો અર્થ શો છે?"

યુવકે ઉત્તર આપ્યું કે: "સિદ્ધ પુરુષોના સંકેતોને સમજવાની વિદ્યાનો મેં અભ્યાસ નથી કર્યો એટલે આનો અર્થ શો છે અથવા શો હોવો જોઇએ એ મારાથી કહી શકાય તેમ નથી"

"તું જો આ સિદ્ધ પુરુષના અત્યારે આ સ્થાનમાં થયેલા આગમનના કારણ તથા આ સંકેતોના અર્થનો મારા સમક્ષ પ્રકાશ નહિ કરે, તો મારે હવે અનિચ્છા પૂર્વક તારી સાથે કઠોરતાથી વર્તવું પડશે" ભિલ્લ પ્રહરીએ બિભીષિકાનું દર્શન કરાવ્યું.

"હું સત્ય કહું છું કે એ સિદ્ધ પુરુષ અત્યારે અહીં શા કારણથી આવ્યા હતા અને આ વસ્તુઓ અહીં નાખી જવામાં તેમનો શો આશય હતો એ હું લેશમાત્ર પણ નથી જાણતો" યુવકે પોતાની સંપૂર્ણ અજ્ઞતા દર્શાવી.

"ત્યારે શું એ સિદ્ધ પુરુષ કોઈ પણ પ્રકારના કારણ વિના જ આટલા પરિશ્રમ પૂર્વક અત્યારે અહીં આવ્યા હતા?" પ્રહરીએ પૂછ્યું. "એ મહાત્મા એવા નથી કે કારણ વિના આટલા પરિશ્રમને સહન કરે અને પોતાના અમૂલ્ય સમયનો અકારણ ભોગ આપે"

"તેમના આગમનનું અવશ્ય કાંઇ પણ કારણ તો હોવું જ જોઇએ; પરંતુ હુ પોતે જ જ્યા તે કારણને નથી જાણતો, એટલે મારાથી તે કારણ તમોને કેવી રીતે દર્શાવી શકાય વારુ?" કારાગૃહવાસી યુવકે આ પ્રમાણે ઉત્તર આપીને સામો પ્રશ્ન પૂછ્યો કે: "અસ્તુ પણ તમો પોતે તેમના આગમન તથા આ સંકેતોના આશયને તમારી બુદ્ધિના બળથી સમજી શક્યા છો ખરા કે?"

"તેમના આગમનના કારણ તથા આ સંકેતોના અર્થને સમજી લેવાનું જો મારી બુદ્ધિમા સામર્થ્ય હોત, તો હું આટલી માથાકૂટ કરત જ નહિ. અસ્તુ. તું પોતે જ્યારે તેમના આગમનના કારણ તથા આ સંકેતોના ભાવાર્થને નથી જ જાણતો, તો હવે આ વસ્તુઓ એવા બુદ્ધિમાન્ પુરુષોને બતાવવામા આવશે કે જેઓ આવા સંકેતોના રહસ્યને જાણવાની તીવ્ર બુદ્ધિમત્તા ધરાવતા હોય.

પરંતુ હજી પણ હું એ વાર્તાને માની નથી શકતો કે એ સિદ્ધ પુરુષ તારા સમક્ષ આવીને આવા સંકેતો કરી જાય અને તું તેના સંકેતોના ભાવાર્થને સમજી જ ન શકે; જો એમ જ હોય, તો પછી એ સિદ્ધ પુરુષનો પરિશ્રમ વ્યર્થ થયેલો જ કહી શકાય." ભિલ્લ પ્રહરીએ પોતાની શંકાને અવિચળ રાખીને આ વાક્યો ઉચ્ચાર્યાં

"કદાચિત્ સિદ્ધ પુરુષની પોતાની તો એવી જ માન્યતા હશે કે હું તેમના આ સંકેતોના ભાવાર્થને તત્કાળ સમજી શકીશ, પરંતુ તેઓ સિદ્ધ પુરુષ હોવા છતાં પણ એક મનુષ્ય હોવાથી અને પ્રત્યેક મનુષ્ય પ્રમાદને પાત્ર હોવાથી તેમના હસ્તથી આ એક પ્રમાદ જ થયો છે; તેમની માન્યતા અનુસાર તેમના સંકેતોના ભાવાર્થને હું લેશમાત્ર પણ સમજી શકયો નથી." કારાગૃહવાસી યુવકે પ્રહરીના સંશયને નિવારવાનો ઉદ્યોગ કર્યો.

"સિદ્ધ પુરુષની ધારણા સફળ થઈ હોય કિંવા નિષ્ફળ થઈ હોય, તો પણ તારે તો હવે નીચેની અંધારી કોઠડીમાં રહેવું પડશે એ સર્વથા નિર્વિવાદ છે." ભિલ્લ પ્રહરીએ પોતાનો નિશ્ચય દર્શાવી દીધો

"જેવી પરમાત્માની ઇચ્છા." યુવકે ઉદ્ગાર કાઢ્યો

ભિલ્લ પ્રહરી તે મુદ્રિકા, પુષ્પ તથા ચિત્રપટને લઇને ત્યાંથી પ્રયાણ કરી ગયો એટલે પછી તે યુવક તે વસ્તુઓના ગૂઢ રહસ્યને જાણવાનો મનોગત પ્રયત્ન કરવા લાગ્યો તે ત્રણે વસ્તુઓનું તે જો કે લક્ષ પૂર્વક નિરીક્ષણ કરી શકયો ન હોતો, તથાપિ મુદ્રિકાના સંબંધમાં વિચાર કરતાં તેના અંતરમાંથી એવા ઉદ્ગારો નીકળવા લાગ્યા કે. "મારી મનોદેવતા અત્યારે મને કહી રહી છે કે આ મુદ્રિકા અતઃપૂર્વ ક્યાંક પણ મારા જોવામાં આવી છે, માત્ર એટલું જ નહિ, પણ કોઈ એક મનુષ્યની અંગુલીમાં મેં એ મુદ્રિકાને વિરાજતી જોઈ છે અને તેથી એ મુદ્રિકા અવશ્ય અમારા કોઈ હિતવાદી મિત્રની હોવી જોઇએ એ તો નિઃસંશય છે; પરંતુ તે મિત્રની આકૃતિ અત્યારે મારા સ્મરણમાં આવી શકતી નથી ભલે તે મિત્રની આકૃતિ અત્યારે મારા સ્મરણમાં ન આવતી હોય, તો પણ એ જાણીતી મુદ્રિકાના દર્શનથી એટલું તો સ્પષ્ટ જણાઈ આવે છે કે અમારો કોઈ હિતવાદી મિત્ર મારા ઉદ્ધારના કાર્યમાં પ્રવૃત્ત થયેલો છે ચિત્રપટના અવલોકનથી એ જ તાત્પર્ય નિષ્પન્ન થાય છે કે હું કપોતપક્ષી છું અને જેણે મને તથા અન્ય મનુષ્યોને પકડી લાવીને આ કારાગૃહમાં પૂરી દીધા છે તે બાજ પક્ષી છે. બાજના પંજામાંથી છૂટીને પલાયન કરતા કપોત પક્ષીની આકૃતિ મારી બંધનમુક્તિની જ પરિચારિકા છે, જે મનોહર પુષ્પ અહીં નખાયું હતું તે પણ એમ જ દર્શાવે છે કે ઉદ્યાનમાં જેવી રીતે પુષ્પનો સ્વતંત્ર ભાવથી વિકાસ થયા કરે છે તેવી જ રીતે સંસારરૂપ ઉદ્યાનમાં સ્વતંત્ર ભાવથી વિકસવામાટેનો અવસર મને પણ સત્વર જ પ્રાપ્ત થઈ જવાનો છે અમારા કોઇ મિત્રે મને એવો સંદેશ કહાવ્યો છે કે. 'નિરાશાને હૃદયમાં સ્થાન આપીશ નહિ અને આશાને દૃઢતાથી વળગી રહેજે, હું તારી બંધનમુક્તિમાટે પ્રયત્ન કરી રહ્યો છું અથવા જો તારાથી કરી શકાય તો પલાયનનો ઉદ્યોગ કરી લે' પરંતુ મારાથી એ સમજી શકાતું નથી કે પલાયનનો ઉદ્યોગ કેમ કરવો અને કેવી રીતે કરવો? કારણ કે, આ યમાલયમાંથી પલાયનનો પ્રયત્ન કરવો અને મૃત્યુનું આહ્વાન કરવું એ

ઉભય કાર્યો સમાનાર્થદર્શક છે અત્યારે તો પરમાત્મામાં શ્રદ્ધા રાખીને ધૈર્યનું અવલંબન કરવું એ જ અધિક શ્રેયસ્કર છે ”

આવી રીતે પોતાના ઉદ્ધારના ભારને ઈશ્વરના શિરપર નાખી દઈને તે રૂપસુંદર યુવક પોતાની કંબલશય્યાપર પડીને અલ્પ સમયમા જ નિદ્રાધીન થઈ ગયો અને શાંતિથી મધુર નિદ્રાનો આસ્વાદ લેવા લાગ્યો એ કારાગૃહવાસી યુવક કોણ હતો, શા અપરાધથી તેને કારાગૃહમાં પૂરી દેવામાં આવ્યો હતો અને તેને કારાગૃહમાં નખાવનાર કોણ હતો એ સમસ્ત રહસ્યને જાણવાની જો કે પાઠકો તથા પાઠિકાઓના અંતઃકરણમાં તીવ્ર આકાંક્ષા ઉદ્ભવી હશે, પરંતુ અત્યારે પાઠકો તથા પાઠિકાઓને અમારે આશાપલ્લીમા લઈ જવાના હોવાથી આ ક્ષણે જ અમારાથી તેમની એ આકાંક્ષાની નિરુપાયવશાત્ તૃપ્તિ કરી શકાય તેમ નથી અને તેમાટે અમો તેમની ક્ષમા યાચીએ છીએ

---

# પ્રકરણ ૮ મું

## આશાપલ્લીમાં ભિલ્લસંસદ્

સાભ્રમતી નદીના પૂર્વતીરપ્રાંતમાં બે કિંવા ત્રણ ક્ષેત્રના અંતરે વસેલું આશાપલ્લી નામક એક લઘુ નગરસમાન પલ્લી કિંવા ગ્રામ આપણી નવલકથાના સમયમા અત્યંત ધનાઢ્ય મનાતું હતું અને દૂરદૂરના દેશોમા તેનું નામ વિખ્યાત હતું; કારણ કે, એ ગ્રામ અપૂર્વ નિર્ભય તથા અતિશય બલાઢ્ય ભિલ્લ દસ્યુ આશા ભિલ્લનું વસાવેલું હતું અને તેથી ત્યા ઉદરનિર્વાહની આશા તથા આશા ભિલ્લના ભયથી જે આઠ દશ વૈશ્ય વ્યાપારીઓ, ચાર પાચ સોની, કુંભાર, કંસારા, સુતાર, મોચી તથા અંત્યજો આવીને પોતાના કુટુંબો સહિત વસ્યા હતા તેમને વર્જ્ય કરવામાં આવે તો મુખ્ય વસતી આશા ભિલ્લની સરદારી તળે લૂટફાટનો ધંધો કરનારા ભિલ્લો તથા તેમના પરિવારની જ હતી. ભિલ્લો બ્રાહ્મણની હત્યાને એક મહાપુણ્ય કર્મ માનતા હોવાથી એ ગ્રામમાં કોઈ પણ જાતિના બ્રાહ્મણ કુટુંબનું એક પણ ગૃહ જોવામા આવતું ન હોતું બ્રાહ્મણની હત્યાને ભિલ્લો પુણ્યકર્મ માનતા હતા અને અદ્યાપિ માને છે તેનું કારણ એ છે કે 'જો આપણે એક બ્રાહ્મણને મારી નાખીશું, તો તેની પાછળ જે જ્ઞાતિભોજન થશે તેમાં સહસ્રાવધિ બ્રાહ્મણો જમશે એટલે તે બ્રહ્મભોજનનું પુણ્ય આપણને જ પ્રાપ્ત થશે,' એવી તેમની પ્રથમથી જ દૃઢ માન્યતા થઇ ગયેલી છે આશાપલ્લીમાંના ગૃહો ભિલ્લોના અરણ્ય તથા ક્ષેત્રોમાના ઝૂપડા કરતાં અતિશય ઉત્તમ પ્રકારના કિંબહુના નગરોમાંનાં સાધારણ ગૃહોની સંપૂર્ણ સ્પર્ધા કરી શકે તેવાં અને પાકી બાંધણીનાં હતાં આશાપલ્લીના ભિલ્લોને લૂટફાટના ધંધાથી નાણા વિપુલ પરિમાણમાં મળતાં હોવાથી જીવનનિર્ગમનની પદ્ધતિમા તેમણે ઉચ્ચ જાતિના નાગરિકોનું અનુકરણ કિંવા અનુસરણ કરવા માંડ્યું હતું. આશાપલ્લીના કૂપ તથા વાપિ-કૂવા તથા વાવ-આદિ જળાશયો પણ પત્થરની પાકી બાંધણીના હતા તેમ જ અતિથિ અભ્યાગતોના નિવાસમાટે ગ્રામના પ્રવેશદ્વાર પાસે જ એક વિશાળ ધર્મશાળા પણ પંચના પૈસાથી બાંધ-

વામાં આવી હતી. ગ્રામમાં સ્થળે સ્થળે વાઘદેવ, સિવરિયાદેવ, નિમાળદેવ, ડુંગરિયાદેવ, કાલિકાદેવી તથા ખોડિયાર માતા આદિ ભિલ્લદેવતાઓનાં સ્થાનો જોવામાં આવતાં હતાં અને અતિથિઓનો સર્વત્ર બહુ જ ઉત્તમ આદર સત્કાર કરાતો હતો. ભિલ્લજાતિની સ્ત્રીઓમા સાધારણતઃ શિરોભૂષણ તરીકે પીતળ તથા કલઇનાં ઘરેણાં, કાનોના ઉપરિભાગમા પીતળ અથવા કલઈના વાળા તથા નિમ્ન ભાગમાં રૂપા, પીતળ કે લાકડાના લોઠિયા; ગળામાં ચમકતા પત્થર તથા કોડીઓની માળાઓ સાથે કલઈ અથવા રૂપાની હાંસડી અને નાકમાં સોના, રૂપા કે પીતળની નથની ઇત્યાદિ અલંકારોને ધારવાની તેમ જ ઓઢણી, કાચળી તથા ઘાઘરો આદિ વસ્ત્રોને ધારવાની રૂઢિ પ્રચલિત હોવા છતા આશાપલ્લીના ધનાઢય ભિલ્લોની ભાર્યાઓ તથા કન્યાઓ ઉચ્ચ જાતિની નાગરિક 'નારીઓ સમાન રત્નજડિત સુવર્ણાલંકારો તથા ઉત્તમ વસ્ત્રોને ધારણ કરતી હતી અને તેથી કેટલીક રૂપસુન્દરી ભિલ્લ રમણીઓને ભિલ્લજાતિની સ્ત્રીઓ તરીકે ઓળખી પણ શકાતી ન હોતી. આપણામા જે એક એવી માન્યતા પ્રચલિત છે કે ચોર તથા લુટારાની ચણાવેલી હવેલીઓ કયાંય જોવામાં આવતી નથી, તે માન્યતા આશાપલ્લીના દર્શનથી અસત્ય સિદ્ધ થઇ જતી હતી, કારણ કે, એ ગ્રામ મૂળ લુટારાનું જ વસાવેલુ હતું અને તેમાં એકથી વિશેષ હવેલીઓ પણ વિદ્યમાન હતી જે કોઇ પણ પ્રવાસી કિંવા તીર્થયાત્રાળુઓએ ભિલ્લના એક અલ્પવયસ્ક બાળકને પણ ભોમિયા તરીકે પોતાની સાથે રાખી લીધો હોય તેમને તેમ જ જેઓ પોતાના ગૃહ કિંવા ગ્રામમાં અતિથિ તરીકે આવી ચઢયાં હોય તેમને કોઇ પણ પ્રકારની હાનિ ન પહોંચાડવાની જે નીતિ ભિલ્લજાતિ પરાપૂર્વથી પાળતી આવી છે તે નીતિનુ આશાપલ્લીમાં પણ સંપૂર્ણ પાલન થતું હતું.

અસ્તુ: આજે મધ્યાહ્ન પછી આસપાસનાં અન્ય ગ્રામોના ભિલ્લોના ઝુંડોના ઝુંડો આશાપલ્લી ગ્રામના બાહ્યભાગમાંની એક વૃક્ષરાજીમાં આવીને એકત્ર થતા દેખાતા હતા અને આશાપલ્લીના ભિલ્લો તેમનું સ્વાગત કરતા હતા. આજે પ્રભાતકાળથી મધ્યાહ્ન પર્યન્ત આશા ભિલ્લની આજ્ઞાથી આહ્વાનસૂચક ઢોલ વાગતા રહ્યાં હતાં અને તેથી પાંચ પાચ કે સાત સાત ગાઉપર રહેનારા ભિલ્લો પણ ત્યાં હાજર થતા જતા હતા એ સર્વ ભિલ્લોએ માથાપર ફાળિયાં બાંધ્યાં હતાં, શરીરના મધ્યભાગમાં આંગડિયો પહેરી લીધો હતી, ખભાપર પછેડીઓ રાખેલી હતી અને નિમ્નભાગોને પોતિયાવડે આચ્છાદિત કર્યા હતા તેમના હાથનાં કાંડાંમાં પોતપોતાની સાધનસંપન્નતા અનુસાર સોના કે રૂપાનાં કડા શોભી રહ્યાં હતાં અને તેમના કાનોમાં પણ સોના કે રૂપાના કર્ણાલંકાર દૃષ્ટિગોચર થતા હતા. તીર, ભાથું અને કામઠું જેની પાસે ન હોય એવો તો કોઈ ભિલ્લ હતો જ નહિ અને કેટલાક પ્રૌઢવયના ભિલ્લોએ તો પોતાની કમ્મરે કમરબંધ બાંધીને તેમા તલ્વારો પણ લટકાવી હતી. એ ભિલ્લસમુદાયમાં સીતેર વર્ષના વૃદ્ધ ભિલ્લોથી આરંભીને સોળ સત્તર વર્ષના અત્યંત તરુણ ભિલ્લોનો સમાવેશ થયેલો હતો. તૃતીય પ્રહરના અંત સૂધીમાં બહુધા દશથી પંદર હજારની સંખ્યામાં આબાલવૃદ્ધ ભિલ્લો ત્યાં એકત્ર થઈ ગયા અને ત્યાં પાષાણનો જે એક ઊંચો ઓટલો ચણીને તૈયાર કરવામાં આવ્યો હતો તેની આસપાસ ગોલાકૃતિથી બેસી ગયા. અગ્ર પંક્તિઓમાં વૃદ્ધ ભિલ્લો વિરાજેલા હતા, તેમની

પછીની પંક્તિઓમાં પ્રૌઢ વયના ભિલ્લો બેઠા હતા અને અંતિમ ભાગમાં તરુણ ભિલ્લોમાંના કેટલાક બેઠા હતા અને કેટલાક ઊભા રહેલા હતા દિવસના ચતુર્થ પ્રહરનો આરંભ થતાંની સાથે જ ઢોલનો એક વિશિષ્ટ અર્થને સૂચવનારો ધ્વનિ સાંભળવામાં આવ્યો અને તે ધ્વનિએ સર્વ ભિલ્લોને તેમના નાયક આશા ભિલ્લના આગમનની સૂચના આપી દીધી સર્વ ભિલ્લો આશા ભિલ્લના આગમનની આતુરતાથી પ્રતીક્ષા કરવા લાગ્યા.

ઢોલનો ધ્વનિ બંધ થવા પછી અલ્પ સમયમા જ જેના દેહની ઉંચાઇ મધ્યમ હોવા છતા હૃષ્ટપુષ્ટતાના યોગે જેનો દેહ બલાઢ્યતાનો પરિચય કરાવી રહ્યો હતો, જેની ચામડીનો રંગ ઘઉંલો હતો, જેનુ પ્રશસ્ત ભાલપ્રદેશ તથા વિશાળ નેત્રમંડિત મુખમંડળ તેજસ્વી તથા નિર્ભય દેખાતુ હતું; જેના દૃષ્ટિપાતમાં ક્રૂરતાની છટાનો સાક્ષાત્કાર થતો હતો, જેણે પોતાના શરીરપર બહુમૂલ્ય મંદિલ, રેશમી અંગરખુ, રેશમી સૂરવાલ તથા ભેઠ આદિ વસ્ત્રો પરિધાન કર્યાં હતાં; પોતાના હસ્તોને રત્નજડિત સુવર્ણકંકણોવડે તથા પોતાનાં કર્ણોને હીરકજડિત સુવર્ણકુંડલોવડે શૃગાર્યાં હતા; પોતાના કંઠપ્રદેશને ગોમેદમાલાથી વિભૂષિત કર્યો હતો અને કટિભાગમા સોનાની મૂઠવાળી તલ્વાર લટકાવીને ધનુષ્ય બાણને સ્કંધના પશ્ચાદ્ ભાગમા રાખી લીધાં હતા તે ભિલ્લનાયક તથા દુર્જય દસ્યુરાજ આશો ભિલ્લ આજની ભિલ્લસંસદ્મા આવી લાગ્યો, તેને જોતાં જ સર્વ ભિલ્લોએ તેને માનદર્શક ઉત્થાન આપ્યુ અને તેમના ઉત્થાનનું મસ્તકના મંદ આન્દોલનથી ઉત્તર વાળીને રાજવેષધારી દસ્યુરાજ આશો ભિલ્લ પાષાણના ઓટલાપર ચઢીને ઊભો રહ્યો. તે બેઠો નહિ તેનુ કારણ એ હતુ કે આજે વિશાળ ભિલ્લસંસદ્ સમક્ષ તે એક દીર્ઘ વ્યાખ્યાન આપવાનો હતો અને તેથી તેના માટે ઊભા રહેવાની જ આવશ્યક્તા હતી તેને ઓટલાપર ઊભો રહેલો જોઇને ભિલ્લો તેના આશયને જાણી ગયા અને તેમણે તત્કાળ અત્યંત મૌનનુ અવલંબન કરી લીધું ભિલ્લસભામા મૌનજન્ય શાંતિના સામ્રાજ્યને વિસ્તરેલું જોઇને આશો ભિલ્લ પોતાના સિંહગર્જન સમાન ઘોર ગંભીર સ્વરથી પોતાના ભિલ્લ અનુયાયીઓને સંબોધીને કહેવા લાગ્યો કે—

"મારા સુભટ ભિલ્લ ભ્રાતાઓ, આપણી ઉત્પત્તિની એ કથાને કદાચિત્ તમો નહિ જાણતા હો કે અમુક એક ઋષિના શાપથી મૃત્યુ પામેલા રાજા ઉત્તાનપાદના વંશમા વેણુ રાજાનો જન્મ થયો હતો અને તે વેણુ રાજાના શરીરમાંથી આપણી જાતિ જે મહાપુરુષના નામથી અદ્યાપિ ઓળખાય છે તે 'ભિલ્લ' અથવા 'કૈયા' નામક આપણા આદિમ પુરુષની ઉત્પત્તિ થઈ હતી. આપણા તે આદિમ પુરુષ કૈયાજીની રાજ્સત્તાનો અર્બુદાચલ અથવા આબૂની આસપાસના અરણ્યોમા સર્વત્ર વિસ્તાર હતો અને તેમનો અત્યંત બળવાન્ પુત્ર આજાનુબાહુ પણ તે જ અરણ્યોમા પોતાની રાજસત્તા ચલાવતો હતો આજાનુબાહુનો ગુહ નામક પુત્ર તેના હસ્તમાથી રાજસત્તા છીનવી લેવાયાથી તારક અથવા નાવિકનો વ્યવસાય કરતો હતો અને જ્યારે રામચન્દ્રજી વનમાં જવામાટે અયોધ્યામાથી નીકળ્યા ત્યારે તેમણે એ ગુહના ગૃહમા નિવાસ કર્યો હતો ગુહથી સર્વ ભિલ્લોની ઉત્પત્તિ થયેલી છે અને ત્યાર પછી તેઓ ભિન્ન ભિન્ન દશ શાખાઓમા વિભક્ત

થઇ ગયા છે. ભારતવર્ષમાંનાં મુખ્ય નગરોમાંનાં અનેક નગરો આપણા ભિલ્લ પૂર્વજોએ જ વસાવ્યાં છે એ વાર્તા રાજપૂતોના ઇતિહાસમાં પણ સ્વીકારાયલી છે અને ગુજરાતમા આપણી ભિલ્લ કિંવા કૈયા જાતિનો પ્રાચીન કાળથી જ નિવાસ છે એનું પ્રમાણ આપણને 'મહાભારત'માંથી મળી આવે છે, કારણ કે, અત્યારે જે સ્થાનમા ધોળકા નગર વસેલુ છે તે સ્થાનમાં તે સમયમાં મત્સ્ય નગર કિંવા વિરાટ્નગર વસેલુ હતુ, ત્યાંના વિરાટ્ રાજાના અંત પુરને સુદેષ્ણા નામક આપણી કૈયા જાતિની એક રાણી શોભાવતી હતી અને તે રાણીનો સહોદર કૈયા કીચક વૈરાટ્ રાજ્યનો કર્તા, હર્તા તથા ભાગ્યવિધાતા હોવા સાથે એક અલૌકિક બલાઢ્ય તથા વીર પુરુષ હતો. તેની અનિર્વચનીય વીરતાની એટલાથી જ કલ્પના કરી શકાય તેમ છે કે તે પોતાની જાતિના એટલે કે આપણી મહાપરાક્રમશાલિની ભિલ્લજાતિના સૈનિકોના બળથી સર્વ યુદ્ધોમા વિજય મેળવીને ત્રિગર્ત દેશ પર્યંત પોતાની વિજયપતાકાને ફરકાવી આવ્યો હતો અને દુર્યોધન જેવો મહામદાંધ કૌરવ સમ્રાટ્ પણ કૈયા કીચકના નામશ્રવણથી ગર્ભગલિત થઈ જતો હતો. જો પાંચ પાંડવોમાંના દુષ્ટ ભીમસેને તેને કપટથી ન માર્યો હોત, તો તેનો કોઇથી પણ પરાજય કરી શકાય તેમ હતુ જ નહિ........"

સર્વ ભિલ્લોએ એકત્ર સ્વરથી "પ્રતાપવતી ભિલ્લજાતિનો જય અને પરાક્રમી વીર કૈયા કીચકનો જય!" એ પ્રમાણેના પોતાના જાત્યભિમાનને દર્શાવનારા ઉદ્ગારો કાઢ્યા, તેમના એ એકત્ર જયનાદથી અરણ્ય તથા વાતાવરણ શબ્દાયમાન થઈ ગયાં અને તેથી આશા ભિલ્લના વ્યાખ્યાનમા અલ્પ સમયનેમાટે ખંડ પડી ગયો. ભિલ્લસંસદ્માં શાંતિની સ્થાપના થતાં આશો ભિલ્લ પુન: દ્વિગુણ ઉત્સાહથી બોલવા લાગ્યો કે–

"મારા વીર બાંધવો અને મારા દક્ષિણ બાહુઓ, આપણી જાતિના આ ઇતિહાસથી એ વાર્તા તો તમારા જાણવામા આવી ગયેલી હોવી જ જોઇએ કે અત્યારની પોતાને સભ્ય તથા સુશિક્ષિત માનનારી કેટલીક આર્ય જાતિઓ જેમ જણાવે છે તેમ આપણે અનાર્ય, મ્લેચ્છ કિવા દસ્યુ નથી; કિન્તુ ભારતવર્ષના પ્રાચીનતમ આર્ય, કુલીન વંશીય તથા રાજ્યકર્તાઓ છીએ અને તેનુ સર્વથી પ્રબળ પ્રમાણ એ જ છે કે અદ્યાપિ આપણી તે શૂરતા, વીરતા તથા સ્વાતંત્ર્યપ્રિયતાનો સર્વથા લોપ નથી થયો. હવે અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આપણી ભિલ્લજાતિના લોકોએ લૂંટફાટના ભદ્ર સમાજમાં નીચ મનાતા ધંધાને પોતાના વ્યવસાય તરીકે શા કારણથી સ્વીકાર્યો અને ક્યારે સ્વીકાર્યો? આ પ્રશ્નનુ એકમાત્ર ઉત્તર એ જ છે કે પ્રથમ ક્ષત્રિય રાજાઓ નગરોમા રાજ્ય કરતા હતા અને આપણા ભિલ્લો અરણ્ય તથા પર્વતોમાં રાજ્ય કરતા હતા એટલે સર્વત્ર વિગ્રહનો અભાવ તથા શાંતિનો પ્રભાવ અવિચળ રહ્યા કરતો હતો; પરંતુ ક્ષત્રિય રાજાઓએ જ્યારે લોભવશ થઇને અરણ્ય તથા પર્વતોમાં પણ પોતાની રાજસત્તાને સ્થાપવામાટે આપણી ભિલ્લજાતિપર આક્રમણો કરવા માંડ્યા અને ભિલ્લોના સ્વાતંત્ર્યનાશ તથા સંહારના ભયાનક કાંડને આરંભી દીધો એટલે પછી આત્માભિમાની તથા પ્રથમથી જ સ્વાતંત્ર્યપ્રિય ભિલ્લોને તેમની પાસે ક્ષત્રિય રાજાઓ સમાન ધનબળ, સૈન્યબળ, શસ્ત્રબળ તથા અસ્ત્રબળ ન હોવાથી નિરુપાયવશાત્ જાતિરક્ષા, જીવનરક્ષા, કુટુંબરક્ષા તથા સ્વાતંત્ર્યરક્ષામાટે દસ્યુ કિંવા લુટારાના

વ્યવસાયને પોતાના ચિર વ્યવસાય તરીકે સ્વીકારવો પડ્યો કે, જે વ્યવસાય અત્યાર સૂધી આપણે કરી રહ્યા છીએ અને આપણા એ વ્યવસાયદ્વારા મદોન્મત્ત રાજસત્તાના ગર્વને વીરતા પૂર્વક વિદારી રહ્યા છીએ લૂટફાટના વ્યવસાયને પરિસ્થિતિવશાત. કેવળ આપણી ભિલ્લજાતિએ જ સ્વીકાર્યો છે એમ નથી; જ્યારે ક્ષત્રિય રાજાઓ એવી વિલક્ષણ પરિસ્થિતિમા આવી પડે છે ત્યારે પોતાને ધર્માત્મા, નીતિમાન્ તથા ન્યાયમૂર્તિ માનનારા ક્ષત્રિય રાજાઓને પણ પોતાના ગત રાજવૈભવની પુનઃ પ્રાપ્તિમાટે લૂટફાટના વ્યવસાયને સ્વીકારવો જ પડે છે અને એના ઇતિહાસમાં આપણને એક નહિ, કિન્તુ અનેક પ્રમાણો જ્યારે જોઇએ ત્યારે મળી શકે છે. ઉદાહરણ તરીકે ગુજરાતમા ચાવડાવંશની રાજસત્તાના આદિ સંસ્થાપક, ગુજરાતની સ્વતંત્રતાના પુનરુદ્ધારક તથા ગુજરાતના પ્રથમ મહારાજાધિરાજ મહાપ્રતાપી વીરશિરોમણિ વનરાજ ચાવડાને પણ પોતાની કાર્યકીર્તિના આરંભકાળમાં ગુજરાતમાથી વિદેશીય રાજસત્તાનું ઉન્મૂલન કરવામાટે તથા પોતાની રાજસત્તાની પુન સ્થાપનામાટે પરિસ્થિતિવશતાથી આપણા લૂટફાટના વ્યવસાયને સ્વીકારવો પડ્યો હતો અને આપણી ભિલ્લજાતિની સંપૂર્ણ સહાયતા લેવી પડી હતી આવાં અન્ય પણ અનેક ઉદાહરણો મળી શકે તેમ છે પરંતુ સ્થાલીપુલાકન્યાયથી મારા કથનના સત્યાંશની સિદ્ધિમાટે આ એક જ ઉદાહરણ પર્યાપ્ત છે વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતા આપણો વ્યવસાય, આપણી સ્વાતન્ત્ર્યપ્રિયતા, આપણી નિરંકુશતા તેમ જ પોતાની ગત આરણ્ય તથા પાર્વત્ય રાજસત્તાને મેળવવામાટેના આપણા પ્રચંડ પ્રયત્નો ગુજરાતના વર્તમાન સોલંકી રાજા કર્ણરાજના હૃદયમા શલ્ય સમાન ખૂંચી રહ્યા છે અને તેથી તેણે પોતાની રાજસત્તાના બળથી આપણા વ્યવસાયને અટકાવી દઇને આપણને તથા આપણા સ્ત્રીપુત્રાદિક પરિવારોને ભૂખે મરતા કરી નાખવાની, આપણી સ્વતન્ત્રતાનો સંહાર કરીને આપણને દાસત્વના બંધનમા સદાનેમાટે જકડી લેવાની અને ભિલ્લજાતિના જાતીય સ્વભાવ તથા ગૌરવને નષ્ટભ્રષ્ટ કરી નાખવાની પ્રચંડ તૈયારીઓ કરી દીધી છે એ વાર્તા હવે તમારાથી અજ્ઞાત નથી, તો હવે અત્યારની પરિસ્થિતિમા આપણે કયા માર્ગનું અવલંબન કરવું એટલો જ પ્રશ્ન મારે તમોને પૂછવાનો છે. દંતમા તૃણને ધારણ કરીને કર્ણરાજ પાસેથી તુચ્છ પ્રાણોની ભિક્ષા માગવી કે આપણા જાતિગૌરવ, સ્વાતન્ત્ર્યગૌરવ તથા પ્રાચીન વર્ચસ્વની રક્ષામાટે કર્ણરાજ સાથે વિગ્રહ કરવાને વીરતા તથા નિર્ભયતાથી રણભૂમિમાં ઉપસ્થિત થવું ? આ પ્રશ્ન આજે મારે તમોને એટલામાટે પૂછવો પડે છે કે જ્યારે આપણે યાત્રાળુઓના સંઘને લૂટીએ છીએ ત્યારે યાત્રાળુઓના બળ કરતા આપણું બળ વિશેષ હોવાથી આપણા હૃદયમા મૃત્યુનો ભય નથી હોતો તેમ જ જ્યારે આપણે કોઇ ગામમા લૂટ ચલાવીએ છીએ ત્યારે પણ આપણા અચિન્ત્ય આક્રમણથી ભયભીત થઇ ગયેલા ગ્રામ્ય જનો પોતાના અકાળ મૃત્યુની ઘટનાને ટાળવામાટે આપણાપર આક્રમણ નથી કરતા અને ક્યાંક થોડી ઘણી ઝપાઝપી થાય છે તો તે ઝપાઝપી બહુધા ગ્રામ્ય જનોમાટે જ વિઘાતક થઇ પડે છે, પરંતુ આ પ્રસગ એ પ્રસંગોથી સર્વથા ભિન્ન પ્રકારનો તથા ભયંકર છે, કારણ કે, આ અવસરે તો

આપણે કર્ણરાજની યુદ્ધવિદ્યાવિશારદ, શસ્ત્રાસ્ત્રમંડિત તથા પૂર્ણબલશાલિની અશ્વારોહિણી તથા પાદસંચારિણી વિશાળ સેના સાથે સામી છાતીએ લડવાનું છે અને જીવનની આશાને ત્યાગીને રણભૂમિમાં અગ્રેસર થવાનું છે. આ પરિસ્થિતિનો વિચાર કરો અને ત્યાર પછી શાંતિથી જે ઉત્તર આપવાનું હોય તે આપો."

ભિલ્લસભામાં પરસ્પર પરામર્શનો પ્રારંભ થઇ ગયો અને તેથી વાર્તાલાપજન્ય કોલાહલે અલ્પ સમયનેમાટે શાંતિ તથા મૌનના સ્થાનને અધિકૃત કરી લીધું. કેટલાક સમય પછી સર્વ ભિલ્લો અમુક એક નિશ્ચયપર આવી ગયા અને તેથી એક વયોવૃદ્ધ ભિલ્લ પોતાના સ્થાનપરથી ઊભો થઇને આશા ભિલ્લને સંબોધી ગંભીરતાથી કહેવા લાગ્યો કે –

"અમારા માન્યવર નાયક, આપણા સઘળા ભાઇઓ તરફથી તમોને એમ દર્શાવવાની મને સૂચના મળી છે કે જ્યારથી અમોએ તમોને અમારા નાયક તરીકે સ્થાપ્યા છે ત્યારથી અમો મન, વાણી તથા કર્મથી તમારી આજ્ઞાને પાળવામાટે બંધાઇ ચૂકયા છીએ એટલે આ વિષયમા જે તમારી ઇચ્છા હોય તે જ અમારી ઇચ્છા છે; જેના પરિણામે આપણી ગુજરાતવાસિની ભિલ્લજાતિનું અકલ્યાણ થાય એવું કોઇ પણ અયોગ્ય કાર્ય તમારા હસ્તથી નથી જ થવાનું એવો અમારો દૃઢ વિશ્વાસ છે. જો તમારી આજ્ઞા હોય, તો અત્યારે અને આ ક્ષણે જ અમો રણભૂમિની દિશામાં નિર્ભયતા તથા વીરતા પૂર્વક અગ્રેસર થઇને કર્ણરાજના વિશાળ સૈન્ય સાથે પ્રાણાન્તક વિગ્રહ કરવાને તૈયાર છીએ, નિરંકુશ સ્વાતંત્ર્ય જ આપણું વાસ્તવિક જીવન અને આપણી પરતંત્રતાજ આપણું વાસ્તવિક મૃત્યુ હોવાથી આપણા વાસ્તવિક જીવનરૂપ સ્વાતંત્ર્યની રક્ષામાટે જો અમારે અમારા ધન, પુત્રકલત્ર આદિ પરિવાર તથા અંતે જીવનનું પણ યુદ્ધયજ્ઞમાં બલિદાન આપવું પડે, તો એ સર્વ પ્રિય વસ્તુઓનું બલિદાન આપવાની અમારી ઇચ્છા છે, પરંતુ પરાજય તથા પરાધીનતાને મસ્તકપર ધારણ કરીને તુચ્છતા પૂર્વક જીવવાની અમારી લેશમાત્ર પણ ઇચ્છા નથી."

"મારા બાધવો, ધન્ય છે તમારા આત્માભિમાન તથા પ્રચંડ શૌર્યને! મેં તમારા મુખથી આવું જ ઉત્તર મેળવવાની આશા રાખી હતી અને મારી તે આશાને તમોએ પૂર્ણ કરી બતાવી છે તેમાટે હું તમારો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું અત્યાર સૂધી હું તમારા બળથી જ સર્વત્ર વિજય મેળવતો રહ્યો છું તથા આ આશાપલ્લીની સ્થાપના અને ઉન્નતિ કરી શક્યો છું એટલે કર્ણરાજસાથેના યુદ્ધમાં પણ તમારી સહાયતાથી વિજયદેવી મારા કંઠમાં વરમાળા આરોપશે અને કર્ણરાજનો પરાજય કરીને હું ગુજરાતમા ભિલ્લસામ્રાજ્યની સ્થાપના કરી શકીશ એમ મારી મનોદેવતા મને અત્યારે કહી રહી છે. ત્યારે હવે મારો એવો વિચાર છે કે જ્યારે કર્ણરાજસાથેના આપણા યુદ્ધનો આરંભ થાય ત્યારે સોળથી ત્રીસ કે પાત્રીસ વર્ષ સૂધીની અવસ્થાના તરુણ ભિલ્લોએ જ રણભૂમિમા ઉપસ્થિત થવું, પાત્રીસથી પિસ્તાળીસ વર્ષની અવસ્થાના ભિલ્લ વીરોએ જો આવશ્યકતા આવી પડે તો પછીથી યુદ્ધભૂમિમાં આવવાની તૈયારી કરી રાખવી અને જ્યાં સૂધી તેવી આવશ્યકતા ઉપસ્થિત ન થાય ત્યાં સૂધી પિસ્તાળીસ વર્ષથી વિશેષ વયના વૃદ્ધ ભિલ્લ વીરોને તેમના ગ્રામ-

રક્ષણ, ધનરક્ષણ, પરિવારરક્ષણ તથા ગૃહરક્ષણ આદિ રક્ષણકાર્યોમાં સહાયક થતા રહેવું; વૃદ્ધ પુરુષોને આ યુદ્ધમા લઇ જવાનો અને અકારણ પરિશ્રમ આપવાનો મારો મનોભાવ નથી કારણ કે, આથી પૂજ્ય વૃદ્ધ પુરુષોએ પોતાનુ અપમાન માની લેવાનું નથી; તેમના વિના ગ્રામરક્ષા, ધનરક્ષા, પરિવારરક્ષા તથા ગૃહરક્ષા આદિ રક્ષાકાર્યો અન્ય કોઈથી પણ દક્ષતા પૂર્વક કરી શકાય તેમ નથી આ અપમાન નથી, કિન્તુ કાર્યોના વિભાગ છે એટલે એમાના એક કાર્યને માનાસ્પદ તથા અન્ય કાર્યને અપમાનાસ્પદ માની લેવાનું કાંઈ પણ પ્રયોજન છે જ નહિ" આશા ભિલ્લે ભિલ્લસસદ્‌ને ધન્યવાદ આપીને કામોની વ્હેચણી પણ કરી નાખી

"તમારી આ યોજના અમોને સર્વાનુમતિથી માન્ય છે." ભિલ્લોએ ગગનભેદક ગર્જનાથી આશા ભિલ્લની યોજનાને સ્વીકારી લીધી

"આપણે ધોળકા નગરના બાહ્ય ભાગમાંથી જે સ્ત્રીઓ તવા પુરુષોને પકડી લાવ્યા છીએ તેમની શી વ્યવસ્થા કરવામાં આવી છે વારૂ?" એક વૃદ્ધ ભિલ્લે આશા ભિલ્લને ગભીરતાથી પૂછ્યુ

"તેમનામાંના બે વીરયુવકો અત્યત નિર્ભય તથા પ્રસગ મળતાં કદાચિત્ કોઇની હત્યા કરીને પણ પલાયન કરી જાય તેવા હોવાથી તેમને આપણા ગુપ્ત પાર્વત્ય કારાગારમાં ભિન્ન ભિન્ન કક્ષોમાં બદિજન તરીકે રાખવામાં આવ્યા છે અને બાકીનાં ચાર વ્યાપારીઓ તથા ત્રણ યુવતીઓને અહીં જ ચોકી પહેરા નીચે રાખવામાં આવ્યાં છે, એમની મુક્તિના મૂલ્ય તરીકે જેમ આપણને ધન મળવાનો સભવ છે તેમ જ એઓ આપણા બધનમા હોવાથી કર્ણરાજ સાથેના યુદ્ધનો સમય પણ કિચિદ્ લબાઈ જવાનો સભવ છે એક વિશિષ્ટ કાર્યની સિદ્ધિમાટે હુ હમણા જ તે વ્યાપારીઓ તથા યુવતીઓને અહીં તમારા સમક્ષ બોલાવી મગાવુ છુ" આ પ્રમાણેનુ ઉત્તર આપીને આશા ભિલ્લે પોતાના એક અગરક્ષક તથા સબધી ભિલ્લને તે સ્ત્રી પુરુષોને સભા સમક્ષ લાવવાનો સકેત કરી દીધો

જ્યારે અન્ય ભિલ્લો આવી સભાના પ્રસગે ભૂમિપર બેસતા હોય ત્યારે નાયકને કબલ અથવા ગોદડાપર બેસવાનો અધિકાર હોવાથી આશો ભિલ્લ વ્યાખ્યાનની સમાપ્તિ કરીને ઓટલાપર પાથરેલા કબલપર તેવા જ એક મોટા ઓસીકાને અઢેલીને બેસી ગયો અને એક ભિલ્લે ત્યા પાસે જ હોકો ભરીને તૈયાર રાખેલો હોવાથી આનન્દથી ધૂમ્રપાન કરવા લાગ્યો. પોતાના નાયકને ધૂમ્રપાન કરતો જોઇને અન્ય ભિલ્લો પણ પોતપોતાની ઇચ્છા તથા રુચિ અનુસાર જલપાન, કસૂબાપાન કિંવા ધૂમ્રપાન કરવા લાગ્યા અને તેથી સભામા અત્યાર સુધી વ્યાપેલી શાન્તિનો ભગ થઈ ગયો. જે ભિલ્લ તે બધક સ્ત્રીપુરુષોને સભામા લઇ આવવામાટે ગયો હતો તે એક પ્રહરના તૃતીયાંશ જેટલા સમય પછી કેવળ ધોળકાના ચાર વ્યાપારીઓને લઇને જ આવી લાગ્યો તેની સાથે જો કે એક યુવતી પણ સભામાં આવી હતી, પરતુ તે આશો ભિલ્લ જેમને ધોળકાની સીમામાથી પકડી લાવ્યો હતો તે યુવતીઓમાંની એક યુવતી ન હોતી, કિન્તુ આશા ભિલ્લની પોતાની તરુણી કન્યા જ હતી આશા ભિલ્લની એ તરુણી કન્યકા રગે શ્યામ હોવા છતા તેની શરીરરચના તથા મુખાકૃતિ આદિ રમણીય તથા સુંદર હોવાથી, તેના શરીરમા યૌવનનો સપૂર્ણ વિકાસ થયેલો હોવાથી તેમ જ તેણે બહુ-

મૂલ્ય તથા મનોહર વસ્ત્રાલકારોવડે પોતાના દેહને શૃંગારેલો હોવાથી કોઈ અપરિચિત મનુષ્ય તેને ભિલ્લ કુમારી તરીકે ભાગ્યે જ ઓળખી શકે તેમ હતું; તેનું નામ આશા ભિલ્લે તે પોતે કાઇક સુશિક્ષિત હોવાથી જેને તે પોતે ભિલ્લ-તનયા તરીકે માનની દૃષ્ટિથી જોતો હતો તે વિરાટપત્ની તથા કીચકભગિની સુદેષ્ણાના નામની સ્મૃતિને અવિચલ રાખવામાટે 'સુદેષ્ણા' નામ રાખ્યું હતું; માત્ર એટલું જ નહિ, પણ પોતાના ગૃહમાં પોતાના ત્રણ પુત્રો પછી અવતરેલી કન્યા સુદેષ્ણામાં તેનો પ્રાણાધિક વાત્સલ્યભાવ હોવાથી તેને પોતાની પરિસ્થિતિ અનુસાર વિદ્યાભ્યાસ પણ કરાવ્યો હતો. ભિલ્લ જાતિમાં કોઈ પણ કન્યાનો લગ્નસંબંધ અઢાર કિંવા વીસ વર્ષની અવસ્થાથી પૂર્વે ભાગ્યે જ થતો હોવાથી સુદેષ્ણા અત્યારે વીસ વર્ષની અવસ્થામાં વિહરતી હોવા છતાં પણ કુમારિકા કિંવા અવિવાહિતા જ હતી.

અસ્તુ ધોળકાની સીમામાથી જેમને પકડી લાવવામાં આવી હતી તે યુવતીઓને આવેલી ન જોઇને આશા ભિલ્લે તે ભિલ્લને પૂછ્યુ કે. "ભાઈ બાલાયચા, પેલી સ્ત્રીઓ તારી સાથે કેમ નથી આવી ?"

"તેમણે પુરુષોની આટલી મોટી સભામાં આવવાની અનિચ્છા દર્શાવી અને સુદેષ્ણા બહેને તેમના પ્રતિ પક્ષપાત દર્શાવ્યો એટલે પછી હું આ પુરુષોને લઇને જ ચાલ્યો આવ્યો; કારણ કે, મારાથી સુદેષ્ણા બહેનની આજ્ઞાનો અનાદર કરી શકાય તેમ તો હતુ જ નહિ." ભિલ્લ બાલાયચાએ તે યુવતીઓના અનાગમનનું કારણ દર્શાવ્યુ.

'હા, પિતાજી, હું પોતે પણ એક અબળા હોવાથી તે નિરાધાર અબળાઓ પ્રતિ મેં જ પક્ષપાત દર્શાવ્યો છે અને ભાઈ બાલાયચાને આપ કદાચિત્ અપરાધી માની લ્યો એટલામાટે હુ પોતે જ આવીને આપ સમક્ષ ઉપસ્થિત થઈ ગઈ છુ" સુદેષ્ણાએ ઓજસ્વિતાથી આ શબ્દો ઉચ્ચાર્યા

"તે સ્ત્રીઓને આ સભામાં ન આવવા દેવાનું કાંઈ કારણ?" આશા ભિલ્લે વક્ર ભાવથી પૂછ્યું અને એ પ્રશ્ન પૂછતાં તેનાં વિશાળ લોચનોમાં કોપજન્ય લાલિમાની છટા પ્રત્યક્ષ દેખાવા લાગી.

પરંતુ તેના એ કોપથી લેશમાત્ર પણ ભયભીત ન થતાં કુમારી સુદેષ્ણા નિર્ભયતા તથા વીરતાદર્શક ભાવથી અને ગભીર વાણીથી કહેવા લાગી કે: "પિતાજી, જે પ્રમદાઓને આપ ધોળકા નગરની સીમામાથી બળાત્કારે પકડીને અહીં લઈ આવ્યા છો, તેઓ ઉચ્ચ જાતિની આર્ય અબળાઓ છે; કુલીન વંશની કન્યાઓ છે, પ્રતિષ્ઠિત પુરુષોની પત્નીઓ છે; નામાંકિતા નાગરિકાઓ છે; સુશિક્ષિતા સન્નારીઓ છે અને લજ્જાશીલા લલનાઓ છે, એ વાર્તા જો આપના જાણવામા ન આવી હોય, તો મારા મુખથી જાણી લ્યો અને તેમને બળાત્કારે આ પુરુષોની સભામા બોલાવવાની દુરિચ્છા કિંવા હઠવાદિતાને ત્યાગી દ્યો; પ્રતિષ્ઠિતા તથા લજ્જાશીલા લલનાઓનાં ધર્મભીરુ હૃદયોમા પોતાની પ્રાણાધિકા લજ્જાને ત્યાગીને પુરુષોના આવા પ્રચંડ સમુદાય સમક્ષ અનાવૃત્ત મુખથી આવતા મૃત્યુજન્ય વેદનાનો ઉદ્ભવ થાય છે અને તે વેદનાના પરિણામે તેમનાં હૃદયોમાથી જે 'હાય' નીકળે છે તે 'હાય' તેમની લજ્જાપર લત્તાપ્રહાર કરનાર

પુરુષને અલ્પ સમયમાં જ સર્વનાશ કરી નાખે છે, એ સત્યને આપ શ્રીમાને નિરંતર સ્મરણમા રાખવાનુ છે."

"નાદાન છોકરી, મારો તારામાં અતિશય પ્રેમ તથા વાત્સલ્યભાવ હોવાથી મારાં કામોમાં વારવાર વચ્ચે આવવાનો, સહસ્રાવધિ મનુષ્યો સમક્ષ ઉપદેશના નિમિત્તથી મારી ઇચ્છાનુ અપમાન કરવાનો અને એક ભિલ્લકન્યા તરીકેના પોતાના કર્તવ્યને સર્વથા ભૂલી જવાનો તારો અધિકાર છે એમ તારે માની લેવાનું નથી, તારૂં કાર્ય મારી વ્યવસ્થામાં બાધાને ઉપસ્થિત કરી દેવાનુ નથી" આશા ભિલ્લે અધિક કોપથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"પિતાજી, લૂટફાટના વ્યવસાયમા પણ નીતિની અમુક મર્યાદાનું તો અવશ્ય પાલન કરવામાં આવે છે અને આપના હસ્તથી નીતિની તે મર્યાદાનું પાલન ન થતું હોવાથી મેં એકાંતમા અનેકવાર આપને સ્ત્રીઓ, બાળકો, અપાગ મનુષ્યો તથા સાધુસંન્યાસીઓપર બળાત્કાર તથા અત્યાચાર ન કરવાનો યોગ્ય ઉપદેશ આપ્યો છે, પરંતુ મારા તે ઉપદેશનું આપના હૃદયમા કાંઈ પણ પરિણામ નથી થયું અને તેટલામાટે આજે મારે નિરુપાય થઈને આપણા આ સહસ્રાવધિ જાતિબાંધવો સમક્ષ આપને પુન એક વાર યોગ્ય ઉપદેશ આપવામાટે આવવુ પડ્યુ છે આ ઉપદેશથી આપની ઇચ્છાનું અપમાન કરવાની મારી ઇચ્છા નથી, કિંતુ આપના કેટલાક અનીતિમય કૃત્યો તથા નિંદ્ય આચરણોનું જે ભયાનક પરિણામ આવતું નિકટ ભવિષ્યરૂપ દર્પણમાં મને દૃષ્ટિગોચર થાય છે તે ભયાનક પરિણામને આવતું અટકાવી દેવાની અને આપણી તથા આપણી સમસ્ત જાતિના શાશ્વત કલ્યાણના માર્ગમાં આપને પ્રેરવાની જ મારી ઇચ્છા છે અને તેની સાક્ષી દેવી મહાકાલી છે." સુદેષ્ણાએ આશા ભિલ્લને સહસ્રાવધિ મનુષ્યો સમક્ષ ઉપદેશ આપવાનાં યોગ્ય કારણો નિર્ભય વાણીથી દર્શાવી દીધાં

"તું મારી પ્રાણાધિકા પુત્રી હોવા છતા તારી આ ધૃષ્ટતા, દુસાહસિકતા તથા અવિનયશીલતાની તારે યોગ્ય શિક્ષા ભોગવવી પડશે " આશા ભિલ્લે વિભિષીકાનું દર્શન કરાવ્યુ.

"અને આપ આપણા આ શૂરવીર જાતિબાધવોની સહાયતાથી નિર્દોષ તથા નિરપરાધી મનુષ્યોપર જે અધર્મયુક્ત અમાનુષી અત્યાચારો કરી રહ્યા છો તે અપરાધની આપને તથા આપણી ગુજરાતવાસિની સમસ્ત ભિલ્લ જાતિને ભયાનક શિક્ષા ભોગવવી પડશે, એ મારા શબ્દો પણ અવશ્ય સ્મરણમા રાખી લેજો" સુદેષ્ણાએ જીવનની આશાને ત્યાગીને આ ઉદ્ગારો કાઢ્યા

"તુ બોલતી બંધ નથી જ થવાની?" આશા ભિલ્લે તલ્વારની મૂઠપર હાથ રાખીને કહ્યુ.

"મારી જિન્હા સત્યને પ્રકાશિત કરતી કદાપિ નથી અટકી અને હવે પછી પણ કદાપિ નથીજ અટકવાની!" સુદેષ્ણાએ આ શબ્દોથી પોતાની દૃઢતાને દર્શાવીને તે દૃઢતાની પુષ્ટિમા કહ્યુ કે—

"નથી સત્યથી દૂર હું તો થવાની;
સદા સત્ય બોલી અને બોલવાની,
પિતાજી, નથી પાપનો પથ સારો,
નથી પાપથી લાભ અન્તે થનારો!"

"બાલાયચા, આ ગાંડી છોકરીને અહીંથી લઇ જા અને તે સ્ત્રીઓને તેમના ચોટલા ઝાલીને અહીં મારા સમક્ષ લઈ આવ" આશા ભિલ્લે સુદેષ્ણાના ઉપદેશનો અનાદર કરીને પોતાના ગર્વનું ખંડન ન થવા દેવામાટે બાલાયચાને પોતાની અંતિમ આજ્ઞા સંભળાવી દીધી

"મેં આજે પ્રતિજ્ઞા કરી છે કે મારી દૃષ્ટિ સમક્ષ જો આજે આ ભિલ્લ-સભામાં પવિત્ર સ્ત્રીજાતિની પ્રતિષ્ઠાનો નાશ થશે, તો હું પોતે આત્મહત્યા કરીને મારા જીવનનું વિસર્જન કરી દઇશ, કારણ કે, એ સ્ત્રીઓને મેં અભયવચન આપેલું છે અને તેથી જો મારા એ વચનનું મારા હસ્તથી પાલન ન થાય, તો મારૂં જીવન નિરર્થક છે પરંતુ યાદ રાખજો કે આ સ્ત્રીહત્યાજન્ય પાતક અલ્પ સમયમાં જ તમારો સર્વનાશ કરી નાખશે." સુદેષ્ણા પણ અંતિમ નિશ્ચયપર આવી ગઈ અને પોતાની સાડીના આભ્યંતર ભાગમાંથી એક તીવ્રધાર કૃપાણને કાઢીને નેત્રોમાંથી અગ્નિના કણોને બહિર્ગત કરતી ચંડિકાતુલ્ય સ્વરૂપમાં પોતાના પિતા સમક્ષ અચલ ભાવથી ઊભી રહી.

એ ક્ષણે જ ઘટના એવી ઘટી કે અચાનક એક ભિલ્લ ગુપ્તચર ભિલ્લસંસદ્‌માં આવી લાગ્યો અને પોતાના નાયકને નમસ્કાર કરીને તેના કાનમાં બહુ જ મંદ સ્વરથી કોઇ ગુપ્ત વાર્તા કહેવા લાગ્યો. તેની એ વાર્તાને સાંભળી લઇને આશા ભિલ્લે બાલાયચાને સંબોધીને કહ્યું કે: "ભાઈ બાલાયચા, આજે ધોળકાના આ વ્યાપારીઓ તથા ત્યાંની સ્ત્રીઓના ભાગ્યમાં અપ્રતિષ્ઠાને ભોગવવાનો યોગ નથી લખાયો અને આ ગાંડી સુદેષ્ણાની ઇચ્છા પૂરી થવાનો યોગ પણ આવી લાગ્યો છે, કારણ કે, એક અગત્યના કાર્યમાટે મારે અત્યારે અને આ ક્ષણે જ અહીંથી પ્રયાણ કરી જવાનું છે. તો જા, પ્રથમ આ વ્યાપારીઓને સુરક્ષિત સ્થાનમાં રાખીને મારા ઘોડાને પલાણી અહીં લઈ આવ"

"જેવી નાયકરાજની આજ્ઞા." આ શબ્દોના ઉચ્ચારથી આશા ભિલ્લની આજ્ઞાને શિરોધાર્ય કરીને તે વ્યાપારીઓને લઇને બાલાયચો ત્યાંથી ચાલતો થઇ ગયો.

"નારીજાતિની પ્રતિષ્ઠાને રક્ષનારી આદિશક્તિ દેવી કાલિકા છે" આ ઉદ્‌ગારો કાઢીને સુદેષ્ણા પણ ભિલ્લસદ્‌માંથી પ્રયાણ કરી ગઈ

બાલાયચા તથા સુદેષ્ણાના પ્રયાણ કરી જવા પછી આશો ભિલ્લ પોતાના ભિલ્લ બાંધવોને સંબોધીને કહેવા લાગ્યો કે: "મારા બાંધવો, જે આવશ્યકીય કાર્યમાટે મારે અત્યારે અહીંથી પ્રયાણ કરવું પડે છે તે કાર્ય કરીને હું ચારથી પાંચ દિવસમાં અહીં પાછો આવીશ એવી મારી માન્યતા છે, છતાં બે દિવસ વધારે થાય, તો ચિન્તા કરશો નહિ અને લડવાની તૈયારી સાથે આશાપલ્લીમાં જ છાવણી નાખીને પડ્યા રહેજો, કારણ કે, ગુર્જરેશ્વર કર્ણરાજ પોતાના સૈન્ય સહિત ધોળકામાં પડાવ નાખીને પડ્યો છે તે કદાચિત્ આક્રમણ ન કરી બેસે અને તમારી અસાવધાનતાનો લાભ લઇને આશાપલ્લીનો નાશ ન કરી નાખે, એવી મારા મનમાં શંકા રહ્યા કરે છે અને એટલામાટે જ હું તમોને સાવધ રહેવાની સૂચના આપી રહ્યો છું"

"આશાપલ્લી અમારા માથા સાટે છે, તમો ખુશીથી સિધારો અને ફત્તેહ કરો." ભિલ્લોએ પોતાના નાયકને આશ્વાસન આપ્યું.

આશો ભિલ્લ પુનઃ ધૂમ્રપાન કરવા લાગ્યો અને થોડી વારમાં બાલાયચો તેના અશ્વને પલાણીને લઈ આવ્યો. એટલે પોતાના તે દ્રુતગામી પંચકલ્યાણ અશ્વપર આરૂઢ થઈને અશ્વારૂઢ ગુપ્તચર સાથે સૂર્યાસ્ત સમયે આશાપલ્લીમાંથી પોતાના એક નિર્દિષ્ટ વિશિષ્ટ સ્થાનમાં જવામાટે પ્રયાણ કરી ગયો. તેના પ્રયાણ સમયે "દેવી કાલિકાનો જય, અરણ્યરાજ આશા ભિલ્લનો જય!" એવી રીતે ભિલ્લોએ દેવી કાલિકા તથા આશા ભિલ્લનો ગગનભેદક ધ્વનિથી જયનાદ કર્યો અને તે જયનાદના શ્રવણથી આશા ભિલ્લના પ્રયાણની સૂચના મળી જતા સુદેષ્ણાના હૃદયમાં એક પ્રકારનો અવર્ણનીય અનનુભૂત આનન્દ થવા લાગ્યો. બાલાયચાના મુખથી 'આશો ભિલ્લ ચાર કે પાચ દિવસ પછી પાછો આવવાનો છે' એ વાર્તા સાંભળામા આવતાં સુદેષ્ણાએ પોતાના મનમાં એવી દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી કે "દેવી કાલિકાએ જ કૃપા કરીને મને આ અવસર આપેલો હોવાથી ધોળકાવાસિની એ ત્રણ પ્રતિષ્ઠિતા નાગરિકા નારીઓ તથા ધોળકાના વ્યાપારીઓને અહીંથી બંધનમુક્ત કરીને જો હું સુરક્ષિતતાથી તેમના નિવાસસ્થાનમાં ન પહોંચાડી દઉં, તો હું ભિલ્લરાજ આશા ભિલ્લની પુત્રી જ નહિ અને મારૂં નામ સુદેષ્ણા જ નહિ. તો હવે અહીંનાં ભિલ્લો તથા ભિલ્લીઓના જાણવામા ન આવી શકે તેવી રીતે ગુપ્ત ભાવથી એ નિરપરાધિની માનવવ્યક્તિઓના પલાયનની વ્યવસ્થા મારે કેવા પ્રકારે કરવી? દેવી કાલિકા એ વ્યવસ્થાનો યોગ્ય માર્ગ પણ દર્શાવી દેશે અને મારી આ ચિન્તાને પણ અવશ્ય હરી લેશે!"

અસ્તુ ત્યારે હવે આશા ભિલ્લને માર્ગસ્થ અવસ્થામાં રાખીને તથા તેની દુહિતા સુદેષ્ણાને નિરપરાધિની માનવવ્યક્તિઓને મુક્તિદાન આપવાના પ્રયત્નમા પ્રવૃત્ત રહેવા દઈને આપણે હવે પાર્વત્ય દુર્ગકારાગારમાંના તે રૂપસુન્દર તરુણ બન્દિજનની સ્થિતિના અવલોકનકાર્યમાં નિમગ્ન થઈશું કે જેના દર્શનનો લાભ અત પૂર્વ એક વાર આપણને મળી ચૂક્યો છે

---

## પ્રકરણ ૯ મું

## બંધનમુક્તિ અને પલાયન

પ્રાત કાલમાં પાર્વત્ય દુર્ગમાંના કારાગૃહના નિવાસી તરુણ બન્દી પાસે આવીને ત્યાના ભિલ્લ પ્રહરીએ કહ્યુ કે "બન્દી યુવક, આજે તો હું તમોને આ ઉપરના ઓરડામા રહેવા દઉં છુ; પરંતુ આવતી કાલે બહુ જ નિમ્ન તલમાંના કોઈ એક અન્ધકારમય કક્ષમાં તમોને રાખવાની વ્યવસ્થા કરવામા આવશે. તે ઓરડામાં તમારે અતિશય દુખ સહન કરવું પડશે એ જો કે હુ સારી રીતે જાણું છું અને તમારાપર મને દયા પણ આવે છે, તથાપિ હુ નિરૂપાય છું; કારણ કે, ગઈ કાલે રાત્રિના સમયમા પેલો કાપાલિક તમારી પાસે આવ્યો હતો ત્યારથી તમો તેની સહાયતાથી અવશ્ય અહીંથી પલાયન કરી જશો એવા દૃઢ સંશયનો મારા મનમાં આવિર્ભાવ થયો છે અને જો તમો અહીંથી કોઈ પણ પ્રકારે પલાયન કરી જાઓ, તો મારે મારા જીવનની આશાને ત્યાગી દેવી જોઈએ." આટલા શબ્દો કહીને તે વૃદ્ધ પ્રહરી ત્યાથી તત્કાળ ચાલતો થઈ ગયો

પ્રહરી સાથે વિશેષ વાર્તાલાપ કરવાનો અવસર ન મળી શકવાથી તે તરુણ બંદી મનોગત કહેવા લાગ્યો કે. "હાય, અત્યાર સૂધી જે અલ્પસ્વલ્પ આનન્દ મને આ કારાગૃહમાં મળતો હતો તે પણ હવે મળતો અટકી જશે અને મારી અતિશય દુર્દશા થશે; કારણ કે, નિમ્ન તલમાં અંધકારનો અત્યંત અધિકાર હોવાથી છિદ્રોમાંથી અરણ્યની પ્રાકૃતિક શોભાનુ મારાથી લેશમાત્ર પણ અવલોકન કરી શકાશે નહિ અને મારૂં જીવન મને ભારરૂપ થઈ પડશે. હું સર્વથા નિરુપાય હોવાથી મારા પર થતા આ અત્યાચારોનો મારાથી કશો પણ પ્રતિકાર કરી શકાય તેમ નથી. હાયરે, દુર્દૈવ! તારી આ કેવી અને કેટલી નિર્દયતા! તને નિર્દય તથા વિઘાતક કહેવામાં આવે છે તે સર્વથા સત્ય છે; કારણ કે, આજે તારી નિર્દયતા તથા વિઘાતકતાનો મને સંપૂર્ણ સાક્ષાત્કાર થઈ ચૂક્યો છે ત્યારે શું મારાં આપ્ત જનોના દર્શનનો યોગ મારા ભાગ્યમાં નથી જ લખાયો? મારી સાથે પકડાયલી અન્ય વ્યક્તિની પણ મારા જેવી જ દુર્દશા થઈ હશે કે કેમ?"

આવા પ્રકારની નાનાવિધ ચિન્તાઓ કરવામાં અને ભાગ્યને દોષ દેવામાં તે યુવકનો સમસ્ત દિવસ વીતી ગયો. મધ્યાહ્ન સમયે તેના માટે જે ભોજન લાવવામાં આવ્યુ હતું તે પણ તેને ન ભાવ્યુ. અન્તે દિવાકરના અસ્તાચલગમનનો સમય થયો અને સંસારમાં સાયંકાલની છાયા પ્રસરી ગઈ તે વેળાયે અચાનક તેના કક્ષના છિદ્રમાર્ગમાંથી આવેલો એક બાણ તેના સમક્ષ આવીને પડયો. તે બાણમા ભૂર્જપત્ર-ભોજપત્ર-નો એક કકડો બાંધેલો હતો અને તેમાં એટલા શબ્દો લખવામાં આવ્યા હતા કે-

"આ બાણના નિમ્ન ભાગમાં જે રજ્જુ લપેટેલી છે તેને છોડી લેજો અને જ્યારે સંસાર નૈશ્ય અંધકારના અર્ણવમાં ડૂબી જાય ત્યારે બાણના લોહશિર એટલે કે લોહના અગ્રભાગને તેમાં બાંધીને તે રજ્જુ નીચે લટકાવી દેજો. સાવધાન, તમારૂં આ કાર્ય કોઇના જોવામાં ન આવી જાય!"

જ્યારે રાત્રિનો કેટલોક સમય વીતી ગયો અને સંસાર અંધકારમાં લીન થતાં સર્વત્ર નિસ્તબ્ધતાનો અધિકાર વ્યાપી ગયો એટલે પછી તે દુર્ભાગી બદિજને બાણના લોહશિરને રજ્જુમાં બાંધીને છિદ્રમાથા તે રજ્જુને નીચે લટકાવી દીધી. એ વેળાયે તે યુવકનું હૃદય અતિશય ધડકયા કરતુ હતું બે ચાર ક્ષણ પશ્ચાત્ જ્યારે તેણે તે રજ્જુને પાછી ઉપર ખેંચી લીધી તે વેળાયે તેની સાથે બાધેલી રેશમની એક બીજી રજ્જુ તેના જોવામાં આવી અને તે સાથે ભૂર્જપત્ર પર લખેલો એક અન્ય સંદેશ પણ તેને મળી ગયો કે "આ રજ્જુને એવા કોઈ સ્થાનમાં છુપાવી દેજો કે જ્યા તે કોઈના જોવામાં ન આવી શકે અને જ્યારે યોગ્ય અવસર મળે ત્યારે એ રજ્જુની સહાયતાથી નીચે ઊતરી પડજો ધૈર્યને ત્યાગશો નહિ અને લેશમાત્ર પણ ભયભીત થશો નહિ; કારણ કે, તમારા મિત્રો નિકટમાં હોવાથી ધૈર્યને ત્યાગવાની તથા ભયભીત થવાની કશી પણ આવશ્યકતા નથી. માત્ર સાવધાન રહેજો અને જે કાર્ય કરો તે બુદ્ધિ તથા સાહસ પૂર્વક કરજો." આ સંદેશ તે યુવકથી વાચી શકાયો તેનું કારણ એ હતું કે ત્યાનો પ્રહરી તેનામાટે રાત્રિભોજન લાવ્યો તે વેળાયે દીપક પણ લઇ આવ્યો હતો અને ભોજન તથા દીપક ત્યાં જ રાખીને થોડી વાર પછી

ત્યાં આવવાના આશયથી બહાર ચાલ્યો ગયો હતો. જો આવો યોગાનુયોગ ન મળ્યો હોત, તો ભીષણ અંધકારમા તેનાથી એ સંદેશ વાચી શકાત નહિ અને સંદેશને વાંચ્યા વિના તદનુસાર વર્તન તેનાથી ન કરી શકાય એ સર્વથા સ્વાભાવિક જ હતું. અર્થાત્ એ સંદેશને વાચી લેવાનો યોગ પ્રાપ્ત થઈ જવાથી જ્યારે પ્રહરી આવીને રિક્ત પાત્ર તથા દીપક લઈ ગયો એટલે પછી પોતાની ગયેલી સ્વતંત્રતાને પુનઃ પ્રાપ્ત કરી લેવાના અવસરને મેળવવાની ચિન્તા કરતો તે યુવક થોડી વાર વિશ્રાંતિ લેવાની ઇચ્છાથી પોતાના કમ્બલપર લેટી ગયો એ જ વેળાયે બાહ્ય ભાગમાં અચાનક આકાશ મેઘોની ઘનઘોર ઘટાઓથી આચ્છાદિત થઈ ગયું; વાયુના વહનનો સર્વથા અવરોધ થઈ જવાથી ઉષ્ણતા વધવા લાગી અને કારાગૃહના કક્ષમાં તે યુવકને શ્વાસોચ્છ્વાસની ક્રિયા પણ અશક્ય જણાવા લાગી અલ્પ સમયમાં જ પ્રબળ ઝંઝાવાતનો આવિર્ભાવ થયો અને તેના ભયાનક આઘાતથી અરણ્યનાં વૃક્ષો કડડડ તથા ચરરર ધ્વનિ સહિત ધરાશાયી થવા લાગ્યાં, માત્ર એટલું જ નહિ, પણ તે પાર્વત્ય દુર્ગ પણ જાણે ભૂપાતની તૈયારી કરી રહ્યો હોયની! એવો ભાસ પણ થવા લાગ્યો ઝંઝાવાતના આરંભ પછી મૂશળધાર વૃષ્ટિ થવા લાગી, મેઘગર્જના કર્ણોને બધિર કરવા લાગી અને ચપલાએ ભયાનક સ્વરૂપમાં આકાશમાં ચમકવાનો પોતાનો વ્યવસાયને આરંભી દીધો ઝંઝાવાત, જલવૃષ્ટિ, મેઘગર્જના તથા ચપલાચમત્કૃતિના એકત્ર આક્રમણથી ભયભીત થઇને દુર્ગની દીવાલોપર બેઠેલા પ્રહરીઓ ત્યાંથી પલાયન કરી ગયા અને એક કોઠામા જઇને ભરાઈ રહ્યા. અકસ્માત્ વિદ્યુત્નો એક એવો તો ભયંકર ચમકારો થયો કે તેનો પ્રકાશ તે અંધકારાવૃત્ત કક્ષમાં પણ વિસ્તરી ગયો અને ત્યાર પછી તત્કાળ એક ભયંકર કડાકો થતા ભૂમિ એટલી સીમા પર્યન્ત કંપી ગઈ કે ભયાનક ભૂકંપનો ભાસ થવા લાગ્યો અને તે ભાસ સર્વથા સત્ય હતો, કારણ કે, દુર્ગની કોઠા સાથે સંબંધ ધરાવનારી દીવાલ તેનાપર વીજળી પડવાથી ખડ ખડ થઇને નીચે ગહન કંદરામાં પડી ગઈ હતી અને તેથી ત્યાંની ભૂમિ પણ સહજ કંપી ગઈ હતી તે બંદી યુવક પણ પ્રકૃતિના આ વિક્ષોભથી ભયભીત થઈ ગયો અને તેને મૃત્યુ નિકટમાં આવેલું દેખાવા લાગ્યુ. કેટલાક સમય પછી જ્યારે પ્રકૃતિનો એ વિક્ષોભ શાંત થઈ ગયો એટલે પછી તે યુવકના હૃદયમા પણ જીવન વિષયક આશાનો કાંઇક આવિર્ભાવ થવા લાગ્યો પરંતુ એ જ વેળાયે તે પ્રહરી ત્યા આવી લાગ્યો અને વીજળી પડવાથી ત્યાંની દીવાલનો ઘણો ખરો ભાગ તૂટી ગયેલો તેના જોવામાં આવતાં તે મનોગત કહેવા લાગ્યો કે "જો આ બંદી યુવકની અત્યારે અહીંથી પલાયન કરી જવાની ઇચ્છા થાય, તો પોતાની તે ઇચ્છાને સફળ કરવાનો માર્ગ એનામાટે તૈયાર છે મને તો લાગે છે કે આ સર્વ પેલા તાંત્રિક કાપાલિકની તંત્રવિદ્યાનુ જ પરિણામ છે." આવા પ્રકારના નિશ્ચયપર આવીને તે પ્રહરી તે યુવકને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યો કેઃ—

"મહાશય, જોયો કે તમારી પાસે ગઇ કાલે રાત્રિના સમયમા આવેલા પેલા દેવી કાલિકાના ઉપાસક કાપાલિકની મલિન વિદ્યાનો ચમત્કાર! તે કાપાલિકે એટલી બધી સાધના કરેલી છે કે વર્ષા, વાયુ તથા વિદ્યુત્ આદિ પણ તેની આજ્ઞાને આધીન થઇ ગયાં છે અને તેથી તેની આજ્ઞા થતાંની સાથે જ તેઓ

જ્યાં તેની ઈચ્છા હોય ત્યાં આવી રીતે અચાનક આવીને ઉત્પાત મચાવી દે છે. મારો તો એવો દૃઢ નિશ્ચય થઇ ગયો છે કે તમોને અહીંથી પલાયન કરી જવાનો માર્ગ મળી જાય એવા ઉદ્દેશથી જ તે કાપાલિકે આ સર્વ વ્યવસ્થા કરેલી છે. પરંતુ હું તેની આ ઇચ્છાને કદાપિ પૂર્ણ થવા દેવાનો નથી; કારણ કે, હું તમોને હવે અત્યારે જ નીચેના ખંડમાં લઈ જવાનો છું એટલે તે ખંડમાંથી એ કાપાલિક તો શું, પણ કોઈ દેવ અથવા દાનવની સહાયતાથી પણ તમારાથી પલાયન કરી શકાય તેમ નથી.''

આવી રીતે બોલતો બોલતો તે પ્રહરી જે સ્થાનની દીવાલ તૂટીને કંદરામાં પડી ગઈ હતી તે સ્થાને આવીને ઊભો રહ્યો અને ઠેઠ કિનારપર ઊભો રહી નિમ્ન ભાગનું નિરીક્ષણ કરીને બોલવા લાગ્યો કે: ''એવી કોની હિમ્મત છે કે અહીંથી નીકળીને ભાગી જાય? કારણ કે, અહીંથી જો મારો પગ જરાક ખસી જાય, તો મારાં પોતાનાં હાડકાંના પણ ચૂરેચૂરા થઈ જાય એ નિર્વિવાદ છે''

આ ઉદ્ગારોથી તે પ્રહરીએ તે યુવકને પલાયનનો માર્ગ જ બતાવી દીધો અને પોતાના વિનાશને પોતાના મુખથી માગી લીધો એમ જો કહેવામાં આવે તો એમાં અતિશયોક્તિનો લેશમાત્ર પણ સંભવ નથી; કારણ કે, તેના એ ઉદ્ગારોને સાંભળતાં જ તે બંદી યુવકના મનમાં તત્કાળ એવી ભાવનાનો ઉદય થયો કે: ''આ પિશાચરાજના પ્રહરીને નરકનિવાસી કરી દેવાનો જો કોઈ યોગ્યતમ અવસર હોય, તો તે યોગ્યતમ અવસર આ જ છે.'' મનમાં આ ભાવનાનો ઉદય થતાં જ તે યુવકે પોતે જ્યાં બેઠો હતો ત્યાંથી વ્યાઘ્ર પ્રમાણે ઉછળીને તે પ્રહરીને પાછળથી એવો તો ધક્કો માર્યો કે તે ધક્કો લાગતાં જ તે પ્રહરી એક ભયાનક ચીત્કાર કરીને જે પડયો તે અંધકારમાં વિલીન થઈ ગયો; તેનો દેહ પર્વતની ધારાઓ સાથે અથડાતો નીચેનાં વૃક્ષોપર જઈ પડયો અને પૃથ્વી પર્યન્ત પહોંચવા પૂર્વે તો ચૂરચૂર થઈ ગયો. વૃક્ષોને તેના દેહનો આઘાત થવાથી કેટલાક સમય પર્યન્ત તે વૃક્ષોમાં લપાઈ બેઠેલાં વાનરોએ મહાકોલાહલ મચાવી મૂકયો, પરંતુ પછીથી તેઓ પણ સર્વથા શાન્ત થઈ ગયાં.

જે વેળાયે તે યુવકે પ્રહરીને ધક્કો મારીને કંદરામાં નાખી દીધો તે વેળાયે પુનઃ વૃષ્ટિનો તથા મેઘગર્જનાનો આરંભ થયેલો હોવાથી પ્રકૃતિદેવીના એ કોલાહલમા તે દુર્ભાગી પ્રહરીનો ચીત્કાર તથા વાનરોનો કોલાહલ દુર્ગના અન્ય પ્રહરીઓના સાંભળવામાં ન આવી શકયો એ તે યુવકના સૌભાગ્યનું જ પરિણામ કહી શકાય; નહિ તો તે યુવક પોતાના કાર્યને સરળતાથી સિદ્ધ કરી શકત નહિ એ નિઃસંશય હતું. જે પ્રહરીનાં સો વર્ષ પૂરાં થઈ ગયાં હતાં તે પ્રહરી બહુ સમય વીતવા છતાં પણ તેમની પાસે પાછો ન આવ્યો તોય તેમના મનમાં કોઈ પણ પ્રકારનો સંશય ન આવ્યો, કારણ કે, તે અન્ય પ્રહરીઓએ એમ જ માની લીધું કે: ''તે પ્રહરી બંદી યુવક પાસે સાવધાનતાથી ઊભો રહ્યો હશે અને તેથી જ પાછો અહીં નહિ આવ્યો હોય.'' અસ્તુ. રાત્રિના તૃતીય પ્રહરની સમાપ્તિ સાથે જલવૃષ્ટિની પણ સમાપ્તિ થઈ ગઈ; મેઘો પણ વિખરાઈ ગયા અને આકાશમાર્ગમાં પ્રવાસ કરતા ભગવાન્ સુધારશ્મિ સ્પષ્ટ દૃષ્ટિગોચર થવા લાગ્યા. જે કક્ષમાં તે બંદી યુવકનો નિવાસ હતો તે કક્ષની દીવાલનો કેટલોક ભાગ પડી ગયેલો હોવાથી તેને બાહ્ય દૃશ્ય અધિક પરિમાણમાં દૃષ્ટિગોચર

થવા લાગ્યું હતું મન્દ સમીરના વહનથી વૃક્ષના શાખા તથા પલ્લવ આદિ વિભાગો ધીમે ધીમે આન્દોલિત થવા લાગ્યા હતા જ્યારે બંદી યુવકના રક્તિમ કપોલોપર પવનની મન્દ લહરીનો મૃદુ આઘાત થયો એટલે તેના યોગે તેની પૂર્વ સ્મૃતિ સહસા જાગ્રત થતાં તેને સ્વતંત્રતાના અપૂર્વ સુખનું ભાન કિંવા સ્મરણ થવા લાગ્યું જોતજોતામા તે કાલકક્ષમાંથી નીકળીને ભાગવાની તીવ્ર લાલસાથી તેનું હૃદય એટલી સીમા પર્યન્ત ચંચળ તથા અધીર થઈ ગયું કે આટલા ઉચ્ચાણપરથી એક પાતળી રજ્જુના આધારે નીચે ઊતરવામાં જે ભય સમાયલો હતો તે ભયને પણ થોડી વારનેમાટે તે ભૂલી ગયો. તેનો હૃદયસાગર સ્વતંત્રતાના સુખમય આશાતરંગોવડે ઊછળવા લાગ્યો તેનો એવો દૃઢ વિશ્વાસ બંધાઈ ગયો કે "પરમાત્માએ પોતેજ મારા સ્વાતંત્ર્યના દ્વારને મુક્ત કરી દીધું છે એટલે હવે કાપાલિકના ઉપદેશને સત્ય માનીને સત્વર નીચે ઊતરી જવું અને ક્ષણમાત્રનો પણ એ કાર્યમા વિલંબ ન થવા દેવો એજ મારામાટે શ્રેયસ્કર છે, કારણ કે, આવા સિદ્ધ પુરુષો જેના સહાયક હોય છે તેને ભયભીત થવાનું કાંઈ પણ પ્રયોજન હોતુ જ નથી."

આવા પ્રકારના નિશ્ચયપર આવીને તે યુવકે જે સ્થાનમાં પેલી રેશમી રજ્જુને છુપાવી રાખી હતી તે સ્થાનમાથી તેને કાઢી લઇને તેના એક છેડાને તે કક્ષના દ્વારની એક કડીમાં મજબૂત બાંધી દીધો. આ કાર્ય કરી રહ્યા પછી તે રજ્જુને જોઇને પોતાના મનમાં વિચાર કરતો કહેવા લાગ્યો કે: "આ દોરીની જાડાઈ મારી આંગળી જેટલી પણ નથી છતાં આ દોરી મજબૂત હોવાથી મારા શરીરના ભારને ઝીલી શકશે એમ તો જણાય છે પરંતુ એક બીજી આપત્તિ દેખાય છે અને તે એ કે લગભગ સાઠથી સીતેર હાથ નીચે ઊતરવાનું હોવાથી ઊતરતી વેળાયે શરીરની ગતિ એટલી બધી વેગવતી થઈ જશે કે હથેળીઓ બિલ્કુલ કપાઈ જશે અને હથેળિયો કપાઈ જતા જો દોરી હાથમાથી છૂટી જશે, તો મારાં પોતાનાં સો વર્ષ પણ અવશ્ય પૂરાં થઈ જશે એમાં કોઈ પણ પ્રકારનો સંદેહ છેજ નહિ. અસ્તુ જે પરમાત્મા કરે તે ખરું."

અંતે છાતીને દૃઢ કરીને તે યુવકે દોરીના બીજા છેડામા એક નાનો પત્થર બાંધીને તે છેડાને નીચે કંદરામાં નાખી દીધો અને ત્યાર પછી પોતાની હથેળીઓપર વસ્ત્ર લપેટીને દોરીને પકડી નીચે ઊતરવાના કાર્યને આરંભી દીધુ અલ્પ અંતરપર ઊતરીને તેણે પ્રથમ કાર્ય એ કર્યું કે એક વૃક્ષની કેટલીક ઝીણી ડાળોને તોડી લીધી અને પુનઃ ઉપર આવી દોરીને ઉપર ખેંચી લઇને તે ડાળોના કકડા બબ્બે હાથના અંતરપર દોરીમાં એવી રીતે પરોવી દીધા કે જ્યારે આવશ્યક્તા જણાય ત્યારે પગના અંગૂઠાને તેમાં ભેરવીને ઊતરતી વેળાયે શરીરના વધી ગયેલા વેગને ઇચ્છાનુસાર ઓછો કરી શકાય આ કાર્યની સમાપ્તિ કરીને તેણે પુનઃ દોરીને નીચે છોડી દીધી અને પુનઃ તેના આધારે નીચે ઊતરવાના કાર્યનો આરંભ કરી દીધો તે કેટલાક અંતરપર નીચે પહોચ્યા પછી રેશમની દોરી એટલા વેગથી ચક્કર ખાવા લાગી કે તે વેગ અસહ્ય થઈ પડવાથી તે યુવકનું હૃદય ભયંકર વેગથી ધડકવા લાગ્યું. પરંતુ એ ક્ષણે જ ભૂર્જપત્રમાના 'ધૈર્યને ત્યાગશો નહિ અને લેશમાત્ર પણ ભયભીત થશો નહિ' એ શબ્દોનુ તેને સ્મરણ થઈ આવ્યું એટલે એથી તેના હૃદયમાં

નવીન ઉત્સાહનો આવિર્ભાવ થયો અને તેથી તે જીવપર આવીને નીચે ઊતરવા લાગ્યો. જ્યારે તે અર્ધ અંતરને કાપી આવ્યો તે વેળાયે ઘટના એવી ઘટી કે જે ડાળના કકડાને એ સ્થાનમાં તેણે પરોવ્યો હતો તે કકડો તેના ચરણના ભારથી તૂટી ગયો અને તેના હાથો કપાઇ ગયેલા હોવાથી તેના હાથો દોરીને છોડી દેવાની અણીપર આવી લાગ્યા તેને આ ક્ષણે પોતાના મૃત્યુનો સાક્ષાત્કાર થવા લાગ્યો; પરંતુ એટલામાં બીજા અડકણપર પહોંચતા તેમાં અંગૂઠાને ભેરવીને તે અટકી ગયો અને ત્યાર પછી ધીરે ધીરે ઊતરતો એક વિશાળ વૃક્ષની દૃઢ શાખાઓપર આવી લાગ્યો હવે તેના જીવમાં જીવ આવ્યો અને ઇશ્વરને ધન્યવાદ આપીને તે વૃક્ષની એક દૃઢ શાખાપર બેસીને વિશ્રામ કરવા લાગ્યો. તેની હથેળિયોમાંથી રક્તનું વહન થયા કરતું હતું અને તેનો દેહ પણ પર્વત સાથે વારંવાર અથડાઇને કેટલાંક સ્થાનોમાં છિન્નભિન્ન થઇ ગયો હતો રાત્રિનો અવશિષ્ટ ભાગ તેણે તે વૃક્ષની શાખાપર જ વીતાડી દીધો. જ્યારે રાત્રિનો અંત થતાં દિવસના આરંભને સૂચવનારા મંદ પ્રકાશનો વિશ્વમાં વિસ્તાર થવા માંડયો એટલે આસપાસના વૃક્ષોપર બેઠેલાં વાનરોની તેનાપર દૃષ્ટિ પડતાં તેઓ ભીષણ કોલાહલ કરવા મંડી ગયાં વાનરોના એ કોલાહલને જોઇને તે બંદી યુવક પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે "વાનરોના આ કોલાહલને સાંભળીને જો દુર્ગમાંના પ્રહરીઓ આ સ્થાનમાં દૃષ્ટિપાત કરશે અને મને પકડી લેશે; તો મારો સર્વ પરિશ્રમ વ્યર્થ થઇ જશે; માત્ર એટલું જ નહિ. પણ કદાચિત્ મારા મૃત્યુનો પ્રસંગ પણ આવી લાગશે" આવા પ્રકારના ભયથી તે બંદી યુવક વૃક્ષપરથી નીચે ઊતર્યો અને ત્યાર પછી તે એક વિશિષ્ટ માર્ગમાં જવાનો વિચાર કરી રહ્યો હતો એટલામાં એક મહાતેજસ્વી શસ્ત્રધર પુરુષને તેણે પોતાના માર્ગમાં પોતા સમક્ષ ઊભેલો જોયો અને તેને જોતાં જ તે ભયભીત તથા આશ્ચર્યચકિત થઇ ગયો

તે યુવકને ભયભીત થયેલો જોઇને તે શસ્ત્રધર વીર પુરુષ તેને આશ્વાસન આપતો ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે "વીર યુવક, મારો તને આશીર્વાદ છે કે તારી આ સ્વતંત્રતા અવિચળ રહે, તારા શત્રુનો સર્વનાશ થઇ જાય અને તારે પુનઃ સંકટનો સાક્ષાત્કાર કરવો ન પડે. હું તારો મિત્ર હોવાથી અને તારા ઉદ્ધારમાટે જ અહીં આવેલો હોવાથી મને જોઇને તું લેશમાત્ર પણ ભયભીત થઇશ નહિ મારામા વિશ્વાસ રાખ અને મારી પાછળ પાછળ ચાલ્યો આવ; કારણ કે, હવે આ ગિરિકન્દરામાંથી આપણે સત્વર બહાર નીકળી જઇએ તો વધારે સારૂ."

"જ્યારે આપ મને મારા એક મિત્ર તરીકે આવું આશ્વાસન આપો છો અને પોતાને મારા ઉદ્ધારક તરીકે ઓળખાવો છો, તો એથી એટલી કલ્પના તો અવશ્ય કરી શકાય છે કે જે વૃદ્ધ કાપાલિકે મારી પાસે આવવાનો પરિશ્રમ લીધો હતો તે વૃદ્ધ કાપાલિક સાથે આપનો અવશ્ય કાંઇ પણ સંબંધ હોવો જોઇએ; કિંબહુના તે કાપાલિકની પ્રેરણાથી જ આપે મારા ઉદ્ધારનું આ કાર્ય કરેલું હોવું જોઇએ. જો એમ જ હોય, તો આપ પોતે કોણ છો અને આપનું નામ શું છે તે કૃપા કરીને જણાવશો?" બંદી યુવકે તે શસ્ત્રધર વીર નરને ઉદ્દેશીને આ પ્રમાણેના ઉદ્ગારો કાઢયા

"વીર યુવક, મેં તે કાપાલિકની પ્રેરણાથી તારા ઉદ્ધારનું કાર્ય કર્યું નથી કિન્તુ મારી પ્રેરણાથી જ તે કાપાલિક તારી પાસે આવ્યો હતો; કારણ કે, હું ગુજરાતનો રાજા કર્ણરાજ પોતે જ છું અને તારા તથા તારા સંગી અન્ય યુવકના ઉદ્ધારમાટે જ આ ગુપ્તવેશમા મારે આ સ્થાનમા આવવાનો પરિશ્રમ વેઠવો પડ્યો છે. તારા સંગી અન્ય યુવકનો ઉદ્ધાર થઇ ગયો છે અને તેને અહીંથી મે મારા એક અંગરક્ષક સાથે ધોળકાની દિશામાં વિદાય કરી દીધો છે એટલે તારે હવે પોતાના તે સંગી યુવકની કોઇ પણ પ્રકારની ચિન્તા રાખવાની નથી." તે વીર પુરુષે પોતાને ગુર્જરાધીશ કર્ણરાજ તરીકે ઓળખાવીને તે યુવકને અનુકંપાદર્શક સ્વરથી દ્વિતીય વાર આશ્વાસન આપ્યું.

"અનાથી અને પ્રજાવત્સલ ગુર્જરાધીશ, હુ આપના ચરણોમાં મસ્તક નમાવુ છું અને પરમાત્માને પ્રાર્થના કરું છું કે આપ શ્રીમાન્‌ની સેવાનો એવો કોઇ પ્રસંગ મને તે સત્વર જ પ્રાપ્ત કરાવી આપે કે જેના યોગે મારાથી આપ શ્રીમાનના આ અગાધ ઉપકારના ભારથી કિંચિદ્ અંશે મુક્ત થઇ શકાય." તે યુવકે અંતઃકરણની કૃતજ્ઞતા દર્શાવી

"વીર યુવક, ક્ષણે ક્ષણે સૂર્યનો પ્રકાશ વૃદ્ધિગત થતો જાય છે એટલા-માટે અહીં ઊભા રહેવામા અને આવા પ્રકારના વાર્તાલાપમા સમયને વીતાડ-વામાં આપણી નિર્ભયતા નથી ચાલ, સત્વર ચાલ, માર્ગમાં આપણે યથેચ્છ વાર્તાલાપ કરીશું" કર્ણરાજે યુવકને ત્યાથી સત્વર ચાલવાની સૂચના આપી દીધી

"આપ શ્રીમાન્, આ માર્ગના જ્ઞાતા છો ખરા કે?" યુવકે પૂછ્યું.

"અહીંથી આપણે જે કાપાલિક તારી પાસે આવ્યો હતો તે કાપાલિક જે દેવીના મંદિરમા વસે છે તે દેવીમંદિરમા જ જવાનુ છે અને ત્યા સૂધીના માર્ગને હું સારી રીતે જાણુ છુ. ત્યાં આપણા અશ્વો એક ગુપ્ત સ્થાનમા રખાયલા છે એટલે ત્યાથી આપણે અશ્વારૂઢ થઇને ધોળકાની દિશામાં પ્રયાણ કરી જઇશુ" કર્ણરાજે ઉત્તર આપ્યું

કર્ણરાજે આ શબ્દોને ઉચ્ચારીને ચાલવાનો આરંભ કરી દીધો અને તે યુવક પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો કંદરા વિશાળ ન હોવાથી અને અન્ધકારમાં પૂરૂ તેમા વૃક્ષોની અતિશય ઘનિષ્ટતા હોવાથી ત્યાં ચાલવાનો માર્ગ અત્યંત કઠિનતાથી મળી શકતો હતો. કેટલાક સ્થાનોમાં ઘનવૃક્ષરાજીને ઉભય હસ્તોથી વિભક્ત કરીને જ આગળ વધવું પડતું હતું આ કારણથી વેગપૂર્વક ચાલી શકાય તેમ તો હતુ જ નહિ એટલે નિરુપાયવશાત્ તેઓ મંદ ગતિથી જ માર્ગમાં આગળ વધતા હતા તેઓ આવી રીતે અત્યંત કષ્ટપૂર્વક માર્ગને આક્રમતા ચાલ્યા જતા હતા એટલામાં ત્યાં સ્થળે સ્થળે ખરી પડેલા વૃક્ષપર્ણોના જે રાશિઓ પડ્યા હતા તેમાના એક પર્ણરાશિમા કાંઇક ખખડાટ થતો તેમના સાંભળવામાં આવ્યો અને તેથી ત્યા દૃષ્ટિપાત કરતાં એક વિકરાલ વ્યાઘ્રને તેમણે પર્ણરાશિમાથી ઉઠીને પોતા તરફ આવતો જોયો. સમય તથા સ્થાન એવા હતાં કે વ્યાઘ્ર સાથે યુદ્ધ કર્યા વિના અન્ય ઉપાય જ ન હોતો કા તો વ્યાઘ્ર તેમને વિદારી નાખે અને કા તો વ્યાઘ્રને મારીને તેઓ પોતાના પ્રાણની રક્ષા કરે એવો કટાકટીનો પ્રસંગ આવી લાગ્યો હતો તે યુવક પ્રસંગને યથાર્થ

સ્વરૂપમાં ઓળખી ગયો અને તેથી અગ્ર ભાગમાં ચાલતા ગુર્જરાધીશ કર્ણરાજના દેહપર આક્રમણ કરવાને કટિબદ્ધ થયેલા વિકરાલ વ્યાઘ્રના દેહપર પોતે જ અત્યંત બળપૂર્વક આક્રમણ કરીને તે વ્યાઘ્રને તેણે ભૂમિપર ચત્તોપાટ નાખી દીધો અને ત્યાર પછી વ્યાઘ્રને ઊછળવાનો સમય મળી શકે તે પૂર્વે તો પોતાના પંજાનો તેના ઉદરમાં પ્રવેશ કરાવીને તેના ઉદરને ચીરીને તેનાં આંતરડાને બહાર કાઢી નાખ્યાં. વ્યાઘ્રનો આવી રીતે સંહાર થતાં તેઓ બન્ને વ્યાઘ્રના ભયથી મુક્ત થઇ ગયા તે યુવકની આવી અલૌકિક વીરતા તથા અશ્રુતપૂર્વ નિર્ભયતાને જોઇને ગુર્જરાધીશ કર્ણરાજ આશ્ચર્યચકિત થઇ ગયો અને આશ્ચર્યદર્શક ભાવથી તેને કહેવા લાગ્યો કે –

"વીર યુવક, મનુષ્યના નખો પણ વ્યાઘ્રના ઉદરને ચીરી નાખે તેવા વિશાળ તથા તીવ્ર હોય છે એ તો આજે જ મારા જોવા તથા જાણવામાં આવ્યું. શસ્ત્રથી તો મેં અનેક સિંહો તથા વ્યાઘ્રોને સંહારી નાખ્યા છે, પરંતુ આવી રીતે વ્યાઘ્ર સાથે મલ્લયુદ્ધ કરીને નખવડે વ્યાઘ્રને ચીરી નાખવાનો ચમત્કાર મારાથી કરી શકાયો નથી. આ દૃષ્ટિથી જોતાં તુ એક મહાવીર યુવક છે અને વીરપુરુષોના સત્કારને પાત્ર છે આજે એવો પ્રસંગ આવી લાગ્યો હતો કે આ વૃક્ષોની શાખાઓ નડતી હોવાથી મારાપર આક્રમણ કરવાની ઇચ્છાથી મારા નિકટમાં આવી લાગેલા આ વિકરાલ વ્યાઘ્રપર મારાથી તલ્વારનો વાર ભાગ્યે જ કરી શકાય તેમ હતું અને જો મારો વાર ખાલી જાય તો આ વ્યાઘ્રના હસ્તથી મારું મૃત્યુ નિશ્ચિત હતું. આજે મારા પ્રાણની તે જ રક્ષા કરી છે અને તેથી તારા આ ઉપકારનું જે કાંઈ પણ મૂલ્ય હું આપુ તે સ્વલ્પ છે."

"રાજન્, મનુષ્યને આવા નખી પ્રાણીઓ સમાન તીવ્ર નખો પરમાત્માએ નથી આપ્યા, પરંતુ જે બુદ્ધિરૂપ તીવ્રતમ શસ્ત્ર આપ્યુ છે તેના યોગે મનુષ્ય અન્ય સર્વ હિંસ્ર પશુઓને પણ વિદારી શકે છે મનુષ્ય પોતાની બુદ્ધિના બળથી એવાં અનેક સાધનો ઉત્પન્ન કરી શકે છે કે જે સાધનો સમક્ષ વ્યાઘ્રાદિ હિંસ્ર પ્રાણીઓના નૈસર્ગિક સાધનો સર્વથા નિરુપયોગી તથા નિરર્થક થઇ પડે છે. જે નખોવડે મેં આ વ્યાઘ્રના ઉદરને ચીરી નાખ્યું છે તે મારા પોતાના નખો નથી કિંતુ લોહના આ તીવ્રધાર કૃત્રિમ નખો છે" આ પ્રમાણે કહીને તે યુવકે પોતાના દક્ષિણ હસ્તપર ચઢાવેલા વ્યાઘ્રના પંજાના આકારના લોઢાના પંજાને ઊતારીને કર્ણરાજના હસ્તમાં આપી દીધો અને પુનઃ કહેવા માડ્યુ કે "મહારાજ, મને મૃગયાનો અતિશય નાદ હોવાથી આવા પ્રસંગો અનેક વાર પ્રાપ્ત થાય એ સ્વાભાવિક છે અને તેટલામાટે એક કુશળ લુહાર પાસેથી મે આ વાઘનો પંજો તૈયાર કરાવી લીધો છે જે વેળાયે મને તથા મારા સંગી અન્ય યુવકને આશા ભિલ્લે પકડ્યા હતા તે વેળાયે અમો મૃગયા કરવાને જ ગયા હતા એટલે આ લોહનો પંજો મારી પાસે જ હતો અને મારી પાસે રહી ગયો હતો વ્યાઘ્રને જોતાં જ મેં મારી કમરમાં–છૂપાવેલા એ પંજાને કાઢીને હાથપર ચઢાવી લીધો અને હું વ્યાઘ્રના શરીરપર ઊછળી પડ્યો, વળી આપ શ્રીમાનની તલ્વાર અત્યારે ધારેલું કામ આપી શકવાની નથી અને જો પળ જેટલો સમય પણ જશે, તો પરિણામ ભયંકર આવી જશે એ પરિસ્થિતિ મારા જાણવામાં આવી ગઇ હતી પ્રતાપી પ્રજાપતિ, આપ શ્રીમાનની

સેવા કરવી એ અમો મનુજનોનો ધર્મ હોવાથી મારો આપ શ્રીમાનપર કશો પણ ઉપકાર થયો જ નથી ”

“મારાપર તારો ઉપકાર થયો છે કિંવા નહિ, એના નિર્ણયનો અધિકાર મારો હોવાથી જ્યારે સમય આવશે ત્યારે હું તને તારા આ ઉપકારનું મૂલ્ય અવશ્ય આપીશ અને તારે તે મૂલ્ય સ્વીકારવું જ પડશે.” કર્ણરાજે કહ્યું.

“અસ્તુ. જ્યારે સમય આવશે ત્યારે જોઈ લેવાશે અત્યારે આ વિષયનો વાદવિવાદ વ્યર્થ છે. અત્યારે તો આપણે હવે આ મૃત્યુની ગર્તામાંથી બહિર્ગત થઈ જઇએ એમાં જ આપણું કલ્યાણ છે; નહિ તો કોઈ અન્ય સંકટ આવવાની સંપૂર્ણ સંભાવના છે.” તે યુવકે ત્યાથી પ્રયાણ કરી જવાની કર્ણરાજને માર્મિક સૂચના આપી દીધી

“મારી આ વ્યાઘ્રના ચર્મને ઉતારી લેવાની ઇચ્છા છે” કર્ણરાજે કહ્યું.

“મહારાજ, અત્યારે એટલો સમય આપણા હસ્તમાં નથી જો આપ શ્રીમાનને વ્યાઘ્રચર્મની આવશ્યકતા હશે, તો ધોળકામાં પહોંચ્યા પછી હું આપ શ્રીમાનને મારા હસ્તથી સંહારેલા વ્યાઘ્રોના એક બે નહિ, પણ દશ કે વીસ વ્યાઘ્રચર્મ મોકલી આપીશ ” તે યુવકે કાળનો અકારણ ક્ષેપ ન કરવાનો આગ્રહ કર્યો

“બહુ સારું, ત્યારે ચાલો” કર્ણરાજે તેના આગ્રહને સ્વીકારીને પોતાની ઇચ્છાને ત્યાગી દીધી

તેઓ ત્યાંથી પ્રયાણ કરીને દિવસનો એક પ્રહર જેટલો સમય વીત્યા પછી જે દેવીમંદિરમા તે કાપાલિક વસતો હતો તે દેવીમંદિર સમક્ષ નિર્વિઘ્ન આવી લાગ્યા અને ત્યા તેમણે તે કાપાલિકને મંદિરના ભગ્ન ઓટલા પાસે વિચારમગ્ન અવસ્થામાં ઊભેલો જોયો. તેમને નિકટમા આવી લાગેલા જોઇને તે વૃદ્ધ કાપાલિકે ગુર્જરાધીશ કર્ણરાજને સંબોધીને કહ્યુ કે –

“ધર્મપ્રાણ ગુર્જરાધીશ, આપના અશ્વોને મે પલાણીને તૈયાર રખાવ્યા છે એટલે સત્વર જ આપ અને આ યુવક અશ્વારૂઢ થઇને અહીંથી પ્રયાણ કરી જાઓ; કારણ કે, હમણા જ આશો ભિલ્લ પોતાના ચાર પાંચ ભિલ્લ અનુયાયીઓ સહિત અહીં આવી લાગ્યો છે એવા સમાચાર મને મળી ચૂક્યા છે. તે દુર્ગમા પહોંચતાં જ તેને ઉભય બંદી યુવકોના પલાયનના સમાચાર મળી જશે એટલે તે એમને પકડી પાડવામાટે આકાશ તથા પાતાળને એક કરી નાખ્યા વિના રહેશે નહિ એ નિ.સંશય હોવાથી જો આપ આ પ્રદેશમાં વધારે વાર રોકાશો તો અત્યારે આપની પાસે મનુષ્યોનુ બળ ન હોવાથી અવશ્ય પ્રાણહારક સંકટમાં આવી પડશો ”

“પરંતુ સિદ્ધ પુરુષ, આ યુવક અને એના સગી અન્ય યુવકને મળવા તથા અમુક સાંકેતિક સૂચનાઓ આપવાને તો આપ જ ગયા હતા એટલે આ યુવકોને નસાડવામા અવશ્ય આપનો હસ્ત હોવો જોઇએ એવી શંકાથી નિર્દય આશો ભિલ્લ અમારા જવા પછી અહીં આવીને અવશ્ય આપને સતાવશે અને આપના શિરપર અત્યાચારોની વૃષ્ટિ વર્ષાવશે એ વાર્તા નિશ્ચિત હોવાથી આપને ભયંકર સ્થિતિમા ત્યાગીને અમો ચાલ્યા જઇએ એ અમોને તો યોગ્ય નથી જણાતું. મારો આપને આગ્રહ છે કે આપ પણ અત્યારે અમારી સાથે ચાલો અને થોડા દિવસ મારી સાથે જ રહો જ્યારે આશા ભિલ્લને સંહારીને હું

આ પ્રદેશને સર્વથા નિર્ભય કરી નાખીશ એટલે પછી આપ આનંદથી પાછા અહીં આવીને રહેજો" કર્ણરાજે તે સિદ્ધ કાપાલિકને પોતાની સાથે આવવાનો આગ્રહ કરતા આ પ્રમાણેના વચનો ઉચ્ચાર્યાં

"ગુજરાતના નાથ, આપ મને મારા પોતાના ભાગ્યના આધારપર છોડી દ્યો અને મારી ચિન્તાને ત્યાગીને અહીંથી ચાલતા થઈ જાઓ. શત્રુ બહુ બહુ તો મારો શિરચ્છેદ કરી નાખશે એથી અધિક તેમનાથી શુ કરી શકાય તેમ છે વારૂ? હવે મારા જીવનના કેટલા દિવસ અવશિષ્ટ રહ્યા છે કે જેથી આ જીવનની રક્ષામાટે આટલી ચિન્તા અને આટલા પ્રયત્નની આવશ્યકતા હોય? મારી જીવનનૌકા તો હવે ભવસાગરના પરતીરપ્રાંતના નિકટમાં આવી લાગી છે એટલે મારી જે કાંઈ પણ દશા થવાની હોય તે થાય એની મને લેશમાત્ર પણ ભીતિ કે ચિન્તા છે જ નહિ આ સંસારમાં હું જે કાર્ય કરવાને આવ્યો હતો તે કાર્ય હું કરી ચૂક્યો હોવાથી હું આ ક્ષણે જ આ સંસારને સદાને માટે ત્યાગી જવાને તૈયાર છું. છતાં ધારો કે જો મારૂં જીવન અવિચલ રહેશે, તો હું નિરંતર આપના શુભ કાર્યોમા આપનો સહાયક થતો રહીશ મારી યોગસિદ્ધિથી આપ જે કાંઇ પણ લાભને મેળવવાની ઇચ્છા કરશો, તે લાભ આપને મળતો રહેશે અને આપની ઇચ્છા પૂર્ણ થશે" સિદ્ધ પુરુષે કર્ણરાજને પોતાના ઔદાર્યનો પરિચય કરાવીને તે યુવક સહિત ત્યાંથી પ્રયાણ કરી જવાનો માર્મિક આગ્રહ કરતાં આ ઉદ્ગારો કાઢયા

"આપની યોગસિદ્ધિ સમક્ષ આશા ભિલ્લની સર્વ શક્તિઓ નિરર્થક થઇ જશે એવો આપનો દૃઢ નિશ્ચય હોવાથી જ આપ આટલી સીમાપર્યન્ત નિર્ભય છો અને આપ મહાયોગી હોવાથી હવે હું પણ આપને અમારી સાથે આવવાનો અધિક આગ્રહ ન કરતા આપની આજ્ઞાને મસ્તકે ચઢાવીને આ યુવક સહિત અહીંથી આ ક્ષણે જ પ્રયાણ કરી જાઉં છુ પરંતુ મારી આટલી પ્રાર્થનાને અવશ્ય લક્ષમા રાખશો કે જ્યારે પણ મારા યોગ્ય કાર્ય હોય ત્યારે અવશ્ય મારૂં સ્મરણ કરીને અને મને સેવાનો પ્રસંગ પ્રાપ્ત કરાવીને કૃતાર્થ કરવાની ઉદારતા દર્શાવજો અને એક વાર પાટણમાં પધારીને પાટણની ભૂમિને પવિત્ર કરજો" કર્ણરાજે કૃતજ્ઞતાયુક્ત વિવેક દર્શાવ્યો

"જેવી ભગવતીની ઇચ્છા." સિદ્ધ પુરુષે કહ્યુ

કર્ણરાજ તથા તે યુવક તે સિદ્ધ પુરુષના ચરણોમાં મસ્તક નમાવીને અશ્વારૂઢ થયા અને ત્યાંથી પ્રસ્થાન કરીને ધોળકાના માર્ગમાં અગ્રેસર થવા લાગ્યા. કર્ણરાજ તથા તે યુવકના જવા પછી તે સિદ્ધ પુરુષ કાલિકાના મંદિરમા જઇને કાલિકાની મૂર્તિ સમક્ષ બેસી ધ્યાનમગ્ન થઇ ગયો મધ્યાહ્ન સમયે તેના ધ્યાનનો ભંગ થયો અને નેત્રોને ઉઘાડીને તેણે જોયું તો મંદિરના બાહ્ય ભાગમાં કેટલાક ભિલ્લો વાર્તાલાપ કરી રહ્યા હોય એવો તેને ભાસ થયો. તેણે મંદિરના દ્વારોને વાસી દીધેલા હોવાથી જ્યાં સૂધી તે દ્વારોને ઉઘાડવામા અથવા તોડી નાખવામાં ન આવે ત્યા સૂધી કોઇથી મંદિરમા પ્રવેશ કરી શકાય તેમ ન હોતું અને દ્વારોને તોડતાં બહુ સમય વીતી જવાનો સંભવ હોવાથી તે સિદ્ધ પુરુષે કાલિકાની મૂર્તિના અગ્ર ભાગમાની એક વિશાળ પાષાણશિલાને તેમાંની એક ગુપ્ત કડીને પકડીને ઉપાડી લીધી એટલે ત્યાં એક

માર્ગ દેખાયો. તે ભૂગર્ભના માર્ગમાં ઊતરીને તે સિદ્ધ પુરૂષે પાષાણશિલાને પાછી ઢાળી દીધી અને અંદરની સાંકળ ચઢાવી દીધી. સિદ્ધ પુરૂષ ભૂગર્ભમાં અદૃશ્ય થઇ ગયો.

જે ભિલ્લોના વાર્તાલાપને સિદ્ધ પુરૂષે સાભળ્યો હતો તે આશા ભિલ્લ તથા તેના અનુયાયી ભિલ્લોનો જ વાર્તાલાપ હતો, કારણ કે, તેઓ પલાયન કરી ગયેલા યુવકોને શોધવામાટે તેમ જ તે કાપાલિકને તેમના સમાચાર પૂછવા-માટે ત્યાં આવી લાગ્યા હતા જ્યારે બહુ વાર સુધી મંદિરનાં દ્વાર ન ઉઘડયાં ત્યારે તેમણે તે દ્વારોને તોડી નાખ્યાં, પરંતુ મંદિરના આભ્યંતર ભાગમાં પણ તે કાપાલિક તેમના જોવામાં ન આવવાથી તેઓ નિરાશ થઇ ગયા આશા ભિલ્લના કોપનો અવધિ થઇ ગયો. તે ક્રોધના પાવકથી ચરણથી મસ્તક પર્યન્ત બળીને ભસ્મીભૂત થવા લાગ્યો.

આશા ભિલ્લની સંગાથે અત્યારે તેના જે અનુયાયીઓ આવ્યા હતા તેમાના ચાર ભિલ્લ તો દુર્ગકારાગૃહના ભિલ્લ પ્રહરીઓ જ હતા અને બંદી યુવકો તેમની ચોકીમાથી જ છટકી ગયા હતા એટલે પ્રથમ તો આશા ભિલ્લનો કોપ તેમનાપર જ ઊતર્યો અને તે કોપના આવેગમા તેણે તે પ્રહરીઓને સંબો-ધીને ગર્જનાના સ્વરૂપમાં કહ્યું કે. "બાયલાઓ, જ્યારે આ કાલીના મંદિરમાં વસનો બુઢ્ઢો કાપાલિક દુર્ગમાં આવ્યો હતો તે વેળાયે જ તેનો બંદી યુવક સાથે મેળાપ કરાવી આપવાને બદલે તેને તલ્વારની ધાર તળે ઊતારી દીધો હોત, તો તે યુવકો પલાયન પણ ન કરી શકત અને તમોને પણ અકાળ મૃત્યુને વશ થવાનો પ્રસંગ પ્રાપ્ત ન થાત"

"ત્યારે શું, તમો અમોને મારી નાખવા માગો છો?" પ્રથમ પ્રહરીએ ભયભીત થઇને પૂછ્યું

"આ અપરાધનો મૃત્યુ વિના બીજો કોઈ દંડ છે જ નહિ." આશા ભિલ્લે એક પાષાણશિલાપર બેસીને ઉત્તર આપ્યું

"પરંતુ જો એ અપરાધ હોય, તો પણ એ અપરાધ જે પ્રહરી ગર્તામાં પડીને મરી ગયો છે તેનો જ અપરાધ છે અને તેને તેના અપરાધનો દંડ મળી ચૂકયો છે, કારણ કે, બંદી યુવક સાથે આ સ્થાનમા વસતા કાપાલિકનો મેળાપ કરાવી આપવાની ઉદારતા દર્શાવનાર તે જ હતો" દ્વિતીય પ્રહરીએ કહ્યું

"અને તે રાત્રિના ભયંકર ઝંઝાવાત તથા જલવૃષ્ટિથી દુર્ગની દીવાલો જ જ્યાં ધસી પડી હતી અને અમારી જીવનરક્ષા પણ અમોને અશક્ય દેખાતી હતી ત્યાં અમો બંદી યુવકોની સાર સંભાળ રાખવાને કયા જઇએ વારૂ?" તૃતીય પ્રહરીએ બીજો બચાવ રજૂ કર્યો

"અમારી આટલા વર્ષની સેવાઓનું અમોને આવું ફળ મળશે એવી શંકામાત્ર પણ અમારા હૃદયમા ઉદ્ભવી ન હોતી" ચતુર્થ પ્રહરીએ શોક દર્શાવ્યો.

"હજી પણ જો તે બુઢ્ઢા કાપાલિકને તથા પલાયન કરી ગયેલા બન્ને યુવ-કોને પકડીને આશાપલ્લીમાં મારા સમક્ષ હાજર કરવાની પ્રતિજ્ઞા તમો કરતા હો, તો તમોને જીવનદાન આપવાની અને તે ઉપરાત સારાં ઇનામોથી નવાજ-વાની ઉદારતા હું દર્શાવીશ" આશા ભિલ્લે કિંચિત્ શાંત થઇને કહ્યું

"અમો તેમને પકડીને તમારા સમક્ષ હાજર કરવાની પ્રતિજ્ઞા કરીએ છીએ" ચારે પ્રહરીઓએ એકત્ર સ્વરથી આશા ભિલ્લ સમક્ષ પ્રતિજ્ઞા કરી.

"ત્યારે જાઓ અને અત્યારથી જ તેમને શોધીને પકડી પાડવાના કાર્યમાં પ્રવૃત્ત થાઓ. હું હવે આશાપલ્લીની દિશામાં પ્રયાણ કરી જાઉ છું, કારણ કે, રાજા કર્ણરાજ ધોળકામાં પોતાના સૈન્ય સહિત છાવણી નાખીને પડેલો હોવાથી ત્યાંની સ્થિતિ ભયંકર છે અને તેથી ત્યાં મારી ઉપસ્થિતિની અતિશય આવશ્યકતા છે જે પ્રહરી ગર્તામાં પડીને મરી ગયો છે તેણે જો મને આગ્રહપૂર્વક અહીં ન બોલાવ્યો હોત, તો હુ અહી આવીને ત્રણ દિવસ આશાપલ્લીમાં ગયરહાજર રહેવાનું સાહસ કરત નહિ અસ્તુ હવે ગત વાર્તાનો શોક કરવો વ્યર્થ છે હુ મારા કાર્યમાં લાગું છુ અને તમો તમારા કાર્યમાં લાગી જાઓ." આશા ભિલ્લે તે પ્રહરીઓને તેમના કાર્યને આરંભવાની આજ્ઞા આપીને શોક દર્શાવ્યો

આશો ભિલ્લ અને તેના અનુયાયીઓ ગર્તાના બાહ્ય ભાગમા આવ્યા; કારણ કે, આશા ભિલ્લે પોતાના અશ્વને ત્યાં જ એક ભિલ્લને સંભાળવામાટે સોંપ્યો હતો તે સ્થાનમાં આશો ભિલ્લ આવ્યો તે જ સમયે બીજા બે ભિલ્લો સામેથી આવી લાગ્યા અને તેમાના એક ભિલ્લે આશા ભિલ્લને સંબોધીને કહ્યુ કે,

"ભિલ્લનાયક, ગુજરાતના રાજા કર્ણરાજ અને એક યુવક અશ્વારૂઢ થઇને જતા અમોને માર્ગમાં મળ્યા હતા અને અમોએ તેમને અટકાવવાનો પ્રયત્ન કર્યો હતો; પણ અમો ત્રણ ભિલ્લોમાના એક ભિલ્લને તે યુવકે મારી નાખવાથી અમો બન્ને ત્યાંથી જીવ લઇને નાસી છૂટયા છીએ."

"ત્યારે તો હુ પોતે જ તેમની પાછળ જાઉ છું. તમો ઊતાવળથી મારી પાછળ આવી પહોંચો" આશા ભિલ્લે કહ્યુ

આશા ભિલ્લે અશ્વારૂઢ થઇને પોતાના અશ્વને પૂર્ણ વેગથી ધોળકાના માર્ગમાં દોડાવવા માંડ્યો અને તેના અનુયાયી અન્ય ભિલ્લો પણ દ્રુત ગતિથી તે જ માર્ગમાં ચાલવા લાગ્યા

પ્રિય પાઠકો તથા પાઠિકાઓ, આશા ભિલ્લ તથા તેના ભિલ્લ અનુયાયીઓને કર્ણરાજ તથા તે યુવકની પાછળ દોડવા દઇને આશા ભિલ્લની અનુપસ્થિતિમાં આશાપલ્લીમા ઘટેલી એક વર્ણનીય ઘટનાના વર્ણનમા આપણે હવે પ્રવૃત્ત થઇશુ, કારણ કે, તે ઘટના પણ આ ઘટના પ્રમાણે જ આશા ભિલ્લના હૃદયમા વજ્રના આઘાત સમાન ભયાનક આઘાત કરનારી અને તેના અનિષ્ટ દિવસના આગમનને સૂચવનારી જ હતી

## પ્રકરણ ૧૦ મું

## સુદેષ્ણા અને દેવપ્રસાદ

જે દિવસે ગત પ્રકરણમા વર્ણવાયલી ઘટના ઘટી હતી તે જ દિવસે મધ્યરાત્રિના સમયમાં આશાપલ્લીથી અલ્પ અંતરપર વહન કરતી સાભ્રમતી નદીના પરતીર પ્રાંતમાંના એક વિશાળ વટવૃક્ષતળે પોતાના અશ્વને બાંધીને કિંચિદ્ દૂર

પડેલી એક પાષાણશિલાપર એક ક્ષત્રિય યુવક વિચારમગ્ન અવસ્થામાં બેઠો હતો. કેટલોક સમય વિચારમાં વીતાવ્યા પછી તે મનોગત કહેવા લાગ્યો કે:-

"આશા ભિલ્લની પોતાની પુત્રી પોતાના પિતાની વિરોધિની થઇને પરોપકાર તથા ધર્મરક્ષા કરવાને તૈયાર થાય એ સંભવનીય છે ખરૂં કે? ગુર્જરાધીશ કર્ણરાજને વિશ્વાસઘાતથી મારી નાખવામાટેનો આ પ્રપંચ આશા ભિલ્લે પોતે તો નહિ રચાવ્યો હોય? આજે મહારાજા કર્ણરાજ ધોળકામાં ન હોતા એ બહુ જ સારૂં થયું; નહિ તો તેઓ પોતે જ અત્યારે અહીં આવત અને કદાચિત્ આશા ભિલ્લના હસ્તથી તેમનું કાંઇ અશુભ પરિણામ થઇ જાત, તો અદ્યાપિ તેઓ પુત્રહીન હોવાથી આ રાજ્યશકટને ચલાવવાનો ભાર મારા સ્કંધપર જ આવી પડત. સુદેષ્ણાનું પત્ર મને મળ્યું અને હું જ અહીં આવી લાગ્યો છું એટલે જો આશા ભિલ્લના પ્રપંચનો ભોગ હું થઇ જાઉં તો તેની મને ચિન્તા નથી. ગુર્જરાધીશને પ્રભુ સો વર્ષનું આયુષ્ય અર્પે એ જ મારી મનકામના છે..."

તે યુવક આવા પ્રકારના વિચારમાં તલ્લીન થયેલો હતો એટલામાં કેટલાંક મનુષ્યોનો સમુદાય નદીને ઓળંગીને આવતો હોય એવો નદીના જળમાં ઉત્પન્ન થતા ધ્વનિથી તેને ભાસ થયો અને તેથી તેનું ધ્યાન તે મનુષ્યો પ્રતિ આકર્ષાતાં તેના એ વિચારોનો આટલેથી જ અંત આવી ગયો અલ્પ સમયમાં જ તે મનુષ્યોનો સમુદાય નદીના પટને ઓળંગીને તીરપ્રાંતમાં આવી લાગ્યો અને તે સમુદાયમાં ચાર સ્ત્રીઓ તથા ચાર પુરુષો મળીને એકંદર આઠ મનુષ્ય વ્યક્તિઓ હતી એમ શુભ્રચંદ્રિકાની સહાયતાથી તેના જોવામાં આવી ગયું. તે સમુદાયમાંની એક યુવતી અન્ય સ્ત્રીપુરુષોને એક અન્ય વૃક્ષતળે ઊભાં રાખીને જે વટવૃક્ષ પાસે પાષાણશિલાપર તે યુવક બેઠો હતો ત્યાં આવી લાગી અને આવતાંની સાથે જ તેણે તે યુવકને વિનયપૂર્વક પૂછ્યું કે -

"આપ શ્રીમાન્ ગુર્જરાધીશ કર્ણરાજ છો કે કોઇ અન્ય પુરુષ છો, તે કૃપા કરીને જણાવશો?"

"તમે આશા ભિલ્લનાં પુત્રી સુદેષ્ણા છો કે કોઇ અન્ય યુવતી છો?" તે યુવકે તે યુવતીના પ્રશ્નનું ઉત્તર આપવાને બદલે સામો પ્રશ્ન પૂછ્યો.

"જી હા, હું આશા ભિલ્લની પુત્રી સુદેષ્ણા પોતે જ છું." સુદેષ્ણાએ નિષ્કપટ ભાવથી ઉત્તર આપ્યું.

"તો મારે તમોને જણાવવું જોઇએ કે હું ગુર્જરાધીશ કર્ણરાજ પોતે નહિ, પણ ગુર્જરાધીશ કર્ણરાજનો સગો ભત્રીજો દેવપ્રસાદ છું અને મહારાજાધિરાજ કર્ણરાજ પોતે આજે અહીં આવી શકે તેમ ન હોવાથી તેઓ શ્રીમાનની આજ્ઞાથી અત્યારે અહીં મારે જ આવવું પડ્યું છે. મને મહારાજાધિરાજ કર્ણરાજનો પ્રતિનિધિ માની લ્યો અને જે કાંઈ પણ કહેવાનું હોય તે કોઇ પણ પ્રકારના સંકોચ વિના મને કહી દ્યો" તે યુવકે પોતાનો દેવપ્રસાદ તરીકે પરિચય કરાવ્યો.

"અમારા આશાપલ્લી ગ્રામની ધોળકામાં પરણેલી એક વૈશ્ય સ્ત્રીદ્વારા મેં જે પ્રાર્થનાપત્ર મોકલ્યું હતું તે પ્રાર્થનાપત્ર તો ગુર્જરાધીશે વાંચેલું હોવું જ જોઇએ" સુદેષ્ણાએ જિજ્ઞાસા દર્શાવી.

"તમારૂં તે પત્ર ગુર્જરાધીશે પણ વાંચ્યું છે અને મેં પણ વાંચ્યું છે. જો તે પત્ર ગુર્જરાધીશે ન વાંચ્યું હોત, તો તેઓ શ્રીમાન્ મને અત્યારે અહીં મોકલત શામાટે વારૂ?" દેવપ્રસાદે કહ્યું.

"તો મારા પત્રમાં જણાવ્યા પ્રમાણે આપ ધોળકાના ચાર વ્યાપારીઓ તથા ધોળકાની ત્રણ સ્ત્રીઓ કે જેમને મારા પિતા બન્દી કરીને લઇ આવ્યા છે તેમને અહીંથી લઇ જવામાટેનાં વાહન ઇત્યાદિ સાધનો લાવ્યા છો ખરા કે કેમ?" સુદેષ્ણાએ પૂછ્યું.

"તેમને અહીંથી સંભાળીને લઇ જવામાટે પાંચ શીઘ્રગામી ઊંટ અહીંથી અલ્પ અંતરપર આવેલી વૃક્ષરાજીમાં તૈયાર છે." દેવપ્રસાદે ઉત્તર આપ્યું.

"જો એમજ હોય, તો તે પુરુષો તથા તે સ્ત્રીઓ પણ અહીંથી પ્રયાણ કરી જવામાટે તૈયાર થઇને મારી સાથે આવ્યાં છે એટલે એમને સત્વર અહીંથી વિદાય કરી દ્યો કે જેથી ભયના કારણનું નિવારણ થઈ જાય અને મારૂં હૃદય નિશ્ચિન્ત થાય." સુદેષ્ણાએ તે સ્ત્રીપુરુષોને સત્વર વિદાય કરી દેવાની દેવપ્રસાદને સૂચના આપતાં મંજુલ ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા

"પરંતુ મારે તમારી સાથે કેટલોક વાર્તાલાપ કરવાનો છે." દેવપ્રસાદે કહ્યું

"પ્રથમ આ ભયના ભારને અહીંથી વિદાય કરી દ્યો અને ત્યાર પછી જો મારી સાથે વાર્તાલાપ કરવાની આપની ઇચ્છા હોય, તો આપ અહીં એકલા જ થોડીવાર રોકાઇ જાઓ; કારણ કે, આપ અશ્વારૂઢ થઇને અહીંથી મોડા નીકળશો, તો પણ ધોળકામાં વખતસર પહોંચી જશો" સુદેષ્ણાએ કહ્યું.

"જેવી તમારી ઇચ્છા; પરંતુ આ સ્ત્રીઓ તથા પુરુષોનો વેશ ભિલ્લો જેવો કેમ દેખાય છે વારૂ?" દેવપ્રસાદે સુદેષ્ણાની ઇચ્છાને સ્વીકારવા સાથે પોતાની એક શંકાને પણ દર્શાવી દીધી.

"વેષપરિવર્તન વિના એમને અહીં લાવી શકાય તેમ હતું જ નહિ; પરંતુ એમના પોતાનાં વસ્ત્રો એઓ સાથે લાવેલાં હોવાથી અહીં હવે પોતાનાં વસ્ત્રોને ધારી લેશે અને આ વસ્ત્રોને અહીં જ ત્યાગી દેશે." સુદેષ્ણાએ તેમના ભિલ્લવેશનું કારણ દર્શાવ્યું.

તે સ્ત્રીપુરુષોને સુદેષ્ણાએ પોતાનાં વસ્ત્રોને ધારવાની સૂચના આપી દીધી અને તેની સૂચના અનુસાર તેમણે પોતાનાં વસ્ત્રો ધારી લીધાં એટલે પછી દેવપ્રસાદે એક સીટી વગાડી સીટીનો અવાજ સાંભળતાં જ અલ્પ સમયમા ચાર શસ્ત્રધર સૈનિકો દેવપ્રસાદ સમક્ષ આવીને ઊભા રહ્યા અને તેમણે નમન કરીને પૂછ્યું કે: "શી આજ્ઞા છે, અન્નદાતા?"

"આ સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થોને ઊંટપર બેસાડીને ધોળકા વિદાય કરી દ્યો, તમારામાંથી બે સૈનિકો એમની સાથે જાઓ અને બે સૈનિકો મારી આજ્ઞાની પ્રતીક્ષામાં વૃક્ષરાજીમા જ બેસી રહો" દેવપ્રસાદે જે આજ્ઞા તેમને સંભળાવવાની હતી તે સંભળાવી દીધી.

"જેવી અન્નદાતાની આજ્ઞા." આ શબ્દોથી દેવપ્રસાદની આજ્ઞાને મસ્તકે ધારીને તે સૈનિકો ત્રણ સ્ત્રીઓ તથા ચાર પુરુષોને સાથે લઇને ત્યાંથી ચાલતા થઈ ગયા.

તે સ્ત્રીપુરુષો તથા સૈનિકોના જવા પછી દેવપ્રસાદે સુદેષ્ણાને પૂછ્યું કે: "ભિલ્લનન્દિની સુદેષ્ણા, આશાપલ્લીમાં તમારા પિતાની ત્રાસદાયક સત્તા વર્તમાન હોવા છતાં અને મારા સાંભળવા પ્રમાણે આશાપલ્લીમાંથી આવા બન્દિજનોનું પલાયન સર્વથા અશક્ય હોવા છતાં તમો તમારા પિતાનાં આ બન્દિજનોને કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના તમારા પત્રમાં લખ્યા પ્રમાણે વખતસર અહીં લાવી શક્યાં છો એથી જો મારા હૃદયમા આશ્ચર્ય થાય, તો તે સ્વાભાવિક જ છે તમો આ કાર્ય કેમ કરી શક્યાં તે કૃપા કરીને જણાવશો?"

"પ્રત્યેક મનુષ્યના કાર્યની તેની ભાવના અનુસાર સિદ્ધિ થાય છે અને પરમાત્માની જો મનુષ્યના અમુક કાર્યને સિદ્ધ કરવાની ઇચ્છા હોય છે તો તે કાર્યસિદ્ધિનાં તેવા સાધનો પણ તત્કાળ મેળવી આપે છે એવો એક નિયમ છે અને એ નિયમ ત્રિકાલાબાધ્ય તથા સત્ય છે એમ અત્યારના અનુભવથી મારા જાણવામા આવી ગયું છે; કારણ કે, ધોળકાનગરની પ્રતિષ્ઠિતા નારીઓપર કોઇ પણ પ્રકારનો અત્યાચાર ન થવો જોઇએ એવી મારી દૃઢ ભાવના હોવાથી જે દિવસે મારા પિતાએ તેમનાપર અત્યાચાર કરવાનો વિચાર કર્યો તે જ દિવસે તત્કાળ એક અગત્યના કાર્યમાટે તેમને આશાપલ્લીમાથી પાચ કે છ દિવસને માટે પ્રયાણ કરી જવાનો પ્રસગ અચાનક પ્રાપ્ત થયો અને તેથી તેમનાપર અત્યાચાર થવાનો પ્રસંગ ટળી જતાં મારી એ ભાવના સિદ્ધ થઇ. ત્યાર પછી એ નિર્દોષ સ્ત્રીપુરુષોને બન્ધનમુક્ત કરવાની ભાવનાનો મારા હૃદયમાં ઉદ્ભવ થતાં ગુર્જરેશ્વર કર્ણરાજને અહીં બોલાવવામાટેનુ પત્ર લખવાનો વિચાર મારા મનમાં આવ્યો અને પ્રભાતમા અમારા ગ્રામની એક વૈશ્ય કન્યા ધોળકે પોતાના શ્વસુરાલયમા જતી હોવાથી અને તે મારી બહેનપણી હોવાથી તેને મેં એક પત્ર આપ્યું અને તેણે મારું પત્ર ગુર્જરેશ્વરના હસ્તમાં યથાસમય પહોંચાડી દીધું આજનો દિવસ તે અમારી ગ્રામદેવતાના ઉત્સવનો દિવસ હોવાથી અને એ ઉત્સવના દિવસે અમારા ભિલ્લો એ ઉત્સવને ઊજવવામાટે તથા પોતાના આનન્દને દર્શાવવામાટે મદિરાનું અતિશય સેવન કરતા હોવાથી તેઓ અત્યંત મદિરાપાન કરીને તથા નાચી કૂદીને લોથ જેવા થઇને સૂઇ ગયા અને તેમની સ્ત્રીઓની પણ એવી જ દશા થઈ એટલે પ્રથમથી કરી રાખેલી વ્યવસ્થા પ્રમાણે એ ધોળકાનગરવાસી સ્ત્રીપુરુષોને ભિલ્લ સ્ત્રીઓ તથા ભિલ્લ પુરુષોના વસ્ત્રો પહેરાવીને હું કોઇ પણ પ્રકારના ભય વિના આ સ્થાનમા યથાસમય લઇ આવી; કારણ કે, જો મારો કાગળ ગુર્જરેશ્વરને મળશે, તો તેઓ પોતાના પ્રજાજનોના ઉદ્ધારમાટે મારા વચનમા વિશ્વાસ રાખીને અવશ્ય અત્યારે અહીં આવી લાગશે એવો મારો દૃઢ વિશ્વાસ હતો જો કે મારી માન્યતા અનુસાર ગુર્જરેશ્વર પોતે અહીં નથી પધાર્યા, છતાં તેમણે આપને અત્યારે અહીં મોકલી આપ્યા છે એટલે મારો એ વિશ્વાસ વ્યર્થ તો સિદ્ધ નથી જ થયો મારી ભાવના અનુસાર એ નિર્દોષ સ્ત્રીપુરુષોનો ઉદ્ધાર થઈ ગયો છે અને મારા કાર્યની નિર્વિઘ્ન સમાપ્તિ થઈ ગઈ છે" સુદેષ્ણાએ દેવપ્રસાદના પ્રશ્નનું સપૂર્ણ સમાધાનકારક સવિસ્તર ઉત્તર આપી દીધુ.

"પરન્તુ એ બન્દિજનોને તમોએ જ નસાડ્યા છે એ વાર્તા જ્યારે તમારા નિર્દય તથા અત્યાચારી પિતાના જાણવામા આવશે, ત્યારે તમો તેનાં સુત્રી

હોવા છતાં પણ તે તમારી કેવી દુર્દશા કરી નાખશે એનો તમોએ કાંઈ પણ વિચાર કર્યો છે ખરો છે?" દેવપ્રસાદે સુદેષ્ણાને એક ભાવિ ભયની સૂચના આપી.

"જેવી રીતે મારી અત્યાર સૂધીની સર્વ શુભ ઇચ્છાઓને ઈશ્વરે સફળ કરી બતાવી છે તેવી જ રીતે એ બંદિજનોને મે જ નસાડ્યાં છે એ વાર્તા મારા પિતાના જાણવામાં ન આવવી જોઇએ એવી જે મારી તીવ્ર ઇચ્છા છે તેને પણ પરમ કૃપાળુ અને સત્યનો બેલી પરમાત્મા અવશ્ય સફળ કરી બતાવશે એવી ઈશ્વરમાં મારી દૃઢ શ્રદ્ધા હોવાથી મારી દુર્દશા થવાની મારા હૃદયમાં લેશમાત્ર પણ ભીતિ છે જ નહિ." આ વાક્યના ઉચ્ચારથી સુદેષ્ણાએ પોતાની શ્રદ્ધાળુતા તથા આસ્તિકતાનો દેવપ્રસાદને સંપૂર્ણ સાક્ષાત્કાર કરાવી દીધો

"છતા કેટલીક વાર આ વિલક્ષણ સંસારમાં બને છે તેમ જો તમારા પિતૃગૃહમાં તમને પોતાની દુર્દશા થવાનો સંભવ દેખાય કિંવા તમારા શિરપર કોઈ અન્ય સંકટ આવી પડે, તો તે વેળાયે જે કોઈ પણ સ્થાનમાં ગુર્જરેશ્વર કર્ણરાજનો નિવાસ હોય તે સ્થાનમાં કોઇ પણપ્રકારના સંકોચ વિના તમો ચાલ્યાં આવજો અથવા જો ત્યા ન આવી શકાય તો મને એક સાધારણ સદેશ કહાવજો એટલે હું જ્યાં હોઇશ ત્યાંથી તત્કાળ તમારા ઉદ્ધારમાટે તમારી પાસે આવી પહોંચીશ. આજથી ગુર્જરેશ્વર કર્ણરાજ અને આ દેવપ્રસાદ તમારા હિતવાદી મિત્ર તથા નિરતર સહાયક છે એમ તમારે વિશ્વાસપૂર્વક માની લેવાનુ છે. તમો આ સસારમાં હવે સર્વથા નિસહાય તથા નિરાધાર નથી" દેવપ્રસાદે આ શબ્દોના ઉચ્ચારથી કૃતજ્ઞતા તથા ઉદારતાનો પરિચય કરાવ્યો.

"આપની આ અનુકપા તથા હિતવાદિતામાટે હુ આપનો અંતકરણપૂર્વક આભાર માનું છુ." સુદેષ્ણાએ લજ્જાથી લોચનોને નીચા ઢાળીને દેવપ્રસાદનો ઉપકાર માન્યો.

"ત્યારે હવે મને વિદાય થવાની આજ્ઞા છે?" દેવપ્રસાદે પ્રયાણ કરવાની ઇચ્છા દર્શાવી

"જો ઊતાવળ હોય તો આનન્દથી સિધારો" સુદેષ્ણાએ જાણે તે હજી પણ દેવપ્રસાદ સાથે વાર્તાલાપ કરવા ઇચ્છતી હોયની! તેવા ભાવથી આ વાક્ય ઉચ્ચાર્યુ

"ઊતાવળ તો કશીયે નથી; કારણ કે, મારો અશ્વ બહુ જ દ્રુતગામી હોવાથી અહીંથી નીકળ્યા પછી એક પ્રહર કરતાં પણ અલ્પ સમયમાં મને તે ધોળકાની સીમામાં પહોંચાડી દેશે હું તો તમોને વિલબ થાય છે એટલામાટે જ જવાની ઊતાવળ કરી રહ્યો છુ" દેવપ્રસાદે પણ જાણે તેને સુદેષ્ણાનો સમાગમ આનન્દજનક ભાસતો હોયની! તેવો જ ભાવ દર્શાવ્યો

"ત્યારે મારા વાર્તાલાપ તથા સહવાસથી આપને આનન્દનો કાંઇક અનુભવ થાય છે ખરો કે?" સુદેષ્ણાએ જાણે તેના હૃદયને વાંચી લીધું હોયની! તેવા ભાવને દર્શાવનારો સ્વાભાવિક પ્રશ્ન પૂછ્યો.

"મારા હૃદયનો આ ભેદ તમારા જાણવામાં કેવી રીતે આવ્યો વારૂ? આથી તો તમો મનુષ્યના હૃદયના અવ્યક્ત ભાવોને જાણવાની વિદ્યા પણ શીખેલા હો એમ સ્પષ્ટ જણાઈ આવે છે." દેવપ્રસાદ આશ્ચર્યદર્શક ભાવથી બોલ્યો.

"મનુષ્યના હૃદયના ગુપ્ત કિંવા અવ્યક્ત ભાવોને જાણવાની વિદ્યા બિદ્યા તો હું કાંઈ પણ શીખી નથી; પરંતુ સામાન્યત. જે મનુષ્યના વાર્તાલાપ તથા સાહચર્યથી આપણા હૃદયમાં આનન્દની લાગણી થતી હોય તે મનુષ્યના હૃદયમાં આપણા વાર્તાલાપ તથા સહવાસથી તેટલી કિંવા તેથી કિંચિદ્ ન્યૂનાધિક આનન્દની લાગણી અવશ્ય થવી જ જોઇએ એ મનોમનસાક્ષિત્વનો એક સામાન્ય નિયમ હોવાથી એ નિયમના આધારે જ મે આપને એ પ્રશ્ન પૂછ્યો હતો એટલે એથી આશ્ચર્યચકિત થવાનું અને મને યોગીશ્વરી માની લેવાનું કાંઈ પણ કારણ નથી" સુદેષ્ણાએ મનના ધર્મને વાણી દ્વારા વ્યક્ત કરી બતાવ્યો.

"તમારા આ ઉત્તરથી તો મારા વાર્તાલાપ તથા સમાગમથી તમારા હૃદયમા પણ આનન્દની લાગણી થાય છે એ વાર્તાને તમો માર્મિકતાથી સ્વીકારી લ્યો છો." દેવપ્રસાદે કહ્યુ.

"કદાચિત્ એમ હોય પણ ખરું" સુદેષ્ણાએ સ્ત્રીના સ્વભાવને અનુસરીને લજ્જાલુતાથી અનિશ્ચિત ઉત્તર આપ્યું

"જો એમ જ હોય, તો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આપણાં મનોના આ પરસ્પર આકર્ષણનુ કારણ શું હોવું જોઇએ?" દેવપ્રસાદે એક પ્રશ્ન ઉપસ્થિત કર્યો.

"એ અજ્ઞેય આકર્ષણના કારણને પ્રેમના ઇષ્ટદેવ રતિનાથ કુસુમાયુધ ભગવાન્ વિના અન્ય કોઇ પણ દેવ કિંવા મનુષ્ય જાણી શકે તેમ નથી" સુદેષ્ણાએ માર્મિકતાથી પ્રેમને એ આકર્ષણના કારણ તરીકે દર્શાવી દીધુ

આવી રીતે દેવપ્રસાદ તથા સુદેષ્ણાનો સંવાદ સ્નેહસંવાદના સ્વરૂપમાં પરિણત થવાની અણીપર આવી લાગ્યો એટલામાં આરાપલ્લી ગ્રામમાં ઢોલનો ભીષણ નાદ થવાથી અને તે નાદને ભિલ્લોના અમુક પ્રકારના ભયસૂચક નાદ તરીકે ઓળખી લેવાથી સુદેષ્ણાના મુખમંડળમા એક પ્રકારના ભય તથા નૈરાશ્યની છટા વ્યાપી ગઈ અને તેથી તેણે નિરાશાદર્શક એક દીર્ઘ નિઃશ્વાસ પણ નાખ્યો દેવપ્રસાદે ચંદ્રના પ્રકાશમાં સુદેષ્ણાના મુખમંડમાં થયેલા પરિવર્તનને જોઇ લીધુ અને તેની નિઃશ્વાસક્રિયા પણ તેના જોવામાં આવી ગઈ એટલે તે આતુરતાથી સુદેષ્ણાને પૂછવા લાગ્યો કેઃ-

"ભદ્રા ભિલ્લનન્દિની, આ ઢોલનો નાદ શા કારણથી થાય છે, તમારાં મુખમંડળમાં અચાનક આ મલિનતા શા કારણથી આવી ગઇ છે અને તમોએ નિઃશ્વાસ નાખ્યો તેનું શું કારણ છે, તે કૃપા કરીને દર્શાવશો? એ ઢોલના નાદ સાથે તો તમારા નિઃશ્વાસનો સંબંધ નથી ને?"

"ક્ષત્રિય વીર, અત્યાર સુધી મારી એવી માન્યતા હતી કે અમારા ગ્રામમા સર્વ ભિલ્લો અને સર્વ ભિલ્લીઓ મદિરાના મદમા સંજ્ઞાશૂન્ય થઇને પડેલા હોવાથી હું અહીંથી પાછી ત્યા પહોચીને કિંચિદ્ મદિરાપાન કરી સંજ્ઞાશૂન્ય અવસ્થામાં પડેલી હોવાનો કૃત્રિમ અભિનય કરી બતાવીશ એટલે બન્દિજનોને મેં નસાડ્યા છે એ વાર્તા કોઇના પણ જાણવામાં આવી શકશે નહિ અને તેથી મારા પિતાશ્રીનો કોપ મારા શિરપર નહિ જ ઊતરે પરંતુ આ ઢોલના ભીષણ નાદથી સ્પષ્ટ જણાઇ આવે છે કે ભિલ્લો જાગ્રત થઇ ગયા છે, માત્ર એટલું જ નહિ, પણ બન્દિજનોના પલાયન તથા મારી અનુપસ્થિતિનો ભેદ પણ તેમના જાણવામાં આવી ગયો છે, કારણ કે, જો એમ ન થયું હોય, તો

તેઓ આવા ભયસૂચક ભાવથી ઢોલ વગાડે જ નહિ મારા મનમાં તો એવી શંકા પણ થયા કરે છે કે કદાચિત્ મારા પિતાશ્રી અચાનક આવી પહોંચ્યા હશે અને તેમણે જ આ ઢોલ વગડાવ્યો હશે. બસ થઈ ચૂક્યું! મારા પિતાશ્રી આવ્યા હોય કે ન આવ્યા હોય, પરંતુ હવે જો હું અહીંથી પાછી આશાપલ્લીમાં જઇશ અથવા ભિલ્લો અહીં આવીને મને પકડી લેશે, તો મારા પિતાશ્રી હું તેમની પુત્રી હોવા છતા પણ અવશ્ય મારી હત્યા કરી નાખશે અને મારા મનની સર્વ આશાઓ મનમાં જ રહી જશે; કારણ કે, આશો ભિલ્લ પોતાના પુત્રને કિંવા પોતાની પુત્રીને પણ આવા અપરાધની ક્ષમા આપે એ સર્વથા અશકય તથા અસંભવનીય ઘટના છે" સુદેષ્ણાએ આવી રીતે પોતાની ભીતિ તથા નિરાશાનું કારણ દર્શાવીને દેવપ્રસાદને કહ્યું કે "વીર પુરુષ, મારી તો હવે જે દશા થવાની હશે તે થશે, પરંતુ હવે અલ્પ સમયમાં જ મને તથા બંદિજનોને પકડી પાડવામાટે, ધોળકાનો માર્ગ આ હોવાથી, અશ્વારોહી ભિલ્લોનો સમુદાય અવશ્ય અહીં આવી લાગશે અને જો આપ અહીં વિદ્યમાન હશો, તો મારા અપરાધની શિક્ષા આપને પણ ભોગવવી પડશે; એટલામાટે મારી આપને આગ્રહપૂર્વક એ જ પ્રાર્થના છે કે આપ અશ્વારૂઢ થઇને પોતાના સૈનિકો સહિત દ્રુત ગતિથી આ સ્થાનને ત્યાગીને પ્રયાણ કરી જાઓ અને ગુર્જરેશ્વરની સેવામાં ઉપસ્થિત થાઓ."

"નહિ, ભદ્ર યુવતી, તમોને આવી રીતે મૃત્યુના મુખમાં હડસેલીને મારા તુચ્છ જીવનની રક્ષામાટે મારાથી પલાયનનો આશ્રય લઈ શકાય તેમ નથી મારો તમોને એ જ આગ્રહ છે કે હવે તમો પોતાના કુટુંબના મોહને ત્યાગી દ્યો અને આ ક્ષણે જ મારી સાથે અહીંથી પલાયન કરી જવાને તૈયાર થઇ જાઓ; કારણ કે, જો તમો મારી સાથે જ આવશો, તો તમારા જીવનની રક્ષામાટે હું પલાયન કરીશ અને નહિ તો એ મદોન્મત્ત ભિલ્લોને મારી અસિધારાનો સ્વાદ ચખાડ્યા પછી તમારી સાથે હું પણ આનંદથી મૃત્યુને સ્વીકારી લઇશ એ મારી દૃઢ પ્રતિજ્ઞા છે." દેવપ્રસાદે સુદેષ્ણાને સાથે લીધા વિના ત્યાંથી પલાયન ન કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી.

"આપના જીવનની તુલનામાં હું મારા જીવનનું મૂલ્ય બહુ જ અલ્પ માનું છું" સુદેષ્ણાએ કહ્યું.

"અને તમારા જીવનની તુલનામાં હું મારા જીવનનું મૂલ્ય બહુ જ અલ્પ આકું છું" દેવપ્રસાદે પણ તેવો જ ભાવ દર્શાવ્યો.

"આપના આ હઠથી તો એ જ જણાય છે કે આપના જીવનની રક્ષામાટે પણ આપ બળાત્કારે મારા હસ્તથી પિતૃગૃહને ત્યાગવાનું પાતક કરાવશો" સુદેષ્ણાએ નયનોને નીચા ઢાળીને આ માર્મિક શબ્દો ઉચ્ચાર્યા.

"સુદેષ્ણા, તમારા પત્રમાં તમોએ પોતાને આશા ભિલ્લની કુમારી કન્યા તરીકે ઓળખાવેલા છે અને કુમારી કન્યાને એક દિવસ પિતૃગૃહનો ત્યાગ તો કરવો જ પડે છે, તો પછી આવા સબલ કારણથી પિતૃગૃહને આજે અને અત્યારે જ ત્યાગી દેવામાં પાતક શાનું છે એ હું સમજી શકતો નથી." દેવપ્રસાદે સુદેષ્ણાના વાદનો પ્રતિવાદ કર્યો.

"કુમારી કન્યાને એક દિવસ પિતૃગૃહનો અવશ્ય ત્યાગ કરવો પડે છે; પણ તે ક્યારે? જ્યારે કુમારી કન્યા વિવાહિતા થઇને શ્વસુરાલયમાં જાય છે ત્યારે. આ કાંઈ મારો શ્વસુરાલયમાં જવાનો અવસર નથી અને તેથી જ અત્યારના પિતૃગૃહત્યાગને હું પાતક માનું છું" સુદેષ્ણાએ દેવપ્રસાદના અભિપ્રાયના ખંડનનો પ્રયત્ન કર્યો.

"જે કન્યાનો પિતા અત્યાચારી તથા પાપાત્મા હોય છે તે કન્યાને કોઇવાર કુમારિકાવસ્થામાં જ પિતૃગૃહને સદાને માટે ત્યાગી દેવાનો પ્રસંગ પ્રાપ્ત થઈ જાય છે અને તે પણ વળી ધર્મની રક્ષામાટે જ. દેવી સંયુક્તા દિલ્લીશ્વર પૃથ્વીરાજ સાથે કુમારિકાવસ્થામાં જ પ્રયાણ કરી ગઇ હતી એ વાર્તા શું તમારા સાંભળવામાં નથી આવી?" દેવપ્રસાદે પુનઃ સુદેષ્ણાના વિચારને ફેરવી નાખવાનો ઉદ્યોગ આરંભ્યો

"જો એમ જોવા બેસીએ તો તો રુક્મિણીહરણ, સુભદ્રાહરણ તથા ઉષાહરણ આદિ દૃષ્ટાંતો પણ પુરાણોમાં વિદ્યમાન છે, પરંતુ આપ મને વરવાની તીવ્ર ઇચ્છાથી શ્રીકૃષ્ણ, અર્જુન, અનિરુદ્ધ તથા પૃથ્વીરાજ ચોહાણ પ્રમાણે મારું હરણ કરવાને નથી આવ્યા એ આપે ભૂલી જવાનું નથી" સુદેષ્ણાએ તે પૌરાણિક તથા ઐતિહાસિક ઘટનાઓ અને આજની ઘટનામાં રહેલા ભેદનો સ્પષ્ટ શબ્દોમાં પ્રકાશ કરી દીધો

દેવપ્રસાદ કાંઇક વિચારમાં પડી ગયો અને તત્કાળ કાંઈ બોલી ન શક્યો એટલામાં સાભ્રમતી નદીના આશાપલ્લીની દિશામાના તીરપ્રાંતમાંથી કેટલાક અશ્વારોહી ભિલ્લો સરિતાના પટમાં ઊતરતા દેખાયા અને તેમને જોઇને દેવપ્રસાદે સુદેષ્ણાને કહ્યું કે.—

"સુદેષ્ણા, તમારી ધારણા સત્ય સિદ્ધ થઈ છે; અશ્વારોહી ભિલ્લો નિકટમાં આવી લાગ્યા છે અને તેથી આ ક્ષણમાટે કાં તો જીવનરક્ષામાટે આપણે અહીંથી આ ક્ષણે જ પલાયન કરી જવું અને કાં તો એમની સાથે લડીને અકારણ મરી જવું એ બે માર્ગો જ અવશિષ્ટ રહ્યા છે. ત્યારે કહો કે હવે તમારો આ અણીની વેળાયે ક્યા માર્ગને સ્વીકારવાનો નિર્ધાર છે? કારણ કે, હવે દીર્ઘ વિચારમા વીતાડવા જેટલા વિપુલ સમય આપણી પાસે નથી. જે નિશ્ચય કરવાનો હોય તે આ ક્ષણે જ કરી નાખવો જોઇએ"

"ત્યારે આપ મને સાથે લીધા વિના અહીંથી વિદાય નથી જ થવાના?" સુદેષ્ણાએ પુનઃ દેવપ્રસાદના હૃદયની પરીક્ષા લેવાના આશયથી પૂછ્યું

"મારો એ નિશ્ચય તો મે તમોને પ્રથમથી જ જણાવી દીધો છે એટલે હવે આવા નિરર્થક પ્રશ્નો પૂછવામાં વેળાનો વ્યય ન કરો. જુઓ, આપણા શત્રુઓ સરિતાના મધ્યભાગ પર્યન્ત તો પહોચી આવ્યા છે." દેવપ્રસાદે કહ્યું

"અસ્તુ: આપની ઇચ્છા સફળ થાઓ મેં જ આપને અહીં બોલાવેલા હોવાથી મારામાટે આપના અમૂલ્ય જીવનની હાનિ થાય એ મારાથી જોઈ શકાય તેમ નથી અને તેથી હવે પિતૃગૃહનો શાશ્વત ત્યાગ કરીને આપની સાથે પલાયન કર્યા વિના મારો અન્ય કોઈ ઉપાય છે જ નહિ દેવી સંયુક્તાની કૃતિની પુનરાવૃત્તિ આજે મારે કરવી જ પડશે" એમ કહીને સુદેષ્ણાએ નિરુપાય થઇને દેવપ્રસાદ સાથે પલાયન કરવાની સંમતિ દર્શાવી દીધી.

"ચાલો, ત્યારે ઉતાવળથી ચાલો" આ શબ્દો ઉચ્ચારીને દેવપ્રસાદ વૃક્ષરાજીની દિશામાં ચાલવા લાગ્યો અને સુદેષ્ણા પણ તેની અનુગામિની થઈ ગઈ

વૃક્ષરાજીમાં દેવપ્રસાદની પ્રતીક્ષા કરતા જે બે સૈનિકો ઊભા હતા તેમને સંબોધીને દેવપ્રસાદે કહ્યું કે: "મારા વીર સૈનિકો, ભિલ્લો નદીના મધ્યભાગમાં આવી લાગ્યા છે હુ આ ભિલ્લ કુમારિકાને મારા અશ્વપર મારી સાથે બેસાડીને આપણા માર્ગમા અગ્રેસર થાઉં છું તમો પોતાના અશ્વોને મારા અશ્વથી એક ક્ષેત્ર જેટલા અંતરે દોડાવજો અને સાવધાન રહેજો" સૈનિકોને આ આજ્ઞા આપીને પોતાના અશ્વપર પ્રથમ તેણે સુદેષ્ણાને બેસાડી દીધી અને ત્યાર પછી પોતે પણ અશ્વારૂઢ થઇને વૃક્ષરાજીમાંથી બહિર્ગત થવા પછી દ્રુતગામી અશ્વને વેગપૂર્વક દોડાવવાનો આરંભ કરી દીધો. તેના સૈનિકો પણ અશ્વારૂઢ થઇને તેની પાછળ તે જ માર્ગમાં પોતાના અશ્વોને દોડાવવા લાગ્યા.

દેવપ્રસાદ તથા સુદેષ્ણાના પલાયન પછી અલ્પ સમયમાં જ અશ્વારૂઢ ભિલ્લો જે સ્થાનમા દેવપ્રસાદ તથા સુદેષ્ણા વાર્તાલાપ કરતા બેઠા હતાં તે સ્થાનમાં આવી લાગ્યા અહીં જણાવવાની આવશ્યકતા છે કે સુદેષ્ણા ધોળકાના નિર્દોષ સ્ત્રીપુરુષોને બંધનમુક્ત કરીને દેવપ્રસાદ પાસે લઈ આવી હતી ત્યાર પછી આશો ભિલ્લ અચાનક આશાપલ્લીમાં આવી પહોચ્યો હતો અને તેથી એ ભિલ્લોના સમુદાયમા આશો ભિલ્લ પણ વિદ્યમાન હતો. એ સ્થાનમાં આવીને અશ્વારોહી આશા ભિલ્લે પોતાના અશ્વારોહી ભિલ્લ બાણાવળીઓને સંબોધીને કહ્યુ કે:-

"મારા ભિલ્લ બાંધવો, હું ધારું છું કે આજકાલ મારી ભાગ્યદેવતાએ કાંઇક પલ્ટો ખાધો છે, કારણ કે, જો એમ ન હોય, તો દુર્ગમાના બંદી યુવકો આબાદ છટકી ન જાય, મારી પોતાની પુત્રી મારી વિરોધિની ન થાય અને મારા પોતાના ગૃહમાં જે સ્ત્રીપુરુષોને બંદી કરીને રાખવામા આવ્યાં હતાં તેમને બંધનમુક્ત કરીને મારી પુત્રી પણ મને ત્યાગી ન જાય પરંતુ ચિન્તા નહિ; જો ભાગ્યદેવતા મારી વિરોધિની થઈ છે, તો હુ ભાગ્યદેવતા સાથે પણ યુદ્ધ કરીશ અને બળાત્કારે મારી ભાગ્યદેવતાને મારી પક્ષપાતિની બનાવીશ જે મનુષ્યો ભાગ્યને મહત્ત્વ આપીને પોતાના પરાક્રમયુક્ત પ્રયત્નોને શિથિલ થવા દે છે તેઓ મૂર્ખ છે, મૂઢ છે, અજ્ઞ છે અને પાગલ છે, કારણ કે, જો વાસ્તવિકતાથી જોવામા આવે, તો આપણે આપણા પોતાના કર્મ કિંવા અકર્મથી જ ઊર્ધ્વગતિ કિંવા અધોગતિને પ્રાપ્ત થઇએ છીએ આજે બે દિવસથી હું જળપાન ઉપર જ રહ્યો છું અને અત્યારે પણ આવો પ્રસંગ પ્રાપ્ત થયો છે છતા હું હતાશ થતો નથી એ લોકો પગે ચાલતાં જ અહીંથી ગયા હશે એટલે આપણે એમને હમણાં જ પકડી પાડીશું ચલાવો, અશ્વોને સત્વર ચલાવો."

"અમો અમારા નાયકની આજ્ઞાને આધીન છીએ" લગભગ પચીસ અશ્વારોહી ભિલ્લોએ આધીનતાદર્શક એકત્ર સ્વરથી આ શબ્દો ઉચ્ચાર્યા.

આશો ભિલ્લ પોતાના અશ્વને ચલાવવાની તૈયારીમા હતો એટલામાં અચાનક આશાપલ્લી પાસેના એક અન્ય ગ્રામના બે રબારીઓ ત્યા આવી લાગ્યા અને આશો ભિલ્લ તેમને ઓળખતો હોવાથી તેમનામાના એક પ્રૌઢ વયના રબારીને સંબોધીને પૂછવા લાગ્યો કે:-

"રામસિંહ, અત્યારે તમો ક્યાંથી આવો છો?"

"ધોળકેથી માબાપ!" રામસિંહે ઉત્તર આપ્યું

"માર્ગમાં ચાર સ્ત્રીઓ અને ત્રણ પુરુષો ધોળકાની દિશામાં જતા તમોને મળ્યાં હતા ખરા કે?" આશા ભિલ્લે પૂછ્યું

"પ્રથમ અમોને પાંચ ઉંટ મળ્યા હતા તે ઉંટોમાંના ત્રણ ઉંટોપર એક્કેકી બાયડી અને એક્કેકો ભાયડો બેઠા હતા અને બે ઉંટોપર તો ચાર ચાર બાયડા ચઢી બેઠા હતા ઉંટોને તેઓ હવાની પેઠમ દોડાવતાં જતા હતાં એટલે અત્યારે તો તેઓ ધોળકે પહોંચી પણ ગયા હશે." રામસિંહ રબારીએ સમાચાર સંભળાવ્યા.

"બીજું તમોને માર્ગમાં કોઈ પણ નથી મળ્યું?" આશા ભિલ્લે પુનઃ ગંભીર સ્વરથી પૂછ્યું

"આ હમણા જ ત્રણ ઘોડેસવારો મળ્યા હતા તેમાંના એક ઘોડેસવારે પોતાના ઘોડાપર પોતાના આગળના ભાગમાં એક જવાન બાયડીને બેસાડેલી હતી અને તે પોતાના ઘોડાને એટલા તો વેગથી દોડાવતો જતો હતો કે ન પૂછો વાત. તેની પાછળ કેટલાક અંતરપર બીજા બે ઘોડેસવારો એવી જ રીતે પોતાના ઘોડાને દોડાવતા ચાલ્યા જતા હતા" રામસિંહ રબારીએ ત્રણ ઘોડેસવારોની વાર્તા કહી સંભળાવી

"ત્યારે કોઈ પગેપાળા માણસો તો મળ્યા જ નથી ને?" આશા ભિલ્લે પોતાની શંકાનું નિવારણ કરી લેવાના આશયથી પૂછ્યું

"જી, બિલકુલ નહિ." રામસિંહે નકારદર્શક ઉત્તર આપ્યું

"વારુ ત્યારે તમારે જવું હોય, તો જાઓ" આશા ભિલ્લે તે રબારીઓને જવાની આજ્ઞા આપી દીધી.

રબારીઓના જવા પછી આશા ભિલ્લે બોલવા માડ્યું કે "અવશ્ય કાંઈ પણ પ્રપંચ રચાયો છે અને સુદેષ્ણાને આપણા શત્રુઓની સહાયતા મળી છે એમ આ સમાચારથી સ્પષ્ટ જણાઈ આવે છે જે સ્ત્રીઓ તથા પુરુષો ઉંટોપર બેસીને જતા આ રબારીઓના જોવામાં આવ્યા હતાં તેઓ ધોળકામાંથી આપણે જેમને પકડી લાવ્યા હતા તે સ્ત્રીપુરુષો અને ઉંટોના રક્ષકો જ હોવા જોઇએ અને ત્યાર પછી કોઈ અશ્વારોહી મનુષ્ય સાથે પલાયન કરનારી સ્ત્રી સુદેષ્ણા જ હોવી જોઇએ એવું અનુમાન કરી શકાય છે ઉંટોપર ગયેલાં સ્ત્રીપુરુષો તો બહુધા ધોળકામાં પહોંચી ગયાં હશે એટલે તેઓ આપણા હાથમાં આવે તેમ નથી; પરન્તુ સુદેષ્ણાને તો આપણે તેના સહાયકો સહિત અવશ્ય પકડી પાડીશું; કારણ કે, આપણા અશ્વો પણ કાંઈ જેવા તેવા નથી જો સુદેષ્ણા મારા હાથમાં આવી જાય, તો તે જ આ વિઘ્નચક્રને ચલાવનારી હોવાથી તેને તો હું રીબાવી રીબાવીને મારીશ અને તેના મસ્તકને આશાપલ્લીના ઝાંપામાં લટકાવીને લોકોને બતાવી આપીશ કે આશો ભિલ્લ પોતાની પુત્રીને પણ તેના આવા અપરાધની ક્ષમા નથી આપતો દોડાવો, તમારા અશ્વોને વેગથી દોડાવો"

આશા ભિલ્લ તથા તેના સાથીઓ પોતાના અશ્વોને વાયુના વેગથી દોડાવતા ધોળકાના માર્ગમાં અગ્રેસર થવા લાગ્યા



# પ્રકરણ ૧૧ મું

## આનન્દ અને યુદ્ધઘોષણા

સુદેષ્ણાને પોતાની સાથે પોતાના અશ્વપર બેસાડીને વૃક્ષરાજીને ઓળગ્યા પછી દેવપ્રસાદે પોતાના અશ્વને એડી મારતાં જ તે ધનુષ્યમાંથી છૂટેલા બાણ પ્રમાણે મહાવેગથી વાયુ સાથે વાર્તાલાપ કરતો જાણે ઉડતો હોયની ! તેવી રીતે દોડવા લાગ્યો અને જે વેળાયે તે સુદેષ્ણાસહિત કેટલાક સમય પૂર્વે રવાના કરેલા ઊંટોના સમુદાયની લગોલગ આવી લાગ્યો તે વેળાયે તે ઊંટો અર્ધથી કિંચિદ્ વિશેષ માર્ગ કાપી આવ્યા હતા એ સ્થાનમાં પચાસ સશસ્ત્ર સૈનિકોની ચોકી હોવાથી દેવપ્રસાદે ઊંટોને પણ થોભાવ્યા અને પોતાના અશ્વને પણ ઊભો રાખીને જેવી રીતે ધોળકાની ત્રણ નાગરિકાઓને ઊંટપર બેસાડી હતી તેવી જ રીતે સુદેષ્ણાને પણ એક ઊંટપર બેસાડી દીધી એટલે ચાર ઊંટ તો તે ચાર પુરુષ, ત્રણ સ્ત્રીઓ તથા સુદેષ્ણા મળીને આઠ વ્યક્તિઓવડે રોકાઈ ગયા અને તેથી એક ઊંટપર ઊંટોના બે રક્ષકો આરૂઢ થઈ ગયા. ઊંટોપર જે વધારે મનુષ્યો બેઠા હતા તેમને ત્યાં ઊતારી લેવામાં આવ્યા અને ત્યાર પછી દેવપ્રસાદે ઊંટપર આરૂઢ થયેલા રક્ષકોને સંબોધીને કહ્યું કે: "વીર પુરુષો, ગુર્જરેશ્વરની આ અમાનતને લઇને ચાલતા થાઓ અને એમને સુરક્ષિતતાથી ધોળકા નગરમાં પહોંચાડી દ્યો, અમો પણ અલ્પ સમયમાં જ તમારી પાછળ આવી લાગીએ છીએ. અહીં હું થોડી વાર રોકાઉં છું તેનું કારણ એ છે કે આશાપલ્લીમાંથી આપણને પકડી પાડવામાટે ભિલ્લોનો એક સમુદાય નીકળી ચૂકયો છે તે અવશ્ય આ સ્થાનમા આવી લાગશે એટલે જો તે ભિલ્લસમુદાય અહીં આવી લાગે, તો તેનો કેવા પ્રકારે સત્કાર કરવો એમાટેની મારે અહીના વીર સૈનિકોને કેટલીક સૂચનાઓ આપવાની છે."

"આપ આનંદથી જે વ્યવસ્થા કરવાની હોય તે કરો. આ અમાનતની આપ લેશમાત્ર પણ ચિન્તા ન રાખશો" આ પ્રમાણે કહીને તે રક્ષકોએ પોતાના ઊંટને આગળ ચલાવ્યો અને બાકીના ચાર ઊંટો તે ઊંટની પાછળ પાછળ ચાલવા લાગ્યા.

તેઓ વિદાય થઈ ગયા પછી થોડી વારમાં દેવપ્રસાદના તેનાથી પાછળ રહી ગયેલા બે સૈનિકો ત્યાં આવી લાગ્યા અને તેઓ દેવપ્રસાદને ત્યાં રોકાયલો જોઇને કહેવા લાગ્યા કે. "વીરશિરોમણિ, અમારા અશ્વો આપના અશ્વ સમાન દ્રુતગામી ન હોવાથી અમો પાછળ રહી ગયા હતા અને તેથી કેટલાક અશ્વારોહી ભિલ્લો આ દિશામા આવતા હોવા જોઇએ એવી તેમના અશ્વોના ચરણધ્વનિથી અમો કલ્પના કરી શકયા છીએ જો તેઓ અહીં આવી લાગશે, તો અલ્પ સમયમા જ તેમની સાથે આપણે યુદ્ધ કરવુ પડશે એટલામાટે તૈયાર થઈ રહેવું એ વધારે સારૂ છે"

"આ વાર્તા મારા જાણવામાં હોવાથી જ હું આ સ્થાનમાં રોકાયો છું, એટલે ચિંતાને હૃદયમાં સ્થાન આપવાનુ કાંઈ પણ કારણ નથી; જો આપણા સૈનિકો આ પાસેના ટેકરાપર ચઢીને તેમની સાથે લઢશે, તો તેમનામાંનો એક પણ મનુષ્ય જીવતો પાછો જઈ શકશે નહિ. તેઓ બાણાવળી છે તો આપણા

સૈનિકો પણ કાંઈ ઓછા ખાણુવળી નથી." દેવપ્રસાદે તે સૈનિકોને ઉત્તર આપતાં તે સ્થાનમાંના સૈનિકોના ઉત્સાહને વધારવાનો પણ પ્રયત્ન કર્યો.

દેવપ્રસાદના આ ઉદ્ગારોને સાંભળીને તે સ્થાનમાં વસતા પચાસ સૈનિકોના વૃદ્ધ નાયકે અગ્રભાગમાં આવીને કહ્યું કે "મહાનુભાવ, અમો પચાસ સૈનિકો હોવા છતાં પાંચસો ભિલ્લોને સંહારી નાખવાનું સામર્થ્ય ધરાવીએ છીએ એટલે આપ ચિંતાને ત્યાગીને આનંદથી ધોળકા નગર પ્રતિ પ્રયાણ કરી જાઓ. અહીંની રક્ષાના ઉત્તરદાતા અમો છીએ"

"હું તમારા જેવા વૃદ્ધ વીર નરના મુખથી આવા જ ઉદ્ગારોને સાંભળવાની આશા રાખતો હતો. મારે કેટલાંક અગત્યના કાર્યો ધોળકામાં કરવાનાં હોવાથી હું જો કે પ્રયાણ કરું છું; પરંતુ જો એ ભિલ્લસમુદાય અહીં આવે અને તે સમુદાયમાં આશો ભિલ્લ પોતે પણ હોય, તો તેને જણાવી દેજો કે 'તારી પુત્રી સુદેષ્ણા ધોળકામાં ગુર્જરેશ્વરની છાયામા સુરક્ષિત હોવાથી તું તેને અન્યત્ર ક્યાંય પણ શોધવાનો વ્યર્થ પ્રયત્ન કરીશ નહિ' જો આશો ભિલ્લ પોતે ન હોય, તો તેના કોઈ પણ ભિલ્લ અનુયાયીને આ સંદેશ આશા ભિલ્લને પહોંચાડવાનું કાર્ય સોંપી દેજો" તે વૃદ્ધ નાયકને આ પ્રમાણેની સૂચના આપીને દેવપ્રસાદ પુન પોતાના અશ્વપર આરૂઢ થઈને પોતાના બે અંગરક્ષક સૈનિકો સહિત ત્યાંથી ધોળકાની દિશામાં પ્રયાણ કરી ગયો

વૃદ્ધ નાયકે પોતાના સૈનિકોને ટેકરાપર ચઢાવીને ભિલ્લોના સંહારમાટે સજ્જ કરી રાખ્યા અને તે પોતે ભિલ્લોના આગમનના માર્ગમાં દૃષ્ટિને સ્થિર રાખીને બેસી રહ્યો પરંતુ બહુ સમય વીતી જવા છતા અને વિશ્વમા ઉષઃકાલિક મંદ પ્રકાશનો વિસ્તાર થવા છતાં તે સ્થાનમાં ભિલ્લસમુદાયનુ આગમન ન થયું એટલે ત્યાના રાજસૈનિકોના તે વૃદ્ધ નાયકે એવુ અનુમાન કરી લીધું કે "જે ભિલ્લસમુદાયના આગમનની શંકા હતી તે ભિલ્લસમુદાયમાં આશો ભિલ્લ પોતે કદાચિત્ વિદ્યમાન નહિ હોય અને તેથી અન્ય ભિલ્લોએ તેમની પોતાની સંખ્યા અલ્પ હોવાથી તેમ જ આ સ્થાનમાં રહેતા સૈનિકોની સંખ્યા તથા વીરતાને તેઓ જાણતા હોવાથી આ સ્થાનમા આવીને યુદ્ધ કરવાનું અને પોતાના પ્રાણોનુ અકારણ બલિદાન આપવાનુ યોગ્ય નહિ ધાર્યું હોય; નહિ તો અત્યાર સુધી તો તેઓ ક્યારનાય અહીં આવી લાગ્યા હોત અને યુદ્ધનો આરમ્ભ ક્યારનોય થઈ ચૂક્યો હોત. હવે અત્યારે એ ભિલ્લસમુદાયના આગમનનો લેશમાત્ર પણ સંભવ નથી" પરંતુ ભિલ્લસમુદાયના અનાગમનનું વાસ્તવિક કારણ તે વૃદ્ધ નાયકની ધારણાથી સર્વથા ભિન્ન હતુ અને તે એ કે આશો ભિલ્લ લુટારો હોવા છતા બુદ્ધિમાન્ હોવાથી લગભગ ચાર ગાઉ જેટલો પંથ કાપી આવ્યા છતાં તે જેમની પૂંઠે પડ્યો હતો તે મનુષ્યો તેના જોવામા ન આવ્યાથી તેણે જાણી લીધુ કે "હવે એ લોકો મારા હસ્તમા આવે તેમ નથી એટલે હવે અત્યારે જ એમની પૂંઠે પડવુ સર્વથા નિરર્થક છે, કારણ કે, એથી મારા મનુષ્યોની અકારણ હાનિ થવાનો સંભવ છે. ચિન્તા નહિ, આવતી કાલે સુદેષ્ણાને તો કોઈ પણ ઉપાયે આશાપલ્લીમાં પાછી લઈ આવવાનો અને જાતિદ્રોહ તથા પિતૃદ્રોહ આદિ તેના અપરાધોની તેને યોગ્ય શિક્ષા આપવાનો પ્રબંધ હું કરીશ. અન્ય બંદિજનો પાછા મારા હાથમા આવે કે ન આવે એની મારા હૃદયમાં

એટલી બધી ચિન્તા નથી" આવી ધારણાથી ચાર ગાઉ પર્યંત આવ્યા પછી પોતાના ભિલ્લ સૈનિકો સહિત તે પાછો વળી ગયો હતો. માર્ગરક્ષક સૈનિકો સાથે યુદ્ધ થાય તો તે યુદ્ધ કરવાને તો તૈયાર હતો; પરંતુ યુદ્ધ કરવા છતાં કાર્ય સફળ થવાની આશા ન હોવાથી અકારણ યુદ્ધ કરવાનું તેણે ઉચિત ધાર્યું ન હોતું અસ્તુ. જે વેળાયે માર્ગરક્ષક રાજસૈનિકોનો વૃદ્ધ નાયક ભિલ્લો સાથેના યુદ્ધની ચિન્તાથી મુક્ત થયો હતો તેજ વેળાયે આશાપલ્લીમાથી પલાયન કરી ગયેલાં મનુષ્યો તથા દેવપ્રસાદ આદિ ધોળકાના દુર્ગદ્વાર સમક્ષ નિર્વિઘ્ન જઈ પહોંચ્યાં હતાં એટલે આપણે પણ હવે ત્યાં ઘટેલી ઘટનાના અવલોકનમાટે અત્યારે ત્યાજ પહોંચી જવાનુ છે.

ઉષ:કાલિક મંદ પ્રકાશનો જો કે વિશ્વમાં વિસ્તાર થઈ ગયો હતો, તથાપિ ધોળકાનગરનાં દુર્ગદ્વારો હજી ઉઘડ્યાં ન હોતાં, એટલે આશાપલ્લીથી પલાયન કરી આવેલાં સ્ત્રીપુરુષો તથા ઉટના રક્ષકો ઉટોને ઝુકાવીને નીચે ઉતરી દુર્ગદ્વારો ઉઘડવાની પ્રતીક્ષામા ઉભાં હતાં એટલામાં અશ્વારોહી દેવપ્રસાદ પોતાના બે અશ્વારોહી સૈનિકો સહિત ત્યાં આવી લાગ્યો અને તે દ્વારપાલને અમુક સાંકેતિક આજ્ઞા કરીને દુર્ગદ્વારને ઉઘડાવવાની તૈયારી કરી રહ્યો હતો એટલામા ચાર અશ્વારોહી પુરુષોને દુર્ગદ્વારની દિશામાં આવતા તેણે જોયા. તેઓ શત્રુ હતા કે મિત્ર હતા એનો જો કે અધુક પ્રકાશમાં તેનાથી યથાર્થ નિશ્ચય ન કરી શકાયો, તથાપિ લેશમાત્ર પણ ભયભીત ન થતાં જો તેઓ શત્રુજ હોય અને આક્રમણ કરવાની ઇચ્છાથી આવ્યા હોય, તો તેમના આઘાતનુ પ્રત્યાઘાતથી ઉત્તર આપવામાટે તે પોતાના સૈનિકો સહિત કટિબદ્ધ થઇને ઉભો રહ્યો. પરંતુ અશ્વારોહી પુરુષો નિકટમાં આવી લાગતા અગ્રભાગમાં ચાલતા અશ્વ તથા તેના આરોહીને દેવપ્રસાદે તત્કાળ ઓળખી લીધા અને તેથી તે અશ્વારોહીનુ અભિવાદન કરતો કહેવા લાગ્યો કે:-

"ગુર્જરેશ્વર કર્ણદેવ મહારાજનો જયજયકાર હો. અત્યારની વિલક્ષણ પરિસ્થિતિમાં આપ ન્યાયમૂર્તિનુ આગમન થશે અને આપ ધર્માવતારના દર્શન સાથે એક શુભ સવાદ સંભળાવવાનો અવસર મને અત્યારેજ આવી મળશે એવી મને સ્વપ્નમા પણ આશા ન હોતી"

"વત્સ દેવપ્રસાદ, જે બે વીર યુવકોને બધનમુક્ત કરવામાટે હું ગુપ્ત ભાવથી પ્રયાણ કરી ગયો હતો તે ઉભય યુવકોને પરમાત્માની કૃપાથી બંધનમુક્ત કરીને મારી સાથે લઈ આવ્યો છુ અને તે બન્ને યુવકો આ છે." આ ઉદ્‌ગાર કાઢીને અશ્વારોહી કર્ણરાજે પોતાની સાથે આવેલા તે ઉભય વીર યુવકોનો દેવપ્રસાદને પરિચય કરાવ્યો.

"અને અહીના જે ચાર ધનાઢ્ય વ્યાપારીઓ તથા અહીની જે ત્રણ પ્રતિષ્ઠિતા નારીઓને આશો ભિલ્લ બંદી કરીને લઈ ગયો હતો તે સર્વને ભદ્રા ભિલ્લકુમારી સુદેષ્ણાની સહાયતાથી આપનો આ દાસ આશાપલ્લીમાંથી બધનમુક્ત કરીને નિર્વિઘ્ન અહીં લઈ આવ્યો છે મારે જે શુભ સંવાદ સભળાવવાનો હતો તે એ જ છે." દેવપ્રસાદે ગુર્જરેશ્વરને આનન્દદાયક શુભ સમાચાર સભળાવ્યા.

અહીં જણાવવાની આવશ્યકતા છે કે ગુર્જરેશ્વર કર્ણરાજે જો કે એક યુવકને પાર્વત્ય દુગના કારાગૃહમાંથી મુક્ત કરીને પોતાના અગરક્ષક સાથે પ્રથમ

વિદાય કરી દીધો હતો, પરંતુ માર્ગમાં તેના અશ્વને એક સાધારણ અકસ્માત્ થતાં એક સ્થાનમા તેને તથા ગુર્જરેશ્વરના અંગરક્ષકને કેટલાક સમય પર્યન્ત રોકાઈ રહેવું પડ્યું હતું અને તેથી ગુર્જરેશ્વર તથા અન્ય યુવક તે સ્થાનમાં આવી લાગતાં સર્વને એકત્ર પ્રવાસનો આકસ્મિક પ્રસંગ પ્રાપ્ત થઈ ગયો હતો. ગુર્જરેશ્વરે વૃદ્ધ કાપાલિકની સહાયતાથી તે યુવકોને બંધનમુક્ત કર્યાનો વૃત્તાંત દેવપ્રસાદને અતિશય સંક્ષેપમાં કહી સંભળાવ્યો અને ત્યાર પછી કહ્યું કે —

"એક ભિલ્લકુમારીની સહાયતાથી તમો આશાપલ્લીમાથી ધોળકાના સ્ત્રી-પુરુષોને બંધનમુક્ત કરીને અહીં લાવી શક્યા છો એ વળી વિશેષ આશ્ચર્યકારિણી ઘટના છે આ સહાયતા તમોને કેવી રીતે મળી વારુ ?"

"આ પત્રના વાંચનથી એ સર્વ વૃત્તાંત આપ શ્રીમાન્‌ના જાણવામાં આવી શકશે" આ શબ્દોના ઉચ્ચાર સહિત દેવપ્રસાદે પોતાના અંગરખાના આભ્યંતર ભાગમાથી એક પત્ર કાઢીને ગુર્જરેશ્વરના હસ્તમા આપી દીધું.

ગુર્જરેશ્વર અશ્વપરથી નીચે ઊતરીને પત્ર વાચી શકાય તેટલો પ્રકાશ હવે થયેલો હોવાથી પત્રના વાચનમા નિમગ્ન થઈ ગયો તે પત્રમાનો લેખ આ પ્રમાણે હતો —

"પ્રતાપી ગુર્જરેશ્વર કર્ણદેવ મહારાજની સેવામાં ધોળકા નગરના જે ચાર વ્યાપારીઓ તથા જે ત્રણ ભદ્રા નારીઓને પકડીને અહી આશાપલ્લીમાં લાવવામા આવી છે તેમનાપર અત્યાચાર થવાનો સંપૂર્ણ સંભવ હોવાથી જો તેમને એ અત્યાચારથી રક્ષવાની કિંબહુના તેમનો ઉદ્ધાર કરવાની આપ શ્રીમાન્‌ની ઇચ્છા હોય, તો આવતી કાલે પ્રભાતમાં આ પત્ર આપ શ્રીમાન્‌ના હસ્તમાં આવ્યા પછી એ સ્ત્રીપુરુષોને લઈ જવામાટે પાંચ ઊંટોની વ્યવસ્થા કરીને પોતાના બે ચાર અંગરક્ષકો સહિત આવતી કાલે મધ્યરાત્રિના સમયે આપ શ્રીમાન્ પોતે સાભ્રમતી નદીના પરતીરપ્રાંતમા પધારજો અને ઊંટો તથા અશ્વો આદિને ત્યાં નિકટમા વિસ્તરેલી વૃક્ષરાજીમા ગુપ્ત રાખીને આપ શ્રીમાન્ પોતે નદીના તીરપ્રાંતમાં જે એક વિશાળ વટવૃક્ષ છે તેની નીચે પાષાણશિલાપર મારી પ્રતીક્ષા કરતા બેસજો આવતી કાલે અમારી ગ્રામદેવીનો ઉત્સવ હોવાથી સર્વ ભિલ્લો તથા ભિલ્લીઓ અત્યંત મદિરાપાન કરીને મૃત્યુતુલ્ય નિદ્રાને વશ થઈ જશે ત્યારે એ સર્વ સ્ત્રીપુરુષોને લઇને હું નદીને ઓળંગી આપ શ્રીમાન્‌ની સેવામાં ઉપસ્થિત થઇશ હુ ધર્મની પક્ષપાતિની હોવાથી મારામાં વિશ્વાસ રાખજો અને હૃદયમાં કોઈ પણ પ્રકારની કુશંકાનો આવિર્ભાવ થવા દેશો નહિ. આપ શ્રીમાન્ એક મહાપ્રજાવત્સલ તથા અલૌકિક વીર પુરુષ હોવાથી પોતાના પીડિત પ્રજાજનોના ઉદ્ધારમાટે અવશ્ય પધારશો એવો મારો દૃઢ વિશ્વાસ છે એટલે હું નિયત સમયે એ સ્ત્રીપુરુષોને લઇને નિયત સ્થાનમાં આવીશ જ. અને જો એ સ્ત્રીપુરુષોના દુર્ભાગ્યથી આપ શ્રીમાન્‌નો મને ત્યા સાક્ષાત્કાર નહિ જ થાય, તો મારે નિરુપાય થઇને એ સ્ત્રીપુરુષોને એમના ભાગ્યના આધારે જ છોડી દેવા પડશે અને તેથી જો એમના શિરપર કાંઈ પણ સંકટ આવી પડશે તો તેના ઉત્તરદાતા આપ શ્રીમાન્ છો અત્યારે મારા પિતા આશાપલ્લીમા નથી અને હજી બે દિવસ સૂધી તેઓ આવે એવો સંભવ પણ નથી એટલે તેમના આગમન પૂર્વે જ આ કાર્ય સફળ થવાનો સંભવ છે તેમના આગમન પછી

આ કાર્યની સફળતાનો સંભવ ન હોવાથી કોઈ પણ પ્રકારનો સંદેશ પાઠવવામાં સમયનો અકારણ વ્યય ન કરશો અને આ કાર્યને મુલ્તવી ન રાખશો એવી મારી નમ્ર પ્રાર્થના છે. લેખિકા આશા ભિલ્લની કુમારી કન્યા સુદેષ્ણાના માન-યુક્ત પ્રણામ સ્વીકારશો."

પત્રવાંચનની સમાપ્તિ કરીને ગુર્જરેશ્વરે દેવપ્રસાદને પૂછ્યું કે: "આ પત્ર તમોને મળ્યા પછી તમોએ શું કર્યું?"

"આ પત્ર મને વિશ્વસનીય જણાયાથી અને આપ શ્રીમાનની અનુપસ્થિતિ હોવાથી આ પત્રમાંની સૂચના અનુસાર સર્વ વ્યવસ્થા કરીને હું યથાસમય નિર્દિષ્ટ સ્થાનમાં જઈ પહોંચ્યો અને ભદ્રા ભિલ્લકુમારી સુદેષ્ણાએ પોતાના વચનનું અક્ષરશ: પાલન કરી બતાવ્યું; માત્ર એટલું જ નહિ, પણ એ દેવી સુદેષ્ણાને આ પરોપકાર કરવા જતાં પોતાના પિતૃગૃહનો શાશ્વત ત્યાગ કરવો પડ્યો છે અને મારી સાથે આપ શ્રીમાનના આશ્રયને મેળવવામાટે અહીં આવવું પડ્યું છે." ગુર્જરાધીશના પ્રશ્નનું આ પ્રમાણે ઉત્તર આપીને સુદેષ્ણા તે સ્ત્રીપુરુષોને લઇને સાભ્રમતીના તીરપ્રાંતમાં આવી લાગી હતી ત્યાર પછી ઘટેલી સર્વ ઘટનાઓનો સંક્ષિપ્ત વૃત્તાન્ત દેવપ્રસાદે ગુર્જરેશ્વરને કહી સંભળાવ્યો.

સુદેષ્ણાની ધર્મશીલતા, પરોપકારિતા, ભદ્ર ભાવના તથા વિપત્તિનો વૃત્તાન્ત સાંભળીને ગુર્જરેશ્વર કર્ણરાજે સુદેષ્ણાને પોતા સમક્ષ બોલાવી અને તેને સંબોધીને આશ્વાસક ભાવથી કહેવા માંડ્યું કે: "ભદ્રા ભિલ્લકુમારી, તું અમારા શત્રુની પુત્રી હોવા છતાં તેં મારા પ્રતિ તથા મારી પ્રજા પ્રતિ આટલી સીમા પર્યન્ત ભદ્ર ભાવના દર્શાવી છે અને અમોને ઉપકારના ભારથી દબાવી દીધા છે એટલે આજથી તું મારી પુત્રી છે એમ જ તારે માની લેવાનું છે. આશા ભિલ્લનો ભાગ્યરવિ હવે અસ્તંગત થવાની અણીપર આવી લાગેલો હોવાથી તારા જેવી ધર્મશીલા યુવતીને કોઈ પણ પ્રકારનું સંકટ ન ભોગવવું પડે એટલામાટે પરમકૃપાળુ પરમાત્માએ પોતે જ તને આ નિમિત્તથી અહીં મોકલી દીધી છે અને તારા લાલનપાલનના ભારને મારા શિરપર નાખી દીધો છે. હમણાં તો બે દિવસ તું અમારી સાથે જ રહેજે અને ત્યાર પછી જો તારી ઇચ્છા હશે, તો હું તને પાટણ મોકલી આપીશ અને મારા રાજમહાલયમાં જ તારા નિવાસનો પ્રબંધ કરી આપીશ. ત્યાં એક રાજકુમારી પ્રમાણે આનંદમાં તું પોતાના જીવનને વીતાડી શકીશ."

"આપ ધર્મપિતાનો આ અલૌકિક ઉદારતામાટે હું અત્યંત આભાર માનું છું" સુદેષ્ણાએ લજ્જાલુતાથી કૃતજ્ઞતા દર્શાવી

આ વેળાએ દુર્ગના દ્વાર ઉઘડી ગયેલાં હોવાથી તે ઉઘડાવવાની આવશ્યકતા રહી ન હોતી. ગુર્જરેશ્વરે જે સ્ત્રીઓ તથા પુરુષોને દેવપ્રસાદ લઈ આવ્યો હતો તેમને નગરમાં પોતપોતાના નિવાસસ્થાનમા જવાની આજ્ઞા આપી દીધી અને તેઓ નગરમાં જવાને રવાના પણ થઈ ગયા, છતાં જે બે યુવકોને તે પોતે છોડવી લાવ્યો હતો તેમને તેણે જવાની આજ્ઞા ન આપી એટલે તેમનામાંના જે યુવકે ગિરિકન્દરામાં વ્યાઘ્રને વિદારીને ગુર્જરેશ્વરના જીવનની રક્ષા કરી હતી તે યુવકે ગુર્જરેશ્વરને સંબોધીને નમ્રતાથી કહ્યું કે—

"મહારાજાધિરાજ, હવે અમોને પણ જો અમારા નિવાસસ્થાનમાં જવાની આજ્ઞા મળી જાય તો સારૂં; કારણ કે, મારાં વૃદ્ધ માતુશ્રી મારી ચિન્તાથી અર્ધ-મૃત સમાન થઈ ગયા હશે."

"વીર યુવક, હુ તને એ શર્તથી જવાની આજ્ઞા આપુ છુ કે આવતી કાલે અહીંના રાજમહાલયમાં એક સભા ભરીને મારે તારૂં ગૌરવ કરવાનું હોવાથી આવતી કાલની રાજસભામાં યથાસમય તારે ઉપસ્થિત થઈ જવું અને તારા આ મિત્રને પણ સાથે લઈ આવવો."

"પ્રતાપી રાજન્, મારી એટલી નમ્ર પ્રાર્થના છે કે આજે સંધ્યાકાળે અથવા તો આવતી કાલે પ્રભાતમા હું જ્યા સુધી આપ શ્રીમાનની સેવામા ઉપ-સ્થિત ન થાઉં ત્યા સુધી મારા ગૌરવમાટે સભા ભરવાની વાર્તાને પ્રકાશિત કરશો નહિ; કારણ કે, અમો બન્ને મિત્રોને જ્યારે અહીંથી પકડીને લઈ જવામાં આવ્યા હતા તે વેળાયે જ મારા માતુશ્રીની પ્રકૃતિ કાઇક મંદ હતી અને તેમાં વળી મારા પકડાઈ જવાથી તેમના મૃદુ હૃદયમા ભયાનક આઘાત થવાનો યોગ આવી મળ્યો એટલે જો તેમની પ્રકૃતિ વિશેષ અસ્વસ્થ હશે, તો મારે તેમની સેવાશુશ્રૂષામાં નિમગ્ન થવુ પડશે અને તેથી મારાથી સભામાં નહિ જ આવી શકાય આ કારણથી જો સભાના દિવસને પછીથી નિયત કરવામાં આવે, તો વધારે સારૂં." તે યુવકે નમ્રતાથી કહ્યુ

"ભલે, તારી આવી ઇચ્છા છે તો સભાનો દિવસ હુ તારા આવ્યા પછી તને પૂછીને જ નક્કી કરીશ પરતુ આજે સંધ્યાકાળે અથવા આવતી કાલે પ્રભાતમાં તું મારી પાસે અવશ્ય આવજે." ગુર્જરેશ્વરે તે યુવકની પ્રાર્થનાને સ્વીકારીને તે ઉભય યુવકોને તેમના નિવાસસ્થાનમાં જવાની અનુમતિ આપી દીધી

તે યુવકો પોતાના ગૃહપ્રતિ જવાને રવાના થયા અને કર્ણરાજ તથા દેવપ્રસાદ સુદેષ્ણા સહિત રાજમહાલયમાં આવી લાગ્યા મધ્યાહ્ન થતા સુધીમાં તો જે સ્ત્રીઓ, વ્યાપારીઓ તથા યુવકોને આશો ભિલ્લ પકડીને લઈ ગયો હતો તેઓ ગુર્જરેશ્વર કર્ણદેવ, દેવપ્રસાદ તથા આશા ભિલ્લની પુત્રી સુદેષ્ણાના પ્રચંડ ઉદ્યોગ તથા અલૌકિક સાહાય્યથી બંધનમુક્ત થઈને પાછા ધોળકા નગરમા આવી ગયાની વાર્તા સમસ્ત નગરમા પ્રસરી ગઈ અને એ વાર્તા સાભળીને ધોળકા નગરના સ્ત્રીપુરૂષ પ્રજાજનો ગુર્જરાધીશ, દેવપ્રસાદ તથા સુદેષ્ણાને કોટિશઃ ધન્યવાદો આપવા લાગ્યા. સમસ્ત નગરમાં જ્યાં જુઓ ત્યા આનન્દ અને આનન્દ જ વ્યાપી ગયો અને જનતાના હૃદયસાગરમા રાજભક્તિરૂપ ઉત્તુંગ લહરીઓ ઉછ-ળતી દૃષ્ટિગોચર થવા લાગી

ગુર્જરેશ્વર તથા દેવપ્રસાદે પરિશ્રમના પરિહારમાટે સમસ્ત દિવસ, ભોજ-નના સમયને વર્જ્ય કરતા, વિશ્રાંતિમા જ વીતાવ્યો. સંધ્યાકાળે કર્ણદેવે તે યુવકની બહુ પ્રતીક્ષા કરી, પણ તે ન આવ્યો દ્વિતીય દિવસે પ્રભાતમાં કર્ણદેવ તથા દેવપ્રસાદ રાજમહાલયના એક ઉપરિભાગસ્થ કક્ષમાં આશા ભિલ્લને પરાસ્ત કરવામાટેનો વાર્તાલાપ કરી રહ્યા હતા એટલામા રાજમ-હાલયના પ્રધાન દ્વારપાલે ત્યાં આવી ગુર્જરેશ્વરના હસ્તમા એક પત્ર આપ્યું અને નમ્રતા તથા આધીનતાદર્શક ભાવથી કહ્યુ કે. "થોડી વાર પહેલા રખારી

જાતિની હોય તેવી રેખાતી એક સ્ત્રી પચીસ વ્યાઘ્રચર્મોનો એક ભારો દ્વારમાં નાખીને આ પત્ર આપ શ્રીમાનને આપવામાટે આપી ગઈ છે."

"બહુ સારૂં. વ્યાઘ્રચર્મોને કોઈ સુરક્ષિત સ્થાનમાં રખાવી દેજે." કર્ણ-રાજે કહ્યુ

"જેવી મહારાજાધિરાજની આજ્ઞા." આ શબ્દો ઉચ્ચારી કર્ણદેવને નમન કરીને દ્વારપાલ ચાલ્યો ગયો

"દેવપ્રસાદ, વ્યાઘ્રચર્મો તથા આ પત્ર પેલા યુવકેજ મોકલ્યાં છે, કારણ કે, તેણે વ્યાઘ્રચર્મો આપવાનું મને વચન આપ્યું હતું. કદાચિત્ અત્યારે તે પોતે નહિ આવી શક્યો હોય તેથી તેણે આ પત્ર પાઠવ્યું હશે એવી કલ્પના કરી શકાય છે. પત્રમાં શું લખ્યું છે તે તમો જ વાંચી સંભળાવો." આ પ્રમાણે ઉદ્ગાર કાઢીને તે પત્ર કર્ણરાજે દેવપ્રસાદને આપી દીધું.

દેવપ્રસાદે તે પત્ર નીચે પ્રમાણે વાચવા માડ્યુ.—

"અખંડપ્રૌઢપ્રતાપ, ગૌબ્રાહ્મણ પ્રતિપાલ અને નિરાધારોના નાથ વીર-ચૂડામણિ ગુર્જરેશ્વર કર્ણદેવમહારાજની પવિત્ર સેવામા, શુભ સ્થાન ધવલપુર જે વેળાયે મે ગિરિકન્દરામાં વિકરાલ વ્યાઘ્રને વિદાર્યો હતો તે વેળાયે આપ શ્રીમાનને આપેલા વચન અનુસાર મારા પોતાના હસ્તથી વિદારેલા પચીસ વ્યાઘ્રોનાં ચર્મ આ પત્ર સાથે હું નજરાણા તરીકે પાઠવું છું તેમનો સ્વીકાર કરીને મને ઉપકૃત કરશો એવી આશા છે. મારાથી મારા ગઈ કાલના વચન અનુસાર આપ શ્રીમાનની સેવામાં ઉપસ્થિત થઈ શકાયું નથી તેનું પ્રધાન કારણ એ છે કે હું આપ શ્રીમાનની અત્યાર સુધીની ધારણા અનુસાર એક યુવક નથી, કિન્તુ એક નવયૌવના તથા રૂપસુન્દરી યુવતી છું; માત્ર એટલુંજ નહિ, પણ જેને આપ શ્રીમાન્ મારા મિત્ર તરીકે ઓળખો છો તે આપ શ્રીમાનના હસ્તથી સ્વતંત્રતાને મેળવનારી વ્યક્તિ પણ મારા જેવી સ્ત્રી જ છે. અમો બન્ને વેષધારી પુરુષો હોવાથીજ જ્યારે ગઈ કાલે આપ શ્રીમાને રાજસભામાં મારૂ ગૌરવ કરવાની વાર્તા કાઢી હતી ત્યારે મારા જણાવ્યા વિના સભા ભરવાના દિવસ તથા સમયને નિયત ન કરવાની મેં જે પ્રાર્થના કરી હતી તે એટલામાટે જ કે આપ શ્રીમાન્ સભા ભરવાની આજ્ઞા આપી દ્યો અને સભામાં મારૂ આગમન ન થાય, તો આપ શ્રીમાનને પોતાનું અપમાન થયેલું ભાસે તે અપમાનનો ભાસ આપ શ્રીમાનને ન થવો જોઇએ. મને તથા મારી સખીને મૃગયાનો અને તેમાં પણ સિંહ, વ્યાઘ્ર, સૂકર તથા રીંછ આદિ હિંસ્ર પશુઓની મૃગયાનો અતિશય નાદ હોવાથી અમો ઉભય સખીઓએ વેશપરિવર્તનની કળાનો દીર્ઘ કાળથી એવો અને એટલો સૂક્ષ્મ અભ્યાસ કર્યો છે કે અમારા પુરુષવેશમાં અદ્યાપિ કોઈ પણ મનુષ્ય વ્યક્તિ અમોને સ્ત્રીઓ તરીકે ઓળખી શકી નથી અને ભવિષ્યમાં ઓળખી શકે એવો સંભવ પણ નથી. આપ શ્રીમાન્ એક કળાપ્રવીણ પુરુષ હોવા છતાં ત્રણ દિવસના અખંડ સહવાસમાં પણ અમોને સ્ત્રીઓ તરીકે ન ઓળખી શક્યા એ મારા આ કથનની વાસ્તવિકતાને દર્શાવનારૂ એક સબળ પ્રમાણ હોવાથી અન્ય પ્રમાણને દર્શાવવાની આવશ્યકતા છેજ નહિ. કૃપા કરીને આપ શ્રીમાન હવે મને તથા મારી સખીને શોધી કાઢવાનો લેશમાત્ર પણ પ્રયત્ન કરશો નહિ; કારણ કે, અમો બન્ને સખીઓ અત્યારે અમારા નૈસર્ગિક

નારીવેશમાં હોવાથી અને અમારાં નામ તથા નિવાસસ્થાન આદિ આપ શ્રીમાનથી સર્વથા અજ્ઞાત હોવાથી એવા કાંઈ પણ પ્રયત્નથી અમારો પત્તો કોઇને મળી શકે એ સર્વથા અસંભવનીય છે મારી સખી એક વિવાહિતા તથા અભિનતવશીયા યુવતી છે. અને હુ એક કુમારિકા તથા હીનકુલોત્પન્ના તરુણી છુ, પરંતુ મારી સખી કરતા મારામા જે વિશેષતા છે તે એ છે કે મારી સખી કેવળ મૃગયા તથા વેશપરિવર્તનની કળામા જ પ્રવીણ છે અને મેં મારા પૂર્વજન્મના સંસ્કાર, અભ્યાસ તથા બુદ્ધિબળના યોગે સાહિત્યકળા, સંગીતકળા, ચિત્રકળા, વાદ્યકળા, નૃત્યકળા, પુષ્પગુંથનકળા, શય્યારચનાકળા, વસ્ત્રાલંકારધારણકળા, વિભિન્નદેશભાષાવિજ્ઞાન તથા વિનય આદિ અન્યાન્ય અનેક ઉપયુક્ત કળાઓમા પ્રવીણતા મેળવી લીધી છે જ્યારે યોગ્ય અવસર આવશે ત્યારે મારી એ કળાઓનો સાક્ષાત્કાર કરાવીને આપ શ્રીમાન્‌ના હૃદયને પ્રસન્ન કરવાની મારી તીવ્ર આકાક્ષા છે અને મારી એ આકાક્ષાને સત્વર પૂર્ણ કરવામાટેની હુ પરમાત્માનાં શ્રીચરણોમા અનન્ય ભાવથી પ્રાર્થના કરી રહી છું જે વેળાયે મારી લલિતકળાપ્રવીણતાથી આપ શ્રીમાન્ પ્રસન્ન થાઓ તે વેળાયે મારુ યથેચ્છ ગૌરવ કરજો અને મને યથેચ્છ પારિતોષિક આપજો તે વેળાયે આ કિંકરી આપ શ્રીમાન્‌ની ઈચ્છાનો લેશમાત્ર પણ અનાદર કરવાની નથી જ્યારે આપ શ્રીમાન્ મારા લલિતકળાનૈપુણ્યથી પૂર્ણ પ્રસન્ન થશો ત્યારે હું આપ શ્રીમાન્‌ને મારો પરિચય આપીશ એટલે આપ શ્રીમાન્ મને વ્યાઘ્રવિદારિણી યુવકવેશધારિણી યુવતી તરીકે તત્કાળ ઓળખી શકશો આપ શ્રીમાન્‌ની નિરંતર ઉપકૃતા સેવિકા યુવકવેશધારિણી યુવતીના પૂજ્ય ભાવયુક્ત પ્રણામ સ્વીકારશો."

"આપણી ગુર્જરભૂમિમા આવી વિવિધકલાનિપુણા વીરનારીઓ પણ અદ્યાપિ જન્મ ધારે છે એ ગુર્જરભૂમિનુ સદ્‌ભાગ્ય છે ધન્ય છે એ ઉભય સખીઓની વીરતા તથા વિનયશીલતાને! તેમાં પણ આ પત્રલેખિકા વીર કુમારિકા તો અનન્ત સાધુવાદને પાત્ર છે." આવી રીતે તે યુવતીઓની પ્રશંસા કરીને કર્ણરાજે દેવપ્રસાદને પૂછ્યું કે: "અસ્તુ પરંતુ દેવપ્રસાદ, આ પત્રલેખિકાને શોધી કાઢવાનો પ્રયત્ન આપણે કરવો કે કેમ?"

"મહારાજ, જ્યારે એ યુવતીની પોતાની અત્યારે આપ શ્રીમાન્ સમક્ષ વ્યક્ત થવાની ઇચ્છા નથી, તો પછી તેની ઇચ્છા વિરુદ્ધ તેને શોધી કાઢવાનો પ્રયત્ન કરવો એ કાર્ય સર્વથા અનુચિત છે, કારણ કે, આપણે તેને શોધી કાઢવાનો પ્રયત્ન કરીએ છીએ એ વાર્તા તેના સાંભળવામા આવ્યા વિના તો નથી જ રહેવાની અને એ વાર્તા તેના સાંભળવામાં આવતાં તેની મનઃશાંતિનો ભંગ થઈ જશે, માત્ર એટલું જ નહિ, પણ સ્ત્રીનો હઠ પ્રબળ હોવાથી પોતાના અવ્યક્ત રહેવાના હઠને પાળવામાટે કદાચિત્ તેના શિરપર આ નગરને ત્યાગી જવાનો પ્રસંગ પણ આવી પડશે એ સંભવનીય હોવાથી આપણે અકારણ તેના દુઃખનાં કારણ થઈ પડીશુ. એથી વિરુદ્ધ જો આપણે અત્યારે તેની ઈચ્છાને માન આપીને આ વિષયમાં મૌનનુ અવલંબન કરી લઇશુ અને નિષ્ક્રિય રહીશું, તો તેના હૃદયમાંના આપ શ્રીમાન્ વિષયક પૂજ્ય ભાવની વૃદ્ધિ થતાં આ પત્રમા લખ્યા પ્રમાણે અવશ્ય તે કોઈ દિવસ પણ આપ શ્રીમાન્‌ની સેવામા ઉપસ્થિત થશે અને આપ શ્રીમાન્‌ના પારિતોષિકને સ્વીકારીને આપ શ્રીમાન્‌ની આકાંક્ષાને

અવશ્ય પૂર્ણ કરી બતાવશે. મારો પોતાનો તો આવો અભિપ્રાય છે. જો આપ શ્રીમાન્‌નો અભિપ્રાય એથી ભિન્ન હોય તો આપ શ્રીમાન્ પોતાની ઇચ્છા અનુસાર વર્તવાને સ્વતંત્ર છો." દેવપ્રસાદે પ્રૌઢ પુરુષ સમાન શાંત ભાવથી પોતાના અભિપ્રાયને વિનયપૂર્વક વ્યક્ત કરી બતાવ્યો.

"તમારો અભિપ્રાય સર્વથા યોગ્ય તથા આદરણીય હોવાથી તમારા આ અભિપ્રાયથી વિરુદ્ધ વર્તવાની મારી ઇચ્છા નથી. અત્યારે તે યુવતીને તેની પોતાની ઇચ્છા વિરુદ્ધ શોધી કાઢવાનો ઉદ્યોગ ન કરવો એ જ ઉત્તમ છે." વિચારશીલ ગુર્જરેશ્વરે દેવપ્રસાદના અભિપ્રાયને તે અભિપ્રાય યોગ્ય હોવાથી વૃદ્ધ પુરુષના ઉપદેશ તરીકે કોઇ પણ પ્રકારના અહંભાવ વિના તત્કાળ સ્વીકારી લીધો.

"અસ્તુ' ત્યારે યુદ્ધઘોષણાના સંબંધમાં આપ શ્રીમાન્‌નો શો નિશ્ચય થયો છે?" દેવપ્રસાદે આવશ્યક વિષયને ચર્ચવાનું મંગળાચરણ કર્યું

"આશો ભિલ્લ આપણા જે પ્રજાજનોને બંદી કરીને લઈ ગયો હતો તેમને આપણે તેના બંધનથી મુક્ત કરીને પ્રભુકૃપાથી નિર્વિઘ્ન પાછાં લઈ આવ્યાં છીએ એટલે હવે આશા ભિલ્લ સાથેના યુદ્ધની ઘોષણા કરી દેવાના કાર્યને અકારણ લંબાવવાની કશી પણ આવશ્યકતા નથી મારી તો એવી જ ઇચ્છા છે કે આજે જ આશા ભિલ્લને યુદ્ધમાટે તૈયાર થવાનો સંદેશ પાઠવી દેવો, યુદ્ધની ઘોષણા કરી દેવી અને આવતી કાલે અહીંથી સૈન્યસહિત આપણે આશાપલ્લીની દિશામાં પ્રયાણ કરી જવું. આશા ભિલ્લને સંહારવાની અને ગુર્જરભૂમિને તથા મારી પ્રજાને તેના ત્રાસથી સર્વથા મુક્ત કરવાની મેં જે દૃઢ પ્રતિજ્ઞા કરેલી છે તે મારી પ્રતિજ્ઞા હવે સત્વર પૂર્ણ થવી જ જોઇએ!" કર્ણરાજે પોતાના યુદ્ધઘોષણા વિષયક અભિપ્રાયને દર્શાવતાં આ પ્રમાણેના ઉદ્‌ગારો કાઢ્યા.

"મારો પોતાનો પણ એ જ અભિપ્રાય છે કે હવે આ યુદ્ધમાં અકારણ વિલંબ ન થવો જોઇએ. હું આજે જ એક સંદેશવાહકને યુદ્ધમાટે તૈયાર થવાનો સંદેશ અત્યાચારી આશા ભિલ્લને પહોંચાડવામાટે અહીંથી રવાના કરી દઉં છું અને સેનાધ્યક્ષને આવતી કાલે પ્રયાણમાટે તૈયાર રહેવાની તથા સૈન્યને તૈયાર રાખવાની આજ્ઞા પણ આપી દઉં છું." દેવપ્રસાદે કહ્યું.

"પરમાત્મા કરશે, તો બે ત્રણ દિવસમાં તો હિરણ્યકશ્યપુનો અવતાર અત્યાચારી નરરાક્ષસ આશો ભિલ્લ મારા કૃપાણ કિંવા બાણથી વીંધાઇને હતો ન હતો થઈ જશે અને ગુર્જરભૂમિ તેના ભારથી સદાનેમાટે મુક્ત થશે!" કર્ણદેવે વિજયની નિશ્ચિત આશા દર્શાવી.

"પરમાત્મા આપ શ્રીમાન્‌ની આ શુભ વિજિગીષાને સત્વર પૂર્ણ કરે અને ગુજરાતની પ્રજા આશા ભિલ્લના ત્રાસથી સત્વર મુક્ત થાય એ જ મારી પરમાત્માનાં ચરણોમાં અનન્ય ભાવયુક્ત અભ્યર્થના છે." દેવપ્રસાદે શુભ ભાવના દર્શાવી.

કર્ણદેવ તથા દેવપ્રસાદ આવી રીતે જે ક્ષણે આશા ભિલ્લ સાથેના યુદ્ધને આરંભવાના તથા આશા ભિલ્લને સંહારવાના નિશ્ચયપર આવી લાગ્યા તે ક્ષણે જ તેમની સાથે રાજમહાલયમાં આવીને રહેલી આશા ભિલ્લની કુમારિકા પુત્રી સુદૃષ્ણાએ અચાનક તે કક્ષમાં પ્રવેશ કર્યો અને દેવપ્રસાદ પ્રતિ એક વિલક્ષણ ભાવસૂચક કટાક્ષપાત કર્યા પછી ગુર્જરેશ્વરને નમન કરીને તે ગુર્જરેશ્વર સમક્ષ નીચું જોઇને ઊભી રહી.

"કેમ, વીરકુમારિકે, તુ અત્યારે અહી અમારા સમક્ષ શા કારણથી આવી છે?" ગુર્જરેશ્વરે વાત્સલ્યદર્શક સ્વરથી પૂછ્યુ.

"આપ શ્રીમાનના ચરણોમાં એક પ્રાર્થના કરવામાટે" સુદેષ્ણાએ કહ્યુ.

"તારી જે પ્રાર્થના હોય તે સાભળવાને હું કટિબદ્ધ છું." ગુર્જરેશ્વરે આજ્ઞા આપી

"મહારાજાધિરાજ, આપ શ્રીમાન્ તથા આ વીરપુરુષ દેવપ્રસાદ વચ્ચે ચાલેલો સમસ્ત વાર્તાલાપ મે સાભળેલો હોવાથી આપ શ્રીમાનનાં ચરણોમાં મારી એટલી જ પ્રાર્થના છે કે યુદ્ધમાટે તૈયાર થવાનો જે સંદેશ આપ શ્રીમાન્ મારા પિતાશ્રી આશા ભિલ્લને કોઈ સદેશવાહકદ્વારા પહોંચાડવાની ઇચ્છા ધરાવો છો તે સદેશ મારા પિતાશ્રીને પહોંચાડવાનુ કાર્ય મને જ સોપી દ્યો અને અત્યારે જ મને અહીથી વિદાય થવાની આજ્ઞા આપી દ્યો" સુદેષ્ણાએ ગંભીરતાથી કહ્યુ

"આમ અચાનક સદેશવાહકના કાર્યને સ્વીકારવામાટે તત્પર થઈ જવાનુ કાંઈ કારણ?" ગુર્જરેશ્વરે ગંભીરતા તથા વિસ્મયદર્શક ભાવથી પૂછ્યુ.

"કારણને દર્શાવવાની મારી ઇચ્છા નથી માત્ર હું આપ શ્રીમાનને એટલું વચન આપું છું કે આપ શ્રીમાનનો આ સંદેશ જો મને અશ્વ મળશે તો સંધ્યાકાળ પૂર્વે અને નહિ તો આજે રાત્રિના સમયમા હું અક્ષરશઃ પહોંચાડી દઇશ અને તે સાથે આપ શ્રીમાનની પ્રતિજ્ઞા પણ તેમને સંભળાવી દઇશ." સુદેષ્ણાએ કારણને વ્યક્ત કરવાની અનિચ્છા દર્શાવી.

"જો સંદેશવાહકના કાર્યને સ્વીકારવાના કારણને સ્વીકારવાની તારી ઇચ્છા ન હોય, તો તને મૃત્યુના મુખમાં સમર્પવા સમાન આ કાર્ય તને સોંપવાની મારી પણ ઇચ્છા નથી, કારણ કે, મારા સૈન્યમાં શૂરવીર સદેશવાહકોનો કાઇ દુષ્કાળ પડી ગયો નથી" કર્ણરાજે તેને એ કાર્ય સોપવાની તેની પેઠે જ અનિચ્છા દર્શાવી.

"મને આપ શ્રીમાન્ મૃત્યુના મુખમાં સમર્પતા નથી, કિંતુ હું પોતે જ મૃત્યુના મુખમા જવાની ઇચ્છા ધરાવુ છું એટલે જો મારા પિતાશ્રીના હસ્તથી મારૂ મૃત્યુ થઈ જશે, તો પણ મારી હત્યાનું પાતક આપ શ્રીમાનને લાગવાનું નથી અને તેથી આપ શ્રીમાને મારા મૃત્યુની ચિંતા રાખવાની નથી." સુદેષ્ણાએ અત્યંત ઓજસ્વિતા તથા નિર્ભયતાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"તું મારી ધર્મપુત્રી છે અને તેથી જો મારી પુત્રી કોઈ પ્રબળ મનોવિકારના પરિણામે પોતાની ઇચ્છાથી જ મૃત્યુના મુખમાં જઈ પડવાને તૈયાર થયેલી હોય, તો પણ તેને બળાત્કારે મૃત્યુના મુખમા પડતી અટકાવવી અને તેનું કલ્યાણ ઇચ્છીને તેના જીવનની રક્ષા કરવી એ મારૂ ધર્મયુક્ત પ્રધાન કર્તવ્ય છે." ગુર્જરેશ્વરે પુનઃ સુદેષ્ણાને આશાપલ્લીમાં ન જવા દેવાનો માર્મિક આશય દર્શાવ્યો

"જો આપ શ્રીમાન્ ધર્મ તથા કર્તવ્યને આટલી સીમા પર્યન્ત મહત્ત્વ આપતા હો, તો પોતાના જન્મદાતા પિતાના જીવનદીપનું નિર્વાણ કરી નાખવાની જે પુરુષે ભીષણ પ્રતિજ્ઞા કરેલી હોય તે પુરુષ કદાચિત્ ઈશ્વરનો અવતાર હોય, તો પણ તેને તત્કાળ ત્યાગી દેવો અને આવા ઘોરતમ સંકટના સમયમા પોતાના જન્મદાતા પિતાના પક્ષમા રહીને તેને યથાશક્ય સહાયતા આપવી એ એક પિતૃભક્ત પુત્રીનુ ધર્મયુક્ત પ્રધાન કર્તવ્ય નથી એમ આપ શ્રીમાનથી

કહી શકાય તેમ છે ખરૂં કે?” સુદેષ્ણાએ આવેશને વશ થઇને કર્ણરાજને તેના આશ્રયને ત્યાગી જવાનુ સત્ય કારણ દર્શાવી દીધું

“તારો પિતા આશો ભિલ્લ એક રાક્ષસતુલ્ય ઘોર અત્યાચારી, દયાહીન દાનવ, માનવ જાતિનો શત્રુ તથા ધર્મધ્વંસક હોવાથી તેના મૃત્યુમાંજ માનવ જાતિનુ કલ્યાણ સમાયલુ છે” ગુર્જરેશ્વરે ગંભીરતાથી કહ્યુ

“અને આશો ભિલ્લ એક રાક્ષસતુલ્ય ઘોર અત્યાચારી, દયાહીન દાનવ, માનવજાતિનો શત્રુ તથા ધર્મધ્વસક દસ્યુ હોવા છતાં મારો જન્મદાતા પિતા, મારા શરીરનો પાલક તથા પોષક, મારા સુખનો વ્યવસ્થાપક તથા અત્યાર સૂધીનો મારો સંરક્ષક હોવાથી અને પરમેશ્વરથી દ્વિતીય પદવી જનકની હોવાથી મારા પિતાના પક્ષમા રહીને મારા પિતાની સહાયિકા થવામા જ મારૂં પોતાનુ કલ્યાણ સમાયલું છે.” સુદેષ્ણાએ ગુર્જરેશ્વરના વાદનુ તેવુંજ પ્રબળ પ્રતિવાદાત્મક ઉત્તર આપ્યુ

“જે વેળાયે દેવપ્રસાદ સાથે તુ અહી આવી તે વેળાયે આ વિચારો તારા મસ્તિષ્કમા ન હોતા ઉદ્ભવ્યા કે શું?” ગુર્જરેશ્વરે પૂછ્યુ

“તે વેળાયે આપ શ્રીમાને મારા પિતાશ્રીના અસ્તિત્વને મટાડી દેવાની જે પ્રચંડ પ્રતિજ્ઞા કરેલી છે તે પ્રચંડ પ્રતિજ્ઞાના ભેદને હુ જાણતી ન હોતી અને તેથીજ મેં એક વિશિષ્ટ આશાથી મહાશય દેવપ્રસાદ સાથે અહીં આવવાનુ સાહસ કર્યું હતુ. જો આપ શ્રીમાન્‌ની આ પ્રચંડ પ્રતિજ્ઞાની વાર્તા તે વેળાયેજ મારા જાણવામાં આવી ગઈ હોત, તો ભૂતદયા નામક મનુષ્યકર્તવ્યના પાલનમાટે હુ જે ધોળકાનિવાસી નિર્દોષ સ્ત્રીપુરુષોને બંધનમુક્ત કરીને લઈ આવી હતી તે સ્ત્રીપુરુષોને મહાનુભાવ દેવપ્રસાદના હસ્તમાં સોંપી દેત, પરંતુ હું પોતે તો અહીં આવવાનું સાહસ કદાપિ કરત નહિ તે વેળાયે એક વિશિષ્ટ આશાના કારણથી મારા મનમાં મૃત્યુની કાંઇક ભીતિ થવા માંડી હતી એ પણ મારા ગૃહત્યાગનુ એક અન્ય કારણ હતું; પરંતુ અત્યારે હવે મારી તે વિશિષ્ટ આશાને મેં ત્યાગી દીધી છે એટલે મારા મનમાથી મૃત્યુની ભીતિનો પણ લોપ થઈ ગયો છે અને નિર્ભય થવાથી જ હું પાછી આશાપલ્લીમાં મારા પિતા શ્રી સમક્ષ ઉપસ્થિત થવાની ઇચ્છા દર્શાવી રહી છું.” સુદેષ્ણાએ ગુર્જરેશ્વરના પ્રશ્નનું યથોચિત તથા સમાધાનકારક ઉત્તર આપ્યું.

“જે એક વિશિષ્ટ આશાથી તારા મનમાં ભીતિનો આવિર્ભાવ થયો હતો તે તારી વિશિષ્ટ આશા શી હતી વારૂ?” ગુર્જરેશ્વરે કાંઇક વિચાર કરીને આ પ્રશ્ન પૂછ્યો

“મારી તે વિશિષ્ટ આશાનો આપ શ્રીમાન્ સમક્ષ મારાથી પ્રકાશ કરી શકાય તેમ નથી” સુદેષ્ણાએ પોતાની તે આશાને દર્શાવવાની સ્પષ્ટ ના પાડી દીધી અને તે સાથે ગુર્જરેશ્વરના જાણવામાં ન આવે તેવી રીતે દેવપ્રસાદ પ્રતિ ગુપ્ત દૃષ્ટિપાત પણ કરી લીધો.

“જેવી તારી ઇચ્છા. પરંતુ તારા પિતાના સહસ્ત્રાવધિ કામાઠયા ભિલ્લ સહાયકો વિદ્યમાન હોવા છતાં તું તારા પિતાને તેમનાથી અધિક શી સહાયતા આપી શકવાની હતી એ રહસ્ય મારાથી સમજી શકાતું નથી” ગુર્જરેશ્વરે ઉદ્‌ગાર કાઢયો.

"જો પરમાત્માની કૃપાથી હું જીવતી રહીશ અને મને મારી આકાંક્ષાને તૃપ્ત કરવાનો અવસર પ્રાપ્ત થશે, તો રણભૂમિમા હુ આપ શ્રીમાનને આપની આ શંકાનું મારી પ્રત્યક્ષ કૃતિથી જ સમાધાન કરી બતાવીશ એટલે અત્યારે જ આપ શ્રીમાનના આ સંશયને નિવારવાનો પ્રયત્ન નિરર્થક છે." સુદેષ્ણાએ ગર્ભિત ભાવથી પોતાની ભીષણતાનો પરિચય કરાવ્યો

"અને જો તારા પિતા સાથેના અમારા યુદ્ધની સમાપ્તિ થતાં સૂધી અમો તને એક ઉન્માદિની માનીને બંદિની તરીકે અહીં જ અટકાવી રાખીએ, તો ?" કર્ણરાજે એક વિલક્ષણ પ્રશ્ન પૂછ્યો.

"તો હું આત્મહત્યા કરીને મરી જઇશ અને આપ શ્રીમાન્ સ્ત્રીહત્યા નામક અપરિમાર્જનીય મહાપાતકના ભાગી થશો" સુદેષ્ણાએ ઉત્તર આપ્યું

"ભદ્રા ભિલ્લનન્દિની, તારા હૃદયમા પિતૃભક્તિની આટલી સીમા પર્યન્ત પ્રચંડતા થઈ ગઈ છે, તો હવે તારી ઇચ્છાથી વિરુદ્ધ બળાત્કારે હુ પણ તને અહીં રોકી રાખવા નથી ઇચ્છતો મારો તારા વચન તથા વર્તનમાં સપૂર્ણ વિશ્વાસ હોવાથી તુ મારો સંદેશ તારા પિતાને અવશ્ય પહોંચાડીશ એવી મારી દૃઢ માન્યતા છે અને તેથી અન્ય સદેશવાહકને ન મોકલતાં એ કાર્ય હું તને જ સોંપુ છુ, માત્ર એટલુ જ નહિ, પણ તારા પ્રયાણમાટે એક ઉત્તમ અશ્વ ઉપરાંત તુ એક નિર્ભય તથા કર્તવ્યપરાયણ વીરા બાળા હોવાથી હું એક અસિ પણ તને ઉપહાર તરીકે આપું છુ તે સ્વીકારવાની, આશા છે કે, તુ અવશ્ય ઉદારતા દર્શાવીશ તને મારી જે એક અન્ય સૂચના છે તે એ કે આશાપલ્લીમાં પહોચ્યા પછી જો તારો પિતા તારાપર અસહ્ય અત્યાચાર કરે અને તારા પ્રાણ લેવાને તત્પર થતાં પુન: ત્યાંથી પલાયન કરવાની તારી ઇચ્છા થાય, તો પલાયનનો પ્રસંગ મળતાં જ તુ પાછી અમારી પાસે ચાલી આવજે અને હૃદયમા કોઈ પણ પ્રકારના સંકોચને સ્થાન આપીશ નહિ; કારણ કે, આ ગુર્જરેશ્વર ગુણગ્રાહક તથા કૃતજ્ઞ હોવાથી તારા ઉપકારને કદાપિ ભૂલી જવાનો નથી અને તારો કદાપિ તિરસ્કાર કરવાનો નથી" ગુર્જરેશ્વરે અંતે સુદેષ્ણાને તેની ઇચ્છા અનુસાર વિદાય થવાની અનુમતિ આપીને દીવાલપર લટકતી એક રત્નજડિત બહુમૂલ્ય તલ્વાર ઉપહાર તરીકે તેના હસ્તમાં આપી દીધી.

"ગુર્જરેશ્વરની આ ઉદારતાને આ ભિલ્લનન્દિની દેહમાં પ્રાણ છે ત્યાં સૂધી તો ભૂલી જવાની નથી" આ કૃતજ્ઞતાદર્શક ઉદ્ગાર સહિત સુદેષ્ણાએ તે તલ્વારને સ્વીકારીને પોતાના કટિદેશમા લટકાવી દીધી.

"દેવપ્રસાદ, ભોજનનો સમય થવા આવ્યો છે એટલે પ્રથમ સુદેષ્ણાને જમાડવાની વ્યવસ્થા કરો અને ત્યાર પછી આપણી અશ્વશાળામાથી એને સઘળા સાજ સાથે એક ઉત્તમ અશ્વ મળી જાય એવો પ્રબંધ કરી આપો." કર્ણરાજે દેવપ્રસાદને આજ્ઞા આપી।

"જેવી મહારાજાધિરાજની આજ્ઞા" આ શબ્દોના ઉચ્ચારથી પોતાની આજ્ઞાધીનતાને દર્શાવતો દેવપ્રસાદ પોતાના આસનપરથી ઊઠીને ઉભો થઈ ગયો અને નિમ્નતલમા જવામાટે ચાલતો થયો.

સુદેષ્ણા પણ ગુર્જરેશ્વરને નમન કરીને દેવપ્રસાદની પાછળ નિમ્નતલના કક્ષમાં આવી લાગી. કક્ષમા એ વેળાયે કોઈ અન્ય મનુષ્ય ન હોવાથી અને

સુદેષ્ણાના નિવાસમાટે અર્પાયલા એ કક્ષમાં આજ્ઞા વિના અન્ય મનુષ્યના આગમનનો સંભવ પણ ન હોવાથી દેવપ્રસાદે સુદેષ્ણાને સંબોધીને નિરાશાસૂચક મલિન મુખમુદ્રાથી કહ્યુ કે. "સુદેષ્ણા, ત્યારે હવે આપણે પાછાં બીજી વાર તો એક બીજાને નહિ જ મળી શકીએ ને ?"

"આટલી સીમા પર્યન્ત નિરાશાને હૃદયમાં ધારણ કરવાનું કાંઈ કારણ ?" સુદેષ્ણાએ પૂછ્યુ.

"કારણ એ જ કે તારો પિતા અત્યંત નિર્દય હોવાથી તેનાં બંદિજનોને નસાડવાના અપરાધની તને મૃત્યુ વિના અન્ય શિક્ષા આપવાનો નથી અને ભવિષ્યમાં બીજી વાર આપણે એક બીજાને મળી શકવાનાં નથી આનું પરિણામ મારામાટે એ જ થશે કે તારા મૃત્યુની વાર્તા જે વેળાયે મારા જાણવામાં આવશે તે જ વેળાયે મારી અવસ્થા પણ મૃત સમાન થઈ જશે અને ત્યાર પછી અલ્પ સમયમા જ મારા જીવનનાટકની સમાપ્તિ થશે!" દેવપ્રસાદે નિઃશ્વાસ નાખીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"મારા મૃત્યુથી આપનું આટલી સીમા પર્યન્ત શોચનીય પરિણામ થવાનું કારણ ?" સુદેષ્ણાએ પૂછ્યું.

"તારા પ્રથમ સમાગમના અવસરે જ તારામાં જડાયલો મારા હૃદયનો અવ્યભિચારી અનુરાગ, પ્રણય અથવા પ્રેમ" દેવપ્રસાદે હૃદયના ભાવને સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી દીધો

"વીર ક્ષત્રિય કુમાર, આપ જ્યારે પોતાના પ્રેમ કિંવા અનુરાગને સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરી બતાવો છો, તો હવે મારે પણ આપને જણાવવું જોઇએ કે જે પ્રેમનો પાવક આપના હૃદયને પ્રજાળી રહ્યો છે તે જ પ્રેમનો પાવક મારા હૃદયને પણ એટલા જ કિંબહુના એથી પણ અધિક પરિમાણમાં પ્રજાળી રહ્યો છે, છતાં હુ નિરૂપાય છું કે એ પ્રેમના પાવકથી હૃદયને દગ્ધ થવા દઇને પણ મારે મારા કર્તવ્ય તથા ધર્મના પાલનમાટે આપના સમાગમસુખનો અનિચ્છા પૂર્વક ત્યાગ કરવો પડે છે" સુદેષ્ણાએ પોતાની પ્રેમવેદનાનો પરિચય કરાવી દીધો

"હુ તારી પાસેથી એક વચન માગુ છું." દેવપ્રસાદે કહ્યુ.

"આપ જો યોગ્ય વચન માગતા હો, તો તે વચન આપવાને હું તૈયાર છું. માત્ર એ વચન મને મારા કર્તવ્યથી ભ્રષ્ટ કરી નાખનાર ન હોવુ જોઇએ એ લક્ષમા રાખશો" સુદેષ્ણાએ અમુક શર્તથી વચન આપવાની તત્પરતા દર્શાવી.

"ધારી લે કે કોઈ કારણવશાત્ તારો પિતા તને મારી નાખવા સૂધીની નિર્દયતા ન દર્શાવે, યુદ્ધમા પોતાના પિતાને યથાશક્ય સહાયતા આપીને તુ પોતાના કર્તવ્યનુ પૂર્ણ પાલન કરી બતાવે, છતા યુદ્ધમાં તારા પિતાનું મૃત્યુ થઈ જાય અને તારા પ્રાણની હાનિ ન થાય, તો યુદ્ધની સમાપ્તિ પછી તુ પાછી મારી પાસે આવીશ અને મને પોતાની સ્નેહસુધાનું પાન કરાવીશ એટલું જ વચન હું તારી પાસેથી માગું છુ" દેવપ્રસાદે ગંભીરતાથી કહ્યુ.

"જો પ્રભુની એવી જ ઇચ્છા હશે અને સર્વ ઘટનાઓ આપ કહો છો તે પ્રમાણે જ ઘટશે, તો હું અવશ્ય આપનાં ચરણોમાં ઉપસ્થિત થઇશ અને આપને મારા આરાધ્ય દેવ તરીકે સ્વીકારીને મારા નારીજન્મની સાર્થકતા કરી લઇશ.

પરંતુ એટલું આપે અવશ્ય સ્મરણમાં રાખી લેવાનું છે કે જો મારા પિતા મારી હત્યા ન કરી નાખે અને રણભૂમિમાં આપની એક પ્રતિપક્ષિણી તરીકે ઉપસ્થિત થવાનો અવસર મને પ્રાપ્ત થઈ જાય, તો તે વેળાયે તો મારા કર્તવ્યના અનુરોધથી હું આપને મારા વૈરી જ માનીશ અને ગુર્જરેશ્વરની આપેલી આ તલ્વારથી જ આપની હત્યા પણ કરી નાખીશ. એવી જ રીતે કર્તવ્યના અનુરોધથી આપ પણ રણભૂમિમાં મને પોતાની વૈરિણી માનજો અને જો હું આપના હસ્તમાં સપડાઈ જઉં તો પ્રેમનો પક્ષપાત કરીને મારો શિરચ્છેદ કરતા અચકાશો નહિ અને પોતાના કર્તવ્ય તથા ધર્મથી ભ્રષ્ટ થશો નહિ, એવી આપને મારી આગ્રહપૂર્વક પ્રાર્થના છે જો આ કર્તવ્યનું આપના હસ્તથી પાલન નહિ થાય, તો યુદ્ધની સમાપ્તિ પછી કદાચિત્ હું જીવતી રહીશ, તો પણ આપનો તિરસ્કાર જ કરીશ અને અખંડ બ્રહ્મચર્યના પાલનમાં જ મારા અવતારને સમાપ્ત કરી નાખીશ, કારણ કે, હું મનથી આપને વરી ચૂકી છું" સુદેષ્ણાએ કર્તવ્યપાલનની શર્ત સાથે દેવપ્રસાદને તેની ઇચ્છા અનુસાર વચન આપી દીધું.

"પરમાત્મા મને અને તને પોતાના કર્તવ્ય તથા ધર્મથી ભ્રષ્ટ થવાની કુબુદ્ધિ ન આપે!" દેવપ્રસાદે પણ કર્તવ્યનિષ્ઠાનું સમર્થન કર્યું.

ત્યાર પછી દેવપ્રસાદે સુદેષ્ણામાટે ભોજનનો થાળ મંગાવ્યો અને સુદેષ્ણાએ તે ભોજનનો આનન્દથી સત્કાર કર્યો તે ભોજનકાર્યમાં નિમગ્ન હતી તે વેળાયે દેવપ્રસાદે પોતે અશ્વશાળામાં જઈને એક દ્રુતગામી ઉત્તમ અશ્વને પ્રવાસમાટે સજ્જ કરાવ્યો અને તે અશ્વને રાજમહાલયના દ્વાર સમક્ષ લાવીને ઊભો રાખવાની દ્વારપાલને આજ્ઞા આપી દીધી સુદેષ્ણા પોતાના ધનુષ્યબાણને ધારીને જે વેળાયે કક્ષમાંથી બહાર આવી તે વેળાયે કૃષ્ણવર્ણ અને વિશાળકાય અશ્વ પોતાની ગ્રીવાને ડોલાવતો અને દક્ષિણ અગ્રચરણથી પૃથ્વીને ખોદતો તેને પોતાના પૃષ્ઠ ભાગપર ધારણ કરવાને તૈયાર ઊભો હતો. દેવપ્રસાદ તથા અશ્વપાલ પણ ત્યાં ઊભા હતા સુદેષ્ણાએ પ્રથમ અશ્વની ગ્રીવાપર પોતાના સુકોમળ હસ્તને ફેરવ્યો અને ત્યાર પછી વામચરણને પાવડામાં સ્થાપીને અશ્વારોહણ કરી અશ્વની લગામને પોતાના હસ્તમાં ધારી લીધી

"પ્રણામ, મારા શૂરવીર અને સ્વામિનિષ્ઠ યજમાન, પરમાત્મા આપણને જ્યાં સુધી પુનઃ પરસ્પર સમાગમસુખને ઉપભોગવાનો અવસર આપે ત્યાં સુધી પ્રણામ અને જો આપણા ભાગ્યમાં પુનર્મિલનનો યોગ ન જ લખાયલો હોય, તો અંતિમ પ્રણામ!" સુદેષ્ણાએ અશ્વને ચલાવવા પૂર્વે દેવપ્રસાદને સંબોધીને આ ઉદ્ગારો કાઢ્યા અને એ ઉદ્ગારોને મુખદ્વારા બહિર્ગત કરતાં તેનાં નયનો આંસુભીનાં થઈ ગયાં

"પ્રણામ, વીર રમણી, પ્રણામ" દેવપ્રસાદે પણ આંસુભીનાં નયનોથી જ આ શબ્દો ઉચ્ચાર્યા

સુદેષ્ણાએ અશ્વને ચલાવ્યો અને તે દ્રુતગામી અશ્વ સુદેષ્ણાને લઈને ત્યાંથી ક્ષણમાત્રમાં જ અદૃશ્ય થઈ ગયો. સુદેષ્ણાના પ્રયાણસમયના કરુણ દૃશ્યને ઉપર ગવાક્ષમાં ઊભેલો ગુર્જરેશ્વર કર્ણરાજ એકાગ્ર દૃષ્ટિથી જોઈ રહ્યો હતો એટલે અશ્વારૂઢ સુદેષ્ણાને વિદાય થતી જોઈને તેના મુખમાંથી પણ એવો ઉદ્ગાર અચિન્ત્ય નીકળી ગયો કે.—

"જો પરમાત્મા પુત્રી આપે, તો આ ભિલ્લકન્યા સુદેષ્ણા જેવી પિતૃભક્ત, કર્તવ્યપરાયણ તથા ધર્મનિષ્ઠ પુત્રી જ આપે! તુ મારા શત્રુની પુત્રી હોવા છતાં પણ હું તને અંત:કરણપૂર્વક આશીર્વાદ આપું છું કે તારી સર્વ શુભ આકાંક્ષાઓ પૂર્ણ થાય અને જો મારો પરાજય થવાનો હોય તો પણ તે તારા જેવી દેવીના હસ્તથી જ થાય!!"

"ધન્ય છે ગુર્જરેશ્વરની અલૌકિક ઉદારતાને!" ગુર્જરેશ્વરની પાછળ આવીને ઊભા રહેલા દેવપ્રસાદના મુખમાંથી સ્વાભાવિક જ આ ઉદ્ગાર નીકળી ગયો.

## પ્રકરણ ૧૨ મું

### સુદેષ્ણાનું સાહસ અને સંગ્રામ

"પરમ દિવસ રાતે હું અને મારા સાથીઓ ધોળકાના અર્ધ માર્ગમાંથી જ્યારે પાછા વળ્યા ત્યારે જે એક ભિલ્લને રાજમાર્ગથી ભિન્ન એક વનમાર્ગે મેં સુદેષ્ણા ધોળકામાં છે કે નહિ એ સમાચાર લઇ આવવામાટે ધોળકાની દિશામાં મોકલ્યો હતો તે ભિલ્લ આજે મધ્યાહ્ન વેળાયે જ ત્યાંથી એવા સમાચાર લઇને પાછો આવી લાગ્યો છે કે: 'સુદેષ્ણા ધોળકામા છે અને ગુજરાતના રાજા કર્ણદેવના ધોળકામાંના રાજમહાલયમાં જ તેને રાખવામાં આવી છે;' આ સમાચાર મળ્યા પછી હવે મારાથી શાંત રહી શકાય તેમ ન હોવાથી અત્યારે જ મેં વેશપરિવર્તન કરીને ધોળકાની દિશામાં પ્રયાણ કરી જવાનો દૃઢ નિશ્ચય કરી લીધો છે. હજી સંધ્યાકાળ નથી થયો એટલે રાત્રિનો એક પ્રહર વીત્યા પછી દુર્ગનાં દ્વારો વસાઈ જવાનો સમય થશે તેથી પૂર્વે તો મારો દ્રુતગામી અશ્વ મને ધોળકાનગરના આભ્યંતર ભાગમા પહોંચાડી દેશે અને મધ્યરાત્રિ પછી કોઇ પણ ઉપાયે સુદેષ્ણાનો વધ કરીને ઉષ:કાળમા ત્યાંથી વિદાય થઇને આવતી કાલના દિવસનો એક પ્રહર જેટલો સમય વીતતા સુધીમાં તો હું અહીં પાછો આવી પહોંચીશ ગુર્જરેશ્વરે જ્યારે પોતાના પ્રજાજનોને આપણા બંધનથી મુક્ત કરીને પોતાની વીરતા તથા નિર્ભયતાનો આપણને સાક્ષાત્કાર કરાવ્યો છે તો પિતૃદ્રોહ તથા જાતિદ્રોહ કરનારી મારી પુત્રી સુદેષ્ણાનો તેના પોતાના મહાલયમાં જ વધ કરીને મારે પણ મારી વીરતાનો ચમત્કાર તેને બતાવવો જ જોઇએ"

સંધ્યાકાળ થવામાં હજી કેટલોક વિલંબ હતો તે વેળાયે આશો ભિલ્લ આશાપલ્લીના બાહ્ય ભાગમાંના પૂર્વકથિત સભાસ્થાનમાં ભિલ્લોને એકત્ર કરીને તેમના સમક્ષ અત્યંત કોપદર્શક ભાવથી આ ભાષણ કરી રહ્યો હતો અને સર્વ ભિલ્લો તેના એ ભાષણને એકાગ્રતાથી સાંભળતા બેઠા હતા તેના ભાષણની સમાપ્તિ થતા બે ચાર ભિલ્લો કાંઇક બોલવાની ઇચ્છા કરી રહ્યા હતા એટલામા એક ભિલ્લે આશા ભિલ્લ સમક્ષ આવીને જણાવ્યુ કે.–

"શૂરવીર ભિલ્લનાયક, આપની પુત્રી સુદેષ્ણા ઘોડાપર બેસીને આવી લાગી છે અને તે આપ સમક્ષ આવવાની રજા માગે છે."

"સુદેષ્ણા પોતે જ પોતાની ઇચ્છાથી મૃત્યુના મુખમાં પડવાને અહીં આવી લાગી છે? ભૂલથી તેં અન્ય કોઇ યુવતીને તો સુદેષ્ણા નથી ધારી લીધી?" આશા ભિલ્લે આશ્ચર્ય દર્શાવ્યું.

"જો હું મને પોતાને ઓળખવામાં ભૂલ કરૂં, તો જ સુદેષ્ણા બ્હેનને ઓળખવામાં મારી ભૂલ થવાનો સંભવ માની શકાય" તે ભિલ્લે નિશ્ચય દર્શાવ્યો.

"જો એમ જ હોય, તો તે દુષ્ટાને અહીં આવવા દે અને આ સ્થાનમાં જ તે અપરાધિનીને દંડભાગિની થવા દે." આ શબ્દોના ઉચ્ચારથી આશા ભિલ્લે તે ભિલ્લને સુદેષ્ણાને પોતા સમક્ષ આવવા દેવાની અનુમતિ આપી દીધી.

ભિલ્લ ત્યાંથી નમન કરીને ગયો અને અલ્પ સમયમાં જ સુદેષ્ણાએ પોતાના પિતા સમક્ષ આવી નમન કરીને કહ્યું કે. "પિતાજી, મારા નમનને સ્વીકારશો."

"નીચ, દુષ્ટા, કુલકલંકિની અને પિતૃદ્રોહિણી સુદેષ્ણા! તને તારા ઘોર અપરાધનો ઉચિત દંડ આપવામાટે અત્યારે જ હું ધોળકાની દિશામાં વિદાય થવાનો હતો એટલામાં સારૂં થયું કે તારો કાળ તને અહીં ઘસડી લાવ્યો અને મારો પરિશ્રમ ટળી ગયો" આશા ભિલ્લે પોતાનાં આરક્ત નેત્રોમાંથી અગ્નિના સ્ફુલિંગોને બહિર્ગત કરીને આ ભીષણ શબ્દો ઉચ્ચાર્યા

"મેં એવો તે આપનો કિંવા આપણી જાતિનો શો ઘોર અપરાધ કરી નાખ્યો છે કે જેના પરિણામે મને આવા હીન વિશેષણો અપાય છે અને મને મૃત્યુદંડ આપવાની ઇચ્છા દર્શાવાય છે?" સુદેષ્ણાએ અત્યંત નિર્ભયતા, નિઃશંકતા તથા ઓજસ્વિતાથી પોતાના પિતાના શબ્દોનો પ્રતિવાદ કર્યો.

"ધોળકાના જે સ્ત્રીપુરૂષોને હું અહીં બંદી કરીને લઇ આવ્યો હતો તેમનો તે દિવસે તેં પ્રબળ પક્ષપાત કર્યો હતો અને ત્યાર પછી મારી ગેરહાજરીમાં પરમ દિવસે રાત્રિના સમયમાં તે જ તેમને નસાડ્યાં હતાં; કારણ કે, જો તેમને નસાડવામાં તારો હાથ ન હોય, તો તું પોતે પણ અહીંથી તેમની સાથે પલાયન કરી ન જાય આનાથી અધિક ભયંકર અન્ય કોઇ પણ અપરાધ હોઇ શકે ખરો કે? આ અપરાધની મૃત્યુ વિના અન્ય કોઇ પણ શિક્ષા ન હોવાથી તારે આ સ્થાનમાં અને આ ક્ષણે જ મૃત્યુને આધીન થવું પડશે." આશા ભિલ્લે, સુદેષ્ણાને તેના અપરાધના વિવેચન સહિત મૃત્યુદંડની વાર્તા દર્શાવી દીધી.

"આ તો ચોર કોટવાલને દંડે એવો જ ન્યાય અપાય છે, જે અપરાધ વાસ્તવિકતાથી જોતા આપના આ શ્રીમાન્ ભિલ્લ મહાશયોના હસ્તથી થયો છે તે અપરાધને મારા મસ્તકપર સ્થાપીને જે શિક્ષા એમને અપાવી જોઇએ તે શિક્ષા મને આપવાની વાતો કરાય છે." સુદેષ્ણાએ ભિલ્લોને અપરાધી તરીકે વ્યક્ત કર્યા.

"હે, અમો અપરાધી?" કેટલાક ભિલ્લોએ કોપદર્શક ભાવ તથા એકત્ર સ્વરથી ગર્જનાના રૂપમાં આ ઉદ્‌ગાર કાઢ્યો.

"હા, હા અને હા, એક વાર નહિ, સો વાર નહિ, પણ હજાર વાર તમો અને તમો જ અપરાધી છો અને તમારા એ અપરાધને હમણા જ હું સપ્રમાણ સિદ્ધ કરી બતાવું છું." સુદેષ્ણાએ ભિલ્લોને તેમના પ્રશ્નનું આ પ્રમાણે ઉત્તર આપીને પોતાના પિતાને સંબોધી કહેવા માંડ્યું કે "પૂજ્ય પિતાજી, પરમ દિવસે આપણી ગ્રામદેવીનો મહોત્સવ હોવાથી સર્વ ભિલ્લ પુરુષો તથા ભિલ્લ સ્ત્રીઓ મદિરાપાન કરીને રાત્રિના સમયમાં એટલી સીમાપર્યન્ત ઘોર નિદ્રા કિંવા નિશ્ચેષ્ટતાને આધીન થઈ ગયા હતા કે તેમનામાં અને મૃત મનુષ્યોમાં કોઈ પણ પ્રકારનો ભેદ રહ્યો જ ન હોતો આ પરિસ્થિતિ શત્રુપક્ષના ગુપ્તચર સૈનિકોના જાણવામાં

આવી જતાં તેઓ નિર્ભયતાથી ગ્રામમાં આવી લાગ્યા અને ધોળકાનાં જે સ્ત્રી-પુરુષોને આપ પકડીને લઈ આવ્યા હતા તે સ્ત્રીપુરુષોને તથા મને અહીંથી પકડીને લઈ ગયા. મને પણ તેઓ પકડીને લઈ ગયા તેનું કારણ એ હતું કે હું આપની પુત્રી હોવાથી મને આપણા ગૃહમાથી પકડી જઇને તેઓ આપને એમ દર્શાવવા ઇચ્છતા હતા કે 'જેવી રીતે આશો ભિલ્લ ગુર્જરેશ્વરનાં પ્રજાજનોને તેમના ગ્રામની સીમામાથી પકડીને લઈ જવાની શક્તિ ધરાવે છે તેવી જ રીતે ગુર્જરેશ્વરના ગુપ્તચર સૈનિકો પણ આશા ભિલ્લની પોતાની પુત્રીને તેના પોતાના ગૃહમાથી જ પકડીને લઈ જવાનું સામર્થ્ય ધરાવે છે' જો તે વેળાયે આપણા ભિલ્લ બંધુઓ સાવધાન હોત, તો ગુર્જરેશ્વરના સાત કે આઠ સૈનિકો આપણા ગ્રામમાં નિર્ભયતાથી પ્રવેશ કરીને અમોને ઉપાડી જવાનું સાહસ કદાપિ કરી શકત નહિ, એ એક બાળક પણ કહી શકે તેમ છે એટલે એના અધિક વિવેચનની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી મારા કથનની વાસ્તવિકતાનું અન્ય પ્રબળ પ્રમાણ એ છે કે જો એ બંદિજનોને નસાડવાનો મેં પોતે જ અપરાધ કર્યો હોત, તો આપના ઉગ્ર સ્વભાવનો મને સંપૂર્ણ પરિચય હોવા છતાં હું મૃત્યુના મુખમા પડવામાટે પોતે જ ચાલી ચલાવીને અત્યારે અહીં આવવાનુ સાહસ ન કરત. વળી અહીંના બંદિજનોને નસાડનારી આપ મને જ માનતા હો, તો પેલા એકાંતિક દુર્ગમાના કારાગૃહમાં આપે ધોળકાના જે બે વીર યુવકોને પૂરી રાખ્યા હતા તે વીર યુવકોને તે દુર્ગમ તથા દુર્ભેદ્ય કારાગૃહમાંથી કોણે નસાડ્યા છે વારુ? તેમને ત્યાંથી નસાડનારી પણ હું જ હતી કે શું? મને તો, જો આપ સર્વને પરમાત્માએ અલ્પસ્વલ્પ વિચારશક્તિ આપી હોય, તો સર્વ ભિલ્લ બંધુઓએ અન્તઃકરણપૂર્વક કોટિશ ધન્યવાદો જ આપવા જોઇએ; કારણ કે, પાર્વત્ય કારાગૃહમાંના બે યુવકોને ત્યાંથી મુક્ત કરવામાટે ગુર્જરેશ્વરને પોતાને ત્યાં જવાનો પરિશ્રમ વેઠવો પડ્યો હતો અને અહીંનાં બંદિજનોને કાઢી લઈ જવામાટે પણ ગુર્જરેશ્વરના સાત કે આઠ શસ્ત્રધર સૈનિકોને આવવું પડ્યુ હતું ત્યારે જ તે બંદિજનો મુક્ત થઈ શકયાં હતાં; પરંતુ હુ તો કોઇની પણ સહાયતા વિના ગુર્જરેશ્વરના મહાલયમાંથી ધોળે દિવસે અને ભરે બજારે ગુર્જરેશ્વરની અશ્વશાળામાંના એક ઉત્તમ અશ્વપર આરોહણ કરી ગુર્જરેશ્વરની પોતાની રત્નજડિત મ્યાનવાળી તલ્વાર સહિત પલાયન કરીને અત્યારે આહી આવી પહોંચી છું અને ગુર્જરેશ્વરને મેં મારી આ વીરતાથી પ્રત્યક્ષ બતાવી દીધું છે કે ભિલ્લજાતિની સ્ત્રીઓ પણ જ્યારે આટલી સીમા પર્યન્ત નિર્ભય તથા શૂરવીર હોય છે, તો પછી ભિલ્લજાતિના પુરુષોની વીરતા અગાધ હોય અને ભિલ્લનાયક આશા ભિલ્લના પરાક્રમો અવર્ણનીય હોય એ તો સર્વથા સ્વાભાવિક જ છે. મારી નિરપરાધિતાનો સત્ય વૃત્તાન્ત આ છે અને તે આપ સર્વના સાંભળવામાં આવી ચૂક્યો છે મારા આ વૃત્તાન્તને સાંભળ્યા પછી પણ, મારા પૂજ્ય પિતા, જો આપ મને અપરાધિની માનતા હો, તો આનન્દથી આ સ્થાનમાં અને આ ક્ષણે જ મારો વધ કરી નાખો, કારણ કે, જો મારા પૂજ્ય પિતાના હસ્તથી મારું મૃત્યુ થશે, તો મારો અવશ્ય મોક્ષ થઈ જશે એવો મારો દૃઢ વિશ્વાસ છે" સુદેષ્ણા આ અંતિમ વાક્યને ઉચ્ચારી ગંભીર મૌનનુ અવલંબન કરીને નિર્ભયતાપૂર્વક આશા ભિલ્લ સમક્ષ ઊભી રહી

"તારા આ વૃત્તાન્તને સાંભળ્યા પછી હું તને અપરાધિની માની શકતો નથી અને તેં ગુર્જરેશ્વરના રાજમહાલયમાંથી તેની રત્નજડિત મ્યાનવાળી તલ્વાર સહિત તેના જ અશ્વપર આરોહણ કરીને ધોળે દિવસે પલાયન કરી મારા તેમ જ સમસ્ત ભિલ્લજાતિના મુખને ઉજ્જવલ કરી બતાવ્યું છે તેમાટે હું તને અન્તઃકરણપૂર્વક ધન્યવાદ આપુ છું અને હું તારા જેવી વીરપુત્રીનો પિતા હોવાથી મને પોતાને પણ મહાભાગ્યશાળી માનું છું." આશા ભિલ્લના હૃદયમાં સુદેષ્ણાની નિરપરાધિતાનો નિશ્ચય થઈ જતાં તેના કોપનો લોપ થઈ ગયો અને તે કોપના સ્થાનમાં પ્રસન્નતાનો આવિર્ભાવ થવાથી તેણે પોતાની પુત્રીને અનુલક્ષીને વાત્સલ્યદર્શક ભાવથી આવા પ્રકારના સ્વાભાવિક ઉદ્ગારો કાઢ્યા.

"અસ્તુ મારે હવે એક અન્ય ભયંકર સંવાદ આપને આપવાનો છે અને તે એ કે ગુર્જરેશ્વર કર્ણરાજે આપના અસ્તિત્વને મટાડી દેવાની, ભિલ્લજાતિને નષ્ટપ્રાય કરી નાખવાની અને આ આશાપલ્લીને ઉદ્ધ્વસ્ત કરી નાખવાની દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી છે. જ્યાં સુધી આપના હસ્તમાં સપડાયલાં તેમનાં પ્રજાજનો મુક્ત થયાં ન હોતાં ત્યાં સુધી કદાચિત્ તેમને આપ મારી નાખશો. એવા ભયથી પોતાની પ્રતિજ્ઞાની પૂર્તિમાટે ગુર્જરેશ્વરથી આશાપલ્લીપર આક્રમણ કરી શકાતું ન હોતું; પરંતુ તે પ્રજાજનોની મુક્તિથી ગુર્જરેશ્વરનો એ ભય હવે ટળી ગયેલો હોવાથી આશાપલ્લીપર આક્રમણ કરવામાટે ગુર્જરેશ્વર આવતી કાલે પ્રભાતમાં જ પોતાના વિશાળ સૈન્ય સહિત ધોળકા નગરમાંથી પ્રયાણ કરવાના છે, તેઓ આવતી કાલે તૃતીય પ્રહરના અંત પૂર્વે જ બહુધા અહીં આવી લાગશે અને કદાચિત્ પરમ દિવસે પ્રભાતમા આશાપલ્લીપર આક્રમણ કરશે એ નિશ્ચિત હોવાથી જો આપણે ગુર્જરેશ્વર સાથે યુદ્ધ કરવું જ હોય, તો અત્યારથી જ તે યુદ્ધની તૈયારીના કાર્યમાં લાગી જવું જોઇએ; કારણ કે, આપણા હસ્તમા યુદ્ધની તૈયારીમાટે રહેવો જોઇએ તેટલો વિપુલ સમય હવે રહ્યો નથી" સુદેષ્ણાએ ગુર્જરેશ્વરનો સંદેશ પણ અન્ય રૂપમા સંભળાવી દીધો

"આ યુદ્ધ થવાનું છે એવો મારો બહુ દિવસથી નિશ્ચય હોવાથી આ યુદ્ધમાટેની આવશ્યકીય તૈયારીઓ તો મેં કરી જ રાખી છે એટલે વિશેષ ચિન્તા જેવું કાંઈ પણ નથી. આવવા દ્યો એ ગુર્જરેશ્વરના નામથી પોતાને ઓળખાવનાર પાટણના રજપૂતડા કરણિયાને અહીં આવવા દ્યો અને ભિલ્લોના બાણોની તીખી અણીઓનો સ્વાદ ચાખવા દ્યો આ યુદ્ધમાં જો આપણી ભિલ્લસેનાનો વિજય થશે, તો ગુજરાતમા ભિલ્લરાજ્યની સ્થાપના કરી શકાશે અને જો આ યુદ્ધમાં આપણો પરાજય થશે, તો પણ ભિલ્લ લુટારાઓને પરાજિત કરવામાટે ગુર્જરેશ્વરને પોતાને આશાપલ્લીપર પ્રચંડ સૈન્ય સહિત આક્રમણ કરવું પડ્યું હતું એ ઘટના ઇતિહાસનાં પૃષ્ઠોમાં લખાતાં મારું તથા મારી સમસ્ત ભિલ્લજાતિનું નામ અમર થઈ જશે એટલે જય તેમ જ પરાજય આપણામાટે તો સમાન પરિમાણમાં લાભકારક થવાનો જ સંભવ છે." આશા ભિલ્લે યુદ્ધવિષયક તત્પરતા દર્શાવી.

"આપ પિતાશ્રીનાં ચરણોમાં મારી એક અન્ય પ્રાર્થના છે" સુદેષ્ણાએ નમ્રતાથી કહ્યુ

"તારે જે કાંઈ પણ કહેવાનું હોય, તે કોઈ પણ પ્રકારના સંકોચ વિના કહી દે." આશા ભિલ્લે અનુમતિ દર્શાવી

"પિતાજી, જે વેળાયે આપને સંહારી નાખવાની ગુર્જરેશ્વરે કરેલી ભીષ્મ પ્રતિજ્ઞાનો ભેદ મારા જાણવામાં આવ્યો તે જ વેળાયે મેં મારા કૃપાણ કિંવા બાણથી ગુર્જરેશ્વરને સંહારવાની મારા મનમાં ભીષ્મ પ્રતિજ્ઞા કરેલી હોવાથી આ યુદ્ધમાં આપણા ભિલ્લસૈન્યના અગ્રભાગમાં રહીને શત્રુસૈન્ય સાથે વીરતા તથા નિર્ભયતાથી યુદ્ધ કરવાની અને મારી એ પ્રતિજ્ઞાને પૂર્ણ કરવાની આજ્ઞા મને મળવી જોઇએ એ જ મારી પ્રાર્થના છે. જો મારી આ પ્રાર્થનાને સ્વીકારવામાં નહિ આવે, તો કદાચિત્ મારે આત્મહત્યા કરવી પડશે." સુદેષ્ણાએ પોતાની યુદ્ધેચ્છાને વ્યક્ત કરી બતાવી.

"તું મારી વીરદુહિતા હોવાથી તારી એ ઇચ્છા અવશ્ય પૂર્ણ થશે." આશા ભિલ્લે સુદેષ્ણાને યુદ્ધમાં ઝૂંઝવાની આજ્ઞા આપી દીધી.

આશા ભિલ્લે એ ક્ષણથી જ યુદ્ધની તૈયારીમાં જે ન્યૂનતા હતી તે ન્યૂનતાને પૂર્ણ કરવાના કાર્યનો આરંભ કરી દીધો દ્વિતીય દિવસના મધ્યાહ્નકાળ સુધીમાં તો આશાપલ્લીના બાહ્ય ભાગમાં વિસ્તરેલું અરણ્ય ભિલ્લારણ્યના સ્વરૂપમાં પરિણત થઈ ગયું અને જ્યાં દૃષ્ટિપાત કરવામાં આવે ત્યાં તીરકામઠાવાળા ભિલ્લો અને ભિલ્લો જ દૃષ્ટિગોચર થવા લાગ્યા દિવસના તૃતીય પ્રહરનો અંત થતાં જ ગુર્જરેશ્વરની વિશાળ સેના સાભ્રમતી નદીના પરતીરપ્રાંતમાં આવી લાગી અને તેણે ત્યાં જ પોતાની છાવણી નાખી દીધી. નદીના વિશાળ પટને ઓળંગ્યા વિના ગુર્જરેશ્વરની સેનાથી આશાપલ્લીપર આક્રમણ કરી શકાય તેમ ન હોવાથી અને જો ગુર્જરેશ્વરના સૈનિકો નદીને ઓળંગવામાટે નદીના પટમાં ઊતરે, તો ઉચ્ચ તીરપ્રાંતમાંથી તેમનાપર બાણોની વૃષ્ટિ વર્ષાવવાનો ભિલ્લોને ઇચ્છિત અવસર મળી જાય તેમ હોવાથી બે હજાર ભિલ્લો નદીના આ તીરપ્રાંતમાં પોતાનાં તીરકામઠાંને તૈયાર રાખીને ઊભા રહી ગયા કે જેથી રાત્રિના સમયમાં ગુર્જરેશ્વરના સૈનિકો નદીના પટને ઓળંગીને આ બાજૂ પહોચી ન આવે અને અચાનક આક્રમણ ન કરી બેસે. એવી જ રીતે આશાપલ્લીની આસપાસ પણ સહસ્રાવધિ ભિલ્લો યુદ્ધની પ્રતીક્ષા કરતા ઇતસ્તતઃ વિચરવા લાગ્યા. અશ્વારોહી આશો ભિલ્લ અને અશ્વારોહિણી સુદેષ્ણા પોતાના ભિલ્લસૈન્યમાં સર્વત્ર ભ્રમણ કરીને ભિલ્લોને યુદ્ધ વિષયક આવશ્યકીય સૂચનાઓ આપવા લાગ્યાં

* * * * *

રાત્રિના પ્રથમ પ્રહરનો અંત થઈ ગયો હતો. ગુર્જરેશ્વર કર્ણરાજ ભોજનકાર્યથી નિવૃત્ત થઇને દેવપ્રસાદ તથા સેનાધ્યક્ષ પ્રતાપસિંહ સાથે પોતાના તંબૂમાં યુદ્ધ વિષયક પરામર્શ કરતો બેઠો હતો. કેટલોક વાર્તાલાપ થયા પછી ગુર્જરેશ્વરે સેનાધ્યક્ષ પ્રતાપસિંહને સંબોધીને કહેવા માંડ્યું કે.—

"પ્રતાપસિંહજી, ભિલ્લો પોતે નદીના પટને ઓળંગીને આપણા સૈન્યપર આક્રમણ કરવામાટે અહીં આવવાના નથી એવો મારો દૃઢ નિશ્ચય છે એટલે આક્રમણનો આરંભ તો આપણે જ કરવો પડશે, તો હવે પ્રભાતમાં આપણે તેમનાપર ક્યાંથી અને કેવી રીતે આક્રમણ કરવું એ હું જાણવા માગું છું"

"જો તેઓ નદીના પટને ઓળંગીને અહીં ન આવવાના હોય, તો આપણે નદીના પટને ઓળંગીને તેમનાપર સરળતાથી આક્રમણ કરી શકીશું; કારણ કે,

આપણા સૈનિકો પણ કાંઈ જેવા તેવા બાણાવળી નથી એટલે ભિલ્લોની ધનુ-વિદ્યાથી ભયભીત થવાનું કાંઇ પણ કારણ નથી" સેનાપતિ પ્રતાપસિંહે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"દેવપ્રસાદ તમોને સેનાધ્યક્ષનો આ અભિપ્રાય ઉચિત લાગે છે ખરો કે?" કર્ણરાજે દેવપ્રસાદને પૂછ્યું.

"કદાચિત્ આપણે એમ માની લઇએ કે આપણા સૈનિકો ઉત્તમ બાણા-વળી હોવા સાથે યુદ્ધકલાનિપુણ હોવાથી આવી રીતે ભિલ્લોપર આક્રમણ કરી પણ શકે, તો પણ જ્યારે આપણા સૈનિકો નદીના પટમાં ઉતરશે તે વેળાયે ભિલ્લો તીરપ્રાંતમા એટલે કે ઉચ્ચ ભાગમા હોવાથી તેમને આપણા સૈનિકોપર બાણોની વૃષ્ટિ વર્ષાવવાનો અમૂલ્ય પ્રસંગ મળતાં પરતીરપ્રાંતમાં પહોચતાં સૂધીમાં તો આપણા સહસ્રાવધિ સૈનિકો મૃત્યુના મુખમા જઇ પડશે, કારણ કે, આપણા વિરોધી ભિલ્લોની સંખ્યા અતિશય વિશાળ છે અને તેમનો નાયક આશો ભિલ્લ બાણયુદ્ધની કલાનો તો સંપૂર્ણ જ્ઞાતા છે આ કારણોથી આક્ર-મણની આ પદ્ધતિ મને પોતાને તો ઉચિત નથી દેખાતી" દેવપ્રસાદે આક્રમણની એ પદ્ધતિના સંબંધમા પોતાનો વિરુદ્ધ અભિપ્રાય દર્શાવ્યો

"મારો પોતાનો પણ એવો જ અભિપ્રાય છે કે આક્રમણની આ પદ્ધતિ સ્વીકારવા યોગ્ય નથી, કારણ કે, એ પદ્ધતિને સ્વીકારવાથી આપણા સૈનિકોની અકારણ હાનિ થવાનો સંભવ સ્પષ્ટ દેખાઇ આવે છે" ગુર્જરેશ્વરે દેવપ્રસાદના અભિપ્રાયને અનુમોદન આપ્યું

"ત્યારે આપ શ્રીમાનનો એ ભિલ્લોપર કેવી રીતે અને ક્યા સ્થાનમાંથી આક્રમણ કરવાનો વિચાર છે વારુ?" સેનાધ્યક્ષ પ્રતાપસિંહે પૂછ્યું.

"આશો ભિલ્લ એક નિર્ભય વીર પુરુષ હોવાથી અને તેના ધનુર્ધર ભિલ્લ સૈનિકોની સંખ્યા અતિશય વિશાળ હોવાથી જ્યા સૂધી એ ભિલ્લ સેનાને ચારે તરફથી ઘેરી લઇને તેનાપર આપણે આક્રમણ ન કરી શકીએ ત્યા સૂધી તેમના પરાજય તથા આપણા વિજયનો સંપૂર્ણ સંભવ નથી, એ નિર્વિવાદ છે આ પરિસ્થિતિનો વિચાર કરતા આક્રમણની જે પદ્ધતિ મારા મસ્તિષ્કમાં રમી રહી છે તે એ છે કે આપણા સૈન્યના એક ચતુર્થાંશ ભાગને આ સ્થાનમા રહેવા દઇને અવશિષ્ટ બહુસંખ્ય સૈન્યને ભિલ્લોના જાણવામાં ન આવી શકે તેવી રીતે અત્યંત ગુપ્ત ભાવથી અહીંથી ઉત્તર દિશામા બે ગાઉના અંતરપર નદીના તીરપ્રાન્તમા લઇ જવું અને ત્યા સૈન્ય સહિત નદીના પટને ઓળ-ગીને આશાપલ્લીની દિશામા પ્રયાણ કરવું. આશાપલ્લીથી અર્ધ ગાઉના અંતરપર સૈન્યને ત્રણ ભાગમાં વિભક્ત કરી તે ત્રણ સૈન્યવિભાગોને આશાપલ્લીની આ નદીની દિશાને વર્જ્ય કરીને અન્ય ત્રણ દિશાઓમા આશાપલ્લીથી યોગ્ય જણાય તેટલા અંતરે ગોઠવી દેવા આ કાર્ય ઉપ કાળથી પૂર્વે સમાપ્ત થઇ જવું જોઇએ ઉપ કાળ પછી જેમ જેમ પ્રકાશ વૃદ્ધિંગત થતો જાય તેમ તેમ આ સ્થાનમાના આપણા સૈનિકોએ નદીના પટને ઓળગી જવાનો કૃત્રિમ અભિનય કરી બતાવવો એટલે સર્વ ભિલ્લો નદીના તીરપ્રાંતમાં એકત્ર થઇને તેમને આગળ વધવા ન દેવાના અને તેમને બાણોથી વીંધી નાખવાના કાર્યમા નિમગ્ન

થશે અને એ જ વેળાયે આપણા સૈન્યના ત્રણ વિભાગો પાછળથી અને આજૂબાજૂથી આવીને તેમને ઘેરી લેશે એટલે અચિન્ત્ય આક્રમણથી ગર્ભગલિત થઇને તેઓ બાણોને પણ ચલાવી શકશે નહિ અને પલાયન પણ કરી શકશે નહિ; માત્ર એટલું જ નહિ, પણ અસિયુદ્ધ વિના તેમના માટે અન્ય કોઇ ઉપાય ન રહેવાથી અને અસિયુદ્ધની કળામાં તેઓ પ્રવીણ ન હોવાથી આપણા સૈનિકોનાં શસ્ત્રોનાં ટપોટપ બલિદાન થવા માંડશે અને તેથી અત્યંત અલ્પ પરિશ્રમથી અત્યન્ત અલ્પ સમયમાં જ આપણો વિજય થઇ જશે, એવો મારો જો કે દૃઢ વિશ્વાસ છે; છતાં આમાં મારો કાંઇ પણ પ્રમાદ થતો હોય તો તે પ્રમાદને દર્શાવી દેવાની તમો ઉભય વીર પુરુષો સંપૂર્ણ સ્વતંત્રતા ધરાવો છો." ગુર્જરેશ્વર કર્ણરાજે અત્યંત ગંભીર ભાવથી આક્રમણની પોતાના મસ્તિષ્કમાં રમી રહેલી પદ્ધતિને વાણીદ્વારા વ્યક્ત કરી બતાવી.

"મહારાજાધિરાજની શત્રુદલને પરાજિત કરવાની આ યુક્તિ નિર્વિવાદ ઉત્કૃષ્ટ છે, પરંતુ પ્રશ્ન માત્ર એટલો જ અવશિષ્ટ રહે છે કે જે બહુસંખ્ય સૈનિકોને આપણે અહીંથી લઈ જવા તેમનામાં અશ્વારોહી સૈનિકોનો પણ સમાવેશ કરવો કે કેમ ?" સેનાધ્યક્ષ પ્રતાપસિંહે એક પ્રશ્ન ઉપસ્થિત કર્યો.

"આ પ્રશ્ન અવશ્ય વિચારણીય છે; કારણ કે, અશ્વોના ખોંખાર, હણહણાટ તથા ચરણધ્વનિ આદિથી જો દસ્યુઓ આપણી યુક્તિને જાણી જાય, તો આપણું કાર્ય વિશેષ પરિશ્રમદાયક તથા કઠિન થઈ પડે એ સ્વાભાવિક છે." દેવપ્રસાદે સેનાધ્યક્ષના વિચારને અનુમોદન આપ્યું.

"અશ્વારોહી સૈનિકોને પણ સાથે તો લઈ જવા; પરંતુ ચરણસંચારી સૈનિકોના સમુદાયથી તેમને કેટલાક અંતરપર પાછળ રાખવા કે જેથી તેઓ જે ક્ષણે આવશ્યકતા જણાય તે ક્ષણે ચરણસંચારી સૈનિકોને આવશ્યકીય સહાયતા આપવામાટે તત્કાળ આગળ વધી શકે અને તેમની શત્રુઓના હસ્તથી થતી હાનિને અટકાવી શકે એવો મારો અભિપ્રાય છે." ગુર્જરેશ્વરે પોતાનો અન્તિમ નિશ્ચય દર્શાવી દીધો.

"વારુ; ત્યારે આપણા સૈન્યના એ ચાર વિભાગોના સેનાધ્યક્ષ તરીકે કયા કયા પુરુષોને યોજવાના છે ?" સેનાપતિએ પૂછ્યું.

"સૈન્યના ત્રણ વિભાગોમાંના એક વિભાગનો સેનાધ્યક્ષ તો હું પોતે જ થઇશ; કારણ કે, મારે આશા ભિલ્લને હણવાની મારી પ્રતિજ્ઞાને આવતી કાલે પૂર્ણ કરવાની છે; દ્વિતીય વિભાગના સેનાધ્યક્ષ તરીકેનું ઉત્તરદાતૃત્વ આ વીર દેવપ્રસાદના શિરપર રહેશે અને તૃતીય વિભાગનું નાયકત્વ તમારે પોતાના હસ્તમાં રાખવાનું છે. સૈન્યનો જે ચતુર્થ વિભાગ આ સ્થાનમાં જ રહેવાનો છે તે સૈન્યવિભાગના અધ્યક્ષત્વનો અધિકાર યોગ્ય સૂચનાઓ સહિત તમો તમારા સહાયક દ્વિતીય સેનાધ્યક્ષ પૃથ્વીસિંહને સમર્પી દ્યો અને અત્યારે જ જે સૈન્યને આપણે આપણી સાથે લઈ જવાનું છે તેને પ્રયાણમાટે તૈયાર થવાની આજ્ઞા સંભળાવી દ્યો." ગુર્જરેશ્વરે સેનાધ્યક્ષોની યોજનાના પ્રશ્નનો નિર્ણય કરીને સેનાધ્યક્ષ પ્રતાપસિંહને સૈન્યને પ્રયાણમાટે તૈયાર કરવાની આજ્ઞા પણ આપી દીધી.

સેનાપતિ નમન કરીને ત્યાંથી ઉઠયો એટલે ગુર્જરેશ્વર તથા દેવપ્રસાદ અલ્પ સમયમાં જ કવચ-બખ્તર-તથા શસ્ત્રાસ્ત્ર ધારીને પ્રયાણમાટે તૈયાર થઈ

યા. અર્ધપ્રહર જેટલા સ્વલ્પ સમયમાં જ ગુર્જરેશ્વરના કર્તવ્યપરાયણ તથાં યુયુત્સુ સૈનિકો ગુર્જરેશ્વર કર્ણરાજ, દેવપ્રસાદ તથા સેનાધ્યક્ષ પ્રતાપસિંહના અગ્રેસરત્વ તળે સરિતાતીરપ્રાંતના નિકટવર્તી ઉત્તરદિશાભિમુખ માર્ગમાં પ્રવાસ કરવા લાગ્યા અને બે ગાઉના અંતરે પહોચીને ગુર્જરેશ્વરની આજ્ઞા અનુસાર નમર્ણુ નદીના પટને ઓળંગીને પુન આશાપલ્લીની દિશામાં અગ્રેસર થવાના કાર્યને આરંભી દીધુ.

નિશાના અંતને સૂચવનારા ઉષઃકાલનું આગમન થતા દ્વિતીય સેનાધ્યક્ષ પૃથ્વીસિંહની આજ્ઞાથી સાભ્રમતીના તીરપ્રાંતમાના સૈનિકોએ તીરપ્રાંતમાંથી નદીમાં ઉતરીને નદીના પટને ઓળંગવાના અભિનયનો આરંભ કરી દીધો. માર્જરદૃષ્ટિ ભિલ્લોએ પરતીરપ્રાંતમાથી ગુર્જરેશ્વરના સૈનિકોને નદીના પટને ઓળગવાનો ઉદ્યોગ કરતા જોઇને ઢોલને વગાડવાનો આરંભ કરી દીધો અને ઢોલના તે વિશિષ્ટ આશયદર્શક ધ્વનિને સાભળીને જોતજોતામાં ભિલ્લોની ત્રણ ચતુર્થાંશ સંખ્યા નદીના તીરપ્રાંતમાં આવીને એકત્ર થઇ ગઈ ગુર્જરેશ્વરના સૈનિકોનો એક સમુદાય નદીના પટના મધ્યભાગમા આવી લાગ્યો એટલે ભિલ્લોએ તેમનાપર બાણોને છોડવા માંડ્યા, પરંતુ એ સૈનિકોએ પોતાના શરીરપર લોહકવચ ધારેલા હોવાથી જો કે તેમની એ બાણોથી હાનિ થતી ન હોતી, તથાપિ તેમનામાના કેટલાક સૈનિકો કૃત્રિમ આહત સૈનિકોને પોતાના શિબિરમાં લઈ જવાનો અભિનય કરીને આગળ વધવામા જાણી જોઇને વિલંબ કરતા હતા અંતે આકાશમા અરુણનો ઉદય થયો અને અરુણનો ઉદય થતા જ આશાપલ્લી ગ્રામમાં ઢોલનો ભયંકર ધ્વનિ થવાથી તીરપ્રાંતમાના ભિલ્લો વિલક્ષણ ભયસૂચક ચીત્કારો કરતા આશાપલ્લીની દિશામા દોડવા લાગી ગયા માત્ર અલ્પસંખ્ય ભિલ્લો જ તીરપ્રાંતમા ઊભા રહ્યા ભિલ્લોની આ દોડવાથી દ્વિતીય સેનાપતિ પૃથ્વીસિંહે અનુમાન કરી લીધુ કે ગુર્જરેશ્વર, દેવપ્રસાદ તથા સેનાધ્યક્ષ પ્રતાપસિંહે આશાપલ્લી અને તેના બાહ્ય ભાગમા વિસ્તરેલા ભિલ્લોપર ત્રણ બાજૂથી એકત્ર આક્રમણ કરેલુ હોવું જોઇએ એટલે તેણે પણ પોતાના સૈનિકોને વેગપૂર્વક આગળ વધવાનો અને નદીની દિશામાંથી ભિલ્લોપર આક્રમણ કરવાનો આદેશ આપી દીધો ગુર્જરેશ્વરના સૈન્યનો એ ચતુર્થ વિભાગ પણ કોઇ પણ પ્રકારની વિશેષ હાનિને સહન કર્યા વિના નદીના પરતીરવર્તી પ્રાંતમા પહોચી ગયો અને તેણે બાણાવળી ભિલ્લોને બાણ તથા કૃપાણવડે સંહારવાના ભીષણ કાર્યનો પ્રારંભ કરી દીધો. દ્વિતીય સેનાધ્યક્ષ પૃથ્વીસિંહનું અનુમાન સત્ય હતુ; કારણ કે, ગુર્જરેશ્વર, દેવપ્રસાદ તથા સેનાધ્યક્ષ પ્રતાપસિંહે આશાપલ્લી તથા તેના બાહ્ય ભાગમા વિસ્તરેલા ભિલ્લોપર ત્રણ બાજૂથી એકસમયાવચ્છેદે આક્રમણ કરી દીધુ હતુ અને તેથી ત્યા તુમુલ યુદ્ધનો આરંભ થઈ ગયો હતો

અચાનક થયેલા ચાર બાજૂના આક્રમણને જોઇને આશા ભિલ્લે પણ પોતાના સૈન્યને ચાર વિભાગોમા વિભક્ત કરી નાખ્યું અને તેમાંના એક વિભાગના નાયકત્વને પોતે સ્વીકારીને અન્ય ત્રણ વિભાગના નાયકો તરીકે તેણે પોતાના બે પુત્રો તથા પુત્રી સુદેષ્ણાને નીમી દીધાં. યોગાનુયોગથી ઘટના એવી ઘટી કે ભિલ્લોના જે સૈન્યવિભાગનું નાયકત્વ આશા ભિલ્લે પોતાની પુત્રી સુદેષ્ણાને સમર્પ્યું હતું તે સૈન્યવિભાગ તે હતો કે જેનાપર દેવપ્રસાદે આક્રમણ

કર્યું હતું એટલે સુદેષ્ણાને વિધિના વિધાનથી પોતાના પ્રિયતમ સાથે જ તુમુલ યુદ્ધ કરવાનો અવસર પ્રાપ્ત થયો હતો. આશો ભિલ્લ પોતે ગુર્જરેશ્વર સાથે રણમાં ઝૂંઝવાની ઇચ્છાથી જે સ્થાનમાં ગુર્જરેશ્વર પોતાના વીરત્વ, કૌશલ્ય તથા સૈન્યબળથી ભીષણ સંહાર કરી રહ્યો હતો તે સ્થાનમાં જવાને જ આગળ વધ્યો હતો. અહીં જણાવવાની આવશ્યકતા છે કે ગુર્જરેશ્વર પ્રમાણે આશો ભિલ્લ પણ કવચવડે પોતાના દેહને સુરક્ષિત કરીને અશ્વપર આરોહણ કરી રણક્ષેત્રમા અવતીર્ણ થયો હતો અને સુદેષ્ણા પણ કવચને ધારણ કરી ગુર્જરેશ્વરની આપેલી તલ્વારને કટિભાગમાં લટકાવી ગુર્જરેશ્વરના આપેલા અશ્વપર આરોહણ કરીને જ રણચંડીને શત્રુઓના શોણિતથી તૃપ્ત કરવામાટે રણભૂમિમા અવતીર્ણ થઇ હતી.

સર્વ ભિલ્લો પાસે ધનુષ્ય તથા બાણ વિના અન્ય શસ્ત્રાસ્ત્રો ન હોવાથી તેઓ જ્યાં તેમને વૃક્ષોનો આશ્રય મળી શકે તેમ હતું ત્યાં વૃક્ષોપર ચઢીને ગુર્જરેશ્વરના સૈનિકોપર બાણોની વૃષ્ટિ વર્ષાવતા હતા અને રાજસૈનિકો પણ ધનુષ્યમાંથી બાણોને છોડીને તેમ જ પોતાની અસિઓની તીવ્ર ધારાઓને ચલાવીને ભિલ્લોનો ભીષણ સંહાર કરી રહ્યા હતા ગુર્જરેશ્વરની વિશેષસંખ્ય સેના કવચધારિણી હોવાથી તે સેનાનો ભિલ્લસેના જેવો અને જેટલો સ્વાભાવિક જ વિનાશ થતો ન હોતો અને તેથી ક્ષણે ક્ષણે ભિલ્લ સૈનિકોની સંખ્યામા અધિકાધિક ન્યૂનતા થતી જતી હતી. માત્ર ભિલ્લોના બાણો ગુર્જરેશ્વરના અશ્વારોહી સૈનિકોના અશ્વોનાં શરીરોમાં પ્રવેશીને અશ્વોનો નાશ કરતા હતા અને અશ્વોનો નાશ થતાં તે અશ્વારોહી સૈનિકોને પણ ચરણસંચારી સૈનિકો તરીકે જ લડવું પડતુ હતુ. મધ્યાહ્ન થતા સૂધીમાં તો આશાપલ્લી ગ્રામની આસપાસ ચતુર્દિશામા ભૂમિ ઉભય પક્ષના આહત તથા મૃતસૈનિકો તેમ જ આહત તથા મૃત અશ્વોવડે આચ્છાદિત થઈ ગઈ; જ્યા દૃષ્ટિપાત કરવામાં આવે ત્યાં રક્તના પ્રવાહો વહન થતા દેખાવા લાગ્યા અને તે રક્તપ્રવાહોમાં આહત તથા મૃત સૈનિકોનાં ધનુષ્યો તથા બાણો જાણે શોણિતનું પાન કરી રહ્યાં હોયની! તદ્વત્ પડેલા દૃષ્ટિગોચર થવા લાગ્યા ભિલ્લો ચારે તરફથી ગુર્જરેશ્વરની સેનાવડે ઘેરાયલા હોવાથી તેમનામાટે પલાયનનો પણ કોઈ માર્ગ મુક્ત રહ્યો ન હોતો. આવી પરિસ્થિતિમાં નદીના માર્ગથી કેટલાક ભીરુ ભિલ્લોએ પ્રયત્ન કર્યો, પરંતુ તેમનો તે પ્રયત્ન સફળ થઈ શક્યો નહિ, કારણ કે, તેઓ નદીના પટમાં જ પૃથ્વીસિંહ તથા તેના સૈનિકોના શસ્ત્રોથી મૃત્યુના મુખમા જઈ પડ્યા અને તેથી નદીના પટમા પણ ભિલ્લોના મૃતશરીરોનો રાશિ દૃષ્ટિગોચર થવા લાગ્યો મારો, કાપો, સંહારો અને વિદારો એ શબ્દો વિના અત્યારે ત્યા અન્ય કોઈ પણ પ્રકારના શબ્દો સંભળાતા ન હોતા અને આહત તથા મૃત્યુવશ થતા સૈનિકોના ચિત્કારો તે શબ્દોની ભીષણતાને વૃદ્ધિંગત કરતા હતા મધ્યાહ્ન પછી અલ્પ કાળમાં જ આશા ભિલ્લને પોતાના પરાજયનો રંગ સ્પષ્ટ દેખાવા લાગ્યો અને તેથી તે પોતાના મનમા વિચાર કરવા લાગ્યો કે:—

“મારામાટે હવે માત્ર બે માર્ગો જ અવશિષ્ટ રહ્યા છે અને તે બે માર્ગો પલાયન તથા આત્મસમર્પણ છે. પલાયનનો આશ્રય લેવાથી અત્યારે તો કદાચિત્ મારા પ્રાણની રક્ષા થઈ જશે, પરંતુ લોકો મને ભીરુ તથા ષંઢ કહીને બોલાવશે અને મારે મારું અવશિષ્ટ જીવન ભય તથા અજ્ઞાતવાસમા જ વીતાડવું પડશે; પરંતુ

જો હુ ગુર્જરેશ્વર સાથે અંત પર્યન્ત અચલ વીરતાથી યુદ્ધ કરીને કદાચિત્ મૃત્યુને આધીન થઇશ, તો પણ તેથી મારી નામના સંસારમાં અવિચલ રહેશે અને 'આશો ભિલ્લ એક દસ્યુ હોવા છતાં અપરિમિતબલશાળી ગુર્જરેશ્વર સાથે અંત પર્યન્ત નિર્ભયતાથી લડ્યો હતો' એમ કહીને લોકો મારાં યશોગાન જ ગાતાં રહેશે અપકીર્તિયુક્ત જીવનને ધારવા કરતા કીર્તિયુક્ત મૃત્યુને સ્વીકારી લેવુ એ જ ઉત્તમ માર્ગ હોવાથી હું આજે એ જ માર્ગનું અવલંબન કરીશ અને ગુજરાતના ઇતિહાસમાં ગુર્જરેશ્વર કર્ણરાજના નામ સાથે મારૂં નામ પણ એક અદ્વિતીય વીર ભિલ્લનાયક તરીકે નિરંતર જોડાયલું રહે તેવી પરિસ્થિતિને મારી પાછળ મૂકતો જઇશ રાવણ વિના જેમ રામાયણ અને દુર્યોધન વિના જેમ મહાભારત નથી તેમ જ આશા ભિલ્લ વિના ગુજરાતનો ઇતિહાસ પણ નહિ હોય. ..."

આશો ભિલ્લ આવા પ્રકારના વિચારોમા નિમગ્ન હતો એટલામા એક ભિલ્લે આવીને કહ્યુ કે "ભિલ્લરાજ, આપના સર્વ પુત્રોનો શત્રુઓના શસ્ત્રોથી સંહાર થઈ ગયો છે, માત્ર આપનાં વીર પુત્રી સુદેષ્ણા દેવી જ શત્રુદલ સાથે જીવપર ઉદાર થઇને અદ્યાપિ ઝૂંઝી રહ્યા છે"

"ધન્ય છે પોતાના પિતા તથા પોતાની જાતિની ગૌરવરક્ષામાટે રણભૂમિમાં પોતાના પ્રાણોનું વીરતાથી બલિદાન આપનારા મારા તે વીર પુત્રોને અને કોટિશ ધન્યવાદ છે મારી અલૌકિક વીર દુહિતા સુદેષ્ણાને કે જે વીર પુરુષ સમાન નિર્ભયતાથી શત્રુઓને સંહારી રહી છે. ચાલ, હુ તારી સાથે મારી તે દેવીતુલ્ય પુત્રીના ચંડિકારૂપના દર્શનથી મારાં નેત્રોની સાર્થકતામાટે આવું છુ" આ ઉદ્ગારો કાઢીને અશ્વારોહી આશો ભિલ્લ ગ્રામના મધ્યભાગમા થઇને તે ભિલ્લ સાથે જ્યા સુદેષ્ણા યુદ્ધકાર્યમા નિમગ્ન થયેલી હતી ત્યાં આવી લાગ્યો

સુદેષ્ણા પોતાના અશ્વને શત્રુઓના બાણોથી અદ્યાપિ સુરક્ષિત રાખીને ગુર્જરેશ્વરના નિકટવર્તી સૈનિકોને અસિધારાથી તથા દૂરવર્તી સૈનિકોને શરસંધાનથી સંહારવાના વ્યાપારને ચલાવી રહી હતી અને તે સમયનું તેનું સ્વરૂપ સાક્ષાત્ દેવી કાલિકા કિંવા ચંડિકા સમાન જ ભાસતુ હતું. જે વેળાયે આશો ભિલ્લ પોતાના અશ્વને થોભાવીને તેના પશ્ચાદ્ ભાગમા ઊભો રહ્યો તે જ વેળાયે અશ્વારોહી દેવપ્રસાદ સુદેષ્ણા સમક્ષ આવી લાગ્યો અને સુદેષ્ણાને સંબોધીને કહેવા લાગ્યો કે —

"વીર રમણી સુદેષ્ણા દેવી, તારા શૌર્યની અત્યાર સૂધીમાં અમોએ પૂર્ણ પરીક્ષા કરી લીધી છે અને તેથી હવે મારો તને એ જ અનુરોધ છે કે તુ શસ્ત્રાસ્ત્રને ત્યાગીને ગુર્જરેશ્વરના શરણને સ્વીકારી લે કે જેથી તારા બંધુઓ પ્રમાણે તારા જીવનનો પણ નાશ ન થઇ જાય અને મારે સ્ત્રીહત્યાના પાતકથી લિપ્ત થવુ ન પડે"

"તો શું મારા સર્વ બંધુઓ રણચંડીનાં બલિદાન થઇ ગયા છે?" સુદેષ્ણાએ પૂછ્યું.

"જી હા, હવે તારા સહોદરોમાંનો એક પણ સહોદર આ સંસારમાં અવશિષ્ટ રહ્યો નથી." દેવપ્રસાદે ઉત્તર આપ્યુ

"જો એમ જ હોય, તો મારા આનન્દનો અતિરેક થાય છે." સુદેષ્ણાએ હસિત મુદ્રાથી આ ઉદ્ગાર કાઢ્યો.

"ભ્રાતાઓના મૃત્યુથી ભગિનીના આનન્દનો અતિરેક? આશ્ચર્ય!" દેવ પ્રસાદે વિસ્મયનું દર્શન કરાવ્યું.

"જો રણભીરુ કાપુરુષો પ્રમાણે મારા સહોદરો રણભૂમિમાંથી પલાયન કરી ગયા હોત, તો મારા હૃદયમાં શોકનો જ અતિરેક થાત, પણ તેઓ પોતાના કર્તવ્યનું પાલન કરીને વીરગતિને પામ્યા છે એટલે તેમની એ વીરતાથી મારા અંતઃકરણમા આનન્દનો અતિરેક થાય એ સ્વાભાવિક જ છે." સુદેષ્ણાએ આનન્દના કારણને આનન્દદર્શક ભાવથી દર્શાવ્યુ.

"ધન્ય છે; મારી વીરપુત્રી, તને અનન્ત વાર ધન્ય છે!" અત્યાર સૂધી મૌનનુ અવલમ્બન કરીને ઊભેલા આશા ભિલ્લે સુદેષ્ણાને સંબોધીને આ ધન્ય-વાદસૂચક શબ્દો ઉચ્ચાર્યા.

સુદેષ્ણાએ પોતાના અશ્વને ફેરવીને જોયું તો આશો ભિલ્લ ત્યાં પોતાના અશ્વપર બેઠેલો તેના જોવામાં આવ્યો. પિતાને જોઇને સુદેષ્ણાએ પ્રથમ મસ્તક નમાવ્યું અને પછી પૂછ્યું કે "પિતાજી, આપ અહીં ક્યારના આવીને ઊભા રહ્યા છો અને આપને આ સ્થાનમાં આવવાનો પરિશ્રમ શા કારણથી સ્વીકારવો પડયો છે?"

"કર્ણરાજનો એક સેનાધ્યક્ષ દેવપ્રસાદ, તમો થોડી વાર જો અહીંથી દૂર થઈ જાઓ, તો મારે મારી પુત્રી સાથે બે ચાર વાતો કરી લેવાની છે." આશા ભિલ્લે દેવપ્રસાદને સંબોધીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"તમારી આ ઇચ્છાને હુ સ્વીકારું છુ" આ શબ્દોના ઉચ્ચારથી આશા ભિલ્લની ઇચ્છા અનુસાર દેવપ્રસાદ પોતાના સૈનિકો સહિત ત્યાંથી દૂર ચાલ્યો ગયો.

દેવપ્રસાદના દૂરવર્તી થવા પછી આશા ભિલ્લે પોતાના જે કેટલાક ભિલ્લ સૈનિકો નિકટમાં હતા તેમને પણ દૂર કરી દીધા અને ત્યાર પછી સુદેષ્ણાને સંબોધીને કહ્યુ કે. "સુદેષ્ણા, પિતાની આજ્ઞાનું પાલન કરવું એ પુત્ર તથા પુત્રીનો ધર્મ છે એ તત્ત્વને તુ સારી રીતે જાણતી હોવાથી અત્યારે તને એક આજ્ઞા આપવામાટે જ હું મારા યુદ્ધસ્થાનને ત્યાગીને અહી તારી પાસે આવ્યો છું. તો કહે કે મારી તે આજ્ઞાનુ તું યથાર્થ પાલન કરીશ ખરી કે?"

"આપની શી આજ્ઞા છે, પિતાજી?" સુદેષ્ણાએ જિજ્ઞાસા દર્શાવી.

"મારી આજ્ઞા તારી ઇચ્છાથી વિરુદ્ધ હોય, તો પણ મારી તે આજ્ઞાનું તારા હસ્તથી અવશ્ય પાલન થશે એવુ પ્રથમ મને વચન મળવુ જોઇએ." આશા ભિલ્લે વચન માગ્યુ.

"આપની કોઇ પણ આજ્ઞાને યથાર્થ સ્વરૂપમાં પાળવાનુ હું આપને વચન આપું છું" સુદેષ્ણાએ વચન આપ્યું.

"તો મારી તને એજ આજ્ઞા છે કે જો ગુર્જરેશ્વરના હસ્તથી મારો વધ થઇ જાય, તો પણ તે ગુર્જરેશ્વરને મારી નાખવાની જે પ્રતિજ્ઞા મારા સમક્ષ કરેલી છે તે પ્રતિજ્ઞાને ત્યાગી દે અને યુદ્ધના વ્યવસાયનો પણ ત્યાગ કરી દે; કારણ કે, તારા સર્વ સહોદરોનો સંહાર થઇ ગયો છે અને કદાચિત્ મારો પોતાનો પણ આજના યુદ્ધમા અંત થઇ જશે; તો જો તારું જીવન અવિચલ નહિ રહે, તો આશાભિલ્લનો વંશ આજેજ આ સંસારમાં નામશેષ થશે.

જો તું જીવતી રહીશ, તો એટલું તો અવશ્ય થઇ શકશે કે તારાં જે સંતાનો થશે તેમનાથી મારા વંશની રક્ષા થશે અને આશા ભિલ્લનું નામ સર્વથા નષ્ટ નહિ થઇ જાય. વળી યુદ્ધ એ સ્ત્રીજાતિનો વ્યવસાય નથી એ પણ તારે ભૂલી જવું ન જોઇએ"

પોતાના પિતાની આ આજ્ઞાને સાંભળીને સુદેષ્ણા ઓજસ્વિતાથી કહેવા લાગી કે. "પૂજ્ય પિતાજી, જો સાધારણ દૃષ્ટિથી જોવામાં આવે, તો આપનો આ ઉપદેશ યથાર્થ છે, પણ આ ઉપદેશ આપતી વેળાયે આપ એ વાર્તાને ભૂલી જાઓ છો કે જે રક્તનું આપના શરીરમા અભિસરણ થઈ રહ્યુ છે અને જે રક્ત મારા સહોદરોની શિરાઓમા વહન કરી રહ્યુ હતું તે જ રક્તનો પ્રવાહ મારા આ નારીશરીરમાં પણ વહી રહ્યો છે એટલે તુચ્છ જીવનની આશાને હૃદયમાં સ્થાન આપીને હુ મારા પિતૃઘાતકની હત્યાવિષયક મારી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થાઉં અને શત્રુસંહારના કાર્યથી વિમુખ થઈ જાઉં એ સર્વથા અસંભવનીય છે આવા પ્રકારની જીવનરક્ષા કરતાં શત્રુઓ સાથે અંતપર્યન્ત ઝૂંઝીને પોતાના જીવનનું બલિદાન આપી દેવુ એ જ વીર પુરુષો તથા વીર નારીઓનો ધર્મ નથી કે શું? વળી જો આપ એમ કહેતા હો કે યુદ્ધ સ્ત્રીજાતિનો વ્યવસાય નથી, તો મારે આપના એ કથનના પ્રતિવાદમા કહેવું જોઇએ કે આત્મામા સ્ત્રી તથા પુરુષનો ભેદ છે જ નહિ જે કાર્ય એક વીર પુરુષ કરી શકે છે તે જ કાર્ય એક વીર વનિતા પણ અવશ્ય કરી શકે છે એવો મારો દૃઢ વિશ્વાસ છે. મે મારા મનમા દૃઢ નિશ્ચય કરી લીધો છે કે મારી અસિને રિપુના રક્તથી સંપૂર્ણ તૃપ્ત કરીને જો મારા ભાગ્યમા અત્યારે જ મૃત્યુનો યોગ લખાયલો હશે તો હુ પણ મરીશ, પરતુ મૃત્યુ પૂર્વે રણભૂમિ તથા યુદ્ધવ્યવસાયનો ત્યાગ તો હુ નથી જ કરવાની. જ્યારે હું જોઈશ કે હવે વિજયની આશા નથી જ રહી અને શત્રુઓના હસ્તમાં જઈ પડવાનો અવસર આવી લાગ્યો છે, ત્યારે એક ક્ષણમાત્રનો પણ વિલંબ વિના મારી અસિને મારા પોતાના રક્તનુ પાન કરાવીશ અને પરલોકની પ્રવાસિની થઈ જઇશ મારી આપના શ્રીચરણોમાં એ જ પ્રાર્થના છે કે આપ કૃપા કરીને મને મારી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવાની આજ્ઞા ન આપો અને મને મારી પ્રતિજ્ઞાનું અંત પર્યન્ત પાલન કરીને કૃતકૃત્ય થવા દો!"

"સુદેષ્ણા, આવા પ્રકારના વાદવિવાદમાં જેનો વ્યય કરી શકાય તેટલો સમય જેમ અત્યારે આપણી પાસે નથી તેમ જ જો સમય હોય તો પણ આવા પ્રકારના વાદવિવાદમાં તે સમયને નષ્ટ કરી નાખવાની મારી ઈચ્છા નથી મેં તને પ્રથમથી જ કહ્યુ છે કે મારી આજ્ઞા તારી પોતાની ઈચ્છાથી વિરુદ્ધ હોય તો પણ તારે તે આજ્ઞાનું પાલન કરવું પડશે અને તેં મારી તે આજ્ઞાને પાળવાનું વચન પણ આપી દીધુ છે. સુદેષ્ણા, જો તુ મારી આ અંતિમ આજ્ઞાનુ પાલન કરીશ તો તેથી મારો આત્મા પણ પ્રસન્ન રહેશે અને એક આજ્ઞાધારિણી તથા પિતૃભક્ત પુત્રી તરીકે તારી નામના પણ સર્વત્ર પ્રસરી જશે" આશા ભિલ્લે સુદેષ્ણાને પુનઃ આજ્ઞાપાલનનો આગ્રહ કર્યો

"ત્યારે મારે આપની આ આજ્ઞાનું પાલન કરવું જ પડશે?" સુદેષ્ણાએ મલિન મુખમંડળ તથા નિરાશાદર્શક સ્વરથી પૂછ્યુ.

"જો તું પોતાના વચનનું કાંઇ પણ મૂલ્ય આંકતી હોય, તો તારે મારી આ આજ્ઞાનુ કોઇ પણ પ્રકારના વાદવિવાદ વિના અક્ષરશ. પાલન કરવું જ જોઇએ" આશા ભિલ્લે ગંભીરતાથી કહ્યુ.

"તથાસ્તુ! પિતાજી, આપની ઇચ્છા પૂર્ણ થાઓ." આ શબ્દોના ઉચ્ચારથી સુદેષ્ણાએ પોતાના પિતાની આજ્ઞાને મસ્તકે ધારી લીધી.

"સુદેષ્ણા, તું ચિર જીવિની થાય અને તારી સર્વ શુભ આકાંક્ષાઓ પૂર્ણ થાય એવો મારો તને અંત:કરણપૂર્વક આશીર્વાદ છે હવે હું આનન્દથી ધારાતીર્થમાં વીરગતિને સ્વીકારી લઇશ." આશા ભિલ્લે પુત્રીને આશીર્વાદ આપીને પ્રસન્નતાનો પરિચય કરાવ્યો.

"પિતાજી, ત્યારે સિધારો; કર્તવ્યનું પાલન કરો અને વિજયદેવીને વરો." સુદેષ્ણાએ પોતાના પિતાને પુન યુદ્ધકાર્યને આરંભવાનું સૂચન કરતાં કહેવા માડ્યું: "કારણ કે, આપણા ભિલ્લ બંધુઓનો રિપુદલનાં શસ્ત્રાસ્ત્રોથી ભયાનક સંહાર થઇ રહ્યો છે અને આપનો અમૂલ્ય સમય વ્યર્થ નષ્ટ થાય છે."

"હું જાઉં છું અને ગુર્જરેશ્વરને તેની સાથે દ્વંદ્વયુદ્ધ કરવાની મારી ઇચ્છા દર્શાવું છુ. જો મારી એ ઇચ્છાને ગુર્જરેશ્વર સ્વીકારશે, તો તેના કિંવા મારા વિજય અથવા પરાજયથી કોઈ પણ એક પક્ષના વિજય કિંવા પરાજયનો અંતિમ નિર્ણય થઈ જશે અને આ અકારણ માનવસંહાર આટલેથી જ અટકી જશે." આશા ભિલ્લે આ વિચાર દર્શાવીને ત્યાંથી પ્રયાણ કરવામાટે પોતાના અશ્વને અન્ય દિશામાં ફેરવવા માડ્યો

પરંતુ એ ક્ષણે જ અશ્વારોહી ગુર્જરેશ્વર કર્ણરાજે ત્યાં તેના પશ્ચાદ્‌ભાગમાંથી તેને સંબોધીને કહ્યું કે "દસ્યુનાયક આશા ભિલ્લ, જો કે તુ એક દસ્યુ હોવાથી મારી સાથે દ્વંદ્વયુદ્ધ કરવાની તારી યોગ્યતા નથી, તથાપિ તારા કેટલાક ઉન્નત ભાવોને જાણ્યા પછી તું દસ્યુ હોવા છતા નિ:સંશય એક વીર પુરુષ છે એવો મારો દૃઢ નિશ્ચય થયેલો હોવાથી હું તને મારી સાથે દ્વંદ્વયુદ્ધ કરવાનો અધિકાર આપવાની આનંદપૂર્વક ઉદારતા દર્શાવુ છુ. આ ઔદાર્ય દર્શાવવાનું એક અન્ય કારણ એ પણ છે કે તને અત્યારે જો હું મારી સાથે દ્વંદ્વયુદ્ધ કરવાની અનુમતિ ન આપુ અને મારા હસ્તથી તારો સંહાર થઈ જાય, તો ભવિષ્યમાં કદાચિત્ સહસ્રમુખી જનતાને એમ બોલવાનું કારણ મળી જાય કે 'જો આશા ભિલ્લને દ્વંદ્વયુદ્ધ કરવાનો અવસર મળ્યો હોત, તો તે અવશ્ય ગુર્જરેશ્વરનો પરાજય કરી નાખત!' એ સર્વથા સંભવનીય છે; કારણ કે, એક બલિષ્ઠ તથા નિર્ભય વીર પુરુષ તરીકે તું પણ ગુજરાતમા સર્વત્ર વિખ્યાત છે. મારા હૃદયમા ખેદ માત્ર એટલો જ થાય છે કે તેં પોતાની બલિષ્ઠતા, બુદ્ધિમત્તા, નિર્ભયતા તથા વીરતાનો સર્વથા દુરુપયોગ કર્યો છે અને તેથી જ આજે તારા જેવા એક વીર પુરુષને મારા હસ્તથી સંહારવાનો આ ઉદ્યોગ મારે કરવો પડ્યો છે"

"જે થવાનુ હતું તે સર્વ થઈ ગયું છે અને આપણામાટે હવે કેવળ દ્વંદ્વયુદ્ધ જ અવશિષ્ટ રહ્યુ છે તો હવે તે દ્વંદ્વયુદ્ધનો આ સ્થાનમા જ આરંભ થવા દ્યો અને આપણા જય કિંવા પરાજયનો સત્વર નિર્ણય થઈ જવા દ્યો." આશા ભિલ્લે વાદવિવાદમા વિશેષ વેળા ન વીતાડતાં દ્વંદ્વયુદ્ધને આરંભવાની ગુર્જરેશ્વરને સૂચના આપી દીધી.

"તારી ઇચ્છા પૂર્ણ થાઓ" ગુર્જરેશ્વરે આ વાક્યને ઉચ્ચારીને જે સૈનિકો નિકટમાં હતા તેમને દૂર જઇને ઊભા રહેવાનો સંકેત કરી દીધો અને ત્યાર પછી તે પોતે અશ્વપરથી નીચે ઊતરી પડયો

આશા ભિલ્લે પણ અશ્વના પૃષ્ઠદેશમાંથી ભૂમિતલપર અવતરણ કર્યું અને તત્કાળ ગુર્જરેશ્વર તથા આશા ભિલ્લના અસિપ્રધાન દ્વન્દ્વયુદ્ધનો પ્રારંભ થઇ ગયો અસિચાલનવિદ્યામા આશો ભિલ્લ પણ નિપુણ હોવાથી તેણે પ્રથમ તો પોતાના બખ્તરને કાઢી નાખ્યું એટલે ગુર્જરેશ્વરને પણ પોતાના બખ્તરને કાઢી નાખવુ પડ્યું બખ્તરને કાઢી નાખવામાં આશા ભિલ્લનો એ આશય સમાયલો હતો કે દ્વન્દ્વયુદ્ધ વધારે ન લંબાય અને જેનો અંત થવાનો હોય તેનો અત થઇ જતાં એ વિગ્રહની સત્વર સમાપ્તિ થઇ જાય બખ્તરોને ઊતારી નાખ્યા પછી ગુર્જરેશ્વર તથા આશા ભિલ્લે અસિચાલનપૂર્વક પરસ્પર આક્રમણના કાર્યને આરંભી દીધું. ગુર્જરેશ્વર અસિચાલનવિદ્યામા અત્યંત પ્રવીણ હોવાથી આશો ભિલ્લ તેના સમક્ષ વધારે વાર ટકી શક્યો નહિ નિકટમા આવીને આશા ભિલ્લે ગુર્જરેશ્વરને સંહારવામાટે તેનાપર પોતાની અસિનો જે પ્રહાર કર્યો તેને અત્યત સમયસૂચકતા તથા કુશળતાપૂર્વક પોતાની ઢાલપર ઝીલી લઇને ગુર્જરેશ્વરે પોતાની અસિના ભયાનક પ્રહારથી આશા ભિલ્લની ગ્રીવાનું છેદન કરી નાખતાં તેનું મસ્તક તેના દેહથી ભિન્ન થઇ ગયુ , આશો ભિલ્લ વીરગતિને પ્રાપ્ત થયો, વિજયદેવીએ ગુર્જરેશ્વરના કંઠમા વરમાળા આરોપી અને સગ્રામની સમાપ્તિ થઇ ગઇ

સુદેષ્ણાએ પોતાના પિતાના મૃત્યુની ઘટનાને પ્રત્યક્ષ જોવા છતાં પોતાનાં નેત્રોમાંથી અશ્રુના એક પણ બિન્દુને બહિર્ગત ન થવા દીધો અને પોતાના શોકને હૃદયમાજ શમાવીને ગુર્જરેશ્વર સમક્ષ આવી તે વિનીત ભાવથી કહેવા લાગી કે "ગુર્જરેશ્વર, આપ શ્રીમાન્‌ની પ્રતિજ્ઞા મારા પિતાના મૃત્યુથી પૂર્ણ થઇ છે એટલે આપ શ્રીમાન્‌નાં ચરણોમાં મારે એક પ્રાર્થના કરવાની છે; પરંતુ જો મારી તે પ્રાર્થના અસ્વીકૃત ન થાય, તો; અન્યથા સુવર્ણજાળને જળમાં નાખી દેવાની મારી ઇચ્છા નથી"

"વીર પુત્રી અને કર્તવ્યપરાયણ કુમારિકા, તારી પ્રાર્થના અયોગ્ય નહિ જ હોય એવો મારો વિશ્વાસ હોવાથી હું તારી કોઇ પણ પ્રાર્થનાને સ્વીકારવાનું અને તારી ઇચ્છાને પૂર્ણ કરવાનું તને વચન આપુ છું" ગુર્જરેશ્વરે પોતાની ઉદારતાનો સાક્ષાત્કાર કરાવ્યો.

"તો મારી આપ શ્રીમાન્‌નાં ચરણોમા એ જ એક અંતિમ પ્રાર્થના છે કે જેમની સાથે પ્રજાના કલ્યાણના કારણથી આપ શ્રીમાન્‌નો પ્રચંડ વૈરભાવ બંધાયલો હતો તે મારા વીર પિતાનો આપ શ્રીમાન્‌ના હસ્તથી સંહાર થઇ ગયેલો હોવાથી હવે મારા પિતાના મૃત દેહનું કોઇ પણ પ્રકારે વિશેપ અપમાન ન થવું જોઇએ, રણભૂમિમાં વીરગતિને પ્રાપ્ત થયેલા મારા જનક તથા મારા સહોદરોની તેમની પદવી અનુસાર અંત્યેષ્ટિક્રિયા કરવાનો, યુદ્ધમાં હણાયલા અન્ય ભિલ્લ વીરોના શબોના અગ્નિસંસ્કારનો તેમ જ આહત ભિલ્લ વીરોની ચિકિત્સાનો અધિકાર અમને મળવો જોઇએ, અમારૂં આશાપલ્લી ગ્રામ આપ શ્રીમાન્‌ના સૈનિકોના હસ્તથી લૂટાવું તથા ઉધ્વસ્ત થવુ ન જોઇએ;

કિન્તુ એ ગ્રામ મારા વીર પિતાના સ્મારક તરીકે અવિચલ તથા સુરક્ષિત રહેવું જોઇએ અને એ ગ્રામના સર્વ અધિકારો પણ સ્વતંત્રતાપૂર્વક અમારા હસ્તમાં રહેવા જોઇએ, માત્ર એટલું જ નહિ, પણ ગુજરાતના ભિલ્લો જ્યાં સુધી પુનઃ આપ શ્રીમાન્‌ના રાજ્યમા લૂટફાટના અભદ્ર વ્યવસાયને આરંભીને આપ શ્રીમાન્‌ને ત્રાસ આપવાનો નવીન અપરાધ ન કરે ત્યા સૂધી તેમને તેમના અપરાધોની આજે મળેલી શિક્ષાને જ પર્યાપ્ત માનીને રાજસત્તાદ્વારા તેમના વિનાશનો અન્ય કોઇ પણ પ્રકારનો ઉદ્યોગ ન થવો જોઇએ."

"તથાસ્તુ!" આ એક જ શબ્દના ઉચ્ચારથી ગુર્જરેશ્વર કર્ણરાજે કર્ણ સમાન ઉદારતાનો પરિચય કરાવી દીધો અને પોતાના સેનાધ્યક્ષને તદનુસાર સર્વ આજ્ઞાઓ આપી દીધી

સુદેષ્ણાએ ગુર્જરેશ્વરને આશીર્વાદ આપ્યો કે. "દાનેશ્વર રાજા કર્ણ સમાન આપ શ્રીમાન્‌ની ખ્યાતિ થાઓ, આપ શ્રીમાનનું રાજ્ય અમર તપો અને ગુજરાતના સોલંકી વંશની રાજસત્તાનો સમસ્ત ભારતવર્ષમાં વિસ્તાર થતાં સોલંકી વશના રાજાઓ ભારતસમ્રાટ્ પદના અધિકારી થાઓ એવો આ કુમારી કન્યાનો આપ શ્રીમાન્‌ને અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે."

"પરમાત્માનાં ચરણોમા મારી પણ એ જ પ્રાર્થના છે કે તારો આ આશીર્વાદ ફળીભૂત થાઓ!" ગુર્જરેશ્વરે તેના આશીર્વાદને સ્વીકારતાં આ શુભ ઉદ્‌ગાર કાઢ્યો.

ગુર્જરેશ્વરે આશા ભિલ્લના આસને સુદેષ્ણાને સ્થાપીને ભિલ્લરાજ્ઞીની પદવી સમર્પી દીધી અને પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ થયેલી હોવાથી પોતાના આહત સૈનિકોના ઔષધોપચાર તથા મૃત સૈનિકોના અગ્નિસંસ્કારની વ્યવસ્થા કર્યા પછી સન્ધ્યાકાળ પૂર્વે જ પાટણ પહોંચવામાટે ત્યાથી પ્રયાણ કર્યું. આ કારણથી દેવપ્રસાદને સુદેષ્ણા સાથે પુનઃ એકાંતમાં વાર્તાલાપ કરવાનો અવસર મળી શક્યો નહિ, કારણ કે, સુદેષ્ણા એ વેળાયે પોતાના પિતા તથા સહોદરોના મૃત દેહોના અગ્નિસંસ્કારની વ્યવસ્થા તથા એવાં જ અન્ય આવશ્યકીય કાર્યોમાં પ્રવૃત્ત હતી એટલે આવા શોકના સમયમાં તે દેવપ્રસાદ સાથે પ્રેમ-ચર્ચા કરે એ સર્વથા અસભવનીય હતું અસ્તુ. આશો ભિલ્લ એક વીર તથા શક્તિશાળી પુરુષ હોવા છતા જનસમુદાયનો પીડક હોવાથી અને તેના હસ્તથી અનેક મનુષ્યોના ધનની લૂટ તથા અનેક સ્ત્રીપુરુષોની હત્યાઓ થયેલી હોવાથી તેના તથા તેના પુત્રોના મૃત્યુની વાર્તાનો જેમ જેમ દેશમા પ્રકાશ થતો ગયો તેમ તેમ ગુજરાતના લોકો આનન્દને અનુભવવા લાગ્યા અને ગુર્જરભૂમિને એક રાક્ષસના ભારથી મુક્ત થયેલી માનવા લાગ્યા ધોળકા નગરના નાગરિકોએ તો આશા ભિલ્લના મૃત્યુના સમાચાર જે દિવસે સાંભળ્યા તે દિવસે ઉજાણીઓ કરીને પોતાના આનન્દને વ્યક્ત કરી બતાવ્યો અને બીજે દિવસે સમસ્ત નગરમાં શાકરના પડા પણ વ્હેચાયા વિજયશાલી ગુર્જરેશ્વર કર્ણરાજ પોતાના વાનપ્રસ્થ ભ્રાતા હરપાલદેવને મળીને પોતાના સૈન્યસહિત જ્યારે પાછો પાટણમા આવી લાગ્યો તે વેળાયે પાટણની પ્રજાએ પણ ત્રણ દિવસ સૂધી વિજયોત્સવ કરીને પોતાના પ્રજાવત્સલ મહારાજાનું યથોચિત ગૌરવ કર્યું અને રાજમાતા ઉદયમતી તથા રાજમહિષી સુમિત્રા દેવીના હર્ષનો અતિરેક થઇ ગયો દેવપ્રસા-

દને ગુર્જરેશ્વરે પોતાના અંગરક્ષક સૈન્યના અધ્યક્ષની પદવીપર નિયુક્ત કરેલો હોવાથી પોતાના પિતાની આજ્ઞાથી તે પણ હવે વિશેષત: પાટણમાંજ રહેવા લાગ્યો. સપ્તાહમાં બે વાર તે પોતાના પિતા પાસે જતો હતો.

અસ્તુ: ત્યારે સુજ્ઞ પાઠકો તથા પાઠિકાઓ, હવે ગુર્જરેશ્વર કર્ણરાજને શાંતિ તથા ન્યાયપૂર્વક રાજ્યશકટને ચલાવતો તેની રાજધાની પાટણમાંજ રહેવા દઇને જે દેશમાં આપણી પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાનો આરંભ થયો હતો અને પ્રસ્તુત નવલકથાની નાયિકા રાજકુમારી મયણલ્લા દેવીનો આપણને માત્ર એકજ વાર સાક્ષાત્કાર થયો હતો તે કર્ણાટક નામક દેશની રાજધાની ચંદ્રપુરમાં તમોને અમો લઇ જઇશું; કારણ કે, ત્યાં જઇને આપણે કર્ણાટકની રાજસભામાં પાટણની પ્રભુતા કિંવા ગુજરાતના તાત્કાલિક ગૌરવનો સાક્ષાત્કાર કરવાનો છે.



## પ્રકરણ ૧૩ મું

## કર્ણાટકની રાજસભામાં પાટણની પ્રભુતા

કર્ણાટકવાસી ચિત્રકાર શ્રીનાથ ગુર્જરેશ્વર કર્ણરાજ સાથે કર્ણાટકની રાજકુમારી મયણલ્લા દેવીના શરીરસંબધનો નિશ્ચય થઇ ગયા પછી કેટલાક દિવસ પાટણમાં રહીને પાટણમાંથી મંત્રી મુંજાલ, રાજપુરોહિત, પુરોહિતપુત્રી ચિત્રાંગદા, કેટલાક દાસો, કેટલીક દાસીઓ, પાચસો સૈનિકો તથા રથ, હસ્તી અને અશ્વ આદિ વાહનો સહિત પ્રયાણ કરીને ત્રણ માસના પ્રવાસ પશ્ચાત્ આજે પ્રભાતમાં નિર્વિઘ્ન કર્ણાટકની રાજધાની ચન્દ્રપુરમાં આવી લાગ્યો હતો અને તેના મુખથી ઇષ્ટ પરિણામના સમાચાર સાંભળીને રાજા જયકેશીએ તેનો તથા ગુજરાતનાં અતિથિઓનો પ્રકાશ ભાવથી સત્કાર કરવામાટે તથા તેના મુખથી ગુજરાતના ગૌરવ તથા પાટણની પ્રભુતાનો ઇત્થંભૂત વૃત્તાન્ત રાજકુટુંબની સર્વ વ્યક્તિઓ તથા સભાજનો સમક્ષ સાંભળવામાટે દિવસના તૃતીય પ્રહરના આરંભકાળમાં સભા ભરવાની વ્યવસ્થા કરી દીધી હતી.

કર્ણાટકની રાજલક્ષ્મીના ગૌરવને સંપૂર્ણ પરિમાણમાં વ્યક્ત કરતા શિલ્પકલાના આદર્શસ્વરૂપ તથા અત્યંત સુશોભિત વિશાળ સભાભવનમાં રાજા જયકેશી પોતાનાં રાજોચિત બહુમૂલ્ય વસ્ત્રાલંકારો, રાજચિહ્નો તથા હીરકવલય રૂપ રાજમુકુટને ધારણ કરીને રત્નજડિત સુવર્ણસિંહાસને વિરાજેલો હતો, તેના દક્ષિણ પાર્શ્વમાં તેનો યુવરાજ તથા તેના પ્રધાન મંત્રીઓ વિરાજમાન હતા, ગુર્જરેશ્વરના મંત્રી મુંજાલ તથા રાજપુરોહિતને પણ ત્યાંજ અગ્ર ભાગમાં આસનોની વ્યવસ્થા કરી આપવામા આવી હતી, રાજાના વામ પાર્શ્વમા રાજમહિષી તથા રાજકુમારી મયણલ્લા દેવી બહુમૂલ્ય વસ્ત્રાલંકારો ધારીને અગ્ર ભાગમાં સુવર્ણના ચતુષ્પાદ આસનપર વિરાજેલી હતી, તેમના પશ્ચાદ્ ભાગમા રાજકુમારી મયણલ્લાની બે બાલ્ય સખીઓ અલબુષા તથા કૂલંકષા ચાંદીના ચતુષ્પાદ આસનપર બેઠી હતી અને ગુજરાતવાસિની ચિત્રાંગદા પણ તેમની સાથેજ તે આસનપર વિરાજેલી દેખાતી હતી. સિંહાસનના અગ્ર ભાગમા પચાસેક

મનુષ્ય બેસી શકે તેટલા સ્થાનને રિક્ત રાખીને ગોઠવેલાં આસનોપર ચન્દ્રપુરના પ્રતિષ્ઠિત નાગરિકો તથા અન્યાન્ય રાજકર્મચારીઓ પોતપોતાની પદવી અનુસાર બે સમુદાયમાં વિભક્ત થઇને બેઠા હતા, કારણ કે, મધ્યભાગમાં જવા તથા આવવાનો માર્ગ રાખવામાં આવ્યો હતો. સિંહાસન સમક્ષ રિક્ત સ્થાનમાં માત્ર એક મનુષ્ય બેસી શકે તેવું એક જ આસન રાખવામાં આવ્યું હતુ અને તે આસનપર અત્યારે ચિત્રકાર શ્રીનાથ પોતાના નિત્યના સાધારણ વેશમાં જ વિરાજેલો હતો. જેમને અત્યારે સભામાં ઉપસ્થિત થવામાટેનાં નિમંત્રણો અપાયલાં હતા તે સર્વજનો આવીને સભામાં ઉપસ્થિત થયેલાં હોવાથી રાજા જયકેશીએ સભાજનોને સંબોધીને ગંભીર મુખમંડળ, ગંભીર ભાવ તથા ગંભીર સ્વરથી કહેવા માંડ્યુ કેઃ—

"મારી રાજસભાના પ્રતિષ્ઠિત તથા સન્માન્ય સભ્ય જનો, રાજકુમારી મયણલ્લા દેવીએ એક વાર સ્વપ્નમાં એક મહાતેજસ્વી તથા અલૌકિક વીર્યશાલી રાજપુરુષનાં દર્શન કર્યાં હતાં અને તે રાજપુરુષમાં મયણલ્લાનુ મન મુગ્ધ થતાં એક જ વારના સ્વપ્નદર્શનથી તે રાજપુરુષનું અત્યંત મનોહર તથા વીરત્વદર્શક ચિત્ર પોતાના હસ્તથી આલેખીને તે પુરુષ વિના અન્ય કોઇ પણ પુરુષને ન વરવાની મયણલ્લાએ દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી હતી એ વાર્તા તેમ જ તે સ્વપ્નદૃષ્ટ રાજપુરુષને શોધી કાઢવામાટે અને જો તે રાજપુરુષ ક્યાંય પણ મળી આવે, તો તેની સાથે રાજકુમારી મયણલ્લાના શરીરસંબંધનો વાઙ્નિશ્ચય કરી આવવામાટે મેં આપણા પંડિત તથા ચિત્રકાર શ્રીનાથ શાસ્ત્રીને અહીંથી વિદાય કર્યા હતા એ કથા તો અત પૂર્વ મારા મુખથી આપ સર્વના જાણવામાં આવી ચૂકી છે એટલે અત્યારે હવે મારે આપને એટલી જ વાર્તા કહેવાની છે કે રાજકુમારી મયણલ્લાએ સ્વપ્નમાં જે પ્રતિભાશાલી રાજપુરુષનો સાક્ષાત્કાર કર્યો હતો તે રાજપુરુષ ગુર્જરરાષ્ટ્ર નામક નંદનવનતુલ્ય એક વિશાળ ભારતીય રાજ્યના વીરશ્રીમંડિત, લક્ષ્મીલલામ તથા પ્રજાવત્સલ મહારાજાધિરાજ શ્રી કર્ણદેવ મહારાજ છે અને ચિત્રકાર શ્રીનાથ તે પ્રતાપી પૃથ્વીપતિ સાથે રાજકુમારી મયણલ્લાના શરીરસંબંધનો વાઙ્નિશ્ચય કરીને તે દેશની રૂઢિ અનુસાર મહારાજા કર્ણરાજના ખડ્ગને પણ લગ્નસમારંભમાટે લેતા આવ્યા છે, કારણ કે, તે પ્રદેશના રાજાઓ પોતે પરણવામાટે નથી જતા કિન્તુ પોતાના ખડ્ગને જ મોકલી આપે છે અને તે ખડ્ગ સાથે જ કન્યાને પરણાવવામાં આવે છે. જે મહારાજાધિરાજને મયણલ્લાએ પોતાના પતિ તરીકે નિર્વાચિત કરેલા છે તે કર્ણરાજ મહારાજની રાજધાની પાટણ નગરીની પ્રભુતાનું અત્યારે ચિત્રકાર શ્રીનાથ આપણા સમક્ષ વાસ્તવિક, નિષ્પક્ષપાત તથા અતિશયોક્તિ રહિત શાબ્દિક ચિત્ર આલેખવાના છે અને પાટણની પ્રભુતાના એ વર્ણનના શ્રવણમાટે જ મેં આપ સર્વને અત્યારે રાજસભામાં ઉપસ્થિત થવાનો પરિશ્રમ આપ્યો છે. હવે ચિત્રકાર મહાશયને મારી સૂચના છે કે તેમણે પાટણની પ્રભુતાને યથાસ્થિત વર્ણવવાના કાર્યનો આરંભ કરી દેવો"

રાજા જયકેશીની આ આજ્ઞાને સાંભળીને ચિત્રકાર શ્રીનાથ પોતાના આસનપરથી ઊઠીને ઊભો થઇ ગયો અને પોતાની વાણીના પ્રવાહને વહેવડાવતો કહેવા લાગ્યો કેઃ "ધર્માવતાર મહારાજ, શ્રીમતી મહારાજ્ઞી, શ્રીમાન્ યુવરાજ, ભાગ્યવતી રાજકુમારી, ગુર્જરરાષ્ટ્રવાસી અતિથિજનો, રાજકર્મચારીઓ તથા પ્રતિષ્ઠિત

નાગરિકો ઇત્યાદિ! ગુજરાતના મહાપ્રતાપી, બાહુબલાવલંબી અને ધર્માવતાર ચાવડાવંશાવતંસ મહારાજાધિરાજ વનરાજના વરદ હસ્તથી જેની સ્થાપના થયેલી છે અને સોલકીવંશના પ્રતાપી રાજાઓના હસ્તથી જેની ઉત્તરોત્તર ઉન્નતિ થતી રહી છે તે ગુજરાતની રાજધાની અણહિલ્લપુર પાટણ કલ્યાણ-લક્ષ્મીના નિવાસનું પ્રધાન ધામ છે એમાં કોઇ પણ પ્રકારનો સંદેહ નથી, કારણ કે, પાટણમાં હારના આકારથી પ્રાકાર-ગૃહો-વિરાજી રહ્યાં છે, પ્રાસાદોના આસમન્તાત્ ભાગને વનાવલીઓ શોભાવી રહી છે, ચંદ્રશાળાઓ-અગાશીઓ-માં રમતી રમણીઓનાં મુખમંડળોની કાંતિથી નભોમંડળમાં જાણે શતાવધિ ચંદ્રોનો ઉદય થયો હોયની! એવો ભાસ થયા કરે છે; કોઇ સ્થાનમા વેદના ઘોષ થતા સંભળાય છે, કોઈ સ્થાનમાં મહિલાઓ મંજુલ સ્વરથી મંગળ ગીતો ગાય છે, તો કોઇ સ્થાનમાં બંદિજનોના સ્તુતિગાનો શ્રવણગોચર થાય છે, પ્રાસાદોના ઉપરિભાગમા જવામાટેની નિઃસરણીઓ ચૂનાવડે એવી તો સ્વચ્છ ધોળેલી હોય છે કે તે જાણે ચકચકતી ચાંદીની બનાવેલી હોયની! તેવી જ દેખાય છે અને જોનારને મહા ભ્રમ થઇ જાય છે, શિવના પ્રાસાદોના અવલોકનથી ચિત્તમાં સ્વાભાવિક પ્રસાદ-પ્રસન્નતા-નો ઉદ્ભવ થવાથી કૈલાસનાથ મહાદેવ કૈલાસગિરિના વિલાસને ત્યાગીને જાણે એ શિવપ્રાસાદોમા આવી વસ્યા હોયની! એવો આપણને ઉત્તંગ શિવાલયોની સમીક્ષાથી ભ્રમ થઇ જાય છે, પ્રાસાદોમાથી હોમના ધૂમ્રને આકાશ માર્ગમાં આરોહણ કરતો જોઇને જાણે તે ધૂમ્ર ગંગા તથા યમુનામા સંમિલિત થવાને જતો હોયની! તેવો જ દેખાય છે, સૌધ-હવેલીઓનાં કિરણો કૃષ્ણ પક્ષની રાત્રિમા પણ પ્રકાશને અવિચળ રાખતાં હોવાથી પાટણમા અંધકાર તો કોઇને કદાપિ દૃષ્ટિગોચર પણ નથી થતો અને તેથી પાટણનગર સમાન અન્ય કોઇ પણ રાજનગર નથી એ સર્વથા નિર્વિવાદ છે. લંકા નગરીના દર્શનથી તેની પ્રભુતાવિષયક શંકાનો ઉદ્ભવ થાય છે, ચંપા નગરીના નિરીક્ષણથી હૃદયમાં અનુકંપા થઇ જાય છે, વિદિશા નગરી દુર્બલતાને પ્રાપ્ત થયેલી જણાય છે, કાશીની સંપત્તિ વિનાશી ગયેલી દેખાય છે, મિથિલાને જોતાં આદરભાવના શિથિલ થતી અનુભવાય છે, ત્રિપુરીમા લક્ષ્મીની અવકૃપા વિલોકાય છે અને ધારા નગરી સર્વથા નિરાધારા થયેલી દૃષ્ટિગોચર થાય છે, સારાંશ કે, મહારાજા કર્ણદેવ સોલકીની રાજધાની પાટણ નગરી સમાન જૈત્ર ગુણ એ સર્વ નગરીઓમાંની એક પણ નગરીમા નથી, એવી મારી પોતાની તો દૃઢ માન્યતા થયેલી છે વિજયગુણવતી નગરી તે કેવળ પાટણ પુરી જ છે. પાટણના ગગનચુંબિત પ્રાસાદોના શિખરભાગમા ફરકતી ધ્વજાઓ જાણે સર્વ પુરોને પરાજિત કર્યા પછી પુરંદરપુરને જીતવાના પત્રાલંબ-યુદ્ધઘોષણા-રૂપ હોયની! એવો જ ભાસ કરાવે છે, જેવી રીતે યમુના નદી મધુપુરી કિંવા મથુરાનગરીને સેવી રહી છે, સરયુ સરિતા અયોધ્યા નગરીનુ સેવન કરી રહી છે, સુરસરિતા ગંગા હસ્તિનાપુરની સેવામા નિમગ્ન રહી છે અને સિંધુ સરિતા સિંધસ્થાનની સેવામા રત રહી છે તેવી જ રીતે પતિતપાવની સરસ્વતી નામક સરિતા ગુજરાતની રાજધાની પાટણ નગરને અષ્ટોપ્રહર સેવી રહી છે પાટણમાં સરિતા સરસ્વતીના આગમનના સંબંધમાં એક એવી દંતકથા પ્રચલિત છે કે. 'જે વિદ્વાન પોતાની વિદ્વાના બાહુલ્યવડે મારો પરાજય કરે

તેના ગૃહમાં આવીને હું જળ ભરૂં,' એવી પ્રતિજ્ઞા કરીને સરસ્વતી દેવી એક સમયમાં વિજયયાત્રા કરવાને નીકળ્યાં હતાં. સર્વ દેશોને જીતીને સરસ્વતી દેવી વિજિગીષાપૂર્વક પાટણ નગરમાં આવી લાગ્યાં; પરંતુ ત્યાં પાટણની વિદુષી પ્રજાએ વિદ્યાવિષયક વાદવિવાદમાં તે દેવીનો પરાજય કરી નાખ્યો. અને તેથી પોતાના વચન અનુસાર તેઓ સરિતા સરસ્વતીનું સ્વરૂપ ધારણ કરીને પાટણની પ્રજામાટે જલનું વહન કરવા લાગ્યાં આ કથાને કદાચિત્ આપણે રૂપક માની લઇએ, તો પણ પાટણનાં બહુસંખ્ય સ્ત્રીપુરુષોના સંસ્કૃત ભાષા વિષયક પ્રચંડ પાંડિત્યના અવલોકનથી તેમ જ સર્વ વિદેશીય વિદ્વાનો વિદ્યાવિષયક વાદ વિવાદમાં તેમના હસ્તથી પરાજિત થઇનેજ પાછા વળતા હોવાથી એ રૂપકમાં અતિશયોક્તિ કરતાં વાસ્તવિકતાનો અંશ અધિક છે એ તથ્યનો તો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ છેજ નહિ. સારાંશ કે, મનુષ્યનું જે વિદ્યા સત્ય મનુષ્યત્વ મનાય છે તે વિદ્યાદેવીનાં અનન્ય ઉપાસક અસંખ્ય વિદ્વાન્ પુરુષો તથા અસંખ્ય વિદુષી વનિતાઓ પાટણ નગરમાં વસતાં હોવાથી જો પાટણ નગરને 'ભારતીભવન' નામથી ઓળખવામાં આવે, તો તે સર્વથા યોગ્ય જ છે પાટણ નગરના દેવાલય હિમાલયની શોભા તથા ઉત્તુંગતાનો ભાસ કરાવે છે અને શીતલ આગારોના શિખરભાગમાં પતાકાજન્ય પવન નિરંતર વહન કરતો હોવાથી સૂર્યનો તાપ ત્યાના નિવાસીઓને લેશમાત્ર પણ પરિતાપ આપી શકતો નથી. હવે હું પાટણ નગરની સમૃદ્ધિશાળિતા તથા વિશાળતાનો કાંઇક પરિચય કરાવીશ.

"ગુજરાતના વર્તમાન મહારાજા કર્ણદેવના પિતા મહારાજાધિરાજ ભીમદેવ જે વેળાયે ગુજરાતના રાજસિંહાસનને શોભાવી રહ્યા હતા તે સમયમાં કોઈ વણઝારો નાયક કાશ્મીરમાં પોઠ લઇને ગયો હતો. ત્યા સરસ્વતી પ્રાસાદની ચતુર્દિશામાં બોંતેર બોંતેર ગાઉ પર્યન્ત કેશરનાં ક્ષેત્રો વિસ્તરેલાં છે. જે ક્ષેત્રોમાં ઉત્તમ પ્રકારના કેશરની ઉત્પત્તિ થાય છે તે ક્ષેત્રોમાનુ કેશર કેશર તરીકે વપરાય છે અને અધમ ક્ષેત્રોમાં નિપજતા કેશરમાંથી કુંકુમ બનાવવામાં આવે છે. કાશ્મીરમાંથી તે વણઝારાએ એકસો ને આઠ પોઠીઆ ઉપર કેશરની ગૂણો ભરી અને જે કોઈ પણ એક જ વ્યાપારી એ સમસ્ત કેશર ખરીદી લે તેને જ એ કેશર આપવું અને પ્રકીર્ણ વેચાણ ન કરવું એવી પ્રતિજ્ઞા કરીને તે વણઝારો દેશાન્તરમા કેશર વેચવામાટે નીકળ્યો તે અનેક સમૃદ્ધિશાલી નગરોમાં ભમ્યો, પણ ક્યાંય એક જ વ્યાપારીએ તેનુ સમસ્ત કેશર ન ખરીદવાથી અને તેની પ્રતિજ્ઞા પૂર્ણ ન થવાથી અંતે તે ગુજરાતની રાજધાની પાટણ નગરમાં પોઠ સહિત આવી લાગ્યો. નગરમાં ભ્રમણ કરતો કરતો તે વણઝારો સોમદત્ત શેઠની પોળમાં ગયો. તે સોમદત્ત શેઠના ધનભંડારમાં છપ્પન કોટિ (૫૬૫૬૫૬૫૬૫૬=પાચ અબજ પાંસઠ કરોડ, પાંસઠ લાખ, પાસઠ હજાર છ સો ને છપ્પન) રૂપિયા હમેશા અવિચળ રહેતા હોવાથી તેના પર ભૂંગળો વાગતી હતી. સોમદત્ત શેઠે વણઝારા નાયકને પૂછ્યુ કે 'તમારી પોઠમાં શી શી વસ્તુઓ છે વારૂ?' વણઝારાએ કહ્યુ કે: 'જે વસ્તુ છે તે તમો ખરીદવાના તો છો નાહ, તો પછી અકારણ પૃચ્છા શામાટે કરવી જોઇએ?' શેઠે કહ્યુ કે. 'અમો ખરીદીએ કે ન ખરીદીએ, પણ કહેવામાં તમારૂં શું જાય છે?' શેઠના આ શબ્દોને સાંભ-

જોીને તે વણઝારો નાયક કહેવા લાગ્યો કે 'હું કાશ્મીર દેશમાંથી એક-સો ને આઠ પોઠિયાપર બહુમૂલ્ય કેશરની ગુણો ભરીને લઈ આવ્યો છું અને મારી એવી પ્રતિજ્ઞા છે કે જો એકજ ખરીદનાર મળે, તો જ એ સઘળી ગુણો વેચવી અને નહિ તો એ કેશરને નદીમા નાખી દેવુ. અનેક સમૃદ્ધિશીલ નગરોમાં જવા છતાં મારી એ પ્રતિજ્ઞા પૂર્ણ ન થવાથી હું પાટણ નગરમા આવ્યો છુ અને અહીં પણ જો મારી પ્રતિજ્ઞા પૂર્ણ નહિ થાય, તો આ કેશરને સરસ્વતીના જલપ્રવાહમાં પધરાવીને હું અન્ય વસ્તુના વ્યાપારમા લાગી જઇશ' વણઝારા નાયકના આ ઉદ્ગારો સાભળીને સોમદત્ત શેઠે કહ્યુ કે "કૃપા કરીને દુકાનમાં આવો અને સમસ્ત કેશરનું જે મૂલ્ય થાય તે પ્રથમ લઇને પછી કેશરની ગુણો મારી વખારમા નાખી દ્યો" તે કેશરનું મૂલ્ય પાટણમાં તે સમયમાં અને અત્યારે ચાલતી એક લક્ષ સુવર્ણમુદ્રા જેટલુ થવા ગયુ અને તે તત્કાળ તેને આપી દેવામાં આવ્યું. જે સમયમાં આ ઘટના ઘટી તે સમયમાં સોમદત્ત શેઠ એક સૌવ-હવેલી-ચણાવતો હોવાથી તેમાં ચૂનો કોવરાવવાના જે ક્યારા કરવામા આવ્યા હતા તે ક્યારામા તેણે તે સમસ્ત કેશર નખાવી દઇને ચૂનાને કેશરિયા રંગનો કરાવી દીધો અને તે કેશરિયા ચૂનાથી છોવાયલો આગાર પીળા સુવર્ણ સમાન દેખાવા લાગ્યો સોમદત્ત શેઠના આ સાહસને જોઇને તે વણઝારા નાયકના આશ્ચર્યનો અવધિ થતા તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે: 'ભારતવર્ષના નાનાવિધ દેશોમા ભ્રમણ કરતા અનેક ધનાઢચ પુરુષો મારા જોવામાં આવ્યા છે, પરંતુ આ પાટણનિવાસી સોમદત્ત શેઠ સમાન અન્ય કોઇ પણ ધનાઢચ પુરુષ મારા જોવામાં આવી શક્યો નથી.' ત્યાર પછી તે વણઝારો પાછો વ્યાપારાર્થ અન્ય દેશમા ચાલ્યો ગયો અને સર્વત્ર પાટણની પ્રભુતાની પ્રશસા કરતો રહ્યો. સોમદત્ત શેઠના તે આગારને પ્રત્યક્ષ જોવાનુ સૌભાગ્ય મને પ્રાપ્ત થયેલું છે અને તેથી હું કોઇ પણ પ્રકારના સકોચ વિના કહી શકું છું કે અત્યારે પણ તે આગારમા કેશરનો સુગંધ એટલા પરિમાણમાં પ્રસરેલો છે કે જાણે તે આગારને કેશરમાંથી જ નિર્માણ કરવામા આવ્યો હોયની! એવો જ ભાસ થયા કરે છે તેમ જ તે આગારનો કેશરિયા રંગ પણ અદ્યાપિ જરાય ઝાંખો નથી પડ્યો. જેમના ગૃહોમા દિવસ અને રાત્રિ દીપકો અખંડ ભાવથી પ્રજ્વલિત રહ્યા કરે છે તેવા લક્ષાધીશ, જેમના આગારોના શિખરભાગમા પતાકાઓ ફરકતી રહે છે તેવા કોટીશ્વર અને જેમના પ્રાસાદોમાં પ્રભાતકાલમાં ભૂંગળો વાગતી રહે છે તેવા છપ્પન કરોડિયા અનેક વ્યાપારીઓ તથા સદ્ગૃહસ્થોનો પાટણમાં નિવાસ છે અને તેથી જ કવિજનો પાટણનગરીને 'સિંધુસુતા લક્ષ્મીની વિહારભૂમિ'ના નામથી ઓળખે છે સારાશ કે, ગુજરાતનુ ગૌરવ અલૌકિક છે, પાટણની પ્રભુતા અવર્ણનીય છે અને ગુર્જરેશ્વરની ગરિમા અસાધારણ છે"

ચિત્રકાર શ્રીનાથના મુખથી પાટણની પ્રભુતાનુ આ વર્ણન સાંભળીને રાજા જયકેશી, તેની મહારાણી, રાજકુમારી મયણલ્લા, યુવરાજ તથા સર્વ સભાજનો આશ્ચર્યચકિત થઇ ગયાં અને સર્વ જનોના મનમાં એવો જ પ્રશ્ન ઉદ્ભવવા લાગ્યો કે "આ અમો ગુર્જરેશ્વર કર્ણરાજની રાજધાની પાટણની પ્રભુતાનું વર્ણન સાભળીએ છીએ કે ઇન્દ્રની રાજધાની અમરાવતીનુ ?"

શ્રીનાથ વિશ્રાંતિમાટે કિંચિદ્ વિરમ્યો એટલે રાજા જયકેશીએ તેને પૂછ્યું કે: "મહાશય શ્રીનાથજી, સામાન્ય નિયમ એવો છે કે જે નગરમાં વ્યાપારીઓની વસતી તથા ધનાઢ્યતા અધિક હોય છે તે નગરમાં મનોરંજિકા સંગીતકલા, નૃત્યકલા તથા વાદ્યવાદનકલા આદિ લલિત કલાઓનો બહુ જ અલ્પ વિકાસ થઈ શકે છે, કારણ કે, લક્ષ્મીપ્રિય વ્યાપારીઓ ધનોપાર્જનમાં જેટલું ધ્યાન પરોવે છે તેનાથી શતાંશ પરિમાણમાં પણ એ કલાઓ પ્રતિ તેમનુ લક્ષ નથી હોતુ. આપણો કર્ણાટક દેશ એ લલિતકલાઓમા અગ્રગામી છે એ તો આપ જાણો જ છો, તો સામાન્યતઃ ગુર્જરદેશમા અને વિશેષતઃ ત્યાની રાજધાની પાટણમાં એ લલિતકલાઓનો આપણા દેશ સમાન વિકાસ થયેલો છે કે કેમ એ જાણવાની મારી પ્રબળ ઇચ્છા છે"

"મહારાજાનો આ પ્રશ્ન અત્યન્ત મહત્ત્વનો છે, કારણ કે, મનુષ્યત્વનું પ્રધાન લક્ષણ કેવળ ધનાઢ્યતા નહિ, કિન્તુ સાહિત્ય, સંગીત તથા શિલ્પકલા વિષયક જ્ઞાન છે અને તેથી જ રાજર્ષિ ભર્તૃહરિ જેવા ધુરંધર વિદ્વાને જેમાં કાવ્ય તથા અલંકાર આદિનો સમાવેશ થાય છે તે સાહિત્ય, જેમાં વાદ્યવાદન તથા નૃત્યકલા આદિનો સમાવેશ થઇ જાય છે તે સંગીતકલા તથા જેમાં સર્વ પ્રકારની વસ્તુનિર્માયક કલાઓનો સમાવેશ થઇ જાય છે તે શિલ્પકલા આદિ કલાઓના જ્ઞાનથી વિહીન મનુષ્યને શૃંગ તથા પુચ્છ વિનાના પશુની જ ઉપમા આપેલી છે અને જણાવ્યુ છે કે સાહિત્ય, સંગીત તથા શિલ્પકલા આદિ કલાઓથી વિહીન મનુષ્ય પશુ હોવા છતા તૃણ ખાધા વિના જીવે છે એ ચતુષ્પાદ પશુઓનુ મહાભાગ્ય છે, કારણ કે, જો નરપશુ ઘાસ ખાતો હોત, તો પશુઓને ઘાસ ન મળવાથી તેઓ બિચારાં ભૂખમરાથી જ મરી જાત. મારી મયણલ્લા સાહિત્ય, સંગીત તથા શિલ્પ આદિ કલાઓમા કેટલી સીમા પર્યન્ત પ્રવીણા છે એ તો આપ જાણો જ છો એટલે મારો આશય આપના જાણવામા આવી ગયેલો હોવો જ જોઇએ" મહારાજ્ઞીએ એક વિશિષ્ટ આશયથી મહારાજાના પ્રશ્નને અનુમોદ આપ્યુ.

મહારાજા જયકેશી તથા તેની મહારાજ્ઞાની શંકાનું સમાધાન કરતો ચિત્રકાર શ્રીનાથ પુનઃ ગંભીર વાણીથી બોલવા લાગ્યો કે "પાટણ નગરમાં બહુસંખ્ય સ્ત્રીઓ તથા પુરુષો સંસ્કૃતવિદ્યાપારંગત છે અને કોઇ પણ અન્યદેશીય પંડિત વિદ્યા વિષયક વાદવિવાદમાં પાટણના વિદ્વાન્ પુરુષો તથા પાટણની વિદુષી વનિતાઓને પરાજયનો અનુભવ કરાવી શકતો નથી એ તો મેં પૂર્વે જ જણાવેલું છે એટલે પાટણની પ્રજાના સાહિત્યનૈપુણ્યનો પ્રશ્ન તો અવશિષ્ટ રહેતો જ નથી હવે જો સંગીતકલાના સબંધમાં પૂછવામાં આવે, તો મારે જણાવવુ જોઇએ કે પાટણમા સંગીતકલાનો પણ સંપૂર્ણ વિકાસ થયેલો છે અને તે કેવળ એક જ ઉદાહરણથી આપ રાજદંપતીના જાણવામાં આવી શકે તેમ છે. પરલોકવાસી ગુર્જરેશ્વર ભીમદેવના સમયમા સંગીતવાદ્યનાટ્યકલાપ્રવીણ કેટલાક ગાંધર્વોનો એક સમુદાય એક વાર પાટણમા આવ્યો હતો. તે ગાંધર્વોએ જેની લંબાઈ સાડાત્રણ હાથની હતી તેવું એક મૃદંગ લાવીને ભીમદેવની રાજસભામા મૂક્યું અને 'પાટણમાં આ મૃદંગને વગાડી શકે એવો કોઇ મૃદંગવાદક છે કે કેમ ?' એવો પ્રશ્ન રાજાને પૂછ્યો રાજાએ પોતાની સભામાના

સંગીતકલાધરોના મુખમંડળોમા દૃષ્ટિપાત કર્યો એટલે એક મૃદંગવાદકે ઊભા થઈને પ્રાર્થના કરી કે. 'મહારાજ, જો આપ શ્રીમાનની આજ્ઞા હોય, તો આ મૃદંગને હું અત્યારે જ વગાડી દેખાડું.' રાજાની આજ્ઞા મળતાં તે મૃદંગવાદકે ભૂમિપર સૂઇને બાવીસ નટોવડે ભજવાતા નાટકમા જમણા હાથ તથા જમણા પગવડે મૃદંગને વગાડવા માંડ્યું, ડાબા હાથવડે મૃદંગને ઝાલી રાખ્યું અને ભૂંગળને મુખમાં ધારીને વગાડવા માંડ્યું સંપૂર્ણ ચાર પ્રહર પછી નાટકની સમાપ્તિ થઇ ત્યાં સુધી તે અવિશ્રાંત ભાવથી મૃદંગ તથા ભૂંગળ વગાડતો રહ્યો અને તેની આ વાદ્યવાદન વિષયક અભિજ્ઞતાને જોઇને તે ગાંધર્વોને મુક્ત કંઠથી પોતાના પરાજયને સ્વીકારવો પડ્યો પ્રભાતમા રાજાએ તે અલૌકિક મૃદંગવાદકને એક લાખ રજતમુદ્રા આપીને તેનો સત્કાર કર્યો અને ગાંધર્વોને પણ તેટલું જ ધન આપ્યું. પાટણમા લલિતકલાના પણ આવા અનન્ય તથા પ્રવીણતમ ઉપાસકો વસતા હોવાથી એ કલામાં પણ અન્ય દેશથી પાટણની પ્રતિસ્પર્ધા કરી શકાય તેમ નથી. વર્તમાન ગુર્જરેશ્વર કર્ણરાજ સંગીતકલા તથા નાટ્યકલા આદિના કેટલી સીમા પર્યન્ત ઉપાસક તથા પૃષ્ટપોષક છે એની કલ્પના એટલાથી જ કરી શકાય છે કે અલ્પ સમય પૂર્વે જ પાટણમા તેમણે 'કર્ણમેરુપ્રાસાદ' નામક અત્યંત ભવ્ય, સુંદર તથા શિલ્પકલાના આદર્શરૂપ એક નાટ્યાલય બંધાવ્યું છે એ નાટ્યશાળામા સંસ્કૃત ભાષાના રચાયલા કાલિદાસ તથા ભવભૂતિ આદિના ઉત્તમ નાટકો ભજવાય છે, સંગીતોત્સવો થાય છે અને અમુક એક વર્ગને પ્રવીણ નાટ્યાચાર્યો દ્વારા સંગીતકલા, નૃત્યકલા તથા અભિનયકલા આદિ લલિત કલાઓનું રાજાની સહાયતાથી ઉત્કૃષ્ટ શિક્ષણ અપાય છે શિલ્પકલાનો એવો કોઇ પણ વિભાગ નથી કે જેનો પાટણમા પૂર્ણ વિકાસ ન થયો હોય, કારણ કે, ત્યા અનેક પ્રકારની ઉત્કૃષ્ટ વસ્તુઓ નિષ્ણાત શિલ્પકલાભિજ્ઞોના હસ્તથી નિર્માણ થાય છે અને અન્ય દેશોમા બહુમૂલ્યથી વેચાય છે તેથી જ ગુર્જરદેશ આટલી સીમા પર્યન્ત સમૃદ્ધિશાલી થયેલો છે હવે હુ પાટણના વિસ્તાર તથા પાટણના રચનાકૌશલ્યને વર્ણવવાનો છું એટલે તેથી પણ ત્યાંની શિલ્પોન્નતિની કાંઈક કલ્પના કરી શકાશે"

આવી રીતે પાટણની લલિતકલા વિષયક મહત્તાનુ પ્રતિપાદન કરીને ચિત્રકાર શ્રીનાથે પોતાના અંગરખાના ગજવામાથી એક નોંધપોથી કાઢી અને તેમા કરી રાખેલી નોંધને લક્ષપૂર્વક વાંચી લઇને બોલવા માંડ્યુ કે "ગુજરાતની રાજધાની અણહિલ્લપુર પાટણનો ઘેરાવો બાર ગાઉનો હોઇને તેમા અનેક દેવાલયો તથા અનેક પાઠશાળાઓ અસ્તિત્વ ધરાવે છે, નગરમાં જેમ ચોકની સંખ્યા ચોરાશીની છે તેવી જ રીતે ચૌટાની સંખ્યા પણ ચોરાશીની છે; સુવર્ણ તથા રજતની મુદ્રાઓને નિર્માણ કરનારી ત્યા ચાર ટંકશાળ શોભી રહી છે, પ્રત્યેક જાતિના નિવાસમાટે ભિન્ન ભિન્ન વિભાગો પાટણમા જેવી રીતે નિયત કરાયલા છે તેવી જ રીતે હસ્તિદંત, રેશમ, મણિ, માણિક્ય, હીરા તથા મોતી આદિ ભિન્ન ભિન્ન પદાર્થોના ક્રયવિક્રયમાટે ભિન્ન ભિન્ન બજારો નિયત કરાયલા છે એક ચૌટું એકલા નાણાવટીઓનુ જ છે, એક ચૌટામાં કેવળ સુવાસિત વસ્તુઓ તથા લેપનદ્રવ્યો જ વેચાય છે, એક ચૌટામા કેવળ કલાવાન્ લોકો જ પોતાનો વ્યવસાય કરી રહ્યા છે, સોનીઓનો બજાર પણ જૂદો છે અને રૂપાના ઘાટ ઘડનારનો બજાર પણ જૂદો છે, ખલાસીઓ, ભાટો

શ્રીનાથ વિશ્રાંતિમાટે કિંચિદ્ વિરમ્યો એટલે રાજા જયકેશીએ તેને પૂછ્યું કે: "મહાશય શ્રીનાથજી, સામાન્ય નિયમ એવો છે કે જે નગરમાં વ્યાપારીઓની વસતી તથા ધનાઢ્યતા અધિક હોય છે તે નગરમાં મનોરંજિકા સંગીતકલા, નૃત્યકલા તથા વાદ્યવાદનકલા આદિ લલિત કલાઓનો બહુ જ અલ્પ વિકાસ થઈ શકે છે; કારણ કે, લક્ષ્મીપ્રિય વ્યાપારીઓ ધનોપાર્જનમા જેટલું ધ્યાન પરોવે છે તેનાથી શતાંશ પરિમાણમાં પણ એ કલાઓ પ્રતિ તેમનુ લક્ષ નથી હોતુ. આપણો કર્ણાટક દેશ એ લલિતકલાઓમાં અગ્રગામી છે એ તો આપ જાણો જ છો, તો સામાન્યત ગુર્જરદેશમા અને વિશેષત. ત્યાંની રાજધાની પાટણમા એ લલિતકલાઓનો આપણા દેશ સમાન વિકાસ થયેલો છે કે કેમ એ જાણવાની મારી પ્રબળ ઇચ્છા છે"

"મહારાજાનો આ પ્રશ્ન અત્યન્ત મહત્વનો છે, કારણ કે, મનુષ્યત્વનું પ્રધાન લક્ષણ કેવળ ધનાઢ્યતા નહિ, કિન્તુ સાહિત્ય, સંગીત તથા શિલ્પકલા વિષયક જ્ઞાન છે અને તેથી જ રાજર્ષિ ભર્તૃહરિ જેવા ધુરંધર વિદ્વાને જેમા કાવ્ય તથા અલંકાર આદિનો સમાવેશ થાય છે તે સાહિત્ય, જેમાં વાદ્યવાદન તથા નૃત્યકલા આદિનો સમાવેશ થઇ જાય છે તે સંગીતકલા તથા જેમાં સર્વ પ્રકારની વસ્તુનિર્માયક કલાઓનો સમાવેશ થઇ જાય છે તે શિલ્પકલા આદિ કલાઓના જ્ઞાનથી વિહીન મનુષ્યને શૃંગ તથા પુચ્છ વિનાના પશુની જ ઉપમા આપેલી છે અને જણાવ્યુ છે કે સાહિત્ય, સંગીત તથા શિલ્પકલા આદિ કલાઓથી વિહીન મનુષ્ય પશુ હોવા છતા તૃણ ખાધા વિના જીવે છે એ ચતુષ્પાદ પશુઓનુ મહાભાગ્ય છે; કારણ કે, જો નરપશુ ઘાસ ખાતો હોત, તો પશુઓને ઘાસ ન મળવાથી તેઓ બિચારાં ભૂખમરાથી જ મરી જાત મારી મયણલ્લા સાહિત્ય, સંગીત તથા શિલ્પ આદિ કલાઓમા કેટલી સીમા પર્યન્ત પ્રવીણા છે એ તો આપ જાણો જ છો એટલે મારો આશય આપના જાણવામાં આવી ગયેલો હોવો જ જોઇએ" મહારાજ્ઞીએ એક વિશિષ્ટ આશયથી મહારાજાના પ્રશ્નને અનુમોદ આપ્યુ

મહારાજા જયકેશી તથા તેની મહારાજ્ઞાની શંકાનું સમાધાન કરતો ચિત્રકાર શ્રીનાથ પુન. ગંભીર વાણીથી બોલવા લાગ્યો કે "પાટણ નગરમાં બહુસંખ્ય સ્ત્રીઓ તથા પુરુષો સંસ્કૃતવિદ્યાપારંગત છે અને કોઇ પણ અન્યદેશીય પંડિત વિદ્યા વિષયક વાદવિવાદમાં પાટણના વિદ્વાન્ પુરુષો તથા પાટણની વિદુષી વનિતાઓને પરાજયનો અનુભવ કરાવી શકતો નથી એ તો મેં પૂર્વે જ જણાવેલું છે એટલે પાટણની પ્રજાના સાહિત્યનૈપુણ્યનો પ્રશ્ન તો અવશિષ્ટ રહેતો જ નથી હવે જો સંગીતકલાના સંબંધમાં પૂછવામા આવે, તો મારે જણાવવુ જોઇએ કે પાટણમા સંગીતકલાનો પણ સંપૂર્ણ વિકાસ થયેલો છે અને તે કેવળ એક જ ઉદાહરણથી આપ રાજદંપતીના જાણવામાં આવી શકે તેમ છે. પરલોકવાસી ગુર્જરેશ્વર ભીમદેવના સમયમા સંગીતવાદ્યનાટ્યકલાપ્રવીણ કેટલાક ગાંધર્વોનો એક સમુદાય એક વાર પાટણમા આવ્યો હતો. તે ગાંધર્વોએ જેની લંબાઈ સાડાત્રણ હાથની હતી તેવું એક મૃદંગ લાવીને ભીમદેવની રાજસભામા મૂક્યું અને 'પાટણમા આ મૃદંગને વગાડી શકે એવો કોઇ મૃદંગવાદક છે કે કેમ?' એવો પ્રશ્ન રાજાને પૂછ્યો રાજાએ પોતાની સભામાના

સંગીતકલાધરોના મુખમંડળોમાં દૃષ્ટિપાત કર્યો એટલે એક મૃદંગવાદકે ઉભા થઈને પ્રાર્થના કરી કે, 'મહારાજ, જો આપ શ્રીમાનની આજ્ઞા હોય, તો આ મૃદંગને હું અત્યારે જ વગાડી દેખાડું.' રાજાની આજ્ઞા મળતાં તે મૃદંગવાદકે ભૂમિપર સૂઇને બાવીસ નટોવડે ભજવાતા નાટકમાં જમણા હાથ તથા જમણા પગવડે મૃદંગને વગાડવા માંડ્યું, ડાબા હાથવડે મૃદંગને ઝાલી રાખ્યું અને ભૂંગળને મુખમા ધારીને વગાડવા માંડ્યું સંપૂર્ણ ચાર પ્રહર પછી નાટકની સમાપ્તિ થઇ ત્યા સુધી તે અવિશ્રાંત ભાવથી મૃદંગ તથા ભૂંગળ વગાડતો રહ્યો અને તેની આ વાદ્યવાદન વિષયક અભિજ્ઞતાને જોઇને તે ગાંધર્વોને મુક્ત કંઠથી પોતાના પરાજયને સ્વીકારવો પડ્યો પ્રભાતમા રાજાએ તે અલૌકિક મૃદંગવાદકને એક લાખ રજતમુદ્રા આપીને તેનો સત્કાર કર્યો અને ગાંધર્વોને પણ તેટલું જ ધન આપ્યું. પાટણમાં લલિતકલાના પણ આવા અનન્ય તથા પ્રવીણતમ ઉપાસકો વસતા હોવાથી એ કલામા પણ અન્ય દેશથી પાટણની પ્રતિસ્પર્ધા કરી શકાય તેમ નથી. વર્તમાન ગુર્જરેશ્વર કર્ણરાજ સંગીતકલા તથા નાટ્યકલા આદિના કેટલી સીમા પર્યન્ત ઉપાસક તથા પૃષ્ટપોષક છે એની કલ્પના એટલાથી જ કરી શકાય છે કે અલ્પ સમય પૂર્વે જ પાટણમા તેમણે 'કર્ણમેરુપ્રાસાદ' નામક અત્યંત ભવ્ય, સુંદર તથા શિલ્પકલાના આદર્શરૂપ એક નાટ્યાલય બંધાવ્યું છે એ નાટ્યશાળામાં સંસ્કૃત ભાષામા રચાયલા કાલિદાસ તથા ભવભૂતિ આદિના ઉત્તમ નાટકો ભજવાય છે, સંગીતોત્સવો થાય છે અને અમુક એક વર્ગને પ્રવીણ નાટ્યાચાર્યો દ્વારા સંગીતકલા, નૃત્યકલા તથા અભિનયકલા આદિ લલિત કલાઓનું રાજાની સહાયતાથી ઉત્કૃષ્ટ શિક્ષણ અપાય છે શિલ્પકલાનો એવો કોઇ પણ વિભાગ નથી કે જેનો પાટણમાં પૂર્ણ વિકાસ ન થયો હોય, કારણ કે, ત્યા અનેક પ્રકારની ઉત્કૃષ્ટ વસ્તુઓ નિષ્ણાત શિલ્પકલાભિજ્ઞોના હસ્તથી નિર્માણ થાય છે અને અન્ય દેશોમા બહુમૂલ્યથી વેચાય છે તેથી જ ગુર્જરદેશ આટલી સીમા પર્યન્ત સમૃદ્ધિશાલી થયેલો છે હવે હું પાટણના વિસ્તાર તથા પાટણના રચનાકૌશલ્યને વર્ણવવાનો છુ એટલે તેથી પણ ત્યાંની શિલ્પોન્નતિની કાંઈક કલ્પના કરી શકાશે "

આવી રીતે પાટણની લલિતકલા વિષયક મહત્તાનું પ્રતિપાદન કરીને ચિત્રકાર શ્રીનાથે પોતાના અંગરખાના ગજવામાથી એક નોંધપોથી કાઢી અને તેમાં કરી રાખેલી નોંધને લક્ષપૂર્વક વાચી લઇને બોલવા માંડ્યું કે "ગુજરાતની રાજધાની અણહિલ્લપુર પાટણનો ઘેરાવો બાર ગાઉનો હોઇને તેમાં અનેક દેવાલયો તથા અનેક પાઠશાળાઓ અસ્તિત્વ ધરાવે છે, નગરમાં જેમ ચોકની સંખ્યા ચોરાશીની છે તેવી જ રીતે ચૌટાની સંખ્યા પણ ચોરાશીની છે, સુવર્ણ તથા રજતની મુદ્રાઓને નિર્માણ કરનારી ત્યા ચાર ટંકશાળ શોભી રહી છે; પ્રત્યેક જાતિના નિવાસમાટે ભિન્ન ભિન્ન વિભાગો પાટણમા જેવી રીતે નિયત કરાયલા છે તેવી જ રીતે હસ્તિદંત, રેશમ, મણિ, માણિક્ય, હીરા તથા મોતી આદિ ભિન્ન ભિન્ન પદાર્થોના ક્રયવિક્રયમાટે ભિન્ન ભિન્ન બજારો નિયત કરાયલા છે. એક ચૌટું એકલા નાણાવટીઓનું જ છે, એક ચૌટામા કેવળ સુવાસિત વસ્તુઓ તથા લેપનદ્રવ્યો જ વેચાય છે, એક ચૌટામાં કેવળ કલાવાન્ લોકો જ પોતાનો વ્યવસાય કરી રહ્યા છે, સોનીઓનો બજાર પણ જુદો છે અને રૂપાના ઘાટ ઘડનારનો બજાર પણ જુદો છે, ખલાસીઓ, ભાટો

શ્રીનાથ વિશ્રાંતિમાટે કિંચિદ્ વિરમ્યો એટલે રાજા જયકેશીએ તેને પૂછ્યું કે: "મહાશય શ્રીનાથજી, સામાન્ય નિયમ એવો છે કે જે નગરમાં વ્યાપારીઓની વસતી તથા ધનાઢ્યતા અધિક હોય છે તે નગરમાં મનોરંજિકા સંગીતકલા, નૃત્યકલા તથા વાદ્યવાદનકલા આદિ લલિત કલાઓનો બહુ જ અલ્પ વિકાસ થઈ શકે છે; કારણ કે, લક્ષ્મીપ્રિય વ્યાપારીઓ ધનોપાર્જનમાં જેટલું ધ્યાન પરોવે છે તેનાથી શતાંશ પરિમાણમા પણ એ કલાઓ પ્રતિ તેમનુ લક્ષ નથી હોતુ. આપણો કર્ણાટક દેશ એ લલિતકલાઓમાં અગ્રગામી છે એ તો આપ જાણો જ છો, તો સામાન્યત ગુર્જરદેશમાં અને વિશેષત ત્યાંની રાજધાની પાટણમાં એ લલિતકલાઓનો આપણા દેશ સમાન વિકાસ થયેલો છે કે કેમ એ જાણવાની મારી પ્રબળ ઇચ્છા છે"

"મહારાજાનો આ પ્રશ્ન અત્યન્ત મહત્ત્વનો છે, કારણ કે, મનુષ્યત્વનું પ્રધાન લક્ષણ કેવળ ધનાઢ્યતા નહિ, કિન્તુ સાહિત્ય, સંગીત તથા શિલ્પકલા વિષયક જ્ઞાન છે અને તેથી જ રાજર્ષિ ભર્તૃહરિ જેવા ધુરંધર વિદ્વાને જેમાં કાવ્ય તથા અલંકાર આદિનો સમાવેશ થાય છે તે સાહિત્ય, જેમાં વાદ્યવાદન તથા નૃત્યકલા આદિનો સમાવેશ થઇ જાય છે તે સગીતકલા તથા જેમા સર્વ પ્રકારની વસ્તુનિર્માયક કલાઓનો સમાવેશ થઇ જાય છે તે શિલ્પકલા આદિ કલાઓના જ્ઞાનથી વિહીન મનુષ્યને શૃગ તથા પુચ્છ વિનાના પશુની જ ઉપમા આપેલી છે અને જણાવ્યુ છે કે સાહિત્ય, સગીત તથા શિલ્પકલા આદિ કલાઓથી વિહીન મનુષ્ય પશુ હોવા છતા તૃણ ખાધા વિના જીવે છે એ ચતુષ્પાદ પશુઓનુ મહાભાગ્ય છે; કારણ કે, જો નરપશુ ઘાસ ખાતો હોત, તો પશુઓને ઘાસ ન મળવાથી તેઓ બિચારાં ભૂખમરાથી જ મરી જાત મારી મયણલ્લા સાહિત્ય, સંગીત તથા શિલ્પ આદિ કલાઓમાં કેટલી સીમા પર્યન્ત પ્રવીણા છે એ તો આપ જાણો જ છો એટલે મારો આશય આપના જાણવામાં આવી ગયેલો હોવો જ જોઇએ" મહારાજ્ઞીએ એક વિશિષ્ટ આશયથી મહારાજાના પ્રશ્નને અનુમોદ આપ્યુ

મહારાજા જયકેશી તથા તેની મહારાજ્ઞાની શંકાનુ સમાધાન કરતો ચિત્રકાર શ્રીનાથ પુન ગભીર વાણીથી બોલવા લાગ્યો કે "પાટણ નગરમાં બહુસખ્ય સ્ત્રીઓ તથા પુરુષો સસ્કૃતવિદ્યાપારગત છે અને કોઇ પણ અન્યદેશીય પડિત વિદ્યા વિષયક વાદવિવાદમા પાટણના વિદ્વાન્ પુરુષો તથા પાટણની વિદુષી વનિતાઓને પરાજયનો અનુભવ કરાવી શકતો નથી એ તો મેં પૂર્વે જ જણાવેલુ છે એટલે પાટણની પ્રજાના સાહિત્યનૈપુણ્યનો પ્રશ્ન તો અવશિષ્ટ રહેતો જ નથી હવે જો સંગીતકલાના સબધમા પૂછવામા આવે, તો મારે જણાવવુ જોઇએ કે પાટણમાં સંગીતકલાનો પણ સંપૂર્ણ વિકાસ થયેલો છે અને તે કેવળ એક જ ઉદાહરણથી આપ રાજદંપતીના જાણવામાં આવી શકે તેમ છે. પરલોકવાસી ગુર્જરેશ્વર ભીમદેવના સમયમાં સગીતવાદ્યનાટ્યકલાપ્રવીણ કેટલાક ગાધર્વોનો એક સમુદાય એક વાર પાટણમાં આવ્યો હતો તે ગાંધર્વોએ જેની લબાઈ સાડાત્રણ હાથની હતી તેવું એક મૃદંગ લાવીને ભીમદેવની રાજસભામાં મૂકયું અને 'પાટણમાં આ મૃદંગને વગાડી શકે એવો કોઇ મૃદંગવાદક છે કે કેમ?' એવો પ્રશ્ન રાજાને પૂછ્યો રાજાએ પોતાની સભામાના

સંગીતકલાધરોના મુખમંડળોમા દૃષ્ટિપાત કર્યો એટલે એક મૃદંગવાદકે ઊભા થઈને પ્રાર્થના કરી કે. 'મહારાજ, જો આપ શ્રીમાનની આજ્ઞા હોય, તો આ મૃદંગને હું અત્યારે જ વગાડી દેખાડું.' રાજાની આજ્ઞા મળતાં તે મૃદંગવાદકે ભૂમિપર સૂઈને બાવીસ નટોવડે ભજવાતા નાટકમા જમણા હાથ તથા જમણા પગવડે મૃદંગને વગાડવા માંડયું ડાબા હાથવડે મૃદંગને ઝાલી રાખ્યું અને ભૂંગળને મુખમા ધારીને વગાડવા માડયું સંપૂર્ણ ચાર પ્રહર પછી નાટકની સમાપ્તિ થઇ ત્યા સુધી તે અવિશ્રાંત ભાવથી મૃદંગ તથા ભૂંગળ વગાડતો રહ્યો અને તેની આ વાદ્યવાદન વિષયક અભિજ્ઞતાને જોઇને તે ગાયકોને મુક્ત કંઠથી પોતાના પરાજયને સ્વીકારવો પડયો. પ્રભાતમા રાજાએ તે અલૌકિક મૃદંગવાદકને એક લાખ રજતમુદ્રા આપીને તેનો સત્કાર કર્યો અને ગાયકોને પણ તેટલું જ ધન આપ્યું પાટણમાં લલિતકલાના પણ આવા અનન્ય તથા પ્રવીણતમ ઉપાસકો વસતા હોવાથી એ કલામા પણ અન્ય દેશથી પાટણની પ્રતિસ્પર્ધા કરી શકાય તેમ નથી વર્તમાન ગુર્જરેશ્વર કર્ણરાજ સંગીતકલા તથા નાટયકલા આદિના કેટલી સીમા પર્યન્ત ઉપાસક તથા પૃષ્ટપોષક છે એની કલ્પના એટલાથી જ કરી શકાય છે કે અલ્પ સમય પૂર્વે જ પાટણમાં તેમણે 'કર્ણમેરુપ્રાસાદ' નામક અત્યંત ભવ્ય, સુંદર તથા શિલ્પકલાના આદર્શરૂપ એક નાટયાલય બંધાવ્યું છે એ નાટયશાળામાં સંસ્કૃત ભાષાના રચાયલા કાલિદાસ તથા ભવભૂતિ આદિના ઉત્તમ નાટકો ભજવાય છે, સંગીતોત્સવો થાય છે અને અમુક એક વર્ગને પ્રવીણ નાટયાચાર્યો દ્વારા સંગીતકલા, નૃત્યકલા તથા અભિનયકલા આદિ લલિત કલાઓનું રાજાની સહાયતાથી ઉત્કૃષ્ટ શિક્ષણ અપાય છે. શિલ્પકલાનો એવો કોઇ પણ વિભાગ નથી કે જેનો પાટણમાં પૂર્ણ વિકાસ ન થયો હોય, કારણ કે, ત્યા અનેક પ્રકારની ઉત્કૃષ્ટ વસ્તુઓ નિષ્ણાત શિલ્પકલાભિજ્ઞોના હસ્તથી નિર્માણ થાય છે અને અન્ય દેશોમાં બહુમૂલ્યથી વેચાય છે તેથી જ ગુર્જરદેશ આટલી સીમા પર્યન્ત સમૃદ્ધિશાલી થયેલો છે. હવે હુ પાટણના વિસ્તાર તથા પાટણના રચનાકૌશલ્યને વર્ણવવાનો છુ એટલે તેથી પણ ત્યાની શિલ્પોન્નતિની કાંઈક કલ્પના કરી શકાશે"

આવી રીતે પાટણની લલિતકલા વિષયક મહત્તાનુ પ્રતિપાદન કરીને ચિત્રકાર શ્રીનાથે પોતાના અંગરખાના ગજવામાથી એક નોંધપોથી કાઢી અને તેમાં કરી રાખેલી નોંધને લક્ષપૂર્વક વાચી લઇને બોલવા માડયું કે. "ગુજરાતની રાજધાની અણહિલ્લપુર પાટણનો ઘેરાવો બાર ગાઉનો હોઇને તેમા અનેક દેવાલયો તથા અનેક પાઠશાળાઓ અસ્તિત્વ ધરાવે છે, નગરમા જેમ ચોકની સંખ્યા ચોરાશીની છે તેવી જ રીતે ચૌટાની સંખ્યા પણ ચોરાશીની છે, સુવર્ણ તથા રજતની મુદ્રાઓને નિર્માણ કરનારી ત્યા ચાર ટંકશાળ શોભી રહી છે, પ્રત્યેક જાતિના નિવાસમાટે ભિન્ન ભિન્ન વિભાગો પાટણમાં જેવી રીતે નિયત કરાયલા છે તેવી જ રીતે હસ્તિદંત, રેશમ, મણિ, માણિક્ય, હીરા તથા મોતી આદિ ભિન્ન ભિન્ન પદાર્થોના ક્રયવિક્રયમાટે ભિન્ન ભિન્ન બજારો નિયત કરાયલા છે એક ચૌટું એકલા નાણાવટીઓનુ જ છે, એક ચૌટામા કેવળ સુવાસિત વસ્તુઓ તથા લેપનદ્રવ્યો જ વેચાય છે, એક ચૌટામા કેવળ કલાવાન્ લોકો જ પોતાનો વ્યવસાય કરી રહ્યા છે, સોનીઓનો બજાર પણ જુદો છે અને રૂપાના ઘાટ ઘડનારનો બજાર પણ જુદો છે, ખલાસીઓ, ભાટો

શ્રીનાથ વિશ્રાંતિમાટે કિંચિદ્ વિરમ્યો. એટલે રાજા જયકેશીએ તેને પૂછ્યું કે: "મહાશય શ્રીનાથજી, સામાન્ય નિયમ એવો છે કે જે નગરમાં વ્યાપારીઓની વસતી તથા ધનાઢ્યતા અધિક હોય છે તે નગરમાં મનોરંજિકા સંગીતકલા, નૃત્યકલા તથા વાદ્યવાદનકલા આદિ લલિત કલાઓનો બહુ જ અલ્પ વિકાસ થઈ શકે છે; કારણ કે, લક્ષ્મીપ્રિય વ્યાપારીઓ ધનોપાર્જનમા જેટલું ધ્યાન પરોવે છે તેનાથી શતાંશ પરિમાણમાં પણ એ કલાઓ પ્રતિ તેમનુ લક્ષ નથી હોતુ. આપણો કર્ણાટક દેશ એ લલિતકલાઓમાં અગ્રગામી છે એ તો આપ જાણો જ છો, તો સામાન્યત: ગુર્જરદેશમા અને વિશેષત. ત્યાની રાજધાની પાટણમાં એ લલિતકલાઓનો આપણા દેશ સમાન વિકાસ થયેલો છે કે કેમ એ જાણવાની મારી પ્રબળ ઇચ્છા છે"

"મહારાજાનો આ પ્રશ્ન અત્યન્ત મહત્વનો છે, કારણ કે, મનુષ્યત્વનું પ્રધાન લક્ષણ કેવળ ધનાઢ્યતા નહિ, કિન્તુ સાહિત્ય, સંગીત તથા શિલ્પકલા વિષયક જ્ઞાન છે અને તેથી જ રાજર્ષિ ભર્તૃહરિ જેવા ધુરંધર વિદ્વાને જેમાં કાવ્ય તથા અલંકાર આદિનો સમાવેશ થાય છે તે સાહિત્ય, જેમાં વાદ્યવાદન તથા નૃત્યકલા આદિનો સમાવેશ થઇ જાય છે તે સંગીતકલા તથા જેમાં સર્વ પ્રકારની વસ્તુનિર્માયક કલાઓનો સમાવેશ થઇ જાય છે તે શિલ્પકલા આદિ કલાઓના જ્ઞાનથી વિહીન મનુષ્યને શૃંગ તથા પુચ્છ વિનાના પશુની જ ઉપમા આપેલી છે અને જણાવ્યુ છે કે સાહિત્ય, સંગીત તથા શિલ્પકલા આદિ કલાઓથી વિહીન મનુષ્ય પશુ હોવા છતાં તૃણ ખાધા વિના જીવે છે એ ચતુષ્પાદ પશુઓનુ મહાભાગ્ય છે, કારણ કે, જો નરપશુ ઘાસ ખાતો હોત, તો પશુઓને ઘાસ ન મળવાથી તેઓ બિચારાં ભૂખમરાથી જ મરી જાત. મારી મયણલ્લા સાહિત્ય, સંગીત તથા શિલ્પ આદિ કલાઓમા કેટલી સીમા પર્યન્ત પ્રવીણા છે એ તો આપ જાણો જ છો એટલે મારો આશય આપના જાણવામા આવી ગયેલો હોવો જ જોઇએ" મહારાજ્ઞીએ એક વિશિષ્ટ આશયથી મહારાજાના પ્રશ્નને અનુમોદ આપ્યુ

મહારાજા જયકેશી તથા તેની મહારાજ્ઞીની શંકાનુ સમાધાન કરતો ચિત્રકાર શ્રીનાથ પુન ગંભીર વાણીથી બોલવા લાગ્યો કે "પાટણ નગરમાં બહુસંખ્ય સ્ત્રીઓ તથા પુરુષો સંસ્કૃતવિદ્યાપારંગત છે અને કોઇ પણ અન્યદેશીય પંડિત વિદ્યા વિષયક વાદવિવાદમા પાટણના વિદ્વાન્ પુરુષો તથા પાટણની વિદુષી વનિતાઓને પરાજયનો અનુભવ કરાવી શકતો નથી એ તો મેં પૂર્વે જ જણાવેલું છે એટલે પાટણની પ્રજાના સાહિત્યનૈપુણ્યનો પ્રશ્ન તો અવશિષ્ટ રહેતો જ નથી હવે જો સંગીતકલાના સંબધમાં પૂછવામાં આવે, તો મારે જણાવવુ જોઇએ કે પાટણમા સંગીતકલાનો પણ સંપૂર્ણ વિકાસ થયેલો છે અને તે કેવળ એક જ ઉદાહરણથી આપ રાજદંપતીના જાણવામાં આવી શકે તેમ છે. પરલોકવાસી ગુર્જરેશ્વર ભીમદેવના સમયમાં સંગીતવાદ્યનાટ્યકલાપ્રવીણ કેટલાક ગાંધર્વોનો એક સમુદાય એક વાર પાટણમા આવ્યો હતો. તે ગાંધર્વોએ જેની લંબાઈ સાડાત્રણ હાથની હતી તેવું એક મૃદંગ લાવીને ભીમદેવની રાજસભામા મૂક્યું અને 'પાટણમાં આ મૃદંગને વગાડી શકે એવો કોઇ મૃદંગવાદક છે કે કેમ?' એવો પ્રશ્ન રાજાને પૂછયો. રાજાએ પોતાની સભામાંના

સંગીતકલાધરોના મુખમંડળોમાં દૃષ્ટિપાત કર્યો એટલે એક મૃદંગવાદકે ઉભા થઇને પ્રાર્થના કરી કે 'મહારાજ, જો આપ શ્રીમાનની આજ્ઞા હોય, તો આ મૃદંગને હું અત્યારે જ વગાડી દેખાડું.' રાજાની આજ્ઞા મળતાં તે મૃદંગવાદકે ભૂમિપર સૂઇને બાવીસ નટોવડે ભજવાતા નાટકમાં જમણા હાથ તથા જમણા પગવડે મૃદંગને વગાડવા માંડ્યું; ડાબા હાથવડે મૃદંગને ઝાલી રાખ્યું અને ભૂંગળને મુખમાં ધારીને વગાડવા માંડ્યું. સંપૂર્ણ ચાર પ્રહર પછી નાટકની સમાપ્તિ થઇ ત્યાં સુધી તે અવિશ્રાંત ભાવથી મૃદંગ તથા ભૂંગળ વગાડતો રહ્યો અને તેની આ વાદ્યવાદન વિષયક અભિજ્ઞતાને જોઇને તે ગાંધર્વોને મુક્ત કંઠથી પોતાના પરાજયને સ્વીકારવો પડ્યો. પ્રભાતમાં રાજાએ તે અલૌકિક મૃદંગવાદકને એક લાખ રજતમુદ્રા આપીને તેનો સત્કાર કર્યો અને ગાંધર્વોને પણ તેટલું જ ધન આપ્યું. પાટણમાં લલિતકલાના પણ આવા અનન્ય તથા પ્રવીણતમ ઉપાસકો વસતા હોવાથી એ કલામાં પણ અન્ય દેશથી પાટણની પ્રતિસ્પર્ધા કરી શકાય તેમ નથી. વર્તમાન ગુર્જરેશ્વર કર્ણરાજ સંગીતકલા તથા નાટ્યકલા આદિના કેટલી સીમા પર્યન્ત ઉપાસક તથા પૃષ્ટપોષક છે એની કલ્પના એટલાથી જ કરી શકાય છે કે અલ્પ સમય પૂર્વે જ પાટણમાં તેમણે 'કર્ણમેરુપ્રાસાદ' નામક અત્યંત ભવ્ય, સુંદર તથા શિલ્પકલાના આદર્શરૂપ એક નાટ્યાલય બંધાવ્યું છે. એ નાટ્યશાળામાં સંસ્કૃત ભાષાના રચાયલા કાલિદાસ તથા ભવભૂતિ આદિના ઉત્તમ નાટકો ભજવાય છે; સંગીતોત્સવો થાય છે અને અમુક એક વર્ગને પ્રવીણ નાટ્યાચાર્યો દ્વારા સંગીતકલા, નૃત્યકલા તથા અભિનયકલા આદિ લલિત કલાઓનું રાજાની સહાયતાથી ઉત્કૃષ્ટ શિક્ષણ અપાય છે. શિલ્પકલાનો એવો કોઇ પણ વિભાગ નથી કે જેનો પાટણમાં પૂર્ણ વિકાસ ન થયો હોય, કારણ કે, ત્યાં અનેક પ્રકારની ઉત્કૃષ્ટ વસ્તુઓ નિષ્ણાત શિલ્પકલાભિજ્ઞોના હસ્તથી નિર્માણ થાય છે અને અન્ય દેશોમાં બહુમૂલ્યથી વેચાય છે તેથી જ ગુર્જરદેશ આટલી સીમા પર્યન્ત સમૃદ્ધિશાલી થયેલો છે. હવે હું પાટણના વિસ્તાર તથા પાટણના રચનાકૌશલ્યને વર્ણવવાનો છું એટલે તેથી પણ ત્યાંની શિલ્પોન્નતિની કાંઇક કલ્પના કરી શકાશે."

આવી રીતે પાટણની લલિતકલા વિષયક મહત્તાનું પ્રતિપાદન કરીને ચિત્રકાર શ્રીનાથે પોતાના અંગરખાના ગજવામાંથી એક નોંધપોથી કાઢી અને તેમાં કરી રાખેલી નોંધને લક્ષપૂર્વક વાંચી લઇને બોલવા માંડ્યું કે. "ગુજરાતની રાજધાની અણહિલ્લપુર પાટણનો ઘેરાવો બાર ગાઉનો હોઇને તેમાં અનેક દેવાલયો તથા અનેક પાઠશાળાઓ અસ્તિત્વ ધરાવે છે, નગરમાં જેમ ચોકની સંખ્યા ચોરાશીની છે તેવી જ રીતે ચૌટાની સંખ્યા પણ ચોરાશીની છે, સુવર્ણ તથા રજતની મુદ્રાઓને નિર્માણ કરનારી ત્યાં ચાર ટંકશાળ શોભી રહી છે, પ્રત્યેક જાતિના નિવાસમાટે ભિન્ન ભિન્ન વિભાગો પાટણમાં જેવી રીતે નિયત કરાયલા છે તેવી જ રીતે હસ્તિદંત, રેશમ, મણિ, માણિક્ય, હીરા તથા મોતી આદિ ભિન્ન ભિન્ન પદાર્થોના ક્રયવિક્રયમાટે ભિન્ન ભિન્ન બજારો નિયત કરાયલા છે. એક ચૌટું એકલા નાણાવટીઓનું જ છે, એક ચૌટામાં કેવળ સુવાસિત વસ્તુઓ તથા લેપનદ્રવ્યો જ વેચાય છે, એક ચૌટામાં કેવળ કલાવાન્ લોકો જ પોતાનો વ્યવસાય કરી રહ્યા છે, સોનીઓનો બજાર પણ જુદો છે અને રૂપાના ઘાટ ઘડનારનો બજાર પણ જુદો છે, ખલાસીઓ, ભાટો

તથા વહીવંચાઓમાટે જૂદાં જૂદાં નિવાસસ્થાનો નિયત કરવામાં આવ્યા છે અને નગરમાં અષ્ટાદશ વર્ણનાં લોકો અત્યંત સુખપૂર્વક જીવનનિર્ગમન કરી રહ્યા છે પુરંદરપ્રાસાદતુલ્ય દિવ્ય તથા ભવ્ય રાજમહાલયની આસપાસ આયુધાગાર, ગજશાળા, અશ્વશાળા, આયવ્યયવ્યવસ્થાલય તથા અન્યાન્ય રાજકર્મમંદિરો શોભી રહ્યા છે. પ્રત્યેક પ્રકારની વસ્તુઓમાટે જૂદી જૂદી માંડવીઓની વ્યવસ્થા કરવામાં આવી છે અને ત્યાં નગરમા આવતી, વેચાતી તથા નગરમાંથી નિકાસ થતી વસ્તુઓ ઉપર જકાત લેવામાં આવે છે. એ વસ્તુઓમાં તેજાનાં, મેવા, કરિયાણાં, કપૂર, ધાતુઓ તથા દેશપરદેશની પ્રત્યેક વિક્રેય તથા બહુમૂલ્ય વસ્તુઓનો સમાવેશ થઇ જાય છે. સારાંશ કે, પાટણ વ્યાપારનું એવું તો મોટું મથક છે કે જકાતની રોજની આવક રૂપિયા પાચ હજારની થવા જાય છે. પાટણમાં જો પાણી માગો તો દૂધ મળે છે. પાટણની વિશાળતા તથા વસતીની યથાર્થ કલ્પના કરી શકાય એટલામાટે ઉદાહરણરૂપ એક કથા હું આપ શ્રીમાન્‌ને સંભળાવું છું. મહારાજાધિરાજ સ્વર્ગીય ભીમદેવ મહારાજના સમયમાં કોઇ એક ભીમો નામનો મારવાડી પોતાની સ્ત્રી સહિત પાટણમાં આવ્યો હતો તે એક સ્થાનમાં પોતાની સ્ત્રીને બેસાડીને પોતે આટો તથા દાળ લેવામાટે નગરમાં ગયો. તે સ્ત્રી ત્યાં અનેક પ્રકારનાં કૌતુકોને જોતી જોતી આમ તેમ ભ્રમણ કરવા લાગી અને ભૂલી પડી ગઇ. પતિ તથા પત્નીનો વિયોગ થઇ ગયો. પતિ પત્નીને શોધવા લાગ્યો અને પત્ની પતિને શોધવા લાગી, પણ તેઓ એક બીજાને મળી શક્યાં નહિ અને જોતજોતામાં છ માસ જેટલો દીર્ઘ કાળ વીતી ગયો. અંતે તે સ્ત્રીએ રાજા સમક્ષ જઇને પ્રાર્થના કરી કે. 'હે રાજન્‌, નિરાધાર નારીઓનું પીયર રાજદ્વાર હોવાથી હુ આપના ચરણોનો આશ્રય લેવાને આવી છુ. મારો ધણી કે જેનું નામ ભીમો છે, જે શરીરે શ્યામ છે, બાવીસ વર્ષના વયનો છે અને એક આંખે કાણો છે તે આજે છ માસથી આપના આ સાગર સમાન અનન્ત નગરમાં ખોવાયો છે, તો કૃપા કરીને તેને શોધી આપો અને મારો આશીર્વાદ લ્યો.' રાજા ભીમદેવે તેમના મનમાં દયા આવવાથી પાટણ નગરમાથી એકંદર પાંચ સો ભીમાઓને પકડીને એકત્ર કરાવ્યા એટલે ભીમાઓના તે સમુદાયમાંથી તે મારવાડણનો ધણી કાણિયો ભીમો પણ નીકળી આવ્યો. પાટણ નગરી આવી વિશાળ હોવાથી પાટણનું બીજું નામ 'માનવસાગર' પડી ગયું છે અને તે યથાર્થજ છે અસ્તુ પાટણના અત્યાર સૂધીના 'ચાવડાવંશીય તથા સોલંકીવંશીય પ્રજાપતિઓ પરધર્મસહિષ્ણુ હોવાથી પાટણમા જેવી રીતે શિવાલયો, વિષ્ણુમંદિરો તથા દેવીમંદિરોની વિપુલતા છે તેવી જ રીતે શ્વેતાંબર તથા દિગંબર જૈનધર્મીયોના દેરાસરો, સ્થાનકવાસી જૈનોના ઉપાશ્રયો તથા ચૈત્યવાસી જૈનોના ચૈત્યો આદિ પણ ત્યા સારી સંખ્યામાં દૃષ્ટિગોચર થાય છે અને તેથી જૈન સાધુઓ તથા યતિઓની સંખ્યા પણ ત્યાં જેવી તેવી નથી. જેમાં ચંપા, નાળીયેરી, જામફળી તથા ચંદનવૃક્ષ આદિ વૃક્ષો તથા નાનાવિધ વલ્લરીઓ શોભી રહી છે એવી અસંખ્ય પુષ્પવાટિકા તથા વૃક્ષવાટિકાઓમાં પાટણની પ્રજા નિત્ય આનન્દવિહાર કર્યા કરે છે અને 'યથાવચન તથા કર્મ'ના સિદ્ધાંતને જીવનમા યોજનારા સત્યવાદી પાટણવાસી પુરુષો તથા સાધ્વી સ્ત્રીઓ નિશ્ચિન્ત-

તામાં પોતાનાં જીવનોને વીતાડતાં દેખાય છે ગુર્જરેશ્વરની સેના પણ અસંખ્ય છે અને તેથી જો સમુદ્રના જલને માપી શકાય તો જ પાટણવાસિની માનવ-વસતીની ગણના કરી શકાય એવી ત્યા વિલક્ષણ પરિસ્થિતિ થઇ પડી છે. પાટણની વર્તમાન ઉન્નતિ આવા પ્રકારની છે અને તે ઉન્નતિમા દિવસાનુદિવસ અધિકાધિક વૃદ્ધિ પણ થતી જાય છે એટલે પાટણની ઉન્નતિ ક્યાં જઇને અટકશે અને પાટણની પ્રભુતાની અંતિમ સીમા ક્યાં અંકિત થશે એની કોઇથી અત્યારે કશી પણ કલ્પના કરી શકાય તેમ નથી" આ અંતિમ વાક્યના ઉચ્ચારથી પાટણની પ્રભુતાના વર્ણનની પરિસમાપ્તિ કરીને ચિત્રકાર શ્રીનાથ પોતાના આસનપર બેસી ગયો.

"ધન્ય ભાગ્ય અમારી કન્યકા મયણલ્લાનાં કે તે આવા અલૌકિકપ્રભુતા-સંપન્ન ગુર્જરરાષ્ટ્ર નામક મહારાજ્યના અલૌકિકરૂપગુણસંપન્ન વીર મહારાજાની અર્ધાંગી થવાની છે અને અહોભાગ્ય અમારાં કે પરમાત્માએ અમોને ગુર્જરેશ્વર કર્ણદેવ સમાન જામાતાને મેળવી આપ્યો છે!" મહારાણીએ હર્ષસૂચક ઉદ્ગારો કાઢ્યા.

રાજસભામાં બે જ્યોતિ શાસ્ત્રવેત્તા બ્રાહ્મણોને પણ નિમંત્રેલા હોવાથી રાજા જયકેશીએ તેમને પૂછ્યું કે. "જ્યોતિવિભૂષણ અને કાર્તાન્તિક ભૂદેવો, રાજકુમારી મયણલ્લાના લગ્નમાટે હવે પછી નિકટમા શુભતમ દિવસ કયો આવે છે તે કૃપા કરીને દર્શાવશો?"

"રાજકુમારીની જન્મપત્રિકા અમોએ જ કરેલી હોવાથી અને આજની સભામાં આ પ્રશ્ન અમોને પૂછવામાં આવશે એવો અમારો નિશ્ચય હોવાથી રાજકુમારીની જન્મકુંડલીની નિરીક્ષા કરીને અમો રાજકુમારીની લગ્નતિથિને નિશ્ચિત કર્યા પછી જ રાજસભામા આવ્યા છીએ આજથી સપ્તમ દિવસ રાજ-કુમારી મયણલ્લા દેવીના લગ્નમાટે અતિશય ઉત્તમ છે એટલે જો તે દિવસે જ લગ્નનો વિધિ થઇ જાય, તો વધારે સારું, એવો અમારો અભિપ્રાય છે." બે જ્યોતિર્વેત્તા બ્રાહ્મણોમાંના એક વૃદ્ધ બ્રાહ્મણે રાજકુમારીના લગ્નનો શુભ દિવસ દર્શાવતા આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા

"તથાસ્તુ" રાજા જયકેશીએ તે દિવસને જ રાજકુમારીના લગ્નના દિવસ તરીકે સ્વીકારી લીધો

"લગ્નનો દિવસ તો જાણે નિયત થઇ ગયો, પરંતુ ગુર્જરરાષ્ટ્રવાસી ક્ષત્રિય રાજકુલોમા જે ખડ્ગલગ્નની રૂઢિ પ્રચલિત છે તે ખડ્ગલગ્નનો વિધિ શો છે તે આપણે પ્રથમ જાણી લેવું જોઇએ; કારણ કે, આપણા દેશનાં રાજકુલોમા ખડ્ગલગ્નની રૂઢિ વર્તમાન ન હોવાથી એના વિધિને જાણી લીધા વિના આપ-ણાથી એ ખડ્ગલગ્નસમારંભ યથાર્થ સ્વરૂપમા ન કરી શકાય એ સ્વાભાવિક છે જો ચિત્રકાર મહાશય આપણને ત્યાંના એ ખડ્ગલગ્નના વિધિનો પરિચય કરાવશે, તો આપણાપર તેમનો મહદુપકાર થશે." મહારાણીએ ખડ્ગલગ્ન વિષયક વિધિને જાણવાની ઇચ્છા દર્શાવી

"એ ખડ્ગલગ્નમાં આરંભથી અંત પર્યન્ત જે વિધિઓ કરવામાં આવે છે તે સર્વ વિધિઓ મારા જાણવામાં ન હોવાથી ગુર્જરેશ્વરના રાજપુરોહિત તે

વિધિઓનો યથાર્થ પરિચય કરાવશે." ચિત્રકાર શ્રીનાથે આ શબ્દોના ઉચ્ચારથી ખડ્ગલગ્નના વિધિઓને વર્ણવવાનો ભાર ચિત્રાંગદાના પિતાના શિરપર નાખી દીધો.

"મારા કરતાં મારી વિદુષી કન્યા ચિત્રાંગદા આ વિષયને વિશેષ આકર્ષક સ્વરૂપમાં વર્ણવી શકશે; કારણ કે, મારો સ્વર હવે વાર્ધકયના કારણથી ક્ષીણ થઇ ગયો છે અને એનો કંઠસ્વર મંજુલ હોવા સાથે બ્લાહ્ય છે તેમજ એની વક્તૃત્વશક્તિ પણ અપૂર્વ છે" ગુર્જરેશ્વરના રાજપુરોહિતે ખડ્ગલગ્નના વિધિને વર્ણવવાની પોતાની પુત્રી ચિત્રાંગદાને માર્મિક સૂચના આપી દીધી

પોતાના પિતાની એ સૂચનાને શિરસાવંદ્ય કરીને ચિત્રાંગદા પોતાના આસનપરથી ઊઠીને ઊભી થઈ ગઈ, સભાભવનના કેન્દ્રમાં જ્યાં ચિત્રકાર બેઠો હતો ત્યાં આવીને ઊભી રહી અને ત્યાર પછી દેવગિરામાં પોતાના વાણીપ્રવાહને વહેવડાવતી મંજુલતામિશ્રિત ગંભીર સ્વરથી કહેવા લાગી કે—

"હે ભાગ્યશાલિ સભાજનો તથા દેવીસ્વરૂપા સન્નારીઓ, અમારા દેશની ક્ષત્રિય કિંવા રાજપુત્ર જાતિમા લગ્નમાટે ખડ્ગને મોકલવાનો અવસર ઉપસ્થિત થાય છે તે વેળાયે વરરાજ ખડ્ગ તથા શ્રીફળ સહિત એક આન્દોલિકામા વિરાજે છે, આત્મીય જનો તથા મિત્રો આદિ એકત્ર થાય છે અને ત્યાર પછી વાદ્યોના મંગલસૂચક ધ્વનિ સહિત તે વરરાજની પાલખીને નગર અથવા ગ્રામની જ્યાં સીમા હોય છે તે સ્થાનમાં લઇ જવામાં આવે છે નગર કિંવા ગ્રામના સીમાસ્થળમા વરરાજ પોતે પાલખીમાથી ઊતરી જાય છે અને ત્યાં જે કોઈ પણ સંબંધિની સ્ત્રી કિંવા દાસીને ખડ્ગ તથા શ્રીફળ સોંપવામાં આવે છે તે સંબધિની સ્ત્રી કિવા સેવિકા વરરાજના પ્રતિનિધિત્વને સ્વીકારીને તે પાલખીમાં બેસી જાય છે. આ વિધિ થઈ રહ્યા પછી વરપક્ષદ્વારા જેટલાં સ્ત્રીપુરુષોને જાનૈયા તરીકે નિયત કરવામા આવ્યાં હોય તે સર્વ સ્ત્રીપુરુષોનો સમુદાય ત્યાંથી કન્યાના નિવાસસ્થાન પ્રતિ જવાને પ્રયાણ કરી જાય છે. જ્યારે જાન જે નગર કિવા ગ્રામમાં કન્યાનો નિવાસ હોય છે તે નગર કિવા ગ્રામની સીમામાં આવી લાગે છે ત્યારે કન્યાપક્ષના લોકો સામૈયું કરીને તેમનો સત્કાર કરે છે, વાદ્યધ્વનિ સહિત જાનને નગર અથવા ગ્રામમાં લઇ જાય છે, ત્યાં તેને એક જૂદા ગૃહમાં ઊતારો આપે છે અને મિષ્ટાન્ન આદિ જમાડે છે ત્યાર પછી સાધારણના શુભ મુહૂર્તમાં વરપક્ષનો બ્રાહ્મણ ચૂડી તથા ચૂંદડી લઇને કન્યાના ગૃહમા જાય છે. એ વેળાયે કન્યાને એક બાજઠપર કુલદેવી સમક્ષ બેસાડવામાં આવે છે; બ્રાહ્મણ અમુક મંત્રોને ઉચ્ચારે છે અને કન્યા પોતાની કુલદેવીને નમન કરીને ચૂડી તથા ચૂંદડીને ધારણ કરી લે છે તથા પુનઃ કુલદેવીને મસ્તક નમાવે છે. આ વિધિની સમાપ્તિ થવા પછી વરપક્ષના લોકો ખડ્ગને વરઘોડાના સ્વરૂપમા કન્યાના ગૃહમાં લઇ આવે છે અને ત્યાં જે સંબધિની સ્ત્રી કિંવા દાસીને ખડ્ગ સોંપાયલું હોય છે તે સંબધિની સ્ત્રી કિવા દાસી જ્યાં સૂધી તેના ઊભા રહેવામાટે વરમાચી લાવવામાં આવે ત્યાં સૂધી તોરણની નીચે વરમાચીની વાટ જોતી ઊભી રહે છે. એ વેળાયે કન્યાની માતા પોતાના મસ્તકપર જેને અમારા દેશમાં 'મોડ' કહેવામાં આવે છે તે મુક્તામંડિત ત્રિકોણ કાંચનમુકુટ ધારણ કરીને અને તેના પર ચૂંદડી પરિધાન કરીને વરરાજની

પ્રતિનિધિસ્વરૂપા સ્ત્રી સમક્ષ આવીને ઊભી રહે છે. આ પ્રસંગે કન્યાપક્ષનો પુરોહિત એ ઉભયના મધ્યમાં એક વસ્ત્રપટને ધરી રાખે છે. ત્યાર પછી તે પુરોહિત જેને અમારા દેશમાં 'ધૂંસરી' નામથી ઓળખવામાં આવે છે તે શકટ-ધુરાની કાષ્ઠનિર્મિત એક લઘુતમ આકૃતિ કિંવા પ્રતિમાને મંગાવે છે, તેનાપર સિંદૂર ચોપડે છે, તેને વસ્ત્રના એક છેડાથી આચ્છાદિત કરે છે અને ત્યાર પછી તેને ત્રણ વાર ખડ્ગની મુષ્ટિકાપર ફેરવીને પશ્ચાદ્ભાગમાં ઊભેલા એક મનુષ્યના હાથમાં આપી દે છે એ જ પ્રમાણે સાંબેલા, રાવી તથા ત્રાક આદિની લઘુ આકૃતિઓ પણ મંગાવવામા આવે છે અને તેમની પણ એ જ ક્રિયા કરવામાં આવે છે. એ ઉપરાંત કન્યાપક્ષનો પુરોહિત ખાડાના હાથાપર ચાર પિંડ ફેરવે છે; એમાંના બે પિંડ ઘઉંના લોટના તથા બે પિંડ રાખોડીના બનાવેલા હોય છે. ઘઉંના લોટના બે પિંડોમાંના એક પિંડને ખાંડાના હાથાપર ફેરવ્યા પછી ઉત્તર દિશામાં તથા દ્વિતીય પિંડને પૂર્વ દિશામાં નાખી દેવામાં આવે છે અને રાખોડીના બે પિંડોમાના એક પિંડને દક્ષિણ દિશામા તથા અન્ય પિંડને પશ્ચિમ દિશામાં નાખી દેવામાં આવે છે આ ક્રિયા થઇ રહ્યા પછી માટીનાં બે કોડિયાં અથવા રામપાત્રોને ચોખાવડે છલોછલ ભરીને તેમનાં મુખોને મેળવી સૂતરવડે બાંધી દેવામા આવે છે અને પછી તે કોડિયાને ખડ્ગપર ફેરવીને ભૂમિ-પર રાખી દેવામાં આવે છે વરની પ્રતિનિધિસ્વરૂપા સ્ત્રી ભૂમિપર પડેલાં તે પરસ્પર બદ્ધ રામપાત્રોને પોતાની લત્તાના પ્રહારથી તોડી નાખે છે અને ત્યાર પછી લગ્નમંડપમાં પ્રવેશ કરે છે મંડપમા એક વરમાચી અને એક બાજઠ એક બીજાની સામા રાખેલાં હોય છે ખડ્ગધારિણી સ્ત્રી વરમાચીપર વિરાજે છે અને કન્યા તેના સમક્ષ બાજઠપર બેસી જાય છે શુભ મુહૂર્તમાં ખડ્ગધા-રિણી સ્ત્રી તથા કન્યાનો હસ્તમેળાપ કરાવવામાં આવે છે આ પાણિગ્રહણના વિધિના સમયમાં લગ્નમંડપના પ્રત્યેક ખૂણામાં પીતળનું એક જળપાત્ર રાખ-વામાં આવે છે અને ઈશાન કોણમા ક્ષેત્રપાલની ઉપસ્થિતિને દર્શાવવામાટે એક સિંદૂરચર્ચિત પાષાણની સ્થાપના કરાય છે ક્ષેત્રપાલ પાસે ચોખા અને દાળથી ભરેલું એક તામ્રપાત્ર રાખીને તેના મુખમાં એક નારીયેળ રાખેલું હોય છે કન્યાનો પિતા પોતાના ખોબામાં જળ લઇ તે જળને ભૂમિપર ત્યાગીને કન્યાદાનનો વિધિ કરે છે અને પુરોહિતના મંત્રોચ્ચારની સમાપ્તિ સાથે કન્યાનો પિતા જ્યારે પોતાના ખોબામાના જળને પૃથ્વીપર રેડી દે છે એટલે કન્યાદાનનો વિધિ સમાપ્ત થયેલો મનાય છે એક વાર્તા જણાવવાની રહી ગઇ છે અને તે એ કે લગ્નમંડપમા ચૉરીના નિર્માણની આવશ્યકતા અનિવાર્ય હોય છે. એ ચૉરી ચતુષ્કોણ હોય છે અને એના પ્રત્યેક કોણમા નવધાતુ કિંવા મૃત્તિકાના ઘટોને ઉપરાસાપરી સ્થાપીને એક એક ઘટસ્તંભ રચવામાં આવે છે અને તે ઘટસ્તંભોને ત્રણ ત્રણ વાંસૂઓના આધારે સ્થિર રાખવામા આવે છે. ચૉરીની વચ્ચોવચ્ચ છાણાનો એક ઢગલો કરેલો હોય છે; કન્યાપક્ષનો પુરોહિત તે છાણાને પ્રજ્વલિત કરે છે અને તેમાં ઘૃત, જવ તથા કાળા તલ આદિ હોમતો રહે છે ત્યાર પછી તે પુરોહિત વધૂ તથા વરની પ્રતિનિધિસ્વરૂપિણી સ્ત્રીને તે અગ્નિની આસપાસ બે ફેરા ફેરવે છે અને તે એવી રીતે કે એ ફેરા

વેળાયે પ્રત્યેક વાર ક્ષેત્રપાલને તેમના દક્ષિણ ચરણનો સ્પર્શ થતો રહે આ વિધિની સમાપ્તિ થયા પછી વરપક્ષના લોકો વધૂને મૂલ્યવાન્ વસ્ત્રો, અલંકારો તથા રોકડ નાણું આપે છે અને કન્યાનો પિતા વરને જેટલું રોકડ નાણું તથા સુવર્ણ આદિ આપવાનો કરાર કરવામાં આવ્યો હોય તેટલું રોકડ નાણું તથા સુવર્ણ આદિ લાવીને ત્યાં હાજર કરી દે છે અને પીતળ, ચાંદી, કે સુવર્ણના થાળમાં રાખીને વરપક્ષના લોકોને બતાવે છે. જે પુરુષ વરપક્ષના પ્રધાન પ્રતિનિધિ તરીકે આવેલો હોય છે તે પુરુષ એ રોકડ નાણું તથા સુવર્ણ આદિ સ્વીકારી લે છે અને થાળમાં એક અથવા વધારે સુવર્ણમુદ્રા રાખીને થાળ પાછો આપે છે. એ પછી વધૂ પોતાની કુલદેવીને પ્રણામ કરે છે અને કન્યાનો પિતા જાનૈયાને પહેરામણી તથા ભાટ તેમ જ ચારણોને દાન આપવાના કાર્યને સમાપ્ત કરી નાખે છે એટલે પછી વરપક્ષના લોકોને શુભ મુહૂર્તમાં ત્યાંથી વિદાય થવાની અને વધૂના આગમનથી પૂર્વે તેમના નગર કિંવા ગ્રામની સીમામા પહોંચી જવાની આજ્ઞા મળેલી માની લેવામા આવે છે ....... ..........."

ચિત્રાંગદા આગળ બોલવા જતી હતી એટલામાં મહારાજ્ઞીએ વચ્ચે જ જિજ્ઞાસા દર્શાવી કે. "પુત્રી ચિત્રાંગદે, ખડ્ગલગ્નના આ અવસરમાં પ્રતાપી ગુર્જરેશ્વરનાં ખડ્ગ તથા શ્રીફળ સહિત વરમાચીપર વિરાજવાનો અને મારી મયણલ્લાના હસ્તને પોતાના હસ્તમાં ધારવાનો અધિકાર કઇ ભાગ્યવતી અબળાને પ્રાપ્ત થયેલો છે, વારુ?"

"એ અધિકાર આ વિદુષી વિપ્રકુમારી ચિત્રાંગદાને પોતાને જ પ્રાપ્ત થયેલો છે અને તેથી અત્યારે એ ભદ્ર કુમારિકા ગુર્જરેશ્વર સમાન આદરસત્કારને જ પાત્ર છે" ચિત્રકાર શ્રીનાથે આ ઉત્તરથી મહારાજ્ઞીની જિજ્ઞાસાને તૃપ્ત કરી દીધી.

"ત્યારે આ ખડ્ગલગ્નમાં વર પોતે તો વધૂના પાણિગ્રહણનો વિધિ નથી જ કરતો કે શું?" રાજા જયકેશીએ પૂછ્યું.

"નહિ, મહારાજ, એમ નથી; વરને પોતાને પણ વધૂના પાણિગ્રહણનો વિધિ કરવો પડે છે અને હવે હું તે વિધિનું જ વર્ણન કરી સંભળાવું છું" આ પ્રમાણે ઉત્તર આપીને ચિત્રાંગદા કહેવા લાગી કે "મેં પૂર્વે જણાવ્યું છે તે પ્રમાણે ખડ્ગલગ્નની સમાપ્તિથી બે કિંવા ત્રણ દિવસ પછી નવવિવાહિતા વધૂને વરરાજાનાં ખડ્ગ તથા શ્રીફળની અધિકારિણી સ્ત્રી સહિત એક રથમાં બેસાડીને વરરાજાના ગૃહ પ્રતિ જવામાટે વિદાય કરવામાં આવે છે અને એવી રીતે તેમને વિદાય કરવા પૂર્વે નવોઢા વધૂની માતા તે રથના ચક્રની પૂજા કરે છે અને તે રથચક્રની નીચે એક નાળીયેર તથા ત્રાંબાના પૈસા રાખે છે. ત્યાર પછી જ્યારે રથ ચાલવા માડે છે ત્યારે ચક્રના દબાણથી નાળીયેર તૂટી જાય છે અને નાળીયેર તૂટી જાય છે એટલે તેના કકડા નવોઢા વધૂના અંચલમાં બાંધી દેવામાં આવે છે અને નવવધૂ નાળીયેરના તે કકડાને સમસ્ત પ્રવાસમાં જાળવીને પોતાના પતિગૃહમાં લઇ જાય છે જે વેળાયે ખડ્ગ સાથે પરણેલી નવવધૂ પોતાના પતિના નગર કિંવા ગ્રામની સીમામાં જઇ પહોચે છે તે વેળાયે વરરાજા પોતે અશ્વારૂઢ થઇને પોતાના આપ્તજનો, મિત્રો તથા નાગરિકોને સાથે લઇને વાદ્યો સહિત પોતાની નવવધૂના સ્વાગતમાટે આવી લાગે છે. વરરાજાનું એ આગમન માર્ગમાં વરરાજાના મિત્રોની હોડના રૂપમાં પરિવર્તિત થઇ

જાય છે; એટલે કે, જે મિત્ર નવવધૂના રથ પાસે સર્વથી પ્રથમ જઇ પહોંચે છે તેને એક નાળીયેર તથા રજતમુદ્રા કિંવા સુવર્ણમુદ્રા વિજયના મૂલ્ય તરીકે આપવામાં આવે છે અને અન્ય પરાજિત મિત્રોને મિષ્ટાન્ન આદિથી સંતોષવામાં આવે છે જ્યારે વરરાજા પોતાની નવવધૂના રથ સમક્ષ આવી લાગે છે ત્યારે ત્યાં આવીને વરરાજા જે અબળાને તેણે પોતાના ખડ્ગ તથા શ્રીફળ આપીને પોતાની પ્રતિનિધિ તરીકે પરણવામાટે મોકલેલી હોય છે તેને રથમાંથી ઊતરવાનું કહે છે અને તે અબળા ઊતરવાની ના પાડે છે એટલે વરરાજા તેને અમુક ધન આપવાની ઇચ્છા દર્શાવે છે. અંતે તે અબળા વરરાજાને તેનાં ખડ્ગ તથા શ્રીફળ આપીને રથમાંથી ઊતરી જાય છે એટલે વરરાજા રથમાં આરૂઢ થાય છે એ રથારૂઢ નવદંપતી જ્યારે વરરાજાના આગાર સમક્ષ આવીને ઉપસ્થિત થાય છે તે વેળાયે પ્રથમથીજ ત્યા તૈયાર કરી રાખવામા આવેલા લગ્નમંડપમા તેઓ પ્રવેશે છે. એ લગ્નમંડપમા રેશમના એક ચન્દરવા નીચે ચૉરીના પ્રત્યેક કોણમા કુંભકારને ત્યાંથી તરતનો મંગાવેલો અક્કેક નવીન મૃત્તિકાઘટ રખાયલો હોય છે અને ચૉરીના મધ્યભાગમા વર તથા વધૂને બેસવામાટે બે બાજઠ રખાયલા હોય છે મંડપના તોરણદ્વારમાં વરની માતા સાબેલા, ખાડણી, કડછા, હલધુરા તથા વેલણ આદિની કાષ્ઠનિર્મિત લઘુ આકૃતિઓને નવદંપતીની આસપાસ ફેરવે છે અને ત્યાર પછી નવદંપતીને ચૉરીમાં લઇ જઇને તેમનાં આસનોપર બેસાડવામા આવે છે ત્યા વરનો પુરોહિત યજ્ઞના અગ્નિને પ્રકટાવે છે, નવદંપતીના હસ્તોને મેળવવામા આવે છે અને હથેવાળો મળ્યા પછી નવદંપતીને તે યજ્ઞાગ્નિની આસપાસ ફેરા ફેરવવાના વિધિની પૂર્તિ કરાય છે. એ વિધિની સમાપ્તિ થતાં વર તથા વધૂને ગૃહના આભ્યંતર ભાગમા ગોત્રજની પૂજામાટે લઇ જવામાં આવે છે અને ગોત્રજની પૂજા કર્યા પછી વર તથા વધૂ સોપારી, સૂકી ખારેક તથા રજતમુદ્રા અને સુવર્ણમુદ્રાવડે એકી બેકીની રમત રમે છે. આ રમતના સંબંધમા અમારા દેશની સ્ત્રીઓનો એવો વિશ્વાસ બંધાયલો છે કે એકી બેકીની એ રમતમા પ્રથમ દિવસે જેનો વિજય થાય છે તે વ્યક્તિ વિવાહિત જીવનમાં પોતાની સમસુખદુઃખભાગિની અન્ય વ્યક્તિપર નિરંતર વર્ચસ્વ ભોગવતી રહે છે આ એકીબેકીની રમત પૂરી થવા પછી પુરોહિત મીંઢળને છોડી નાખે છે અને મીંઢળ છોડવાના વિધિ સાથે લગ્નવિધિ સંપૂર્ણ થયેલો મનાય છે બીજે દિવસે ભાટ તથા ચારણો આદિને દક્ષિણા આપીને વિદાય કરવામાં આવે છે અને ભોજનસમારંભો પણ થાય છે ખડ્ગ-લગ્નવિધિની સર્વસાધારણ રૂપરેખા આ છે પરંતુ રાજા મહારાજાઓને તો એ લગ્નસમારંભમા પોતાની યોગ્યતા તથા ક્ષમતા અનુસાર લક્ષાવધિ કિંવા કોટચવધિ રૂપિયા ખર્ચી નાખવા પડે છે, એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી”

“ગુર્જરેશ્વરના પૂજ્ય પુરોહિતજી, આ ખડ્ગલગ્નના જે વિધિઓ અમારે કરવાના હોય, તે અમારા પુરોહિતજીને આપ કૃપા કરીને બતાવજો અને કોઇ પણ પ્રકારની ન્યૂનતા કિંવા ત્રુટિ રહેવા દેશો નહિ” રાજા જયકેશીએ ગુર્જરેશ્વરના પુરોહિતને નમ્રતાથી કહ્યુ

"આના સંબંધમાં આપ શ્રીનાન્ લેશમાત્ર પણ ચિન્તા ન રાખશો." ચિત્રાંગદાના વૃદ્ધ પિતાએ આશ્વાસન આપ્યું.

"વારૂ ત્યારે મંત્રી મહાશય, આપ તથા કોષાધ્યક્ષ મળીને રાજકુમારી મયણલ્લા દેવીના લગ્નસમારંભની સર્વ યોગ્ય તૈયારીઓ આવતી કાલથી જ કરવા માંડો અને અમારા આપ્તજનો, સંબંધી જનો તથા માંડલિકો ઇત્યાદિને સપરિવાર લગ્નના અવસરે રાજધાનીમાં ઉપસ્થિત થવાનાં નિમંત્રણો મોકલી આપો." રાજા જયકેશીએ પોતાના પ્રધાન સચિવને આજ્ઞા આપી.

"જેવી મહારાજાધિરાજની આજ્ઞા." સચિવે આજ્ઞાધીનતા દર્શાવી

સભાનું વિસર્જન કરવામાં આવ્યું રાજકુમારી મયણલ્લાની સૂચનાથી મહારાજ્ઞીએ ચિત્રાંગદાને રાજમહાલયમાં રાજનાન્દની મયણલ્લા સાથે નિવાસ કરવાનો આગ્રહ કર્યો એટલે ચિત્રાંગદાને રાજમહાલયમાં જવું પડયું. દ્વિતીય દિવસના પ્રભાતકાલથી કર્ણાટકની રાજધાની ચન્દ્રપુરમાં રાજકુમારી મયણલ્લાના લગ્નની પ્રચંડ તૈયારીઓ થવા લાગી.

## પ્રકરણ ૧૪ મું

## સખીવિનોદ અને લગ્નસમારંભ

ગત પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાને ચાર દિવસ જેટલો સમય વીતી ગયો હતો અને તેથી રાજકુમારી મયણલ્લાનો લગ્નપ્રસંગ નિકટમાં આવતો જતો હતો. એ ચાર દિવસના સહવાસમાં જ પાટણવાસિની વિપ્રતનયા ચિત્રાંગદાએ પોતાના સૌન્દર્ય, વિનયશાલિતા, વાણીમાધુર્ય, વિનોદકૌશલ્ય, સાહિત્યચર્ચા, લલિતકલાવિજ્ઞાન તથા રસિકતા આદિ સદ્‌ગુણોના યોગે રાજકુમારી મયણલ્લાના હૃદયને એટલી સીમા પર્યન્ત આકર્ષીને મુગ્ધ કરી દીધું હતું કે જ્યારે તે કોઇ કારણવશાત્ ગુજરાતનાં અતિથિઓના અતિથિવાસમા પોતાના પિતાને મળવામાટે જતી હતી ત્યારે તેનો અલ્પ સમયનો વિયોગ પણ રાજનન્દિની મયણલ્લાને યુગના વિયોગ સમાન દીર્ઘતમ ભાસ્યા કરતો હતો. પ્રેમ જ પ્રેમને આકર્ષી શકે છે અને જે વ્યક્તિઓનાં સ્વભાવ તથા શીલ સમાન હોય છે તે વ્યક્તિઓનો પરસ્પર મૈત્રીસંબંધ સ્થાયી તથા દૃઢ થઈ શકે છે એવો એક ત્રિકાલાબાધ્ય અને અપરિવર્તનીય નિયમ હોવાથી રાજકુમારી મયણલ્લાના વિશુદ્ધ પ્રેમની સુવર્ણશૃંખલાએ ચિત્રાંગદાના હૃદયને પણ એટલી સીમા પર્યન્ત જકડી લીધું હતુ કે તેને પણ રાજકુમારી મયણલ્લાનો વિયોગ સર્વથા અસહ્ય થઇ પડતો હતો. રાજદુહિતા મયણલ્લાનો શાશ્વત નિવાસ હવે ગુજરાતમાં થવાનો હોવાથી તેણે વિપ્રકુમારી ચિત્રાંગદા પાસેથી ગુજરાતી ભાષા, ગુજરાતવાસિની ક્ષત્રિયજાતિની રમણીઓની વસ્ત્રપરિધાનકલા, શૃંગારકલા તથા એવા જ અન્યાન્ય ઉપયુક્ત વિષયોના અભ્યાસનો આરંભ પણ કરી દીધો હતો. ચિત્રાંગદા સૂચિકર્મ કિંવા વસ્ત્રનિર્માણકલામાં પણ પ્રવીણા હોવાથી તેણે મયણલ્લામાટે ગુજરાતની રાજપૂત રમણીઓ પરિધાન કરતી હતી તેવો ઉત્તમ રેશમનો જરીનાં વેલબૂટા તથા એક વેંતની જરીની કિનારવાળો એક ઘેરદાર ઘાઘરો સીવીને

તૈયાર કર્યો હતો અને તેની ઘેરના નિમ્ન ભાગમાં સુવર્ણની ઘુઘરીઓ ફરતી ટાંકી દીધી હતી તેમ જ મૌક્તિકમંડિત એક તસતસતી કંચુલી પણ તૈયાર કરી હતી અને પોતાની એક બહુમૂલ્ય તથા સુંદર ઓઢણી લાવીને આજે રાજકુમારી મયણલ્લાને ગુજરાતવાસિની રાજપૂત રમણીના વેષમા સુસજ્જિત કરી દીધી હતી. મયણલ્લાની ઇચ્છાથી ચિત્રાગદાએ પોતે મયણલ્લાનો પોતાનો કર્ણાટકી નારીવેશ ધારી લીધો હતો અને તેઓ પ્રસ્તુત નવલકથાના આરંભમા જ જે ચિત્રશાળાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે ચિત્રશાળામા મધ્યાહ્‌ન પછી અલમ્બુષા તથા ફૂલકંપા આદિ અન્ય સખીજનોની પ્રતીક્ષા કરતી બેઠી હતી અને વિનોદાત્મક વાર્તાલાપમાં પોતાનો સમય વીતાડી રહી હતી

"રાજકુમારી, અત્યારે અમારા દેશની રાજપૂત રમણીના આ મનોહર વેશને પોતાના શરીરપર ધારવાથી તમારા સ્વરૂપનું એવું અને એટલું તો સંપૂર્ણ પરિવર્તન થઇ ગયું છે કે હું પોતે પણ અત્યારે તમોને કર્ણાટકની કન્યા તરીકે ઓળખી શકતી નથી, તો પછી જે સ્ત્રીપુરુષો તમો કર્ણાટકની કન્યા છો એ વાર્તાને સર્વથા ન જ જાણતાં હોય તેઓ તો તમોને કર્ણાટકની કન્યા તરીકે ક્યાથી અને કેમ કરીને જ ઓળખી શકે વારૂ? હું તો ધારૂં છુ કે જો તમો જરા આવી રીતે ઘૂંઘટો તાણીને મૂક મુખથી પોતાના આસનપર બેસી રહેશો, તો તમારી અલમ્બુષા તથા ફૂલંકપા આદિ દીર્ઘપરિચિતા તથા નિરંતર સહવાસિની પ્રિય સખીઓ પણ તમોને અત્યારે રાજકુમારી મયણલ્લા તરીકે ભાગ્યે જ ઓળખી શકશે" ચિત્રાગદાએ રાજનન્દિની મયણલ્લાને સંબોધીને આ ઉદ્‌ગારો કાઢ્યા

"અને મારા આ કર્ણાટકી નારીવેશને ધારણ કરવાથી તમારા બાહ્ય સ્વરૂપમા પણ એટલી સીમા પર્યન્ત પરિવર્તન થઇ ગયું છે કે જો તમો પોતાના મુખમંડળપર અવગુંઠન નાખીને અહીં વિરાજશો, તો મારી સખીઓ તમોને જ મયણલ્લા માની લેશે એવી મારી દૃઢ માન્યતા છે, કારણ કે, આપણા મુખમંડળોની ભિન્નતાને જો વર્જ્ય કરવામા આવે, તો આપણાં શરીરોના અન્ય આકાર પ્રકારોમા અધિક ભિન્નતા નથી" રાજકુમારી મયણલ્લાએ કહ્યુ

"ત્યારે તો જો તમારી ઇચ્છા હોય, તો તમારી સખીઓને તાત્કાલિક ભ્રમમા નાખી દેવાનો આપણે અત્યારે આ ચિત્રશાળા નામક રંગભૂમિમા વિનોદનાટ્યનો એક મૂક અભિનય કરી બતાવીએ" ચિત્રાગદાએ વિનોદનાટ્યને અભિનીત કરવાની ઇચ્છા દર્શાવી

"જો તમારી આવા નિર્દોષ વિનોદનાટ્યને ભજવવાની ઇચ્છા હોય, તો મારી જરા પણ ના નથી, કારણ કે, એથી આપણને બે ઘડી આનંદ મળવાનો જ સંભવ છે" મયણલ્લાએ અનુમતિ દર્શાવી

"ત્યારે વિરાજો આસને અને તાણી લ્યો મારા શીખવ્યા પ્રમાણે નાકની ડાંડી સૂધી લાંબો ઘૂંઘટો, કારણ કે, સખીઓના આગમનનો સમય થઇ ચૂક્યો છે" ચિત્રાગદાએ અભિનયને આરંભવાની મયણલ્લાને સૂચના આપી

"અને તમો પણ સત્વર પોતાના મુખમંડળપર અવગુંઠન નાખીને મારા આસનપર વિરાજમાન થઇ જાઓ, કારણ કે, નિસરણીપર સખીઓના નૂપુરોનો ધ્વાન સંભળાય છે." મયણલ્લાએ તેવી જ સૂચના ચિત્રાંગદાને આપી.

રાજકન્યા ઘૂંઘટો તાણીને મૌનનું અવલંબન કરી એક આસને વિરાજમાન થઇ અને ચિત્રાગદા પોતાના મુખમંડળને અવગુંઠનવડે આચ્છાદિત કરીને રાજપુત્રી મયણલ્લાના આસનપર સખીજનોની પ્રતીક્ષા કરતી બેસી ગઈ. સ્વલ્પ સમયમાંજ મયણલ્લાની અલમ્બુષા, ફલંકષા, રાગિણી તથા યમુના આદિ સખીઓએ ચિત્રશાળામાં પ્રવેશ કર્યો અને તેમના નૂપુરઝંકારથી ચિત્રશાળા નિનાદિત થવા લાગી ચિત્રશાળામાં પ્રવેશ કરીને ઇતસ્તતઃ દૃષ્ટિપાત કરતાં રાજકુમારી મયણલ્લાને ચિત્રાંગદા ધારીને તથા ચિત્રાંગદાને રાજપુત્રી મયણલ્લા માની લઇને; માત્ર એટલું જ નહિ, પણ તેમને આચ્છાદિત મુખસહિત ભયાનક મૂકવ્રતધારિણી પાષાણપ્રતિમાઓ સમાન નિશ્ચલ ભાવથી બેઠેલી જોઇને પ્રથમ તો એ સખીઓ આશ્ચર્યદર્શક દૃષ્ટિથી એક બીજાનાં મુખમંડળોને જોવા લાગી અને ત્યાર પછી નેત્રસંકેતથી જ અમુક પ્રકારના નિશ્ચયપર આવીને તેમણે મયણલ્લા તથા ચિત્રાગદાના મૂકવ્રતને મૂકાવવાના કાર્યનો આરંભ કરી દીધો

"રાજકુમારી, અહીં કોઈ પુરુષ તો છે નહિ અને કોઇ પુરુષનું આ સ્થાનમા આગમન થાય એવો સંભવ પણ નથી, તો પછી તમો શ્રીમતીએ પોતાના મુખમંડળને અવગુંઠનના આચ્છાદનથી અકારણ આચ્છાદિત શામાટે કરી રાખ્યું છે તે કૃપા કરીને જણાવશો?" અલંબુષાએ વિપ્રતનયા ચિત્રાંગદાને રાજકુમારી મયણલ્લા માનીને તેના સમક્ષ આવી આ પ્રમાણેનો પ્રશ્ન વિનોદદર્શક ભાવથી પૂછ્યો

"અને સખી ચિત્રાંગદે, અમારા દેશમા ઘૂંઘટો તાણવાની રૂઢિ નથી અને તમો કુમારિકા હોવાથી તમારા દેશની રૂઢિ પ્રમાણે તમારો કોઈ શ્વસુર, જ્યેષ્ઠ કે પતિ છેજ નહિ, તો પછી આજે આમ ઘૂંઘટો તાણીને અહીં બેઠા છો તેનું શું કારણ છે વારૂ?" ફલંકષાએ રાજકુમારી મયણલ્લાને તેના અન્ય વેષથી વિપ્રકુમારી ચિત્રાંગદા ધારી લઇને આવા પ્રકારનો પ્રશ્ન પૂછ્યો

પરંતુ ચિત્રાંગદા તથા મયણલ્લાએ અલમ્બુષા તથા ફલકંષાના એ પ્રશ્નોનાં કાંઈ પણ ઉત્તરો ન આપવાથી રાગિણીએ અલમ્બુષા તથા ફૂલંકષાને સંબોધીને કહ્યુ કે "આ મુખાચ્છાદન તથા મૌનનુ મને જે કારણ દેખાય છે તે એ છે કે કદાચિત્ કોઇ વિષય ચર્ચાતા મતભેદના કારણથી રાજકુમારી તથા વિપ્રકુમારીનો પરસ્પર વિવાદ થયો હોય અને તે વિવાદે વિગ્રહનુ સ્વરૂપ ધારીને એમના હૃદયોમાં પરસ્પર તિરસ્કારને ઉત્પન્ન કરી દીધો હોય, તો તે તિરસ્કારનું આવું પરિણામ થાય એ સ્વાભાવિક છે."

"યથાર્થ છે, તિરસ્કારના કારણથી રાજકુમારીએ વિપ્રકુમારીના મુખને ન જોવાની અને વિપ્રકુમારીએ રાજકુમારીના મુખને ન જોવાની પ્રતિજ્ઞા કરી લીધી હોય, તો તે પ્રતિજ્ઞાની પૂર્તિમાટે એમણે પોતાનાં મુખોને આવી રીતે આચ્છાદિત કરવાજ જોઇએ" યમુનાએ રાગિણીના અનુમાનને પુષ્ટિ આપતાં આ શબ્દો ઉચ્ચાર્યા.

"જો એમજ હોય, તો આપણે એમની એ અયોગ્ય પ્રતિજ્ઞાનો ભંગ કરાવીને એમના પરસ્પર સ્નેહની પુનઃ સ્થાપના કરી આપવી જોઇએ." અલમ્બુષાએ કહ્યું.

"પોતાના પતિની ખડ્ગવાહિકા સાથે મંગળાચરણમાં જ આવો ક્લેશ કરવો એ રાજકુમારીમાટે ઇષ્ટ નથી, કારણ કે, હજી તો ચૉરીમા એની સાથે જ બેસવાનું છે અને બે ફેરા કરવાના છે" ફલંકપાએ અલમ્બુષાના અભિપ્રાયને અનુમોદન આપ્યુ

"તો હવે વિલંબની આવશ્યકતા નથી; તું વિપ્રકુમારીના ઘૂંઘટાને ખોલી નાખ અને હું રાજકુમારીના અવગુંઠનને દૂર હટાવી દઉં છુ એટલે વિવાદનો અંત આવી જાય અને ઝટ આનન્દમગળ થઇ જાય" અલમ્બુષાએ ફલંકપાને આ સૂચના આપીને કર્ણાટકવેશધારિણી ચિત્રાંગદાના અવગુંઠનને તેના મુખ પરથી ખેંચી લીધો

એ જ વેળાયે ફલંકપાએ ગુર્જરવેષધારિણી રાજકુમારી મયણલ્લાના ઘૂઘટને ખોલી નાખ્યો અને તેથી રાજકુમારીના વેષમા વિપ્રકુમારી તથા વિપ્રકુમારીના વેષમા રાજકુમારી ઓળખાઇ આવતા સખીઓ આશ્ચર્યસ્તંભિતા થઇ ગઇ અને મયણલ્લા તથા ચિત્રાગદા તેમનો ઉપહાસ કરવા લાગી

'કેમ, સખીઓ, આજે તમોને અમોએ કેવી મૂર્ખ બનાવી!" રાજકુમારી મયણલ્લાએ ઉપાલંભના સ્વરૂપમા કહ્યુ

"અમોએ આજે તમારી બુદ્ધિના ચાપલ્યની કેવી પરીક્ષા લઈ બતાવી!" વિપ્રકુમારી ચિત્રાંગદાએ પણ રાજકુમારીના ઉદ્ગારને પુષ્ટિ આપનારો ઉદ્ગાર કાઢયો.

"અમો મૂર્ખ બન્યા તો ભલે બન્યા, પણ આ નાટ્યાભિનય સમાન અભિનય અમારા સમક્ષ કરવાનું કાંઈ કારણ?" અલમ્બુષાએ મયણલ્લાને પૂછ્યું.

"તું હવે ગુજરાતવાસિની થવાની હોવાથી પોતાના દેશને તો જાણે તારે ત્યાગવો જ પડશે; પરંતુ 'દેશને ત્યાગીએ, પણ વેશને ન ત્યાગીએ,' એ શિષ્ટ સંપ્રદાયથી વિરુદ્ધ વર્તીને અત્યારથી જ તે પોતાના વેશને ત્યાગવાનો પણ આરંભ કરી દીધો છે એ જોઇને અમારા હૃદયમા અતિશય આશ્ચર્ય થાય છે." રાગિણીએ દેશના વેશને મહત્ત્વ આપતા આ ઉદ્ગારો કાઢયા

"અલીઓ, તમો આ વેશપરિવર્તનના સ્પષ્ટ કારણને પણ નથી સમજી શકતી? ધારો કે આપણો આ કર્ણાટકી વેશ એના ગુર્જરેશ્વર પ્રાણનાથને કદાચિત્ ન ગમે, તો ત્યા પોતાના પ્રાણનાથની પ્રસન્નતામાટે આ વેશને ધારણ કરવાની કળા એને ન આવડતી હોય તો તત્કાળ આ વેશ એનાથી કેમ કરીને ધારી શકાય વારુ? અર્થાત્ જો આવશ્યકતા પડે, તો તત્કાળ આ વેશને ધારી શકાય અને શયનમન્દિરમાં આ ગુજરાતી વેશ ધારીને જ પોતાના પ્રાણજીવનની હૃદયપૂજા કરી શકાય એટલામાટે અત્યારથી જ મયણલ્લાએ આ નૂતન વેશને ધારણ કરવાની કળાના અભ્યાસનો આરંભ કરેલો હોવો જોઇએ અને આજે આ નૂતન વેશ પોતાને કેટલા પરિણામમા દીપાવી શકે છે એ જોવાની એની ઇચ્છા થવાથી અત્યારે એણે આ વસ્ત્રો પરિધાન કરેલાં હોવા જોઇએ." ફલંકપાએ મયણલ્લાના વેશપરિવર્તનનું કારણ દર્શાવ્યું

"તારું આ અનુમાન સત્ય છે અને તો લાગે છે કે આપણી સખી મયણલ્લા પાટણમા પહોચીને પોતાના સ્વામીના સ્નેહસરોવરમાં વિહાર કરવા માંડશે એટલે ભાષા પણ ગુજરાતી બોલશે, વસ્ત્રાલંકારો પણ ગુજરાતી ધારશે

અને કર્ણાટકી ભાષા તથા કર્ણાટકી વેશને સર્વથા વિસ્મરીને ખરેખરી ગુજરાતણ થઇ જશે આપણું પણ એ કોઈ વાર સ્મરણ કરશે કે કેમ એ પણ શંકાસ્પદ જ છે" અલમ્બુષાએ ફૂલંકષાના અનુમાનને સત્ય દર્શાવીને તે અનુમાનના સમર્થનમાં આ શબ્દો ઉચ્ચાર્યા.

"સખીઓ, જેવી રીતે 'દેશને ત્યાગીએ, પણ વેશને ન ત્યાગીએ' એ શિષ્ટસંપ્રદાય છે તેવી જ રીતે 'જેવો દેશ તેવો વેશ' એ પણ એક સામાન્ય નીતિ છે એ તમો નથી જાણતી કે શું? અને જો એ સામાન્ય નીતિ સત્ય હોય, તો જે દેશના સ્વામીના ભાગ્ય સાથે મારૂ ભાગ્ય ઈશ્વરેચ્છાથી જોડાયુ છે તે દેશના વેશને સ્વીકારી લેવો એ મારૂં કર્તવ્ય નથી કે? મારા એ કર્તવ્યને પાળવાનો જો મારા હસ્તથી ઉદ્યોગ થાય, તો તે ઉદ્યોગ સ્વાભાવિક હોવાથી એમાં દેશદ્રોહની લેશ માત્ર પણ આપત્તિ નથી થતી એવી મારી દૃઢ માન્યતા છે. ગુજરાતમાં મારે ભાષા પણ ગુજરાતી જ બોલવી પડશે એ પણ નિર્વિવાદ છે; પરંતુ એથી મારી જન્મભાષા અને મારા દેશના વેશ પ્રતિ મારો તિરસ્કાર તો સિદ્ધ નથી જ થવાનો, માત્ર એટલું જ નહિ, પણ કર્ણાટકી ભાષાના વ્યવહારનો પ્રસંગ મને નિરંતર મળતો રહે, કર્ણાટકી વેશ પણ મારી દૃષ્ટિથી દૂર ન થાય અને સખીજનોના વિસ્મરણનો આરોપ કોઇથી મારા મસ્તકપર ન મૂકી શકાય એટલામાટે મેં એક વિશિષ્ટ વ્યવસ્થા પણ કરી રાખી છે" રાજપુત્રી મયણલ્લાએ પોતાના સ્વીકૃત પક્ષના સમર્થનમાં આ વાક્યો ગંભીરતાથી ઉચ્ચાર્યાં.

"તે વિશિષ્ટ વ્યવસ્થા શી છે વારૂ?" અલમ્બુષાએ જિજ્ઞાસા દર્શાવી.

"તને અને ફૂલંકષાને મારી સાથે ગુજરાતમા લઇ જવાની." મયણલ્લાએ ઉત્તર આપ્યું.

"આ ફૂલંકષા તો જાણે કુમારિકા છે એટલે એનાં માતાપિતાની આજ્ઞા મળતાં તત્કાળ તારી સાથે ગુજરાતમા આવવાને તૈયાર થઇ જશે અને ત્યા કદાચિત્ કોઇ ગુજરાતી વરને શોધી લઇને તારી પેઠે ગુજરાતણ પણ બની જશે; પરંતુ હું તો પરણીને ક્યારનીયે સંસારશકટની ધુરાને સ્કંધપર ધારણ કરી ચૂકી છું એટલે મારાથી મારા વરજીની આજ્ઞા વિના ગુજરાતમાં આવી શકાય તેમ નથી એ તુ નથી જાણતી કે શું? મારી સ્થિતિ આવી હોવાથી મને ગુજરાતમાં લઇ જવાની આશાને તો તારે પોતાના હૃદયમાથી કાઢી જ નાખવી." અલમ્બુષાએ પોતાની પરિસ્થિતિનો પરિચય કરાવ્યો.

"મારાથી મારા વરજીની આજ્ઞા વિના ગુજરાતમાં આવી શકાય તેમ નથી" એટલુંજ બોલીને તેં વાતને ફેરવી કેમ નાખી? સાથે સાથે એમ પણ શામાટે ન જણાવી દીધુ કે 'અને મારા વરજી વહૂઘેલા હોવાથી મને તેઓ ગુજરાતમાં આવવાની આજ્ઞા આપે તેમ છેજ નહિ તેમ જ હુ પોતે વરઘેલી હોવાથી વરજીને ત્યાગીને એક પળમાત્રને માટે પણ મારાથી ક્યાય જઇ શકાય તેમ નથી?' ફૂલંકષાએ અલમ્બુષાના વિનોદનો આરંભ કરી દીધો.

"તારૂં કથન સત્ય હોય, તો પણ વર વહૂઘેલો થાય અને વહૂ વરઘેલી થાય એમા ખોટુ શુ છે વારૂ? કારણ કે, વહૂમા જો કાઇક હોય તો જ વર વહૂઘેલો થાય છે અને વરમા કાઇક હોય તો જ વહૂ વરઘેલી થઇ જાય છે." અલમ્બુષાએ ફૂલંકષાના વિનોદનુ માર્મિક વિનોદથી જ ઉત્તર વાળ્યું.

"એ વહૂમાં તથા વરમા એવું 'કાંઈક' શુ હોય છે કે જેથી વર વહૂઘેલો થાય છે અને વહૂ વરઘેલી થઈ જાય છે," ફૂલંકપાએ જિજ્ઞાસા દર્શાવી

"વહૂમાં તથા વરમાં એ 'કાંઇક' એવુ હોય છે કે જેનો અનુભવ પરણ્યા વિના વહૂ કિંવા વરને મળી શકતો નથી એટલે તું જ્યારે પરણીને વરજીના ઘરમાં જાઇશ, ત્યારે જો તારામા એ 'કાંઇક' હશે તો તારા વરજી તરત વહૂઘેલા થઈ જશે, અને તારા વરજીમા 'કાંઇક' હશે તો તું પોતે પણ તત્કાળ વરઘેલી થઈ જાઇશ અને તારી 'ઘેલી રે થઇને ગોકુલમા ભમતી, બીજા રે કોઇની વાત નથી ગમતી' એવી જ અવસ્થા થઈ જશે એ તો 'રામબાણ વાગ્યાં હોય તે જ જાણે,' સમજી?" અલમ્બુષાએ વિનોદની સીમા કરી બતાવી

"પરંતુ અલમ્બુષા, જો તારા વરજી પણ તારી સાથે ગુજરાતમાં આવવાને તૈયાર થઇ જાય, તો તો તું મારી સાથે ગુજરાતમા આવે ખરી કે નહિ?" રાજકુમારી મયણલ્લાએ પૂછ્યું.

"જો મારા વરજી પોતે જ મને ગુજરાતમા લઇ જાય, તો તેમની આજ્ઞાનો મારાથી કાંઇ અનાદર કરી શકાય? જો મારા વરજી આવવાને તૈયાર થાય, તો તો મારે પણ આવવું જ જોઇએ એટલે એમાં પૂછવાપણું શુ હોય વારુ?" અલમ્બુષાએ પતિ સહિત ગુજરાતમાં આવવાની ઇચ્છા દર્શાવી

"તો સાંભળ, મારાં માતુશ્રીને કહીને ગઇ કાલે જ તારા વરજીને મેં મારા કાર્યભારી તરીકે મારી સાથે લઈ જવાની વ્યવસ્થા કરી લીધી છે અને તારા વરજીએ ગુજરાતમાં આવવાની હા પણ પાડી દીધી છે, એટલે તુ તો મારાથી જુદી નથી જ પડવાની," રાજકુમારી મયણલ્લાએ અલમ્બુષાને જે વાર્તા જણાવવાની હતી તે જણાવી દીધી

"ત્યારે આપણે સાથે રહીશું કે જુદાં પડીશુ એનો તો કશોય નિશ્ચય નથી જ થયો, કેમ ખરું કે નહિ?" ફૂલંકપાએ આતુરતાદર્શક ભાવથી પૂછ્યું.

"તું પણ મારાથી જુદી નથી પડવાની; કારણ કે, તારા સહોદર ચિત્રકાર શ્રીનાથ શાસ્ત્રી મારા પિતાશ્રીના આગ્રહથી મારા ધર્મોપદેશક તથા ચિત્રકળાશિક્ષક તરીકે મારી સાથે આવવાના હોવાથી તારે પણ મારી સાથે આવવું જ પડશે. તું પોતે અદ્યાપિ કુમારિકા છે, તારા સહોદર વિધુર છે અને તારા ગૃહમાં તારી માતા, તારા પિતાશ્રી, તારો કોઇ અન્ય સહોદર કિંવા વડિલ મનુષ્ય છે જ નહિ એટલે શ્રીનાથ અહીં તને એકલી કોના આધારે મૂકી જાય વારુ? તારી આ પરિસ્થિતિ તને પોતાની મેળે જ મારી સાથે ગુજરાતમા ખેંચી લાવશે," રાજકુમારી મયણલ્લાએ ફૂલકપાના પ્રશ્નનું ઉત્તર આપતાં ચિત્રકાર શ્રીનાથના પાટણપ્રયાણની વાર્તાનો પણ પ્રસગના અનુરોધથી સ્વાભાવિક પ્રકાશ કરી દીધો

ચિત્રકાર શ્રીનાથના પાટણપ્રયાણની વાર્તાના શ્રવણથી કર્ણાટકદેશવાસિની વિપ્રતનયા ચિત્રાંગદાનું હૃદય સ્વાભાવિક જ હર્ષપુલકિત થવા લાગ્યું અને તે હર્ષની છટા તેના મુખમંડળમા પણ પ્રકટી નીકળી; પરંતુ તે એક દક્ષ યુવતી હોવાથી પોતાના એ હર્ષને તેણે વાણીદ્વારા વ્યક્ત થવા ન દીધો અને તેથી તેનો એ આભ્યંતર હર્ષ અન્ય કોઈ પણ યુવતીના જાણવામા ન આવી શક્યો. ચિત્રાંગદાએ અત્યાર સૂધી ધારેલા મૌનનો ભગ કરીને કહ્યુ કે.–

"ચાલો, ત્યારે ચિત્રકાર શ્રીનાથ સાથે તેમના આ સહોદરા ફૂલંકપા દેવીના આપણી સાથે થનારા પાટણપ્રયાણનો નિશ્ચય થઈ ગયો છે એ પણ સારૂં જ થયું; કારણ કે, આવી એક વિનોદિની મૈત્રિણીની મિત્રતાનો લાભ મને પણ નિરંતર મળતો રહેશે, એ મારૂં કાંઇ સાધારણ ભાગ્ય તો ન જ કહી શકાય"

ચિત્રાંગદાના આ ઉદ્‌ગારો સાંભળીને ચિત્રાંગદાના કર્ણાટકી વેશપ્રતિ પુનઃ નવીનતાથી ધ્યાન આકર્ષાતાં એક નવીન વિનોદને આરંભવાના ઉદ્દેશથી ફૂલંકપા ચિત્રાંગદાને સંબોધીને કહેવા લાગી કેઃ "ત્યારે તમો પણ પાછા પાટણમા પધારવાનાં છો ખરા કે? આ અમારા દેશના વેશને તમોએ આજે પોતાના શરીરપર ધારણ કરેલો હોવાથી હું તો એમ જ ધારતી'તી કે જેવી રીતે પોતાના ગુર્જરદેશવાસી પતિના હૃદયને પ્રસન્ન કરવામાટે રાજકુમારી મયણલ્લાએ ગુજરાતી સ્ત્રીવેશને ધારવાની કળાનો અત્યારથી અભ્યાસ કરવા માંડયો છે તેવી જ રીતે તમારો કોઇ કર્ણાટકદેશવાસી વિપ્રવર્ય સાથે લગ્નસંબંધથી જોડાવાનો વિચાર હશે અને પરણ્યા પછી તમારે અહીં જ રહેવું પડે એ સ્વાભાવિક હોવાથી પોતાના કર્ણાટકદેશવાસી વરજીની પ્રસન્નતાને પ્રાપ્ત કરવામાટે તેમ જ 'જેવો દેશ તેવો વેશ' એ નિયમની સાર્થકતા કરી બતાવવામાટે કર્ણાટકી સ્ત્રીવેશથી પોતાના સુંદર શરીરને ભૂષાવવાની કળાના અભ્યાસનો તમોએ પણ આરંભ કરી દીધો હશે પરંતુ તમો અમારી સાથે પાછાં પાટણ આવવાની વાત કરો છો એટલે મને મારી આ કલ્પના અસત્ય સિદ્ધ થયેલી દેખાય છે. તમારા સંબંધમા આવી વિપરીત કલ્પના કરવામાટે હુ તમારી ક્ષમા માગું છું."

"આમાં વિપરીત કલ્પના જેવું છે જ શું વારૂ કે જેથી ક્ષમા માગવાની આવશ્યકતા હોય? જો ભાગ્યમા કર્ણાટકદેશવાસી પતિની પત્ની થવાનો લેખ લખાયલો હોય, તો કર્ણાટકદેશવાસી પતિના પત્નીપદને પણ સ્વીકારવું પડે અને તે સ્વામીની સેવાથી જ સ્ત્રીશરીરની સાર્થકતા કરવી પડે એ સ્વાભાવિક જ છે. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતા મારા સ્વભાવમા એટલી વિશિષ્ટતા અવશ્ય રહેલી છે કે જો મને કર્ણાટકદેશવાસી પતિની પત્ની થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, તો પણ હું મારા તે પતિના દેશમાં રહેવામાટે ન આવુ અને કર્ણાટકી ન થઇ જાઉં, કિન્તુ મારા પતિદેવને મારી જન્મભૂમિ ગુજરાતમાં જ ખેંચીને લઈ જાઉં અને તેમને પણ ગુજરાતી બનાવી દઉં ત્યારે જ મારા હૃદયમા સંતોષ થાય," ચિત્રાંગદાએ ફૂલકપાના કથનને સ્વાભાવિક તરીકે સ્વીકારીને વિનોદદર્શક ભાવથી પોતાના સ્વભાવની વિશિષ્ટતાનો પરિચય કરાવ્યો.

"કર્ણાટકદેશનો કોઈ સમર્થ બ્રાહ્મણ કિંવા ક્ષત્રિય પતિ પોતાની અન્યદેશવાસિની પત્નીની આવી ઇચ્છાને માન આપે અને પોતાની જન્મભૂમિને ત્યાગીને શ્વસુરાલયમા શાશ્વત નિવાસ કરવાની મૂર્ખતા દર્શાવે એ સર્વથા અસંભવનીય છે માત્ર મલબારની નાયર જાતિમાં એવી રૂઢિ પ્રચલિત છે ખરી કે સ્ત્રી પરણ્યા પછી પણ પોતાની માતાના કે પોતાના બંધુના ગૃહમાં જ બહુધા વસે છે અને માતા કિંવા બંધુનું ગૃહ ન હોય તો પોતાનુ ભિન્ન ગૃહ રાખીને તેમા રહે છે, પતિના ગૃહમા જઇને વસતી નથી અને તેથી તેના પતિને પત્નીના ગૃહમા જ નિવાસ કરવો પડે છે. નાયર જાતિ સ્ત્રીપ્રધાન જાત

હોવાથી કોઇ પણ નાયર સ્ત્રી કિંવા પુરુષ પોતાના પિતાના નામથી સર્વથા અજ્ઞ જ હોય છે અને પ્રત્યેક પુરુષ પોતાની ભગિનીના સંતાનોને જ પોતાનાં ઉત્તરાધિકારી માને છે પરંતુ નાયર જાતિ અનાર્ય છે અને તેથી તે જાતિ સાથે આપણો કોઇ પણ પ્રકારનો સંબંધ છે જ નહિ” ફૂલંકપાએ ચિત્રાગદાની ઇચ્છાની સફળતાને અસંભવનીય દર્શાવી.

“પરતુ, સખી ફૂલંકપે, બહુ વાર એમ પણ બને છે કે જે વાર્તાને આપણે શક્ય માનીએ છીએ તે જ વાર્તા અશક્ય થઈ જાય છે અને જે ઘટનાને આપણે અસંભવનીય માનતા હોઇએ તે જ ઘટના આપણને સર્વથા સંભવનીય સિદ્ધ થયેલી દેખાય છે, એ તમારા જાણવામાં છે ખરૂં કે નહિ? ઈશ્વરની સૃષ્ટિમા જેને સર્વથા અસંભવનીય કહી શકાય એવી કોઈ વસ્તુ અસ્તિત્વ ધરાવતી જ નથી” ચિત્રાંગદાએ નિજ પક્ષના સમર્થનનો પ્રયત્ન કર્યો.

“આ અસંભવનીય ઘટનાને જો તમો સભવનીય કરી બતાવો તો માનું,” ફૂલંકપાએ કહ્યું.

“જ્યારે યોગ્ય પ્રસગ આવશે ત્યારે હુ જો મારામાં સખી અલખ્ખુપાના, કથન અનુસાર ‘કાંઇક’ હશે, તો અવશ્ય અસભવનીય ભાસતી આ ઘટનાને સભવનીય કરી બતાવીશ; માત્ર એટલુંજ નહિ, પણ તમોને પોતાને પણ પૂરાં ગુજરાતણ બનાવી દઈશ ત્યારે જ જંપીને બેસીશ એવી મારી દૃઢ પ્રતિજ્ઞા છે” ચિત્રાગદાએ આવેશમા વિલક્ષણ પ્રતિજ્ઞા કરી લીધી

“તો શું તમો અમારી સખી ફૂલકપાને પણ કોઇ ગુજરાતી બ્રાહ્મણ ધણીની ધણિયાણી બનાવી દેશો અને એના યોગે કોઇ કર્ણાટકદેશવાસી વિપ્રના ઘરને વસતું અટકાવી દેશો?” રાગિણીએ દીર્ઘ સમય પશ્ચાત્ પોતાની જિહ્વાને ગતિ આપીને ચિત્રાંગદાને આ પ્રશ્ન પૂછ્યો.

“ભવિષ્યની વાર્તા ભવિષ્યના ગર્ભમા હોવાથી અને હું પોતે ભવિષ્યવેત્રી ન હોવાથી તમારા આ પ્રશ્નનું અત્યારે જ મારાથી શુ ઉત્તર આપી શકાય?” ચિત્રાંગદાએ આ ઉત્તરથી રાગિણીના પ્રશ્નને વાયુમાં ઉડાવી દીધો.

“એ તો જાણે ઠીક, પણ સખી રાગિણી, આ રાજકુમારી મયણલ્લા, અલખ્ખુપા અને ફૂલકપા પાચ સાત દિવસમા આપણને ત્યાગીને અહીંથી પ્રયાણ કરી જશે એટલે આપણી દૃષ્ટિને તો આ લોકારણ્યરૂપ રાજધાની જનશૂન્ય જેવી જ દેખાશે તેનુ કેમ?” યમુનાએ રાગિણીને સબોધીને આ ઉદ્ગારો કાઢ્યા

“આ વિયોગ અવશ્યંભાવી હોવાથી આ વિયોગને ટાળવાનો જ્યા કોઇ ઉપાય જ નથી ત્યા આપણાથી એ વિયોગજન્ય દુઃખને મૂક મુખથી સહન કરી લીધા વિના બીજુ શું કરી શકાય તેમ છે વારુ?” આ શબ્દો ઉચ્ચારતાં રાગિણીના નેત્રો અશ્રુભીના થઇ ગયા

“સખી રાગિણી અને સખી યમુના! હું એક વાર તમો બન્નેને તમારા પતિદેવો સહિત પાટણમા તો અવશ્ય બોલાવીશ અને કોઇ વાર મારૂં પણ અહીં આગમન થશે એટલે આપણો શાશ્વત વિયોગ તો નથી જ થવાનો સામયિક વિયોગ અનિવાર્ય છે” રાજકુમારી મયણલ્લાએ તેમને પ્રેમપૂર્વક આશ્વાસન આપ્યું.

"અમોને વિયોગવેદના વેઠવી પડે તેની ચિન્તા નથી; પણ તું સુખિની થાય એ જ અમારી અભિલાષા છે" રાગિણીએ કહ્યુ.

* * * * *

આવા આમોદપ્રમોદ તથા આનન્દવિનોદમા રાજકુમારી મયણલ્લાના દિવસો વીતવા લાગ્યા અને અંતે ગુર્જરેશ્વર કર્ણદેવના ખડ્ગ સાથે થનારા તેના લગ્નનો દિવસ પણ આવી લાગ્યો. રાજા જયકેશીએ ધનના વ્યયમાં રંચમાત્ર પણ કૃપણતા ન દર્શાવેલી હોવાથી રાજાના ધન તથા રાજકર્મચારીઓના પરિશ્રમથી લગ્નના દિવસથી બે દિવસ પૂર્વે જ નગરના વિશાળ માર્ગોમા અનેક સ્થળે ઊભાં કરેલાં તોરણદ્વારો, પુષ્પદ્વારો તથા સામયિક કૃત્રિમ ઉદ્યાનો, નગરમાની ઉચ્ચ અટ્ટાલિકાઓના શિખરભાગમાં ચઢાવેલી વિવિધરંગીય પ્રશસ્ત પતાકાઓ, ભિન્ન ભિન્ન સ્થાનોમા કુશળ વાદ્યવાદકોના હસ્તથી થતાં નાનાવિધ વાદ્યોનાં વાદનો, રાજવંશીય અતિથિઓના નિવાસનો જે આગારોમાં પ્રબંધ કરવામાં આવ્યો હતો તે આગારોમા દિવસ તથા રાત્રિના સમયમાં થતા વારાંગનાઓના નૃત્યસંગીતસમારંભો, કવિજનોના કાવ્યવિલાસો, પંડિતોની બૌદ્ધિક વાણીયુદ્ધો, રાત્રિના સમયમાં સમસ્ત નગરમા થતી ભવ્ય દીપાવલી તથા નાટ્યશાળામાં ભજવાતાં ભિન્ન ભિન્ન નાટકો, પ્રત્યેક ગૃહમાં સામાન્યભાવથી તથા રાજમહાલયમા અસામાન્ય ભાવથી ગવાતા નારીજનોના મંજુલ કંઠનિઃસૃત ગીતો, દાસો તથા દાસીઓના અભિવાદનો, દિવસમાં બે વાર મિષ્ટાન્ન ભોજનથી તૃપ્ત થતા દીન ભિક્ષુક જનોના આશીર્વાદો, વ્યાયામશાળાઓમા જનમનોરંજનાર્થ કરાતા મલ્લયુદ્ધો, પશુશાળામા થતા પશુયુદ્ધો, કર્ણાટક દેશના શિલ્પકૌશલ્યનાં પ્રદર્શનો તથા ભોજનસમારંભો આદિથી કર્ણાટકની ચન્દ્રપુર નામક રાજધાનીએ ઇન્દ્રની અમરાવતી નામક રાજધાનીના સ્વરૂપને ધારણ કરી લીધુ હતુ કોઇ પણ મંગળચિહ્નમંડિત રાજમાર્ગમાથી મૃત મનુષ્યના શબને ન લઇ જવાનો અને શોકદર્શક વસ્ત્રોને ધારણ કરીને ન નીકળવાનો તેમ જ રુદન આદિ ન કરવાનો કઠિન પ્રબંધ કરી દેવામાં આવ્યો હતો અને તેથી શોકને ચન્દ્રપુરમાથી જાણે અર્ધચંદ્રકાર મળી ગયો હોયની! એવો જ ભાસ થતો હતો, કારણ કે, સમસ્ત નગરમા આનન્દધ્વનિ વિના અન્ય કોઇ પણ પ્રકારનો ધ્વનિ શ્રવણગોચર થતો ન હોતો અને શોકદર્શક દૃશ્ય કોઇના જોવામાં આવી શકતું ન હોતું. ચિત્રકાર શ્રીનાથે કર્ણાટકની રાજસભામાં પાટણની પ્રભુતાનું જેવું મહામનોહર વર્ણન કર્યું હતું તેવું જ પાટણની રાજસભામા ચન્દ્રપુરની પ્રભુતાનું ચિત્તાકર્ષક વર્ણન ગુર્જરેશ્વરના રાજપુરોહિત કિંવા તેની પુત્રી ચિત્રાંગદાથી કોઇ પણ પ્રકારના સંકોચ વિના કરી શકાય એવી રાજા જયકેશીની પરમ અભિલાષા હોવાથી તેણે ચન્દ્રપુરની પ્રભુતાના પ્રદર્શનમા પોતાના ઔદાર્ય તથા શ્રમની પરાકાષ્ઠા કરી બતાવી હતી

રાજનન્દિની મયણલ્લાને શૃંગારીને જ્યારે લગ્નમંડપમા લાવવામા આવી ત્યારે તેણે પરિધાન કરેલાં મૌક્તિકમંડિત બહુમૂલ્ય સુંદરતમ વસ્ત્રો તથા ધારણ કરેલા અત્યંત તેજસ્વી અને અમૂલ્ય હીરક તથા અન્યાન્ય રત્નજડિત અલંકારોના યોગે તે સ્વર્ગમંડપતુલ્ય લગ્નમંડપ પણ ઝગમગી ઊઠયો અને તેથી

રાજકુમારી મયણલ્લાના અવતારમા ત્યાં સ્વર્ગીય જ્યોતિ પોતાની અવર્ણનીય દિવ્યતાનો સાક્ષાત્કાર કરાવવામાટે પોતે જ સ્વર્ગમાંથી ઊતરી આવી હોયની! એવો જ લગ્નમંડપમા વિરાજેલાં સ્વદેશીય તથા વિદેશીય સ્ત્રીપુરુષોને ભાસ થવા લાગ્યો, તેઓ આશ્ચર્યથી સ્તંભિત થઇ ગયાં અને રાજકુમારી મયણલ્લાની નૈસર્ગિક ઓજસ્વિતા તથા રત્નાલંકારજન્ય અસહ્ય તેજસ્વિતાથી અંજાઇને તેને એકાગ્ર દૃષ્ટિથી જોઇ રહ્યાં.

ચિત્રાગદાએ ખડ્ગલગ્નના જે વિધિઓ રાજસભામાં દર્શાવ્યા હતા તે વિધિઓના યથાસ્થિત પાલનપૂર્વક ખડ્ગલગ્નની નિર્વિઘ્ન સમાપ્તિ કરવામાં આવી. લગ્નની સમાપ્તિ પછી રાજા જયકેશીએ પોતાની પુત્રીને બે કરોડ રૂપિયાની કીમતનાં વસ્ત્રાલંકારો તથા અન્ય વસ્તુઓ, રૂપિયા એક કરોડ રોકડા અને હસ્તી, અશ્વ, રથ તથા આન્દોલિકા આદિ વાહનો આપ્યા; ગુર્જરેશ્વરમાટે સવા-કરોડ રૂપિયાના મૂલ્યની પહેરામણી આપી, ચિત્રાગદાને સવા લાખ રૂપિયાના મૂલ્યનાં વસ્ત્રાલંકારો તથા અન્યાન્ય પદાર્થો આપ્યા પાટણથી આવેલા સ્ત્રી-પુરુષોમાની પ્રત્યેક વ્યક્તિને રાજા જયકેશીએ તેની યોગ્યતા અનુસાર એટલું ધન આપ્યુ કે તેઓ રાજા જયકેશીની ઉદારતાને રાજા કર્ણની ઉદારતા સાથે સરખાવવા લાગ્યા. પાટણથી આવેલાં દાસો તથા દાસીઓ તો તેમને મળેલા એ ધનથી ધનાઢય થઈ ગયા એમ જો કહેવામા આવે તો તેમા અતિશયોક્તિ જેવું કાંઈ પણ નથી રાજકુમારીના લગ્નોત્સવજન્ય આનન્દના અવસરે બ્રહ્મદ્વિજોને મુક્તિદાન આપવા ઉપરાંત દીન જનોને ધનદાન તથા અન્નદાન આપવામાં પણ રાજા જયકેશીએ એટલી જ ઉદારતા દર્શાવી અને તેની એ અપૂર્વ ઉદારતાના યોગે તેના શિરપર તથા રાજકુમારી મયણલ્લાના શિરપર દશ દિશામાંથી ભૂરિ ભૂરિ આશીર્વાદોની અવિશ્રાન્ત વૃષ્ટિ થવા લાગી

રાજકુમારી મયણલ્લાના પ્રયાણનો દિવસ આવી લાગ્યો અને મયણલ્લા, ચિત્રાગદા તથા પોતાની અલમ્બુષા અને ફૂલકપા એ બે સખીઓ સહિત પોતાના સુવર્ણરથમાં આરોહણ કરીને ચન્દ્રપુરના બાહ્ય સીમાતમાં આવી પહોચી તે વેળાયે સમુદાયબદ્ધ થઇને ચન્દ્રપુરની કેટલીક ભદ્ર કુમારિકાઓ તથા કેટલીક યુવતી નાગરિકાઓ પોતાના સુકોમળ હસ્તોમા ચંદન, કેશર તથા કસ્તૂરી આદિ સુગંધિત દ્રવ્યોથી ચર્ચિત પુષ્પમાળાઓને લઇને રાજકુમારીના રથ સમક્ષ આવી લાગી અને મંગળ આશીર્વાદાત્મક ગીતના મંજુલ ગાન સહિત તેમણે તે પુષ્પમાળાઓને રાજકુમારી મયણલ્લા દેવીના સુકોમળ કંઠમા આરોપવાનો આરંભ કરી દીધો મયણલ્લાદેવી પુષ્પના ભારથી દબાઇ જવા લાગી રાજા જયકેશી, મહારાજ્ઞી તથા યુવરાજ આદિ પણ મયણલ્લાને વળાવવામાટે સીમા પર્યન્ત આવેલા હોવાથી રથચાલનનો સમય નિકટમાં આવી લાગ્યો એટલે મયણલ્લાએ રથમાથી નીચે ઊતરીને માતાપિતાનાં ચરણોમા મસ્તક નમાવી તેમની ચરણધૂલિકાને પોતાના મસ્તકપર ધારણ કરી લીધી અને તેમનો આશી-ર્વાદ અશ્રુયુક્ત નયનોથી માગ્યો, માતાપિતાએ અશ્રુપૂર્ણ નયનોથી પુત્રીને અંતઃકરણપૂર્વક શુભ આશીર્વાદ આપ્યો, મયણલ્લાએ પુનઃ રથમા આરોહણ કર્યું અને રથ ચાલવા લાગ્યો એટલે ત્યાં એકત્ર થયેલા રાજકર્મચારીઓ, પ્રતિ-

ષ્ઠિત નાગરિકો તથા સામાન્ય જનોએ રાજકુમારી મયણલ્લાના જયઘોષથી વાતાવરણને નિનાદિત કરી દીધું. પુત્રી પારકું ધન હોવાથી રાજકુમારી મયણલ્લા પોતાનાં જનકજનની, પોતાના સહોદર, પોતાનાં આત્મીય તથા પરિચિત જનો, પોતાના વીસ વર્ષના નિવાસસ્થાન તથા પોતાની સ્વર્ગાદપિ ગરીયસી જન્મભૂમિને ત્યાગીને એક સર્વથા અપરિચિત તથા અદૃષ્ટપૂર્વ પુરુષની જન્મસંગિની થવામાટે વિદેશના માર્ગમા અગ્રગામિની થવા લાગી. રાજા જયકેશીએ કર્ણરાજના સૈનિકો ઉપરાંત જન તથા ધનની રક્ષામાટે પોતાના એક સહસ્ર સૈનિકોને મયણલ્લા સાથે મોકલેલા હોવાથી માર્ગમા કોઇ પણ પ્રકારનુ વિઘ્ન ન આવ્યું અને ત્રણ માસનો પ્રવાસ કરીને પાટણથી ત્રણ ગાઉના અંતરપર એ પ્રવાસિમંડળ સુખરૂપ આવી લાગ્યુ. મંત્રી મુંજાલના કહેવાથી એ સ્થાનમા જ છાવણી નાખી દેવામાં આવી અને બીજે દિવસે પાટણની બાહ્ય સીમાના અંત પર્યન્ત યથાવિધિ આવવામાટેનો મંત્રી મુંજાલે ગુર્જરેશ્વર કર્ણરાજને સંદેશ કહાવી દીધો.



# દ્વિતીય ખણ્ડ–ગુર્જરેશ્વરની ગૃહલક્ષ્મી



## પ્રકરણ ૧ લું

### લગ્નમાં વિઘ્ન

સૂર્યોદય પછી એક પ્રહર એટલે કે બે ચોઘડિયાં જેટલો સમય વીતી ગયો હતો. રવિવારનો દિવસ નવોઢા ગૃહલક્ષ્મીના ગૃહપ્રવેશમાટે શુભતમ દિવસ મનાતો હોવાથી રાજપુરોહિતના ઉપદેશથી મંત્રી મુંજાલે પ્રવાસની પ્રથમથી જ એવી વ્યવસ્થા કરી હતી કે દેવી મયણલ્લાનો રવિવારને દિવસે શુભ ચોઘડિયામા પાટણનગરમાં પ્રવેશ થાય અને ગુર્જરેશ્વરનો સંસાર સુખમય નીવડે. રવિવારના પ્રથમ ચોઘડિયા પછીનાં ચળ, લાભ તથા અમૃત નામક ત્રણે ચોઘડિયા ઉત્તમ હોવાથી ગુર્જરેશ્વર કર્ણરાજ રવિવારના 'ચળ' નામક દ્વિતીય ચોઘડિયાના આરંભમા પાટણમાંનો પોતાના રાજમહાલયમાથી પોતાના બહુમૂલ્ય સાજથી સુસજ્જિત અશ્વપર આરૂઢ થઇને પોતાના માંડલિકો, આપ્ત જનો, મિત્રો, નાગરિકો, સેનાધ્યક્ષો, મંત્રીઓ તથા સૈનિકો આદિના પ્રચંડ સમુદાય સહિત વાજતે ગાજતે પોતાની નવવધૂના સ્વાગતમાટે દ્વિતીય ચોઘડિયાની સમાપ્તિ થતા પાટણના સીમાન્તપર આવી લાગ્યો કે જ્યાં દેવી મયણલ્લાના રથને મંત્રી મુંજાલની સૂચનાથી થોભાવવામાં આવ્યો હતો ગુર્જરેશ્વરના મિત્રો તથા સંબંધી જનોએ નગરમાંથી નીકળ્યા પછી આરભેલી અશ્વોને દોડાવવાની હોડમાં ગુર્જરેશ્વરનો ભત્રીજો દેવપ્રસાદ સર્વથી પ્રથમ પોતાના દ્રુતગામી અશ્વની સહાયતાથી દેવી મયણલ્લાના રથ પાસે આવી લાગ્યો એટલે ગુર્જરેશ્વરે તેને વિજેતા તરીકે એક સો ને એક સુવર્ણમુદ્રા આપીને તેનો સત્કાર કર્યો અને અન્ય જનોને પણ મિષ્ટાન્ન આદિથી સંતોષ્યા આ વિધિની સમાપ્તિ કરીને ગુર્જરેશ્વરે દેવી મયણલ્લાના રથ પાસે આવીને તે રથમાં તેની પ્રતિનિધિ તરીકે વિરાજેલી વિપ્રકુમારી ચિત્રાંગદાને સંબોધીને કહ્યું કે —

"બ્હેન, તમો હવે મારૂં ખડ્ગ તથા શ્રીફળ મને આપીને રથમાંથી ઊતરવાની અને રથમાં તમારા સ્થાનમાં મને બેસવા દેવાની કૃપા કરશો કે ?"

"ખડ્ગ તથા શ્રીફળ આપ શ્રીમાનને આપવામાં અને રથમાંથી નીચે ઊતરવામાં હું કોમળાંગી હોવાથી મારે કેટલો બધો પરિશ્રમ સહન કરવો પડશે એનો આપ શ્રીમાને કાંઈ પણ વિચાર કર્યો છે ખરો કે ? જો મને મારા એ પરિશ્રમનું યોગ્ય મૂલ્ય આપવાની આપ શ્રીમાન્ ઉદારતા દર્શાવશો, તો હું પણ આપ શ્રીમાનને ખડ્ગ તથા શ્રીફળ આપીને રથમાંથી ઊતરી જવાની કૃપા દર્શાવીશ, પરિશ્રમનું ઈચ્છા અનુસાર મૂલ્ય લીધા વિના આપણાથી એવી કૃપા દર્શાવી શકાય તેમ નથી સમજ્યા કે મારા શ્રીમાન્ ?" ચિત્રાંગદાએ નિયમ અનુસાર પોતાના પરિશ્રમના મૂલ્યની માગણી કરતાં આ શબ્દો વિનોદમય ભાવથી ઉચ્ચાર્યા

"તમારા પરિશ્રમનું જે મૂલ્ય લેવું હોય તે જણાવી દો હું તમારી ઈચ્છાનુસાર તમારા પરિશ્રમનું મૂલ્ય આપવાને તૈયાર છું" ગુર્જરેશ્વરે મૂલ્ય આપવાની તત્પરતા દર્શાવી

"મારા આ પરિશ્રમનું મૂલ્ય એક હજાર અને એક સુવર્ણમુદ્રા તથા આપ શ્રીમાનનું એક વચન છે" ચિત્રાંગદાએ પરિશ્રમનું મૂલ્ય દર્શાવી દીધું

"એક હજાર સુવર્ણમુદ્રાની આ કોથળી લઇ લ્યો અને જે વચન માગવાનું હોય તે પણ માગી લ્યો." ગુર્જરેશ્વરે આ શબ્દોના ઉચ્ચાર સહિત પાસે જ ઊભેલા કોષાધ્યક્ષ પ્રતિ દૃષ્ટિપાત કર્યો અને કોષાધ્યક્ષે સુવર્ણમુદ્રાની કોથળી લાવીને ચિત્રાંગદાના હસ્તમાં સમર્પી દીધી

"મારે જે વચન માગવાનું છે તે એ જ કે ભવિષ્યમાં જ્યારે પણ હું આપ શ્રીમાન્ પાસેથી મારી કોઇ પણ એક ઇચ્છિત વસ્તુની યાચના કરૂં ત્યારે તે વસ્તુ આપ શ્રીમાન્ પાસેથી મને તત્કાળ મળવી જોઇએ" ચિત્રાંગદાએ કહ્યું

"તથાસ્તુ." ગુર્જરેશ્વર આ શબ્દ ઉચ્ચારીને વચનબદ્ધ થયો

"રાજન્, તમારૂં કલ્યાણ થાઓ!" આ આશીર્વાદને ઉચ્ચારતી ચિત્રાંગદા ખડ્ગ તથા શ્રીફળ ગુર્જરેશ્વરના હસ્તમાં સમર્પીને રથમાંથી નીચે ઊતરી પડી

ગુર્જરેશ્વર પોતાના ખડ્ગ તથા શ્રીફળ સહિત પોતાની નવવધૂના રથમાં વિરાજ્યો, ગુર્જરેશ્વરે રથારોહણ કર્યું એટલે વાદ્યવાદકોએ વાદ્યોને વગાડવા માંડ્યા અને સારથીએ સંકેત કરતાં અશ્વો ધૂઘરિયાળા સુવર્ણરથને ખેંચતા પાટણની દિશામાં અગ્રેસર થવા લાગ્યા એ રથની પાછળ બીજા પણ આઠ રથો હતા અને તે રથોમાં પાટણની કેટલીક નાગરિકાઓ મંગલગીત ગાતી બેઠી હતી નવીન મહારાણીના પુરપ્રવેશસમારંભને જોવામાટે પાટણના વિશાળ માર્ગોમાં પ્રેક્ષકોનો પ્રચંડ સમુદાય જેવી રીતે એકત્ર થયો હતો તેવી જ રીતે માર્ગના ઉભય પાર્શ્વસ્થ ગગનચુંબિત આગારોનાં છજાં તથા બારીઓમાં ઊભેલી તથા બેઠેલી આબાલવૃદ્ધ સ્ત્રીજનોની સંખ્યા પણ અપરિમિત હતી નાગરિકોના જયઘોષ તથા અખંડ સૌભાગ્યવતી યુવતી નાગરિકાઓના પુષ્પવૃષ્ટિયુક્ત આશીર્વાદોને સાંભળતાં ગુર્જરેશ્વર તથા દેવી મયણલ્લા જે વેળાયે રાજમહાલયના વિશાળ પ્રાંગણમાં પ્રથમથી જ તૈયાર કરી રાખવામાં આવેલા લગ્નમંડપ સમક્ષ

આવી લાગ્યાં એટલે ગુર્જરેશ્વર કર્ણરાજ રથમાંથી વેગપૂર્વક ઉતરી પડયો અને અત્યંત ગંભીર તથા શોકદર્શક મુખ મંડળથી તેણે એક દાસીને આજ્ઞા કરી કે.-

"કર્ણાટકની રાજકુમારીને લગ્નમંડપમાં નહિ, કિન્તુ રાજમહાલયમાં લઈ જાઓ; કારણ કે, અત્યારે જ અવશિષ્ટ લગ્નવિધિને સંપૂર્ણ કરી નાખવાની મારી ઇચ્છા નથી"

રાજપુરોહિત, કેટલાક આપ્તજનો તથા કેટલીક સ્ત્રીઓ આદિ જે વ્યક્તિઓ એ વેળાયે લગ્નમંડપના દ્વાર પાસે એકત્ર થયેલી હતી તે સર્વ વ્યક્તિઓ ગુર્જરેશ્વરની એ વિલક્ષણ આજ્ઞાના શ્રવણથી આશ્ચર્યચક્તિ થઇ ગઈ અને પરસ્પર મુખાવલોકનથી તે આશ્ચર્યને પ્રદર્શિત કરવા લાગી ગુર્જરેશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન તો કોઈથી કરી શકાય તેમ હતું જ નહિ અને તેમાં પણ અત્યારે ગુર્જરેશ્વરના મુખમંડળમાં કોપનાં ચિહ્નો પ્રકટ દેખાતાં હતાં એટલે અત્યારની પરિસ્થિતિમાં તો તેની આજ્ઞાનું ઉલ્લંઘન અને મૃત્યુનુ આવ્હાન એ કાર્યો સમાન જ હતાં. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ ગુર્જરેશ્વરના ભાવિ કલ્યાણનો વિચાર કરીને વૃદ્ધ રાજપુરોહિતે વિનીત ભાવથી કહ્યુ કે -

"ધર્મજ્ઞ ગુર્જરેશ્વર કર્ણરાજ, અવશિષ્ટ લગ્નવિધિની સમાપ્તિ કર્યા વિના આપ રાજદંપતી રાજમહાલયમાં પ્રવેશ કરો એ યોગ્ય નથી. પછી તો જેવી આપ શ્રીમાન્‌ની ઇચ્છા"

"પૂજ્ય પુરોહિતજી, આપ કૃપા કરીને આ વિષયનો મને વિશેષ આગ્રહ કરશો નહિ, કારણ કે, મારા હસ્તથી આપનુ અપમાન થાય એ ઉચિત ન કહેવાય મને ઠગવામાં આવ્યો છે, મારા સરળ સ્વભાવનો અનુચિત લાભ લેવામાં આવ્યો છે અને મને મૂર્ખ બનાવવામા આવ્યો છે એટલે હું આ કર્ણાટકની કુરૂપા રાજકુમારી સાથે કદાપિ લગ્ન કરવાનો નથી જાઓ, એ રાજકુમારીને રાજમહાલયમાં લઈ જાઓ અને મારા માતુશ્રીને કહો કે ચિત્રકાર શ્રીનાથે ચિત્રમાં જેને લક્ષ્મીતુલ્ય સૌન્દર્યશાલિની આલેખી હતી તે કોઇ ભિલ્લકુમારી સમાન કુરૂપા અને કૃષ્ણવર્ણા રાજકુમારી મયણલ્લા આ છે!" ગુર્જરેશ્વર અત્યંત ક્રોધના આવેશમાં આવા ઉદ્‌ગારો કાઢીને અન્ય કોઈ મનુષ્યને કાંઈ પણ બોલવાનો અવસર ન મળી શકે એટલામાટે પોતે ત્યાંથી વેગપૂર્વક રાજમહાલયમા ચાલ્યો ગયો અને તેથી દેવી મયણલ્લાને પણ દાસીઓએ નિરુપાય થઇને માનપૂર્વક રાજમહાલયમાં રાજમાતા ઉદયમતી સમક્ષ પહોંચાડી દીધી.

રથમા વિરાજેલી દેવી મયણલ્લાએ મહારાજા કર્ણરાજે તેના સંબંધમાં કાઢેલા વિપરીત ઉદ્‌ગારોને અક્ષરશ સાભળેલા હોવાથી રાજમાતા ઉદયમતી સમક્ષ આવતાંની સાથે જ તેનાં ચરણોમાં મસ્તક નમાવીને અશ્રુપાત સહિત ગંભીર ભાવથી કહેવા માંડયુ કે: "પૂજ્ય સાસૂજી, આપના પ્રતાપી પુત્ર અને ગુર્જરભૂમિના ધર્માત્મા મહારાજા મારા દુર્ભાગ્યની પ્રબળતાથી મારામાં સુંદરતાનો સાક્ષાત્કાર ન કરી શકવાથી મારા યથાવિધિ પાણિગ્રહણની અનિચ્છા દર્શાવી મારો તિરસ્કાર કરીને ચાલ્યા ગયા છે અને હું તો મારા મનથી આજે બે વર્ષથી તેમને વરી ચૂકી છું, માત્ર એટલું જ નહિ, પણ તેમના ખડ્ગ સાથે પણ મારો લગ્નવિધિ થઈ ચૂકયો છે એટલે એક પતિવ્રતા તથા સતી સ્ત્રી તરીકે સ્વામીના તિરસ્કારને પાત્ર થતાં મૃત્યુ વિના મારા સુખનો અન્ય કોઇ

પણ માર્ગ અવશિષ્ટ ન હોવાથી સજીવન અવસ્થામાં જ ચિતારોહણ કરીને જીવનવિસર્જન કરી દેવાનો મે મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો છે અને મારામાટે અત્યારે અને આ ક્ષણે જ સ્મશાનમાં ચિતા તૈયાર કરાવી આપવાની આપને પ્રાર્થના કરવામાટે જ હું આપ સમક્ષ આવીને ઊભી રહી છું. મારી એટલી જ અભ્યર્થના છે કે મારામાટે સત્વર ચિતા તૈયાર કરાવી આપો, મને પાટણની સ્મશાનભૂમિમાં પહોંચાડી દ્યો અને મને આ અસહ્ય યંત્રણાના બંધનથી મુક્ત કરવાના પુણ્યને પ્રાપ્ત કરી લ્યો, કારણ કે, હું કર્ણાટકના મહાપ્રતાપી રાજા જયકેશીની પ્રાણાધિકા કન્યા હોવા છતા આ અપરિચિત દેશમાં હું સર્વથા નિરાધાર છું; નિ સહાય છુ ”

“જો અમારી પ્રાણાધિકા સખી તથા અમારી રાજકુમારી દેવી મયણલ્લા સજીવન અવસ્થામાં જ ચિતારોહણ કરશે, તો અમો પણ બળતી ચિતામાં આરોહણ કરીને અમારાં સજીવન શરીરોને અગ્નિનારાયણના મુખમાં આનંદથી સમર્પી દઇશું એટલામાટે આપ કૃપા કરીને કાં તો એક અત્યંત વિશાળ ચિતા તૈયાર કરાવજો અને કા તો ભિન્ન ભિન્ન નવ ચિતાઓનો પ્રબંધ કરાવજો કે જેથી મૃત્યુને વીરતાપૂર્વક સ્વીકારવાના અને અમારા એકનિષ્ઠ પ્રેમને અમારા જીવનબલિદાનથી સિદ્ધ કરી બતાવવાના કાર્યમાં અમો અમારી સખી મયણલ્લા દેવીથી પાછળ ન રહી જઇએ ” મયણલ્લાની પ્રિયતમા સખી અને ચિત્રકાર શ્રીનાથની કુમારિકા સહોદરા કૃશકંપાએ દેવી મયણલ્લા સાથે ચિતારોહણ કરીને મરી જવાની દૃઢ ઇચ્છા દર્શાવી. કૃશકંપાએ નવ ચિતાઓ તૈયાર કરવાનું કહ્યું તેનું કારણ એ હતું કે જો મયણલ્લા દેવી ચિતારોહણ કરે, તો કૃશકંપા, અલમ્બુષા તથા કર્ણાટકથી મયણલ્લા સાથે આવેલી તેની સખીતુલ્ય અન્ય છ દાસીઓએ પણ તેની સાથે જ એક સમયાવચ્છેદે ચિતારોહણ કરીને મરી જવાનો દૃઢ નિશ્ચય કરી લીધો હતો

મહતી માનવ વ્યક્તિઓનો એવો સ્વભાવ જ હોય છે કે અન્ય વ્યક્તિના સંકટને જોઇને તેમના હૃદયમાં શોકનો જેટલો આઘાત થાય છે તેટલો શોકનો આઘાત પોતાના શિરપર આવી પડેલા સંકટથી નથી થતો. રાજમાતા ઉદયમતી એક મહતી માનવવ્યક્તિ હોવાથી જેવી રીતે પૃથ્વી પોતાના છેદનભેદનથી નહિ, કિન્તુ અન્ય મનુષ્યોનાં દુઃખોથી કંપી જાય છે તેવી રીતે પોતાની નવોઢા પુત્રવધૂના આ અસહ્ય સંકટના સાક્ષાત્કારથી કંપવા લાગી અને પોતાની પાસે બેઠેલી પોતાની પુત્રવધૂ સુમિત્રા દેવીને તેણે ગંભીરતાથી કહ્યુ કે.–

“તું પોતે જ અત્યારે કર્ણરાજ પાસે જા અને કહે કે ‘તમારાં માતુશ્રી અત્યારે અને આ ક્ષણે જ તમોને પોતા પાસે બોલાવે છે,’ કારણ કે, તારા વિના તે કદાચિત્ અત્યારે અહીં નહિ આવે, તો મારા હૃદયમાં કોપનો આવિર્ભાવ થતાં મારા મુખમાંથી તેના સંબંધમાં કોઇ અભદ્ર શબ્દ નીકળી જશે ”

“જેવી પૂજ્ય સાસુજીની આજ્ઞા ” આ શબ્દોના ઉચ્ચારથી પોતાની સાસુની આજ્ઞાને શિરોધાર્ય કરીને રાણી સુમિત્રા દેવી ગુર્જરેશ્વરને બોલાવવામાટે ત્યાંથી ચાલતી થઇ ગઇ

રાણી સુમિત્રાના જવા પછી રાજમાતા ઉદયમતીએ દેવી મયણલ્લાને આશ્વાસક ભાવથી કહ્યુ કે “પુત્રી, આવ મારી પાસે બેસ અને હૃદયને કિંચિત

શાંતિનો સ્પર્શ કરાવી દે કે જેથી તારા કોપનો આવેગ કાંઇક ન્યૂન થઇ જાય કર્ણદેવ ગુજરાતનો મહારાજા હોવા છતાં મારો પુત્ર છે અને માતૃભક્ત છે એટલે મારી આજ્ઞાનું તેનાથી ઉલ્લંઘન કરી શકાય તેમ નથી મારી આજ્ઞાથી તેને અત્યારે અને આ ક્ષણે જ તારૂં પાણિગ્રહણ કરવું જ પડશે. હું તારી સહાયિકા તથા પક્ષપાતિની હોવાથી તું નિરાધાર પણ નથી અને નિઃસહાય પણ નથી તારૂં અકલ્યાણ તે મારૂં જ અકલ્યાણ છે"

"પૂજ્ય સાસૂજી, પતિવડે તિરસ્કારાયલી પુત્રવધૂ પ્રતિ આપનો આટલી સીમા પર્યન્ત વાત્સલ્ય ભાવ જોઇને આપ સાક્ષાત્ દેવી કલ્યાણી છો એવો જ મને ભાસ થવા માડયો છે પરમાત્મા આપનું સર્વ પ્રકારે કલ્યાણ કરો." દેવી મયણલ્લાએ અશ્રુ લૂંછીને કૃતજ્ઞતા દર્શાવી

મયણલ્લા એક નિમ્ન આસનપર બેસવા જતી હતી એટલામાં મહારાણી સુમિત્રા સાથે ગુર્જરેશ્વર કર્ણરાજ ત્યાં આવી લાગ્યો એટલે તે શિષ્ટાચારના પાલનમાટે ઘૂંઘટો તાણી મુખમંડળને અન્ય દિશામાં ફેરવીને ઊભી રહી; કારણ કે, આ શિષ્ટાચાર ચિત્રાંગદાએ તેને પ્રથમથી જ શીખવી રાખ્યો હતો. કર્ણરાજે આવીને પોતાની માતાને નમન કર્યું અને ત્યાર પછી વિનયપૂર્વક પૂછ્યું કે.-

"પૂજ્ય માતુશ્રી, મને અત્યારે આપે અહીં બોલાવવાનો પરિશ્રમ શામાટે લીધો છે વારૂ ?"

"તને અત્યારે બોલાવવાનું કારણ સુમિત્રાએ તને નથી જણાવ્યું કે શું ?" રાજમાતા ઉદયમતીએ ગંભીર આકૃતિ તથા ગંભીર સ્વરથી પૂછ્યું.

" નહિ; આપના પુત્રવધૂ સાથે મારો વિશેષ વાર્તાલાપ થયો જ નથી." કર્ણરાજે ઉત્તર આપ્યું.

આટલા પ્રશ્નોત્તરો થયાં એટલામાં એક દાસી ગુર્જરેશ્વરના બેસવામાટે એક આસન લઇ આવી અને ગુર્જરેશ્વર તે આસનપર બેસવાને આગળ વધ્યો એટલે તેને સંબોધીને રાજમાતા ઉદયમતીએ કહ્યું કે.-

"તું મહાપ્રતાપી ગુર્જરેશ્વર હોવા છતાં મારો પુત્ર છે અને અત્યારે તારા એક અક્ષમ્ય અપરાધના વિચારમાટે મેં તને મારા સમક્ષ બોલાવ્યો છે એટલામાટે જ્યાં સૂધી તું પોતાને નિરપરાધી સિદ્ધ ન કરી બતાવે ત્યાં સૂધી આ આસનપર વિરાજવાનો તારો અધિકાર નથી. મારી આજ્ઞા છે કે તું મારા સમક્ષ મર્યાદાથી ઊભો રહે અને તારા હસ્તથી થયેલા પાપનું પ્રાયશ્ચિત્ત કરવાને તૈયાર થા"

માતાની આજ્ઞાને આધીન થઈ ગુર્જરેશ્વર આસનપર ન બેસતાં ઊભો રહ્યો અને તેણે પોતાના મુખમાંથી એક પણ શબ્દ ન ઉચ્ચાર્યો

"કેમ, કાંઈ બોલતો નથી તેનું શું કારણ છે ? આ મૂકવ્રતના સ્વીકારથી તારા અપરાધનું નિરાકરણ થઇ શકવાનું નથી એ તું નથી જાણતો કે શું ?" રાજમાતા ઉદયમતીએ કોપની છટાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"પૂજ્ય માતુશ્રી, જો અવિનય થાય, તો ક્ષમા કરશો; પરંતુ મારા કયા કાર્યને આપે અપરાધ કિંવા પાપ તરીકે સ્વીકારી લીધું છે એ જ હું નથી જાણતો, તો પછી બોલું શું વારૂ ?" કર્ણરાજે વિનયપૂર્વક કહ્યું

"જે રાજકુમારી આજે બે વર્ષ થયા પોતાના મનથી તને વરી ચૂકી છે અને તારા મોકલેલા ખડ્ગ સાથે જેના લગ્નનો વિધિ પણ થઇ ચૂક્યો છે તે રાજકુમારી મયણલ્લાદેવીનો તિરસ્કાર કરીને અહીંનો અવશિષ્ટ લગ્નવિધિ ન કરવાનો તે નિશ્ચય કરી લીધો છે એ તારો અપરાધ નથી કે શું? આ એક એવું ભયાનક પાપ છે કે જેમાં વચનભગ, ધર્મધ્વંસ, નીતિનાશ તથા વિશ્વાસઘાત આદિ અનેક પાપોનો સમાવેશ થઇ જાય છે અને તેથી હું તારા આ પાપને એક મહા અક્ષમ્ય પાપ માનું છુ" રાજમાતાએ ગુર્જરેશ્વરના પાપનો સ્પષ્ટ શબ્દોમા પ્રકાશ કરી બતાવ્યો.

"વંદનીય માતા, આપ સમક્ષ અધિક બોલવાનો મારો અધિકાર ન હોવા છતાં મને પોતાને નિરપરાધી સિદ્ધ કરવામાટે મારે નિરુપાય થઇને બોલવું પડે છે કે આપ કોઇના ભરમાવ્યાથી જે અપરાધ અન્ય મનુષ્યોના હસ્તથી થયો છે તે અપરાધને મારા મસ્તકપર સ્થાપવાને તત્પર થઈ ગયાં છો; કારણ કે, ચિત્રમા ચિત્રકાર શ્રીનાથના હસ્તથી આ રાજકુમારીની જે સુંદરતા તથા રૂપશાલિતા આલેખાયલી છે તેના શતાંશ ભાગ જેટલી સુંદરતા તથા રૂપશાલિતા આ રાજકુમારીમાં નથી એ આપ પોતે એના મુખાવલોકનથી જોઇ શકો તેમ છે એટલે એના અધિક વિવેચનની આવશ્યક્તા નથી. કર્ણાટકની આ કદ્રૂપિણી રાજકન્યાનું સુંદરતમ ચિત્ર આલેખીને મારા વિશ્વાસનો ઘાત કરવામાં આવ્યો છે, મારી સાથે ઠગાઇ કરવામાં આવી છે અને મારા સરળ સ્વભાવનો સર્વથા અયોગ્ય લાભ લેવામાં આવ્યો છે તેથી જ મારે આ રાજકુમારીનો તિરસ્કાર કરવો પડ્યો છે. મારી તો એવી જ માન્યતા હતી કે આ વિશ્વાસઘાતથી મારા હૃદયમા જે નિરાશા તથા શોકનો આઘાત થયો છે તે આઘાતને ન્યૂન કરવામાટે આપ મને આશ્વાસન આપશો અને આ રાજકુમારીને તિરસ્કારપાત્ર માનીને મારા પ્રતિ પક્ષપાત તથા અનુકંપા દર્શાવશો; પરંતુ આપ મારાં પક્ષપાતિની થવાને બદલે આ વિશ્વાસઘાતિની રાજકુમારીનાં પક્ષપાતિની થઈ ગયા છો એને હું મારા દુર્ભાગ્યનું જ પરિણામ માનુ છુ" ગુર્જરેશ્વર કર્ણરાજે વિવેકપૂર્વક પોતાના શિરપર સ્થપાયલા અપરાધને નિવારવાનો યત્ન કર્યો.

"પૂજ્યતમ સાસૂજી, આપની ઉપસ્થિતિમાં હું આર્યપુત્ર સાથે સંભાષણ કરૂ એ મારો અવિનય કિંવા અવિવેક જ કહી શકાય તેમ છે, પરંતુ અત્યારે એવો વિષમ અવસર આવીને ઉપસ્થિત થયો છે કે આપની ઉપસ્થિતિમા જ આર્યપુત્ર સાથે સંભાષણ કરવાની મને અનિવાર્ય આવશ્યક્તા જણાય છે; તથાપિ જ્યા સૂધી મને આપની આજ્ઞા ન મળે ત્યાં સૂધી મારાથી આર્યપુત્ર સાથે અનિવાર્ય આવશ્યકતા હોવા છતાં પણ સંભાષણ કરી શકાય તેમ નથી." મહારાણી સુમિત્રાએ ગુર્જરેશ્વર સાથે સંભાષણ કરવામાટેની પોતાની સાસૂ પાસેથી માર્મિક આજ્ઞા માગી

"ભલે, મારા સમક્ષ હું તને મારા પુત્ર સાથે સંભાષણ કરવાની અનુમતિ આપું છું, કારણ કે, તારી બુદ્ધિમત્તા, વિનયશીલતા તથા માનમર્યાદામાં મારા સંપૂર્ણ વિશ્વાસ છે" રાજમાતા ઉદયમતીએ પોતાની પુત્રવધૂ રાણી સુમિત્રા દેવીને તેની યાચના અનુસાર અનુમતિ આપી દીધી

"આ ઉદારતા દર્શાવવામાટે હું આપ પૂજ્ય સાસૂજીની અત્યંત ઉપકૃતા થઈ છુ." દેવી સુમિત્રાએ પોતાની સાસૂનો આભાર માન્યો.

"તમારે વળી અત્યારે મારી સાથે શું સંભાષણ કરવાનું છે, દેવી?" કર્ણરાજે પોતાની મહિષીને પૂછયું.

અહીં જણાવવાની આવશ્યકતા છે કે ક્ષત્રિયજાતિમાં સાસૂની વિદ્યમાનતામાં પણ પત્નીએ પોતાના પતિ સમક્ષ અનાચ્છાદિત મુખથી ન આવવું જોઇએ એવો કઠિન નિયમ પ્રચલિત હોવાથી જ્યારથી પોતાની સાસૂની આજ્ઞાથી દેવી સુમિત્રા કર્ણરાજને તેના કક્ષમાંથી બોલાવી લાવી હતી ત્યારથી લાંબો ઘૂંઘટો તાણીને જ ઊભી હતી એટલે તે પોતાના પતિના ઉપર્યુક્ત પ્રશ્નના ઉત્તરમાં ઘૂંઘટના પટમાં છુપાયલા મુખથી જ પોતાના ભાષણને આરંભતી કહેવા લાગી કે.-

"આર્યપુત્ર, મારાં ભગિની શ્રીમતી મયણલ્લા દેવીના કિંચિત્ શ્યામ વર્ણને મહત્ત્વ આપીને પરમાત્માએ એમના શરીરમાં જે અન્ય નાનાવિધ નૈસર્ગિક સૌન્દર્યનો સમાવેશ કરેલો છે તેને આપ શ્રીમાન્ ભૂલી જાઓ છો અને એમને વિરૂપા કિંવા સૌન્દર્યહીના કહીને એમનો તિરસ્કાર કરો છો એ આપ શ્રીમાનનો એક મહાભયંકર પ્રમાદ થાય છે, એ સત્યના સમર્થનમાટે મારે આપ શ્રીમાનને સ્પષ્ટ શબ્દોમાં દર્શાવવું પડે છે અને એમાટે હું આપ શ્રીમાનની ક્ષમા માગું છું આપ શ્રીમાન્ કહો છો કે ચિત્રમાં ચિત્રકાર શ્રીનાથના હસ્તથી આ રાજકુમારીની જે સુન્દરતા તથા રૂપશાલિતા આલેખાયલી છે તેના શતાંશ ભાગ જેટલી સુન્દરતા તથા રૂપશાલિતા આ રાજકુમારીમાં નથી એટલે આ કર્ણાટકી કદ્રૂપિણી રાજકન્યાનું સુન્દરતમ ચિત્ર આલેખીને આપ શ્રીમાનના વિશ્વાસનો ઘાત કરવામાં આવ્યો છે, આપ શ્રીમાન્ સાથે ઠગાઈ કરવામાં આવી છે અને આપ શ્રીમાનના સરળ સ્વભાવનો સર્વથા અયોગ્ય લાભ લેવામાં આવ્યો છે અને એટલામાટે જ આપ શ્રીમાનને આ રાજનન્દિનીનો તિરસ્કાર કરવો પડ્યો છે; તો હું આપ શ્રીમાનને એમ પૂછવા માગું છું કે ચિત્રમા ચિત્રકાર શ્રીનાથે આ રાજકન્યાના વર્ણને શરત્પૂર્ણિમાના ચંદ્ર સમાન શુભ્રતમ આલેખ્યો છે ખરો કે? નહિ જ. ચિત્રમાં પણ આ રાજકુમારીના વર્ણની મંદ શ્યામતાને સ્પષ્ટ ભાવથી આલેખવામાં આવી છે, પરંતુ આ રાજકુમારીનાં અન્ય સર્વ શરીરાવયવોની અલૌકિક સુદરતાના પ્રભાવથી તે મંદ શ્યામલચ્છટા એટલી સીમા પર્યન્ત મંદતમ થઇ ગઇ છે કે તીવ્ર અવલોકન વિના ભાગ્યે જ જોવામા આવી શકે છે એટલે ચિત્રમાં આપ શ્રીમાન્ આ રાજતનયાની મંદ શ્યામલતાને નથી જોઇ શકયા એ દોષ આપ શ્રીમાનની પોતાની દૃષ્ટિનો જ છે; ચિત્રકાર શ્રીનાથનો પોતાનો કિંવા તેમની લેખિનીનો એ દોષ નથી. જો એ મંદ શ્યામલતાને વર્જ્ય કરવામા આવે, તો અન્ય સર્વ પ્રકારની સુંદરતાનો વિધાતા પુરુષે આ રાજનન્દિનીના સુકોમળ તથા મનોહરાકૃતિ શરીરમા સંપૂર્ણ સમાવેશ કરેલો છે એવો અભિપ્રાય કોઇ પણ સૌન્દર્યસમીક્ષક તથા લાવણ્યપરીક્ષક મનુષ્ય આપી શકે તેમ છે."

"દેવી, મારાં પૂજ્યતમ માતુશ્રી સમક્ષ નારીજાતિની સુંદરતા તથા અસુન્દરતાની ચર્ચા ચલાવવાની મારી ઇચ્છા ન હોવાથી હુ તમોને માત્ર એટલું જ કહું છુ કે આ કર્ણાટકી રાજકન્યાનું શારીરિક સૌન્દર્ય તમારી દૃષ્ટિને કદાચિત્

અલૌકિક દેખાતુ હશે, પરંતુ સર્વ મનુષ્યોની સૌન્દર્ય વિષયક કલ્પના તથા દૃષ્ટિ સમાન ન હોવાથી મને તો આ રાજકુમારીમાં શારીરિક સૌન્દર્યનો અંશ માત્ર પણ દૃષ્ટિગોચર નથી થતો. સૌન્દર્યસમીક્ષક તથા લાવણ્યપરીક્ષક મનુષ્યો કદાચિત્ આ નૃપનન્દિનીને સૌન્દર્યની સજીવન પ્રતિમા તરીકે ઓળખાવવાને તૈયાર થઇ જાય, તો પણ મારો સૌન્દર્ય વિષયક દૃષ્ટિબિન્દુ તેમના સૌન્દર્ય વિષયક દૃષ્ટિબિન્દુથી સર્વથા ભિન્ન હોવાથી હુ આ રાજકન્યાને સૌન્દર્યશાલિની યુવતી તરીકે સ્વીકારવાને બધાયલો નથી એ નિયમને તો તમો જાણતાં જ હશો કે દધિ, મધુ, દ્રાક્ષા તથા સુધા આદિ સર્વ વસ્તુઓ મધુર હોવા છતા એમાની જે વસ્તુમા મનુષ્યનુ મન સંલગ્ન થાય છે તે જ વસ્તુ મનુષ્યને મધુર ભાસે છે અને અન્ય વસ્તુઓ મધુર હોવા છતા પણ અમધુર કિંવા વિષતુલ્ય ભાસતી રહે છે" કર્ણરાજે પોતાની મહિષીના વાદનો પ્રતિવાદ કરતા આ ઉદ્ગારો કાઢ્યા

"આપ શ્રીમાનનુ આ કથન યથાર્થ છે એમ માનવા છતાં પણ આ રાજનન્દિનીનો તિરસ્કાર કરવામા આપ શ્રીમાનનો પોતાનો જ દોષ દૃષ્ટિગોચર થાય છે એ આપ શ્રીમાનના લક્ષમાં છે ખરૂં કે નહિ?" દેવી સુમિત્રાએ પુનઃ કર્ણરાજના શિરપર દોષનો આરોપ કર્યો

"મારી તો એવી જ માન્યતા છે કે નારીજાતિનો પક્ષપાત અત્યારે તમોને મારામાં નાનાવિધ દોષો તથા અપરાધોનો સાક્ષાત્કાર કરાવી રહ્યો છે." કર્ણ-રાજે પોતાની મહિષીના શિરપર પક્ષપાતનો આરોપ કરી બતાવ્યો.

"મને નારીજાતિનો પક્ષપાત નહિ, કિન્તુ ધર્મ, નીતિ તથા સત્યનો પક્ષ-પાત જ આપ શ્રીમાન્મા અત્યારે ભયાનક દોષનો સાક્ષાત્કાર કરાવી રહ્યો છે અને મારા એ ધર્મ, નીતિ તથા સત્ય વિષયક પક્ષપાતને જો આપ શ્રીમાન્ નારીજાતિનો પક્ષપાત માનતા હો, તો એ વળી આપ શ્રીમાનનો એક અન્ય નવીન દોષ છે એમ મારે નિરુપાય થઇને કહેવુ પડે છે, કારણ કે, સામાન્ય શિષ્ટાચાર કિંવા નીતિનો નિયમ એવા પ્રકારનો છે કે યજમાનને અતિથિએ જો એવી સ્પષ્ટ સૂચના ન આપી હોય કે 'મારામાટે થાળમાં અમુક વિશિષ્ટ ભોજ્ય પદાર્થોને જ પીરસી લાવજો,' તો તે યજમાન થાળમા પોતાની ઇચ્છા અનુસાર જે ભોજ્ય પદાર્થો તૈયાર કરાવી પીરસીને લઈ આવે, તે ભોજ્ય પદાર્થોનો યથાશક્ય સત્કાર કરવાને અતિથિ શિષ્ટાચાર તથા નીતિના બંધન અનુસાર બંધાયલો જ રહે છે અને પીરસેલો થાળ પોતા સમક્ષ આવી ગયા પછી જો તે ભોજ્ય પદાર્થોનો તેના હસ્તથી તિરસ્કાર થાય તો તે તેનો અશિષ્ટા-ચાર કિવા અપરાધ જ મનાય છે. આપ શ્રીમાન્ પણ અત્યારે એવા જ પ્રકા-રનો અશિષ્ટાચાર કિંવા અપરાધ હઠવાદિતાના પ્રાબલ્યથી કરી રહ્યા છો" દેવી સુમિત્રાએ માર્મિકતાથી ગુર્જરેશ્વરના દોષને સિદ્ધ કરી બતાવ્યો.

પરંતુ દેવી સુમિત્રાના ભાષણનો મર્મ તત્કાળ કર્ણરાજના સમજવામાં ન આવી શકવાથી તેણે કહ્યુ કે "આ ઉદાહરણનો પ્રસ્તુત ઘટના સાથે શો અંગાંગીય સંબંધ છે એની મારાથી લેશમાત્ર પણ કલ્પના કરી શકાતી નથી."

"દાસી, મારા શયનમન્દિરમાં રાજનન્દિની મયણલ્લા દેવીનુ જે મનો-હર ચિત્ર ટાંગેલુ છે તે સત્વર અહીં લઈ આવ" દેવી સુમિત્રાએ પોતાની નિકટમા ઊભેલી એક દાસીને દેવી મયણલ્લાનુ ચિત્ર લાવવાની આજ્ઞા આપી

દીધી દાસી અલ્પ સમયમાંજ ચિત્ર લઇને પાછી આવી એટલે મહિષી સુમિત્રાએ કર્ણરાજને સંબોધીને કહ્યું કે "આ ચિત્રનું શાંત ચિત્ત તથા સૂક્ષ્મ દૃષ્ટિથી નિરીક્ષણ કરો અને જુઓ કે એમાં દેવી મયણલ્લાના મુખમંડળમાં તેમજ બાહુના અનાચ્છાદિત ભાગમાં શ્યામલતાની મંદ છટા દેખાય છે કે નહિ?"

"હા, અત્યારે મારી દૃષ્ટિ આ ચિત્રમાં આ રાજકુમારીના મુખમંડળ તથા બાહુના અનાચ્છાદિત ભાગમા અવશ્ય શ્યામલતાની મંદ છટાનું દર્શન કરી શકે છે." કર્ણરાજે ચિત્રનું તીવ્ર દૃષ્ટિથી અવલોકન કરીને કહ્યું.

"છતાં શ્યામલતાની એ મંદ છટા તે વેળાયે આપ શ્રીમાનના જોવામા ન આવી અને શ્યામલતાને આપ શ્રીમાન્ વિદ્રૂપતા માનો છો એ વાર્તા તે ક્ષણેજ આપ શ્રીમાને ન જણાવી, તો હવે આ રાજનન્દિની આપ શ્રીમાનના સૌન્દર્ય વિષયક આદર્શ અનુસાર કદાચિત્ વિદ્રૂપિણી હોય, તો પણ આ રાજકુમારીનો પોતાની ગૃહલક્ષ્મી તરીકે સ્વીકાર તથા સત્કાર કરવાને આપ શ્રીમાન્ ધર્મ તથા નીતના નિયમથી બંધાયલા છો એની તો હવે આપ શ્રીમાનથી પણ ના પાડી શકાય તેમ નથી."

"મારા હસ્તથી પ્રમાદ તો અવશ્ય થયો છે, પરંતુ હવે મારાથી મારા એ પ્રમાદનું પરિમાર્જન કરી શકાય તેમ નથી અને મારી ઇચ્છા વિરુદ્ધ આ રાજકુમારીનો મારી ગૃહલક્ષ્મી કિંવા સહધર્મિણી તરીકે સ્વીકાર કરી શકાય તેમ નથી" કર્ણરાજે પોતાના પ્રમાદને પ્રાંજલતાથી સ્વીકારવા છતાં પોતાની હઠવાદિતાને અવિચલ રાખવાનો પ્રયત્ન કર્યો

"વિચારશીલ આર્યપુત્ર, પોતાના પ્રમાદને જ્યારે આપ શ્રીમાન્ પ્રાંજલતાથી સ્વીકારો છો, તો હવે પોતાની હઠવાદિતાને અકારણ વળગી રહેવાના દુરાગ્રહને ત્યાગી દ્યો, ઈશ્વરની અવકૃપા તથા લોકનિન્દાને પાત્ર ન થાઓ અને આ આશાવતી રાજકુમારીની આશાને એના સત્કારથી પૂર્ણ કરો એવી આપ શ્રીમાનના ચરણોમા મારી અત્યન્ત નમ્રતાપૂર્વક પ્રાર્થના છે અને હું આશા રાખું છુ કે આપ શ્રીમાન્ મારી આ યોગ્ય પ્રાર્થનાને સ્વીકારવાની ઉદારતા અવશ્ય દર્શાવશો." દેવી સુમિત્રાએ નમ્રતાથી કહ્યુ

"દેવી, તમારી અન્ય સર્વ પ્રાર્થનાઓને તત્કાળ સ્વીકારી લેવાને હું તૈયાર છુ, પરંતુ તમારી અત્યારની આ પ્રાર્થનાને મારાથી માન આપી શકાય તેમ નથી અને તેમાટે મારા હૃદયમા અતિશય શોક થાય છે." કર્ણરાજે આજે પ્રથમ વાર પોતાની અત્યંત પ્રિયતમા મહિષીની યોગ્યતમ પ્રાર્થનાની પણ ઉપેક્ષા કરી દીધી

"ગોબ્રાહ્મણપ્રતિપાલ મહારાજાધિરાજ, આપ શ્રીમાનની આજ્ઞા હોય, તો હુ આપ શ્રીમાનને બેચાર પ્રશ્નો પૂછવાની ઇચ્છા ધરાવું છું." દેવી મયણલ્લાના પાર્શ્વમાં અત્યાર સૂધી મૌનનું અવલંબન કરીને ઊભેલી વિપ્રતનયા ચિત્રાંગદાએ આ શબ્દોના ઉચ્ચારથી પોતાના દીર્ઘ મૌનનો ભંગ કરી નાખ્યો

"તમો પણ તમારે આ કર્ણાટકી શ્યામા સુંદરીના પક્ષનું જે સમર્થન કરવાનું હોય તે આનન્દથી કરી લ્યો" કર્ણરાજે વિરક્તિદર્શક સ્વરથી અનુમોદન આપ્યુ

"તો મારો પ્રથમ પ્રશ્ન એ જ છે કે આપ શ્રીમાન્ રાજનન્દિની મયણલ્લાદેવીને એઓ શ્યામા હોવાના કારણથી જ કુરૂપા માનો છો કે એમના સૌન્દર્યમા અન્ય ન્યૂનતાઓ પણ આપ શ્રીમાન્‌ના જોવામા આવી છે?" ચિત્રાંગદાએ ગંભીરતાથી પૂછ્યુ.

"આ પ્રશ્નની ચર્ચા દેવી સુમિત્રા સાથે થઈ ચૂકી છે એટલે એ પ્રશ્નનું પુનઃ પિષ્ટપેષણ કરવાની મારી ઇચ્છા નથી" કર્ણરાજે એ પ્રશ્નનુ ઉત્તર આપવાની અનિચ્છા દર્શાવી.

"આપ શ્રીમાન્‌ના આ ઉદ્ગારથી સ્પષ્ટ જણાઈ આવે છે કે દેવી મયણલ્લાની મનોહારિણી શ્યામતાને જ આપ શ્રીમાને વિરૂપતા માની લીધી છે અને તેથી મારે આપ શ્રીમાન્‌ને સંબોધીને કહેવું પડે છે કે જે શ્યામતાને આપ શ્રીમાન્ વિરૂપતા માનો છો તે શ્યામતા તો નારીજાતિની સુંદરતાનું એક પ્રધાન લક્ષણ છે, કારણ કે, રૂપરસિક કવિજનોએ નારીજાતિની સુંદરતાને વર્ણવતાં શ્યામતાને પણ પ્રાધાન્ય આપેલું છે" આ પ્રમાણે શ્યામલતાને નારીજાતિના લાવણ્યના એક મુખ્ય લક્ષણ તરીકે દર્શાવીને ચિત્રાંગદાએ પોતાના એ કથનના સમર્થનમાં નિમ્ન શ્લોકનો ઉચ્ચાર કર્યો—

"तन्वी श्यामा शिखरिदशना पक्वबिम्बाधरोष्ठी
मध्ये क्षामा चकितहरिणीप्रेक्षणा निम्ननाभिः ।
श्रोणीभारादलसगमना स्तोकनम्रा स्तनाभ्यां
या तत्र स्याद्युवतिविषये सृष्टिराद्येव धातुः"*

"આનો ભાવાર્થ શો છે?" કર્ણરાજે પૂછ્યુ.

"આપ શ્રીમાન્ સંસ્કૃત ભાષાના સંપૂર્ણ જ્ઞાતા હોવાથી અને પૂજ્ય રાજમાતા સમક્ષ આવા યુવતિસૌન્દર્યવિવેચક શ્લોકના વિવેચનથી મર્યાદાભંગનો સંભવ હોવાથી આ શ્લોકના ભાવાર્થને દર્શાવવાની આવશ્યકતા નથી" ચિત્રાંગદાએ મર્યાદાની મહત્તાનું દર્શન કરાવ્યું.

"કવિજનોની સર્વ કલ્પનાઓ સ્વીકરણીય નથી હોતી એટલે કવિના આ વાક્યોને વેદવાક્ય માની લેવાની કશી પણ આવશ્યકતા નથી" કર્ણરાજે પોતાના હઠવાદને ન ત્યાગ્યો તે ન જ ત્યાગ્યો

દેવી સુમિત્રા તથા ચિત્રાંગદાના આટલી સીમા પર્યન્તના બૌદ્ધિક વાદ તથા યુક્તિવાદનું પણ જ્યારે કર્ણદેવના અંતઃકરણમાં કાંઈ પણ ઇષ્ટ પરિણામ

---

* "જે યુવતી કોમલાંગી, શ્યામા, અણિયાળા દાંતોવાળી, પક્વબિંબ સમાન અધરોષ્ઠવડે સુશોભિતા, ક્ષીણકટિમંડિતા, મૃગલોચના, ગહનનાભિયુક્તા, ગુરુ નિતંબોના ભારથી મંદ ચાલનારી અને સ્તનોના ભારથી કાંઇક ઝુકી ગયેલી હોયની! તેવી દેખાય છે, તે યુવતી વિધાતાની સૃષ્ટિમા સર્વોત્કૃષ્ટ છે"

આ શ્લોક મહાકવિ કાલિદાસકૃત 'મેઘદૂત' કાવ્યના ઉત્તર મેઘમાંનો છે અને તે યક્ષે પોતાની વિયુક્તા પત્નીના સૌન્દર્યને વર્ણવતા ઉચ્ચારેલો છે. એમાં 'શ્યામા' વિશેષણથી શ્યામતાને સુંદરતા તરીકે સ્વીકારવામા આવી છે એટલે શ્યામતા કોઇ પણ સૌન્દર્યવતી યુવતીની અસુંદરતાને સિદ્ધ કરનારી નથી અને કેવળ શુભ્રતા જ સૌન્દર્યનું એકમાત્ર લક્ષણ નથી એ તો સર્વથા નિર્વિવાદ છે.

ન થયું અને તેણે પોતાના હઠવાદને લેશમાત્ર પણ ન ત્યાગ્યો એટલે રાજમાતા ઉદયમતી પોતાની ધીરતા તથા સહિષ્ણુતાનો અંત આવી જવાથી કોપમિશ્રિત ગંભીર ભાવથી પોતાના પુત્રને સંબોધીને કહેવા લાગી કેઃ—

"કર્ણરાજ, આ કર્ણાટકી રાજકન્યા પરમાત્માએ એને જેવું રૂપ અર્પેલું છે તેવા રૂપમાં તારા સમક્ષ ઊભી છે એના સૌન્દર્યમાં તારી ઇચ્છા અનુસાર નવીન પરિવર્તન થવાનો હવે સંભવ ન હોવાથી જો તારા હૃદયમાં પરમાત્મા, ધર્મ, નીતિ તથા વચનશીલતાનું કાંઇ પણ મહત્ત્વ વિદ્યમાન હોય અને પોતાની જનનીની આજ્ઞાનું તું કાંઇ પણ મૂલ્ય આંકતો હોય, તો મારી તને એ જ આજ્ઞા છે કે વાદવિવાદમાં સમયને નષ્ટ કર્યા વિના અત્યારે અને આ ક્ષણે જ આ રાજનન્દિની સહિત લગ્નમંડપમાં જઇને અવશિષ્ટ લગ્નવિધિની સમાપ્તિ કરી નાખ જો મારી આ આજ્ઞા અનુસાર વર્તવાની તારી ઇચ્છા ન હોય, તો આ રાજનન્દિની દેવી મયણલ્લા તથા એની આઠ સખીઓએ જીવિત અવસ્થામાં જ ચિતાપ્રવેશ કરીને બળી મરવાનો ભીષ્મપ્રતિજ્ઞા સમાન દૃઢ નિશ્ચય કરેલો હોવાથી નવ ચિતાઓ એમનામાટે અને દશમી ચિતા મારામાટે સ્મશાનભૂમિમાં રચાવવાનો અત્યારે અને આ ક્ષણે જ પ્રબંધ કરી દે, કારણ કે, આ સર્વથા નિર્દોષ, અનુરાગવતી તથા આશાવતી કર્ણાટકી રાજકુમારી અને એની આઠ નિરપરાધિની તથા આશાપૂર્ણ તરુણી સખીઓને ચિતામાં સજીવન આરોહણ કરીને જીવનવિસર્જન કરતી મારાથી જોઇ શકાય તેમ નથી; માત્ર એટલું જ નહિ, પણ તારા જેવા એક ધર્મદ્રોહી, નીતિવિઘાતક તથા વચનવિરોધી પુત્રની માતા તરીકે સંસારને પોતાનું લજ્જાવનત મુખ બતાવવામાટે જીવિત રહેવાની મારી પણ ઇચ્છા નથી અને તેથી તારા પાપનાં પ્રાયશ્ચિત્તમાટે મેં પણ ચિતારોહણ કરીને આ અસાર જીવનને ત્યાગી દેવાની મારા મનમાં આજે દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી છે કા તો મારી આજ્ઞાને શિરોધાર્ય કરી લે અને કા તો દશ નિરપરાધિની સ્ત્રીઓને ચિતામાં સજીવન અવસ્થામાં જ ભસ્મીભૂત થતી જોવામાટે તત્પર થઇ જા આ વિવાદના સમાધાનનો આ બે માર્ગો વિના અન્ય તૃતીય માર્ગ છે જ નહિ "

કર્ણરાજ થોડી વાર તો વિચારમાં પડીને અધોમુખ થઇ ગયો અને ત્યાર પછી જેને તે જગદંબાતુલ્ય પૂજ્યતમ માનતો હતો તે માતા ઉદયમતીની આવી ભીષણ પ્રતિજ્ઞાને જોઇને તે આજ્ઞાધીનતાને દર્શાવતો કહેવા લાગ્યો કે. "પૂજ્ય માતુશ્રી, આપની આજ્ઞા યોગ્ય હોય કિંવા અયોગ્ય હોય, તથાપિ આપની આજ્ઞાનું મેં કદાપિ ઉલ્લંઘન કર્યું નથી જ અને તેથી આજે પણ હું આપની આજ્ઞાનું ઉલ્લંઘન તો નથી જ કરવાનો આપ માતુશ્રીની જ જ્યારે આવી કઠિન આજ્ઞા છે, તો લગ્નનો જે વિધિ અવશિષ્ટ રહ્યો છે તેને સમાપ્ત કરીને આ રાજકુમારીને આપની પુત્રવધૂના પદથી વિભૂષિત કરવાને હું તૈયાર છું બહેન ચિત્રાંગદે, જા અને તારા પૂજ્ય પિતાઓને લગ્નવિધિ કરાવવામાટે તૈયાર રહેવાનું કહી દે; અમો હમણાં જ મંડપમાં આવીએ છીએ "

"બેટા મયણલ્લા, તારા પતિદેવ સાથે લગ્નમંડપમાં જા, અવશિષ્ટ લગ્નવિધિની નિર્વિઘ્ન સમાપ્તિપૂર્વક મારા કર્ણરાજની સહધર્મિણીના અધિકારને પ્રાપ્ત કરી લે અને સુખિની થા. 'મત્પુત્રા સૌભાગ્યવતી ભવ' એવો મારો તને

અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે." રાજમાતા હૃદયમતીએ રાજકુમારી મયણલ્લા દેવીને આશીર્વાદપૂર્વક લગ્નમંડપમાં જવાની આજ્ઞા સંભળાવી.

"પૂજ્ય સાસુજી, આપનો આશીર્વાદ ફળીભૂત થાઓ!" મંદ સ્વરથી પોતાની સાસૂના આશીર્વાદને મસ્તકે ધારીને રાજકુમારી મયણલ્લા કર્ણરાજ સાથે લગ્નમંડપમાં જવાને તૈયાર થઈ ગઈ.

પોતાની જનનીમાં અત્યંત ભક્તિભાવ તથા પૂજ્યભાવ રાખનારા ગુર્જરેશ્વર કર્ણરાજે પોતાના પુત્રધર્મના પાલનમાટે તથા રાજકુમારી મયણલ્લા, તેની આઠ સખીઓ અને પોતાની પૂજ્ય જનનીના આત્મઘાતની ભીષણ ઘટનાને તત્કાળ અટકાવી દેવામાટે પોતાની ઇચ્છા ન હોવા છતા પણ કર્ણાટકી રાજકુમારી મયણલ્લા દેવી સાથેના અવશિષ્ટ લગ્નવિધિની સમાપ્તિ તો કરી દીધી; પરંતુ તે વેળાયે જ તેના શયનમંદિરમાં કદાપિ ન જવાનો, તેના મુખને કદાપિ ન જોવાનો અને જે માર્ગમાં તે વિચરતી હોય તે માર્ગમા કદાપિ ન વિચરવાનો પોતાના ચિત્તમાં દૃઢ સંકલ્પ કરી લીધો અને તેથી અવશિષ્ટ લગ્નવિધિ તથા રૂઢિ આદિની સમાપ્તિ થવા પછી પોતાની નૂતન મહિષી મયણલ્લાને રાજમહાલયમાં મૂકીને કોઇ એક આવશ્યકીય કાર્યનું નિમિત્ત દર્શાવી કર્ણરાજ અનિચ્છાપૂર્વક કરેલા આ લગ્નથી પોતાના હૃદયમાં થયેલા આઘાતને આનંદના ઉપભોગવડે ન્યૂન કરવામાટે ત્યાંથી પોતાના વસંતોદ્યાનમાં પ્રયાણ કરી ગયો. પોતાના ઇચ્છાવરના પોતાથી વિયુક્ત રહેવાના એ સંકલ્પથી દેવી મયણલ્લા સર્વથા અજ્ઞ હોવાથી આજે સ્વામિસમાગમજન્ય સુખોપભોગના અવસરને આવેલો જાણીને પતિને પ્રેમવશ કરી લેવાની આશાથી યુવતી મયણલ્લાનું પ્રેમાર્દ્ર હૃદય વારંવાર આનંદપુલકિત થવા લાગ્યું. પ્રેમપ્રતિમા મયણલ્લાની પતિના પ્રેમપીયૂષપાન વિષયક આટલી પ્રબળ આકાંક્ષા અને કર્ણરાજનો તેના મુખને પણ ન જોવાનો દૃઢ નિશ્ચય એ સર્વથા વિપરીત ઘટનાને 'લગ્નમાં વિઘ્ન' વિના અન્ય કયું સાર્થક નામ આપી શકાય તેમ છે વારુ?



## પ્રકરણ ૨ જું

## આશા અને નિરાશા

જીવનની કલ્લોલિની વિધાતાના વિલક્ષણ વિધાનથી વિવિધ ગતિવડે વહન કરતી રહે છે. કોઈ વાર તે સમતલવાહિની હોય છે તો કોઇ વાર અચાનક વક્રગામિની થઇ જાય છે, કોઈ વાર ધારાવાહિ મેઘમંડળ કરતાં પણ અત્યધિક જળને પ્રાપ્ત કરીને ઉન્માદિની થયેલી દેખાય છે તો કોઇ વાર શારદીય પૂર્ણ સુધાકરની સુધાધારામાં વિમલ વેશધારિણી થઇને હૃદયની વીણાને વગાડતી, કૂલસ્થિત તરુગણની કુસુમસંપત્તિવડે પોતાના કમનીય કલેવરને મંડિત કરતી, પુષ્પપરાગમાં અનુરાગને મેળવીને અપૂર્વ સૌરભને સર્વત્ર પ્રસારતી, મંદ મલયાનિલની મધુરી લહરીમાં કંઠરાગને મેળવતી અને સુધાસિન્ધુની સ્નેહસેવામાટે તીવ્ર આતુરતાને દર્શાવતી શુક્લાભિસારિકા સમાન ચાલી જાય છે આ શું છે, આ કેમ થાય છે અને આમા કયું અથવા શું રહસ્ય સમાયલું છે એની મીમા-

ન થયું અને તેણે પોતાના હઠવાદને લેશમાત્ર પણ ન ત્યાગ્યો એટલે રાજમાતા ઉદયમતી પોતાની ધીરતા તથા સહિષ્ણુતાનો અંત આવી જવાથી કોપમિશ્રિત ગંભીર ભાવથી પોતાના પુત્રને સંબોધીને કહેવા લાગી કેઃ-

"કર્ણરાજ, આ કર્ણાટકી રાજકન્યા પરમાત્માએ એને જેવું રૂપ અર્પેલું છે તેવા રૂપમાં તારા સમક્ષ ઊભી છે એના સૌન્દર્યમાં તારી ઇચ્છા અનુસાર નવીન પરિવર્તન થવાનો હવે સંભવ ન હોવાથી જો તારા હૃદયમાં પરમાત્મા, ધર્મ, નીતિ તથા વચનશીલતાનું કાંઇ પણ મહત્ત્વ વિદ્યમાન હોય અને પોતાની જનનીની આજ્ઞાનું તુ કાંઇ પણ મૂલ્ય આંકતો હોય, તો મારી તને એ જ આજ્ઞા છે કે વાદવિવાદમાં સમયને નષ્ટ કર્યા વિના અત્યારે અને આ ક્ષણે જ આ રાજનન્દિની સહિત લગ્નમંડપમાં જઇને અવશિષ્ટ લગ્નવિધિની સમાપ્તિ કરી નાખ. જો મારી આ આજ્ઞા અનુસાર વર્તવાની તારી ઇચ્છા ન હોય, તો આ રાજનન્દિની દેવી મયણલ્લા તથા એની આઠ સખીઓએ જીવિત અવસ્થામાં જ ચિતાપ્રવેશ કરીને બળી મરવાનો ભીષ્મપ્રતિજ્ઞા સમાન દૃઢ નિશ્ચય કરેલો હોવાથી નવ ચિતાઓ એમનામાટે અને દશમી ચિતા મારામાટે સ્મશાનભૂમિમાં રચાવવાનો અત્યારે અને આ ક્ષણે જ પ્રબંધ કરી દે, કારણ કે, આ સર્વથા નિર્દોષ, અનુરાગવતી તથા આશાવતી કર્ણાટકી રાજકુમારી અને એની આઠ નિરપરાધિની તથા આશાપૂર્ણ તરુણી સખીઓને ચિતામાં સજીવન આરોહણ કરીને જીવનવિસર્જન કરતી મારાથી જોઇ શકાય તેમ નથી; માત્ર એટલું જ નહિ, પણ તારા જેવા એક ધર્મદ્રોહી, નીતિવિઘાતક તથા વચનવિરોધી પુત્રની માતા તરીકે સંસારને પોતાનું લજ્જાવનત મુખ બતાવવામાટે જીવિત રહેવાની મારી પણ ઇચ્છા નથી અને તેથી તારા પાપના પ્રાયશ્ચિત્તમાટે મેં પણ ચિતારોહણ કરીને આ અસાર જીવનને ત્યાગી દેવાની મારા મનમાં આજે દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી છે. કા તો મારી આજ્ઞાને શિરોધાર્ય કરી લે અને કાં તો દશ નિરપરાધિની સ્ત્રીઓને ચિતામાં સજીવન અવસ્થામાં જ ભસ્મીભૂત થતી જોવામાટે તત્પર થઇ જા આ વિવાહના સમાધાનનો આ બે માર્ગો વિના અન્ય તૃતીય માર્ગ છે જ નહિ"

કર્ણરાજ થોડી વાર તો વિચારમાં પડીને અધોમુખ થઇ ગયો અને ત્યાર પછી જેને તે જગદંબાતુલ્ય પૂજ્યતમ માનતો હતો તે માતા ઉદયમતીની આવી ભીષણ પ્રતિજ્ઞાને જોઇને તે આજ્ઞાધીનતાને દર્શાવતો કહેવા લાગ્યો કેઃ "પૂજ્ય માતુશ્રી, આપની આજ્ઞા યોગ્ય હોય કિંવા અયોગ્ય હોય, તથાપિ આપની આજ્ઞાનું મેં કદાપિ ઉલ્લંઘન કર્યું નથી જ અને તેથી આજે પણ હું આપની આજ્ઞાનું ઉલ્લંઘન તો નથી જ કરવાનો આપ માતુશ્રીની જ જ્યારે આવી કઠિન આજ્ઞા છે, તો લગ્નનો જે વિધિ અવશિષ્ટ રહ્યો છે તેને સમાપ્ત કરીને આ રાજકુમારીને આપની પુત્રવધૂના પદથી વિભૂષિત કરવાને હું તૈયાર છું. બ્હેન ચિત્રાંગદે, જા અને તારા પૂજ્ય પિતાશ્રીને લગ્નવિધિ કરાવવામાટે તૈયાર રહેવાનું કહી દે; અમો હમણાં જ મંડપમા આવીએ છીએ."

"બેટા મયણલ્લા, તારા પતિદેવ સાથે લગ્નમંડપમાં જા, અવશિષ્ટ લગ્નવિધિની નિર્વિઘ્ન સમાપ્તિપૂર્વક મારા કર્ણરાજની સહધર્મિણીના અધિકારને પ્રાપ્ત કરી લે અને સુખિની થા, 'अष्टपुत्रा सौभाग्यवती भव' એવો મારો તને

અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે." રાજમાતા ઉદયમતીએ રાજકુમારી મયણલ્લા દેવીને આશીર્વાદપૂર્વક લગ્નમંડપમાં જવાની આજ્ઞા સંભળાવી.

"પૂજ્ય સાસુજી, આપનો આશીર્વાદ ફળીભૂત થાઓ!" મંદ સ્વરથી પોતાની સાસુના આશીર્વાદને મસ્તકે ધારીને રાજકુમારી મયણલ્લા કર્ણરાજ સાથે લગ્નમંડપમાં જવાને તૈયાર થઈ ગઈ

પોતાની જનનીમાં અત્યંત ભક્તિભાવ તથા પૂજ્યભાવ રાખનારા ગુર્જરેશ્વર કર્ણરાજે પોતાના પુત્રધર્મના પાલનમાટે તથા રાજકુમારી મયણલ્લા, તેની આઠ સખીઓ અને પોતાની પૂજ્ય જનનીના આત્મઘાતની ભીષણ ઘટનાને તત્કાળ અટકાવી દેવામાટે પોતાની ઇચ્છા ન હોવા છતાં પણ કર્ણાટકી રાજકુમારી મયણલ્લા દેવી સાથેના અવશિષ્ટ લગ્નવિધિની સમાપ્તિ તો કરી દીધી; પરંતુ તે વેળાયે જ તેના શયનમંદિરમા કદાપિ ન જવાનો, તેના મુખને કદાપિ ન જોવાનો અને જે માર્ગમાં તે વિચરતી હોય તે માર્ગમા કદાપિ ન વિચરવાનો પોતાના ચિત્તમાં દૃઢ સંકલ્પ કરી લીધો અને તેથી અવશિષ્ટ લગ્નવિધિ તથા રૂઢિ આદિની સમાપ્તિ થવા પછી પોતાની નૂતન મહિષી મયણલ્લાને રાજમહાલયમાં મૂકીને કોઇ એક આવશ્યકીય કાર્યનું નિમિત્ત દર્શાવી કર્ણરાજ અનિચ્છાપૂર્વક કરેલા આ લગ્નથી પોતાના હૃદયમા થયેલા આઘાતને આનંદના ઉપભોગવડે ન્યૂન કરવામાટે ત્યાથી પોતાના વસંતોદ્યાનમાં પ્રયાણ કરી ગયો પોતાના ઇચ્છાવરના પોતાથી વિયુક્ત રહેવાના એ સંકલ્પથી દેવી મયણલ્લા સર્વથા અજ્ઞ હોવાથી આજે સ્વામિસમાગમજન્ય સુખોપભોગના અવસરને આવેલો જાણીને પતિને પ્રેમવશ કરી લેવાની આશાથી યુવતી મયણલ્લાનુ પ્રેમાર્દ્ર હૃદય વારંવાર આનંદપુલકિત થવા લાગ્યું. પ્રેમપ્રતિમા મયણલ્લાની પતિના પ્રેમપીયૂષપાન વિષયક આટલી પ્રબળ આકાક્ષા અને કર્ણરાજનો તેના મુખને પણ ન જોવાનો દૃઢ નિશ્ચય એ સર્વથા વિપરીત ઘટનાને 'લગ્નમા વિઘ્ન' વિના અન્ય કયું સાર્થક નામ આપી શકાય તેમ છે વારુ?



## પ્રકરણ ૨ જું

## આશા અને નિરાશા

જીવનની કલ્લોલિની વિધાતાના વિલક્ષણ વિધાનથી વિવિધ ગતિવડે વહન કરતી રહે છે. કોઈ વાર તે સમતલવાહિની હોય છે તો કોઇ વાર અચાનક વક્રગામિની થઇ જાય છે, કોઈ વાર ધારાવાહિ મેઘમંડળ કરતાં પણ અત્યધિક જળને પ્રાપ્ત કરીને ઉન્માદિની થયેલી દેખાય છે તો કોઇ વાર શારદીય પૂર્ણ સુધાકરની સુધાધારામા વિમલ વેશધારિણી થઇને હૃદયની વીણાને વગાડતી, ફૂલસ્થિત તરુગણની કુસુમસંપત્તિવડે પોતાના કમનીય કલેવરને મંડિત કરતી, પુષ્પપરાગમાં અનુરાગને મેળવીને અપૂર્વ સૌરભને સર્વત્ર પ્રસારતી, મંદ મલયાનિલની મધુરી લહરીમાં કંઠરાગને મેળવતી અને સુધાસિન્ધુની સ્નેહસેવામાટે તીવ્ર આતુરતાને દર્શાવતી શુક્લાભિસારિકા સમાન ચાલી જાય છે. આ શું છે, આ કેમ થાય છે અને આમા કયું અથવા શુ રહસ્ય સમાયલું છે એની મીમાં-

સાને ભાર મીમાંસાશાસ્ત્રના જ્ઞાતાઓના શિરપર નાખીને આપણે આપણી કથાના અનુસંધાનમાં જ આગળ વધીશું. આટલું વિવેચન પણ એટલામાટે કરવું પડ્યું કે આપણી પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાની આદર્શ નાયિકા અને ગુર્જરેશ્વર કર્ણરાજની અભિનવ ગૃહલક્ષ્મી મયણલ્લા દેવીની જીવનસરિતા પણ વિધાતાના વિલક્ષણ વિધાનથી અત્યારે પોતાના વિવિધગતિત્વને દર્શાવી રહી હતી

અસ્તુ: નિખિલ સંસારમાં નિશાદેવીના અધિકારનો આરંભ થઇ ગયેલો હોવાથી દિવસનો દિવાકરાવલંબી પ્રકાશ જેવી રીતે પૃથ્વીમાંથી પલાયન કરી ગયો હતો તેવી જ રીતે સાંધ્યપ્રકાશની લાલિમાનો પણ સાગરના અનન્ત ગર્ભમાં લય થઈ ગયો હતો વિયોગિની નાયિકાના પાંડુ મુખમંડળ સમાન, શિશિરમથિતા કુમુદિની સમાન, શત્રુગૃહીતા રાજ્યલક્ષ્મી સમાન, ગલિતયૌવના સુંદરીના વદનમંડળ સમાન, નક્ષત્રરહિતા તથા ક્ષત્રવિહીના યામિનીના સૌભાગ્યબિન્દુ સમાન કિંવા રણપરાજિત યોદ્ધાસમાન વિશ્વપ્રકાશક સૂર્યદેવ ભૂમંડળપ્રતિ અશ્રુપૂર્ણ લોચનથી દૃષ્ટિપાત કરીને પરિશ્રાંત થવાથી ક્યારનાય અસ્તાચલવાસી થઇ ગયેલા હોવાથી નિશાદેવીના સૌભાગ્યદાતા, નિશાકાલિક કાલિમાના અજેય શત્રુ, ઔષધિઓના અધીશ્વર અને શીતલ વિભાના વિસ્તારક ભગવાન્ વિભાકર કિંવા ચન્દ્રદેવનો નભોમંડળમાં ઉદય થઈ ચૂક્યો હતો અને તેથી નિશાદેવી પોતાની મહામધુરી પ્રફુલ્લતા દ્વારા પતિદર્શનજન્ય આભ્યંતર આનન્દને દર્શાવી રહી હતી. પ્રજ્ઞ પાઠકો તથા પાઠિકાઓ, સંસારનો એ જ નિયમ છે. જે વેળાયે એક મહા ઐશ્વર્યશાલિની મહારાજ્ઞી પોતાના પ્રાણથી પણ અધિક પ્રિય પ્રિયતમના મૃતક દેહને પોતાના કોમલ અંકસ્થલમાં સ્થાપીને ચિતાની અનલાશિખા દ્વારા સ્વર્ગારોહણ કરે છે તે ક્ષણે જ અન્ય મહારાજ્ઞીના દિવ્યાભૂષણભૂષિત ઉન્નત મસ્તકપર તેના પતિદેવના રાજ્યારોહણના અવસરે અનેક પાવન તીર્થોનું પવિત્ર જળ બ્રહ્મકુલના સ્તુતિવાચનસહિત પતિત થાય છે. અર્થાત્ દિવાકરની પ્રચંડ પ્રભાને બહિષ્કૃતા કરીને ચન્દ્રદેવની ચારુ ચન્દ્રિકા અત્યારે અંબર તથા મૃત્યુલોકની મહારાજ્ઞીના આસને આસીન થયેલી દેખાતી હતી

રાત્રિના પ્રથમ પ્રહરની પરિસમાપ્તિમાં અધિક અવકાશ ન હોતો. રાજમહાલયમાના દેવી સુમિત્રાએ પોતાના હસ્તથી સુસજ્જિત કરેલા એક મન્મથનિવાસાલય કિંવા વસંતોદ્યાનતુલ્ય મહામનોહર તથા આકર્ષક શયનમંદિરમાં એક અનિંદ્યસુષમામયી રમણી સુવર્ણ પર્યંકની પુષ્પશય્યામાં વિરાજમાના થયેલી હતી તે કામિનીનો કલિત કુંતલકલાપ અધિકતર તેના પૃષ્ઠભાગમાં પડેલો હતો અને કેશકલાપનો અલ્પ ભાગ તેના કપોલયુગલની આસપાસ લટકી રહ્યો હતો તે રમણીના નિરીક્ષણથી એવો જ ભાસ થતો હતો કે આજે જાણે દ્વિતીય વારિધિબંધુ પરાજિત પ્રભાકર સૂર્યના પક્ષને સ્વીકારીને નાગસૈન્યનો નાયક થઇને, પન્નગ મહારથીઓને પોતાની સાથે લઇને અને કટાક્ષરૂપ કઠિન કૃપાણને કરમાં ધારણ કરીને અંબરપ્રદેશના રણાંગણમાં અમોઘ તથા દિવ્ય સૌન્દર્યકવચ પરિધાન કરી યુદ્ધમાટે પરિકરબદ્ધ થઈ રહ્યો હોયની ! તે રમણી જ્યાં વિરાજેલી હતી તેની સામે જ ભિત્તિપર એક વિશાળ દર્પણ રખાયલું હોવાથી તેમાં પોતાના એ સૌન્દર્યના પ્રતિબિંબને નિહાળીને મનોગત કહેવા લાગી કે.—

"આજે મારા પ્રાણેશ, મારા હૃદયેશ્વર મારા આ શયનમંદિરમાં પધારશે અને મારી હૃદયપૂજાને સ્વીકારી મારા પ્રેમથી મુગ્ધ થશે એટલે અંબરમાં મારા વિજયનો ઘોષ થવા માંડશે, સંસાર મારી સેવાવૃત્તિને સ્વીકારી લેશે અને રસાતલ મારા ચરણતલમાં લુંઠતું દેખાશે મારા સૌન્દર્યની સંપૂર્ણ સમીક્ષા ન કરેલી હોવાથી જ ગુર્જરેશ્વરે મારો તિરસ્કાર કર્યો હતો. પરંતુ અત્યારનું મારું આ ભુવનમોહન સૌન્દર્ય જ્યારે તેમના જોવામાં આવશે, ત્યારે મને તિરસ્કારવામાટે અવશ્ય તેમના હૃદયમા પશ્ચાત્તાપ થશે અને કદાચિત્ તેઓ મારી ક્ષમા પણ માગશે જેને પરમાત્માએ સાક્ષાત્ પ્રકૃતિ સમાન પોષિકા, પ્રેમ સમાન પાલક, સૌન્દર્ય સમાન સહાયક, સમ્મોહન સમાન સેવક, આકર્ષણ સમાન અનુચર, વશીકરણ સમાન પાર્શ્વચર, મારણ સમાન છત્રધર, વાણી સમાન શસ્ત્ર તથા વિનય સમાન અસ્ત્ર આદિ અનુકૂલ સાધનો સમર્પવાની ઉદારતા દર્શાવેલી હોય, તે પ્રેમયૌવનલાવણ્યવતી લલના ત્રૈલોક્યની વિજયલક્ષ્મીને જો નિમેષાર્ધમા જ પ્રાપ્ત કરી લે, તો તેમા આશ્ચર્ય જેવું શુ છે વારુ ?"

તે શયનમંદિરપ્રકાશિકા પ્રમદા, તેના આ ઉદ્ગારથી, અન્ય કોઇ નહિ, પણ આપણી પૂર્ણ પરિચિતા અને ગુર્જરેશ્વરની નવવિવાહિતા મહિષી દેવી મયણલ્લા જ હતી એ પાઠકો તથા પાઠિકાઓના જાણવામા આવી ગયેલું હોવું જ જોઇએ ગુર્જરેશ્વર પાટણમાં પધારેલા પોતાના નિમંત્રિત માંડલિક રાજાઓ સાથે વસંતોદ્યાનમા ભોજન લેવાનો હોવાથી દેવી મયણલ્લાને રાજમાતા ઉદયમતી સાથે પોતાના હસ્તથી પ્રેમપૂર્વક થાળ પીરસી આપી જમાડીને દેવી સુમિત્રાએ યથાસમય તેના માટે પોતાના હસ્તથી સુસજ્જિત કરી રાખેલા શયનમંદિરમા મોકલી દીધી હતી અને જમ્યા પછી સુમિત્રા પોતે પણ ત્યાં આવવાની હોવાથી દેવી મયણલ્લા તેની પ્રતીક્ષામા જ સમયને વીતાડતી શયનગૃહમાં બેઠી હતી રાત્રિના પ્રથમ પ્રહરની સમાપ્તિ થતા જ મહારાજ્ઞી સુમિત્રા દેવી, વિમતનયા ચિત્રાંગદા, આશા ભિલ્લની વીર પુત્રી સુદેષ્ણા, મયણલ્લાની પ્રિય સખીઓ અલમ્બુષા તથા કલંકયા અને સુમિત્રા દેવીની બે સખીતુલ્ય દાસીઓ આદિ સુન્દરી સમુદાય ત્યા આવી લાગ્યો અને શયનમંદિરમા પ્રજ્વલિત દીપકોના તીવ્ર પ્રકાશમા પોતાની સપત્ની મયણલ્લા દેવીના અનુપમ લાવણ્યનું અવલોકન કરતી દેવી સુમિત્રાના મુખમાથી સ્વાભાવિક એવા ઉદ્ગારો નીકળવા માંડ્યા કે.–

"સખીઓ, હું અત્યારે જે દૃશ્યને જોઇ રહી છુ તે દૃશ્ય એ છે કે આ વેળાયે રસાતલવાસિની નાગકન્યાઓ સહિત સૌન્દર્યસાગરનો સત્પુત્ર નિષ્કલંક સુધાકર આ શયનમંદિરરૂપ ગગનમંડળમા વિરાજમાન થયેલો છે સુધા તથા વિધુનુ આ અપૂર્વ સંમેલન છે કિંવા કલિત કાલિન્દી તથા મંદ મંદાકિનીનો મનોહર સંગમ છે, એમ તમોને પણ નથી ભાસતુ કે શુ ?"

"મારાં લોચનોને તો એવો જ ભાસ થાય છે કે અત્યારે રૂપરત્નાકરનાં અમૂલ્ય રત્ન, અંધકારમય માર્ગના ઉજ્જ્વલ પ્રકાશ, હૃદયાકાશના પ્રકાશમય નક્ષત્ર, જીવનના સુદૂરવર્તી લક્ષ્ય અને પરમપ્રીતિના પૂર્ણ પાત્રનું જ આ શયનમંદિરમાં ગુર્જરેશ્વરના મહદ્ ભાગ્યથી આગમન થયેલું છે" બ્રહ્મકુમારી ચિત્રાંગદાએ આ ઉદ્ગારથી સુમિત્રા દેવીના ઉદ્ગારોને પુષ્ટિ આપી.

"હું તો આ રાજકુમારી મયણલ્લા દેવીના રૂપમાં પ્રતાપી ગુર્જરેશ્વરના હૃદયની આરાધ્યા દેવીનો, પારિજાતની પ્રસૂન કલિકાનો, પુણ્યપુંજની પ્રાણમયી પ્રતિમાનો, મૂર્તિમતી વસન્તલક્ષ્મીનો અને કાંતિના જીવિત કલેવરનો જ સંપૂર્ણ સાક્ષાત્કાર કરી રહી છું" ભિલ્લકન્યા સુદેષ્ણાએ પણ તેવા જ અનુકૂલ ઉદ્ગારો કાઢ્યા.

"મારા નયનો તો અત્યારે આ શયનાગારમાં પરમાત્માની પ્રકાશમયી પ્રભાને, સૌન્દર્યની શરીરધારિણી શોભાને, લોચનની સૌભાગ્યલતાને, કવિની કલિતકલેવરા કવિતા કામિનીને અને શૃંગારસદનની રાજરાજેશ્વરી ભગવતી કલ્યાણસુન્દરીને જ વિરાજમાના થયેલી નિહાળી રહ્યાં છે" સુમિત્રા દેવીની સખીતુલ્ય દાસી વલ્લભાએ મયણલ્લાના સૌન્દર્યનું સ્તુતિસ્તોત્ર ગાયું.

"મારાં આ ચર્મચક્ષુઓ તો અત્યારે આ શયનાલયમા માનસની મરાલીને, રાગરસરૂપની ત્રિવેણીને, પદ્માકરની પ્રફુલ્લ પદ્મિનીને, શરચ્ચન્દ્રની જીવધારિણી કૌમુદીને તથા નન્દનવનની સૌરભમયી કનકલતાને જ વિરાજમાન અવસ્થામાં જોઇ રહ્યાં છે" સુમિત્રા દેવીની દ્વિતીય ધારિણી નામક સેવિકાએ મયણલ્લાના સૌન્દર્યની પ્રબળ પ્રશંસા કરી.

અલમ્બુષા તથા ફૂલંકષા અદ્યાપિ મૌનનું અવલંબન કરીને ઊભેલી હોવાથી મહારાજ્ઞી સુમિત્રા દેવીએ તેમને સંબોધીને કહ્યું કે. "અમો અત્યારે દેવી મયણલ્લાના સૌન્દર્યની મુક્ત કંઠથી પ્રશંસા કરી રહ્યાં છીએ અને તમો એમનાં પરમહિતૈષિણી મૈત્રિણી હોવા છતાં ભયંકર મૌનનું અવલંબન કરીને કેમ ઊભાં રહ્યા છો વારૂ ?"

"હું દેવી મયણલ્લાની એક પ્રિયતમા સખી તથા દેશભગિની હોવાથી જો મારૂં કથન તમોને અતિશયોક્તિરૂપ ન દેખાય, તો સત્યને સ્મરીને હું કહું છું કે દેવી મયણલ્લાની આજની સૌન્દર્યછટામા મારાં નયનોને સ્વર્ગીયતા તથા અનિર્વચનીયતાનો સાક્ષાત્કાર થવાથી આ સ્વર્ગીય સૌન્દર્યછટાનું જેમના યોગે યથાર્થ વર્ણન કરી શકાય તે શબ્દો જ મને મળી શકતા નથી અને તેથી જ હું મુગ્ધતાથી અત્યાર સૂધી મૌનનું અવલંબન કરીને ઉભી રહી છું." અલમ્બુષાએ મૌનાવલંબનનું કારણ દર્શાવ્યું.

"મારા મુખમાંથી મારી પ્રિયતમા સખી મયણલ્લા દેવીના સંબંધમાં જો કોઇ પણ ઉદ્ગાર નીકળવાનો અત્યારે સંભવ હોય, તો તે ઉદ્ગાર એ જ છે કે 'क्षीणे पुण्ये मृत्युलोके पतन्ति' એટલે આ નન્દનવનવિહારિણી અમરકન્યા એના પુણ્યની ક્ષીણતા થવાથી જ અત્યારે આ ભૂતલપર અવતીર્ણ થયેલી છે" ફૂલંકષાએ દેવી મયણલ્લાના સૌન્દર્યની મહત્તાની અંતિમ સીમાનું દર્શન કરાવી દીધું.

પોતાની સપત્ની મહારાણી સુમિત્રા દેવી, ચિત્રાંગદા, સુદેષ્ણા, પોતાની સખીઓ તથા દેવી સુમિત્રાની દાસીઓના મુખથી પોતાની સુંદરતાના આ સ્તુતિપાઠને સાંભળી લઇને જાણે વીણાનો ધ્વનિ નીકળી રહ્યો હોય અથવા તો રસાલ વૃક્ષપર વિરાજેલી કોકિલા પંચમ સ્વરથી ટહૂકી રહી હોય તેવા મંજુલ તથા મધુરતમ સ્વરથી લજ્જાદર્શક ભાવ સહિત પોતાના દીર્ઘ મૌનનો ભંગ કરીને દેવી મયણલ્લાએ કહેવા માંડયું કે—

"મારાં ભગિનીતુલ્ય સપત્ની સુમિત્રા દેવી તથા સખીજનો, કવિકુલગુરૂ કાલિદાસ ઉપમાઓના વિષયમા અન્ય સર્વ કવિઓ કરતાં ઉત્કૃષ્ટ તથા અદ્વિતીય મનાય છે, પરંતુ અત્યારે તમોએ મને જે ઉપમાઓથી વિભૂષિતા કરી બતાવી છે તે ઉપમાઓનો વિચાર કરતાં મને તો એમ જ જણાય છે કે જો અત્યારે કવિકુલગુરુ કાલિદાસ કદાચિત્ અસ્તિત્વ ધરાવતા હોત, તો તેઓ પણ ઉપમાઓના અભ્યાસને નવીનતાથી આરંભવામાટે એક વિદ્યાર્થી તરીકે અવશ્ય તમારી પાઠશાળામા આવીને બેસી જાત અને તમારા શિષ્યત્વને આનન્દથી સ્વીકારી લેત કારણ કે, ઉપમા વિષયક અતિશયોક્તિના અભ્યાસમાં તેઓ આટલી સીમા પર્યન્ત આગળ વધીને આવી અદ્વિતીય નિપુણતાને મેળવી શક્યા ન હોતા. ખેદનો વિષય માત્ર એટલો જ છે કે અત્યારે કવિવર્ય કાલિદાસ આ સંસારમાં નથી"

"તો શું, તમારા અત્યારના અલૌકિક સૌન્દર્યના સંબંધમાં અમારા મુખમાંથી નીકળેલા ઉદ્ગારો તમોને અતિશયોક્તિપૂર્ણ કિંવા અસત્ય જ ભાસે છે? અમારો આ મિથ્યાવાદ છે?" મહારાણી સુમિત્રા દેવીએ પ્રશ્ન કર્યો

"તમારા આ ઉદ્ગારોને કદાચિત્ મિથ્યાવાદ તરીકે માની લેવાની ધૃષ્ટતા હુ ન દર્શાવુ, તો પણ એટલું તો મારે કહેવું જ જોઇએ કે તમારા આ ઉદ્ગારો પક્ષપાતજન્ય તો અવશ્ય છે જ, કારણ કે તમો તેમ જ આ અન્ય સખીઓ જેટલા પરિમાણમા મારા સૌન્દર્યને અલૌકિક તથા અનિર્વચનીય માનો છો તેટલા પરિમાણમાં હું પોતે મારા સૌન્દર્યને અલૌકિક તથા અનિર્વચનીય નથી માનતી" દેવી મયણલ્લાએ વિનીત ભાવથી નિરહંતાનું દર્શન કરાવ્યું.

"તમો પોતાના મુખથી પોતાના અદ્વિતીય સૌન્દર્યની પ્રશંસા નથી કરતાં એ તમારી સભ્યતા તથા નિરભિમાનિતા છે, પરંતુ તમારી મનોદેવતા પણ તમારા સૌન્દર્યની અલૌકિકતાને ન સ્વીકારતી હોય એમ મારી મનોદેવતા માની શકતી નથી." દેવી સુમિત્રાએ તેના વાદનો પ્રતિવાદ કરતા આ શબ્દો ગંભીર ભાવથી ઉચ્ચાર્યા

દેવી સુમિત્રાના આ શબ્દોના શ્રવણથી એ સખીજનોના આગમનથી અલ્પ સમય પૂર્વે જ દર્પણમા પોતાના પ્રતિબિંબના દર્શનથી પોતાના હૃદયમાં ઉદ્ભવેલા ગર્વ તથા પોતાના ગર્વદર્શક મનોગત ઉદ્ગારોનું દેવી મયણલ્લાને સ્મરણ થતા દેવી સુમિત્રાનાં વચનો તેને સર્વથા સત્ય ભાસવાથી પ્રથમ તો તેણે પોતાના મસ્તકને નીચું નમાવી લીધુ, પરંતુ પોતાનો રૂપ વિષયક એ ગર્વ દેવી સુમિત્રા તથા અન્ય સખીજનોના જાણવામા આવી ન જાય એટલામાટે નિમેષમાત્રમા જ તે મસ્તકને ઉન્નત કરીને કહેવા લાગી કે.-

"જ્યેષ્ઠ ભગિની, જો મારું સૌન્દર્ય તમો તેમ જ આ સર્વ સખીજનો કહી રહ્યા છો તેવુ જ અલૌકિક હોય, તો ગુર્જરેશ્વરની દૃષ્ટિને મારા શરીરમા કેવળ કુરૂપતાનો જ સાક્ષાત્કાર થયો અને તેઓ શ્રીમાને મારો તિરસ્કાર પણ કરી બતાવ્યો એનુ કારણ શું હોવુ જોઇએ વારુ? આ સર્વથા વિપરીત ઘટના તમો સર્વ સખીજનોના કથનને અસત્ય તથા મારા સૌન્દર્યને અસૌન્દર્ય તરીકે સિદ્ધ નથી કરી બતાવતી એમ કોનાથી કહી શકાય તેમ છે?"

"ગુર્જરેશ્વર કિંવા આર્યપુત્રને તમારા શરીરમાં કેવળ કુરૂપતાનો જ સાક્ષાત્કાર થયો અને તેમણે તમારો તિરસ્કાર કરી બતાવ્યો તે કાં તો તેમની દૃષ્ટિના દોષનું, કાં તો તમારી કોઇ સામયિક વક્ર ગ્રહદશાનું અને કાં તો તેમને તમારા સૌન્દર્યના નખશિખ નિરીક્ષણનો એકાન્ત અવસર નથી મળી શક્યો તેનું જ પરિણામ હોવું જોઇએ એવી મારી દૃઢ માન્યતા છે અને તેથી અત્યારે આ શયનાગારમાં રસિકહૃદય આર્યપુત્રને તમારા અલૌકિક સૌન્દર્યની ઐકાંતિક સમીક્ષાનો પ્રસંગ પ્રાપ્ત થતાં આર્યપુત્ર અવશ્ય મુગ્ધતાને આધીન થઇ આત્મવિસ્મૃત થઇ જશે અને પ્રેમના અતિરેકથી તમોને એટલી સીમાપર્યંત હૃદય સમર્પી દેશે કે આજના એ હૃદયસમર્પણનો વિધિ કર્યા પછી કદાચિત્ મારા શયનાગારને પોતાના ચરણસ્પર્શથી પવિત્ર કરવાની વાર્તાને પણ સર્વથા ભૂલી જશે અને તેઓ શ્રીમાનના દર્શનમાટે મારે તમારી મધ્યસ્થતા તથા સહાયતાની યાચના કરવી પડશે." દેવી સુમિત્રાએ આ ઉદ્‌ગારોથી દેવી મયણલ્લાના નિરાશ હૃદયમા આશા તથા ઉલ્લાસને વધારવાનો પ્રયત્ન કર્યો

"જો તમારી આ વાણી સત્ય સિદ્ધ થશે, તો જ હું મારા સૌન્દર્યને તમારા તથા આ સખીજનોના કથન અનુસાર અલૌકિક પ્રમાણીશ; અન્યથા કુરૂપાની ઉપમા તો મને મળી જ ચૂકી છે" દેવી મયણલ્લાએ સલજ્જ ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા

"મારી અત્યારની વાણીને પરમાત્મા અવશ્ય સત્ય સિદ્ધ કરી બતાવશે અને તમારી સુન્દરતા ભુવનમોહિની સિદ્ધ થશે." દેવી સુમિત્રાએ અંત:કરણપૂર્વક ભદ્ર ભાવના દર્શાવી.

"તથાસ્તુ!" સર્વ સખીજનોએ તે ભદ્ર ભાવનાને હૃદયપૂર્વક અનુમોદન આપ્યું.

"કમનીય કોકિલ, તારા મધુર કૂજનને આરંભી દે; મનોહર મલિન્દ, આજે આનંદથી મકરન્દનું પાન કરી લે; કુસુમકલિકે, તું તારા તીવ્ર હાસ્યના વ્યાપારમાં નિમગ્ન થઇ જા અને દક્ષિણ સમીર, તુ આજે સૌરભથી ઉન્મત્ત થઇને નિકુંજવનમાં વિહરતો દૃષ્ટિગોચર થા, કારણ કે, આજે કર્ણાટકની મહાભાગ્યવતી રાજકન્યકાના સ્વર્ગીય સૌન્દર્યની સ્વામિસ દર્શનથી સંપૂર્ણ સાર્થકતા થવાની છે!" બ્રહ્મકુમારી ચિત્રાંગદાએ પાંડિત્યપૂર્ણ વિનોદને આરંભતાં આ ઉદ્‌ગારો કાઢ્યા.

"હે રસાલ, મોહિની માલતીને આલિંગનમા બદ્ધ કરી લે; હે કદમ્બ, માધવીને હૃદયસરસી ચાંપી લે; હે પલાશ, અત્યારે તારા અનન્ત અનુરાગને પ્રકટ કરી બતાવ અને હે તમાલ, લવંગલતાને તુ પોતાના મધુરતમ ચુંબનથી આર્દ્ર કરી દે; કારણ કે, આજે અમારા નવીન મહારાજ્ઞી શ્રીમતી મયણલ્લા દેવીને પતિસમાગમના યોગે એ સર્વ પ્રેમવ્યાપારોના અનુભવનો અનન્ય અવસર પ્રથમ વાર જ પ્રાપ્ત થવાનો છે આજનો આનન્દ અપૂર્વ છે, આજની આભા અલૌકિકા છે અને આજની શ્રી દિવ્યા છે," ભિલ્લકુમારી સુદેષ્ણાએ વિપ્રતનયા ચિત્રાંગદાના વિનોદના અનુસંધાનમા વિશેષ વિનોદાત્મક વાક્યો ઉચ્ચાર્યાં.

"હે પ્રેમી પક્ષીઓ, તમો હર્ષલહરીને આરંભી દ્યો; હે પાદપો, તમો પુષ્પપરિધાનને ધારી લ્યો; હે વનરાજિ, તું સુમનખચિતા વિવિધરંગીય સાડીને

પરિધાન કરી લે અને હે જનની ધરિત્રી, આજે તું પણ આ મહોત્સવમાં યોગદાન આપી દે, કારણ કે, દેવી મયણલ્લાના પતિસમાગમની આજે પ્રથમ રાત્રિ છે." ફૂલંકપાએ યથાશક્ય વિનોદનો પરિચય કરાવ્યો.

"હે કુસુમશર, તું હવે સત્વર પોતાની ભુવનમોહિની ક્રીડાને આરંભી દે અને જેમાં રતિદેવીની પ્રશંસા તથા મહત્તાનો સમાવેશ થયેલો હોય તેવા કોઈ મહામનોહર સંગીતના આલાપમાં તલ્લીન થઈ જા; માત્ર એટલું જ નહિ, પણ પરભૃતને વીણાવાદન તથા મલિન્દને મૃદંગવાદનની આજ્ઞા આપી દે કે જેથી પ્રતાપી ગુર્જરેશ્વર પ્રેમોન્મત્ત થઈ જાય અને અમારી આ આશાવતી દેવી મયણલ્લાના સ્નેહ તથા સૌન્દર્યની વિજયવૈજયન્તી પતિપ્રેમરૂપ પ્રાસાદના ઉચ્ચતમ શિખરભાગમા ઉન્નતમસ્તકા થઇને ગર્વપૂર્વક ફરકતી દેખાય," અલમ્બુષાએ વિનોદની પરિસીમા કરી બતાવી

"હવે તો મારાથી મારી આ શ્લાઘા સાંભળી નથી શકાતી" દેવી મયણલ્લાએ વિરક્તિદર્શક ભાવથી કહ્યું.

"તો લ્યો, પદ્મલોચને, તમારી મરાલગ્રીવાને આ પુષ્પમાળાથી વિભૂષિતા કરીને અમો ચાલ્યા જઇએ છીએ; કારણ કે, મધ્યરાત્રિ થવા આવી છે એટલે આર્યપુત્ર પણ હવે અલ્પ સમયમા જ પધારવા જોઇએ, અને તે વેળાયે અમારી ઉપસ્થિતિ ઇચ્છનીય ન હોય એ સ્વાભાવિક છે," આ શબ્દોને ઉચ્ચારતા દેવી સુમિત્રાએ એક અત્યંત સુંદર સુમનમાળા દેવી મયણલ્લાના કંઠમા આરોપી દીધી અને તે કુસુમમાલિકાના યોગે દેવી મયણલ્લાના સૌન્દર્યમા આશ્ચર્યકારિણી વૃદ્ધિ થયેલી દેખાવા લાગી.

નવવિવાહિતા દેવી મયણલ્લાને તેની દેવીતુલ્ય સપત્ની મહારાજ્ઞી સુમિત્રા દેવી તથા અન્ય સખીઓ વિનોદપૂર્વક આશા તથા ઉલ્લાસના સરોવરમા ઝીલાવી રહી હતી તેવામા મહારાજ્ઞી સુમિત્રા દેવીએ જેને 'આજે આપ શ્રીમાન કૃપા કરીને નવીન રાજ્ઞીના શયનાગારમા સત્વર પધારવાની ઉદારતા દર્શાવશો એવી આ કિંકરીની નમ્ર પ્રાર્થના છે,' એ સંદેશ પહોચાડવામાટે દેવી મયણલ્લાના શયનાગારમા આવ્યા પૂર્વે ગુર્જરેશ્વર પાસે વસંતોદ્યાનમા મોકલી હતી તે દાસી પોતાને સોંપાયલા કાર્યની સમાપ્તિ કરીને પાછી આવી લાગી અને પોતાની સ્વામિનીને શયનાગારના બાહ્ય ભાગમા બોલાવીને તેણે કહ્યું કે: "મહારાજ્ઞી, આપ શ્રીમતીના સંદેશના ઉત્તરમા પ્રતાપી ગુર્જરેશ્વરે આપ શ્રીમતીને એમ કહેવાની મને આજ્ઞા કરેલી છે કે; 'પૂજ્ય રાજમાતા ઉદયમતીની આજ્ઞા મારામાટે અનુલ્લંઘનીય હોવાથી હું મારી ઇચ્છાથી સર્વથા વિરુદ્ધ વર્તીને કર્ણાટકી રાજકુમારી સાથે પરણ્યો છું એટલે એ રાજનન્દિનીમાં મારો લેશમાત્ર પણ અનુરાગ ન હોવાથી મેં એ રાજકુમારીના મુખને ન જોવાની મારા મનમાં દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી છે એટલે એ નવીન રાજ્ઞીના અંતઃપુરમા મારો પ્રવેશ થયેલો જોવાની જો તમારા મનમા આશા હોય, તો તે આશાને તિલાંજલિ આપી દેજો અને જો તમો મારા હિતૈષિણી હો, તો મને નવીન રાજ્ઞીના અંતઃપુરમાં જવાનો ભવિષ્યમાં કદાપિ આગ્રહ કરશો નહિ; નહિ તો તમારા એ અયોગ્ય આગ્રહનું પરિણામ એ જ આવશે કે મારે આ રાજધાનીને ત્યાગીને અન્યત્ર નિવાસ કરવો

"ગુર્જરેશ્વર કિંવા આર્યપુત્રને તમારા શરીરમાં કેવળ કુરૂપતાનો જ સાક્ષાત્કાર થયો અને તેમણે તમારો તિરસ્કાર કરી બતાવ્યો તે કાં તો તેમની દૃષ્ટિનો દોષ છે, કાં તો તમારી કોઇ સામયિક વક્ર ગ્રહદશાનુ અને કાં તો તેમને તમારા સૌન્દર્યના નખશિખ નિરીક્ષણનો એકાન્ત અવસર નથી મળી શક્યો તેનું જ પરિણામ હોવું જોઇએ એવી મારી દૃઢ માન્યતા છે અને તેથી અત્યારે આ શયનાગારમાં રસિકહૃદય આર્યપુત્રને તમારા અલૌકિક સૌન્દર્યની ઐકાંતિક સમીક્ષાનો પ્રસંગ પ્રાપ્ત થતાં આર્યપુત્ર અવશ્ય મુગ્ધતાને આધીન થઇ આત્મવિસ્મૃત થઇ જશે અને પ્રેમના અતિરેકથી તમોને એટલી સીમાપર્યંત હૃદય સમર્પી દેશે કે આજના એ હૃદયસમર્પણનો વિધિ કર્યા પછી કદાચિત્ મારા શયનાગારને પોતાના ચરણસ્પર્શથી પવિત્ર કરવાની વાર્તાને પણ સર્વથા ભૂલી જશે અને તેઓ શ્રીમાન્‌ના દર્શનમાટે મારે તમારી મધ્યસ્થતા તથા સહાયતાની યાચના કરવી પડશે." દેવી સુમિત્રાએ આ ઉદ્ગારોથી દેવી મયણલ્લાના નિરાશ હૃદયમા આશા તથા ઉલ્લાસને વધારવાનો પ્રયત્ન કર્યો

"જો તમારી આ વાણી સત્ય સિદ્ધ થશે, તો જ હુ મારા સૌન્દર્યને તમારા તથા આ સખીજનોના કથન અનુસાર અલૌકિક પ્રમાણીશ; અન્યથા કુરૂપાની ઉપમા તો મને મળી જ ચૂકી છે" દેવી મયણલ્લાએ સલજ્જ ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"મારી અત્યારની વાણીને પરમાત્મા અવશ્ય સત્ય સિદ્ધ કરી બતાવશે અને તમારી સુન્દરતા ભુવનમોહિની સિદ્ધ થશે" દેવી સુમિત્રાએ અંતઃકરણપૂર્વક ભદ્ર ભાવના દર્શાવી

"તથાસ્તુ!" સર્વ સખીજનોએ તે ભદ્ર ભાવનાને હૃદયપૂર્વક અનુમોદન આપ્યું.

"કમનીય કોકિલ, તારા મધુર કૂજનને આરંભી દે; મનોહર મલિન્દ, આજે આનદથી મકરન્દનું પાન કરી લે; કુસુમકલિકે, તું તારા તીવ્ર હાસ્યના વ્યાપારમાં નિમગ્ન થઇ જા અને દક્ષિણ સમીર, તુ આજે સૌરભથી ઉન્મત્ત થઇને નિકુંજવનમાં વિહરતો દૃષ્ટિગોચર થા, કારણ કે, આજે કર્ણાટકની મહાભાગ્યવતી રાજકન્યકાના સ્વર્ગીય સૌન્દર્યની સ્વામિસ દર્શનથી સંપૂર્ણ સાર્થકતા થવાની છે!" બ્રહ્મકુમારી ચિત્રાંગદાએ પાંડિત્યપૂર્ણ વિનોદને આરંભતા આ ઉદ્ગારો કાઢ્યા.

"હે રસાલ, મોહિની માલતીને આલિગનમા બદ્ધ કરી લે; હે કદમ્બ, માધવીને હૃદયસરસી ચાપી લે, હે પલાશ, અત્યારે તારા અનન્ત અનુરાગને પ્રકટ કરી બતાવ અને હે તમાલ, લવંગલતાને તુ પોતાના મધુરતમ ચુબનથી આર્દ્ર કરી દે, કારણ કે, આજે અમારાં નવીન મહારાજ્ઞી શ્રીમતી મયણલ્લા દેવીને પતિસમાગમના યોગે એ સર્વ પ્રેમવ્યાપારોના અનુભવનો અનન્ય અવસર પ્રથમ વાર જ પ્રાપ્ત થવાનો છે. આજનો આનન્દ અપૂર્વ છે, આજની આભા અલૌકિકા છે અને આજની શ્રી દિવ્યા છે," ભિલ્લકુમારી સુદેષ્ણાએ વિપ્રતનયા ચિત્રાંગદાના વિનોદના અનુસંધાનમા વિશેષ વિનોદાત્મક વાક્યો ઉચ્ચાર્યાં.

"હે પ્રેમી પક્ષીઓ, તમો હર્ષલહરીને આરભી દ્યો; હે પાદપો, તમો પુષ્પપરિધાનને ધારી લ્યો, હે વનરાજિ, તું સુમનખચિતા વિવિધરંગીય સાડીને

પરિધાન કરી લે અને હે જનની ધરિત્રી, આજે તુ પણ આ મહોત્સવમાં યોગદાન આપી દે; કારણ કે, દેવી મયણુલ્લાના પતિસમાગમની આજે પ્રથમ રાત્રિ છે." ફૂલંકપાએ યથાશક્ય વિનોદનો પરિચય કરાવ્યો.

"હે કુસુમશર, તું હવે સત્વર પોતાની ભુવનમોહિની ક્રીડાને આરંભી દે અને જેમાં રતિદેવીની પ્રશંસા તથા મહત્તાનો સમાવેશ થયેલો હોય તેવા કોઈ મહામનોહર સંગીતના આલાપમાં તલ્લીન થઈ જા, માત્ર એટલું જ નહિ, પણ પરભૃતને વીણાવાદન તથા મલિન્દને મૃદંગવાદનની આજ્ઞા આપી દે કે જેથી પ્રતાપી ગુર્જરેશ્વર પ્રેમોન્મત્ત થઈ જાય અને અમારી આ આરાધ્યવતી દેવી મયણુલ્લાના સ્નેહ તથા સૌન્દર્યની વિજયવૈજયન્તી પતિપ્રેમરૂપ પ્રાસાદના ઉચ્ચતમ શિખરભાગમાં ઉન્નતમસ્તકા થઇને ગર્વપૂર્વક ફરકતી દેખાય," અલમ્બુષાએ વિનોદની પરિસીમા કરી બતાવી.

"હવે તો મારાથી મારી આ શ્લાઘા સાંભળી નથી શકાતી" દેવી મયણુલ્લાએ વિરક્તિદર્શક ભાવથી કહ્યું.

"તો લ્યો, પદ્મલોચને, તમારી મરાલગ્રીવાને આ પુષ્પમાળાથી વિભૂષિતા કરીને અમો ચાલ્યાં જઇએ છીએ, કારણ કે, મંચરાત્રિ થવા આવી છે એટલે આર્યપુત્ર પણ હવે અલ્પ સમયમા જ પધારવા જોઇએ, અને તે વેળાયે અમારી ઉપસ્થિતિ ઇચ્છનીય ન હોય એ સ્વાભાવિક છે," આ શબ્દોને ઉચ્ચારતાં દેવી સુમિત્રાએ એક અત્યંત સુંદર સુમનમાળા દેવી મયણુલ્લાના કંઠમાં આરોપી દીધી અને તે કુસુમમાલિકાના યોગે દેવી મયણુલ્લાના સૌન્દર્યમાં આશ્ચર્યકારિણી વૃદ્ધિ-થયેલી દેખાવા લાગી.

નવવિવાહિતા દેવી મયણુલ્લાને તેની દેવીતુલ્ય સપત્ની મહારાજ્ઞી સુમિત્રા દેવી તથા અન્ય સખીઓ વિનોદપૂર્વક આશા તથા ઉલ્લાસના સરોવરમાં ઝીલાવી રહી હતી તેવામાં મહારાજ્ઞી સુમિત્રા દેવીએ જેને 'આજે આપ શ્રીમાન કૃપા કરીને નવીન રાજ્ઞીના શયનાગારમા સત્વર પધારવાની ઉદારતા દર્શાવશો એવી આ કિંકરીની નમ્ર પ્રાર્થના છે,' એ સદેશ પહોંચાડવામાટે દેવી મયણુલ્લાના શયનાગારમા આવ્યા પૂર્વે ગુર્જરેશ્વર પાસે વસંતોદ્યાનમા મોકલી હતી તે દાસી પોતાને સોંપાયલા કાર્યની સમાપ્તિ કરીને પાછી આવી લાગી અને પોતાની સ્વામિનીને શયનાગારના બાહ્ય ભાગમા બોલાવીને તેણે કહ્યુ કે: "મહારાજ્ઞી, આપ શ્રીમતીના સંદેશાના ઉત્તરમા પ્રતાપી ગુર્જરેશ્વરે આપ શ્રીમતીને એમ કહેવાની મને આજ્ઞા કરેલી છે કે, 'પૂજ્ય રાજમાતા ઉદયમતીની આજ્ઞા મારા-માટે અનુલ્લંઘનીય હોવાથી હું મારી ઇચ્છાથી સર્વથા વિરુદ્ધ વર્તીને કર્ણાટકી રાજકુમારી સાથે પરણ્યો છું એટલે એ રાજનન્દિનીમાં મારો લેશમાત્ર પણ અનુરાગ ન હોવાથી મેં એ રાજકુમારીના મુખને ન જોવાની મારા મનમા દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી છે એટલે એ નવીન રાજ્ઞીના અંતઃપુરમા મારો પ્રવેશ થયેલો જોવાની જો તમારા મનમા આશા હોય, તો તે આશાને તિલાઞ્જલિ આપી દેજો અને જો તમો મારા હિતૈષિણી હો, તો મને નવીન રાજ્ઞીના અંતપુરમાં જવાનો ભવિષ્યમા કદાપિ આગ્રહ કરશો નહિ, નહિ તો તમારા એ અયોગ્ય આગ્રહનું પરિણામ એ જ આવશે કે મારે આ રાજધાનીને ત્યાગીને અન્યત્ર નિવાસ કરવો

પડશે અને તેમ થતાં તમારાથી પણ મારૂં મુખ નહિ જોઇ શકાય.' સારાંશ, ગુર્જરેશ્વર અત્યારે અહીં પધારવાના નથી."

પોતાના સંદેશનું ગુર્જરેશ્વરે મોકલેલું આ ઉત્તર સાંભળીને મહારાજ્ઞી સુમિત્રા દેવીના કોમળ અંતઃકરણમાં વજ્રાઘાત તુલ્ય ભયંકર આઘાત થતાં તેના નેત્રો અશ્રુભીનાં થઈ ગયાં અને તેનો કંઠ બાષ્પરુદ્ધ થઈ ગયો. આવી પરિસ્થિતિમા તેનાથી કાંઇ પણ બોલી શકાયું નહિ, પરંતુ અલ્પ સમયમાં જ પોતાના એ શોકને બળાત્કારે શમાવી દઇને તથા છાતીને દૃઢ કરીને તેણે પોતાની દાસીને અત્યંત મંદ સ્વરથી કહ્યું કે. "દાસી, આર્યપુત્રની આ ભયાનક પ્રતિજ્ઞાની વાર્તા તું અન્ય કોઇ પણ વ્યક્તિને જણાવીશ નહિ; કારણ કે, એ વાર્તા ષટ્કર્ણી થતાં જો આજકાલમા જ દેવી મયણલ્લાના જાણવામાં આવી જશે, તો તેનું પરિણામ એ થશે કે તે કાં તો હૃદયમાં નિરાશાનો આઘાત અસહ્ય થવાથી તે અકાળ મૃત્યુને આધીન થશે અને કાં તો આત્મહત્યા કરીને મરી જશે. અત્યારે તો દેવી મયણલ્લાને આશાતંતુના આધારે જીવિત રાખવાની જ સર્વથા અધિક આવશ્યકતા છે"

"મારા દેહમા પ્રાણ છે ત્યાં સૂધી તો આ વાર્તા હું કોઇને પણ નથી કહેવાની એટલે એની ચિન્તા રાખશો જ નહિ." દાસીએ કહ્યું.

"તું ચતુરા હોવાથી તને અધિક ઉપદેશ આપવો નિરર્થક છે." આવી રીતે દાસીની માર્મિક પ્રશંસા કરીને મહારાજ્ઞી સુમિત્રા દેવી શયનાગારમાં પાછી આવીને દેવી મયણલ્લા સમક્ષ ઊભી રહી.

"પૂજ્ય રાજમાતા આપને અત્યારે બોલાવે છે કે શું ?" વિમકુમારી ચિત્રાંગદાએ દેવી સુમિત્રાને પૂછ્યું.

"નહિ; એ તો વસંતોદ્યાનમાંથી આર્યપુત્રે એવો સંદેશ પાઠવ્યો છે કે: 'મારે આપણા માંડલિક રાજાઓ સાથે કેટલોક આવશ્યકીય રાજનૈતિક પરામર્શ કરવાનો હોવાથી કદાચિત્ મારા આગમનમા વિલંબ થાય અથવા ઉપ:કાલ પર્યન્ત ન પણ આવી શકાય તો તમો અત્યારે કર્ણાટકી રાજકુમારી પાસે જ રહેજો અને તેમના મનમાં કાંઇ ઓછું આવવા દેશો નહિ' આથી મારે કદાચિત્ અત્યારે અહીં મારાં ભગિની મયણલ્લા દેવી પાસે જ રહેવું પડશે એટલે જો તમારે જવું હોય, તો આનન્દથી જાઓ, કારણ કે, રાત્રિ વિશેષ વીતી ગયેલી હોવાથી તમારા નેત્રો નિદ્રાથી ઘેરાતા હશે પ્રભાતમાં આપણે પાછાં મળીશું" દેવી સુમિત્રાએ મયણલ્લા દેવીના કલ્યાણમાટે અસત્ય વાદ કરીને સખીજનોને પ્રયાણ કરી જવાની સૂચના આપી દીધી.

ચિત્રાંગદા, સુદેષ્ણા, અલમ્બુષા તથા કૂલંકષા એ ચાર યુવતીઓ ત્યાંથી શુભેચ્છા દર્શાવીને ચાલી ગઈ અને દાસી વલ્લભા તથા દાસી ધારિણી શયનાગારના બાહ્ય ભાગમા દેવી સુમિત્રાની જો કાંઇ પણ આજ્ઞા થાય તો તેનાં તત્કાળ પાલનમાટે જાગતી જ બેસી રહી અને વાર્તાલાપમાં પોતાના સમયને વીતાડવા લાગી

દેવી મયણલ્લા જો કે પોતાની સપત્ની સુમિત્રા દેવી સાથે પુલકિત વદનથી વાર્તાલાપ કરવામા પ્રવૃત્ત થઇ હતી, પરંતુ તેનું હૃદય કર્ણદેવની એકાન્તિક

સહિત નજરાણું લઇને આજે પંદર દિવસથી પાટણમાં આવેલી હોવાથી મહારાજ્ઞી સુમિત્રા દેવી સાથે દેવી મયણલ્લાના શયનાગારમાં આપણા જોવામાં આવી હતી. જ્યારે ભિલ્લકુમારી કિંવા ભિલ્લરાજ્ઞી સુદેષ્ણા પોતાના ભિલ્લ સૈન્ય સહિત પાટણ નગરમા આવી લાગી તે વેળાયે દેવપ્રસાદ પાટણથી કોઇ આવશ્યકીય કાર્યમાટે પોતાના વાનપ્રસ્થ પિતા હરપાલ દેવ પાસે ગયેલો હોવાથી અને ત્યાથી પાંચેક દિવસ પછી પાછો આવ્યા પછી નિમંત્રિત માંડલિક રાજાઓના આદરાતિથ્ય આદિ કાર્યોમા રોકાઈ જવાથી તેમ જ મહારાજ્ઞીની સુમિત્રા દેવીના આગ્રહથી સુદેષ્ણા પણ કેટલીક વાર પોતાનો દિવસ તથા રાત્રિનો સમસ્ત સમય રાજમહાલયમાં જ વીતાડતી હોવાથી દેવપ્રસાદને સુદેષ્ણા સાથે તેમ જ સુદેષ્ણાને દેવપ્રસાદ સાથે શાંતિપૂર્વક વાર્તાલાપ કરવાનો ઇચ્છિત અવસર અદ્યાપિ મળી શક્યો ન હોતો. સુદેષ્ણાને તેની પોતાની ઈચ્છાથી જે રાજપાન્થશાળામાં પ્રસ્તુત કથાના પ્રથમ ખંડના દ્વિતીય પ્રકરણમા ચિત્રકાર શ્રીનાથને ઊતરેલો આપણે જોયો હતો તે જ રાજપાન્થશાળામા નિવાસ તથા ખાનપાન આદિનો તેની પદવી અનુસાર યોગ્ય પ્રબંધ કરી આપવામાં આવ્યો હતો; કારણ કે, તેના ભિલ્લ સૈનિકોના નિવાસમાટે નગરના બાહ્ય ભાગમાં અને એ રાજપાન્થશાળાના નિકટમાં જ તબૂઓ તાણીને સામયિક વસ્ત્રનગરની, તે કાળના ખાદી નગરની વ્યવસ્થા કરી આપવામાં આવી હતી. સુદેષ્ણા પોતાની ભિલ્લ જાતિની સેવિકાઓ સહિત રાજપાન્થશાળામાં જ વસતી હતી અને અત્યારે ઉપરિતલના સર્વ કક્ષો તેના અધિકારમા હોવાથી તેની આજ્ઞા કિંવા અનુમતિ વિના અન્ય કોઇ પણ અજ્ઞાત મનુષ્યથી ત્યા આવવાની ધૃષ્ટતા કરી શકાય તેમ નહોતુ.

અસ્તુ નિશાના પ્રથમ પ્રહરની પરિસમાપ્તિ પૂર્વે જ ભોજનકાર્યથી નિવૃત્ત થઇને અને તે સમયની રાજપૂત રમણીઓનાં વસ્ત્રાભૂષણો સમાન સુંદર તથા બહુમૂલ્ય વસ્ત્રાલંકારોવડે પોતાના શ્યામ સુંદર શરીરને શૃંગારીને ભિલ્લરાજ્ઞી સુદેષ્ણા એક સુસજ્જિત કક્ષમાં પોતાના ઉચ્ચ આસને વિરાજેલી હતી અને તેના આસનથી અલ્પ અંતરપર તેની સમવયસ્કા બે ભિલ્લ દાસીઓ તેની આજ્ઞાના પાલનમાટે બદ્ધપરિકર થઇને ઊભી હતી કક્ષમા સુગંધિતતૈલપૂર્ણ બે દીપકો પોતાના તીવ્ર પ્રકાશને વિસ્તારીને નિશાજન્ય અંધકારના પ્રતિકારનો પ્રચંડ પ્રયત્ન કરી રહ્યા હતા. સુદેષ્ણાએ અચાનક મૌનનો ભંગ કરીને પોતાની તે ઉભય સેવિકાઓને સંબોધીને મૃદુભાવથી કહ્યુ કે—

"તમો બન્ને જઇને સોપાનમાર્ગ પાસે ઊભી રહો અને નીચે ઊભેલા આપણા ભિલ્લ પ્રહરીને કહી દ્યો કે અલ્પ સમયમાં જ ગુર્જરેશ્વરના ભત્રીજા અને સેનાધ્યક્ષ મહાશય દેવપ્રસાદ વર્મા અહીં પધારવાના છે તો તેમને અટકાવશો નહિ અને તેઓ પધારે એટલે તેમને માનપૂર્વક આ કક્ષમા લાવીને મારે તેમની સાથે કેટલોક રાજનૈતિક ગુપ્ત વાર્તાલાપ કરવાનો હોવાથી તમો પાછી સોપાનમાર્ગના ઉપરિભાગમા બેસજો; મારી આજ્ઞા વિના અહીં આવશો નહિ"

"જેવી બા સાહેબની આજ્ઞા" આ શબ્દોચ્ચારથી સુદેષ્ણાની આજ્ઞાને મસ્તકે ચઢાવીને તે ઉભય યુવતી દાસીઓ કક્ષમાંથી ચાલતી થઈ ગઈ.

દાસીઓના જવા પછી સુદેષ્ણાની ધારણા અનુસાર અલ્પ સમયમાં જ દેવપ્રસાદ રાજપાન્થશાળામાં આવી લાગ્યો અને સુદેષ્ણાની બે યુવતી દાસીઓ

તે વીરવેષધારી, મહાતેજસ્વી, યૌવનમદોન્મત્ત તથા સ્વરૂપસુન્દર સેનાધ્યક્ષને પોતાની સ્વામિનીની આજ્ઞાનુસાર ઉક્ત કક્ષના દ્વારમાં મૂકીને ત્યાંથી પાછી વળી ગઈ એ વેળાયે સુદેષ્ણાના સ્વાભાવિક સૌન્દર્યમા વસ્ત્રાલકારજન્ય સુન્દરતાના અપૂર્વ સંમેલનથી જાણે તેના સમક્ષ કોઈ દેવકન્યા જ વિરાજેલી હોયની! એવો જ તેને ભાસ થવા લાગ્યો, કારણ કે, ભિલ્લકુમારી સુદેષ્ણા એ વેળાયે યૌવન-વસતના મધ્યકાળમા વિહાર કરી રહી હતી યૌવનની ઉદ્દામ પ્રવૃત્તિની રગ-ભૂમિમા પ્રવેશવામાટે તેનુ હૃદય અત્યત આતુર થઈ રહ્યુ હતુ, યૌવનના તીવ્ર મદની અરુણિમા તેના નયનકમલોમા સ્પષ્ટ દૃષ્ટિગોચર થવા લાગી હતી, તેની ગતિમાં વારુણીની મદશીલતા પરિલક્ષિત થયા કરતી હતી, તેનો આનન્દમદપૂર્ણ નિશ્વાસ તથા તેના પ્રત્યેક અંગનો યોગ્ય વિકાસ વિકસિતા કુસુમકલિકા સમાન દેખાતો હતો અને શરત્કાળના વિમલ જળ સમાન, દર્પણની સ્વચ્છતા સમાન, પુણ્યાત્માના હૃદય સમાન તથા સતીના પવિત્રતમ પ્રેમ સમાન તેનું સમસ્ત શરીર દેદીપ્યમાન અને તેનું લાવણ્ય સર્વથા અપરૂપ તથા લોકોત્તર જ દેખાતું હતું. એ કમલિનીએ અત્યાર સુધી બાલરવિના પ્રથમ રશ્મિના સ્પર્શથી ઉદ્ભવતા વિદ્યુત્પ્રવાહને અનુભવ્યો ન હોતો અને એ કુમુદિનીએ અદ્યાપિ કલાધરની સુધા-ધારામા અવગાહન કર્યું ન હોતુ કેવો મનોરમ સંધિ અને કેવુ મૃદુલ મનોહર મિલન! યુવતી સુદેષ્ણા તથા યુવક દેવપ્રસાદના આ સમોહક સમે-લનને જો કિશોરકાનનમા યૌવનવસંતના પ્રથમ પદસંચાર, પ્રતિપદા તથા દ્વિતીયાના સમિલિત યોગમા સુધાધરની પ્રથમ કલા, સ્વચ્છ સુંદર ગગનમાં લાલિમાની પ્રથમ રેખા; સ્વચ્છ તુષાર ઉપર બાલરવિના રશ્મિના પ્રથમ પાત; પરિપક્વ અવસ્થાને પ્રાપ્ત થતા રસાલ ઉપર પ્રકૃતિની લેખિનીથી ચિત્રાયેલી પ્રથમ અરુણરેખા, નન્દનવનની પારિજાતલતાના પ્રથમ વિકાસ કિવા સૌન્દર્યની રગ-ભૂમિમા રતિદેવીના વીણાવિનિન્દિત કંઠમાથી નીકળેલા પ્રથમ તાન તરીકે ઓળ-ખવામાં આવે, તો તે સર્વથા યોગ્ય જ કહી શકાય

દેવપ્રસાદને કક્ષના દ્વારમાં પ્રવેશતો જોઇને તેના સ્વાગતમાટે જે વેળાયે સુદેષ્ણા પોતાના આસનપરથી ઊઠીને લજ્જા તથા મર્યાદાપૂર્વક ઊભી થઈ ગઈ તે વેળાયે જાણે શરત્કાલિક સુંદર યામિની ચન્દ્રિકારૂપ શુભ્ર વસ્ત્ર પરિધાન કરીને, ગુલાબની અર્ધપ્રસ્ફુટિત કલિકા જાણેની સાડીવડે પોતાના શરીરને આચ્છાદિત કરીને, આદિકવિની કલ્પના વાણીરૂપ અર્જુન અબર પરિધાન કરીને કિવા આત્મદેવી ઉજ્જ્વલ સત્યના ધવલતમ વસ્ત્રને ધારીને એ કક્ષરૂપ નન્દનવનના મધ્યમાં ઊભી રહી હોયની! એવો જ દેવપ્રસાદને ભાસ થવા લાગ્યો દેવપ્રસાદ સુદેષ્ણાના આજના આ અલૌકિક રૂપરાશિ તથા અનન્ય મનોહર શૃગારના સાક્ષાત્કારથી સર્વથા મુગ્ધ તથા આત્મવિસ્મૃત થઈ ગયો.

"ગુર્જરેશ્વરના રણશૂર સેનાધ્યક્ષ મહાશય, આસને વિરાજો આજે આ પાટણમા મારું આગમન થયાને પદર દિવસ જેટલો દીર્ઘ સમય વીતી જવા પછી આપ મહાનુભાવના દર્શનનો મારી આ દર્શનાભિલાષિણી દૃષ્ટિને અલભ્ય લાભ મળ્યો છે એ પણ મારા સદ્ભાગ્યનો જ મહિમા છે હુ ધારું છું કે હવે તો આપ આ લગ્નોત્સવજન્ય કાર્યના ભારથી અવશ્ય મુક્ત થઈ ગયા હશો અને

વિશ્રાંતિને ભોગવવાના ભાગ્યને પ્રાપ્ત કરી શક્યા હશો, કારણ કે, જો એમ ન હોત, તો આજે પણ મને આપ શ્રીમાનના દર્શનનો લાભ ભાગ્યે જ મળી શકત."

"ભાગ્યવતી ભિલ્લરાજ્ઞી, આટલા દિવસ હું આપની સેવામા......"

દેવપ્રસાદ આગળ બોલવા જતો હતો, પરંતુ તેને આટલેથી જ બોલતો અટકાવી દઇને ભિલ્લકુમારી સુદેષ્ણા કિંચિદ્ વક્ર દૃષ્ટિથી કહેવા લાગી કે: "સુભાગી સેનાધ્યક્ષ મહાશય, જે વેળાયે મારા નિમંત્રણથી આપ સાભ્રમતીના તીરપ્રાતમાં પધાર્યા હતા તે વેળાયે આપણા પ્રથમ પરિચયનો પ્રસંગ હોવાથી આપે મારી સાથેના વાર્તાલાપમાં 'તમો,' 'તમારી' તથા 'તમારા' આદિ બહુવચનાત્મક સર્વનામોનો મારા સંબંધમાં પ્રયોગ કર્યો હતો અને શિષ્ટાચારની દૃષ્ટિથી આપનો તે વ્યવહાર યોગ્ય જ હતો; પરંતુ ત્યાર પછી જ્યારે ધોળકાના રાજમહાલયમાં મારા પ્રયાણના સમયે આપણને વાર્તાલાપનો જે પ્રસંગ પ્રાપ્ત થયો હતો તે પ્રસગે આપણા કિંચિદ્ અધિક પરિચયના કારણથી કહો કિંવા અન્ય કોઈ કારણથી કહો, પણ આપ શ્રીમાને મને અંત પર્યન્ત 'તુ'કારાથી જ બોલાવી હતી એનું તો આપ શ્રીમાનને અવશ્ય સ્મરણ હોવુ જ જોઇએ; તો પછી આજે મારી સાથેના સંભાષણમાં 'ભિલ્લરાજ્ઞી,' 'આપ' અને 'આપની સેવામાં' આદિ માનદર્શક તથા આડંબરપૂર્ણ શબ્દોના પ્રયોગની શી આવશ્યકતા છે વારુ?"

"કારણ કે, તે દિવસે આપ ગુર્જરેશ્વર જેમને કેવળ એક દસ્યુરાજ જ માનતા હતા અને મારી પણ જેમના સબંધમાં એવી જ માન્યતા હતી તે સ્વર્ગીય આશા ભિલ્લની પુત્રી જ હતાં અને આજે ગુર્જરેશ્વરે પોતાના શ્રીમુખથી આપના ગૌરવને મુક્ત કંઠથી સ્વીકારેલું હોવાથી આપ ભિલ્લરાજ્ઞી છો એટલે આપની પદવી અનુસાર યોગ્યતમ શબ્દોનો જ મારે આપની સાથેના સંભાષણમાં પ્રયોગ કરવો જોઈએ," દેવપ્રસાદે માનદર્શક શબ્દોના પ્રયોગનુ કારણ દર્શાવ્યુ.

"આપ શ્રીમાનનું આ વાક્ય મારા પ્રશ્નના સબંધમાં ઉત્તર તરીકે બોલાયલું હોવાથી મેં શાંતિથી સાંભળી લીધુ છે, પણ હવે જો મારી સાથેના સભાષણમાં આપ મહાશય આવા અકારણ વિવેકને દર્શાવતા રહેશો, તો હું આપના ભાષણને સાભળવાની પણ નથી અને આપની સાથે બોલવાની પણ નથી એ નિશ્ચયપૂર્વક જાણી લેશો જો અન્ય જનો સમક્ષ મને માનપૂર્વક બોલાવવાની આવશ્યકતા અનિવાર્ય થઈ પડે, તો ત્યા કેવળ 'તમો' અને એ શબ્દનાં અન્ય રૂપોના પ્રયોગની મારા સંબધમા હુ અનુમતિ આપું છું; પરતુ અન્ય પ્રસંગે તો આપ મને 'તુ'કારાથી જ બોલાવશો એવો મારો આપને હઠવાદપૂર્વક આગ્રહ છે, કારણ કે, અમો સ્ત્રીઓને 'તું'કારામા જે રમણીયતા દેખાય છે તે 'જી'કારામા નથી જ દેખાતી." સુદેષ્ણાએ પોતાને 'તુ'કારાથી જ બોલાવવાનો દેવપ્રસાદને આગ્રહ કર્યો

"હવે તો મારાથી 'તુ'કારો નહિ જ આપી શકાય, કારણ કે મારી જિહ્વા જ અટકી જશે" દેવપ્રસાદે 'તુ,' 'તમો' તથા 'આપ' આદિ શબ્દોના પ્રયોગથી રહિત વાક્યના ઉચ્ચારથી વિવાદને મટાડવાનો ઉદ્યોગ કર્યો

"જો એમ જ હોય, તો મારાથી પણ 'તમો' તથા 'આપ' જેવા ભારી શબ્દોના ભારને નહિ જ સહી શકાય; કારણ કે, એ ભારી તથા કઠિન શબ્દોના

આઘાતથી મારા કાનના પડદા જ ફાટી જશે.” સુદેષ્ણાએ ‘થાય તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ’ના ન્યાયનું અવલંબન કરીને આ વાક્ય ઉચ્ચાર્યું.

“વારૂ ત્યારે હું તારી ઇચ્છાને આધીન છું.” દેવપ્રસાદે સ્ત્રીહઠની પ્રબળતા સમક્ષ પોતાના પરાજયને સ્વીકારી લીધો

“હવે કેવું મધુર વાક્ય ઉચ્ચાર્યું!” સુદેષ્ણા પુલકિત વદનથી બોલી

“અસ્તુ તો હવે આપણે આપણા અગત્યના વિષયપર આવી જઇએ.” દેવપ્રસાદ બોલ્યો

“એમાટે મારી ક્યા ના છે?” સુદેષ્ણાએ અનુમતિ દર્શાવી.

“હુ આટલા દિવસ તારી પાસે ન આવી શક્યો અને તારા દર્શનનો લાભ ન લઈ શક્યો તેનું કારણ એ હતું કે પ્રથમ તો હું પાચ દિવસ સુધી મારા પિતાશ્રી પાસે રોકાઈ રહેલો હોવાથી પાટણમાં હતો જ નહિ અને ત્યાર પછી અહીં આવતાની સાથે જ માંડલિક રાજાઓના તથા જાગીરદારો આદિના આદરાતિથ્ય આદિની વ્યવસ્થાના કાર્યનો સમસ્ત ભાર મારા શિરપર આવી પડતાં મને સમસ્ત દિવસ તથા રાત્રિમાં એક વાર ભોજન લેવા જેટલો અને એક પ્રહર વિશ્રાંતિમાં વીતાડવા જેટલો સમય પણ ભાગ્યે જ મળી શકતો હતો; ત્યાર પછી નવીન મહારાજ્ઞી મયણલ્લા દેવીનુ આગમન થયું અને ગુર્જરેશ્વરના અવશિષ્ટ લગ્નવિધિની સમાપ્તિ થતાં ત્યાર પછીના ચાર દિવસ બ્રાહ્મણોને દક્ષિણા, ભાટ તથા ચારણો ઇત્યાદિને દાન તથા લક્ષાવધિ દીન જનોને અન્નદાન તેમ જ વસ્ત્રદાન આપીને વિદાય કરવાના, માંડલિક રાજાઓ તથા જાગીરદારોને તેમની ઇચ્છાનુસાર પ્રવાસની વ્યવસ્થા કરી આપવાના તથા પાટણ નગરની સમસ્ત પ્રજાને અપાયલા ભોજનસમારભ આદિ કાર્યોમા વીતી ગયા આજે સધ્યા-કાળ પછી અધિક કાર્ય ન હોવાથી મેં મધ્યાહ્ન પછી રાત્રિના સમયમાં આવવાનો સંદેશ તને કહાવી દીધો હતો અને મારા તે સંદેશ અનુસાર અત્યારે હું તારા દર્શનમાટે તારી પાસે આવી પહોચ્યો છું.” દેવપ્રસાદે પોતે આટલા દિવસ જે કારણથી તે સુદેષ્ણા પાસે આવી શક્યો ન હોતો તે કારણને દર્શાવતા આ વાક્યો મધુરભાવથી ઉચ્ચાર્યા

“આપના અનાગમનનુ આ કારણ મારાથી અજ્ઞાત નથી અને તેથી હુ આપના શિરપર કોઇ પણ પ્રકારના દોષનો આરોપ નથી કરતી એટલે આવા પ્રકારના વાર્તાલાપમા અકારણ સમયને નષ્ટ કરવાની કશી પણ આવશ્યક્તા નથી.” સુદેષ્ણાએ આવાં કારણોને દર્શાવવાની અનાવશ્યકતા દર્શાવી

“આ કારણને વિસ્તારથી દર્શાવવાનુ કારણ એ જ હતુ કે તારૂં મને વિસ્મરણ થઇ ગયું હશે એવી કુશકાનો ક્યાક તારા મનમા આવિર્ભાવ ન થાય અને તે અકારણ કુશંકાના યોગે તારો મારામાં અભાવ ન થઈ જાય,” દેવપ્રસાદે તે કારણને દર્શાવવાનું કારણ દર્શાવ્યુ

“કદાચિત્ આપ મને ભૂલી જાઓ, તો પણ તેથી આપમાં મારો અભાવ થઈ જાય એવી જે આપની માન્યતા હોય, તો સ્ત્રીજાતિના સર્વસ્વસમર્પક સ્વભાવથી અદ્યાપિ આપ સર્વથા અજ્ઞ છો એમ જ મારે કહેવું પડે છે, કારણ કે, પુરુષોએ સ્ત્રીઓને અનેક વાર ત્યાગી દીધી છે છતા તે પરિત્યક્તા પ્રમ

ઓએ પોતાના પુરુષોની સેવામાટે જ પોતાના પ્રાણોને ધારી રાખવાના અનેક દૃષ્ટાંતો પુરાણો તથા ઇતિહાસોમાં અદ્યાપિ વિદ્યમાન છે. મહાવિપત્તિગ્રસ્ત અવસ્થામાં પણ પોતાના પતિદેવથી એક ક્ષણમાત્રને માટે પણ વિયુક્ત ન થનારી દેવી દમયન્તીને નળ રાજાએ નિર્જન અરણ્યમાં ત્યાગી દેવાની ધૃષ્ટતા દર્શાવી હતી; તથાપિ દેવી દમયન્તીના મનમાં નળ રાજા વિષયક અભાવનો કદાપિ આવિર્ભાવ ન હોતો થયો એ આપ નથી જાણતા કે શું ?" સુદેષ્ણાએ આર્યનારીની પતિભક્તિપરાયણતાનો પરિચય કરાવ્યો.

"સુદેષ્ણા, તારા હૃદયમાં આટલા અને આવા ઉચ્ચતમ આદર્શો રમી રહ્યા છે એ રહસ્ય મારા જાણવામાં ન હોવાથી કદાચિત્ મારા અનાગમનને વિસ્મરણનુ પરિણામ માની લઇને તુ મારા પ્રતિ વિરક્તિને દર્શાવવાનું સાહસ ન કરી બેસે એ માન્યતાને હૃદયમાં સ્થાન આપવાનો જે અપરાધ મારા હસ્તથી થયો છે તે મારા અપરાધની હું તારી પાસેથી ક્ષમા માગુ છુ અને તને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપું છું કે તું પણ એક આદર્શ નારી સિદ્ધ થાય અને પ્રાતઃસ્મરણીયા દેવી દમયન્તી પ્રમાણે ભવિષ્યકાળમા ભારતવર્ષની એક વંદનીયા વનિતા થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકે." દેવપ્રસાદે ક્ષમાની યાચના સહિત સુદેષ્ણાને શુભતમ આશીર્વાદ આપ્યો

"પરતુ મારા દમયન્તીત્વને સિદ્ધ કરી બતાવવામાટે જે નળ રાજાની આવશ્યકતા છે તે નળ રાજા મળે ત્યારે કે નહિ ?" સુદેષ્ણાએ એક અત્યંત માર્મિક વાક્ય ઉચ્ચાર્યું

"સુદેષ્ણા, રણભૂમિમાં તારાથી વિયુક્ત થયા પછી મારો અત્યાર સૂધીનો સમય મેં કેવી વિલક્ષણ અવસ્થામાં વીતાડયો છે એની તને શી કલ્પના હોય વારૂ ? જ્યારે પણ મને દિવસ કિંવા રાત્રિના સમયમાં એકાન્તવાસને સેવવાનો અવકાશ મળતો હતો ત્યારે કલ્પનાને મારી ચિર સહચરી તરીકે સ્વીકારી લઇને, તને નાયિકાના ઉચ્ચ આસનપર પ્રતિષ્ઠિતા કરીને તથા ભાવોની રસલહરીને વહેવડાવીને અવ્યક્ત ભાષા તથા મનોહર 'ચિન્તા' નામક છદમાં એક મહાકાવ્યની રચના કરીને તે મહાકાવ્યને મારા હૃદયપટમાં હુ અકિત કર્યા કરતો હતો તે વેળાયે મારા મનમાં એમ જ થયા કરતુ હતું કે મારા તે 'ચિન્તા' છદ સાથે મારી હૃદયેશ્વરી સુદેષ્ણાની કઠવીણાના સ્વરનું સમેલન થઇ જાય, મારી રસમન્દાકિની મારી પ્રાણેશ્વરી સુદેષ્ણાનાં ચરણકમલોના ચુંબનથી કૃતાર્થ થાય અને મારી કલ્પના મારી જીવનસગિની સુદેષ્ણાના સજીવન સ્વરૂપને ધારણ કરી લે, તો કેવું સારૂ ! પરતુ મારી એ આશા પૂર્ણ થતી ન હોતી અને તેથી જેવી રીતે ઉષાદેવી વિના પ્રાત.કાલનો વૈભવ નિષ્ફળ દેખાય છે, પાત્ર વિના રસ નિરાધાર થઈ જાય છે અને સૌન્દર્ય વિના ભક્તિનો પ્રવાહ વ્યર્થ થયેલો જણાય છે તેવી જ રીતે તારા વિના, મારી મનોદેવી સુદેષ્ણા, કેવળ તારા વિના મારી પ્રેમપિપાસુ દૃષ્ટિને આ લોકારણ્યરૂપ સમસ્ત સસાર સર્વથા જડ તથા જનશૂન્ય કિંવા ભયંકર અરણ્યતુલ્ય જ દેખાતો હતો. આજે તારા દર્શનથી મારા લોચનોને, તારા સંભાષણથી મારાં શ્રવણોને તથા તારા સમાગમથી મારા આત્માને જે અલૌકિક આનન્દનો અનુભવ થયો છે તે આનન્દ સર્વથા અવર્ણનીય તથા અનિર્વચનીય છે" દેવપ્રસાદે પોતાના પ્રેમને જેટલા

પરિમાણમાં વાણીદ્વારા વ્યક્ત કરવાની શકયતા હતી તેટલા પરિમાણમાં વ્યક્ત કરી બતાવ્યો અને ત્યાર પછી પોતાની દૃષ્ટિને તેણે સુદેષ્ણાના મુખમડળમાં સ્થિર કરી દીધી

"પ્રાણેશ, આપના વિયોગમા મારી દશા પણ અત્યત વિલક્ષણ થઈ ગઈ હતી. આપ વિજેતા ગુર્જરેશ્વર સાથે અમારા ગ્રામમાંથી પ્રયાણ કરી ગયા ત્યારથી મારા હૃદયાકાશને અશાંતિના મેઘોએ એટલી સીમા પર્યન્ત આચ્છાદિત કરી દીધું હતુ કે ઉપવનની ફલવિનમ્ર વૃક્ષાવલી, કુસુમાભરણભૂષિતા લતા-શ્રેણી, દુગ્ધફેનવિનિન્દિત દૂર્વાદલપંક્તિ, કલકંઠ વિહંગ સમિતિ તથા પ્રકૃતિની સંપૂર્ણ વૈભવશાલિતા પણ મારા હૃદયાકાશમા તે અશાન્તિરૂપ મેઘોને વિસ્ફ-લિત કરીને શાંતિરૂપ ચન્દ્રને ઉદિત કરી શકતી ન હોતી અને તેથી હુ નિરુદ્દેશ હૃદય, અનિયત્રિત ગતિ, ઉદાસીન મતિ, નિરાશા તથા આત્મજ્વાલાને ધારણ કરીને ભીષણ અશાંતિમા મારા સમયને વીતાડયા કરતી હતી જો ગુર્જરેશ્વરે મારા પૂજ્ય સ્વર્ગીય પિતાની પ્રાર્થનાને માન્ય કરીને અને મારા પ્રતિ ઉદારતા દર્શાવીને મને મારા પિતાશ્રીના લઘુ રાજ્યની ઉત્તરાધિકારિણી ન ઠરાવી હોત અને મારા એ લઘુ રાજ્યશકટને સુવ્યવસ્થાથી ચલાવવાનો ભાર મારા શિરપર ન આવી પડયો હોત, તો મારા મનની આવી વિલક્ષણ દશા હોવાથી હુ આ સંસારને ત્યાગીને કયારનીયે અરણ્યવાસિની થઈ ગઈ હોત" સુદેષ્ણાએ પોતાની મનોદશાનું ગભીર વાણીદ્વારા દર્શન કરાવ્યુ

"પરતુ જેના હૃદયમા પ્રેમની જ્વાળા પ્રકટેલી હોય છે તે પુરુષ કિંવા પ્રમદાને સંન્યાસને સ્વીકારતા છતા પણ સત્ય વૈરાગ્યના અભાવે વાસ્તવિક શાતિનો સાક્ષાત્કાર નથી થતો એ રહસ્યને તું જાણે છે ખરી કે નહિ? પ્રેમી પુરુષ તથા પ્રેમિકા પ્રમદાની શાંતિનો સંબધ કેવળ ઇષ્ટ વ્યક્તિના પ્રેમની પ્રાપ્તિ સાથે જ અવિભક્ત ભાવથી સંધાયલો હોવાથી પ્રેમી પુરુષ તથા પ્રેમિકા પ્રમદાને તો જ્યારે તે પોતાની ઇષ્ટ વ્યક્તિના પ્રેમપીયૂષનુ પાન કરી શકે છે ત્યારે જ વાસ્તવિક શાંતિનો સાક્ષાત્કાર થાય છે, માત્ર એટલુંજ નહિ, પણ જ્યારે ઉભય પ્રેમી દંપતીમાથી એક વ્યક્તિની જીવનશૃંખલા તૂટી જાય છે ત્યારે અન્ય વ્યક્તિ પણ નિરાશા તથા અશાતિનો આઘાત અસહ્ય થતા પોતાના દુખમય જીવનને ભાગ્યે જ ધારણ કરી શકે છે" દેવપ્રસાદે સન્યા-સનો નિષેધ કરીને પ્રેમની મહત્તાનુ પ્રતિપાદન કર્યું.

"ત્યારે હવે આપ અંતે શા નિશ્ચયપર આવી લાગ્યા છો તે કૃપા કરીને જણાવશો?" સુદેષ્ણાએ આતુરતાદર્શક ભાવથી તેના નિશ્ચયને જાણવાની ઇચ્છા દર્શાવી.

"ધવલપુરના રાજમહાલયમાં તું જે વેળાયે તારા પિતા પાસે પાછી જવાને તૈયાર થઇ હતી તે વેળાયે આપણે જે પ્રતિજ્ઞાથી પરસ્પર બદ્ધ થયા હતા તે પ્રતિજ્ઞાને પાળવાની જો તારી દૃઢ ઇચ્છા હોય, તો હું પણ હવે તે પ્રતિજ્ઞાને સત્વર પાળી બતાવવાના અને તારા પ્રેમના નંદનનિકુંજમા અષ્ટો-પ્રહર વિહરવાના અંતિમ દૃઢ નિશ્ચયપર આવી લાગ્યો છું." દેવપ્રસાદે પોતાનો લગ્ન વિષયક નિશ્ચય સ્પષ્ટ શબ્દોમા દર્શાવી દીધો.

"રણભૂમિમાં આપે પોતાના ધર્મ તથા કર્તવ્યનું તે દિવસે યથાર્થ પાલન કરેલું હોવાથી મારી પ્રતિજ્ઞા અનુસાર હું તો કોઈ અન્ય પુરુષના કંઠમાં વરમાળા નથી જ આરોપવાની; પરંતુ આપ મારું પાણિગ્રહણ કરીને પોતાની પ્રતિજ્ઞાને અન્ત પર્યન્ત પાળી શકશો કે કેમ, એની મારા હૃદયમાં અદ્યાપિ દૃઢ શંકા રહ્યા કરે છે." સુદેષ્ણાએ પ્રતિજ્ઞાપાલનવિષયક દૃઢતા દર્શાવીને પોતાના હૃદયમાં ઉદ્ભવેલી એક શંકાનો પણ પ્રકાશ કરી દીધો.

"આવી અયોગ્ય શંકાને હૃદયમાં સ્થાન આપવાનું કાંઈ કારણ?" દેવપ્રસાદે આશ્ચર્યવિસ્ફારિત નયનોથી પૂછ્યું

"કારણ કે, હું એક સુશિક્ષિતા, સાધનસંપન્ના તથા લઘુ રાજ્યની સ્વામિની હોવા છતાં મારો જન્મ ભિલ્લજાતિનાં માતાપિતાના ગૃહમાં થયેલો હોવાથી અને આપ એક પ્રતિષ્ઠિત આર્ય ક્ષત્રિયકુલોત્પન્ન રાજવંશી પુરુષ હોવા સાથે આપનાં પિતામહી, માતાપિતા તથા ગુર્જરેશ્વર સમાન પૂજ્ય કાકા અદ્યાપિ વિદ્યમાન હોવાથી તેઓ આપને મારી સાથે પરણવાની અનુમતિ આપશે અને મને પોતાની સ્નુષા તરીકે સ્વીકારવાની ઉદારતા દર્શાવશે એમ માનવાની અદ્યાપિ મારી મનોદેવતા મને ના અને ના જ પાડ્યા કરે છે. મારી પણ આપને નમ્રતા પૂર્વક એ જ પ્રાર્થના છે કે મારા દુર્ભાગ્યની પ્રબળતાથી જો રાજમાતા ઉદયમતી, આપનાં માતાપિતા તથા ગુર્જરેશ્વર આદિ આપને મારી સાથે લગ્ન કરવાની અનુમતિ ન જ આપે, તો મારા દુ:ખમય ભવિષ્યની ચિન્તાને મહત્ત્વ આપીને આપ તે સર્વ પૂજ્ય વ્યક્તિઓની ઇચ્છાનો કદાપિ અનાદર કરશો નહિ અને સંતાનધર્મના પાલનમાટે તેઓ જે ભાગ્યવતી તથા યોગ્ય કુમારિકા સાથે આપનો શરીરસંબંધ કરાવી આપે તે કુમારિકા સાથે પરણીને સુખી થજો અને તેને પણ સુખિની થવા દેજો જો મને આપના પત્નીપદની પ્રાપ્તિ નહિ જ થાય, તો હું મારું અવશિષ્ટ આયુષ્ય અખંડ બ્રહ્મચર્યમાં વીતાડીને બ્રહ્મચિન્તન કરતી રહીશ અને ઈશ્વર પાસેથી આપનું કલ્યાણ યાચતી રહીશ" આ વાક્યોને ઉચ્ચારતા સુદેષ્ણાના નેત્રો આંસૂભીના થઈ ગયાં

"આપણા લગ્નમાટે મારા પૂજ્ય પિતાજી તથા મારા પૂજ્ય માતાજીની અનુમતિ તો મેં ક્યારનીયે મેળવી લીધી છે અને મારા પૂજ્યતમ પિતામહી રાજમાતા ઉદયમતી દેવીની અનુમતિ મારાં પૂજ્ય માતુશ્રી મેળવવાનાં છે. રાજમાતાની અનુમતિ મળી જાય એટલે ગુર્જરેશ્વરની અનુમતિ પણ મળી જશે અને ઈશ્વરની કૃપાથી આપણા લગ્નમા કોઈ પણ પ્રકારનું વિઘ્ન આવવાનો સંભવ રહેશે જ નહિ એવો મારો દૃઢ નિર્ધાર છે" દેવપ્રસાદે સુદેષ્ણાને તેના સંશયને નિવારનારી અને આનન્દને ઉપજાવનારી ભદ્ર કથા કહી સંભળાવી.

"હું ધારું છું કે આપનાં પૂજ્ય માતુશ્રી અત્યારે પાટણ નગરમાં ગુર્જરેશ્વરના રાજમહાલયમાં જ વિરાજતાં હોવાં જોઇએ." સુદેષ્ણાએ પૂછ્યું.

"જી હા, મહાશય દેવપ્રસાદજીનાં પૂજ્ય માતુશ્રી અત્યારે અમારા પાટણ નગરમાંના ગુર્જરેશ્વરના રાજપ્રાસાદમાં અને રાજમાતા શ્રી ઉદયમતી દેવીના કક્ષમાં જ વિરાજે છે અને તે ઉભય દેવીઓનો એક શુભ સંદેશ આપ ભાવિ દંપતીને સંભળાવવામાટે જ અહીં આવીને અત્યારે મારે આપ પ્રેમિયુગલના

પ્રેમસંભાષણમાં પ્રત્યવાયરૂપ થવું પડયું છે આશા છે કે મારી આ ધૃષ્ટતાની આપ પ્રેમિયુગલ મને અવશ્ય ક્ષમા આપશો જ" સુદેષ્ણાના પ્રશ્નનું દેવપ્રસાદ કાંઇ પણ ઉત્તર આપે તે પૂર્વે વિપ્રકુમારી ચિત્રાગદાએ કક્ષમાં અચાનક પ્રવેશ કરીને તે ઉભય પ્રેમી વ્યક્તિઓને સંબોધી આ શબ્દો પુલકિત વદનથી ઉચ્ચાર્યા

"એક તો તમો બાઈ સાહેબ દાસીદ્વારા મારી અનુમતિ માગ્યા વિના જ અહીં ચાલ્યાં આવ્યા અને એટલાંથી ન ધરાયા એટલે અમો બન્ને હજી અવિવાહિત હોવા છતાં અમોને 'દંપતી' કહીને અમારા માથાપર ગાળ પણ બેસાડી દીધી, એ તમારી ધૃષ્ટતાને શું કહેવું, બાઈ!" સુદેષ્ણાએ લજ્જાવનત મુખથી ચિત્રાગદાને મીઠો ઠપકો આપ્યો

"આપ ઉભય પ્રેમિજનો પ્રતિજ્ઞાપૂર્વક અત્યાર પૂર્વે જ પરસ્પર હૃદય-સમર્પણ તથા આત્મસમર્પણ તો કરી જ ચૂક્યા છો અને રાજમાતા હૃદયમતી દેવીની અનુમતિ મળી જાય એટલે શાસ્ત્રોક્ત વિધિથી આપ ઉભયનો લગ્નસમા-રંભ થતા સમસ્ત સંસાર સમક્ષ આપ બન્ને 'દંપતી' તરીકે પ્રકાશમાં આવ-વાના છો, તો પછી મારે આપ પ્રેમિયુગલને 'દંપતી' સંબોધનથી શામાટે ન બોલાવવાં એ હું તો, બાઈ, નથી સમજી શકતી જ્યા છાશ લેવા નીકળ્યાં ત્યાં પછી દોણીને છુપાવવાની શી આવશ્યકતા છે વારુ? કન્યાના ભાગ્યમાં પત્નીપદ તો અંતે લખાયલું જ છે તો પછી પરણવામાં લજ્જા તે શાની?" બટકબોલી ચિત્રાંગદાએ સુદેષ્ણાને રોકડો જવાબ સંભળાવી દીધો

"પરંતુ હજી પૂજ્ય રાજમાતાની અનુમતિ મળે તો ખરી. સારા કામમાં સો વિઘ્ન આવીને ઉભાં રહે છે અને કોઈ વાર મોઢામાં નાખવામાટે ઉપાડેલો કોળિયો ઠેઠ હોઠને અડકીને હાથમાંથી પડી જાય છે એ તમો નથી જાણતાં કે શું, મારાં ધર્મભગિની?" સુદેષ્ણાનું મુખ થોડી વારને માટે સીવાઇ જવાથી દેવપ્રસાદે ચિત્રાંગદાને અનુલક્ષીને આ વાક્ય ઉચ્ચાર્યું.

"પરંતુ આપના આ શુભ કાર્યમા લેશમાત્ર પણ વિઘ્ન ન આવવાની શુભ વાર્તા જો હુ આપને સંભળાવું, તો મને પારિતોષિક તરીકે શુ આપશો?" ચિત્રાંગદાએ વિનોદને આગળ લંબાવ્યો

"તમારા પોતાના મુખથી તમો જે કાંઇ પણ માગી લેશો, તે." દેવ-પ્રસાદે કહ્યું

"અને તમો શું આપશો, બા સાહેબ?" ચિત્રાંગદાએ સુદેષ્ણાના મૌન-વ્રતને મૂકાવવાના આશયથી આ પ્રશ્ન પૂછ્યો

"જે ઉત્તર સેનાધ્યક્ષે આપ્યું છે તે જ મારું ઉત્તર છે." સુદેષ્ણાએ સંક્ષેપમાં પતાવ્યું.

"બીઓ મા, પારિતોષિકનુ નામ પાડો; હુ કાંઇ હાથી કે ઘોડો નથી માગવાની" ચિત્રાગદા બોલી

"મારા ગામડામા ગજશાળા પણ નથી અને હાથી પણ નથી એટલે હાથી આપવાની શક્તિ મારી નથી, મારી અશ્વશાળામા ઘોડા તથા ઘોડીઓ છે, તેમાંથી તમોને જે જોઇશે તે મળી જશે" સુદેષ્ણાએ પણ હવે વિનોદનુ ઉત્તર વિનો-દથી જ વાળ્યું

"વારુ, ત્યારે હવે આપણે આપ દંપતીને જે શુભ સંવાદ સંભળાવવામાટે અત્યારે મોટે ઉપાડે આ સમેલનભૂમિમાં પધાર્યા છીએ તે શુભ સવાદ એ છે કે રાજમાતા ઉદયમતી દેવીએ આનન્દથી આપ ઉભય પ્રેમિજનોના શરીરસંબંધની અનુમતિ આપી દીધી છે અને હાલમા વસતોદ્યાનમાં વિરાજતા મહારાજાધિરાજ કર્ણરાજે પણ આ લગ્નના વિષયમાં પોતાનો કોઈ પણ પ્રકારનો વિરોધ દર્શાવ્યો નથી; માત્ર એટલું જ નહિ, પણ આ લગ્નસમારભમાટે જેટલા ધનનો આવશ્યકતા હશે તેટલુ ધન રાજકોષમાંથી આપવામા આવશે એ વાર્તા આપ ઉભય પ્રેમિજનોને જણાવી દેવાની ઉદારાત્મા ગુર્જરેશ્વરે મને આગ્રહપૂર્વક આજ્ઞા આપેલી છે. ત્યારે હવે કહો કે આ અત્યત શુભ સમાચાર છે ખરા કે નહિ?" ચિત્રાગદાએ જે શુભ સમાચાર સંભળાવવાના હતા તે પોતાની વિનોદપૂર્ણ ભાષામાં સંભળાવી દીધા.

"અવશ્ય આ અત્યંત શુભ સમાચાર છે એમા તો કોઇ પણ પ્રકારનો સશય નથી." દેવપ્રસાદે હર્ષદર્શક છટાથી કહ્યુ.

સુદેષ્ણા અવાક્ રહી એટલે ચિત્રાગદાએ તેને ગદ્દગદિયાં કરીને પૂછ્યું કે: "કેમ, બાઈ સાહેબ, આપ કાંઇ નથી બોલતા?"

"મારે એમાં શું બોલવુંતું વળી જે!" સુદેષ્ણાએ છણકો કરીને આ વાક્ય ઉચ્ચાર્યું.

"લ્યો, મારા ભાભી સાહેબ તો અત્યારથી જ છણકા કરવા મંડી ગયાં!" ચિત્રાંગદાએ અટ્ટહાસ કરીને કહ્યુ

"આ નણદ ભોજાઇના સંબધનો નિર્ણય તથા છણકાબણકાનાં સર વાળો ને બાદબાકી આપણે પછીથી નીરાંતે કરી લઇશું એટલે આ વિવાદને અત્યારે મુલ્તવી રહેવા દઇને મને મારા એ પ્રશ્નનું ઉત્તર આપવાની કૃપા દર્શાવો કે પૂજ્ય રાજમાતા ઉદયમતી દેવીએ હુ એક ભિલ્લકુમારી હોવા છતાં ધર્મશાસ્ત્રની અનુમતિને જાણ્યા વિના જ આ લગ્નમાટે પોતાની સંમતિ આપી દીધી છે કે કેમ? જો એમ જ હોય, તો એ એક અત્યત આશ્ચર્યકારિણી ઘટના જ કહી શકાય, કારણ કે, અમારી ભિલ્લજાતિને અનાર્યજાતિ કિવા એક અત્યંત હીન જાતિ માનવામા આવે છે અને તેથી પોતાને આર્ય નામથી ઓળખાવનારા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એ ચારે વર્ણનાં મનુષ્યો અમારી ભિલ્લજાતિ સાથે ખાનપાન તથા લગ્નસંબંધ નથી કરતા એ તો તમો જાણો જ છો." સુદેષ્ણાએ એક નવીન જિજ્ઞાસા દર્શાવી.

"શ્રીમાન્ સેનાધ્યક્ષ દેવપ્રસાદજીનાં પૂજ્ય માતુશ્રી આજે દશ દિવસથી પ્રતાપી ગુર્જરેશ્વરના વિવાહસમારંભમાં ભાગ લેવામાટે પધારેલાં હોવા છતાં આ વિષયના નિર્ણયમાં જે આટલો વિલંબ થયો તે શાસ્ત્રની અનુમતિને શોધવાના કારણથી જ, કારણ કે, મારા પૂજ્ય પિતાશ્રી તે વેળાયે પાટણમાં ન હોતા અને તેમના વિના અતપુરમાં અન્ય કોઇ બ્રાહ્મણનો પ્રવેશ થાય તેમ ન હોવાથી તેમના આવતાં સુધી આ વિષયની ચર્ચાને મુલ્તવી રાખવામાં આવી હતી." ચિત્રાંગદાએ આ વિષયના નિર્ણયમાં થયેલા વિલંબનું કારણ દર્શાવ્યું.

"ત્યારે અમારો આ શરીરસંબંધ શાસ્ત્રથી વિરુદ્ધ નથી એ નિર્ણય તમારા પૂજ્ય પિતાશ્રીએ જ દર્શાવ્યો છે કે શું?" સુદેષ્ણાએ અધિક આતુરતાથી પૂછ્યું.

"મારા પિતાશ્રીએ પાટણ નગરના ધર્મશાસ્ત્રવિશારદ તથા પાંડિત્યપ્રચુર બ્રાહ્મણોની એક સભા ભરીને ક્ષાત્રયજાતિના વર તથા ભિલ્લજાતની કન્યાના શરીરસંબંધવિષયક પ્રશ્ન તે બ્રહ્મસભામા ઉપસ્થિત કર્યો હતો અને અંતે દીર્ઘ વાદવિવાદ પશ્ચાત્ તે સર્વ વિદ્વાન્ બ્રાહ્મણો એવા પ્રકારના અંતિમ નિર્ણયપર આવી લાગ્યા હતા કે, 'નીચ વર્ણ પાસેથી પણ કલ્યાણકારિણી વિદ્યાનો અભ્યાસ કરી લેવો, અંત્યજ જાતિ પાસેથી પણ પરમ ધર્મનુ શિક્ષણ પ્રાપ્ત કરી લેવું તેમજ કલંકિત કુલમાંથી પણ સ્ત્રીરત્નનો સ્વીકાર કરી લેવો એ શ્રદ્ધાશીલ મનુષ્યનુ કર્તવ્ય છે'* એવી સ્મૃતિકાર મનુ મહારાજની એક સામાન્ય આજ્ઞા હોવાથી અને અનુલોમક્રમથી બ્રાહ્મણજાતિના પુરુષને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર આદિ ચારે વર્ણની કન્યાઓ સાથે, ક્ષત્રિયજાતિના પુરુષને ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એ ત્રણ વર્ણની કુમારિકાઓ સાથે, વૈશ્યજાતિના પુરુષને વૈશ્ય તથા શૂદ્ર જાતિની કન્યકાઓ સાથે તથા શૂદ્ર જાતિના પુરુષને કેવળ પોતાની શૂદ્ર જાતિની કન્યા સાથે લગ્ન કરવાનો અધિકાર છે એવો નારદસ્મૃતિના વિવાદપદમા સ્પષ્ટ ઉલ્લેખ હોવાથી, માત્ર એટલુંજ નહિ, પણ પૂર્વ કાળમાં તમારી ભિલ્લજાતિ કિંવા કિરાતજાતિની કન્યાઓના રાજપુરુષો સાથેના શરીરસંબંધની ઘટનાઓ અનેક વાર બનેલી હોવાથી અને તે શરીરસંબધો યથાશાસ્ત્ર કિંવા ધર્મવિહિત મનાયલા હોવાથી મહાશય દેવપ્રસાદજી તથા ભિલ્લરાજ્ઞી સુદેષ્ણા દેવીને લગ્નમાટે અનુમતિ આપવી જ જોઇએ' આવી રીતે ધર્મશાસ્ત્રપારગત પંડિતોની અનુમતિને મેળવ્યા પછી જ રાજમાતા ઉદયમતી દેવીએ આ લગ્નમાટે પોતાની સંમતિ દર્શાવી છે. જો ધર્મશાસ્ત્રવિશારદ બ્રાહ્મણોએ આવી અનુમતિ ન આપી હોત, તો ધર્મભીરુ રાજમાતા આ વિવાહમાટે પોતાની અનુમતિ આપવાની ઉદારતા કદાપિ દર્શાવત નહિ એ તો સર્વથા નિર્વિવાદ જ છે" ચિત્રાગદાએ પંડિતોની સભા તથા તેમની અનુમતિનો વૃત્તાંત કહી સંભળાવ્યો

"આટલી સરળતા તથા શીઘ્રતાથી અમારા લગ્નમાટે અમારી ઇચ્છાનુસાર ગુરુ જનોની તથા શાસ્ત્રજ્ઞાતાઓની અમોને અનુમતિ મળી જશે અને અમારી અભિલાષા નિર્વિઘ્ન પૂર્ણ થશે એવી મારા મનમા તો લેશમાત્ર પણ આશા ન હોતી, પરંતુ પરમાત્માએ જ્યારે અનાયાસ અમારી એ અભિલાષાની પૂર્તિનો અલભ્ય યોગ અમોને મેળવી આપ્યો છે, તો હવે મંડલેશ્વર ગુર્જરાધીશની આજ્ઞા લઇને મારે અહીંથી એક બે દિવસમા મારા નિવાસસ્થાનમાં પહોચી જવામાટે પ્રયાણ કરવું જોઇએ" સુદેષ્ણાએ પ્રયાણની વાર્તાને ઉપસ્થિત કરતાં આ ઉદ્ગારો કાઢયા

"આટલી બધી ઊતાવળથી પ્રયાણ કરી જવાનું કાંઇ કારણ?" દેવપ્રસાદે આશ્ચર્યદર્શક સ્વરથી પૂછ્યુ

"લ્યો, મારા ભોળા ભાઈ સાહેબ, આ મારાં છેલછબીલા ભાભી સાહેબની આટલી બધી ઊતાવળથી પ્રયાણ કરી જવાની ઇચ્છાના કારણને પણ આપ ન સમજી શક્યા કે? મારાં આ વરેલા ભાભી સાહેબ જો હવે આશાપલ્લીમાં સત્વર નહિ પહોચી જાય, તો એમના લગ્નમહોત્સવની તૈયારીઓ અને આપ

* મનુસ્મૃતિ, અધ્યાય ૨, શ્લોક ૨૩૮.

જેવા રાજવંશી વરજી તથા મહાપ્રતાપી ગુર્જરેશ્વર સમાન શ્વસુરના યોગ્યતમ આદરાતિથ્ય આદિનો આવશ્યક પ્રબંધ કોણ કરશે? હવે સમજ્યા કે નહિ?" ચિત્રાંગદાએ સુદેષ્ણાની પ્રયાણવિષયક ઉતાવળનું યથાર્થ કારણ દર્શાવ્યું

"મારા અને મારા પૂજ્ય કાકા ગુર્જરેશ્વરના યોગ્યતમ આદરાતિથ્યના પ્રબંધની શી આવશ્યકતા છે? કારણ કે, ત્યાં તો ખાંડું જ મોકલવામાં આવશે; અમો પોતે કાંઈ ત્યાં જવાના નથી" દેવપ્રસાદે એક સંશય દર્શાવ્યો.

"આ બીજી આડી અવળી વાતો નીકળવાથી આપને એક વિશિષ્ટ વાર્તા દર્શાવવાનું તો હું ભૂલી જ ગઈ સાભળો, મહારાજાધિરાજ કર્ણદેવ મહારાજની આ વેળાયે આપની સાથે આશાપલ્લી પ્રતિ સમારોહપૂર્વક પ્રયાણ કરીને ત્યાં આ કુમારિકા ભિલ્લરાજ્ઞી સાથે આપને હાથેવાળાથી પરણાવવાની ઇચ્છા છે અને પોતાની એ ઇચ્છાને પૂર્ણ કરવામાટે તેઓ શ્રીમાન્ બે ચાર દિવસમાં જ પ્રવાસની તૈયારીઓ કરાવવાના છે" ચિત્રાગદાએ એક નવીન વાર્તા સંભળાવી.

"આપણા ગુજરાત તથા સૌરાષ્ટ્ર દેશમાં હાથેવાળાથી પરણવાનું જે સદ્ભાગ્ય ક્ષત્રિયરાજકુમારીઓને પણ પ્રાપ્ત નથી થતુ તે સદ્ભાગ્ય આ ભદ્રા ભિલ્લરાજ્ઞીને પ્રાપ્ત થવાથી એના સદ્ભાગ્યની સીમા થયેલી જ કહી શકાય." દેવપ્રસાદે સુદેષ્ણાના ગૌરવનું માર્મિક દર્શન કરાવ્યું

"રાજકુમારીઓ સર્વથા સદ્ભાગ્યવતી જ હોય છે એવો કાંઈ ત્રિકાલાબાધ્ય નિયમ નથી, કારણ કે, જો એવો જ નિયમ હોત, તો કર્ણાટક સમાન એક મહાવૈભવશાલી તથા વિશાળ રાજ્યના અખંડપ્રૌઢપ્રતાપ પૃથ્વીપતિ જયકેશી મહારાજની દેવદુર્લભા દુહિતા દેવી મયણલ્લા પાટણમાં પ્રવેશતાની સાથે જ પોતાના સ્વયંનિર્વાચિત ગુર્જરેશ્વર કર્ણદેવ સમાન પ્રેમાર્દ્ર, દયાલુ તથા રસિકશિરોમણિ સ્વામીના તિરસ્કારને પાત્ર થાત ખરા કે? 'રૂપ રડે અને ભાગ્ય ભોગવે' એમ જે કહેવામા આવે છે તે લોકોક્તિની વાસ્તવિકતાને દર્શાવનારૂં આ એક સર્વોત્કૃષ્ટ ઉદાહરણ છે" ચિત્રાંગદાએ નિઃશ્વાસ નાખીને આ વાક્યો ઉચ્ચાર્યાં.

"ગુર્જરેશ્વર આજે પણ અત્યાર સુધી પોતાના અંતઃપુરમા નથી પધાર્યા?" સુદેષ્ણાએ આતુરતાથી પૂછ્યું

"ગુર્જરેશ્વર આજે પણ અંતઃપુરમાં નથી પધાર્યા અને ભવિષ્યમાં ક્યારે પધારશે એનો કશો નિશ્ચય પણ નથી; કારણ કે, મહારાજ્ઞી સુમિત્રા દેવીના કથન અનુસાર તેઓ શ્રીમાને પોતાની નવીન રાજ્ઞીનું મુખ ન જોવાની જ પ્રતિજ્ઞા કરેલી છે એ તો મહારાજ્ઞી સુમિત્રાદેવી અત્યંત માયાળુ તથા અનુકંપાશીલ સપત્ની હોવાથી નૂતન રાજ્ઞી મયણલ્લા દેવીના સંતપ્ત હૃદયને નાનાવિધ આશ્વાસનોવડે શાંત કરતાં રહે છે; નહિ તો અત્યાર સુધી શું પરિણામ થાત અને શું નહિ એની યથાર્થ કલ્પના કોઈથી પણ કરી શકાય તેમ નથી." ચિત્રાંગદાએ મયણલ્લા દેવીની ભયંકર પરિસ્થિતિનો પરિચય કરાવ્યો.

"પરમાત્મા દેવી મયણલ્લાની આ અસહ્ય માનસિક યંત્રણાનો સત્વર અંત લાવે અને તેમની સર્વ ભદ્ર આશાઓ સત્વર ફળીભૂત થાય!" સુદેષ્ણાએ અંતઃકરણપૂર્વક ભદ્ર ભાવના દર્શાવી.

"અસ્તુ: ત્યારે હવે મધ્યરાત્રિનો સમય થયેલો હોવાથી અત્યારે તો હું પ્રયાણ કરીશ અને આવતી કાલે સંધ્યાકાળ પૂર્વે જો અવકાશ મળી શકશે તો અહીં આવીશ." દેવપ્રસાદે પ્રયાણની ઇચ્છા દર્શાવીને આસનપરથી ઊઠવાનો પ્રયત્ન કર્યો

પરંતુ ચિત્રાંગદાએ હસ્તથી તેને રોકવાનો સંકેત કરીને કહ્યું કે. "જુઓ, મારા શ્રીમાન્ બન્ધુ, પૂજ્ય રાજમાતા તથા આપનાં માતુશ્રીએ આપને જે સંદેશ સંભળાવવાનો ભાર મારા શિરપર નાખ્યો હતો તે સંદેશ આપને સંભળાવવામાટે હું સૈન્યાવાસ તથા વસન્તોદ્યાનમાં આપનો શોધ કરી આવી અને આપ ક્યાંય પણ ન મળ્યા એટલે આપને એ શુભ સંદેશ આવતી કાલે સંભળાવી શકાય તો તેની ચિન્તા નહિ, પણ આ મારાં ભાભી સાહેબને તો એ શુભ સમાચાર અત્યારે જ સંભળાવી દેવા જોઇએ, એવી ઇચ્છાથી હું અહીં આવી લાગી, તો અચાનક આપનો પણ અહીં જ મેળાપ થઇ ગયો અને જે સદેશ સંભળાવવાનો હતો તે મેં આપ ભાવિ દમ્પતીને સંભળાવી દીધો છે અને તેથી મારું કાર્ય પૂર્ણ થઇ ગયું છે હવે આપ પ્રેમિજનોના એકાંત વિનોદાલાપમાં પ્રત્યવાયરૂપ થવાની મારી ઇચ્છા ન હોવાથી હું જવાની આજ્ઞા માગું છું એટલે હવે આપ આનન્દથી બેસો અને મારાં વાક્પટુ ભાભી સાહેબની વાણીસુધાનું રસપૂર્વક આકંઠ પાન કરી લ્યો આપણે આ ચાલ્યા"

ચિત્રાંગદા ચપલાના ચમકારા પ્રમાણે ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ અને તેના જવા પછી અલ્પ સમયમાં જ દેવપ્રસાદ પણ તામ્બૂલભક્ષણ કરીને પોતાના સૈન્ય-નિવાસમાં જવાને ચાલતો થઈ ગયો સુદેષ્ણા શય્યાશાયિની થઇને નાનાવિધ ભાવિ સુખોના આનન્દપરિચાયક તથા હર્ષવર્ધક સ્વપ્નસામ્રાજ્યમા સંચરવા લાગી; સંસારમા સ્વર્ગસુખના ઉપભોગનો સાક્ષાત્કાર કરવા લાગી

## પ્રકરણ ૪ થું
## નિરાશા અને ઉન્માદ

સુવિશાલ ગંભીર મહાસાગરમાં નિમગ્ન થયેલો નાવિક દૂર, બહુ દૂર, પૃથ્વી તથા આકાશના સંમેલનના સીમાસ્થાનમાં કોઈ નૌકાના શિખરભાગમાં ઉડતી પતાકાના દર્શનથી જેવી રીતે મૃત્યુના આઘાતથી સુરક્ષિત રહીને પારંગત થવાની ચેષ્ટા કરતો રહે છે, સહસ્રાવધિ સંકટોના જાળમા જકડાયલો મનુષ્ય દૂર, ભવિષ્યના અંધકારમય ગગનમાં, આશાની કલ્પનામયી જ્યોતિના દર્શનથી જેવી રીતે આ અસાર સંસારમાં પોતાની સ્થિતિને સુરક્ષિત રાખવાના પ્રયત્નમાં પ્રવૃત્ત થઈ જાય છે, ઉદ્‌ભ્રાંત પ્રવાસી નિરાશાની ભયાનક મરૂભૂમિમા, ઉત્તપ્ત વાલુકારાશિના મધ્યમા, દૂર, બહુ દૂર, મૃગજલની માયિક છટાના દર્શનથી જેવી રીતે કેટલાક સમયને માટે પોતાના પ્રાણોને પોતાના નશ્વર શરીરમાં બંદી કરી રાખવાના પ્રયાસમા અગ્રેસર થાય છે અને રુગ્ણશય્યાગત મનુષ્ય વૈદ્યના આશ્વાસન તથા ઔષધોપચારમા પોતાની શ્રદ્ધાને સ્થાપીને આરોગ્યપ્રાપ્તિની આશાથી જેવી રીતે સર્વ શારીરિક પીડાઓને શાંતિપૂર્વક સહન

કરી લેવાના ઉદ્યોગમાં તલ્લીન રહ્યા કરે છે તેવી જ રીતે પોતાના પતિ ગુર્જરેશ્વર કર્ણદેવવડે તિરસ્કારાયલી તથા ત્યજાયલી દેવી મયણલ્લા પોતાના હૃદયસામ્રાજ્યના એકમાત્ર આધારસ્તંભ, પોતાના માનસસરોવરના એકમાત્ર વિકસિત સરોજ, પોતાના પ્રણયપાદપના એકમાત્ર વિકચ પુષ્પ તથા પોતાની આશાયામિનીના એકમાત્ર નિશાનાથ ચન્દ્ર ગુર્જરેશ્વર કર્ણરાજને દૂર, અતિશય દૂર, સમાજ તથા ધર્મના સીમાપ્રાંતમાં, આલોક તથા પરલોકના સંધિસ્થલમા અને સંસાર તથા સ્વર્ગની સંગમસ્થલીમાં નિરંતર હૃદયચક્ષુવડે વિરાજમાન જોઇને તેના મહામનોહર મૃદુ હાસ્યપર પોતાનું લૌકિક તથા પારલૌકિક સર્વસ્વ વારી દેવાની, તેના પ્રેમને પ્રાપ્ત કરવાની અને પતિપૂજાવડે પોતાના નારીજન્મની સંપૂર્ણ સાર્થકતા કરી લેવાની આશાને હૃદયમા ધારણ કરીને પોતાના જીવનને સુરક્ષિત રાખવાનો યથાસાધ્ય ઉદ્યોગ કર્યા કરતી હતી મહારાજ્ઞી સુમિત્રા દેવી તેની આશાલતિકાને પોતાના આશ્વાસનરૂપ જલસિંચનવડે નિરંતર પુષ્ટ તથા હરિત રાખવાનો અવિશ્રાંત પરિશ્રમ કરતી હતી અને તેને સખીજનોવડે અષ્ટપ્રહર ઘેરાયલી જ રાખતી હતી કે જેથી તેને ચિન્તામગ્ન થવાનો અધિક અવસર જ ન મળી શકે.

પતિદેવના પ્રેમની પ્રાપ્તિમાટે દેવી મયણલ્લાએ પોતાની જ્યેષ્ઠ ભગિનીતુલ્ય સપત્ની સુમિત્રા દેવીની અનુમતિ તથા પોતાની પૂજ્ય સાસૂ ઉદયમતી દેવીની સંમતિથી પોતાના વિપરીત ગ્રહોની શાંતિના ઉપાયો યોજાવ્યા; પુનીતસલિલા સરિતા સરસ્વતીના સ્રોતમાં સ્નાન કર્યું; વિશિષ્ટ પ્રબંધપૂર્વક અનેક શિવાલયો તથા દેવીમન્દિરોમાં જઇને મહાદેવ તથા પાર્વતી પાસેથી પતિપ્રેમની ભિક્ષા માગી અને અનેક બ્રાહ્મણો તથા દીન જનોને નાનાવિધ દાન આપીને સંતોષ્યા, તથાપિ પતિપ્રેમની પ્રાપ્તિનો અવસર તેને પ્રાપ્ત ન થયો, આનંદભૈરવીનો રવ તેના સાંભળવામાં ન આવ્યો અને અભિલાષાના તાલપૂર્વક આશાના મનોહર નૃત્યના ચરણઝંકારને તે ન સાંભળી શકી તે ન જ સાંભળી શકી. લગ્ન પછી દશ દિવસ જેટલો સમય વીતી ગયો, તો પણ જ્યારે પતિદેવના દર્શનનો યોગ પ્રાપ્ત ન થયો એટલે પુન દેવી મયણલ્લાના હૃદયમાં નિરાશાનો શનૈઃ શનૈ સંચાર થવા લાગ્યો અને તેના પ્રફુલ્લ મુખમંડળમાં નિરાશાજન્ય મલિનતાની છટા સ્પષ્ટ દૃષ્ટિગોચર થવા લાગી.

આજે યોગાનુયોગ એવો બન્યો કે કૂલકષા તથા અલમ્બુષા ઉભય સખીઓ એકસમયાવચ્છેદે માસિક ધર્મમાં આવેલી હોવાથી, મહારાજ્ઞી સુમિત્રા દેવી પોતાની સંબંધિની બે ત્રણ અતિથિ અબળાઓના આદરાતિથ્યમાં રોકાયલી હોવાથી અને ચિત્રાંગદાની પ્રકૃતિ કાંઇક અસ્વસ્થ હોવાથી એ ચારે હિતૈષિણી મહિલાઓ દેવી મયણલ્લા પાસે આવી શકી ન હોતી અને તેથી દેવી મયણલ્લા પોતાના વિશાળ તથા સુસજ્જિત કક્ષમાં એકલી જ એક આસનપર વિચારમગ્ન અવસ્થામાં બેઠી હતી. તેની દૃષ્ટિ એ વેળાયે પોતાના હસ્તથી આલેખેલા અને અત્યારે એ કક્ષની એક ભિત્તિપર તેની સામે જ ટાંગેલા ગુર્જરેશ્વર કર્ણરાજના સુંદર ચિત્રના અવલોકનમાં તલ્લીન થયેલી હતી અચાનક દાસી વલ્લભાએ કક્ષમાં પ્રવેશ કર્યો અને તેનાં નૂપુરોના ધ્વનિથી દેવી મયણલ્લાની તન્મ-

યતાનો ભંગ થતાં તેણે દાસી પ્રતિ દૃષ્ટિપાત કરીને ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી પૂછ્યું કે–

"વલ્લભે, તું વસન્તોદ્યાનમાંથી આવી? આર્યપુત્રની પ્રકૃતિ તો સ્વસ્થ છે? આર્યપુત્ર આજે રાજમહાલયમા પધારવાના છે કે કેમ? બંધુ દેવપ્રસાદજીના લગ્નની તિથિનો નિશ્ચય થયો કે કેમ? મેં સાભળ્યું છે કે દેવપ્રસાદજીને પરણાવવામાટે આર્યપુત્ર પોતે આશાપલ્લી પધારવાના છે એ વાર્તા સત્ય છે કે અસત્ય?"

"મહારાજાધિરાજનું આરોગ્ય પરમાત્માની કૃપાથી અવિચળ છે અને તેઓ શ્રીમાન્ આજે પ્રભાતમાં જ માત્ર પોતાના પાચ અંગરક્ષકો સહિત અશ્વારૂઢ થઇને આશાપલ્લીમા પહોંચવામાટે પાટણમાથી પ્રયાણ કરી ગયેલા હોવાથી હવે આજે રાજમહાલયમાં તેઓ શ્રીમાનનાં દર્શન થાય એ સર્વથા અસંભવનીય છે, માત્ર એટલું જ નહિ, પણ ગુર્જરાધીશ આશાપલ્લીથી પાછા પાટણમા ક્યારે પધારશે અને ક્યારે નહિ, એ પણ સર્વથા અનિશ્ચિત છે." દાસી વલ્લભાએ અપ્રિય સમાચાર સંભળાવ્યા.

"ચિરંજીવી દેવપ્રસાદજીના લગ્નમા બહુ બહુ તો પંદર દિવસ કે વીસ દિવસ જેટલો સમય વીતશે એટલે એક માસ જેટલા સમયમાં તો આર્યપુત્ર અવશ્ય પાટણમા પાછા પધારશે જ" દેવી મયણલ્લાએ નિરાશામાં આશાને અનુભવવાનો યત્ન કર્યો.

"મારાં મુગ્ધ સ્વામિની, ભિલ્લરાજ્ઞી સુદેષ્ણા દેવી તો હજી ગઈ કાલે જ પાટણની સીમાને ત્યાગી ગયાં છે અને સેનાધ્યક્ષ કુમાર દેવપ્રસાદજી તો હજી પાંચ કે છ દિવસ પછી અહીંથી આશાપલ્લીના માર્ગમાં અગ્રેસર થવાના છે; છતા મહારાજાધિરાજ આજે જ કેવળ પાચ અંગરક્ષકો સહિત પાટણમાંથી અચાનક પ્રયાણ કરી ગયા અને પોતાના પ્રયાણની વાર્તા પૂજ્ય રાજમાતા તથા મહારાજ્ઞી સુમિત્રા દેવીને પણ ન જણાવી એનું અવશ્ય કાંઈ પણ વિચિત્ર કારણ હોવું જોઇએ એમ આપ શ્રીમતીને નથી ભાસતુ કે શું?" દાસી વલ્લભાએ ગંભીરતાથી કહ્યું.

"મારાથી આર્યપુત્રના આ અચિન્ત્ય પ્રયાણના કારણની કશી પણ કલ્પના કરી શકાતી નથી." મયણલ્લા દેવીએ પોતાની સરળ બુદ્ધિનો પરિચય કરાવ્યો.

"જો આપ શ્રીમતીથી ગુર્જરેશ્વરના આ અચિન્ત્ય પ્રયાણના કારણની કલ્પના ન કરી શકાતી હોય, તો હું પોતે જ તે કારણના વિવેચનથી આપ શ્રીમતીના સંશયનું નિવારણ કરી બતાવું છું. વાત જાણે એમ છે કે........." આટલું બોલીને દાસી વલ્લભા અચાનક બોલતી બંધ થઈ ગઈ અને ગંભીર વિચારમાં પડી ગઈ.

"કેમ, વલ્લભે, તું વચ્ચે જ કેમ બોલતી અટકી ગઈ?" દેવી મયણલ્લાએ આતુરતાથી પૂછ્યુ.

"મહારાજ્ઞી, મને ક્ષમા કરો. મારી ભૂલ થઈ ગુર્જરેશ્વરના આજના અચિન્ત્ય પ્રયાણનું કારણ મારાથી આપ શ્રીમતીને દર્શાવી શકાય તેમ નથી." દાસી વલ્લભાએ અચાનક તે કારણને દર્શાવવાની ના પાડી

"મને એ કારણ ન દર્શાવવાનુ કાંઈ કારણ ?" દેવી મયણલ્લાએ પૂછ્યું.

"કારણ એ જ કે એ કારણને જાણવાથી આપ શ્રીમતીના અત્યંત સુકોમળ હૃદયમા દુઃખ તથા નિરાશાનો અસહ્ય આઘાત થશે અને મારી આ ધૃષ્ટતાની વાર્તા મહારાજ્ઞી સુમિત્રા દેવીના જાણવામા આવશે, તો કદાચિત્ હું ગરીબનો રોટલો જ ટળી જશે" દાસી વલ્લભાએ એ કારણને ન દર્શાવવાનું કારણ દર્શાવ્યું.

"જો એ કારણને જાણવાથી મારા હૃદયમાં દુઃખ તથા નિરાશાનો આઘાત થવાનો સંભવ હશે, તો હુ મારા હૃદયમાં વજ્રની કઠોરતાને ભરી દઇશ અને તેં મને આ વાર્તા સંભળાવી છે એ રહસ્યનો મારા મુખથી હુ મહારાજ્ઞી સુમિત્રા દેવી સમક્ષ કદાપિ પ્રકાશ નહિ થવા દઉ એવું હું તને વચન આપું છુ." દેવી મયણલ્લાએ તે કારણને જાણવામાટે અધિક આતુરતા દર્શાવી.

"સ્નેહસુંદરી મહારાજ્ઞી મયણલ્લા દેવી, આપ શ્રીમતીનો જ્યારે આટલી સીમા પર્યન્ત આગ્રહ છે તો મારે હવે નિરુપાય થઇને આપ શ્રીમતીને જે વાર્તા સંભળાવવા યોગ્ય નથી તે સંભળાવવી પડે છે પૂજ્ય રાજમાતા તથા મહારાજ્ઞી સુમિત્રા દેવીના અત્યંત આગ્રહને વશ થઇને જો કે ગુર્જરેશ્વરે અવશિષ્ટ લગ્નવિધિની સમાપ્તિ કરીને આપ શ્રીમતીને રાજ્ઞીપદથી વિભૂષિત તો કરી દીધાં; પરંતુ એ કાર્ય તેઓ શ્રીમાને અનિચ્છાપૂર્વક કરેલું હોવાથી તે ક્ષણેજ પોતાના મનમાં આપ શ્રીમતીના મુખને કદાપિ ન જોવાનો દૃઢ સંકલ્પ કરી લીધો હતો અને તેથી જ તે દિવસથી આરંભીને અત્યારની ઘટિકાપર્યન્ત મહારાજાધિરાજ કર્ણદેવનાં દર્શનનો યોગ આ રાજપ્રાસાદમાં સર્વથા દુર્લભ થઈ પડ્યો છે ગુર્જરાધીશના વિપરીત સંકલ્પની વાર્તા પૂજ્ય રાજમાતા તથા શ્રીમતી મહારાજ્ઞી સુમિત્રા દેવીના જાણવામાં આવતા રાજમાતાની અનુમતિથી મહારાજ્ઞી સુમિત્રા દેવીએ મહારાજાધિરાજને વસંતોદ્યાનમાં અનેક વાર મળીને એ વિપરીત સંકલ્પને ત્યાગી દેવાનો અને આપ શ્રીમતીની પ્રેમપિપાસાને તૃપ્ત કરવાનો આગ્રહ કર્યો હતો અને મહારાજાધિરાજ તેઓ શ્રીમતીના એ આગ્રહથી વિરક્ત થઈ ગયા હતા એટલામા સેનાધ્યક્ષ કુમાર દેવપ્રસાદજીના લગ્નનો નિશ્ચય થયો અને એ લગ્નના નિમિત્તથી કેટલાક સમય પર્યન્ત પાટણને ત્યાગીને દૂરના કોઇ અન્ય સ્થાનમા રહી શકાય એટલામાટે ગુર્જરેશ્વરે લગ્નમાટે ખાડું ન મોકલતાં દેવપ્રસાદજીને હાથેવાળાથી પરણાવવાનો નવો બુટ્ટો જગાવ્યો અને એ નિમિત્તથી આજે તેઓ શ્રીમાન્ અચાનક પાટણમાંથી પ્રયાણ કરી ગયા સત્ય વાર્તા આ છે. આ કારણથી દેવપ્રસાદજીના લગ્નકાર્યની સમાપ્તિ થવા પછી તેઓ શ્રીમાન્ તત્કાળ પાછા પાટણમાં પધારશે કે કેમ એ સર્વથા અનિશ્ચિત છે." અંતે દાસી વલ્લભાએ ગુર્જરેશ્વરના અચિન્ત્ય પાટણત્યાગનું વાસ્તવિક કારણ સવિસ્તર દર્શાવી દીધુ.

ગુર્જરેશ્વરના પાટણપરિત્યાગના વાસ્તવિક કારણને દાસી વલ્લભાના મુખથી સાંભળતાં દેવી મયણલ્લાનુ મસ્તિષ્ક ભ્રમવા લાગ્યું. નિરાશાનો જે અગ્નિ તેના હૃદયમાં પ્રથમથી જ પ્રજ્વલિત થયો હતો તેમા આ વિઘાતક વાર્તાના શ્રવણરૂપ ઘૃતનું સિંચન થતાં તે હૃદયાગ્નિએ મહાભયાનક સ્વરૂપ ધારણ કરી લીધું. અર્થાત્ હવે વેદનાનુ નીરવ દર્શન અને વ્યાધિની નિર્ઘોષ જ્વાલા દેવી મયણ-

હાના કામકલ્પ કોમલ કલેવરને ભસ્મીભૂત કરી નાખવાનું પ્રબળ આયોજન કરવા લાગ્યાં; આભ્યંતર વ્યાધિનો અતિરેક થતા તે પોતાના વચનને વિસ્મરી ગઈ અને ઉન્માદિની થઇને વિસ્ફારિત લોચનોથી અત્યંત નિરાશાને દર્શાવતી નિમ્ન-લિખિત ઉદ્‌ગારોને પોતાના મુખમાંથી બહિર્ગત કરવા લાગી.–

"ક્યાં છે તે સ્નિગ્ધ નવનીતતુલ્ય શાન્તિ? જે શાંતિ સંસારત્યાગી મહાત્માઓના હૃદયોને પણ આકર્ષી લે છે; સઘન વનમાં ઉદ્‌ભવતી કલિકાને પણ ચૂમીને હસાવી દે છે; શૈલશિખરમા સ્થિત થઇને ઔષધિવર્ગમા સંજીવિની શક્તિનો સંચાર કરી દે છે, નન્દનવનમા પારિજાતને વિકસાવે છે; ઋષિજનોનાં અંતઃકરણોમાં આત્માના સ્વરૂપ કિંવા આનન્દની અક્ષય જ્યોતિને સ્થાપી દે છે, ઉષાના નિદ્રિત નયનોમાં પ્રદ્યુમ્નની મનોહારિણી મૂર્તિને લાવીને પ્રતિષ્ઠિતા કરે છે, નિર્બોધ બાલકના મુખમા મંદ હાસ્ય, માતાના પવિત્ર વક્ષ-સ્થલમાં કરુણા, ભ્રાતૃત્વના પવિત્ર હૃદયસદનમા સ્વાર્થત્યાગ તથા દંપતીના અવિભક્ત આત્માઓમાં સંપૂર્ણ ભાવથી પરસ્પર આત્મસમર્પણની લહરીને પ્રવાહિત કરતી રહે છે તે શાંતિ દેવી અત્યારે ક્યા છે? જેની શીતલ છાયામા યોગીશ્વરોના આત્માઓ નિર્વાણપદને પ્રાપ્ત કરતા રહે છે, જેના આશ્રયથી સુર-નિવાસ સ્વર્ગની પદવીને ધારણ કરી શકે છે, જેના ચરણતલમાં સ્થિત રહીને ધર્મ આત્મરક્ષાની ક્ષમતાને પ્રાપ્ત કરે છે, જેના ચરણમાથી નીકળેલી મન્દા-કિનીના પવિત્ર જળથી સિંચિત થઇને પુણ્યવૃક્ષ 'ઊર્ધ્વમૂલ' અભિધાનને પાત્ર થાય છે; જેની પ્રણયમુદ્રાના દર્શનથી ત્રસ્ત આત્મા આશ્વસ્ત થતો રહે છે, જેનાં મૃદુ હાસ્યના દર્શનથી અચલ–પર્વત–અચલ થઇ જાય છે, જેના વીણાવિનિ-ન્દિત સ્વરના શ્રવણથી ઉન્મત્ત થઇને વાયુ મંદ ગતિથી વહન કરવા માંડે છે જેની કાન્તિના સાક્ષાત્કારથી આત્મવિસ્મૃત થઇને જલ નિર્મલ તથા શાંત સ્વરૂપને ધારી અનન્તની દિશામા વહન કરવા માડે છે અને જેના સુશીતલ સ્પર્શથી દગ્ધ હૃદયોના તાપનુ તત્કાળ ગમન થઈ જાય છે, તે પ્રિયતમા તથા અનિર્વચનીયા શાંતિ દેવી, તું અત્યારે ક્યાં અદૃશ્ય થઈ ગઈ છે? મારા હૃદયમા અત્યારે અસહ્ય વેદનાનો પ્રચંડ પાવક પ્રજ્વલિત થયેલો હોવાથી મારી અશા-ન્તિના નિવારણમાટે અત્યારે મને તારી અતિશય આવશ્યકતા છે. હું દગ્ધ થાઉં છું, ભસ્મીભૂત થઇ જાઉં છું !.........."

દેવી મયણલ્લાનો દુઃખભરિત હૃદયસાગર તે દુઃખને અશ્રુના રૂપમાં નયન-માર્ગથી પ્રવાહિત કરવા લાગ્યો અને તેનો કંઠ બાષ્પરુદ્ધ થતા તેનાથી વિશેષ બોલી શકાયુ નહિ દેવી મયણલ્લાની એ અશ્રુધારા તેના હૃદયમાના પ્રજ્વલિત પાવકમાં ઘૃતધારા કિંવા શીતલ જલધારા થઇને પડવાની હતી એનો દાસી વત્સલાથી નિશ્ચય ન કરી શકાયો

અલ્પ સમયમા જ દેવી મયણલ્લા પોતાના હૃદયની યંત્રણા અસહ્ય થવાથી અને તત્કાળ પોતાની ચંદ્રિકાચર્ચિતા તથા મંદ પવનાન્દોલિતા કુસુમશય્યામાં વાંચ્છિત શાંતિનો પવિત્ર આશ્રય ન મળી શકવાથી અચાનક મૂર્છાના કોમલ ક્રોડમાં પડી ગઈ અને તેની સર્વ સંજ્ઞાઓનો તે ક્ષણે જ લોપ થઈ ગયો મૂર્છા શાંતિનો ક્ષીણ આભાસ તથા નિદ્રાની સહોદરા હોવાથી જેવી રીતે નિદ્રાદેવી

અમિત વિશ્વને પોતાના વિશાળ વક્ષસ્થલપર શયન કરાવીને શાંતિનો સાક્ષાત્કાર કરાવે છે તેવી જ રીતે મૂર્ચ્છા પણ વ્યથિત માનવપ્રાણીને પોતાના અંકમાં લઇને સામયિક શાંતિ સમર્પ્યા પછી પુનઃ તુમુલ સંગ્રામમાટે પ્રસ્તુત કરી દે છે મૂર્ચ્છાના કોમલ ક્રોડને ત્યાગીને દેવી મયણલ્લા નિદ્રાની પરમ આનન્દદાયિની ગોદમાં વિરાજમાના થઈ હતી કે કેમ એ ભેદ દાસી વલ્લભાના જાણવામાં ન આવી શકવાથી અન્ય બે દાસીઓને બોલાવીને તેમની સહાયતાથી તે નાના-વિધ ઉપચારોથી દેવી મયણલ્લાને શુદ્ધિમાં લાવવાના પ્રયત્નો કરવા લાગી અને દાસી ધારિણી તેની સૂચનાથી મહારાજ્ઞી સુમિત્રા દેવીને બોલાવી લાવવામાટે ત્યાંથી વેગપૂર્વક પ્રયાણ કરી ગઈ. દેવી મયણલ્લાની મૂર્ચ્છિતા થવાની વાર્તા સાંભળીને દેવી સુમિત્રા તત્કાળ ત્યાં આવીને ઉપસ્થિત થઈ ગઈ અને તેને દેવી મયણલ્લાની મૂર્ચ્છા અતિશય ભયંકર ભાસવાથી તે સમયમા રાજધાની પાટણમા તેમ જ સમસ્ત ગુજરાતમા ધન્વંતરિના અવતાર તરીકે મનાતા મહા-પ્રતિષ્ઠિત તથા પરમવિખ્યાત વૈદ્યરાજ લીલાધર શર્માને લઈ આવવામાટે એક દાસીને તેણે વિદાય કરી દીધી.

એ વૈદ્યરાજ લીલાધર શર્માને સર્વ લોકો 'લીલો વૈદ્ય' એવા સંક્ષિપ્ત નામથી જ ઓળખતા હતા લીલો વૈદ્ય વૈદ્યવિદ્યામાં એટલી સીમા પર્યન્ત નિષ્ણાત હતો કે નાડીપરીક્ષા તથા મૂત્રપરીક્ષા કરીને રોગનિવારણના જે ઉપ-ચારો કરતો હતો તે ઉપચારો બહુ અંશે રામબાણ જ સિદ્ધ થતા હતા અને રુગ્ણ મનુષ્યોને તત્કાળ રોગમુક્તિ તથા આરોગ્યની પ્રાપ્તિ થઈ જતી હતી એક દિવસ તેની પરીક્ષા કરવામાટે એક મનુષ્યે એક મૃત્તિકાપાત્રમાં બળદનું મૂત્ર ભરી લાવીને કહ્યુ કે. 'વૈદ્યરાજ, આ મારા બંધુનું મૂત્ર છે તો આ મૂત્રની પરીક્ષાથી મારા બંધુના રોગનો નિર્ણય કરી બતાવો.' મૂત્રની પરીક્ષા કરીને લીલા વૈદ્યે ગંભીરતાથી કહ્યુ કેઃ 'આ મનુષ્યનું નહિ, પણ બળદનું મૂત્ર છે અને એ બળદ અતિશય આહાર કરવાથી મુંઝાઈ ગયો છે એટલે અહીંથી જઇને એ બળદને જો તમો તેલની એક નાળ ભરીને પાઇ દેશો, તો બળદ જીવશે અને નહિ તો એક પ્રહરમાં મરી જશે' તે મનુષ્યે એ ઉપચાર કર્યો અને બળદ જીવતો રહ્યો એક દિવસ ગુર્જરેશ્વર કર્ણરાજે પોતાની ડોક દુખતી હતી એટલે તે દુખના નિવારણનો ઉપાય પૂછતાં લીલા વૈદ્યે જણાવ્યું કે 'બે પલ કસ્તૂરીનો લેપ કરવાથી આ પીડાનુ અલ્પ સમયમાં જ નિવારણ થઈ જશે' આ ઉપચારથી ગુર્જરેશ્વરની પીડાનો પરિહાર થઈ ગયો, પરંતુ એ જ વેળાયે ગુર્જરેશ્વરના એક આન્દોલિકાવાહકે—પાલખી ઉચકનારાએ—એ જ રોગના નિવા-રણનો ઉપાય દર્શાવવાનું કહેતા લીલા વૈદ્યે કહ્યુ કે. 'બહુ વર્ષના જૂના કેરડાના મૂળનો રસ તેની મૃત્તિકા સહિત ડોકે ચોપડવાથી તારી ડોક સારી થઈ જશે.' એક જ રોગના આવી રીતે બે ભિન્ન ભિન્ન ઉપચારો દર્શાવાયલા જોઇને રાજાએ લીલા વૈદ્યને સાશંક હૃદયથી પૂછ્યું કે 'મને તમોએ એક ઉપાય દેખાડયો અને આ આન્દોલિકાવાહકને અન્ય સાધારણ ઉપાય દેખાડયો તેનુ શું કારણ વારૂ?' એ પ્રશ્નના ઉત્તરમાં લીલો વૈદ્ય ગંભીરતાથી કહેવા લાગ્યો કે 'રાજન્, દેશ, કાળ, પ્રકૃતિ, શારીરિક બળ તથા સાધનના પરિમાણ આદિનો વિચાર કરીને જ ઔષધોપચાર કરવામાં આવે છે અને તેથી હું સર્વને ઘટિત ઉપાયો જ

દર્શાવ્યું છું." લીલા વૈદ્યની યોગ્યતા આવા પ્રકારની હોવાથી અને પરમાત્માએ તેના હસ્તમાં સંપૂર્ણ યશસ્વિતા સમર્પેલી હોવાથી તેનાપર અવશ્ય કોઈ પણ દેવ અથવા દેવીનો વરદ હસ્ત સ્થપાયલો હોવો જોઇએ અને તે દેવ અથવા દેવીના વરદાનથી જ તે આવા ચમત્કારો કરી શકે છે એવી લોકોની દૃઢ શ્રદ્ધા થયેલી હતી અને તેથી તેના આરોગ્યમંદિરમાં નિત્ય સહસ્રાવધિ રુગ્ણ મનુષ્યો આરોગ્યપ્રાપ્તિમાટે આવતાં હતાં. પોતાની એ વિદ્યાના બળથી તે લક્ષાધીશ થઈ ગયો હતો.

અસ્તુ બહુધા અર્ધ પ્રહર જેટલો સમય વીત્યા પછી જેની અવસ્થા પાંત્રીસથી સાડત્રીસ વર્ષની અનુમાની શકાતી હતી, જેની આકૃતિ સૌમ્ય તથા મુખમુદ્રા પ્રભાવશાલિની હતી; જેણે ધોતિયું, ગોઠણ સૂધી લાંબું અંગરખું તથા સફેદ ફેંટો આદિ વસ્ત્રો ધારણ કરેલાં હતાં, જેના ગળામાં રુદ્રાક્ષની માળા શોભી રહી હતી અને જેનો ભવ્ય ભાલપ્રદેશ ભસ્મચર્ચિત તથા ત્રિપુંડમંડિત હતો તે પાટણ નગરનો ભારતવિખ્યાત ભિષગ્રાજ લીલાધર શર્મા અથવા લીલો વૈદ્ય મહારાણી સુમિત્રા દેવીની દાસી સાથે દેવી મયણલ્લાના કક્ષમા આવી લાગ્યો અને સુમિત્રા દેવીની સૂચનાથી મૂર્ચ્છિતા દેવી મયણલ્લાની નાડીની પરીક્ષા કરીને કેટલીક વાર સૂધી ચિન્તામગ્ન અવસ્થામા બેસી રહ્યો

"કેમ, વૈદ્યરાજ, દેવી મયણલ્લાના રોગનું નિદાન આપના જાણવામાં આવ્યું ?" વૈદ્યને ન બોલતો જોઇને સુમિત્રા દેવીએ અધીરતાથી પૂછ્યું

"નવીન મહારાણીના શરીરમાં કોઇ પણ પ્રકારનો રોગ મારા જોવામા આવી શકતો નથી એમના મસ્તિષ્કમાં અત્યંત ઉષ્ણતા વ્યાપેલી છે અને નાડી અત્યંત વેગપૂર્વક એટલે કે સાધારણ ગતિ કરતા દ્વિગુણ ગતિથી ચાલે છે એટલે એથી એવું નિશ્ચયાત્મક અનુમાન કરી શકાય છે કે કોઈ અત્યંત હર્ષવર્ધિની કિંવા અતિશય શોકકારિણી વાર્તા અચાનક એમના સાભળવામા આવવાથી અને તે હર્ષનો વેગ કિંવા શોકનો આવાત એમના કોમળ હૃદયમાટે સર્વથા અસહ્ય થઇ પડવાથી એઓ મૂર્ચ્છિતા થઇ ગયાં છે એક પ્રહર જેટલો સમય વીતવા છતાં અને શીતલ ઉપચારો ચાલતા હોવા છતાં એમની મૂર્ચ્છાનું નિવારણ થઈ શકયું નથી અને એમના મસ્તિષ્કમા વ્યાપેલી ઉષ્ણતાનું પરિમાણ પણ અધિક છે એટલામાટે યોગ્ય ઉપચારોથી શુદ્ધિમા આવ્યા પછી કદાચિત્ એમને અલ્પ સ્વલ્પ પરિમાણમાં ઉન્માદની બાધા થઇ જશે એવો મારા મનમાં દૃઢ સંશય રહ્યા કરે છે અર્થાત્ શુદ્ધિમા લાવ્યા પછી એમના હૃદયને સર્વથા શાંત રાખવાની સર્વથી પ્રથમ આવશ્યકતા છે જો મારું અનુમાન દુર્ભાગ્યવશાત્ સત્ય સિદ્ધ થાય અને નવીન મહારાણી ઉન્માદિની થયેલા જણાય, તો મને પુનઃ બોલાવજો એટલે ઉન્માદના નિવારણનો હું અન્ય ઉપચાર કરીશ. અત્યારે તો હું મૂર્ચ્છાનિવારક ઔષધ મોકલી આપું છું" લીલો વૈદ્ય સુમિત્રા દેવીના પ્રશ્નનું આ પ્રમાણે ઉત્તર આપીને ઊઠયો અને જે દાસી તેને બોલાવી લાવી હતી તેને સાથે લઇને ત્યાંથી ચાલતો થઈ ગયો.

લીલા વૈદ્યના જવા પછી મહારાણી સુમિત્રા દેવીએ દાસી વલ્લભાને પૂછ્યું કે "જે વેળાયે દેવી મયણલ્લા અચાનક મૂર્ચ્છિતા થઈ ગયાં તે વેળાયે તું

એકલી જ એમની પાસે હોવાથી એમની મૂર્ચ્છાનું વાસ્તવિક કારણ કદાચિત્ તારા જાણવામાં હોવું જોઇએ એવી મારી માન્યતા છે."

"આપ શ્રીમતીની માન્યતા સત્ય છે; કારણ કે, મહારાજાધિરાજના આશાપલ્લીપ્રયાણની વાર્તા નીકળતાં મહારાજાધિરાજે એમના મુખને ન જોવાની જે પ્રતિજ્ઞા કરેલી છે તે પ્રતિજ્ઞાનો મેં એઓ શ્રીમતી સમક્ષ પ્રમાદવશતાથી પ્રકાશ કરી દીધો અને ત્યાર પછી ઉન્માદિની પ્રમાણે કેટલાક ઉદ્ગારો કાઢીને એઓ શ્રીમતી અચાનક મૂર્ચ્છિતા થઈ ગયાં મારો આ અવશ્ય અપરાધ થયો છે અને તેમાટે હું આપ શ્રીમતીની પશ્ચાત્તાપપૂર્વક ક્ષમા યાચું છું." કદાચિત્ પછીથી આ વાર્તા દેવી મયણલ્લાના મુખથી મહારાજ્ઞી સુમિત્રા દેવીના જાણવામાં આવતાં પરિણામ ભયંકર ન આવી જાય એટલામાટે દાસી વલ્લભાએ દેવી મયણલ્લાની મૂર્ચ્છાનું વાસ્તવિક કારણ દેવી સુમિત્રાને જણાવી દીધું

"ત્યારે તો વૈદ્ય લીલાધર શર્માનું અનુમાન સર્વથા સત્ય હતું એમ જ કહી શકાય દાસી વલ્લભે, તેં આર્યપુત્રની વિઘાતક પ્રતિજ્ઞાનો દેવી મયણલ્લા સમક્ષ પ્રકાશ કરવામાં ભયંકર પ્રમાદ કર્યો છે; પરંતુ હવે એ ગત ઘટનાની ચિન્તાથી કોઈ પણ પ્રકારના લાભનો સંભવ ન હોવાથી દેવી મયણલ્લાને શીઘ્ર શુદ્ધિમાં લાવીને શાંત રાખવાના પ્રયત્નો કરવા એ જ આપણું પરમ કર્તવ્ય છે." દેવી સુમિત્રાએ અપૂર્વ સહનશીલતા દર્શાવી

દેવી મયણલ્લાની મૃત્યુતુલ્ય મૂર્ચ્છાની વાર્તા રાજમાતા ઉદયમતીના સાંભળવામાં આવતાં તે પણ મુઠ્ઠીઓ વાળીને મયણલ્લાના કક્ષમાં દોડી આવી અને દેવી સુમિત્રા સાથે પોતે પણ મયણલ્લાની સેવાશુશ્રૂષામાં નિમગ્ન થઈ ગઈ ઔષધ લાવવામાટે લીલા વૈદ્ય સાથે ગયેલી દાસી ઔષધ લઇને આવી લાગી અને તે ઔષધ સૂંઘાડતાની સાથે જ મૂર્ચ્છિતા દેવી મયણલ્લાએ શુદ્ધિમાં આવવાનાં કિંવા સચેષ્ટ થવાનાં ચિહ્નો દેખાડવા માંડ્યાં પ્રથમ તો તે નેત્રોને ઉઘાડીને વિક્ષિપ્ત મનુષ્ય પ્રમાણે આમ તેમ જોવા લાગી અને ત્યાર પછી અત્યંત ક્ષીણ સ્વરથી તેણે જલની યાચના કરી તેને શીતલ જલ પાવામાં આવ્યું એટલે થોડી વારમા તે ઊઠીને બેઠી થઈ ગઇ અને અચાનક તીવ્ર હાસ્ય કરવા લાગી. તેની આ વિલક્ષણ ચેષ્ટાથી દેવી સુમિત્રાના મનમાં તેની ઉન્માદવશતાનો નિશ્ચય થઈ ગયો

"કેમ, બહેન; પ્રકૃતિ તો સ્વસ્થ છે ને ?" સુમિત્રા દેવીએ પૂછ્યું.

"મારી પ્રકૃતિ અસ્વસ્થ હતી જ ક્યારે વારૂ ?" દેવી મયણલ્લાએ પ્રશ્નાત્મક ઉત્તર આપ્યું

"આજે આટલાં બધાં હસો છો શા કારણથી ?" સુમિત્રાએ હાસ્યનું કારણ માયાળુતાથી પૂછ્યું

"મેં અત્યારની મારી ગાઢ નિદ્રામાં એક અત્યંત આશ્વાસક, અતિશય આનન્દદાયક તથા મહામનોહર સુખસ્વપ્ન જોયું છે અને તેથી જ મારા હર્ષને દર્શાવવામાટે હું આટલી બધી હસી રહી છું." દેવી મયણલ્લાએ ઉત્તર આપ્યું અને તે સાથે પુનઃ તીવ્ર હાસ્યવ્યાપારને આરંભી દીધો

"તે સુખસ્વપ્ન શું હતું વારૂ ?" સુમિત્રા દેવીએ જિજ્ઞાસા દર્શાવી.

"વર્ષાઋતુનો પ્રથમ પ્રાતઃકાલ હતો. કૈલાસના કાંચન શિખરપર નવીન નીરધર મરકત તથા કનકના અપૂર્વ સંયોગની અનુપમ છટાને વિસ્તારી રહ્યા હતા; કદલી વનના આભ્યંતર ભાગમાં કૂજતા કોકિલનો મધુરતમ કંઠરવ શ્રવણોમાં સુધાનું સિંચન કરતો હતો, માનસ સરોવરનો શુભ્ર તથા નિર્મલ જલરાશિ ગગનવ્યાપ્ત સઘન વનપુંજની છાયાને ધારણ કરીને કાલિન્દીના વનશ્યામરંજિત નીલ જલરાશિની પ્રતિસ્પર્ધા કિંવા સમતા કરી રહ્યો હતો, ગોપિકાઓ જાણે મરાલમાલારૂપિણી થઈને નીલ મેઘોને ચતુર્દિક્થી પરિવેષ્ટિત કરી રહી હતી; મયૂરો પોતાની કલાને વિસ્તારીને હર્ષોન્માદથી નૃત્ય કરી રહ્યા હતા અને પવનાન્દોલિત જલતરંગમાલા યૌવનના પ્રથમ આવેગમાં પરસ્પર આલિંગીને પ્રિયતમપરિરંભણના કાલ્પનિક સુખને અનુભવતી હતી! કહો ત્યારે તે સમય કેવો સુંદર, કેવો શાન્ત તથા કેવો મનોરમ હોવો જોઇએ?" દેવી મયણલ્લાએ સ્વપ્નના પ્રથમ અંશનું વર્ણન કરીને આ પ્રશ્ન પૂછ્યો.

"તે સમય અત્યંત સુંદર, અત્યંત શાન્ત તથા અત્યંત મનોહર હોવો જોઇએ એમાં કોઈ પણ પ્રકારનો સંશય નથી." સુમિત્રા દેવીએ મયણલ્લા દેવીના કથનને પુષ્ટિ આપી.

"ત્યાં સૂર્યની કિરણમાલાના ઉલ્લાસપ્રદ નૃત્યનો અભાવ હતો, કિન્તુ શીતલ છાયાનો મનોહર પટ્ટકાર વિદ્યમાન હતો, ત્યાં વસંતનો વિકારવર્ધક વાયુ ન હોતો, કિન્તુ વ્યાકુલ હૃદયને શીતલ કરનારો મંદ સમીર વર્તમાન હતો, ત્યાં જ્યોતિના તીવ્ર તેજનું અસ્તિત્વ ન હોતું, કિન્તુ શાંતિની સ્નિગ્ધ છાયા સર્વત્ર વિસ્તરેલી હતી. મેં સ્વપ્નમાં મારી તે ચિર અભિલષિતા શાન્તિના સુખદ સહવાસને પ્રાપ્ત કરી લીધો. અસ્તુ. ત્યાં એક લતામંડપમાંના એક શિલાખંડ પર, નૃત્ય તથા કલ્લોલ કરતી કલ્લોલિનીના તટપ્રાંતમાં મેં કલ્પના તથા ચિન્તાને વિરાજેલી જોઈ. ચિન્તાદેવીનું મુખમંડળ દયાના સાગર સમાન હતું અને કલ્પનાદેવીનું વદનમંડળ શૃંગારની મંદાકિની સમાન હતું. હું કુસુમાચ્છાદિત દ્વારદેશમાં ઊભી રહીને તે ઉભય દેવીઓના સંભાષણનું એકાગ્ર ચિત્તથી શ્રવણ કરવા લાગી." મયણલ્લા દેવી આટલું બોલીને કર્ણરાજના ચિત્રનું અવલોકન કરવા લાગી.

"તે ઉભય દેવીઓનું પરસ્પર શું સંભાષણ થયું વારુ?" સુમિત્રા દેવીએ ગુર્જરેશ્વરના ચિત્રમાંથી તેની દૃષ્ટિને અન્યત્ર વાળવાના ઉદ્દેશથી પૂછ્યું.

"હા, કલ્પનાદેવીએ ચિન્તાદેવીને સંબોધીને કહ્યું કે 'ભગિની, ક્યાં છે વસંતનો તે મનોહર વેશ? ક્યાં છે સમીરની તે મદોન્મત્ત ગતિ? અને ક્યાં છે કોકિલનું તે ઉન્મત્ત કૂજન? મને તો એમ જ ભાસે છે કે જાણે એક મહતી છાયાએ તે વસંતના સૂર્યને પોતાના અંચલમાં છુપાવી લીધો છે.' એનો પ્રતિવાદ કરતી ચિન્તાદેવી ગંભીરતાથી કહેવા લાગી કે 'નહિ, ભગિની, નહિ, આ તો વસંતનો જ પરિવર્તિત વેશ છે. વિલાસના ગાનથી મુખરિત થયેલા વનમાં આજે શાંતિનો કોમલ સ્વર વ્યાપી રહેલો છે અને સૂર્યની અભિમાનિની કિરણમાલાને પોતાના વક્ષસ્થલમાં છુપાવીને ભગવાનની સુસ્નિગ્ધ છાયા પોતાની ઉદારતાનો પરિચય કરાવી રહી છે, એટલામાટે, મારી પ્રિયતમા ભગિની, બ્રહ્માંડનાં સમસ્ત ધામોને ત્યાગીને જો કેવળ એમાં જ, જેની ચતુર્દિશામાં અનંત

બ્રહ્માંડો નિરંતર એકાકાર ભ્રમણ કરી રહ્યાં છે તે ધામમાં જ માનવવ્યક્તિ અખંડ વિહાર કરતી રહે, તો તેના જીવનનું દુઃખ અવશ્ય સુખના રૂપમાં પરિવર્તિત થઈ જાય છે અને ઉન્મત્ત યુવક કિંવા યુવતી શાંત પ્રાવૃટ્સંન્યાસી કિંવા સન્યાસિનીના રૂપમાં પરિણત થઈ શકે છે; માત્ર એટલું જ નહિ, પણ વસંત પોતે પણ શૃંગારી મટીને પ્રાવૃટ્સંન્યાસી થઈ જાય છે. આજે તારા જોવામાં આવે છે તે વસંતનો તે જ સન્યાસિવેશ છે. અર્થાત્ વિલાસી વસન્ત સંસારના સામ્રાજ્યને ત્યાગીને પ્રકૃતિના વિલાસવક્ષ.સ્થલપર તેના સ્તનદ્વયની પુણ્યપીયૂષધારાનું પાન કરતો જ્ઞાનની કાંચનકંદરામાં નિર્વાણ દાયિની શાંતિના આશ્રયને સ્વીકારી રહ્યો છે. ભગિની કલ્પને, તું એ મૂર્તિને જુએ છે ખરી કે નહિ?' કલ્પનાદેવીએ ઉત્તર આપ્યું કે: 'હા, પ્રિય ભગિની, હું એ મૂર્તિને જોઇ રહી છુ.' એ ઉત્તર સાભળીને ચિન્તાદેવી ગભીરતર સ્વરથી કહેવા લાગી કે 'ત્યારે આવ, તને હવે મારાથી પૃથક્ રહેવાની આવશ્યકતા નથી. મારી વિભિન્ન વિભૂતિ પ્રમાણે હવે તું પણ મારામાં જ અંતર્હિત થઈ જા!' કલ્પના ચિન્તામા તલ્લીન થઇ ગઈ; કિન્તુ ચિન્તાના મુખમાં તો જે હાસ્યને શિશુ માતાના મુખમાં, બાલકિરણ કુસુમના અધરમાં, યોગી ઉષાના વદનમાં, ત્યાગી સંતોષના ઓષ્ઠમાં અને વ્યાકુલ મનુષ્ય શાંતિના ઉજ્જ્વલ આનનમાં નિરંતર નિહાળ્યા કરે છે તે જ મંદ હાસ્ય અવિચલ રહી ગયું. મેં એ દૃશ્યને જોઇને જાણી લીધું કે પ્રકૃતિની પ્રકૃત શાંતિ વિશુદ્ધ ચિન્તાના રૂપમાં, યોગિજનોના હૃદયસદનમાં, બાલકોના મનસુમનમાં અને વિશ્વપ્રેમના પરોપકારપ્રાસાદમાં જ વસતી હોય છે અને તેથી એ વાસ્તવિક શાંતિને સ્વેચ્છાચારી, સ્વાર્થસાધુ તથા કેવળ બાહ્યરૂપમુગ્ધ સંસારમાં શોધવાનો પ્રયત્ન સર્વથા નિરર્થક છે મારા હૃદયમાં આ ભાવનાનો ઉદય થતાંની સાથે જ અચાનક એક યોગીશ્વર મને મારી દૃષ્ટિ સમક્ષ ઊભેલા દેખાયા અને મેં તેમનાં ચરણોમાં સાષ્ટાંગ પ્રણિપાત કર્યા એટલે તેમણે મને આશીર્વાદ આપીને કહ્યું કે: 'વત્સે, આવ મારી સાથે.' અર્થાત્ ધર્મ વિશ્વાસને, ત્યાગ પરોપકારને અને સંતોષ નિરાશાને મંત્રદીક્ષાથી દીક્ષિત કરવામાટે લઇ ચાલ્યો. તે યોગીશ્વરે અને મેં તે કદલીવનમા પ્રવેશ કર્યો અને ત્યાં જતાં જ જાણે મારા ઉત્તપ્ત હૃદયમા શાંતિકાદંબિનીની પ્રથમ પીયૂષધારાનો પાત થવા લાગ્યો હોયની! એવો મને ભાસ થવા લાગ્યો. યોગીશ્વર અને હું તે કદલીવનના આભ્યંતર ભાગમા અગ્રેસર થવા લાગ્યાં મધુર ઘોષપૂર્વક ભૂમિપર પડતી જલધારાઓ, ઝૂમતી કુસુમાભરણભૂષિતા લતાઓની ગોદમા હસતાં કુસુમો તથા ચિત્રવિચિત્ર પક્ષીઓના મધુર સ્વરો એકવાક્યતાથી તે યોગીશ્વરનું અને મારું અભિનન્દન કરવા લાગ્યાં. કદલીસમૂહે પોતાના દીર્ઘ બાહુઓને અમોને આલિંગનમા બદ્ધ કરી લેવામાટે પ્રસારી દીધા. યોગીશ્વર સાથે હું પણ સદ્ભાગ્યવશાત્ પ્રકૃતિદેવીના શાંતિમય સામ્રાજ્યમા વિચરવા લાગી ત્યા મેં શું જોયું?" સ્વપ્નવર્ણનમા આટલી સીમા પર્યન્ત આવીને દેવી મયણલ્લા મંદ હાસ્યમાં પ્રવૃત્ત થવાથી બોલતી અટકી ગઈ.

"ત્યાં તમોએ શું જોયું, મારા પ્રાણપ્રિય ભગિની?" સુમિત્રાદેવીએ જિજ્ઞાસા દર્શાવી.

"કદલીકાનનના મધ્યભાગમાં વન્ય ચમેલીનો એક મનોહર લતામંડપ હતો; પીત પુષ્પોવડે સમસ્ત વનસ્થલી વસંતની શોભાનો પરિહાસ કરી રહી હતી અને ત્રણ કે ચાર નિર્ઝરણો કલકલનાદપૂર્વક નિકટમાં જ વહન કરી રહ્યાં હતાં. તે લતામંડપ સમક્ષ યોગીશ્વર ઊભા રહી ગયા એટલે હું પણ ચાલતી અટકી ગઈ યોગીશ્વરે મને સંબોધીને મધુરતામિશ્રિત ગંભીર સ્વરથી પૂછ્યું કે: 'પુત્રી મયણલ્લે, તારા પતિએ કરેલા તારા તિરસ્કાર તથા ત્યાગનું તને સ્મરણ છે ખરું કે?' મેં કરદ્વય જોડીને કહ્યું કે. 'હા, પ્રભો, એ ઘટનાનું મને સંપૂર્ણ સ્મરણ છે, કારણ કે, એ ઘટના સત્વર ભૂલી જવાય તેવી નથી.' યોગીશ્વરે કહ્યું કે: 'જો એમ જ હોય, તો પોતાના પ્રેમના વ્યક્તિત્વને અનંત મહાસાગરમાં નિમગ્ન કરી દે' તેમના એ શબ્દો સાંભળીને મારા શરીર તથા હૃદયમાં કંપનો આવિર્ભાવ થયો અને મેં નમ્રતાથી કહ્યું કે: 'ભગવન્, જે પુરુષને મારું સર્વસ્વ સમર્પીને મેં મારા હૃદયસિંહાસનના અધિષ્ઠાતા તરીકે સ્વીકારી લીધો છે તે પ્રિયતમ પુરુષને મારા તે હૃદયસિંહાસનથી ભ્રષ્ટ કરીને હું મહાશૂન્યમાં કેવી રીતે ફેંકી દઉં?' યોગીશ્વરે હસીને કહ્યું કે 'મયણલ્લે, મહાશૂન્યમાં નહિ; હું કહું છું કે તેને અનંતમાં નિમગ્ન કરી દે. નેત્રોને ઉન્નત કર અને જો કે તારા સમક્ષ કોની મૂર્તિ છે?' મેં મારા નેત્રોને ઉન્નત કરીને જોયું તો તે લતામંડપમાં વન્ય કુસુમોના કોમલ આસનપર અનંત સુષમામયી ભગવતી ભારતમાતા ઊભેલી હતી મેં મારા મસ્તકને નમાવીને ભારતમાતાના ચરણોમાં પ્રણામ કર્યા. યોગીશ્વર ગંભીર સ્વરથી કહેવા લાગ્યા કે. "મયણલ્લે, જુએ છે કે માતાની આ કેવી મોહિની મૂર્તિ છે અને જનની જન્મભૂમિનું કેવું સુંદરતમ સ્વરૂપ છે! માતૃત્વની વિમલ ધારા જાણે ઉભય સ્તનોમાંથી વહન કરીને સમસ્ત સંસારમાં શાંતિસુધાને પ્રવાહિત કરી રહી હોયની! એવો જ મને તો ભાસ થયા કરે છે માતાના હીરકખચિત શુભ્ર કિરીટને, નીલ અંચલને તથા ચિત્રિત અંબરને લક્ષપૂર્વક નિહાળી લે, તેમ જ માતાના આ અતુલનીય ઐશ્વર્યનું પણ અવલોકન કરી લે આ માતાના ચરણકમલોમાં જ પોતાના પ્રેમના વ્યક્તિત્વની અંજલિને સમર્પી દે અને વિશ્વપ્રેમના પવિત્ર મંત્રને ગ્રહણ કરી લે." મેં પૂછ્યું કે 'વિશ્વપ્રેમના પવિત્ર મંત્રને સ્વીકારીને હું મારા પતિપ્રેમના પવિત્ર મંત્રને સર્વથા ત્યાગી દઉં કે શું?' મારા એ પ્રશ્નના ઉત્તરમાં યોગીશ્વરે મારા મસ્તકપર પોતાના વરદ હસ્તને સ્થાપીને કહ્યું કે 'નહિ, તું વિશ્વપતિ પરમાત્માના સ્વરૂપમાં પોતાના પતિદેવના રૂપનો સાક્ષાત્કાર કરતી રહે' એ જ વેળાયે જાણે મારા પતિદેવ અત્યંત મમતાથી મને પોતાના પરિરંભણપાશમાં બદ્ધ કરીને પ્રેમપીયૂષવડે અભિષિક્ત કરી રહ્યા છે, એટલે કે સૌન્દર્યદેવ વ્યક્તિત્વને પોતાના હૃદયમાંથી બહિષ્કૃત કરીને સંસારને પોતાના કરુણામય સ્મિત તથા પોતાની કરુણામયી સ્નેહધારાવડે શીતલ કરી રહ્યા છે એવો મને ભાસ થવા લાગ્યો મેં મારા પતિદેવનાં ચરણોમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા અને પ્રણામ કરતાં જ મારા જાણવામાં આવી ગયું કે મારું ઉત્તપ્ત કલેવર સુધાસરોવરમાં સ્નાન કરીને શીતલ થઈ ગયું હતું, વેદના કરુણાની આશીર્વાદલહરીમાં અવગાહન કરીને શાંત થઈ ગઈ હતી અને તેથી જે શાંતિને હું આતુરતાથી શોધી રહી હતી તે અપૂર્વ તથા અનિર્વચનીય શાંતિનો મારા અંતઃકરણમાં

પ્રવેશ થઈ ચૂક્યો હતો! કારણ કે, પત્નીમાટે આ લોક તથા પરલોકમાં કેવળ પોતાના પતિદેવના ક્રોડ વિના અન્ય કોઇ પણ શાંતિનિકેતન અસ્તિત્વ ધરાવતું જ નથી. મારા હૃદયને શાંતિનો સ્પર્શ થતાં જ મારા એ સુખસ્વપ્નનો અંત થયો અને મારાં નેત્રો ઊઘડી ગયાં. આ રહ્યા, જુઓ આ રહ્યા; જેમના સ્પર્શથી મારા દગ્ધ હૃદયને સ્વપ્નમા અપૂર્વ શાંતિનો સ્પર્શ થયો હતો તે મારા વિશ્વવંદ્ય પતિદેવ આ રહ્યા!" અંગુલીનિર્દેશથી કર્ણદેવના ચિત્રને દેખાડતી મયણલ્લા દેવીએ આ શબ્દો ઉચ્ચારીને પુનઃ તીવ્ર હાસ્ય કરવા માંડ્યું.

"આર્યપુત્ર, હવે સત્વરજ અહીં પધારવાના છે." સુમિત્રા દેવીએ આશ્વાસન આપવાના આશયથી કહ્યુ

"નહિ, તમો અસત્યવાદ કરો છો; જુઓ, આર્યપુત્ર પુનઃ મારો તિરસ્કાર કરી રહ્યા છે! હાય, અભાગિની મયણલ્લાના ભાગ્યમાં પતિસેવા લખાયલી જ નથી." પુનઃ આ નિરાશાજનક ઉદ્‌ગારોને મુખમાંથી બહિર્ગત કરતી દેવી મયણલ્લા મૂર્છિતા થઇને ગાલીચાપર પડી ગઈ.

પુન. વૈદ્યરાજ લીલાધર શર્માને બોલાવવામાં આવ્યો. વૈદ્યરાજે દેવી મયણલ્લાના ઉન્માદને ભયંકર તથા વિઘાતક દર્શાવ્યો અને તેથી રાજમહાલયમાં સર્વત્ર ગંભીર શોકનો અધિકાર વ્યાપી ગયો. વૈદ્યરાજે દેવી મયણલ્લાના ઉન્માદના નિવારણમાટે તીવ્ર ઉપચારો કરવા માંડ્યા.



## પ્રકરણ ૫ મું

## કર્ણાવતી નગરીની સ્થાપના

ગુર્જરેશ્વર કર્ણરાજ આશાપલ્લીમાં આવ્યો હતો તે ઘટનાને એક માસ જેટલો સમય વીતી ગયો હતો તેના આવ્યા પછી પાંચ કે છ દિવસમાં જ દેવપ્રસાદ પણ એક સહસ્ર સૈનિકો, કેટલાક નાગરિકો તથા પુરોહિત આદિ જનમંડળ સહિત વરરાજાના સ્વરૂપમાં આશાપલ્લીમાં આવી લાગ્યો હતો. રાજપુરોહિત સાથે તેની પુત્રી ચિત્રાંગદા પણ આશાપલ્લીમાં આવી હતી. રાજવંશી સેનાધ્યક્ષ દેવપ્રસાદ તથા ભિલ્લરાજ્ઞી સુદેષ્ણાના વિવાહોત્સવની પંદર દિવસ પૂર્વે નિર્વિઘ્ન સમાપ્તિ થઇ ગઇ હતી અને તેમની દંપતી થવાની તથા દાંપત્ય સુખને ભોગવવાની આશા કિંવા આકાંક્ષા પૂર્ણ થઇ ચૂકી હતી અર્થાત્ હવે આશાપલ્લીમાં રહેવાનું વિશેષ કોઇ પણ પ્રકારનુ પ્રયોજન ન હોવા છતાં પોતાની પૂજ્ય માતા તથા પોતાની પ્રિયતમા રાજ્ઞી સુમિત્રા દેવીના દેવી મયણલ્લાના સ્વીકાર વિષયક આગ્રહથી કંટાળેલા કર્ણરાજની તત્કાળ પાટણ જવાની ઇચ્છા ન હોવાથી તે આશાપલ્લીથી અલ્પ અંતરે વહન કરતી સાભ્રમતી સરિતાના પરતીરવર્તી પ્રાંતમાં અદ્યાપિ છાવણી નાખીને પડ્યો હતો અને પાટણમાના પોતાના સાંતુ નામક અત્યંત વિશ્વાસપાત્ર તથા બુદ્ધિમાન્ મંત્રીને પત્રવાહક દ્વારા એક પત્ર પાઠવીને તેણે એમ જણાવી દીધુ હતુ કે: "આશાભિલ્લનું જો કે મૃત્યુ થઇ ગયું છે અને જે પ્રદેશમાં તેની સ્વતંત્ર સત્તા વર્તતી હતી તે સાભ્રમતી સરિતાના તીર પ્રાંતનો પ્રદેશ આપણા અધિકારમાં આવી ગયો છે એટલે કે ભિલ્લરાજ્ઞી સુદેષ્ણા આપણી એક માંડલિકા હોવાથી એ પ્રદેશમાં ભિલ્લરાજ્ઞી

સુદેષ્ણાની રાજસત્તા હોવા છતાં વરિષ્ઠ સત્તા તો આપણી જ છે, તથાપિ એ પ્રદેશ વિશેષ પરિમાણમાં અરણ્યવ્યાપ્ત હોવાથી, એ અરણ્યોમાં કેવળ ભિલ્લોનો જ નિવાસ હોવાથી અને સહસ્રાવધિ ભિલ્લો આપણી વરિષ્ઠ રાજસત્તાના તથા આપણા વર્ચસ્વને સ્વીકારીને આપણી માંડલિક થયેલી ભિલ્લરાજ્ઞી સુદેષ્ણાના પરમ વિરોધી હોવાથી પુન: તેમણે આ પ્રદેશમાં જ્યાં લાગ ફાવે ત્યાં પ્રવાસીઓ તથા આપણા પ્રજાજનોને લટવા તથા પીડવાના પોતાના નીચ વ્યવસાયને આરંભી દીધો છે, માત્ર એટલું જ નહિ, પણ જે કેટલાક સત્તાધીશ તથા અગ્રેસર ભિલ્લ યુવકો ભિલ્લરાજ્ઞી સુદેષ્ણા સાથે લગ્નસંબંધથી જોડાવામાટે અધીર થયેલા હતા તેમની આશાનો ભિલ્લરાજ્ઞી સુદેષ્ણાના ચિરજીવી દેવપ્રસાદ સાથે થયેલા લગ્નસંબંધથી સર્વથા ભંગ થઈ જતાં ભિલ્લ રાજ્ઞી સુદેષ્ણાની હત્યા કરી નાખવાને તેઓ કટિબદ્ધ થઈ ગયા છે, કારણ કે, આશા ભિલ્લની પુત્રીના મારા ભત્રીજા સાથે થયેલા લગ્નને તેઓ ભિલ્લજાતિના એક અનિવાર્ય કલંકરૂપ માને છે. અહીંની પરિસ્થિતિ આવા પ્રકારની હોવાથી એ અરણ્યવાસી ધારાળા તથા કામઠિયા ભિલ્લોને ભયભીત, નમ્ર તથા આધીન રાખવામાટે આ પ્રદેશમાના કેટલાક ઘન અરણ્યોના અસ્તિત્વને મટાડી દેવાની, આ પ્રદેશમાં એક નવીન નગર વસાવીને તેમા આર્યજાતિઓને વસાવવાની અને ભિલ્લોને રાજસત્તાધીન રાખવામાટે કેટલાક વિશિષ્ટ સ્થાનોમાં સૈનિકોના કાયમ થાણાં બેસાડવાની આવશ્યકતા અનિવાર્ય થઈ પડી છે અને આ સર્વ કાર્યોની સિદ્ધિમાટે આ પ્રદેશમા કેટલાક સમય પર્યન્ત મારી ઉપસ્થિતિની અત્યંત અગત્ય હોવાથી મારાથી પાટણ ક્યારે આવી શકાશે એનો નિશ્ચય નથી એટલામાટે જ્યાં સુધી પાટણમાં મારૂ આગમન ન થાય ત્યા સુધી મારા પ્રતિનિધિ તરીકે ત્યાનો સમસ્ત રાજ્યકાર્યભાર તમો જ દક્ષતાપૂર્વક ચલાવજો, આવશ્યકતા જણાય તો કોઈ વાર કોઈ ગંભીર કાર્યના પ્રસગે મારા પૂજ્ય માતુશ્રી તથા મહારાજ્ઞીની સંમતિને મેળવજો, અત્યારે એક સહસ્ર સૈનિકોને અહીં મોકલી દેજો અને હુ જ્યારે જેટલુ ધન અહીં મગાવું તે વેળાયે તેટલુ ધન અહીં મોકલી આપવાની રાજધનભંડારમા વ્યવસ્થા કરી રાખજો તમો એક બુદ્ધિમાન્, રાજનિષ્ઠ, પ્રૌઢવયસ્ક, વિચારશીલ તથા રાજનીતિજ્ઞ પુરુષ હોવાથી વિશેષ લખવાની આવશ્યકતા નથી આ પત્ર મારા પૂજ્ય માતુશ્રી તથા મહારાજ્ઞીને પણ વ ચાવજો ”

કર્ણરાજે પોતાના એ પત્રમાં ત્યા રોકાઈ રહેવાનાં જે કારણો દર્શાવ્યાં હતાં તે કારણો જો કે સત્ય હતાં; કારણ કે, ભિલ્લોના કેટલાક સમુદાયોએ પુન: પોતાના જાતિસ્વભાવપર જઇને ધમાચકડીનો આરંભ કરી દીધો હતો અને કેટલાક ભિલ્લનાયકો ભિલ્લરાજ્ઞી સુદેષ્ણાને મારી નાખવામાટે પણ તલપી રહ્યા હતા, તથાપિ જો કર્ણરાજની પોતાની જ ત્યા દીર્ઘ કાળ પર્યન્ત રહેવાની ઇચ્છા ન હોત, તો ભિલ્લોની એ ધમાચકડીને દાબી દેવાની તે પોતાના બહુસંખ્ય, અજેય તથા બળશાળિ સૈન્ય દ્વારા યથેચ્છ વ્યવસ્થા કરી શકે તેમ હતું અર્થાત્ ત્યા દીર્ઘ કાળ પર્યન્ત નિવાસ કરવાની તેની પોતાની ઇચ્છા તો હતી જ અને તેવામાં આ કારણો મળી ગયા એટલે રાજમાતા ઉદયમતી દેવી

તથા મહારાજ્ઞી સુમિત્રા દેવીને તેનો ત્યાંનો નિવાસ અકારણ ન જણાય એટલા-માટે તેણે એ કારણોનો યોગ્ય લાભ લઈ લીધો.

અસ્તુ· એક દિવસ ઘટના એવી ઘટી કે ગુર્જરેશ્વર કર્ણરાજ, દેવપ્રસાદ, ભિલ્લરાજ્ઞી સુદેષ્ણા તથા ગુર્જરાધીશના ચાર અંગરક્ષકો અશ્વારૂઢ થઇને મૃગયા માટે એક અરણ્યમા ગયાં હતાં. હવે ગુર્જરેશ્વર તથા ભિલ્લરાજ્ઞી સુદેષ્ણાનો શ્વસુર તથા સ્નુષાનો સંબંધ હોવાથી જો કે સુદેષ્ણા તેની સાથે મૃગયા કરવાને તો નીકળી હતી, પરંતુ પોતાના સ્નુષાધર્મના પાલનમાટે સુદેષ્ણાએ પોતાના મુખમંડળને એક પારદર્શક અવગુંઠનવડે આચ્છાદિત કરી લીધું હતું. જ્યારે તેઓ સંધ્યાકાળથી કિંચિત્ પૂર્વે અરણ્યમાંથી મૃગયા કરીને સાભ્રમતીના તીર-પ્રાંતના માર્ગમાં પોતાના અશ્વોને મંદ ગતિથી ચલાવતાં તથા મૃગયાવિષયક સંભાષણ કરતાં આશાપલ્લીની દિશામાં આગળ વધી રહ્યાં હતાં તે વેળાયે કર્ણરાજનો જે એક વિશાળકાય તથા સિંહ સમાન નિર્ભય શિકારી કૂતરો કેટલાક અંતરપર પાછળ રહી ગયો હતો તે શિકારી શ્વાન બે મદોન્મત્ત સસલાં તેની પૂઠે પડેલાં હોવાથી ભયદર્શક ધ્વનિ કરતો અને અત્યંત વેગપૂર્વક દોડતો ત્યાં આવી લાગ્યો અને સસલાંના આક્રમણથી સુરક્ષિત રહેવામાટે પલાયનનો અન્ય માર્ગ તત્કાળ ન મળી શકવાથી તેણે સાભ્રમતી નદીના જળ-પ્રવાહમાં પ્રવેશ કર્યો સસલાં સમાન અત્યંત ભીરુ પ્રાણીઓને આટલી અક-લ્પનીય નિર્ભયતાથી પોતાના શિકારી શ્વાનની પૂઠે પડેલા જોઇને અને પોતાના વ્યાઘ્રથી પણ ભયભીત ન થનારા શિકારી શ્વાનને સસલાથી ભયભીત થયેલો નિહાળીને ગુર્જરેશ્વર કર્ણરાજ પ્રથમ તો અત્યત આશ્ચર્યચકિત થઈ ગયો અને ત્યાર પછી પોતાના શ્વાનને સુરક્ષિત રાખવાની ઇચ્છાથી સસલાંને મારી નાખવા-માટ તેણે પણ પોતાના માર્ગને ત્યાગીને પોતાના અશ્વને સાભ્રમતી સરિતાના જલપ્રવાહમાં યથાશક્ય વેગથી ચલાવવા માંડ્યો; કારણ કે સસલાંએ નદીના જલપ્રવાહમાં પણ તે શ્વાનનો પીછો છોડ્યો ન હોતો દેવપ્રસાદ, સુદેષ્ણા તથા ગુર્જરેશ્વરના અંગરક્ષકોએ પણ પોતાના અશ્વોને ગુર્જરેશ્વરના અશ્વની પાછળ પાછળ ચલાવવા માંડ્યા નદીના જલપ્રવાહમાં સસલાની ગતિ કાંઇક મંદ થવાથી કર્ણરાજે તેમને પકડી પાડીને તેમના પર પોતાની અસિનો પ્રહાર કરવા જતાં જે એક ચમત્કાર જોયો તે એ હતો કે તેની તલ્વારના જેટલા ભાગને સાભ્ર-મતીના જળનો સ્પર્શ થયો હતો તેટલો ભાગ ગળી જવાથી તલ્વાર બુઠ્ઠી થઈ ગઈ હતી સસલા તો પલાયન કરી ગયાં અને શિકારી કૂતરો નિર્વિઘ્ન સામે પાર પહોંચી ગયો, પરતુ પોતાની તલ્વારના પાનાને ગળી ગયેલું જોઇને મનમાં અવર્ણનીય આશ્ચર્ય થવાથી ગુર્જરેશ્વરે પોતાના સંગી જનોને સંબોધીને ગભીરતાથી પૂછ્યું કે—

"મારી આ વ્યાઘ્ર તથા સિંહ આદિ હિંસ્ર પ્રાણીઓને પણ એક જ પ્રહારથી વિદારી નાખનારી તલ્વારનું પાનું આ સાભ્રમતી નદીના જળના સ્પર્શમાત્રથી કેવી રીતે ગળી ગયું હશે એની મારાથી લેશમાત્ર પણ કલ્પના કરી શકાતી નથી આ એક પ્રાકૃતિક ઘટના છે કે કોઇ દૈવી ચમત્કાર છે?"

"મહારાજાધિરાજ, આ કોઇ દૈવી ચમત્કાર નથી, કિન્તુ આ સ્થાનમાં

નિત્ય અનુભવાતી એક સાધારણ પ્રાકૃતિક ઘટના જ છે. આ સ્થાનનો મહિમા કિંવા આ ભૂમિનો ગુણ જ એવા પ્રકારનો છે કે સસલાં નિર્ભયતાથી શ્વાનની સામા થઇ જાય છે અને આ સાભ્રમતી સરિતાનુ જળ અત્યંત પાચક હોવાથી કઠિન લોહને પણ નિમેષમાત્રમા ગાળી નાખે છે ભૂમિના ભિન્ન ભિન્ન ભાગો કેટલાક વિશિષ્ટ તથા ચમત્કાર સમાન ભાસતા ગુણો ધરાવતા હોય છે એ તો આપ શ્રીમાન્ જાણો જ છો એટલે આ ઘટનાના દર્શનથી હૃદયમાં આશ્ચર્યને સ્થાન આપવાનુ કાંઈ પણ પ્રયોજન નથી." ભિક્ષુરાજ્ઞી સુદેષ્ણાએ ગુર્જરેશ્વરને ચમત્કારિક ઘટનાઓ સમાન ભાસેલી ઉભય ઘટનાઓને ભૂમિગુણજન્ય પ્રાકૃતિક ઘટનાઓ તરીકે ઓળખાવતા વિનયપૂર્વક આ ઉદ્ગારો કાઢ્યા

"જો એમ જ હોય, તો સાભ્રમતી સરિતાના તીરપ્રાતસ્થ પ્રદેશમાં વસતા કામઠિયા ભિલ્લો તથા ધારાળા આદિ અત્યંત નિર્ભય, સાહસી તથા રાજસત્તાની પણ વારંવાર ઉપેક્ષા કરી નાખનારા હોય છે તેનુ કારણ પણ એ જ હોવું જોઇએ, કારણ કે, જે ભૂમિનાં સસલા પણ આવા નિર્ભય તથા સાહસી હોય છે તે ભૂમિનાં મનુષ્યો જો અતિશય નિર્ભય, વીર તથા પરાક્રમશીલ હોય, તો તે સર્વથા સ્વાભાવિક જ કહી શકાય. હુ બહુ દિવસથી આ ભૂમિમાં એક નવીન નગરને વસાવવાનો વિચાર કર્યા કરતો હતો, પરંતુ અદ્યાપિ મારાથી યોગ્ય સ્થાનનો નિશ્ચય કરી શકાયો ન હોતો આજે મારો આ ઘટનાના નિરીક્ષણથી સાભ્રમતી સરિતાના પરતીરવર્તી સ્થાનમા આશાપલ્લીની સામે જ એક નવીન નગર વસાવવુ એવો દૃઢ નિશ્ચય થઇ ચૂક્યો છે એટલે હવે આ શુભ કાર્યનો બે ચાર દિવસમા જ આરભ થઈ જાય એવી વ્યવસ્થા હુ કરી દઇશ અત્યારે જે સ્થાનમાં મારું શિબિર કિંવા સામયિક વસ્ત્રનગર દૃષ્ટિગોચર થાય છે તે સ્થાનમા અલ્પ સમયમા જ વૃક્ષારણ્યને બદલે એક વિશાળ લોકારણ્યરૂપ નગર લોકોના જોવામા આવશે" ગુર્જરેશ્વર કર્ણરાજે તે જ સ્થાનમા નવીન નગરને વસાવવાનો પોતાનો નિશ્ચય દર્શાવી દીધો

આ વેળાયે સંધ્યાકાળ થઈ ગયેલો હોવાથી કર્ણરાજ દેવપ્રસાદ તથા સુદેષ્ણાને આશાપલ્લીની દિશામાં પ્રયાણ કરી જવાની આજ્ઞા આપીને પોતે પોતાના અંગરક્ષકો સહિત પોતાના શિબિરની દિશામા પ્રયાણ કરી ગયો.

* * * * *

નગરની રચનામાટે સર્વથી પ્રથમ વૃક્ષહીન તથા સમતલ ભૂમિની આવશ્યકતા હોવાથી ગુર્જરેશ્વર કર્ણરાજે એક બે દિવસમા જ ચારથી પાચ હજાર ભિલ્લો તથા કોળીઓને એકઠા કરીને સાભ્રમતી નદીના પશ્ચિમ તીરપ્રાત*થી

* ગુર્જરેશ્વર કર્ણ સોલકીએ એ નવીન નગર અત્યારે જે સ્થાનમાં અહમ્મદાબાદ—અમદાવાદ—નગર વસેલુ છે તે સ્થાનમાં જ વસાવ્યુ હતુ એ તો હવે નિશ્ચિત થઈ ચૂક્યુ છે, તથાપિ સાભ્રમતી નદીનો પ્રવાહ તે સમયમા એ નગરની કઈ દિશામા વહન કરતો હતો એ પ્રશ્નનો જેટલો થવો જોઇએ તેટલો ઊહાપોહ અદ્યાપિ થયો હોય એમ મારા જાણવામા નથી મારી પોતાની એવી દૃઢ માન્યતા છે કે જ્યા સૂધી ગુજરાતના મુસલ્માન સુલ્તાન અહમ્મદશાહે સંવત્ ૧૪૬૭ ઇ. સ. ૧૪૧૧ અથવા ૧૪૧૨મા ગુજરાતની જૂની રાજધાની

આરંભીને અત્યારે જે સ્થાનમાં કોચરપ તથા પાલડી નામક બે સંલગ્ન ગ્રામો આવેલાં છે ત્યા સુધીના લગભગ દોઢ ગાઉ જેટલા ભૂમિભાગમાંનાં સર્વ વૃક્ષોને જડમૂળથી વાઢી નાખવાના, ટેકરાને ખોદી નાખવાના તથા ખાડાને પૂરી નાખવાના કામમાં લગાડી દીધા અને કપાયલાં વૃક્ષોમાનાં જે વૃક્ષોનું કાષ્ઠ ગૃહ નિર્માણના કાર્યમા ઉપયુક્ત થવાનો સંભવ હોય તે વૃક્ષોને વ્હેરીને તેમના કાષ્ઠને ઉપયુક્ત સ્વરૂપમા તૈયાર કરી રાખવાનું કાર્ય તક્ષકો–સૂતારો–ને બોલાવીને સોંપી દીધું. આ કાર્ય ચાલતું હતુ એટલામા પાટણ, ધવલપુર–ધોળકા–, પ્રાલ્હાદનપુર તથા એવા જ અન્યાન્ય નગરોમાંથી નામાંકિત શિલ્પકલાભિજ્ઞોને બોલાવવામા આવ્યા અને તેમણે પ્રથમ નગરરચનાના ચિત્રપટો આલેખીને કર્ણરાજને બતાવ્યા કર્ણરાજે તેમાં જે પરિવર્તન તથા સુધારણા કરવાની

---

પાટણને ત્યાગીને એ કર્ણરાજાની વસાવેલી કર્ણાવતી નગરીને 'અહમ્મદાબાદ' નામ આપી પોતાની રાજધાની સ્થાપી ત્યાં સૂધી તો સાભ્રમતી નદીનો જલપ્રવાહ અત્યારે જે સ્થાનમાં આશારવા–આશાપલ્લી–નામક ગ્રામ આવેલું છે તે સ્થાનથી નિકટમા જ એટલે કે બે ક્ષેત્રના અંતરપર જ વહન કરતો હતો અને અત્યારનો માણેકચૉક પણ તે સમયમાં નદીના તીરપ્રાંતમાં–પશ્ચિમ તીરપ્રાંતમા– આવેલો હતો, કારણ કે, 'રાસમાળા' નામક ગ્રંથમા અમદાવાદ વસ્યાની જે કથા આપવામા આવી છે તેમા એવો સ્પષ્ટ ઉલ્લેખ કરાયલો છે કે: "...... સાભ્રમતીના કિનારા ઉપર ચસાવલ (આશાવલ) ગામની હવા અને જગ્યા બહુ મનવશ્યાથી તેણે–અહમ્મદશાહ ૧ લાએ–ત્યાં એક નવા શાહરની સ્થાપના કરી પોતાના રાજ્યને પ્રતિષ્ઠિત કર્યું આશાવળ એ નવા શાહરનું એક પરૂ થયું અને ત્યાર પછી તે શાહર ગૂજરાતના બાદશાહોનુ રાજધાની નગર થયું. તેનુ નામ તેના સ્થાપનારના નામ ઉપરથી (અહમદાબાદ) અમદાવાદ પડયું. (ઇ. સ. ૧૪૧૨)" જુઓ 'રાસમાળા'નું સ્વ સાક્ષર શ્રી રણછોડભાઇ ઉદયરામ કૃત ગુજરાતી ભાષાંતર, આવૃત્તિ ૩ જી પૃષ્ઠ ૩૩૫ એજ પૃષ્ઠમાં ભાષાંતરકારે જે ટિપ્પણ આપેલું છે તે આ પ્રમાણે છે "કર્ણ સોલકીની કર્ણાવતીને સ્થાને આ શાહર વસેલું જણાય છે, હી સ. ૮૧૫ ની સમાપ્તિમાં. આ સમયથી ચાર શતક અગાઉ આલબી રૂમી નામના પ્રવાસિયે ચેસાવલ (આશાવલ) નગરનુ કથન કર્યું છે." અહી આલબી રૂમી નામ ભૂલથી લખાયલુ લાગે છે, એ પ્રવાસીનુ સત્ય નામ અલ્બિરૂની છે અસ્તુ 'રત્નમાળ' નામક ગ્રંથમા અમદાવાદ વસ્યાની જે કથા અપાયલી છે તેમા પણ એવો ઉલ્લેખ મળી આવે છે કે. "જયારેં અમદાવાદ વસ્યું ન હોતું ત્યારે તે ઠેકાણે આસપાસ ઝાડી હતી અને આસ્તોડિયુ અથવા આશાવલી ગામ હતુ. (સંસ્કૃતમા આશાપલ્લી લખેલુ છે) તેમા આશો ભીલ રહેતો હતો તેની એક દીકરી ગુજર કુંવરી નામે હતી, તે બહુ રૂપાળી હતી એ સમયે હાલના માણેકચૉકને ઠેકાણે સાભ્રમતી નદી વહેતી હતી" જુઓ 'રત્નમાળ' પૃષ્ઠ ૨૫૦ આ પ્રમાણો ઉપરાંત અત્યારના અમદાવાદના કાળુપુર દરવાજાથી માણેકચૉક અને ત્યાથી શાક બજારના અંત પર્યન્તનો ભાગ નગરના અન્ય ભાગોથી બહુ જ નીચો હોવાથી તેમ જ માણેકચૉકમાં અદ્યાપિ રેતીના ઢગલા દેખાતા હોવાથી પૂર્વે એ સ્થાનમા અવશ્ય સાભ્રમતી નદીનો પટ હોવો જોઇએ એવો તત્કાળ નિશ્ચય કરી શકાય છે; માત્ર એટલુ જ નહિ, પણ કર્ણ

સૂચના આપી તદનુસાર ભિન્ન ભિન્ન શિલ્પકલાભિજ્ઞોએ દુર્ગનિર્માણ, દેવમન્દિરનિર્માણ; પ્રાસાદનિર્માણ; રાજમાર્ગ, સાધારણ માર્ગ તથા સંકુચિત માર્ગ આદિ માર્ગનિર્માણ, નાનાવિધ પણ્યવીથિકાનિર્માણ, તડાગ તથા કૂપ આદિ જળાશયનિર્માણ, ઉદ્યાન તથા વાટિકાનિર્માણ અને સાધારણ તથા અસાધારણ ગૃહનિર્માણનાં કાર્યોને શુભ મુહૂર્તમાં આરંભી દીધાં આ નગરસ્થાપનાના કાર્યથી જે એક અન્ય લાભ થયો તે એ કે ધંધાધાપા વગરની ભિલ્લજાતિ તથા કોળીજાતિના પુરુષો તથા સ્ત્રીઓને પોતાના પરિશ્રમના મૂલ્ય તરીકે આજીવિકાના સાધનો વિપુલ પરિમાણમાં મળવા માડતાં ભિલ્લો તથા કોળીઓ પોતાની મેળે જ શાંત થઇ ગયા અને તેમણે ચોરી, લૂટફાટ તથા ધાડ આદિ કુકૃત્યોને સર્વથા ત્યાગી દીધા. શિલ્પકલાભિજ્ઞો ધનાઢ્ય થવા લાગ્યા

---

સોલંકીની કર્ણાવતી નગરીની પશ્ચિમ સીમા અત્યારના કોચરબ તથા પાલડી નામક સંલગ્ન ગ્રામો પર્યન્ત લંબાયલી હતી અને અત્યારે તો એ ગ્રામો સાભ્રમતી નદીના પશ્ચિમ તીરપ્રાતમાં–સામે પાર–આવેલાં છે એટલે એથી પણ સહજ એવું અનુમાન કરી શકાય છે કે કર્ણ સોલંકીની કર્ણાવતી નગરીની પૂર્વ સીમા અત્યારના માણેકચૉકના સ્થાનમાં હતી અને પશ્ચિમ સીમા અત્યારનાં કોચરબ તથા પાલડી નામક સંલગ્ન ગ્રામો જે સ્થાનમા આવેલાં છે તે સ્થાનમાં હોવાથી સાભ્રમતી નદીનો પ્રવાહ અત્યારે જે ભૂમિમાં વહન કરી રહ્યો છે તે ભૂમિ તે સમયમાં સપાટ ભૂમિ હતી એ જ પ્રમાણે કર્ણાવતી નગરીની દક્ષિણ સીમા અત્યારના કાંકરિયા તળાવથી પણ કિંચિદ્ દૂરના સ્થાનમા તથા ઉત્તર સીમા અત્યારના કૅમ્પ સુધી લંબાયલી હોવી જોઇએ એમ માનવાનાં કેટલાંક સબળ કારણો છે કેટલાકો સાભ્રમતીના પ્રવાહસ્થાનના પરિવર્તનને ભૂમિકંપનું પરિણામ માને છે અને કેટલાક વિદ્વાનોની માન્યતા એવી છે કે મુસલ્માન સુલ્તાન અહમદશાહ ૧ લો આશાવલના સ્વામી આશા ભિલ્લની પુત્રી ગુજર કુંવરીનો આશક હોવાથી રોજ આશાવલ જતા વચ્ચે નદી નડતી હોવાથી તેણે બંધ બંધાવીને સાભ્રમતી નદીને અત્યારે જે સ્થાનમા તેનો પ્રવાહ છે તે સ્થાનમાં ખોદકામ કરાવીને વહેવડાવી હતી, તેમા જળની નિરંતર વિપુલતા રહ્યા કરે એટલામાટે હાથમતી નદીના પ્રવાહને પણ તેમા વાળી લેવાની વ્યવસ્થા કરવામાં આવી હતી અને તેથી કર્ણાવતીની પૂર્વવાહિની સાભ્રમતી અહમ્મદાબાદની પશ્ચિમવાહિની સાભ્રમતી થઇ ગઇ હતી સાભ્રમતીના પ્રવાહસ્થાનના પરિવર્તનનુ કારણ ગમે તે હોય, પરંતુ એ વાર્તા તો નિર્વિવાદ છે કે અમદાવાદમા સાભ્રમતીનો પ્રવાહ અત્યારે જે સ્થાનમા વહન કરી રહ્યો છે તે સ્થાનમાં તે કર્ણાવતી નગરીના સમયમાં ન હોતો, આશાપલ્લી ગ્રામ અહમ્મદશાહ ૧ લાના સમયથી ચાર સો વર્ષ પૂર્વે અસ્તિત્વ ધરાવતુ હોવાથી કર્ણ સોલંકીના સમયમાં વિદ્યમાન હતું અને તે સાભ્રમતી નદીના પૂર્વતીરપ્રાતમા જ વસેલુ હતું એટલે તેની સામે પાર વસેલી કર્ણાવતી નગરીની પૂર્વ સીમા નિર્વિવાદ અત્યારના માણેકચૉકના સ્થાનમાં જ હોવી જોઇએ આ ઐતિહાસિક ઘટનાના સંબંધમાં વિશેષ ઊહાપોહની આવશ્યકતા છે, પરંતુ જ્યાં સુધી વિશેષ ઊહાપોહ ન થાય ત્યાં સુધી મારી આ માન્યતાને અયોગ્ય માની શકાય તેમ નથી

જે પ્રાસાદો, દેવમન્દિરો તથા જળાશયો આદિ એ નવીન નગરમાં વિપુલ સંખ્યામા નિર્માણ કરવાનાં હતાં તેમનામાં કોચ્છરવા કિંવા કોચરપ દેવીનું મન્દિર, કર્ણેશ્વર મહાદેવનુ મન્દિર, જયન્તી દેવીનો પ્રાસાદ, 'સુમિત્રા-સદન' નામક રાજમહાલય, 'ભરતવિલાસ' નામક ભરતમુનિસ્મારક ભવ્ય નાટયશાળા, રાજવાટિકા તથા 'કર્ણસાગર' નામક સરોવર આદિ આગારો, ઉદ્યાન તથા જળાશય મુખ્ય હતા અને તે સર્વ શિલ્પકલાના આદર્શરૂપ થવાના હતાં

આ સર્વ વ્યવસ્થા કરવામાં છ માસ જેટલો કાળ જોતજોતાંમાં વીતી ગયો એ છ માસના સમયમાં રાજમાતા ઉદયમતી દેવી તથા મહારાજ્ઞી સુમિત્રા દેવીએ કર્ણરાજને પાટણ આવવામાટેના અનેક સંદેશ કહાવ્યા, સુમિત્રા દેવીએ અનેક પત્રો લખ્યાં અને નવીન રાજ્ઞી મયણલ્લા દેવીના ઉન્માદરોગની કથા પણ પત્રમાં લખી જણાવી, પરંતુ રાજહઠને વશ થયેલા ગુર્જરેશ્વરનું મન એથી લેશમાત્ર પણ દ્રવીભૂત ન થયું અને તે પાટણની દિશામા પાછો ન વળ્યો તે ન જ વળ્યો. અંતે રાજમાતા ઉદયમતી દેવીનું એક પત્ર કર્ણરાજને મળ્યુ. તે પત્રમાં રાજમાતા ઉદયમતી દેવીએ જણાવ્યુ હતું કે. "કર્ણરાજ, આ પત્ર વાંચીને તું જો એક સપ્તાહ જેટલા સમયમા પાટણમાં આવીને મારા સમક્ષ ઉપસ્થિત નહિ થાય, તો આ જન્મમાં તું મારા મુખને જોઈ શકીશ કે નહિ, એ સર્વથા અનિશ્ચિત છે, કારણ કે, વૃદ્ધાવસ્થાના કારણથી સ્વાભાવિક જ મારા દેહમા દુર્બળતાની વૃદ્ધિ થતી જાય છે અને તેમાં વળી આજે એક સપ્તાહથી મારી પ્રકૃતિ અત્યંત અસ્વસ્થ થઈ ગઈ છે, વૈદ્ય લીલાધર શર્મા પણ મારા જીવનના વિષયમાં કાંઇક શંકાશીલ થઈ ગયા છે અને એટલામાટે મારા આવ્હાનને માન આપીને તારા સંસારત્યાગી જ્યેષ્ઠ બંધુ હરપાલદેવ પણ આજે ચાર દિવસથી પોતાના એકાન્તવાસને ત્યાગી અહી પાટણમાંના તારા વસંતોદ્યાનમાં આવીને રહેલા છે. જો આ પત્રને માન આપીને તુ અહીં નહિ આવે, તો કદાચિત્ તારા જ્યેષ્ઠ બંધુ હરપાલદેવને તારી પાસે આવવાનો પરિશ્રમ વેઠવો પડશે. વળી તારી જન્મતિથિ નિકટમા આવેલી હોવાથી અહી જે તારી જન્મતિથિનો મહોત્સવ નિત્યની પ્રણાલિકા અનુસાર કરવાનો છે અને તે પ્રસંગે સભા ભરવાની છે તેનું સ્મરણ પણ તારે રાખવુ જ જોઇએ. હુ નથી ધારતી કે પોતાની જનનીની આજ્ઞાનો તું અનાદર કરીને માતાના અસંતોષને વધારવાની ધૃષ્ટતા પણ કરી બતાવીશ પછી તો જેવી તારી ઇચ્છા લેખિકા તારી નિરંતર શુભાકાંક્ષિણી વૃદ્ધ માતાના શુભ આશીર્વાદ પત્રદ્વારા સત્વર જણાવી દેજે કે તુ કયારે આવીશ."

જે વેળાયે કર્ણરાજને પોતાની માતાનુ આ પત્ર મળ્યુ તે વેળાયે દેવપ્રસાદ તથા ભિલ્લરાજ્ઞી સુદેષ્ણા કર્ણરાજના શિબિરમાં આવેલાં હોવાથી કર્ણરાજે પ્રથમ તે પત્ર દેવપ્રસાદને વંચાવ્યું અને ત્યાર પછી પૂછ્યુ કે—

"મારી પાટણ જવાની ઇચ્છા નથી અને મને પાટણમા ઉપસ્થિત થવામાટેનો મારાં પૂજ્ય માતુશ્રીનો આગ્રહ સીમાને ઉલ્લંઘી ગયો છે, તો આવી વિષમ પરિસ્થિતિમાં મારે હવે શું કરવું? પાટણ જવુ કે ન જવુ?"

"મારા પરમપૂજ્ય પિતામહી શ્રી ઉદયમતી દેવી એક પરમસત્યવાદિની

મહિલા હોવાથી આ પત્રમાં લખ્યા પ્રમાણે તેમની પ્રકૃતિ અવશ્ય અસ્વસ્થ હોવી જ જોઇએ એવો મારો દૃઢ નિશ્ચય છે તેમ જ આપ શ્રીમાનની જન્મતિથિનો મહોત્સવ પણ નિત્યની પ્રણાલિકા અનુસાર રાજધાનીમાં થવો જ જોઇએ એમ રાજમાતાએ દર્શાવ્યું છે તે પણ સર્વથા સત્ય છે; એટલામાટે મારો તો આ વિષયમા એવો જ અભિપ્રાય છે કે આપ શ્રીમાન્ થોડા દિવસ પાટણમાં જઇને રહી આવો, તો વધારે સારું આપ શ્રીમાનના જન્મતિથિમહોત્સવની નિર્વિઘ્ન સમાપ્તિ થઈ જાય અને પૂજ્યતમ રાજમાતાની પ્રકૃતિ કૈલાસવાસી પાર્વતીપાતની દયાથી સ્વસ્થ થઈ જાય, તો આશાપલ્લી ક્યાં દૂર છે? આપ શ્રીમાન્ જ્યારે ધારશો ત્યારે તત્કાળ અહીં પધારી શકશો." દેવપ્રસાદે વિવેકપૂર્વક પોતાનો અભિપ્રાય દર્શાવ્યો

"મને પણ એમ જ જણાય છે કે અત્યારે તો મારે મારાં પૂજ્ય જનનીની આજ્ઞાને માન આપવું જ જોઇએ અને મારી ઇચ્છા ન હોવા છતાં પણ પાટણ જવું જ જોઇએ. પરંતુ જો મારું પાટણ જવાનું થશે, તો તમારે પણ મારી સાથે આવવું જ પડશે, માત્ર એટલું જ નહિ, પણ તમારે પોતાનાં ધર્મપત્ની આ ભિલ્લરાજ્ઞીને પણ સાથે લેવાં પડશે; કારણ કે, તમો દંપતી તમારા લગ્ન થયા પછી ત્યાં ગયાં જ નથી એટલે સાસૂ તથા સસરાને પગે લાગવામાટે તથા તેમનો આશીર્વાદ લેવામાટે વહૂએ ત્યાં એક વાર જવું જ જોઇએ. અર્થાત્ હું ત્યાં જાઉં અને તમો નવવિવાહિત દંપતી મારી સાથે ત્યા ન આવો, તો ખોટું દેખાય" કર્ણરાજે દેવપ્રસાદ તથા સુદેષ્ણાના પાટણપ્રયાણની આવશ્યકતાનું દર્શન કરાવ્યું.

"મારું તો હવે જો સાચુ પૂછવામા આવે, તો એ જ કર્તવ્ય કર્મ છે કે નિરંતર શ્વસુરાલયમાં જ નિવાસ કરવો, પૂજ્ય સાસૂજી તથા પૂજ્ય સસરાજીની તેમની વૃદ્ધાવસ્થામાં યથાશક્ય સેવા કરવી અને તેમના શુભ આશીર્વાદોને પ્રાપ્ત કરી લેવા, પરતુ આપ શ્રીમાને આ લઘુ ભિલ્લરાજ્યરૂપ શકટને ચલાવવાનો તથા ભિલ્લરાજ્યમાં વ્યવસ્થા તથા શાતિને સુરક્ષિત રાખવાનો ભાર મારા શિરપર નાખી દીધેલો હોવાથી મારાથી મારા વધૂ કિંવા સ્નુષા તરીકેના એ કર્તવ્યનું મારી ઇચ્છા અનુસાર પાલન કરી શકાય તેમ નથી અને તેમાટે મારા હૃદયમા વારવાર ખેદ થતો રહે છે" ભિલ્લરાજ્ઞી સુદેષ્ણાએ પોતાના અવગુંઠનાચ્છાદિત મુખથી ક્ષત્રિય કુલવધૂ સમાન ભદ્ર ઉદ્‌ગારો કાઢ્યા.

"ભિલ્લરાજ્ઞી, ધન્ય છે તમારી ભદ્ર ભાવનાઓને! જો ધર્મ તથા કર્તવ્યમાં તમારી આવી જ નિષ્ઠા હશે, તો મહાકાલેશ્વર તમારી આ ભદ્ર ઇચ્છાની સફળતાનો યોગ પણ તમોને અવશ્ય મેળવી આપશે" કર્ણરાજે સુદેષ્ણાને ધન્યવાદ આપ્યો.

"આપ શ્રીમાનનું કથન સત્ય છે જો આપ શ્રીમાન્ પાટણની દિશામાં પ્રયાણ કરો, તો અમારે પણ આપ શ્રીમાનની સાથે ત્યાં આવવું જ જોઇએ" દેવપ્રસાદે કહ્યું.

"હવે જ્યારે હું, તમો તથા દેવી સુદેષ્ણા એવી રીતે ત્રણે જણ અહીંથી અત્યારે ચાલ્યાં જઇએ, તો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે અહીં નવીન નગ-

રને સ્થાપવાના જે ગુરુ કાર્યનો આરંભ કરવામાં આવ્યો છે તે કાર્યની દેખરેખનો ભાર કોના શિરપર નાખવો?" કર્ણરાજે એક વાસ્તવિક તથા વિચારણીય પ્રશ્નને ઉપસ્થિત કર્યો

"અત્યારે અમુક સમયને માટે આ કાર્યની દેખરેખનો ભાર જો સેનાધ્યક્ષ પ્રતાપસિંહજી તથા આપણા અહીંના કોષાધ્યક્ષના શિરપર નાખી દેવામાં આવશે, તો તેઓ બુદ્ધિમાન્ હોવાથી આ કાર્ય દક્ષતાથી કરી શકશે એવી મારી માન્યતા છે" દેવપ્રસાદે યોગ્ય પુરુષોનાં નામો દર્શાવ્યા

કર્ણરાજને દેવપ્રસાદનો એ અભિપ્રાય યોગ્ય લાગતાં તેણે સેનાધ્યક્ષ પ્રતાપસિંહજી તથા કોષાધ્યક્ષને બોલાવીને નવીન નગરનું કાર્ય યોગ્ય સૂચનાઓ સહિત તેમના હસ્તમાં સમર્પી દીધું અને એક પત્રવાહકદ્વારા એવા આશયનું પત્ર લખીને પાટણ રવાના કરી દીધું કે "પરમપૂજ્ય માતુશ્રી શ્રી ઉદયમતી દેવીની પવિત્ર સેવામાં. આપનું પત્ર મળ્યું છે, આપની આજ્ઞાનુસાર અહીંથી બે અથવા ત્રણ દિવસમા નીકળીને હું ચિરંજીવી દેવપ્રસાદ તથા તેમની નવવધૂ ભિલ્લરાજ્ઞી સુદેષ્ણાદેવી સહિત આ સપ્તાહના અંતમાં જ પાટણમાં આવી પહોંચીશ અને આપની સેવામાં ઉપસ્થિત થઇશ આપની આજ્ઞા મારામાટે સાક્ષાત્ જગદંબાની આજ્ઞા સમાન હોવાથી આપની આજ્ઞાનો મારાથી કદાપિ અનાદર થયો નથી અને ભવિષ્યમાં કદાપિ અનાદર થવાનો પણ નથી. મંત્રી સાંતુ તથા મંત્રી મુંજાલદ્વારા મારા જન્મતિથિમહોત્સવની પણ આપની ઇચ્છા અનુસાર સર્વ તૈયારીઓ કરાવી રાખશો અને અન્ય સર્વ ચિન્તાઓને ત્યાગીને આરોગ્યને રક્ષવાનો જ પ્રયત્ન કરતાં રહેશો એવી મારી આપનાં શ્રીચરણોમાં નમ્ર પ્રાર્થના છે. જનનીરૂપ શીતલ છત્રની સુખદાયિની છાયાને મહાકાલેશ્વર મારા મસ્તકપર દીર્ઘ કાળ પર્યન્ત અવિચલ રાખે અને જેવી રીતે મને જનકહીન થવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે તેવી રીતે જનનીહીન થવાનો દુઃખદાયક પ્રસંગ પ્રાપ્ત ન થાય એ જ મહાકાલેશ્વરના ચરણપંકજમાં મારી અનન્ય ભાવથી અખંડ અભ્યર્થના છે. આપના પ્રિય પુત્ર કર્ણનાં વારંવાર ચરણવંદન સ્વીકારશો."

એ પત્રમાં જણાવ્યા પ્રમાણે ગુર્જરેશ્વર કર્ણરાજ પોતાના ભત્રીજા તથા સેનાધ્યક્ષ દેવપ્રસાદ, ભિલ્લરાજ્ઞી સુદેષ્ણા, પોતાના એક સો સૈનિકો તથા બસેં ભિલ્લ સૈનિકો સહિત ત્યાંથી પાટણ જવામાટે નીકળ્યો આ પ્રસંગે રાજવંશની રીતિ અનુસાર ભિલ્લરાજ્ઞી રથમા વિરાજીને પ્રવાસ કરતી હોવાથી અને સાત સાત કિંવા આઠ આઠ ગાઉના અંતરે ખાનપાન તથા વિશ્રાંતિમાટે પડાવ નખાતો હોવાથી આશાપલ્લીની સીમાને ત્યાગ્યા પછી સાતમે દિવસે કર્ણરાજ પોતાની રાજધાની પાટણ નગરીમાં સુખરૂપ આવી પહોંચ્યો લગભગ સાત માસ જેટલા દીર્ઘ કાળ પશ્ચાત્ પાટણમાં ગુર્જરેશ્વરની પધરામણી થયેલી હોવાથી પાટણના પૌર જનોએ ગુર્જરેશ્વરનો પોતાનાં ગૃહોને તોરણ તથા પુષ્પ આદિથી શૃંગારીને તેમ જ ગુર્જરેશ્વરના કંઠમાં પુષ્પમાળાઓ આરોપીને તથા ગુર્જરેશ્વરનાં શિરપર પુષ્પવૃષ્ટિ કરીને યોગ્ય સત્કાર કર્યો અને ગુર્જરેશ્વરના આગમનથી રાજમહાલયમા તથા રાજધાનીમાં સર્વત્ર આનન્દ, હર્ષ તથા ઉલ્લાસનો અખાધ્ય

અધિકાર વ્યાપી ગયો ગુર્જરેશ્વરના આગમનથી રાજમાતા ઉદયમતી દેવીના રુગ્ણ શરીરમાં પુન. આરોગ્યનો આવિર્ભાવ થવા લાગ્યો, દેવી મયણલ્લાના ઉન્માદનો અવસાદ થઇ ગયો અને મહારાણી દેવી સુમિત્રાની મનોદેવતા સ્વસ વેદ્ય આનન્દના સામ્રાજ્યમાં વિહરવા લાગી ગુર્જરેશ્વરનું પાટણમાં આગમન થઈ ગયું ત્યાર પછી ૫ દર દિવસમા જ તેની જન્મતિથિનો દિવસ પણ આવી લાગ્યો અને તે મહોત્સવપ્રસંગે જે એક વિલક્ષણ ઘટના ઘટી તે વિલક્ષણ ઘટનાના નિરીક્ષણમા જ હવે આપણે પ્રવૃત્ત થવાનું છે



## પ્રકરણ ૬ ઠું

## નટી નમુંજાલા

ગુર્જરેશ્વર કર્ણરાજના જન્મતિથિમહોત્સવના પ્રસંગે પાટણ નગરમાં જે નાનાવિધ કલાધરોનુ આગમન થયું હતું તે કલાધરોના સમુદાયમા નટી નમુ જાલા નામક એક વારાંગના અદ્વિતીય કલાવતી મનાતી હતી અને સર્વત્ર તેના સ્તુતિગાનો ગવાતાં હતાં, કારણ કે, તે નવયૌવના વારાગના જેવી લોકોત્તર લાવણ્યવતી હતી તેવી જ વિદુષી તથા બુદ્ધિમતી હતી અને સંગીત, વાદ્યવાદન, નૃત્ય, નાટ્ય તથા અભિનય આદિ લલિત કલાઓમાં તે સમયમાં સમસ્ત ભારતવર્ષમાં તેની પ્રતિસ્પર્ધા કિંવા અંશત. સમાનતા કરી શકે તેવી કોઈ પણ અન્ય પુરુષવ્યક્તિ કિવા નારીવ્યક્તિ અસ્તિત્વ ધરાવતી ન હોતી, એવી વાર્તા ત્યાં એકત્ર થયેલા વિવિધદેશવાસી કલાધરોના મુખથી જ સાંભળવામાં આવતી હતી એટલે તેની અદ્વિતીય કિંવા એકમેવાદ્વિતીય કલાભિજ્ઞતામાટે અધિક પ્રમાણોની આવશ્યકતા હતી જ નહિ એ નટી નમુ જાલાની કીર્તિ કર્ણદેવના સાભળવામાં પણ આવી ચૂકેલી હોવાથી અને નમુ જાલાએ એક નાટ્યપ્રયોગમાં પોતાની નાનાવિધ કલાભિજ્ઞતાનો સાક્ષાત્કાર કરાવવાની ઇચ્છા દર્શાવેલી હોવાથી જે દિવસે ગુર્જરેશ્વરે પોતાના જન્મતિથિમહોત્સવની સભા ભરી હતી તે જ દિવસે રાત્રિના સમયમા પોતાની બંધાવેલી 'કર્ણમેરુપ્રાસાદ' નામક ભવ્ય નાટ્યશાળામા નટી નમુ જાલાના નાટ્યપ્રયોગની વ્યવસ્થા કરાવી રાખી હતી એ નાટ્યશાળામાં રાત્રિનો એક પ્રહર વીત્યા પછી નટી નમુ જાલાના અભિનવ નાટ્યપ્રયોગનો આરંભ થવાનો હતો

કર્ણરાજે બંધાવેલી એ નાટ્યશાળાનું 'કર્ણમેરુપ્રાસાદ' નામ રાખવામા આવ્યું હતું તેનું કારણ એ હતુ કે એ નાટ્યશાળાના અગ્રભાગમાં કર્ણરાજે મહાદેવનું ૭ ઉત્સેધ–મીનાર–, બાર તલ અને આશ્ચર્યકારક વિવર કિંવા ભૂમિગૃહયુક્ત એક ભવ્ય મન્દિર બંધાવ્યુ હતુ અને એ શિવાલયના પશ્ચાદ્‌ભાગમાં એવી જ ભવ્ય નાટ્યશાલાને નિર્માણ કરવામાં આવી હતી. ભિન્ન ભિન્ન પ્રકારના રૂપકો ભજવી બતાવવામાટે રંગભૂમિ તથા સભામંડપ–Audience Hall–એ બે સ્થળોનુ સુંદર નિર્માણ અત્યંત આવશ્યકીય હોવાથી એ બે સ્થળોના નિર્માણમા બાહ્યભાગના નિર્માણ કરતા પણ શિલ્પશાસ્ત્રીઓએ અધિક લક્ષ આપ્યું હતું જે સ્થાનમાં સભામંડપ કિંવા પ્રેક્ષકમંડપના અગ્રભાગ સાથે

રંગભૂમિના અગ્રભાગનો સંયોગ થતો હતો તે સ્થાનમાં પ્રેક્ષકમંડપના તલભાગથી રંગભૂમિના તલભાગને લગભગ ત્રણ ધન એટલે કે અત્યારના માપ અનુસાર ચાર ફીટ ઊંચો રાખવામા આવ્યો હતો; રંગભૂમિની ચારે તરફની દીવાલો પાષાણની ચણીને અને નીચે એક ભૂમિગૃહ નિર્માણ કરી તેમાં પાષાણના સ્તભો ઊભા કરી તે પાષાણસ્તંભોના આધારે કાષ્ઠની રંગભૂમિ નિર્માણ કરવામાં આવી હતી અને તેની લબાઈ તથા પહોળાઇ ચાળીસ ચાળીસ ઘન એટલે કે અત્યારના માપથી સાઠ સાઠ ફીટની રાખવામાં આવી હતી. એમાંનો વીસ ઘન જેટલો મધ્યભાગ નાટ્યપ્રયોગમાટે રાખવામાં આવ્યો હતો અને ઉભય પાર્શ્વમાંનો દશ દશ ઘન જેટલો ભાગ નેપથ્ય તરીકે ગુપ્ત રખાયલો હતો. રંગભૂમિના મધ્યભાગમાં એક પણ સ્તંભ રખાયલો ન હોતો; કારણ કે, રંગભૂમિના મધ્યભાગમાં જો સ્તંભ હોય છે તો તે નાટ્યાભિનયમાં પ્રત્યવાયરૂપ થઈ પડે છે. રંગભૂમિનો મુખભાગ કાષ્ઠનિર્મિત હતો અને તેને કળશો, પતાકાઓ, પુત્તલિકાઓ, પુષ્પમાળાઓ તથા તોરણો આદિથી બહુ જ સુંદરતાપૂર્વક શૃગારવામાં આવ્યો હતો

નાટકના આરંભથી પૂર્વે રંગભૂમિને પ્રેક્ષકોની દૃષ્ટિથી અદૃશ્ય રાખવામાટે જે યવનિકા—ડ્રૉપ્સીન—ને નિર્માણ કરવામાં આવી હતી તે કિંચિત્ સ્થૂલ પરંતુ સુંદર વસ્ત્રની બનાવેલી હતી અને તેમાં પ્રેક્ષકોની દૃષ્ટિના આનન્દમાટે કવકુલગુરુ કાલિદાસકૃત 'વિક્રમોવર્શીય' નાટકના તૃતીય અંકના આરંભમાં ભરતમુનિના ગાલવ તથા પલ્લવ નામક બે શિષ્યોના વાર્તાલાપદ્વારા સરસ્વતીના રચેલા અને સ્વર્ગમા ભજવાયલા જે 'લક્ષ્મીસ્વયવર' નાટકનો અને તે નાઠકમાં વારુણીની ભૂમિકા ભજવતી અપ્સરા મેનકાએ પૂછેલા પ્રશ્નનું લક્ષ્મીની ભૂમિકા ભજવતી અપ્સરા ઊર્વશીએ પ્રમાદપૂર્ણ ઉત્તર આપતાં ઊર્વશીને શાપભ્રષ્ટા થવુ પડ્યુ હતુ * એ પ્રસંગનો ઉલ્લેખ કરાયલો છે તે 'લક્ષ્મીસ્વયંવર' નાટકમાંના

* પૂર્વે દેવ તથા દાનવોએ બહુ વર્ષ પર્યન્ત મહાસાગરનું મંથન કરવા છતાં તત્કાળ અમૃત ન નીકળ્યું, કિન્તુ અમૃતની નિષ્પત્તિ પૂર્વે અન્ય કેટલાંક રત્નો નીકળ્યા તેમા લક્ષ્મી અને વારુણી—સુરા કિંવા મદ્યની દેવતા—નો પણ સમાવેશ થયેલો હતો. વારુણી લક્ષ્મીની જ્યેષ્ઠ ભગિની હતી અને તેથી એવુ અનુમાન કરી શકાય છે કે આપણા લોકો જેને 'અલક્ષ્મી' નામથી ઓળખે છે તે કદાચિત્ એ વારુણી જ હોવી જોઇએ અસ્તુ: દેવો તથા દાનવો વચ્ચે લક્ષ્મી સાથે પરણવાના સંબધમાં ઝગડો જાગ્યો એટલે ઇન્દ્રે સમાધાનનો એ માર્ગ શોધી કાઢ્યો કે: "તમો સર્વ મહાસાગરનુ મંથન કરીને અમૃત કાઢો એટલે પછી આપણે આ લક્ષ્મીનો સ્વયવર કરીશુ. તે સ્વયંવરમાં એ પોતે જેના ગળામા વરમાળા આરોપશે તેજ એનો પતિ થશે" આ વસ્તુને લઇને સરસ્વતીએ એક નાટકની રચના કરી હતી, તે નાટકનુ નામ 'લક્ષ્મીસ્વયંવર' રાખ્યું હતુ, તે નાટક સ્વર્ગમાં ભજવાવાનુ હતું, તે નાટકમાં લક્ષ્મીની ભૂમિકા ઊર્વશીએ લીધી હતી, વારુણીની ભૂમિકા મેનકાએ લીધી હતી અને તે નાટ્યપ્રયોગના નિરીક્ષણમાટે ત્રૈલોક્યના સર્વ શ્રેષ્ઠ પુરુષો સ્વર્ગમાં આવીને એકત્ર થયેલા હતા અને તેથી રાજા પુરૂરવા પણ ત્યા વિદ્યમાન હતો. વારુણીવેશ-

એ પ્રસંગનું એક અત્યંત આકર્ષક તથા નયનરંજક ચિત્ર એક કુશળ ચિત્રકારે આલેખ્યું હતું; કારણ કે, એ ચિત્ર નયનરંજકતા સાથે ભારતીય નાટ્યકલાની ઇતિહાસપૂર્વકાલિક પ્રાચીનતાને પણ પ્રેક્ષકોના નેત્રો સમક્ષ લાવીને ખડી કરી દેતું હતું. એ ઉપરાંત રંગભૂમિના સ્થાનમા નાટ્યાભિનયમાટે ઉપયુક્ત નાનાવિધ ચિત્રદૃશ્યમંડિત પટો-પડદા-તથા અન્યાન્ય સાધનો પણ તૈયાર રાખવામા આવ્યાં હતાં કે જેથી જે નટમંડળપાસે એવાં સાધનોનો અભાવ હોય તે નટમંડળ પણ પાટણમાં પોતાના નાટકો સંપૂર્ણ સાધનપૂર્વક ભજવી શકે અને પોતાની કલાભિજ્ઞતાનો રાજમંડળ તથા પ્રજામંડળને યથેચ્છ સાક્ષાત્કાર કરાવી શકે

આજે રંગભૂમિના અગ્રભાગમા તેમ જ સભામંડપ કિંવા પ્રેક્ષકમંડપમાં સહસ્રાવધિ દીપકો પ્રકટાવીને તીવ્ર પ્રકાશને વિસ્તારી દેવામા આવ્યો હતો. ગુજરાતનો સંગીતનિપુણ, કલારસિક, ઉત્તમટીકાકાર, ગુણગ્રાહક, વિનોદી તથા રસાલંકારજ્ઞાતા મહારાજાધિરાજ કર્ણદેવ રંગભૂમિથી ચાર ધન-છ ફીટ-ના અંતરે મધ્યવર્તિ સ્થાનમા પોતાના વિશાળ સુવર્ણાસને વિરાજેલો હતો; તેના દક્ષિણ પાર્શ્વમા કેટલાક વિદ્વાન્ બ્રાહ્મણો તથા વિદ્વાન પુરુષો બેઠા હતા, તેના દક્ષિણ પાર્શ્વમા દશથી બાર મુખ્ય માંડલિકો તેમના માટે રખાયલા આસનોને દીપાવી રહ્યા હતા, પશ્ચાદ્ભાગમા રાજ્યના મંત્રીઓ, ઉપમંત્રીઓ, સેનાધ્યક્ષો, કોષાધ્યક્ષો તથા પાટણના પ્રતિષ્ઠિત નાગરિકો પોતપોતાની પદવી અનુસાર વિરાજેલા હતા, તેમની પાછળ રાજ્યના અન્ય સામાન્ય અધિકારીઓ બેઠા હતા, ઉપરિતલમા એક જાલિકાના પશ્ચાદ્ભાગમા મહારાણી દેવી સુમિત્રા, નવીન રાણી દેવી મયણલ્લા, વિપ્રતનયા ચિત્રાંગદા, ભિલ્લરાણી સુદેષ્ણા, મયણલ્લાદેવીની સખીઓ તથા દાસીઓ, સુમિત્રાદેવીની દાસીઓ તથા કેટલીક નિમંત્રિત પ્રતિષ્ઠિત નાગરિકાઓ તેમ જ રાજ્યના અધિકારીઓના કુટુંબની સ્ત્રીઓ આદિ મહિલામંડળી નાટ્યનિરીક્ષણમાટે આવીને વિરાજેલી હતી. નીચે સભામંડપના અગ્રદ્વાર પાસે ગુર્જરેશ્વરના અંગરક્ષકો તથા પ્રતિહારીઓ બેઠા હતા અને તેની સામેના દ્વાર પાસે કેટલાક રાજસેવકો ગુર્જરેશ્વરને જો કોઈ વસ્તુ જોઇએ તો તે લાવી આપવામાટે કટિબદ્ધ થઇને ઊભા હતા ગુર્જરેશ્વરના સુવર્ણાસનના બે પાર્શ્વમા ઊભેલી રૂપસુંદરી તથા નવયૌવના બે યવનીઓ ગુર્જરેશ્વરને ચામર ઢોળી રહી

---

ધારિણી મેનકાએ લક્ષ્મીવેશધારિણી ઉર્વશીને પૂછ્યુ કે "આ સર્વ પુરુષોમાથી તને કયો વર ગમે છે વારુ?" આના ઉત્તરમા ઉર્વશીએ 'પુરુષોત્તમ' નામ ન ઉચ્ચારતાં પ્રમાદથી 'પુરૂરવા' નામ ઉચ્ચાર્યું અને તેથી શાપભ્રષ્ટ થતાં ઉર્વશીને તે જ્યાં સૂધી રાજા પુરૂરવાના સમાગમથી એક સંતાનની માતા થવાના ભાગ્યને પ્રાપ્ત કરી ન શકી ત્યા સૂધી સ્વર્ગમાથી પતિતા થઇને મૃત્યુલોકમા નિવાસ કરવો પડયો હતો પુરૂરવાના સંયોગથી સંતાનની પ્રાપ્તિ એ તેના શાપનું નિવારણ હોવાથી જ્યારે તે સંતાનની માતા થઈ ત્યારે પુનઃ સ્વર્ગમા વસવાના અધિકારને પ્રાપ્ત કરી શકી હતી અને ઉર્વશીનો વિયોગ અસહ્ય થવાથી પુરૂરવા ઉન્મત્ત તથા આત્મવિસ્મૃત થઇ ગયો હતો આ કથાભાગ 'વિક્રમોર્વશીય' નાટકમાં લેવાયલો છે અને તે સુપ્રસિદ્ધ છે એટલે એના અધિક વિવેચનની આવશ્યકતા નથી

હતી. અજ્ઞાત શસ્ત્રધર મનુષ્યો, દુર્ગુણી લોકો, સનાતન ધર્મના સિદ્ધાંતોને ન માનનારા મનુષ્યો, નાસ્તિકો, રુગ્ણ મનુષ્યો, બુદ્ધિહીન તથા ક્ષુદ્ર લોકોને નાટયાભિનયના સમયમાં નાટયશાળામા આવવા દેવાનો પ્રાચીન નાટયશાસ્ત્ર-નિર્માતાઓએ નિષેધ કરેલો હોવાથી એવી એક પણ માનવવ્યક્તિનો અત્યારે સભામંડપમાં પ્રવેશ થઈ શકયો ન હોતો; કારણ કે, એવા મનુષ્યો અવશ્ય નાટયાભિનયમાં વિક્ષેપ કરનારા તથા રંગમાં ભંગ કરનારા જ થઈ પડે છે આ કારણથી આપણા પ્રાચીન નાટયશાસ્ત્રવેત્તાઓએ જે લોકો આનંદી સ્વભાવના હોય, પરીક્ષાની ક્ષમતા ધરાવતા હોય, સાવધાન હોય, ધૈર્યશીલ હોય, સત્યવક્તા હોય, ગર્વહીન હોય, નાટયશાસ્ત્ર તથા રસાલંકારના જ્ઞાતા હોવાથી તેમાં આનન્દને અનુભવનારા હોય તથા સંગીતના સંપૂર્ણ જ્ઞાતા હોય તેવા લોકોને જ નાટયશાળાના સભામંડપમાં વિરાજવા યોગ્ય માનેલા છે. આજનો પ્રેક્ષક સમુદાય કદાચિત્ સર્વાંશે નહિ, તો પણ વિશેષાંશે એ સર્વ ગુણોવડે અલંકૃત હતો અને એ નટી નમુંજાલાના મહાભાગ્યનું જ પરિણામ હતું.

આજે નટી નમુંજાલા જે નાટક ભજવી બતાવવાની હતી તે નાટકનું નામ 'સતી વારાંગના' હતું, તે નાટક મહાકવિ કાલિદાસનાં નાટકોની પદ્ધતિ અનુસાર નટી નમુંજાલાએ તે સમયના એક ઉત્તમ કવિ પાસેથી સંસ્કૃત તથા પ્રાકૃત ભાષામા લખાવ્યું હતું અને સ્ત્રીઓ તથા પુરુષોની ભૂમિકાઓ દક્ષતા-પૂર્વક ભજવી બતાવનાર ઉત્તમ નટો તથા બુદ્ધિમતી નટીઓને પોતાની નાટક મંડળીમાં રાખેલા હતા એ નાટકમા સૂત્રધારની સ્ત્રી તથા નાયિકાની મળીને બે ભૂમિકાઓ નટી નમુંજાલા પોતે જ ભજવતી હતી અને તેની નાટકમંડળીના એ નાટક તથા અન્ય નાટકોના વિજયનો આધારસ્તંભ તે પોતે જ હતી

નટી નમુંજાલા તથા તેની નાટકમંડળી 'સતી વારાંગના' નામક જે નાટક આજે ભજવી બતાવવાની હતી તે નાટકનું વસ્તુ આ પ્રમાણે હતું: પુષ્પસેના નામક એક નવયૌવના, પરમલાવણ્યમયી તથા લલિતકલાકુશલા વારાંગના પોતાના શત્રુને પરાજિત કરીને પાછા વળેલા વિજયનાદ નામક વિજેતા રાજાના સૈન્યશિબિરમાં અચાનક આવી લાગે છે અને ત્યાં ચાલી રહેલા વિજયોત્સવમા રાજાની આજ્ઞાથી પોતાની સંગીતકલા, નૃત્યકલા તથા અભિનયકલાનો પરિચય કરાવે છે, તેના નવયૌવન, અપ્રતિમ લાવણ્ય તથા અલૌકિક કલાભિજ્ઞત્વથી રાજાનું મન તેનામા મુગ્ધ થઈ જાય છે અને રાજા તેને એકાન્તવાસમાં બોલાવીને તેના પ્રેમની યાચના કરે છે રાજા વિજયનાદ એક યુવક, રૂપસુંદર, શૂરવીર, ગુણગ્રાહક તથા વિદ્વાન્ પુરુષ હોવાથી વારાંગના પુષ્પસેનાનું મન પણ તેના પ્રતિ આકર્ષાય છે, પરંતુ અધમ વેશ્યાવૃત્તિ કિંવા ભ્રષ્ટાચાર કરવાનો તેનો પ્રથમથી જ મનોભાવ ન હોવાથી તે રાજાને વિનીત ભાવથી કહે છે કે "રાજન્ જો મારી સાથે શાસ્ત્રવિધિથી લગ્ન કરીને મને પોતાની ધર્મપત્નીની પદવીથી વિભૂષિતા કરવાની ઉદારતા આપથી દર્શાવી શકાય તેમ હોય, તો જ મારા પ્રેમને મેળવવાની આપની ઇચ્છા સફળ થવાનો સંભવ છે; કારણ કે, વારાંગનાકુલમાં મારો અવતાર થયેલો હોવા છતા મે વેશ્યાવૃત્તિને ન સ્વીકારવાની અને લગ્ન વિના સંસારભોગના માર્ગમા પદાર્પણ ન કરવાની દૃઢ પ્રતિજ્ઞા

કરેલી છે” તે ગમે તેવી પણ એક વારાંગના હોવાથી રાજા વિજયનાદ તેની સાથે પરણવાની ઉદારતા દર્શાવી શકતો નથી અને તેથી વારાંગના પુષ્પસેના ‘હુ મનથી આપને વરી ચૂકેલી હોવાથી હવે મારા પતિ તો આપ જ છો એટલે હવે હું અન્ય પુરુષને તો નથી જ વરવાની. હું આપની પ્રતિમાને મારા હૃદય-મંદિરમાં સ્થાપીને આપનું ચિન્તન કરતી રહીશ અને બ્રહ્મચર્યના પાલનમાં જ મારૂ સમસ્ત જીવન વીતાડી દઇશ।’ આવી ભીષ્મ પ્રતિજ્ઞા કરીને ત્યાંથી ચાલતી થઈ જાય છે અને રાજા વિજયનાદ નિરાશાને આધીન થાય છે રાજા પુષ્પસેનાની લગ્નયાચનાનો અસ્વીકાર કરવા છતા પુષ્પસેનાને ભૂલી શકતો નથી અને તેના વિરહના વન્હિથી દગ્ધ થતો રહે છે કેટલોક સમય વીત્યા પછી રાજા વિજયનાદ પોતાની રાજધાનીમાંથી પોતાના કેટલાક અંગરક્ષકો સહિત મૃગયા કરવાને નીકળે છે અને અન્ય અંગરક્ષકોને એક સ્થાનમા ભોજન તૈયાર કરવામાટે રાખીને પોતાના અંગરક્ષકોના સમુદાયમા થોડા દિવસથી પ્રવેશેલા એક નવયુવક, રૂપસુંદર તથા શૂરવીર અંગરક્ષક સહિત જો કોઈ વ્યાઘ્ર મળી આવે તો તેને હણુવામાટે પર્વતકંદરાના એક સંકુચિત માર્ગમા પ્રવેશે છે. પર્વતકંદરાના એ સંકુચિત માર્ગમા ઘટના એવી ઘટે છે કે અચાનક એક ભયાનક વ્યાઘ્ર એક સ્થાનમાથી નીકળી આવીને રાજાની સામો આવી ઊભો રહે છે અને રાજાને પોતાની તલ્વારને મ્યાનમાથી બહાર કાઢવાનો અવકાશ પણ નથી મળી શકતો રાજાના જીવનને આવી રીતે ભયમા આવી પડેલું જોઇને તેનો તરૂણ અંગરક્ષક નિર્ભયતાથી વ્યાઘ્રના શરીરપર ધસી જાય છે, લત્તાપ્રહારથી તેને ચત્તોપાટ પાડી નાખે છે અને ત્યાર પછી પોતાના હસ્તો-પર ચઢાવેલા લોહના કૃત્રિમ વ્યાઘ્રનખોથી તેના ઉદરને જોતજોતામા ચીરી નાખે છે. રાજા વિજયનાદ પોતાના નવીન યુવક અંગરક્ષકની આ અલૌકિક વીરતાના સાક્ષાત્કારથી અત્યંત પ્રસન્ન થાય છે અને કહે છે કે ‘આજે તેજ મને નવીન જીવન સમર્પેલુ હોવાથી તારે જે કાંઈ પણ માગવું હોય, તે મારી પાસેથી માગી લે’ તે અંગરક્ષક કહે છે કે ‘મારી યાચના જો આપને અયોગ્ય જણાય, તો પણ મારી તે યાચનાનો અસ્વીકાર ન કરવાનું આપ જો મને વચન આપતા હો, તો મારે જે કાંઈ પણ માગવાનુ છે તે હુ રાજધાનીમા પહોચ્યા પછી આપની પાસેથી માગી લઇશ’ રાજાએ તેની કોઇ પણ યાચનાને સ્વીકારવાનું વચન આપ્યું અને ત્યાર પછી વનભોજન કરીને રાજા પોતાના અંગરક્ષકો સહિત સુખરૂપ પાછો રાજધાનીમા આવી લાગ્યો અંત-પુરમાં રાજાએ પોતાની બે રાણીઓને તેમજ પોતાની માતાને તે અંગ-રક્ષકની અશ્રુતપૂર્વ વીરતાની આ કથા કહી સંભળાવી, એ કથા સાભળીને તેઓ પણ તે તરૂણ અંગરક્ષકપર પ્રસન્ન થઈ અને રાજાની અનુમતિથી તેને પોતા સમક્ષ બોલાવીને તેમણે તેને ધન્યવાદ તથા પારિતોષિકથી સંતોષવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેમના પારિતોષિકોને તત્કાળ ન સ્વીકારીને તે તરૂણ અંગરક્ષકે કહ્યુ કે ‘મહારાજ પોતાના વચન અનુસાર મારી ઇચ્છિત વસ્તુ મને આપશે, ત્યાર પછી આપ શ્રીમતીઓનાં આ પારિતોષિકોને હું સ્વીકારીશ’ રાજાએ પૂછ્યું કે ‘તારે જે વસ્તુ માગવી હોય તે અત્યારે અને આ ક્ષણે જ માગી લે’ તરૂણ અંગરક્ષકે કહ્યુ કે, ‘જો

એમ જ હોય, તો હું આપ 'શ્રીમાનની ધર્મપત્નીની પદવી જ માગું છું' અને તે પદવી મને અવશ્ય પ્રાપ્ત થશે એવો મારો દૃઢ વિશ્વાસ છે ' રાજા, રાણીએ, તથા રાજમાતા આદિ સર્વ જનો આશ્ચર્યચકિત થઇ ગયાં અને રાજાએ વિસ્મયદર્શક સ્વરથી કહ્યું કે 'તું આજે ઉન્મત્ત તો નથી થઇ ગયો? પુરુષને તે વળી ધર્મપત્નીની પદવીની પ્રાપ્તિ થતી હશે ખરી કે?' એના ઉત્તરમાં 'કૃતજ્ઞ રાજન્, હું પુરુષ નથી, પરંતુ એક સમયની આપની પરિચિતા અને વારાંગનાકુલોત્પન્ના પુષ્પસેના જ છું ' આ પ્રમાણેના શબ્દો ઉચ્ચારીને તે નરવેશધારિણી રમણીએ પોતાના પુરુષવેશને ઊતારી નાખ્યો અને અંતર્ભાગમાં ધારેલા પોતાના સ્વાભાવિક નારીવેશને પ્રકટ કરી દીધો. રાજા ધર્મસંકટમાં આવી પડ્યો, પરંતુ પોતાની માતા તથા રાણીઓની અનુમતિ મળવાથી તેણે વારાંગના પુષ્પસેના સાથે લગ્નસંબંધ કરી લીધો અને તેની ઉભય રાણીઓ અપુત્રા હોવાથી પુષ્પસેનાએ એક વર્ષ પછી જે પુત્રને જન્મ આપ્યો તે જ પુત્ર રાજા વિજયનાદના રાજમુકુટ તથા સિંહાસનનો ઉત્તરાધિકારી થયો. પુષ્પસેના પોતાના સચ્ચારિત્ર્યના યોગે વારાંગના હોવા છતા પણ સતીપદની અધિકારિણી થઇ શકી.

એ નાટ્યપ્રયોગમાં નાન્દીના અંતે સૂત્રધારના આવ્હાનથી નટી નમુંજાલાએ નટી–સૂત્રધારપત્ની–ના વેશમાં રંગભૂમિપર આવીને જે વેળાયે પોતાના વીણાવિનિન્દિત કંઠથી વસ્તુસૂચક સંગીતનો મધુરતમ આલાપ કર્યો તે જ વેળાયે પ્રેક્ષકો તથા પ્રેક્ષિકાઓ મંત્રમુગ્ધવત્ સ્તંભિત થઇ ગયાં અને જે વેળાયે નટી નમુંજાલાએ રાજા વિજયનાદના સૈન્યશિબિરમાં વારાગના પુષ્પસેનાની ભૂમિકા ભજવતા પોતાની સંગીતકલા, નૃત્યકલા તથા અભિનયકલાનો સંપૂર્ણ પરિચય કરાવ્યો તે વેળાયે તો પ્રેક્ષકો તથા પ્રેક્ષિકાઓ આત્મવિસ્મૃત જ થઈ ગયાં અને તેમાં પણ કર્ણદેવ એક રસાલંકારજ્ઞાતા તથા સંપૂર્ણ રસિક પુરુષ હોવાથી વારાંગના પુષ્પસેનામાં તેની અપૂર્વ કલાભિજ્ઞતાના યોગે નાટકમાંનો રાજા વિજયનાદ જેટલા પરિમાણમાં મુગ્ધ તથા લુબ્ધ થઈ ગયો હતો તેથી પણ અધિક પરિમાણમાં નટી નમુંજાલામાં તેની અશ્રુતપૂર્વ કલાભિજ્ઞતાના યોગે મનોમુગ્ધ તથા હૃદયલુબ્ધ થઈ ગયો અને તેના મુખમાથી વારંવાર 'કલાભિજ્ઞતાની પરિસીમા, ઊર્વશીનો અવતાર!' આવા પ્રકારના ઉદ્ગારો નીકળવા લાગ્યા. જે વેળાયે પુરુષવેશધારિણી વારાગના પુષ્પસેનાએ ગિરિકંદરાના સંકુચિત માર્ગમા ભયાનક વ્યાઘ્રને લોહના કૃત્રિમ વ્યાઘ્રનખોવડે વિદારીને નાટકમાંના રાજા વિજયનાદના જીવનને સુરક્ષિત રાખ્યું; માત્ર એટલું જ નહિં પણ નાટકના એ દૃશ્યમા જે વ્યાઘ્રને બતાવવામાં આવ્યો હતો તે વ્યાઘ્ર નાટકના નિયમ અનુસાર કાષ્ઠનિર્મિત કૃત્રિમ વ્યાઘ્ર નહિ, કિંતુ સજીવન સત્ય વ્યાઘ્ર હોવા છતા પુષ્પસેના એટલે કે વસ્તુત નટી નમુંજાલાએ કૃત્રિમ વ્યાઘ્રનખથી તેના ઉદરને ચીરી નાખ્યુ તે વેળાયે કર્ણદેવને જે ધવલપુરનિવાસિની યુવકવેષધારિણી તથા હિંસ્રપશુવિદારિણી યુવતીએ ગિરિકંદરામાં એવી જ રીતે લોહના કૃત્રિમ વ્યાઘ્રનખોવડે ભયાનક વ્યાઘ્રને વિદારીને તેના જીવનનું રક્ષણ કર્યું હતું તે શૂરવીર યુવતીનુ તત્કાળ સ્મરણ થઇ આવ્યુ અને તે પ્રસંગની ઘટના એક અદૃશ્ય આકાર ધારણ કરીને તેના મનશ્ચક્ષુ સમક્ષ આવીને ઊભી રહી, માત્ર એટલું જ નહિ, પણ તે અજ્ઞાત વીર યુવતીએ ગુર્જરેશ્વરને લખેલા પોતાના

પત્રમાં પોતાનો એક હીનકુલોત્પન્ના તથા સંગીતવાદ્યવાદનનૃત્યાભિનયકલાપ્રવીણા યુવતી તરીકે પરિચય કરાવેલો હોવાથી 'આ નટી નમુંજાલા તેજ વીર યુવતી તો નહિ હોય?' એવા સંશયનો પણ ગુર્જરેશ્વરના હૃદયમાં એક વાર ઉદ્ભવ થયો, પરંતુ તે વીર યુવતીને તેના સ્વાભાવિક સ્ત્રીવેશમાં જોવાનો પ્રસંગ એક વાર પણ કર્ણદેવને પ્રાપ્ત થયેલો ન હોવાથી અને તે યુવતી જે વેળાયે યુવકવેશમાં હતી તે વેળાની તેની મુખમુદ્રા નટી નમુંજાલાની અત્યારની મુખમુદ્રા સાથે વિશેષ મળતી ન જણાયાથી તેનો એ સંશય સ્થાયી થઈ શક્યો નહિ. અસ્તુ નાટકની સમાપ્તિ થતા કર્ણદેવે નટી નમુંજાલાની કલાભિજ્ઞતા તથા વીરતાની સહસ્રમુખથી પ્રશંસા કરી અને એક લક્ષ મુદ્રાના મૂલ્યની એક રત્નમાળા તેને પોતા સમક્ષ બોલાવીને સર્વ સભાજનોના દેખતાં પોતાના હસ્તથી જ તેના કંઠમાં આરોપી દીધી નટી નમુંજાલાએ ગુર્જરેશ્વરની રસિકતા, ગુણગ્રાહકતા તથા ઉદારતાની યથાશક્ય સ્તુતિ કરીને પોતાની કૃતજ્ઞતાનું દર્શન કરાવ્યું અને તેના કંઠમાં પુષ્પમાલા આરોપીને તેનો સત્કાર કર્યો દેવી સુમિત્રા તથા દેવી મયણલ્લાએ પણ પોતાની એક દાસીદ્વારા બે મૂલ્યવતી મૌક્તિકમાળાઓ તથા બસેં સુવર્ણમુદ્રાઓ નટી નમુંજાલાના હસ્તમાં સમર્પાવીને પોતાની ગુણગ્રાહકતાનો યોગ્ય પરિચય કરાવી દીધો

જે વેળાયે નાટકની સમાપ્તિ પછી પરસ્પર સ્તુતિગાન તથા પારિતોષિકદાન આદિનો વિધિ સમાપ્ત થયો તે વેળાયે મધ્યરાત્રિ થઈ ગઈ હતી અને રાત્રિના તૃતીય પ્રહરનો પણ કેટલોક સમય વીતી ગયો હતો અને તેથી કર્ણરાજના નેત્રોમા જો કે નિદ્રાનો આવિર્ભાવ થવા લાગ્યો હતો, તથાપિ નટી નમુંજાલા સાથે એકાંત વાર્તાલાપ કરવાની તેની ઇચ્છા અત્યંત પ્રબળ તથા અનિવાર્ય થવાથી તેણે પોતાના માંડલિકો, મંત્રી આદિ રાજ્યના અધિકારીઓ તથા નાગરિકો આદિને પોતપોતાના ગૃહપ્રતિ પ્રયાણ કરી જવાની આજ્ઞા આપી દીધી અને પોતે રંગભૂમિની આભ્યંતર રચના તથા રંગભૂમિના શૃંગારગૃહ આદિને જોવાના નિમિત્તથી ત્યા જ રોકાઈ રહ્યો માત્ર તેના કેટલાક અંગરક્ષકો જ નાટ્યશાળાના બાહ્ય ભાગમા તેની પ્રતીક્ષા કરતા ઊભા રહ્યા સર્વ પ્રેક્ષકો તથા પ્રેક્ષિકાઓના ચાલ્યા જવા પછી અલ્પાપ શિષ્ટાચારના પાલનમાટે નિકટમાં ઊભેલી રંગભૂમિની રાજ્ઞી નટી નમુંજાલાને સંબોધીને ગુર્જરેશ્વર કર્ણરાજે કહ્યુ કે.—

"રંગભૂમિની રમણીય રાજ્ઞી, જો તમારા હૃદયમાં કોઇ પણ પ્રકારનો સંકોચ થવાનો સંભવ ન હોય, તો મને રંગભૂમિની આભ્યંતર રચના કેવા પ્રકારની હોય છે તેમ જ નટો તથા નટીઓ વેશભૂષાથી કેવી રીતે સુસજ્જિત થાય છે એ સર્વ દેખાડવાની ઉદારતા દર્શાવશો?"

"આપ શ્રીમાન્ આ સર્વ વિષયોથી અજ્ઞ હો, એ જો કે અસંભવનીય છે, તથાપિ અત્યારે જ્યારે આપ શ્રીમાનની એવી જ ઇચ્છા થઇ છે, તો આપ શ્રીમાનની ઇચ્છાને માન આપવું અને આપ શ્રીમાનની આજ્ઞાનું સંપૂર્ણ પાલન કરવુ એ મારું સર્વથી પ્રથમ તથા પ્રધાન કર્તવ્ય છે આમા સંકોચનો પ્રશ્ન છે જ નહિ. આનંદથી પધારો રંગભૂમિના આભ્યંતર ભાગમાં એટલે આપ શ્રીમાનની ઇચ્છા પૂર્ણ થાય" નટી નમુંજાલાએ અત્યંત વિવેક તથા

મર્યાદાથી આ વાક્યો ઉચ્ચર્યાં અને ત્યાર પછી પોતાના પશ્ચાદ્‌ભાગમાં ઊભેલી પોતાની બે સેવિકાઓને અત્યંત મંદ સ્વરથી કાંઇક આજ્ઞા આપીને રંગભૂમિના આભ્યંતર ભાગમાં રવાના કરી દીધી.

નટી નમુંજાલા ગુર્જરેશ્વર કર્ણરાજને રંગભૂમિની અભ્યંતર રચના તથા નટો તેમ જ નટીઓનાં શૃંગારગૃહો દેખાડીને અંતે પોતાના શૃંગારગૃહમાં લઇ આવી અને ત્યાં એક ઉત્તમ આસન તૈયાર રાખવામાં આવ્યું હતું. તે આસનપર તેણે ગુર્જરેશ્વરને માનપૂર્વક વિરાજવાની પ્રાર્થના કરી. ગુર્જરેશ્વર તેની પ્રાર્થનાને માન આપીને તે આસનપર વિરાજ્યો એટલે સેવિકાઓએ સુવર્ણના એક થાળમાં ઉત્તમ, મધુર તથા સુગંધિત મદિરાથી ભરેલી સુવર્ણની બે સુરાહીઓ તથા રિક્ત સુવર્ણપાત્રો અને સુવર્ણના અન્ય થાળમા કેટલાંક મધુરા તથા સ્વાદિષ્ટ ફળો લાવીને પોતાની સ્વામિની સમક્ષ ઉપસ્થિત કરી દીધા. નટી નમુંજાલાએ સુરાહીમાની મદિરાવડે એક સુવર્ણપાત્ર ભરીને વિવેકપૂર્વક ગુર્જરેશ્વરના હસ્તમા આપતાં નમ્રતાદર્શક ભાવથી કહ્યુ કે-—

"આ નાટ્યશાળા આપ શ્રીમાન્‌ની હોવા છતાં અત્યારે આ નાટ્યશાળામાં મારો નિવાસ હોવાથી અહીંની ગૃહસ્વામિની હું જ છું અને આપ શ્રીમાન્ મારા અતિથિ છો, તો આશા છે કે મારા આ સાધારણ આતિથ્યને સ્વીકારવાની ઉદારતા આપ શ્રીમાન્ અવશ્ય દર્શાવશો."

કર્ણરાજને તો નટી નમુંજાલાના આ આદરસત્કારથી જેવો જોઇતો હતો તેવો જ પ્રસંગ અનાયાસ મળી ગયો એટલે તેણે કોઇ પણ પ્રકારની ખેંચતાણ ન કરતાં તે મદિરાપાત્રને સ્વીકારી લીધું અને નમુંજાલાને અનુકંપાદર્શક ભાવથી કહ્યુ કે "રંગભૂમિની રાણી, તમો પણ સામેના આ રિક્ત આસનપર વિરાજો અને આજના નાટકમાં પુષ્પસેનાની ભૂમિકા ભજવતા અને તેમાં પણ ભયાનક વ્યાઘ્રને કૃત્રિમ વ્યાઘ્રનખથી વિદારતા તમારા સુકોમળ શરીરમા જે શ્રાતિનો આવિર્ભાવ થયો હોય તે શ્રાતિનો આ મધુરી મદિરાના પાનથી પરિહાર કરીને વિશ્રાંત થાઓ"

"મહારાજાધિરાજ, જે વ્યક્તિનો વ્યાઘ્રોને વિદારવાનો અભ્યાસ પરિપક્વ તથા દૃઢ થઈ ગયેલો હોય છે તે વ્યક્તિ કોમલાગી હોય, તો પણ વ્યાઘ્રવિદારણજન્ય શ્રાતિના પરિહારમાટે તેને મદિરાની સહાયતા નથી લેવી પડતી એ આપ શ્રીમાન્ પોતે પણ ક્યાં નથી જાણતા વારૂ? કારણ કે, આપ શ્રીમાનના હસ્તથી સ્વર્ગીય આશા ભિલ્લના પાર્વત્ય કારાગૃહમાથી મુક્ત થયેલી જે યુવકવેશધારિણી ધવલપુરનિવાસિની યુવતીએ ગિરિકંદરામાં મહાભયાનક વ્યાઘ્રને લોહના કૃત્રિમ વ્યાઘ્રનખોવડે વિદારીને આપ શ્રીમાનના જીવનની રક્ષા કરી હતી તે યુવતીને તેની શ્રાતિના પરિહારમાટે મદિરા પાવામાં ન હોતી આવી, છતાં તેણે ધવલપુર પર્યંત આપ શ્રીમાન્ સાથે અશ્વારોહી થઇને અખંડ તથા અવિશ્રાંત પ્રવાસ કર્યો હતો અને શ્રાતિનુ લેશમાત્ર પણ ચિહ્ન ન હોતુ દર્શાવ્યું, એ ઘટનાનુ આપ શ્રીમાનને વિસ્મરણ તો નહિ જ થયું હોય" નટી નમુંજાલાએ પ્રસંગનો લાભ લઇને ગુર્જરેશ્વરને એક અદ્‌ભુત ભૂતકાલિક ઘટનાનું સ્મરણ કરાવ્યું.

જે ઘટનાનું નાટ્યનિરીક્ષણના સમયમાં કર્ણરાજને સ્વાભાવિક જ સ્મરણ થયું હતું તે ઘટનાનું નટી નમુંજાલાએ તેને નવીનતાથી સ્મરણ કરાવતાં પુન તેના મનમાં સંશયનો ઉદય થયો અને તે વિસ્ફારિત લોચન તથા એકાગ્ર દૃષ્ટિથી નટી નમુંજાલાના મુખમંડળનું અવલોકન કરવા લાગ્યો. ગુર્જરેશ્વરની આ ચેષ્ટાને જોઇને મનમાં હસતી નમુંજાલાએ પોતાના બાહ્ય ગાભીર્યને સુરક્ષિત રાખીને ગુર્જરેશ્વરના રિક્ત પાત્રને પુનઃ મદિરાવડે ભરી દીધું અને પૂછ્યું કેઃ-

"વીરશિરોમણિ રાજન્, મારા મુખમંડળનું આપ શ્રીમાન્ આવી અને આટલી તીવ્ર દૃષ્ટિથી નિરીક્ષણ કરી રહ્યા છો તેનું શું કારણ છે વારુ?"

"યુવકવેશધારિણી અને ધવલપુરનિવાસિની એક યુવતીએ ગિરિકન્દરામાં એક ભયાનક વ્યાઘ્રને કૃત્રિમ વ્યાઘ્રનખોવડે વિદારીને મારા જીવનની રક્ષા કરી હતી એ વાર્તા આવા સંપૂર્ણ સ્વરૂપમા તમારા જાણવામાં ક્યાથી અને કેવી રીતે આવી એની મારાથી કશી પણ કલ્પના કરી શકાતી નથી." કર્ણરાજે તેને ઓળખવાના પોતાના પ્રયત્નો નિષ્ફળ થવાથી અંતે તેના પ્રશ્નનું આવી રીતે ઉત્તર આપ્યું.

"આપ શ્રીમાન્ મને ઓળખવાનો પ્રયત્ન કરી રહ્યા છો એ હું સારી રીતે જાણું છું; પરન્તુ આ પ્રયત્ન કરતી વેળાયે તે યુવતીએ વ્યાઘ્રચર્મો મોકલવા સાથે આપ શ્રીમાન્‌ને લખેલા પોતાના પત્રમાં '. અમો ઉભય સખીઓએ વેશપરિવર્તનની કળાનો દીર્ઘ કાળથી એવો અને એટલો સૂક્ષ્મ અભ્યાસ કર્યો છે કે અમારા પુરુષવેશમા અદ્યાપિ કોઈ પણ મનુષ્યવ્યક્તિ અમોને સ્ત્રીઓ તરીકે ઓળખી શકી નથી અને ભવિષ્યમાં ઓળખી શકે એવો સંભવ પણ નથી' આ વાર્તા જણાવી હતી એ ભૂલી જાઓ છો, અર્થાત્ યુવકવેશધારિણી યુવતીને તેના સ્વાભાવિક નારીવેશમા પ્રથમ વાર જોઇને જ આપ શ્રીમાન્ ઓળખી લ્યો એટલી તીવ્રતા આપ શ્રીમાન્‌ની દૃષ્ટિમા નથી" આ શબ્દો ઉચ્ચારીને નમુંજલાએ ગુર્જરેશ્વરને અધિક આશ્ચર્યમા નાખી દીધો

"તે પત્રમાં લખાયલા વાક્યનો તમારા મુખથી અત્યારે થયેલો આ અક્ષરશઃ યથાર્થ ઉચ્ચાર તો સ્પષ્ટતાથી દર્શાવે છે કે તે યુવકવેશધારિણી અદ્વિતીય વીર યુવતી તમો પોતે જ છો હવે મે તમોને બરાબર ઓળખી લીધા છે" અન્તે ગુર્જરેશ્વરે સાહસનો આશ્રય લઇને ટોલ્લો મારી દીધો

"અદ્યાપિ આપ શ્રીમાન્ મને નિશ્ચયાત્મક ભાવથી ઓળખી શક્યા નથી અને કેવળ કલ્પના કિંવા અનુમાનના અવલંબનથી જ મને બરાબર ઓળખવાનો દંભ દર્શાવી રહ્યા છો, કારણ કે, હુ આપ શ્રીમાન્‌ની તે જીવનરક્ષિકા યુવતીની સખી અન્ય યુવતી નહિ હોઉં એમ કોનાથી કહી શકાય તેમ છે વારુ?" પુનઃ નમુંજલાએ કર્ણરાજના પાત્રમાં મદિરા ભરીને તેને ભ્રાન્તિમા નાખવાનો પ્રયત્ન કર્યો.

કર્ણરાજ અદ્યાપિ મદિરાના પાનથી મદોન્મત્ત થયેલો ન હોવાથી અને તેની સ્મરણશક્તિ અચાનક તીવ્ર થઈ જવાથી તે હવે નિશ્ચયાત્મક ભાવથી કહેવા લાગ્યો કે. "તે પત્રલેખિકા યુવતીએ પોતાના લખેલા પત્રમા એવું સ્પષ્ટ વિધાન કર્યું હતું કે 'મારી સખી તો કેવળ મૃગયા તથા વેશપરિવર્તનની કળામાં જ

પ્રવીણ છે અને મેં મારા પૂર્વજન્મના સંસ્કાર, અભ્યાસ તથા બુદ્ધિબળના યોગે સાહિત્યકળા, સંગીતકળા, ચિત્રકળા, વાદ્યકળા, નૃત્યકળા, પુષ્પગુંથનકળા, શય્યારચનાકળા, વસ્ત્રાલંકારધારણકળા, વિભિન્નદેશભાષાવિજ્ઞાન તથા વિનય આદિ અન્યાન્ય અનેક ઉપયુક્ત કળાઓમાં પ્રવીણતા મેળવી લીધી છે. જ્યારે યોગ્ય અવસર આવશે ત્યારે મારી એ કળાઓનો સાક્ષાત્કાર કરાવીને આપ શ્રીમાનના હૃદયને પ્રસન્ન કરવાની મારી તીવ્ર આકાંક્ષા છે......" ઇત્યાદિ હવે આ વિધાનથી તે યુવતી કોણ હોવી જોઇએ એનો નિશ્ચય તમારે જ કરી લેવાનો છે."

"હવે આપ શ્રીમાને મને બરાબર ઓળખી લીધી છે એમ મારે સ્વીકારવું જ જોઇએ અને મારા વચન અનુસાર આજે મેં આપ શ્રીમાનને મારી કેટલીક કળાઓનો સાક્ષાત્કાર કરાવીને આપ શ્રીમાનના હૃદયને પ્રસન્ન પણ કરી બતાવ્યુ છે એટલામાટે હું આપ શ્રીમાનના ધન્યવાદને પાત્ર છુ એ વાર્તાને આપ શ્રીમાને પણ સ્વીકારવી જ જોઇએ." અન્તે નટી નમુંજલાએ પોતાને ધવલપુરવાસિની યુવકવેશધારિણી યુવતી તરીકે ઓળખાવતાં આ ઉદ્ગારો કાઢ્યા

"તમોએ મારા હૃદયને અદ્યાપિ અર્ધ પ્રસન્ન કરી બતાવ્યુ છે અને તેથી તમો મારા અર્ધધન્યવાદને જ પાત્ર થયાં છો." ગુર્જરેશ્વરે માર્મિક વાક્ય ઉચ્ચાર્યું

"ત્યારે મારાથી આપ શ્રીમાનના હૃદયને સમ્પૂર્ણ પ્રસન્ન કેવી રીતે કરી શકાય?" નમુંજલાએ સરળ ભાવથી પૂછ્યુ

"તમારા નાટકમા રાજા વિજયનાદે વારાગના પુષ્પસેના પાસેથી પ્રથમ પ્રવેશમાં જે વસ્તુની યાચના કરી હતી તે વસ્તુના દાનથી" કર્ણરાજે વક્રોક્તિથી પ્રેમની યાચના કરી

"જે વસ્તુને મેળવવામાટે ગુર્જરભૂમિના ચક્રવર્તી નરનાથ પણ લાલાયિત થઈ જાય છે તેવી એક વસ્તુ હું એક વારાંગના હોવા છતાં પણ પરમાત્માએ મને આપી છે એ મારા સદ્ભાગ્યનુ ફળ છે અને અત્યારે આપ શ્રીમાન્ મારી પાસેથી મારા પ્રેમની યાચના કરી રહ્યા છો એ મારા સદ્ભાગ્યની પરિસીમા છે; તથાપિ નાટકના રાજા વિજયનાદ પ્રમાણે જો આપ શ્રીમાન્ મારા સ્વચ્છન્દ તથા નિરંકુશ પ્રેમને પ્રાપ્ત કરીને પ્રસન્ન થવાની આશા ધરાવતા હો, તો મારે સ્પષ્ટ શબ્દોમા કહી દેવું જોઇએ કે આપ શ્રીમાન્ની એ આશા કદાપિ ફળીભૂત થવાની નથી." નમુંજલાએ લગ્નહીન પ્રેમમાર્ગમા પદાર્પણ કરવાની ચોખ્ખી ના પાડી દીધી.

"ત્યારે તો, હું ધારું છું કે, આજના નાટકની નાયિકા પુષ્પસેના વારાંગનાએ જે પ્રતિજ્ઞા કરેલી હતી તે જ પ્રતિજ્ઞા તમોએ પણ કરેલી છે; કારણ કે, પુષ્પસેનાએ પણ તે પોતે વારાગનાકુલમા જન્મેલી હોવા છતાં લગ્નવિધિહીન શરીરસંબંધના માર્ગમાં પદાર્પણ કરવાની રાજા વિજયનાદને ચોખ્ખી ના પાડી હતી અને તમો પણ વારાંગનાકુલમાં અવતરેલાં હોવા છતાં અત્યારે મને પોતાને એ વિષયની ચોખ્ખી ના પાડી રહ્યા છો" કર્ણરાજે નાટકની નાયિકા વારાંગના પુષ્પસેના તથા નટી નમુંજલાના પ્રતિજ્ઞાસામ્યનું દર્શન કરાવ્યું.

"પ્રચણ્ડપ્રતાપશાલી મહારાજાધિરાજ, સંગીત, નૃત્ય તથા નાટ્યાભિનય મારો વ્યવસાય હોવાથી અને ઈશ્વરે મારા યૌવનને અત્યન્ત લાવણ્યમંડિત કરેલું હોવાથી અનેક ધનાઢ્ય, સત્તાધીશ તથા વિલાસી પુરુષોનાં હૃદય મારા પ્રતિ

આકર્ષાય એ સ્વાભાવિક છે; કારણ કે, એ નૈસર્ગિક આકર્ષણ છે અને નૈસર્ગિક આકર્ષણ પોતાના પ્રભાવને દર્શાવ્યા વિના રહેતું જ નથી કામદેવનો પ્રભાવ આવો અનિવાર્ય હોવાથી જ ભર્તૃહરિ જેવા યોગીશ્વરે પણ એના સંબંધમાં એવા ઉદ્ગારો કાઢેલા છે કે. 'મદોન્મત્ત ગજરાજના ગંડસ્થલને વિદારી નાખનારા શૂરવીર પુરુષોની સંખ્યા આ વિશ્વમાં વિશાળ છે તેમ જ પ્રચંડ સિંહોને સંહારી નાખનારા દક્ષ પુરુષો પણ આ સંસારમા વિપુલ સંખ્યામાં અસ્તિત્વ ધરાવે છે; પરંતુ હું બલાઢ્ય પુરુષો સમક્ષ આગ્રહપૂર્વક કહું છું કે, કન્દર્પના દર્પનું દલન કરનારા મનુષ્યો તો આ સૃષ્ટિમાં વિરલ જ હોય છે' સંસારમા રતિનાથનો પ્રભાવ આવા પ્રકારનો હોવાથી અને હું વારાંગનાકુલમાં અવતરેલી હોવા છતાં કોઈ દેવકોટિના પુરુષ સાથે પણ લગ્નવિધિહીન શરીરસંબંધ કરવાની પ્રથમથી જ મારી ઇચ્છા ન હોવાથી આ 'સતી વારાંગના' નામક નાટકમા વારાંગના પુષ્પસેનાનું પાત્ર મેં મારી એ પ્રતિજ્ઞાને વ્યક્ત કરવાના ઉદ્દેશથી જ લખાવ્યું છે અને તેથી જ્યારે પણ હું કોઈ નવીન સ્થાનમા મારી નાટક મંડળીને લઇને જાઉં છુ ત્યારે પ્રથમ એ જ નાટક ભજવી બતાવું છું મારા કથનનો સારાંશ એટલો જ છે કે કોઈ રાજસત્તાધારી પ્રતાપી પુરુષ વિના અન્ય સાધારણ ધનાઢ્ય પુરુષ કિંવા ક્ષત્રિયેતર જાતિનો પુરુષ મને સંગ્રહી શકે તેમ ન હોવાથી જે કોઈ પણ રાજસત્તાધીશ પ્રતાપી પુરુષ નાટકમાંના રાજા વિજયનાદ પ્રમાણે નાયિકા પુષ્પસેનાની પ્રતિજ્ઞા સમાન મારી આ પ્રતિજ્ઞાને પૂર્ણ કરશે અને ધર્મવિધિથી મારું પાણિગ્રહણ કરવાની ઉદારતા દર્શાવશે તે જ પ્રતાપી પુરુષ મારા યૌવન, સૌન્દર્ય તથા પ્રેમનો એકમાત્ર ભોક્તા થઈ શકશે, અન્યથા નહિ" નટી નસુંજાલાએ પોતાની પ્રતિજ્ઞાનો સ્પષ્ટ શબ્દોમાં ઉલ્લેખ કરી બતાવ્યો.

કર્ણરાજે પોતાના મનમાં વિચાર કર્યો કે "આ વારાંગના અસાધારણ કલાવતી, અસાધારણ બુદ્ધિમતી, અલૌકિક વિદુષી તથા અદ્વિતીય વીરયુવતી હોવાથી પોતાની પ્રતિજ્ઞાને ત્યાગીને મારી ઇચ્છાને આધીન થાય એ સર્વથા અસંભવનીય છે અને એના રૂપ તથા ગુણમા મારું મન એટલી સીમા પર્યન્ત મુગ્ધ થઈ ગયું છે કે હવે એની પ્રાપ્તિ વિના મારા મુગ્ધ તથા લુબ્ધ મનને શાંતિનો સ્પર્શ થઈ શકે તેમ છે જ નહિ, એટલે મારે એના હઠને સ્વીકારીને ધર્મવિધિથી એનું પાણિગ્રહણ કરવુ જ પડશે" પોતાના મનમા આવા પ્રકારના નિશ્ચયપર આવીને કર્ણદેવ નટી નસુંજાલાને સંબોધીને પ્રેમદર્શક ગંભીર ભાવથી કહેવા લાગ્યો કે—

"નસુંજાલા, મેં અનેક સિંહોને સંહારી નાખ્યા છે, અનેક ગજોના ગંડસ્થળોને વિદારી નાખ્યા છે અને રણભૂમિમા પ્રચંડ શત્રુઓને પળમાત્રમાં પરાજિત કરી નાખ્યા છે; પરંતુ આજે તારા કટાક્ષબાણથી મારું હૃદય વીંધાઈ ગયુ છે-અને એક કામિની સમક્ષ પૂર્ણ પરાજયને સ્વીકારવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો છે એ હું મુક્ત કંઠથી સ્વીકારું છું. તારી પ્રાપ્તિ વિના મારું જીવન હવે નિ:સાર હોવાથી હું જો કે તારી સાથે લગ્ન કરીશ, તથાપિ કેટલાક સમય પર્યન્ત આપણા એ લગ્નસંબંધને ગુપ્ત રાખવાની આવશ્યકતા અનિવાર્ય હોવાથી અત્યારે આપણે જો ગાંધર્વ વિવાહ કરી લઇએ, તો?"

"ગાંધર્વ વિવાહ શાસ્ત્રોક્ત હોવાથી તેમ જ દેવી સુભદ્રા જેવી ભારતીય દેવીતુલ્ય આદર્શ નારીઓએ પણ આપત્કાલમાં ગાંધર્વ વિવાહનો આશ્રય લીધેલો હોવાથી જો આપ શ્રીમાન્‌ની મારી સાથે અત્યારે ગાંધર્વ વિવાહ કરવાની જ ઇચ્છા હોય, તો આપ શ્રીમાન્‌ની એ ઇચ્છાને મારે માન આપવું જ જોઇએ. વળી આપણામાટે એક રીતે જોતાં ગાંધર્વ વિવાહ જ શ્રેષ્ઠતમ છે; કારણ કે, કન્યા તથા વરની પોતાની પરસ્પર ઇચ્છા કિંવા પ્રીતિથી જ તેમનો જે સંયોગ થાય છે તે સંયોગ 'ગાંધર્વ વિવાહ' નામથી ઓળખાય છે* અને ગાંધર્વ વિવાહમાટે કન્યા તથા વરનાં સંબધિજનોની અનુમતિની આવશ્યકતા હોતી જ નથી †" નમુજાલાએ ગાંધર્વ વિવાહની વાર્તાને સ્વીકારીને ગાંધર્વ વિવાહની વ્યાખ્યા પણ કરી બતાવી.

"તમો કહો છો કે કન્યા તથા વરની પોતાની પરસ્પર ઇચ્છા કિંવા પ્રીતિથી જ તેમનો જે સંયોગ થાય છે તે સંયોગ 'ગાંધર્વ વિવાહ' નામથી ઓળખાય છે, પરંતુ આ ગાંધર્વ વિવાહનો નિશ્ચય તો મારી જ ઇચ્છા કિંવા પ્રીતિથી થયેલો છે, તો આ યથાર્થ ગાંધર્વ વિવાહ કહી શકાય કે કેમ?" કર્ણરાજે એક વિશિષ્ટ આશયથી આ પ્રશ્નને ઉપસ્થિત કર્યો.

"જો આપ શ્રીમાન્‌માં મારી પ્રીતિ ન હોત, તો આપ શ્રીમાન્‌ના આ પ્રસ્તાવને સ્વીકારવાની મારી ઇચ્છા થાત જ નહિ અને જો મારી ઇચ્છા ન થાત, તો આ ગાધર્વ વિવાહમાટે હુ મારી સમતિ આટલી શીઘ્રતાથી દર્શાવત જ નહિ બે હાથ વિના તાળી વાગી શકતી જ નથી એ ત્રિકાલાબાધ્ય નિયમને આપ શ્રીમાન્ નથી જાણતા કે શું?" નમુજાલાએ સલજ્જ ભાવથી પોતાના પ્રેમનો પરિચય કરાવ્યો

"મારા પ્રતિ તમારૂ હૃદય પણ આકર્ષાયું છે અને મારામાં તમારો પ્રેમ બંધાયો છે એ મારા સદ્‌ભાગ્યનુ પ્રધાન ચિહ્ન છે અસ્તુ· આવતી કાલે મારા વાનપ્રસ્થ તથા સસારત્યાગી પૂજ્ય જ્યેષ્ઠ બધુ હરપાલ દેવ પોતાના આશ્રમ પ્રતિ પ્રયાણ કરી જવાના હોવાથી હું આવતી કાલે વિશ્વમાં નિશાદેવીનું આગમન થવા પછી અલ્પ સમયમા જ મારો રાજરથ મોકલીને તમોને મારા વસંતોદ્યાનમાંના એકાન્તાવાસમા બોલાવીશ, ત્યા આપણે પ્રથમ ગાંધર્વ વિવાહનો સંક્ષિપ્ત વિધિ કરી લઇશું અને ત્યાર પછી સ્નેહસુધાના યથેચ્છ પાનથી આપણી પ્રેમપિપાસાને તૃપ્ત કરીશું" ગુર્જરેશ્વર કર્ણરાજે સમાગમના સમયને પણ નિશ્ચિત કરી દીધો.

---

* "इच्छयान्योन्यसयोगः कन्यायाश्च वरस्य च ।
गांधर्वः स तु विज्ञेयो मैथुन्यः कामसभवः" ॥ मनुः अ. ३, श्लो. ३२
અર્થાત્-"કન્યા તથા વરની ઇચ્છાથી મૈથુન તથા કામમાટે તેમનો જે પરસ્પર સંયોગ થાય છે તેને ગાધર્વ વિવાહ જાણવો" મનુસ્મૃતિઃ અ. ૩ શ્લો. ૩૨.

† આ વ્યાખ્યા કવિકુલગુરુ કાલિદાસની છે યથા· 'कथमप्यवाधवकृता स्नेहप्रवृत्ति' શકુન્તલા; ૪, ૧૬ અર્થાત્ જેમાં વર તથા કન્યા પરસ્પર અનુરાગથી 'તું મારી ભાર્યા છે' અને 'તું મારો પતિ છે,' એવો નિશ્ચય કરી લે છે તે ગાંધર્વ વિવાહ મનાય છે. મનુના કથન અનુસાર ગાંધર્વ વિવાહ ક્ષત્રિયોમાટે સર્વથા વિહિત છે અને તેથી જ અનેક ક્ષત્રિયોએ પૂર્વકાલમાં ગાંધર્વ વિવાહ કરેલા છે.

"જેવી આપ શ્રીમાનની આજ્ઞા આ આજ્ઞાધીન કિંકરી આવતી કાલે સંધ્યા કાળ પછી આપ શ્રીમાનના રાજરથની આતુર દૃષ્ટિથી પ્રતીક્ષા કરતી રહેશે" આ વાક્યના ઉચ્ચારથી પરમ આજ્ઞાધીનતા દર્શાવીને નટી નમુંજલાએ ગુર્જરેશ્વરના હસ્તમાં તાંબૂલ સમર્પી દીધું.

ગુર્જરેશ્વરના હસ્તમાં તાંબૂલ સમર્પાયલું જોઇને નટી નમુંજાલાના એ શૃંગારગૃહના દ્વારના એક પાર્શ્વમાં ગુર્જરેશ્વર કર્ણરાજ તથા નટી નમુંજલાના અત્યાર સુધીના દીર્ઘ સ્નેહસભાષણને એકાગ્રતાથી સાંભળતી ઊભેલી મહારાજ્ઞી સુમિત્રા દેવીની દક્ષા દાસી વલ્લભા તાંબૂલસમર્પણ વિદાયસૂચક હોવાથી ગુર્જરેશ્વરના પ્રયાણસમયને નિકટમા આવેલો જાણીને ત્યાંથી અત્યન્ત દ્રુત ગતિથી પ્રયાણ કરી ગઈ અને રંગભૂમિના પ્રાંગણમા પડતા દ્વાર પાસે ગુર્જરેશ્વરની પ્રતીક્ષા કરતી ઊભી રહી

અલ્પ સમયમા જ કર્ણરાજ નટી નમુંજલા સાથે વાર્તાલાપ કરતો તે દ્વાર પાસે આવી લાગ્યો, કારણ કે, નમુંજલા તેને દ્વાર પર્યન્ત વળાવવામાટે પોતાના શૃંગારગૃહમાથી તેની સાથે જ આવી હતી દ્વાર પાસે ઊભેલી દાસી વલ્લભાપર અચાનક દૃષ્ટિ પડતા ગુર્જરેશ્વરે તેને પૂછ્યું કેઃ—

"કેમ, વલ્લભે, તું મહારાજ્ઞી સાથે રાજમહાલયમાં ન જતાં અત્યાર સુધી અહીં શામાટે ઊભી રહી છે?"

"આપ શ્રીમાનને મહારાજ્ઞી સુમિત્રા દેવીનો એક સંદેશ સંભળાવવામાટે" દાસી વલ્લભાએ ત્યા ઊભા રહેવાનું કારણ દર્શાવ્યું

"મહારાજ્ઞીએ શો સંદેશ કહાવ્યો છે?" કર્ણરાજે પૂછ્યુ

એ જ કે 'અત્યારે જો આપ શ્રીમાન્ વસંતોદ્યાનમાં ન જતાં રાજમહાલયમાં પધારવાની કૃપા કરશો, તો આપ શ્રીમાનનો અત્યંત ઉપકાર થશે' દાસી વલ્લભાએ મહારાજ્ઞીનો સંદેશ મહારાજાધિરાજને કહી સંભળાવ્યો

"ઉપ કાળમા હવે વિશેષ વિલંબ ન હોવાથી અને મારાં નેત્રોમા નિદ્રાનો તીવ્ર આવિર્ભાવ થયેલો હોવાથી અત્યારે તો મારાથી રાજમહાલયમા આવી શકાશે નહિ; જો આવી શકાશે, તો આવતી કાલે મધ્યાહ્ન પછી હું મહારાજ્ઞી સુમિત્રાદેવી પાસે આવવાનો વિચાર કરીશ" મહારાજ્ઞીના સંદેશનું આ પ્રમાણે રૂક્ષ ઉત્તર આપીને ગુર્જરેશ્વર કર્ણરાજ પોતાના અશ્વપર આરૂઢ થઈ પોતાના અશ્વારોહી અંગરક્ષકો સહિત પોતાના વસંતોદ્યાનની દિશામા પ્રયાણ કરી ગયો

દાસી વલ્લભા નિરાશ થઇને રાજમહાલયની દિશામાં ચાલવા લાગી જે વેળાયે દાસી વલ્લભા રાજમહાલયમાંના મહારાજ્ઞી સુમિત્રા દેવીના શયનાગારમા આવી લાગી તે વેળાયે સુમિત્રા દેવી તેની પ્રતીક્ષામા જાગતી જ બેઠી હતી વલ્લભાને જોતાં જ તે હિંડોળાપરથી ઊઠીને ઊભી થઈ ગઈ અને અધીરતાથી તેને પૂછવા લાગી કેઃ—

"આર્યપુત્રને તે મારો સંદેશ સંભળાવ્યો? તેઓ શ્રીમાન્ અત્યારે અહીં પધારવાના છે કે કેમ? મે તેમના સત્કારની સર્વ સામગ્રીઓ એકત્ર કરી રાખી છે"

"એ સર્વ સામગ્રીઓનો અત્યારે આપ શ્રીમતી મને જ આર્યપુત્ર માની લઇને મારા સત્કારમાટે ઉપયોગ કરો, તો કરી શકાય તેમ છે, કારણ કે, અત્યારે

તો મહારાજાધિરાજ નથી જ પધારવાના અને આવતી કાલે જો આવી શકાય તેમ હશે, તો મધ્યાહ્ન પછી આવવાનો કદાચિત્ તેઓ શ્રીમાન્ વિચાર કરશે" વલ્લભાએ વિનોદમયી વાણીથી નિરાશાજનક ઉત્તર આપ્યું.

"તેઓ શ્રીમાન્‌ના અત્યારે અહીં ન પધારવાનુ કાંઈ કારણ?" સુમિત્રા દેવીએ કોપદર્શિની છટાથી પૂછ્યુ

"કારણ એ જ કે આવતી કાલે રાત્રિના સમયમાં મહારાજાધિરાજ કર્ણ-રાજ મહારાજ મહારૂપવતી તથા કલાવતી નટી નમુંજાલા સાથે ગાંધર્વ લગ્ન કરીને તેના ભોગી ભ્રમર થવાના છે એટલે તેઓ શ્રીમાનને હવે આપ શ્રીમતીની કોઈ પણ પ્રકારની આવશ્યકતા રહી જ નથી." વલ્લભાએ વિઘાતક વાર્તા સંભળાવી

"તું આજે આ શું બકી રહી છે એનો તને વિચાર છે ખરો કે?" સુમિત્રા દેવીએ વલ્લભાના કથનને અસત્ય માનીને આ ઉદ્‌ગાર કાઢ્યો.

દાસી વલ્લભાએ કર્ણમેરુપ્રાસાદ નાટ્યશાળાન્તર્ગત નટી નમુંજાલાના શૃંગારગૃહમાં ગુર્જરેશ્વર કર્ણરાજ તથા નમુંજાલાનો જે પરસ્પર દીર્ઘ સંવાદ ચાલ્યો હતો તે આદિથી અંતપર્યન્ત અક્ષરશઃ મહારાજ્ઞી સુમિત્રા દેવીને કહી સંભળાવ્યો અને તે સાભળીને મહારાજ્ઞી સુમિત્રા દેવીના મુખમંડળમા કોપ, તિરસ્કાર તથા નિરાશાની અત્યંત મલિન છટા વ્યાપી ગઈ. કેટલોક સમય ભયંકર મૌનયુક્ત વિચારમગ્નતામા વીતાવ્યા પછી મહારાજ્ઞી સુમિત્રા દેવી દાસી વલ્લભાને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગી કે –

"આર્યપુત્ર પાટણમાં પધાર્યા પછી તેમના દર્શનની આશાથી મયણલ્લા દેવીના ઉન્માદ રોગનો હજી તો હમણાં જ લોપ થયો છે અને તેવામાં અચાનક આ વિઘાતક પ્રસંગ આવીને ઉપસ્થિત થઇ ગયો છે, તો હવે કોઈ પણ ઉપાયથી એ પ્રસંગને આગળ વધતો અટકાવવાના આપણે આપણાથી કરી શકાય તેટલા પ્રયત્નો કરવા જ જોઇએ મહાવિષમ અવસર આવી લાગ્યો છે. આર્યપુત્રની બુદ્ધિ આટલી સીમાપર્યન્ત ભ્રષ્ટ થશે એવી મારા મનમા કદાપિ શંકામાત્ર પણ ઉદ્‌ભવી ન હોતી આ વાર્તા જો મયણલ્લા દેવીના સાંભળવામાં આવશે તો હૃદયની ગતિ અટકી જવાથી તે કદાચિત્ મરી જ જશે તે દિવસે તે જેવી મૂર્ખતા કરી હતી તેવી મૂર્ખતા કરીને આ વાર્તા મયણલ્લા દેવીને અત્યારે કહીશ નહિ અસ્તુ પ્રભાતમા મંત્રી મુંજાલને તુ મારી પાસે લઈ આવજે, કારણ કે, આ વિલક્ષણ વારાંગનાના મોહજાળમાથી આર્યપુત્રને મુક્ત કરવામાટે વારાંગનાની પ્રબલા પ્રતિસ્પર્ધિની તથા વારાંગના સમાન વિવિધરૂપધારિણી કુટિલ રાજનીતિનો જ પ્રયોગ કરવો પડશે અને રાજનીતિના તે પ્રયોગ માટે રાજનીતિવિશારદ મંત્રી મુંજાલની સહાયતા લેવી જ પડશે. મંત્રી મુંજાલની સહાયતા વિના આ જટિલ કાર્ય સત્વર તથા અલ્પ પરિશ્રમથી સિદ્ધ થવાનો સંભવ નથી"

"હું પ્રભાતમા જ મંત્રી મુંજાલને લાવીને આપ શ્રીમતીની સેવામાં ઉપસ્થિત કરી દઇશ." વલ્લભાએ સુમિત્રા દેવીની આજ્ઞાને શિરોધાર્ય કરી લીધી

સુમિત્રા દેવી વિચારનિદ્રાને આધીન થવાથી પ્રભાત પર્યન્ત નિદ્રાધીન થઇ શકી નહિ અને પ્રભાતમા કર્ણરાજના કુસાહસની વાર્તા રાજમાતા દેવી

ઉદયમતીને સંભળાવીને તેની સાથે કેટલોક આવશ્યક પરામર્શ કરી લીધા પછી તે પોતાના મંત્રણાગૃહમાં આવીને મંત્રી મુંજાલની પ્રતીક્ષા કરવા લાગી; કારણ કે, દાસી વલ્લભા ક્યારનીયે મંત્રી મુંજાલને બોલાવી લાવવામાટે રાજમહાલય-માંથી વિદાય થઇ ગઇ હતી દાસી ધારિણી સુમિત્રા દેવી પાસે તેની આજ્ઞાના પાલનમાટે બેઠી હતી

---

## પ્રકરણ ૭ મું

## વારાંગના કે વીરાંગના?

મહારાણી સુમિત્રા દેવીને મંત્રી મુંજાલની અધિક પ્રતીક્ષા ન કરવી પડી; કારણ કે, જે વેળાયે દાસી વલ્લભા તેને બોલાવવામાટે તેના ગૃહમાં પહોંચી ગઇ તે વેળાયે તે સ્નાન આદિક પ્રાતઃકાર્યથી નિવૃત્ત થઇને દેવદર્શનમાટે દેરાસરમાં જવાની તૈયારી કરી રહ્યો હતો એટલે મહારાણી સુમિત્રા દેવીનો સંદેશ મળતાં દેરાસર રાજમહાલયના માર્ગમાં હોવાથી દેવદર્શન કરીને સત્વર જ રાજમહાલયમાં આવી લાગ્યો અને મહારાણી સુમિત્રા દેવીની સેવામાં ઉપસ્થિત થઇ ગયો. સુમિત્રા દેવીએ તેને આદરપૂર્વક પોતાના આસનથી અલ્પ અંતરે નાખેલા એક આસનપર બેસાડીને દાસી વલ્લભાને તેણે ગત રાત્રિયે નટી નમુંજલા તથા ગુર્જરેશ્વર કર્ણરાજનો 'કર્ણમેરુપ્રાસાદ' નાટ્યશાળા અન્તર્ગત નમુંજલાના શૃંગારગૃહમાં પરસ્પર થયેલો જે સંવાદ તેને પોતાને કહી સંભળાવ્યો હતો તે સંવાદ અથથી ઇતિ પર્યન્ત યથાસ્થિત સ્વરૂપમાં મંત્રી મુંજાલને કહી સંભળાવવાની આજ્ઞા આપી દીધી અને તેની તે આજ્ઞા અનુસાર દાસી વલ્લભાએ નટી નમુંજલા તથા કર્ણરાજનો પરસ્પર થયેલો તે સંવાદ અક્ષરશઃ મંત્રી મુંજાલને સંભળાવી દીધો દાસી વલ્લભાએ પોતાના કાર્યની સમાપ્તિ કરી દીધી એટલે સંભાષણના મંગલાચરણ તરીકે સુમિત્રા દેવીએ મંત્રી મુંજાલને સંબોધીને ગંભીરતાથી પૂછ્યું કે –

"મંત્રી મહાશય, તમોએ આ વૃત્તાન્ત લક્ષપૂર્વક સાંભળ્યો?"

"જી હા, દેવી, મેં આ વૃત્તાન્ત લક્ષપૂર્વક સાંભળી લીધો." મંત્રી મુંજાલે ગંભીર આકૃતિ તથા ગંભીર સ્વરથી ઉત્તર આપ્યું

"ત્યારે હવે આ આપત્તિને નિવારવાનો આપણે શો ઉપાય કરવો? કારણ કે, સોલંકીવંશભૂષણ અને મહાપ્રતાપી ગુર્જરેશ્વર એક વારાંગના સાથે ગાંધર્વ લગ્ન કરે, પોતાના ઉચ્ચ રાજવંશ તથા પોતાના ચારિત્ર્યને ચિરકલંકિત કરી દે અને કદાચિત્ એ વારાંગના પુત્રની માતા થઈ જાય, તો એ વારાંગનાનો પુત્ર ગુર્જરેશ્વરના રાજમુકુટ તથા રાજસિંહાસનનો ઉત્તરાધિકારી થાય, એ સર્વ ઘટનાઓ તમોને મહાવિપરીત તથા ધર્મધ્વંસિની નથી જણાતી કે શું?" સુમિત્રા દેવીએ કર્ણરાજના દુસ્સાહસના ભયંકર ભાવિ પરિણામનું શાબ્દિક ચિત્ર આલેખી બતાવ્યું

"મહારાજાધિરાજ દાસી વલ્લભાના કથન અનુસાર અત્યારે અનન્ય-રૂપવતી તથા અદ્વિતીય કલાવતી નવયૌવના નટી નમુંજલાના પ્રબળ મોહ-

જાળમાં સપડાયલા હોવાથી કોઈ પણ પ્રકારના ધાર્મિક કિંવા નૈતિક ઉપ દેશનું અત્યારે તેમના મનમા ઇષ્ટ પરિણામ થાય એ સર્વથા અસંભવનીય છે અને તેથી કૌટિલ્યના અવલંબન વિના ગુર્જરેશ્વરને આ પાપથી અલિપ્ત રાખા શકાય તેમ નથી; માત્ર એટલું જ નહિ, પણ આપણા કૌટિલ્યની સિદ્ધિમાટે નટી નમુંજાલાની પોતાની અનુકંપા તથા સહાયતાની પણ આપણને અનિવાર્ય આવશ્યકતા છે.” મંત્રી મુંજાલે વિચારજન્ય ગાંભીર્યથી આ ઉદ્ગારો કાઢ્યા.

“ગુર્જરેશ્વરને આ પાપથી અલિપ્ત રાખવામાટે કુટિલ રાજનીતિના અવ લંબનની આવશ્યકતા અનિવાર્ય છે એ તો નિ:સંશય છે; પરંતુ નટી નમુંજાલાની પોતાની અનુકંપા તથા સહાયતાની આપણા કૌટિલ્યની સિદ્ધિમાટે શી આવ શ્યકતા છે તે હું સમજી શકતી નથી અને તેની અનુકંપા તથા સહાયતાની આવશ્યકતા છે એમ કદાચિત્ આપણે વાદાર્થ સ્વીકારી લઈએ, તો પણ તે પોતાના અલભ્ય સ્વાર્થને ત્યાગીને આપણા પ્રતિ અનુકંપા દર્શાવશે તથા આપણને આવ શ્યકીય સહાયતા આપશે કે કેમ, એ એક વિચારણીય પ્રશ્ન છે” સુમિત્રા દેવીએ શંકાનું દર્શન કરાવ્યું.

“મારા મસ્તિષ્કમાં અત્યારે એક અદ્ભુત કલ્પનાનો ઉદ્ભવ થયો છે અને જો સોલંકી રાજવંશના પુણ્યપ્રભાવથી મારી એ અદ્ભુત કલ્પના સત્ય સિદ્ધ થઇને નિર્ધારિત કાર્યના સ્વરૂપમા પરિણત થઈ જાય, તો તેથી એકસમયાવચ્છેદે ગુર્જરેશ્વર આ પાપપંકથી પણ અલિપ્ત રહે અને દેવી મયણલ્લાને પતિસેવાની પ્રાપ્તિ થતાં તેમના દુ:ખનો પણ અંત આવી જાય એવો મારો દૃઢ નિશ્ચય છે.” મંત્રી મુંજાલે નિરાશારૂપ આકાશમા આશારૂપ ચન્દ્રનો મંદ સાક્ષાત્કાર કરાવ્યો.

“અત્યારે તમારા મસ્તિષ્કમા ઉદ્ભવેલી તે અદ્ભુત કલ્પના શી છે વારુ?” સુમિત્રા દેવીએ તે કલ્પનાને જાણવામાટે અધીરતા દર્શાવી.

“જો આપ શ્રીમતી અત્યારે જ મહાદેવના દર્શનના નિમિત્તથી કર્ણમેરુ પ્રાસાદ નાટ્યશાલામા પધારવાની અને ત્યા નટી નમુંજાલા સાથે મારી મંત્રણ અનુસાર સંભાષણ કરવાની સંમતિ દર્શાવતાં હો, તો હું આપ શ્રીમતીને મારી એ કલ્પના કહી સંભળાવું, કારણ કે નટી નમુંજાલાને મળ્યા વિના મારી એ કલ્પના નિર્ધારિત કાર્યના સ્વરૂપમાં પરિણત થઈ શકે તેમ છે જ નહિ?” મુંજાલે દેવી સુમિત્રા સમક્ષ એક વિલક્ષણ પ્રસ્તાવને ઉપસ્થિત કરતાં આ શબ્દો ઉચ્ચાર્યા.

“તમો એકલા જ નટી નમુંજાલાને મળો, તો ન ચાલે?” સુમિત્રા દેવીએ સંકોચદર્શક ભાવથી કહ્યુ

“આપ શ્રીમતીને નટી નમુંજાલા પાસે પધારવામાં સંકોચ શા કારણથી થાય છે? આપણે કદાચિત્ તેને જ અહીં બોલાવી લેત, પરંતુ તેને અહીં બોલા વવાની વાર્તા તત્કાળ ગુર્જરેશ્વરના જાણવામાં આવી જવાનો સંભવ હોવાથી આપણે પોતે જ ત્યા જવું એ વધારે સારૂ છે” મંત્રી મુંજાલે સંકોચનું કારણ પૂછીને ત્યાં જવાનુ કારણ સંક્ષેપમા દર્શાવ્યુ

“રૂપ જેની આજીવિકા છે, ધન જેનો પતિ છે અને પાપ જેનો વ્યવસાય છે તે વારાંગના સાથે તેના નિવાસાલયમા જઇને કિંવા તેને પોતાના નિવાસા લયમાં બોલાવીને વાર્તાલાપ કરવો એ ભદ્રા તથા સાધ્વી કુલકામિનીઓનું કર્ત

નથી, એ તમો નથી જાણતા કે શું ? નટી નમુંજાલા પાસે જવામાં કિંવા તેને અહીં બોલાવવામાં મને જે સંકોચ થાય છે તે સંકોચનું કારણ આ જ છે." સુમિત્રા દેવીએ સંકોચનું કારણ સ્પષ્ટ ભાષામાં દર્શાવ્યું.

"એક જ હસ્તમાંની આપણી પાંચ આંગળીઓ સરખી હોતી નથી; જેવી રીતે ઉત્તમ કુલમાં તથા ઉત્તમ જાતિમાં ઉત્પન્ન થયેલી સર્વ ગૃહસ્થા નારીઓ સચ્ચરિત્રા કિંવા સતીશિરોમણી હોતી નથી તેવી જ રીતે દુર્ભાગ્યવશાત્ વારાંગના-જાતિમાં ઉત્પન્ન થયેલી સર્વ વારાગનાઓ પાપિષ્ઠા, ધર્મધ્વંસિની, દુરાચારિણી, ધનાપહારિણી તથા સ્વાર્થપરાયણા નથી હોતી એ આપણે નિરંતર સ્મરણમાં રાખવાનું છે અને મારા આ કથનના સત્ય અંશને સિદ્ધ કરી બતાવવામાટે આપ શ્રીમતીના પૂજ્ય જ્યેષ્ઠ તથા રાજસંન્યાસી હરપાલ દેવનાં સ્વર્ગવાસિની માતુશ્રી કિંવા આપ શ્રીમતીનાં સાપત્ન સાસૂજી ચૌલાદેવી કિંવા બકુલાદેવીનું એક જ ઉદાહરણ પર્યાપ્ત છે." મંત્રી મુંજાલે વારાંગનાજાતિની આંશિક ઉત્તમ-તાનું સમર્થન કરી બતાવ્યું.

"મારાં સ્વર્ગવાસિની સાપત્ન સાસૂજી ચૌલાદેવી કિંવા બકુલાદેવીને મેં તો જો કે જોયાં ન હોતાં, પરંતુ તેઓ વારાંગનાજાતિમાં ઉત્પન્ન થયાં હતાં એ વાર્તા મારા સાભળવામાં તો આવી છે." સુમિત્રા દેવીએ કહ્યું.

"જે સમયમાં આપ શ્રીમતીના સ્વર્ગવાસી પૂજ્ય શ્વસુર મહારાજાધિરાજ ભીમદેવની રાજસત્તાનો સૂર્ય ગુર્જરગગનમાં ઝળહળી રહ્યો હતો તે સમયમાં આપણા આ પાટણ નગરમાં ચૌલાદેવી એક આદર્શ વારાંગના તરીકે સર્વત્ર વિખ્યાત થયેલાં હતા. તેઓ રૂપમાં જેવી રીતે અદ્વિતીય હતા તેવી જ રીતે તેમની સદ્ગુણશીલતા પણ અપૂર્વ હતી તેઓ ગણિકા હોવા છતા પણ ધર્મમર્યાદાનું એટલી સીમાપર્યન્ત કઠિનતાથી પાલન કરતાં હતાં કે તેમની એ ધર્મનિષ્ઠાને જોઇને પતિવ્રતા પ્રમદાઓ પણ લજ્જાથી પોતાનાં મસ્તકોને અવનત કરી લેતી હતી. વારાંગના ચૌલાદેવીની સ્વર્ગીય સુન્દરતા તથા સદ્ગુણશાલિતાની પ્રશંસા મહા-રાજા ભીમદેવના સાંભળવામાં આવતાં ચૌલાદેવીની સદ્ગુણશાલિતાની પરીક્ષા કરવામાટે તેમણે પોતાનું સવાલાખ રૂપિયાના મૂલ્યનું રત્નજડિત ખડ્ગ તેમને પોતાની રખાયત તરીકે રાખવાના ચિહ્ન તરીકે પોતાના સેવકોદ્વારા મોકલી આપ્યું પ્રાચીનકાળમાં ગણિકાઓનો વ્યાપાર બે પ્રકારનો ગણાતો હતો' એક સ્વતંત્ર તથા અન્ય બંધનયુક્ત એમાનો બંધનયુક્ત વ્યાપાર ઉત્તમ મનાતો હતો, કારણ કે, ઉત્તમ ગણિકાઓ પોતાના અમુક એક ગ્રાહક પુરુષ પાસેથી અમુક પરિમાણમાં દ્રવ્ય લઇને કિંવા અમુક માસિક વેતન ઠરાવીને જ્યાં સુધી તે પુરુષ નિયત વેતન આપતો રહે ત્યાં સુધી તે એક જ પુરુષની આજ્ઞામાં રહેતી હતી અને પતિવ્રતા સ્ત્રી સમાન તેની સેવા કરતી હતી, માત્ર એટલુ જ નહિ, પણ કેટલીક આદર્શ વારાગનાઓ તો અમુક એક પુરુષ સાથે પોતાનો પ્રેમસંબંધ થઈ ગયા પછી તે પુરુષ કદાચિત્ દુર્ભાગ્યના પરિણામે દરિદ્ર થઈ જાય કિંવા તેના જીવનનો અંત થઈ જાય, તો પણ અન્ય પુરુષની સેવામાં નિયુક્ત થતી ન હોતી અને અંતપર્યન્ત સતીધર્મને દૃઢતાથી પાળી બતાવતી હતી શ્રીમતી ચૌલાદેવી પણ વારાગનાજાતિમાં અવતરેલા એક એવાં જ અમૂલ્ય સ્ત્રીરત્ન હતા.

અસ્તુ; તેઓ બંધકી થયા પછી પોતાના ધર્મનું યથાર્થ પાલન કરી શકે છે કે નહિ, એની દેખરેખમાટે મહારાજા ભીમદેવે પોતાના કેટલાક ગુપ્ત મનુષ્યોને યોજી દીધા અને તે જ દિવસે રાત્રે ઘટના એવી ઘટી કે માલવવિજયના શુભ મુહૂર્તને સાધવામાટે મહારાજા ભીમદેવને રાજધાનીમાંથી અચાનક પ્રસ્થાન કરવુ પડ્યુ અને બીજે દિવસે મહારાજા ભીમદેવ પોતાના વિશાળ સૈન્યસહિત માળવાની દિશામા પ્રયાણ કરી ગયા તે સમયનો માળવાનો રાજા પણ મહાપરાક્રમી તથા યુદ્ધવિદ્યાવિશારદ હોવાથી યુદ્ધ બે વર્ષ પર્યન્ત ચાલતુ રહ્યુ અને તેથી બે વર્ષ પર્યન્ત મહારાજા ભીમદેવથી પાટણમા પાછા આવી શકાયુ નહિ. મહારાજા ભીમદેવની બંધકી થયેલી વારાંગના ચૌલાદેવીએ બે વર્ષ પર્યન્ત કોઈ પણ પુરૂષ સામુ ન જોતા પતિવ્રતા નારી પ્રમાણે પોતાના શીલનું દૃઢતાથી પાલન કર્યું. જ્યારે મહાપરાક્રમશીલ ભીમદેવ મહારાજ બે વર્ષ પછી માલવરાજનો પરાભવ કરીને અને માળવા જીતીને પાછા પાટણમાં પધાર્યા ત્યારે ચૌલાદેવીને બંધકી તરીકે રાખ્યાની વાર્તાનુ તેમને સ્મરણ થતાં તેમણે તેની દેખરેખમાટે રાખેલા સેવકોને બોલાવીને ચૌલાદેવીના સમાચાર પૂછ્યા. તે સેવકોએ એકવાક્યતાથી મહારાજાને જણાવ્યુ કે 'ચૌલાદેવી અત્યાર સૂધી આપ શ્રીમાન્‌માં એકનિષ્ઠતા રાખીને પોતાના ધર્મનું અખંડ પાલન કરી રહી છે અને તેનામાં અમો અદ્યાપિ કોઈ પણ પ્રકારના દોષ કિંવા અધર્માચરણને જોઈ શક્યા નથી.' મહારાજા ભીમદેવે ચૌલાદેવીની ધર્મશીલતાની આ વાર્તાના શ્રવણથી તેમ જ જનસમાજમાં વ્યાપેલી તેમની કીર્તિના સાક્ષાત્કારથી સંતુષ્ટ થઈને તેમની સાથે લગ્નસંબંધ કરી લીધો, તેમને પોતાના અંતઃપુરમાં રાણી તરીકે લાવીને રાખ્યાં અને ત્યાર પછી શ્રીમતી ચૌલાદેવીએ હરપાલદેવ સમાન અપૂર્વ સ્વાર્થત્યાગી તથા આદર્શ પુરુષને જન્મ આપીને પોતાના નારીજન્મની સાર્થકતા કરી લીધી. આ નટી નમુંજાલા પણ એવા જ પ્રકારની, કિંબહુના એથી પણ કિંચિદ્ અધિક આદર્શચરિત્રા વારાંગના છે અને તેથી એવી પુણ્યશીલા તથા પવિત્રહૃદયા વારાંગના પાસે જવામા હૃદયને સંકુચિત થવા દેવાનું કાંઈ પણ પ્રયોજન નથી, એવી મારી પોતાની તો દૃઢ માન્યતા છે; આપ શ્રીમતીની જે માન્યતા હોય તે ખરી" મંત્રી મુંજાલે હરપાલદેવની માતા ચૌલાદેવીના ઉદાહરણથી નટી નમુંજાલાની આદર્શતાને સિદ્ધ કરી બતાવી

"ત્યારે મારાં એ સાપત્ન સાસૂને બકુલાદેવીના નામથી અત્યારે ઓળખવામા આવે છે તેનુ શું કારણ છે વારુ ?" સુમિત્રાદેવીએ જિજ્ઞાસા દર્શાવી.

"વારાંગના તરીકે તેમનુ ચૌલાદેવી નામ સર્વત્ર પ્રસિદ્ધ થઈ ગયેલું હોવાથી જ્યારે તેમને રાજ્ઞીપદથી વિભૂષિત કરવામાં આવ્યાં ત્યારે તેમનું બકુલાદેવી એ નવીન નામ રાખવામાં આવ્યુ હતુ અને તેથી ત્યાર પછી તેઓ એ નામથી જ સર્વત્ર ઓળખાતાં હતા અને ઓળખાય છે." મંત્રી મુંજાલે સ્વર્ગીય ચૌલાદેવીના નામભેદનુ કારણ દર્શાવ્યુ.

"અસ્તુ. ત્યારે હું તમારી ઇચ્છા અનુસાર પાર્વતીપતિના દર્શનના નિમિત્તથી નટી નમુંજાલાના નિવાસસ્થાનમાં આવવાને તૈયાર છુ, પરંતુ જે વેળાયે નાટ્યશાળામાં મારૂ આગમન થાય તે વેળાયે ત્યા નટી નમુંજાલા વિના

અન્ય કોઈ પણ નર, નટી, દાસ કે દાસી વિદ્યમાન ન હોય એવો પ્રબંધ પ્રથમથી જ કરી લેવાની આવશ્યકતા છે" અને સુમિત્રાદેવીએ નાટ્યશાળામાં નટી નમુંજલા પાસે જવાની વાર્તાનો સ્વીકાર કરી લીધો.

"આપ શ્રીમતી બે કિંવા ત્રણ ઘટિકા પશ્ચાત્ અહીંથી નીકળજો, એટલામા હુ ત્યા જઇને આપ શ્રીમતીની ઇચ્છા અનુસાર સર્વ યોગ્ય પ્રબંધ કરી રાખુ છુ" આ પ્રમાણે બોલીને મંત્રી મુંજાલ પોતાના આસનપરથી ઊઠ્યો અને રાજમહાલયમાંથી પ્રયાણ કરી ગયો.

* * * * *

ત્રણ ઘટિકા પશ્ચાત્ જ્યારે મહારાજ્ઞી સુમિત્રાદેવી પોતાના રથમા વિરાજીને 'કર્ણમેરુપ્રાસાદ' નામક ભવ્ય શિવાલયના પ્રાંગણમાં પોતાની વલ્લભા તથા ધારિણી નામક વિશ્વાસપાત્ર દાસીઓ સહિત આવી લાગી તે વેળાયે પ્રાગણમાં તથા શિવાલયમા કોઇ પણ બાહ્ય માનવવ્યક્તિ તેના જોવામા ન આવી; કારણ કે, મંત્રી મુંજાલે ત્યા આવીને જ્યાં સુધી મહારાજ્ઞી સુમિત્રાદેવી મહાદેવનાં દર્શન કરીને પાછાં જાય, ત્યા સુધી અન્ય કોઈ પણ બાહ્ય મનુષ્યને-પુરુષ કિંવા સ્રીને-શિવાલયના સિંહદ્વારમાં પ્રવેશવા ન દેવાની ત્યાં પ્રહરીઓને ઊભા રાખીને કઠિન આજ્ઞા આપી દીધી હતી અને તે પોતે શિવાલયના સોપાનપર મહારાજ્ઞી સુમિત્રાદેવીની પ્રતીક્ષા કરતો વિચારમગ્ન અવસ્થામાં ઊભો હતો. સુમિત્રાદેવીએ મહાદેવના દર્શનથી પોતાના નેત્રોને પવિત્ર કરીને મહાદેવ પાસેથી કાર્યસિદ્ધિની યાચના કરી મહાદેવને મસ્તક નમાવ્યા પછી મંત્રી મુંજાલને પૂછ્યું કે—

"નટી નમુંજલા સાથે આપણાથી ઐકાન્તિક વાર્તાલાપ કરી શકાય એમાટેનો તમોએ યોગ્ય પ્રબંધ કરી રાખ્યો છે ખરો કે?"

"મહારાજ્ઞી, નટી નમુંજલાની નાટક મંડળીના અન્ય નટો તથા નટીઓ એક અન્ય આવાસમા વસતા હોવાથી અત્યારે તેની બે દાસીઓ વિના અન્ય કોઈ પણ મનુષ્ય નાટ્યશાલામાં વિદ્યમાન નથી અને તે દાસીઓ દ્વારા આપ શ્રીમતીના સત્કારની વ્યવસ્થા કરાવીને રંગભૂમિની રાજ્ઞી નટી નમુંજલાદેવી આપ શ્રીમતીની પ્રતીક્ષા કરતા પોતાના શૃંગારગૃહમાં બેઠા છે. આપણે ત્યા જઇશું એટલે તેઓ પોતાની દાસીઓને પણ ત્યાથી દૂર કરી દેશે" મંત્રી મુંજાલે સંતોષદાયક ઉત્તર આપ્યું.

"પરંતુ તમારા મસ્તિષ્કમાં ઉદ્ભવેલી કલ્પનાનો અદ્યાપિ તમોએ મારા સમક્ષ પ્રકાશ તો કર્યો નથી, તો તમારી તે કલ્પનાને જાણ્યા વિના મારે નટી નમુંજલા સાથે સંભાષણ શું કરવું વારુ?" સુમિત્રાદેવીએ એક યોગ્ય પ્રશ્ન ગંભીરતાથી પૂછ્યો.

"મારા મસ્તિષ્કમાં જે કલ્પના ઉદ્ભવી છે તે કલ્પના આ છે" એમ કહીને મંત્રી મુંજાલે પોતાની તે કલ્પનાનો મહારાજ્ઞી સુમિત્રાદેવી સમક્ષ પ્રકાશ કરી દીધો અને તેની તે કલ્પનાના દર્શનથી મહારાજ્ઞી સુમિત્રાદેવીના મુખમંડળમા એક પ્રકારના આભ્યંતર આનન્દની રમણીય છટા અચાનક દૃગ્ગોચર થવા લાગી, કારણ કે, જો તે કલ્પના અનુસાર સર્વ વ્યવસ્થા થઈ જાય, તો તેથી એકસમયાવચ્છેદે ગુર્જરેશ્વરના નટી નમુંજલા સાથેના લગ્નપ્રસંગ તથા

દેવી મયણલ્લાના હૃદયદુઃખનું શીઘ્ર નિવારણ થઈ જવાનો સંપૂર્ણ સંભવ હતો, પરંતુ ક્ષણમાત્રમાં જ "મંત્રી મુંજાલની આ કલ્પના સત્ય સિદ્ધ થશે ખરી કે?" એવા સંશયનો સુમિત્રાદેવીના મનમાં ઉદ્ભવ થતાં પુન. તેના મુખમંડળમાં ગાંભીર્યની છટા વ્યાપી ગઈ; તથાપિ 'યત્ન કરવા છતાં જો કાર્યસિદ્ધિ ન થાય, તો પછી ભાગ્યને દોષ આપવો' એ વિચારથી પોતાના મનનું સમાધાન કરીને દેવી સુમિત્રાએ મંત્રી મુંજાલ સાથે રંગભૂમિના દ્વારમા પ્રવેશ કર્યો.

રંગભૂમિના દ્વારમા ઊભેલી એક સેવિકાએ મહારાજ્ઞીના આગમનની સૂચના આપી હોવાથી નટી નમુંજલા મહારાજ્ઞીના સત્કારમાટે સામી આવી અને મહારાજ્ઞીને આદરપૂર્વક પોતાના શૃંગારગૃહમાં લઈ જઈને ત્યાં તૈયાર રખાવેલા ઉત્તમ આસનપર બેસાડી નટી નમુંજલાએ અત્યારે સાધારણ શ્વેત વસ્ત્રો પરિધાન કરેલાં હોવાથી અને અલંકારો પણ અલ્પ પરિમાણમાં ધારેલાં હોવાથી તે એક યુવતી તથા સૌન્દર્યવતી વારાંગના નહિ, કિન્તુ એક સાધ્વી તથા સૌન્દર્યવતી યુવતી જ દેખાતી હતી. અત્યારે તેના રમણીય મુખમંડળમાં સૌમ્યતા તથા સલજ્જતાનો એટલી સીમાપર્યન્ત અધિકાર વ્યાપેલો હતો કે જો દેવી સુમિત્રા તેને વારાગના તરીકે ન ઓળખતી હોત, તો અવશ્ય તેને આર્ય સંસારની એક દેવી જ માની લેત. અસ્તુ નટી નમુંજલાએ ફળ તથા દુગ્ધ આદિથી મહારાજ્ઞીનો યોગ્ય સત્કાર કર્યા પછી અને તેની સાથે મંત્રી મુંજાલનો પણ તેવો જ સત્કાર કર્યા પછી સુમિત્રાદેવીને અત્યંત વિનયદર્શક ભાવથી પૂછ્યું કે–

"મહાભાગ્યવતી મહારાજ્ઞી, આ મંત્રી મહાશયે મને કહ્યું હતું કે. 'મહારાજ્ઞી સુમિત્રાદેવી એક વિશિષ્ટ કાર્યમાટે તમારી પાસે પધારવાનાં છે,' તો આપ શ્રીમતીને કયા વિશિષ્ટ કાર્યમાટે અત્યારે મારી પાસે પધારવાનો પરિશ્રમ લેવો પડયો છે તે કૃપા કરીને દર્શાવશો?"

"મારા સાભળવામા આવ્યું છે કે મહાપ્રતાપી ગુર્જરાધીશ તમારા ભુવનમોહન સૌન્દર્ય, તમારા કુસુમાકરતુલ્ય નવયૌવન તથા તમારા અલૌકિક લલિતકલાનૈપુણ્યમાં અત્યત મુગ્ધ તથા લુબ્ધ થઇને તમારી સાથે ગાધર્વ લગ્ન કરવાને કટિબદ્ધ થઈ ગયા છે અને તમોએ એ ગાધર્વલગ્નમાટે સમતિ દર્શાવેલી હોવાથી આજ રાત્રે વસતોદ્યાનમા ગુર્જરેશ્વર સાથે તમારો ગાંધર્વ વિવાહ થઈ જવાનો છે, એ વાર્તા સત્ય છે કે કેમ? એ તમારા પોતાના મુખથી જ જાણી લેવાની મારી ઇચ્છા છે." સુમિત્રાદેવીએ આ પ્રશ્નથી પોતાના કાર્યનો આરંભ કરી દીધો.

સુમિત્રાદેવીના આ પ્રશ્નથી નટી નમુંજલા અત્યંત આશ્ચર્યચકિત તથા દિગ્મૂઢ થઈ ગઈ, કારણ કે, એ વાર્તા આટલા અલ્પ સમયમા દેવી સુમિત્રાના શ્રવણો પર્યન્ત કેવી રીતે પહોંચી ગઈ હશે એની તેનાથી તત્કાળ કશી પણ કલ્પના કરી શકાઈ નહિ કેટલાક વિચાર પછી તે અતે એવા નિશ્ચયપર આવી લાગી કેઃ "કોઈ પણ પ્રકારે જ્યારે આ વાર્તા મહારાજ્ઞી સુમિત્રા દેવીના જાણવામા આવી જ ગઈ છે, આ વાર્તાને દીર્ઘ કાળ પર્યન્ત ગુપ્ત રાખવાનો ગુર્જરેશ્વરનો ઉદ્દેશ સિદ્ધ થઈ શક્યો નથી અને ભવિષ્યમાં આ વાર્તા મોડી કે વ્હેલી પણ પ્રકાશમાં તો આવવાની જ છે, તો પછી મહારાજ્ઞી સમક્ષ અસત્યવાદ કર-

વાની કશી પણ આવશ્યકતા નથી; કારણ કે, મારો અત્યાગ્નો અસત્યવાદ મારી ચારિત્ર્યહીનતાને જ સિદ્ધ કરી બતાવનારો થઈ પડશે.” આવા પ્રકારના નિશ્ચય-પર આવીને નટી નમુંજલાએ સુમિત્રાદેવીને સંબોધીને ગંભીરતાથી કહ્યું કે. “દેવી, આપના સાંભળવામાં આવેલી આ વાર્તા અક્ષરશઃ સત્ય છે અને આજ રાત્રે આ હતભાગિની તથા હીનકુલોત્પન્ના અબળાને આપ શ્રીમતીના સપત્ની-પદની પ્રાપ્તિ થવાની છે.”

“હું તમારા આ સત્યવાદ તથા સરળ સ્વભાવમાટે તમોને અંતઃકરણ-પૂર્વક સહસ્રશઃ ધન્યવાદ આપું છું અને તે સાથે જો મને એક ભિક્ષા આપ-વાનું તમો વચન આપતાં હો, તો મારા પોતાના લાભમાટે નહિ, કિન્તુ એક અન્ય આશાવતી તથા અનુરાગવતી યુવતીના કલ્યાણમાટે તમારી પાસેથી એક ભિક્ષા માગવાની મારી ઇચ્છા છે અને એ ભિક્ષા માગવાને જ અત્યારે હું તમારી પાસે આવી છું.” સુમિત્રાદેવીએ નમ્ર તથા મૃદુ ભાવથી કહ્યું.

“આપ શ્રીમતીની તુલનામા હું એક દીન અબળા છું; મારી માન્યતા અનુસાર આપ શ્રીમતીને આપી શકાય તેવી કોઇ પણ વસ્તુ મારા વસ્તુભાંડા-ગારમા તો નથી જ; છતાં પણ મારાથી આપી શકાય તેવી કોઈ પણ વસ્તુ આપ શ્રીમતીનાં ચરણોમાં સમર્પવાને અને આપ શ્રીમતીની ઇચ્છા પૂર્ણ કરવાને હું તૈયાર છું. મારાં એવા સદ્ભાગ્ય ક્યાંથી કે ગુર્જરેશ્વરનાં મહારાણી મારી પાસેથી કોઇ વસ્તુની યાચના કરે!” નટી નમુંજલાએ નમ્રતા દર્શાવીને સુમિત્રા-દેવીને તેની ઇચ્છિત વસ્તુ આપવાનું વચન આનન્દથી આપી દીધું.

“હું તમારી પાસેથી રત્ન, ધન કે એવી જ કોઈ અન્ય મૂલ્યવતી વસ્તુની ભિક્ષા નથી માગતી; કિન્તુ કેવળ તમારા મનઃસંયમની, તમારા સ્વાર્થત્યાગની તથા તમારી પરોપકારશીલતાની જ તમારી પાસેથી આર્જવપૂર્વક ભિક્ષા માગું છું.” સુમિત્રાદેવીએ વિલક્ષણ ભિક્ષા માગી

“હું આપ શ્રીમતીના આશયને યથાર્થ સ્વરૂપમાં સમજી શકતી નથી” નમુંજલાએ પૂર્વ કરતાં પણ અધિકતર આશ્ચર્યચકિત થઇને આ ઉદ્ગાર કાઢ્યો.

“મારો આશય એ છે કે તમારું મન જો ગુર્જરેશ્વરના પ્રેમમાં આસક્ત થયું હોય, તો પોતાના મનનો સંયમ કરી લ્યો અને ગુર્જરેશ્વર સાથે ગાંધર્વ લગ્ન કરીને રાણીપદને પ્રાપ્ત કરી લેવાના સ્વાર્થને ત્યાગી દ્યો; કારણ કે, તમારા એ મનઃસંયમ તથા સ્વાર્થત્યાગ વિના હું તમોને જે પરોપકારના માર્ગમાં પ્રેરવાની ઇચ્છા ધરાવુ છું તે પરોપકારના માર્ગમાં તમારાથી આનંદપૂર્વક અગ્રેસર થઈ શકાય તેમ નથી.” સુમિત્રાદેવીએ પોતાનો આશય સ્પષ્ટતર સ્વરૂપમાં દર્શાવતા આ શબ્દો ઉચ્ચાર્યા

“ગુર્જરેશ્વર સાથે મને ગાંધર્વ લગ્ન કરવાની આપ શ્રીમતી ના પાડો છો તે શામાટે? હું આપ શ્રીમતીની સપત્ની થઇને આપ શ્રીમતીના દામ્પત્ય-સુખના ઉપભોગમાં વિઘ્નરૂપ થઈ પડીશ, એટલા માટે?” નટી નમુંજલાએ કાંઇક ગંભીરભાવથી આ પ્રશ્ન દેવી સુમિત્રાને પૂછ્યો

“નહિ; હું તમોને મારા પતિદેવ સાથે ગાંધર્વ લગ્ન કરીને મારાં સપત્ની થવાની ના પાડું છું તે મારા લાભમાટે નહિ; કિન્તુ કર્ણાટકની સુકુમારી,

મહાવિદુષી, અનન્ય અનુરાગવતી તથા પતિપ્રાણા રાજકુમારી અને ગુર્જરેશ્વરની નવીન રાજ્ઞી દેવી મયણલ્લાના અકાળ મૃત્યુની અત્યંત શોકકારિણી ઘટનાને અટકાવવામાટે, દેવી મયણલ્લાના જીવનને રક્ષવામાટે અને દેવી મયણલ્લાના કલ્યાણમાટે;" મહારાજ્ઞી સુમિત્રાએ ઓજસ્વિતાથી કહેવા માંડયું. "કારણ કે, મારા મનમાં અત પૂર્વ જો મેં કેવળ મારા લાભની ચિંતાને જ મહત્વ આપ્યું હોત, તો જે વેળાયે ગુર્જરેશ્વરનો ગમે તેવી પરિસ્થિતિમાં પણ એકપત્નીવ્રતને ત્યાગીને અન્ય પત્ની ન કરવાનો દૃઢ નિશ્ચય હતો તે વેળાયે હુ તેઓ શ્રીમાન્‌ને અત્યત આગ્રહ કરીને દ્વિતીય લગ્ન કરવાના નિશ્ચય પર લાવત જ નહિ અને આજે મને આ ભિક્ષા માટે તમારી પાસે આવવાનો પ્રસંગ પણ પ્રાપ્ત ન થાત."

"મારા સાંભળવા પ્રમાણે તો ગુર્જરેશ્વરે નવીન મહારાજ્ઞીનો તેઓ કુરૂપા છે એમ દર્શાવીને પરિત્યાગ કરેલો છે." નમુંજાલાએ કહ્યું.

"એ વાર્તા સત્ય છે અને તેથી જ દેવી મયણલ્લાને જ્યારે ગુર્જરેશ્વર આશાપલ્લી પાસે નવીન નગરને સ્થાપવામાટે દીર્ઘકાળ રોકાઈ રહ્યા હતા ત્યારે ઉન્માદ રોગની ભયાનક બાધા થઈ ગઈ હતી. ગુર્જરેશ્વરના પુનરાગમન પછી હૃદયમા આશાનો સચાર થતા દેવી મયણલ્લાના ઉન્માદ રોગનો જો કે લોપ થઈ ગયો છે, તથાપિ તમારી સાથે ગુર્જરેશ્વરનો ગાંધર્વ વિવાહ થઈ જશે અને એ વાર્તા તેમના સાંભળવામાં આવશે, તો તેમના કોમળતમ હૃદયમાં નિરાશાનો પ્રચણ્ડ આઘાત થતા પુન: તેમના શરીરમા ઉન્માદ રોગનો ભયંકર સ્વરૂપમા આવિર્ભાવ થશે અને તે ઉન્માદમા ને ઉન્માદમાં જ કદાચિત્ તેમના જીવનદીપનું નિર્વાણ થઈ જશે એવો મારો દૃઢ નિશ્ચય હોવાથી જ મારે તમારી પાસેથી આ ભિક્ષા માગવી પડે છે." સુમિત્રા દેવીએ વિલક્ષણ ભિક્ષા માગવાનું હૃદયદ્રાવક કારણ દર્શાવ્યું.

"પરન્તુ વસ્તુત. રાજ્ઞી શ્રી મયણલ્લા દેવી કુરૂપા જ છે કિંવા ગુર્જરેશ્વરે તેઓ શ્રીમતીને કુરૂપા માની લીધાં છે?" નમુંજાલાએ એક વિશિષ્ટ આશયથી જિજ્ઞાસા દર્શાવી

"મહારાજ્ઞી શ્રી મયણલ્લાદેવી કુરૂપા છે કિંવા લોકોત્તરા લાવણ્યમયી લલના છે એનો નિર્ણય તેઓ શ્રીમતીના સાક્ષાત્કાર વિના તમારાથી કરી શકાય તેમ ન હોવાથી જો તમારી ઇચ્છા હોય, તો તમો તેમના દર્શનમાટે રાજમહાલયમા પધારો અને નહિ તો અમો તેઓ શ્રીમતીને અહીં બોલાવી લઇએ." મંત્રી સુંજાલે પોતાના દીર્ઘ મૌનનો ભંગ કરીને નમુંજાલાની જિજ્ઞાસાને તૃપ્ત કરી દીધી.

"આપના કથનથી એટલું તો સ્પષ્ટ જાણી શકાય છે કે શ્રીમતી મયણલ્લા દેવી એક અનન્યરૂપસુન્દરી યુવતી હોવા છતા ગુર્જરેશ્વરે હઠવાદથી જ તેઓ શ્રીમતીને કુરૂપા માની લીધાં છે અને વસ્તુત: છે પણ એમ જ; કારણ કે; ગત રાત્રિયે નાટ્યારમ્ભથી પૂર્વે જ્યારે મહારાજ્ઞી સુમિત્રા દેવી સાથે મહારાજ્ઞી મયણલ્લા દેવી રથમાંથી ઊતરીને સભામડપના ઉપરિતલમાં જવામાટે નિ:સરણીપર ચઢતાં હતાં તે વેળાયે હુ ત્યા નિકટમાં જ ઊભેલી હોવાથી મેં તેઓ શ્રીમતીને જોયાં હતા અને મારાં નેત્રોને તો તેમનુ સૌન્દર્ય મહારાજ્ઞી સુમિત્રા દેવીના તેમ જ મારા પોતાના સૌન્દર્ય કરતા પણ અધિક મોહક તથા આકર્ષક દેખાયું હતુ

ગત રાત્રિયે શ્રીમતી મયણુલ્લાદેવીએ પોતાનો કર્ણાટકી વેશ ધારેલો હોવાથી તેઓ શ્રીમતીને મેં તત્કાળ ઓળખી લીધાં હતાં" નમુજલાએ મંત્રી મુંજાલના ઉત્તરને સત્ય તરીકે સ્વીકારી લઇને તેને થયેલા મયણુલ્લાદેવીના અચિન્ત્ય સાક્ષાત્કારની વાર્તા પણ જણાવી દીધી

"ત્યારે હવે તમો નિશ્ચયાત્મક શું ઉત્તર આપો છો વારુ ?" દેવી સુમિત્રાએ અધીરતાદર્શક ભાવથી પૂછ્યું.

"આ વિષયમાં મારું નિશ્ચયાત્મક ઉત્તર શું છે તે દર્શાવવા પૂર્વે હું આપ શ્રીમતીને એક પ્રશ્ન પૂછવા ઇચ્છું છું અને મારો તે પ્રશ્ન એ છે કે ગુર્જરેશ્વરને હું તેઓ શ્રીમાન્ સાથે ગાંધર્વ લગ્ન કરવાની અને તેઓ શ્રીમાનના પત્નીપદને સ્વીકારવાની ના પાડી દઇશ તેથી ગુર્જરેશ્વર શ્રીમતી મયણુલ્લાદેવીને સ્વીકારી લેશે અને શ્રીમતી મયણુલ્લાદેવીના અસ્તંગત ભાગ્યરવિનો આશાપૂર્તિના આકાશમંડળમા ઉદય થઈ જશે એવો આપ શ્રીમતીનો નિશ્ચય છે ખરો કે ? કારણ કે, જો એમ ન થાય, તો પછી મારા મનઃસંયમ તથા સ્વાર્થત્યાગની શી સાર્થકતા ? જો મારા મનઃસંયમ તથા સ્વાર્થત્યાગનું ઇષ્ટ પરિણામ ન થાય, તો શ્રીમતી મયણુલ્લાદેવીના સુખનો તો લોપ થયેલો જ છે અને તેમની સાથે મારા જીવનસુખનો પણ અંત આવી જાય એ સ્પષ્ટ હોવાથી આપ શ્રીમતી સમક્ષ એ વિષયના વિશેપ વિવેચનની આવશ્યકતા નથી" નમુંજલાએ સુમિત્રાદેવી સમક્ષ એક મહાગંભીર તથા પ્રમેયરૂપ પ્રશ્નને ઉપસ્થિત કરી દીધો

પરંતુ સુમિત્રાદેવીએ તેના એ પ્રશ્નથી ચિન્તામગ્ન ન થતા સમયસૂચકતાથી તત્કાળ કહી દીધું કે "ભગિની, જો આ અશક્ય મનઃસંયમ તથા અશ્રુતપૂર્વ સ્વાર્થત્યાગની મને ભિક્ષા આપવાનો તમારો દૃઢ નિશ્ચય થઈ ગયો હોય, તો પછી તમારા આ મનઃસંયમ તથા સ્વાર્થત્યાગની સફળતા કરી બતાવવી એ કાર્ય તો તમારામાટે અત્યંત સાધારણ છે એમ જ કહી શકાય તેમ છે. અર્થાત્ દેવી મયણુલ્લાના અસ્તગત થયેલા ભાગ્યરવિના પુનરુદય તથા સ્વામિસમાગમસુખનો સર્વ આધાર તમારી ચતુરતા, દક્ષતા તથા કાર્યકુશળતાપર જ રહેલો છે"

"તે કેવી રીતે ?" નમુંજલાએ આશ્ચર્યના જાળમા અધિક લપટાઇને પૂછ્યું.

"તે એવી રીતે કે આજે રાત્રિના સમયમાં જ્યારે રથમા વિરાજીને તમો વસંતોદ્યાનમાં ગુર્જરેશ્વર પાસે જાઓ, તે વેળાયે તમારી દાસીના સ્વરૂપમા દેવી મયણુલ્લાને પણ તમારી સાથે લેતાં જજો, ત્યા જવા પછી ગાધર્વ વિવાહનો વિધિ ન કરતાં ગુર્જરેશ્વરને જેટલા અધિક પરિમાણમાં કરાવી શકાય તેટલા અધિક પરિમાણમાં તીવ્ર મદિરાનું પાન કરાવજો અને તેઓ મદોન્મત્ત થઈ જાય એટલે તેમને 'હું થોડી વારમા આવુ છું' એમ કહીને શયનમંદિરમાં શય્યાશાયી કરી દેજો. ગુર્જરેશ્વર શયનગૃહમા શય્યાશાયી થાય એટલે શયનમંદિરમાંના દીપકની જ્યોતિને મંદ કરી નાખજો અને તમારા વસ્ત્રો દેવી મયણલ્લાને પરિધાન કરાવીને તમારા બદલે દેવી મયણુલ્લાને શયનાગારમા ગુર્જરેશ્વર પાસે મોકલી દેજો ત્યાર પછીના કાર્યક્રમને દેવી મયણુલ્લા પોતે જ સંભાળી લેશે." દેવી સુમિત્રાએ નમુંજલાને તેની કાર્યકુશળતાની યોજનાનો માર્ગ દર્શાવ્યો.

"ગુર્જરેશ્વર સમાન રાજસત્તાધીશ પુરુષને ઠગવાનું આ કાર્ય અત્યંત

ભયંકર તથા કદાચિત્ પ્રાણહારક થઈ પડે તેવું હોવા છતાં પણ દેવી મયણલ્લાના જીવન તથા કલ્યાણની રક્ષામાટે હું એ કાર્યને કરવાની ધૃષ્ટતા દર્શાવું અને તેમ છતાં દેવી મયણલ્લા પોતાના પતિદેવના પ્રેમને પ્રાપ્ત કરી લેવાને સમર્થ ન થાય, તો પછી મારાથી ગુર્જરેશ્વર સાથે ગાંધર્વ લગ્ન કરી શકાય કે નહિ?" નમુંજાલાએ પોતાની છેલ્લી શર્ત રજૂ કરતાં સલજ્જ ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"કર્ણાટક દેશની અંગનાઓ સામાન્યતઃ કામકેલિકુશલા હોય છે અને દેવી મયણલ્લા તો કામશાસ્ત્રવિશારદા હોવાથી સાક્ષાત્ કામકલા છે એટલે પોતાની અપૂર્વ કામકલાથી તે અવશ્ય ગુર્જરેશ્વરને વશ કરી લેશે એવી મારી તો જો કે દૃઢ માન્યતા છે; તથાપિ તેમના દુર્ભાગ્યવશાત્ મારી એ માન્યતા જો અસત્ય સિદ્ધ થાય અને દેવી મયણલ્લા પતિદેવના પ્રેમને પ્રાપ્ત ન જ કરી શકે, તો પછી તમો આનંદથી ગુર્જરેશ્વર સાથે ગાંધર્વ લગ્ન કિંવા આર્ષ વિવાહ કરી લેજો અને મારી સાથે મારા પોતાના અંતઃપુરમાં જ આવીને રહેજો; કારણ કે, જો આટલા તીવ્ર પ્રયત્નો કરવા છતાં પણ દેવી મયણલ્લાનું ભાગ્ય ન સુધરે, તો પછી તમારા ભાગ્યને અકારણ બગાડી નાખવાનું કાંઈ પણ કારણ નથી." સુમિત્રા દેવીએ પોતાનો અંતિમ નિર્ણય સંભળાવી દીધો.

"પરંતુ આ ઉપાયને યોજવામાં કોઇ પણ પ્રકારનું કપટ ન થવું જોઇએ" મંત્રી મુંજાલે એક આવશ્યકીય સૂચના આપી.

નટી નમુંજાલા કિંચિદ્ વિચાર કરીને ગંભીરતાથી કહેવા લાગી કે: "મહારાજ્ઞી સુમિત્રા દેવી અને માન્યવર મંત્રી મહાશય, હું આપ ઉભય વ્યક્તિઓ સમક્ષ પરમાત્માને સાક્ષી રાખીને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે હું દેવી મયણલ્લાની કલ્યાણસિદ્ધિ તથા જીવનરક્ષાના આ ઉપાયને યોજવામાં લેશમાત્ર પણ કપટ કરવાની નથી અને મારી કાર્યકુશળતા તથા મારી સહાયતાથી જો મહારાજ્ઞી મયણલ્લાદેવીનું કલ્યાણ થશે, તો તેથી મારું પોતાનું ભયંકર અકલ્યાણ થવાનો સંપૂર્ણ સંભવ હોવા છતાં પણ હું મને પોતાને મહાભાગ્યશાલિની માનીશ; કારણ કે, સ્વાર્થત્યાગ તથા આત્મબલિદાન વિના ભાગ્યે જ પરોપકાર કરી શકાય છે પછી તો દેવી મયણલ્લાની જેવી ભાગ્યરેખા."

"દેવી મયણલ્લાના કલ્યાણથી તમારું પોતાનું શું ભયંકર અકલ્યાણ થવાનો સંભવ છે તે કૃપા કરીને દર્શાવશો? કારણ કે, તમારું ભયંકર અકલ્યાણ થયેલું જોવાની મારી ઇચ્છા નથી" સુમિત્રાદેવીએ અનુકંપાદર્શક ભાવથી પૂછ્યું.

"આપ શ્રીમતીના આ પ્રશ્નનું ઉત્તર અત્યારે જ મારાથી આપી શકાય તેમ નથી અને તેમાટે હું આપ શ્રીમતીની ક્ષમા માગું છું. અસ્તુ. ત્યારે આપ શ્રીમતી સંધ્યાકાળ પછી અત્યંત ગુપ્ત ભાવથી બે વિશ્વાસપાત્ર દાસીઓ સાથે દેવી મયણલ્લાને અહીં નાટ્યશાલામાં મારી પાસે મોકલી આપજો હું જ્યારે ગુર્જરેશ્વર પાસે જઇશ ત્યારે ત્યાંનાં અન્ય દાસ તથા દાસીઓને નિકટમાં રહેવા નહિ દઉં એટલે વસંતોદ્યાનમાં દેવી મયણલ્લાની ઉપસ્થિતિનો ભેદ કોઇના જાણવામાં નહિ જ આવી શકે." નમુંજાલાએ બંધકી કિંવા ગણિકા હોવા છતાં પોતાના અશ્રુતપૂર્વ તથા દેવીદુર્લભ ઔદાર્યનો પરિચય કરાવ્યો.

"ભગિની નમુંજાલે, તમારા આ ઋણના ભારથી અમો અમારા આ જીવનમાં તો મુક્ત થઈ શકીએ તેમ નથી; છતાં આજથી હું એક સહોદરા ભગિની

પ્રમાણે તમારી અન્ય કોઈ પણ ઇચ્છાને પૂર્ણ કરવામાટે અને તમારા શ્રેયની સિદ્ધિમાટે નિરંતર તત્પર રહીશ એ તમારે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે. તમો વારાગનાકુલમાં અવતરેલાં કોઈ અભિશપ્ત દેવકન્યા છો; કારણ કે, જો એમ ન હોય, તો તમારામા આવી ઉદાત્ત ભાવનાઓ સંભવે જ નહિ તમારું કલ્યાણ થાઓ" સુમિત્રાદેવીએ નમુંજલાના દેવીતુલ્ય ગુણોની મુક્ત કંઠથી પ્રશંસા કરી

"હું વારાંગનાકુલમા અવતરેલી હોવા છતાં આપ શ્રીમતી સમાન એક અભિજાતવંશીયા મહારાજ્ઞીએ આજે મને પોતાની સહોદરા ભગિનીની પદવીથી વિભૂષિતા કરી છે એ જ મારી અલ્પસ્વલ્પ યોગ્યતાનું પર્યાપ્ત પારિતોષિક છે વસ્તુત. હું તો આપ શ્રીમતીની એક સામાન્ય સેવિકા જ છું." નમુંજલાએ નિરભિમાનિતાને દર્શાવવાનો પ્રયત્ન કર્યો

"મન સંયમ તથા સ્વાર્થત્યાગ વીરપુરુષો તથા વીરનારીઓનો ધર્મ હોવાથી તમો વારાગના નહિ, પણ એક આદર્શ વીરાગના જ છો" મંત્રી મુંજાલે નમુંજલાને વીરાગનાપદ અર્પ્યું

"ત્યારે હવે હું વારાગના કે વીરાંગના?" નમુંજલાએ સ્મિતમંડિત મુખ તથા વિનોદદર્શક ભાવથી પૂછ્યું

"એક વાર નહિ, પણ શત વાર, શત વાર નહિ, પણ સહસ્ર વાર, સહસ્ર વાર નહિ, પણ લક્ષવાર અને લક્ષ વાર નહિ, પણ કોટિ વાર વીરાંગના, વીરાંગના અને વીરાંગના!" મંત્રી મુંજાલે ઘોષણાના રૂપમા આ શબ્દો ઉચ્ચાર્યા

"તથાસ્તુ!" નમુંજલાએ વીરાગનાપદને હર્ષપૂર્વક સ્વીકારી લીધું.

"ત્યારે અમો હવે વિદાય થઇશું." સુમિત્રા દેવીએ જવાની ઇચ્છા દર્શાવી.

નટી નમુંજલાએ મહારાજ્ઞી સુમિત્રા દેવી તથા મંત્રી મુંજાલને તાંબૂલ આપ્યા અને તે લઇને ત્યાંથી પ્રયાણ કરી જવામાટે તેઓ આસનપરથી ઊઠીને ઊભાં થયા નટી નમુંજલા તેમને વળાવવામાટે રંગભૂમિના દ્વારપર્યંત તેમની સાથે આવી અને ત્યાથી સુમિત્રા દેવી પુન. મહાદેવના દર્શન કરવામાટે અને આજની કાર્યસિદ્ધિનો દાતા તે કૈલાસનાથ પાર્વતીપતિને જ માનતી હોવાથી તેના સમક્ષ પોતાની કૃતજ્ઞતાને દર્શાવવામાટે મંત્રી મુંજાલને સાથે લઇને કર્ણેશ્વર મહાદેવના મંદિરમા આવી લાગી ત્યા એક ઘટિકા પર્યન્ત દેવાધિદેવ મહાદેવના ધ્યાન તથા સ્તુતિગાનમાં નિમગ્ન રહીને સુમિત્રાદેવીએ મહાદેવને એકનિષ્ઠાથી માત્ર એટલી જ પ્રાર્થના કરી કે. "હે ગૌરીપતિ, હે ચન્દ્રશેખર, હે ગંગાધર, હે કૈલાસનાથ, હે ત્રિલોચન, હે વિશ્વભર અને હે ભવતાપહારક દેવાધિદેવ મહાદેવ! ત જેવી રીતે વારાગનાકુલાવતસ નમુંજલાને સદ્બુદ્ધિ સમર્પીને અપૂર્વ સ્વાર્થત્યાગિની તથા અમારી પક્ષપાતિની કરી દેવાની કૃપા દર્શાવી છે અને અમારા કાર્યને અર્દ્ધ સિદ્ધ કરી દીધું છે તેવી જ રીતે આજે રાત્રિના સમયમા અમારા કાર્યની પૂર્ણ સિદ્ધિ થઈ જાય, દેવી મયણલ્લા પતિપ્રેમભાજન થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકે અને ગુર્જરાધીશ પોતાની પાપવાસનાનો પશ્ચાત્તાપ કરીને ધર્મના માર્ગમા અગ્રેસર થઇ જાય; માત્ર એટલું જ નહિ, પણ દેવી મયણલ્લાની પતિપૂજા સાર્થક થાય અને તે હવે અલ્પ કાળમાં જ માતૃપદની પ્રાપ્તિ કરીને ગુજરાતની ભાવિ રાજમાતા થઈ જાય એવી વ્યવસ્થા તુ કરી

આપજે અને અમારી શુભ આકાંક્ષાઓની પૂર્તિના માર્ગમાં જે વિઘ્નો આવવાનો સંભવ હોય તે સર્વ વિઘ્નોનુ તુ સંપૂર્ણ નિવારણ કરી દેજે." આ પ્રાર્થના કરીને દેવી સુમિત્રા પોતાની દાસીઓ વલ્લભા તથા ધારિણી સહિત રથમાં આરોહણ કરીને પાછી રાજમહાલયમાં આવી પહોંચી. નટી નમુંજાલા સાથે થયેલા સભાષણ તથા નમુજાલાએ દર્શાવેલી અપૂર્વ ઉદારતાનો સમસ્ત વૃત્તાંત તેણે રાજમાતા ઉદયમતી દેવીને કહી સંભળાવ્યો અને તે વૃત્તાન્ત સાંભળીને રાજમાતા ઉદયમતીદેવીએ પણ નટી નમુંજાલાના દેવીસ્વભાવની શત મુખથી પ્રશંસા કરીને પોતાનો સંપૂર્ણ સતોષ દર્શાવ્યો.

મધ્યાહ્નભોજનથી નિવૃત્ત થવા પછી સુમિત્રા દેવીએ કર્ણરાજની પ્રતીક્ષા કરી, પરંતુ તે તૃતીય પ્રહરની સમાપ્તિ થવા છતાં પણ ન આવ્યો એટલે દેવી મયણલ્લાના અંતઃપુરમાં જઇને ત્યાંથી તેને તે ગુપ્તમંત્રણાગૃહમાં લઈ ગઈ અને વસંતોદ્યાનમાં સંધ્યાકાળ પછી નટી નમુંજાલા સાથે ગુપ્ત વેશમાં જવાની વાર્તા જણાવીને નટી નમુંજાલાની જે ભૂમિકાને ભજવી બતાવવાનો ભાર તેના શિરપર આવી પડ્યો હતો તે ભૂમિકાને દક્ષતાપૂર્વક ભજવી બતાવવામાટે જે કેટલીક સૂચનાઓ આપવાની આવશ્યકતા હતી તે સૂચનાઓ સુમિત્રાદેવીએ એક પરમહિતૈષિણી જ્યેષ્ઠ સહોદરા ભગિની સમાન પ્રેમ તથા અનુકંપાથી તેને આપી દીધી અને તેની એ અલૌલિક અનુકંપાના દર્શનથી દેવી મયણલ્લાના નેત્રોમાં હર્ષનાં અશ્રુ આવી ગયાં. સંધ્યાકાળ પછી મયણલ્લા દેવીને ભોજનથી તૃપ્ત કરીને રાજમહાલયમા કોઇના પણ જાણવામાં ન આવી શકે તેવા ગુપ્ત ભાવથી એક ગુપ્ત દ્વારના માર્ગે સુમિત્રાદેવીએ પોતાની અત્યંત વિશ્વાસભાજન દાસીઓ વલ્લભા તથા ધારિણી સાથે નાટ્યશાલાની દિશામાં વિદાય કરી દીધી. બે વિશ્વાસપાત્ર તથા શસ્ત્રધર સેવકોને પણ મહારાણીએ તેમની સાથે મોકલ્યા હતા અને તેઓ માર્ગમાં તેમની પાછળ તેમનાથી કેટલાક અંતરે ચાલતા હતા. માર્ગમાં દેવી મયણલ્લા, વલ્લભા તથા ધારિણી ઘૂંઘટો તાણીને ચાલતી હોવાથી તેમને કોઇએ પણ ઓળખી નહિ અને તેથી તેઓ નિર્વિઘ્ન નાટ્યશાલામાં નટી નમુજાલા સમક્ષ પહોંચી ગઈ દેવી મયણલ્લાએ અત્યારે એક દાસી સમાન સાધારણ વસ્ત્રો પરિધાન કરેલાં હોવા છતા પણ તેના નૈસર્ગિક યૌવનમદ તથા લોકોત્તર લાવણ્યપ્રભાવથી નટી નમુંજાલાના નેત્રો અંજાઈ ગયા અને દેવી મયણલ્લાવિષયક પૂજ્ય ભાવનો તેના હૃદયમા સ્વાભાવિક ઉદય થવાથી તેણે દેવી મયણલ્લાનો અતઃકરણપૂર્વક આદરસત્કાર કર્યો અને તેના દગ્ધ હૃદયને નાનાવિધ આશ્વાસનોવડે શાંત કરી દીધુ. વસંતોદ્યાનમાં જવાનો સમય નિકટમા આવતો હોવાથી નટી નમુંજાલાએ પોતાના સુંદર શરીરને શૃગારવિભૂષિત કરવાના કાર્યનો આરંભ કરી દીધો અને તે શૃંગારધારણની સમાપ્તિ કરવાની અણીપર હતી એટલામાં એક દાસીએ આવીને કહ્યુ કે. "મહારાજાધિરાજનો રથ આપને વસંતોદ્યાનમા લઈ જવામાટે નાટ્યશાળાના આગણામા આવી લાગ્યો છે." નમુંજાલાએ કહ્યુ કે "સારથિને કહે કે અમો આવીએ છીએ." દાસી ચાલતી થઈ ગઈ

દાસીના જવા પછી નટી નમુંજાલાએ દેવી મયણલ્લાને સબોધીને અનુકંપાદર્શક ભાવથી કહ્યુ કે. "મહારાણી મયણલ્લા દેવી, જે સ્ત્રી ગૃહકાર્યમા દાસી

સમાન, રતિના પ્રસંગે વેશ્યા સમાન, ભોજનના પ્રસંગમાં જનની સમાન તથા વિપત્તિના સમયમાં મંત્રી સમાન વર્તે છે તે સ્ત્રી સર્વોત્કૃષ્ટ મનાય છે અને એવી સ્ત્રી દુર્લભા હોય છે એવી દુર્લભા સ્ત્રી જ સ્વામીને સ્નેહબંધનથી ચિરબદ્ધ કરી શકે છે, તો અત્યારે હવે નારીવિજયનાં આ તત્ત્વોને લક્ષમાં રાખીને જ વર્તજો કે જેથી આપ શ્રીમતીની આશા પૂર્ણ થાય, ગુર્જરેશ્વર આપ શ્રીમતીના સ્નેહસેવક થઈ જાય અને મારા સ્વાર્થત્યાગની પણ સાર્થકતા થઈ જાય આજના આપ શ્રીમતીના વિજયનો આધાર આપ શ્રીમતીની કાર્યકુશળતા ઉપર જ રહેલો છે."

"પરમાત્માની સહાયતા તથા કૃપાથી તમારા સ્વાર્થત્યાગની સાર્થકતા થઈ જશે અને તમો યશોભાગિની થઈ શકશો એમ મારી મનોદેવતા મને કહ્યા કરે છે" દેવી મયણલ્લાએ સલજ્જ ભાવથી સંક્ષિપ્ત ઉત્તર આપ્યું

"આપ શ્રીમતીની મનોદેવતાનું કથન પરમાત્માની કૃપાથી સત્ય સિદ્ધ થાય એ જ મારી એકમાત્ર આકાંક્ષા છે" નમુંજલાએ ભદ્ર ભાવના દર્શાવી

ત્યાર પછી નટી નમુંજલા દેવી મયણલ્લા તથા તેની દાસીઓ વલ્લભા અને ધારિણી સહિત નાટ્યશાલાના આગણામા આવીને રથમાં બેસી ગઈ, નમુંજલાની દાસી તેને પ્રથમથી અપાયલી સૂચના અનુસાર તીવ્ર મદિરાની બે સુરાહીઓ લઇને સારથિના પશ્ચાદ્ ભાગમા બેસી ગઈ અને ત્યાર પછી સારથિએ નમુંજલાની સૂચનાથી અશ્વોને ગતિમાન્ કરી દીધા. રથ વસંતોદ્યાનની દિશામા અગ્રેસર થવા લાગ્યો એટલે દેવી મયણલ્લાનું મૃદુતમ, કુસુમથી પણ મૃદુતમ હૃદય એકસમયાવચ્છેદે હર્ષપુલકિત તથા ભયવિહ્વલ થવા લાગ્યું. રથમાં નટી નમુંજલાએ દેવી મયણલ્લા તથા તેની દાસીઓને કોઈ પણ પ્રકારનો વાર્તાલાપ ન કરવાની સૂચના આપેલી હોવાથી અંત પર્યન્ત મૌનનો અધિકાર અખંડ રહ્યો અંતે અશ્વોએ નિર્ધારિત સ્થાનમા આવીને રથસહિત વસંતોદ્યાનના સિંહદ્વારમા પ્રવેશ કર્યો તે વેળાયે દેવી મયણલ્લાનુ હૃદય અધિક બળથી ધડકવા લાગ્યું અને તેથી રથમાંથી ઊતરતાં તેનાં ચરણો લથડવા લાગ્યાં. નટી નમુંજલાએ તેને સાવધાન રહેવાની સૂચના આપી એટલે તેના શરીરમા પુનઃ નવચેતનનો આવિર્ભાવ થયો

---

# પ્રકરણ ૮ મું

## મયણલ્લાની મનોરથસિદ્ધિ

જે ઋતુમા બકુલ, તિલક, નવમલ્લિકા, કુરુબક તથા મુચકુન્દ આદિ પુષ્પોનો સંપૂર્ણ વિકાસ થઇ જાય છે, દ્રાક્ષાના સુગંધથી મદોન્મત્ત થયેલો કોકિલસમુદાય પોતાના મધુરતમ કૂજનને આરંભી દે છે, તે કોકિલ કૂજનના શ્રવણથી હૃદયમા કામદેવના બાણનો પ્રવેશ થતા વિરહિણી વનિતાઓ વારંવાર મોહમુગ્ધા થતી દેખાય છે અને મલયાચલના શીતલ, મંદ તથા સુગંધયુક્ત પવનથી ચલાયમાન આમ્રમંજરીમાંથી પતિત રેણુવડે રંગાયલા ભ્રમરસમુદાયના કોલાહલથી વનવિભાગ આકુલિત થયેલો જણાય છે તે મધુ, ઋતુરાજ તથા કુસુમાકર આદિ નાનાવિધ નામોથી વિખ્યાત વસંતઋતુનો વિશ્વમા અધિકાર હોવાથી અને આજની નિશા ચંદ્રિકામંડિતા હોવાથી દિશાઓ અત્યંત વિમલા, રમણીયા તથા

વનોવડે વિશોભિતા દેખાતી હતી અને વસન્તોદ્યાનગત સુંદર સરોવરમા પ્રફુલ્લ કમલોએ સ્વર્ગીય શોભાનો સમાવેશ કરી દીધો હતો. અર્થાત્ પ્રફુલ્લ આમ્રાંકુર-રૂપ તીક્ષ્ણ બાણ તથા ભ્રમરરૂપ જ્યારૂપ ધનુષ્યપ્રત્યંચાને ધારણ કરીને જાણે વસંત નામક યોધ્ધો સંભોગાભિલાષી પુરુષોનાં હૃદયોને વેધવામાટે વિશ્વમાં અવતીર્ણ થયો હોયની! એવો જ ભાસ થયા કરતો હતો.

પ્રેમાભિલાષી ગુર્જરેશ્વર કર્ણરાજ રથનો ધ્વનિ સાંભળીને વસન્તોદ્યાન-માંના પોતાના પ્રાસાદના દ્વારમા આવી લાગ્યો અને રથમાંથી ઊતરેલી નટી નમુંજાલાને તેના દક્ષિણ હસ્તને પોતાના વામ હસ્તમાં ધારણ કરી પ્રેમ તથા આદરપૂર્વક નૂપુરઝંકારના મનોહર શ્રવણમાટે મંદગતિથી ચલાવતો પ્રાસાદના તે વિશાળ કક્ષમા લઈ આવ્યો કે જે વિશાળ કક્ષમાં સર્વ ભિત્તિઓપર નાના-વિધ શૃંગારિક ચિત્રો ટાંગેલા હતાં, તે ચિત્રોની આસપાસ બકુલ, તિલક, નવ-મલ્લિકા, કુરુબક તથા મુચકુન્દ આદિ વિવિધપુષ્પયુક્તા માલાઓને કલાકારિતાથી ગોઠવી દેવામાં આવી હતી; સ્થળે સ્થળે સંગીતના અંગરૂપ વિવિધ વાદ્યો રખા-યલાં હતાં, સૌગંધિક તૈલપૂર્ણ દીપકોના દિવસતુલ્ય પ્રકાશનો વિસ્તાર થયેલો હતો, એક ધૂપપાત્રમાં અગરુ આદિ સુગંધપૂર્ણ દ્રવ્યો બળતાં હોવાથી તેમના સુગંધપ્રસારક ધૂમ્રનો મંદ અંધકાર વ્યાપેલો હતો; એક પુષ્પશય્યામંડિત વિશાળ સુવર્ણપર્યંકને શયનમાટે તૈયાર રાખવામાં આવ્યો હતો અને તે પર્યંક શય્યાની પાસે ઉપાનહ, વેણુદંડ, અસિ જલપાત્ર તથા તાંબૂલ આદિ રમણીય વસ્તુઓ પણ યથાસમય ઉપયોગમાટે રાખવામાં આવી હતી અને સમસ્ત ભૂમિતલને એક અત્યંત મૃદુ તથા મહા સુંદર ચિત્રમંડિત બહુમૂલ્ય ગાલીચાથી આચ્છાદિત કરવામાં આવ્યો હતો એ વિશાળ કક્ષમાં પ્રવેશ કર્યા પછી જેણે પોતાના ભાલપ્રદેશને સ્નાનશુદ્ધ થયા પછી ચંદનચર્ચિત કરેલો હતો; પોતાના દેહને સુંદર વસ્ત્ર, સુંદર વેશ તથા સુંદર આભૂષણોથી શૃંગાર્યો હતો; પોતાનાં વસ્ત્રોમાં બહુમૂલ્ય સૌગંધિક અત્તર છંટાવ્યુ હતું, કામોદ્દીપક ઔષધનું સેવન કર્યું હતુ; પોતાના કંઠમાં નવમલ્લિકાની માલાને ધારી લીધી હતી, જેનું ચિત્ત નટી નમુંજાલાના લલિત લાવણ્યમા અનુરાગયુક્ત થવાથી કામવિહ્વલ થઈ રહ્યુ હતું અને અત્યારે નટી નમુંજાલાના દર્શનથી જે મહાપ્રસન્નચિત્ત દેખાતો હતો તે કામદેવતુલ્ય ગુર્જરેશ્વર કર્ણરાજને તે કુસુમ્ભ તથા કેશરરંગીય દુકૂલધારિણી મહારૂપવતી નમુંજાલાના મદના કારણથી આલસ્યયુક્ત થયેલાં નેત્રોમા કામદેવ ચાંચલ્ય રૂપથી વિરાજેલો દેખાવા લાગ્યો, તેના કમનીય કાંચનવર્ણ કપોલોમાં પાંડુ રૂપથી પ્રવેશેલો દૃષ્ટિગોચર થવા લાગ્યો, તેના કુચમંડલમા કાઠિન્યરૂપે વિલસતો જણાવા લાગ્યો; મધ્યભાગ કિંવા કટિભાગમાં ક્ષીણતાના રૂપમાં અનુભૂત થવા લાગ્યો અને તેની જંઘાઓમાં પુષ્ટતાના સ્વરૂપમાં નયનગોચર થવા લાગ્યો; અર્થાત્ નટી નમું-જાલાનાં ભિન્ન ભિન્ન સર્વ સુંદરતમ અંગોમા રસિકશિરોમણિ ગુર્જરાધીશ કર્ણરાજને કેવળ રતિનાથ અને રતિનાથના નિવાસનો જ સાક્ષાત્કાર થવા લાગ્યો પ્રથમ તો જેનાપર આઠથી દશ મનુષ્યો સુખપૂર્વક વિરાજી શકે તેમ હતું તેવા એક સુવર્ણનિર્મિત વિશાળ પાટપર ગુર્જરેશ્વરે એક વિશાળ તકિયાની લગોલગ નટી નમુંજાલાને આદરપૂર્વક બેસાડી દીધી અને ત્યાર પછી તે પોતે પણ તે

પાટપર તેના સમક્ષ બેસી ગયો નટી નમુંજાલાએ સંભાષણનું મંગલાચરણ કરતાં ગુર્જરેશ્વરને પૂછ્યું કે-

"આપ શ્રીમાન્ ભોજનકાર્યથી નિવૃત્ત થઇને બેઠા છો કે કેમ?"

"નહિ; કારણ કે, તમો અત્યારે અહીં પધારવાનાં હોવાથી ભોજન તૈયાર હોવા છતાં પણ આજે તમારી સાથે જ ભોજનને ન્યાય આપવાની મારી ઇચ્છા હોવાથી અદ્યાપિ મેં ભોજનને હસ્તસ્પર્શ નથી કર્યો" ગુર્જરેશ્વરે કહ્યું

"આજે ભોજનમાં કયા કયા ભોજ્ય તથા પેય પદાર્થોનો સમાવેશ કરવામાં આવ્યો છે તે આપ શ્રીમાન્ જાણો છો ખરા કે?" નમુંજાલાએ જિજ્ઞાસા દર્શાવી

"વસંતઋતુમાં જૂના જવ, ઘઉં, મધુ, વન્યપશુઓનું ભૂંજેલું માંસ તથા એવા જ અન્યાન્ય પદાર્થોનું સેવન હિતાવહ હોવાથી આજના ભોજનમાં એ પદાર્થોનો જ પ્રમુખતાથી સમાવેશ કરવામાં આવ્યો છે તેમ જ પ્રધાન પેય તરીકે બે ચાર જાતિની જીર્ણ, સૌગંધિક તથા બહુમૂલ્ય મદિરાઓને પણ તૈયાર રાખવામાં આવી છે, કારણ કે, વસંતકાળમાં ભોજનને ન્યાય આપ્યા પછી પુરુષમાટે પોતાની પ્રિયતમા પ્રાણેશ્વરીના મુખના સ્પર્શથી સુગંધા થયેલી મદિરાનું પાન ચિત્તપ્રસન્નકારક તથા અત્યંત હિતકર માનવામાં આવ્યું છે, એ તો તમારા જાણવામાં પણ હોવું જ જોઇએ." કર્ણરાજે નમુંજાલાની જિજ્ઞાસાને તૃપ્ત કરતાં પોતાની કામવશતાનો સરળ ભાવથી પ્રકાશ કરી દીધો

"હું આ વાર્તાને સારી રીતે જાણું છું અને તેથી અત્યંત જીર્ણ, અત્યંત ઉત્તમ, અત્યંત માદક તથા અત્યંત દુર્લભ મદિરાની સુરાહીઓને મારી સાથે જ લેતી આવી છું, કારણ કે, વસંતકાળમાં જેવી રીતે ભોજનને ન્યાય આપ્યા પછી પુરુષમાટે પોતાની પ્રિયતમા પ્રાણેશ્વરીના મુખસ્પર્શથી સુગંધા થયેલી મદિરાનું પાન ચિત્તપ્રસન્નકારક તથા અત્યંત હિતકર છે તેવી જ રીતે મહિલામાટે પોતાના પ્રિયતમ પ્રાણેશ્વરના મુખસ્પર્શથી સુગંધા થયેલી સુરાનું સેવન પણ ચિત્તપ્રસન્નકારક તથા અતિશય હિતાવહ છે એ તો આપ શ્રીમાન્ પણ જાણતા જ હશો" નમુંજાલાએ મદિરાપાનના વિષયને પુષ્ટિ તથા અનુમોદન આપતાં કામોદ્દીપક કટાક્ષપાતપૂર્વક આ ઉદ્‌ગારો કાઢ્યા

"જો એમ જ હોય, તો તમારી સુરાનો સ્નેહપૂર્વક પ્રથમ સત્કાર કરવો એ મારું કર્તવ્ય હોવાથી સુરાની તે સુરાહીઓને મંગાવો અને વારુણીના વિલાસથી આજના આપણા પ્રેમવિલાસનું સત્વર મંગલાચરણ કરી બતાવો" કર્ણરાજે સુરાપાનમાટે અધીરતા દર્શાવી

"હું મદિરા મંગાવું છું અને આપ શ્રીમાન્ મદિરાના પાનમાટે સુવર્ણપાત્ર મંગાવો" આ પ્રમાણે બોલીને તે કક્ષના દ્વારમાં ઊભેલી પોતાની દાસીને સંબોધીને નમુંજાલાએ કહ્યું કે "મદિરાક્ષી, મદિરાની સુરાહીઓને લાવીને અહીં મૂકી જા"

"અને તું જઇને સુવર્ણપાત્રો લઈ આવ તથા ભોજનના થાળ પણ પીરસાવીને તૈયાર રખાવ" કર્ણરાજે પોતાના નિકટમાં ઊભેલી પોતાની એક દાસીને આજ્ઞા સંભળાવી

ક્ષણ કિંવા બે ક્ષણમાં જ મદિરાની સુરાહીઓ, સુવર્ણપાત્રો, જલકલશ તથા વન્ય પશુઓનું ભૂંજેલું માંસ આદિ વસ્તુઓને દાસીઓએ ત્યાં લાવીને

ઉપસ્થિત કરી દીધી એટલે નમુંજાલા એક આવશ્યક નિમિત્ત દર્શાવીને કક્ષમાંથી અલ્પ સમયને માટે બ્હાર નીકળી આવી, દેવી મયણલ્લા તથા દેવી સુમિત્રાની બે દાસીઓ વલ્લભા તેમજ ધારિણીને એક એકાન્તિક કક્ષમાં બેસાડવાની વ્યવસ્થા કરાવી દીધી અને ત્યાર પછી તે પાછી ગુર્જરેશ્વર સમક્ષ આવી, પાટપર વિરાજીને સુરાહીમાની મદિરાને સુવર્ણપાત્રમાં ભરતી અત્યંત લલિત ભાવથી કહેવા લાગી કે –

"મદિરા માદક હોવાથી અને મનુષ્યને મદોન્મત્ત કરીને કેટલીક વાર ભયાનક દુષ્કૃત્યો કરાવતી હોવાથી બુદ્ધિમાન્ પુરુષો નિરંતર મદિરાની નિન્દા કરતા રહે છે અને મદિરાથી સર્વથા અલિપ્ત રહેવાનો લોકોને ઉપદેશ આપ્યા કરે છે, પરંતુ મારી માન્યતા એવી છે કે જેવી રીતે વિશ્વની કોઈ પણ વસ્તુ સર્વથા ગુણહીન તથા દુર્ગુણહીન હોતી જ નથી, એટલે કે, જેવી રીતે સૃષ્ટિની સર્વ વસ્તુઓમાં ન્યૂનાધિક પરિમાણમાં ગુણ તથા અવગુણનો સમાવેશ થયેલો હોય છે તેવી જ રીતે મદિરા પણ સર્વથા ગુણહીન તો નથી જ, મદિરામાં પણ દુર્ગુણ સાથે કેટલાક ઉત્તમ ગુણોનો સમાવેશ થયેલો છે અને તેથી મદિરા તેને જેટલા પરિમાણમાં નિન્દ્ય તથા તિરસ્કરણીય માનવામા આવે છે તેટલા પરિમાણમા તો નિન્દ્ય તથા તિરસ્કરણીય નથી અને નથી જ"

"મદિરા સારી નથી અને નઠારી છે, પણ તે કોના માટે? મદિરાનો વિલાસ દુઃખદાયક છે, પણ તે કોના માટે? કોઇ પણ માદક પદાર્થ નિન્દ્ય તથા તિરસ્કરણીય છે, પણ તે કોના માટે? અને મદિરા મસ્તિષ્ક તથા બુદ્ધિને ભ્રમાવનારી છે, પણ તે કોના માટે? અશક્ત, દરિદ્ર તથા બુદ્ધિહીન મનુષ્યોમાટે; નહિ કે રાજા, મહારાજા, ધનાઢ્ય તથા સશક્ત મનુષ્યોમાટે. શર્કરા ગર્દભના શરીરમા વિષનું પરિણામ નિપજાવનારી હોવા છતાં મનુષ્યના શરીરમાં તો પીયૂષનુ જ પરિણામ નિપજાવે છે અને એ જ નિયમ અધિકારિપરત્વે મદિરાના સબંધમા પણ લાગૂ પડી શકે છે" કર્ણરાજે સુવર્ણપાત્રમાંની તીવ્ર મદિરાને મુખદ્વારા ઉદરમા પધરાવીને મદિરાની ગુણવત્તાનું નિઃસંકોચ ભાવથી સમર્થન કર્યું

"વિધિપૂર્વક સેવાયલુ વિષ પણ આયુષ્યવર્ધક થઈ પડે છે, તો વિધિપૂર્વક સેવાયલી મદિરા વિઘાતક થઈ પડે એ સર્વથા અસંભવનીય છે." નમુંજાલાએ આ વાક્ય ઉચ્ચારીને દ્વિતીય વાર કર્ણરાજના હસ્તમા મદ્યપાત્ર સમર્પ્યું

"યથાર્થ છે, રંગભૂમિની રાજ્ઞી, તમારું કથન અક્ષરશઃ યથાર્થ છે, કારણ કે, કોઇ પણ વસ્તુની ગુણવત્તાનો આધાર તેના વિધિપૂર્વક કરાયલા સેવન કિંવા ઉપયોગ ઉપર જ રહેલો હોય છે!" આ ઉદ્ગાર કાઢીને કર્ણરાજે દ્વિતીય વાર પણ મદિરાને ઉદરસ્થ કરી દીધી

"નિન્દકોએ તો નારીજાતિની નિંદા પણ યથેષ્ટ કરેલી છે, પરંતુ તેથી જગત્ના સર્વ પુરુષોએ નારીજાતિને ત્યાગીને બ્રહ્મચર્યનો સ્વીકાર નથી કર્યો એ વિશ્વનુ સદ્ભાગ્ય છે, કારણ કે, વિશ્વના સર્વ પુરુષોએ જો નારીજાતિની એ નિંદાના શ્રવણથી નારીજાતિના સંપર્કને મહાપાતક તરીકે માનીને અખંડ બ્રહ્મચર્યનો સ્વીકાર કરી લીધો હોત, તો આજે આ વિશ્વનું અસ્તિત્વ હોત ખરૂં કે? નારીજાતિના સંપર્કના ત્યાગથી આ સૃષ્ટિનો અંત ક્યારનોય આવી

ગયો હોત એવી જ રીતે માદરાની નિંદા સાંભળીને લોકોએ જો મદિરાને સર્વથા ત્યાગી દીધી હોત, તો તેઓ અનેક પ્રકારના મદિરાપાનજન્ય આનંદના ઉપભોગથી સર્વથા વંચિત થઇ ગયા હોત અને તેમનું જીવન સર્વથા શુષ્ક, રસહીન તથા નિસાર થઇ ગયું હોત, એમ આપ શ્રીમાનને નથી ભાસતું કે શું?" મદિરા સાથે મહિલાની મહત્તાને દર્શાવીને નમુંજલાએ તૃતીય વાર ભરેલું મદ્યપાત્ર કર્ણરાજના કરમાં આપ્યું.

"જે મૂર્ખ પુરૂષો સર્વ અર્થ તથા સંપત્તિને અર્પનારી, સંસારમાં સ્વર્ગની છટાને લાવનારી તથા કામદેવની મુદ્રારૂપિણી રમણીને સ્વર્ગપ્રાપ્તિની ઇચ્છાથી ત્યાગીને ગૃહમાથી નીકળી જાય છે તેમને કદાપિ વિરક્ત પુરૂષ તરીકે સ્વીકારી શકાય તેમ નથી; કારણ કે, વસ્તુતઃ તેઓ કામદેવના કઠોર દંડોને જ ભોગવતા હોય છે કોઈ નગ્ન થઇને ભ્રમણ કર્યા કરે છે, કોઈ માથું મુંડાવીને ભટક્યા કરે છે કોઈ પોતાના પંચકેશોને અખંડ રાખે છે, કોઇ પોતાના મસ્તકપર જટાના ભારને વધારતો રહે છે અને કોઇ હાથમાં ઠીકરું લઇને ઘર ઘર ભીખ માગતો ફરે છે એ દંડભોગ નહિ તો તો બીજું શું છે વારુ? અર્થાત્ જેવી રીતે રાજમુદ્રાનો અનાદર કરનારા અપરાધી પુરૂષને રાજા અનેક પ્રકારના દંડ આપે છે તેવી જ રીતે મહિલા મદનરાજની મુદ્રા હોવાથી તે રમણીરૂપ મુદ્રાનો અનાદર કરનાર અપરાધી પુરૂષને મદનરાજ જે નાનાવિધ દંડો આપતો રહે છે તે દંડો આ છે" કર્ણરાજે મહિલાની મહત્તાને મુક્ત કંઠથી સ્વીકારીને મહિલાત્યાગી પુરૂષને અપરાધી તથા દંડભોગી તરીકે સિદ્ધ કરતા આ ઉદ્ગારો કાઢ્યા અને તે સાથે મદિરાને પણ ન્યાય આપી દીધો.

સૌન્દર્ય એક અસાધારણ વસ્તુ હોવાથી સુન્દર વસ્તુમા મનુષ્યમાત્રની દૃષ્ટિને તત્કાળ આકર્ષી લેવાની એવી અને એટલી તો પ્રબળ શક્તિ રહેલી હોય છે - સૌન્દર્યના દર્શનથી કોઇ પણ મનુષ્યનું હૃદય પ્રસન્ન થયા વિના રહી શકતુ નથી. સુન્દરતા મદિરાતુલ્ય હોવાથી તત્કાળ મનુષ્યના મસ્તિષ્કમાં ચઢી જાય છે અને મનુષ્યને મદોન્મત્ત કરી દે છે સૌન્દર્યના નિરીક્ષકનું મન નિમેષમાત્રમા જ પરવશ થઈ જાય છે, કિંબહુના સૌન્દર્ય મદિરાથી પણ અધિક માદક હોવાથી તેનો પોતાનો જેનામાં નિવાસ હોય છે તેને તેમ જ તેના નિરીક્ષકને–અર્થાત્ ઉભય વ્યક્તિઓને–મદોન્મત્ત કરી નાખે છે અને તેમા પણ નવયૌવના સુન્દરીના સૌન્દર્યને જોઇને તો મન તથા ઇન્દ્રિયોને વશ રાખનારા સંયમી પુરૂષો પણ પોતાના મનનો સંયમ નથી કરી શકતા અને વિચલિત થઈ જાય છે પુરાણોમા એનાં અનેક ઉદાહરણો મળી શકે છે. પૂર્વકાળમા મરીચિ, શૃંગી, વિશ્વામિત્ર તથા પરાશર જેવા ઋષિ મુનિઓ કે જેઓ કેવળ વૃક્ષપર્ણ તથા વાયુના ભક્ષણથી જ જીવનને ધારી રહેતા હતા તેઓ પણ મોહિનીના મોહને ત્યાગી શક્યા નહોતા તો પછી રજોગુણપ્રધાન કર્ણરાજ અનન્યસૌન્દર્યવતી અને નવયૌવના નટી નમુંજલાના મોહમાં આટલી સીમા પર્યન્ત લુબ્ધ તથા મુગ્ધ થઈ જાય એમા આશ્ચર્ય જેવુ શું હતું વારુ? સુંદરતા એક જાદૂગરણી હોવાથી તેના જાદૂના પરિણામે પુરૂષના ધર્મ તથા નીતિ ગળીને રક્તના રૂપમા પરિણત થઈ જાય છે અથવા તો કર્પૂરના સ્વરૂપને ધારણ કરીને નિમેષમાત્રમા જ અદૃશ્ય થઈ જાય છે

એમ જે કહેવામાં આવે છે તે અક્ષરશઃ સત્ય છે. સંસારમાં કેવળ સ્ત્રીસૌન્દર્યનો જ આવો મહાવિલક્ષણ પ્રભાવ હોવાથી અને તેમાં અત્યારે વિકારવર્ધિની સુરાનું સંપૂર્ણ સંમેલન થયેલું હોવાથી જેમ જેમ કર્ણરાજના ઉદરમાં તીવ્ર મદિરાનો અધિકાધિક પ્રવેશ થવા લાગ્યો અને તેનો મદ તેના મસ્તિષ્કમાં વ્યાપવા લાગ્યો તેમ તેમ તેનું મન અધિકાધિક પરવશ થતાં અને તેના હૃદયમાં વિકારની અધિકાધિક પ્રબળતા થતાં ગાંધર્વ લગ્નની વાર્તાને ભૂલી જઇને તેણે ચુંબન આદિ પ્રેમચેષ્ટાઓનો આરંભ કરી દીધો અને નટી નમુંજાલાએ તેની એ ચેષ્ટાઓનો લેશમાત્ર પણ નિષેધ ન કર્યો દાસીઓએ નટી નમુજાલાના સંકેતથી ભોજનના થાળ લાવીને પાટપર રાખી દીધા એટલે મદિરાપાન સાથે ભોજનને ન્યાય આપવાના કાર્યનો પણ આરંભ થયો જે વેળાયે ભોજનના કાર્યની સમાપ્તિ થઈ તે વેળાએ કર્ણરાજ મદિરાના મદથી ડોલવા લાગી ગયો હતો અને શયનમાટે આતુર થઇ ગયો હતો. નટી નમુંજાલા મદિરાના અત્યંત અલ્પ સેવનના યોગે પોતાની શુદ્ધિને સંપૂર્ણ સ્વરૂપમાં જાળવી રહેલી હોવાથી કર્ણરાજને સંબોધીને કહેવા લાગી કે –

"મહારાજાધિરાજ, પર્યંકશય્યા તૈયાર હોવાથી ઉઠો અને પર્યંકશય્યામાં પોઢો; કારણ કે, મધ્યરાત્રિ થવા આવી છે અને પ્રભાતમાં આપણે સત્વર જાગવાનું છે."

"હું તમારા આહ્વાનની જ પ્રતીક્ષા કરી રહ્યો હતો. ચાલો, આપણે પોઢી જઇએ" કર્ણરાજ આવી રીતે પોઢવાની અનુમતિ દર્શાવતો પાટપરથી ઉઠીને ઊભો થઈ ગયો

નટી નમુંજાલાએ કર્ણરાજને પોતાના હસ્તનો આધાર આપીને પર્યંકશય્યામાં પોઢાડ્યો અને ત્યાર પછી દાસીઓને કહ્યુ કે. "આ થાળોને અહીંથી લઇ જાઓ, પાટને સ્વચ્છ કરી નાખો અને ત્યાર પછી પોતપોતાના સ્થાનમાં જઈ ખાઇ પીને નિદ્રાવશ થાઓ. હવે અમોને પ્રભાત પર્યન્ત તમારી સેવાની આવશ્યક્તા નથી. જો અમોને દાસીની અગત્ય પડશે, તો મારી ત્રણ દાસીઓ અહીં વિદ્યમાન છે તમોને થયેલી શ્રાંતિના પરિહારમાટે વિશ્રાંતિનો ઉપભોગ મળવો જ જોઇએ. લ્યો આ તમારી સેવાનું પારિતોષિક."

નટી નમુંજાલાએ પ્રત્યેક દાસીના હસ્તમાં બબ્બે સુવર્ણમુદ્રાઓ આપી દીધી, દાસીઓ તેનો ઉપકાર માની પાટને સ્વચ્છ કરી થાળોને ઉપાડીને ત્યાંથી ચાલતી થઇ ગઈ અને કર્ણરાજની દાસીઓને ગયેલી જોઇને પોતાને પ્રથમથી મળેલી સૂચના અનુસાર નમુજાલાની દાસી ત્યા આવીને ઉપસ્થિત થઈ એટલે નમું-જાલાએ તેને સંબોધીને કહ્યુ કે.–

"આ શયનમંદિરમાં માત્ર એક જ દૂરના દીપકને પ્રજ્વલિત રહેવા દઇને અન્ય સર્વ દીપકોને બુઝાવી નાખ અને સર્વ દ્વારોને બંધ કરી લે એટલામાં હુ પાસેના કક્ષમા જઇને આવું છું"

"અંધકાર ભય, મોહ તથા દિશાભ્રમનો ઉત્પાદક હોવા છતાં તમો પ્રજ્વલિત દીપકોને બુઝાવીને આ શયનાગારમાં અંધકારને બુદ્ધિપૂર્વક પ્રસારો છો તેનુ શું કારણ છે વારુ?" કર્ણરાજે પર્યંકશય્યામાંથી આ પ્રશ્ન કાંઇક લથડતી જીભથી પૂછયો.

"આજે પતિસેવાની મારી આ પ્રથમ રાત્રિ હોવાથી મારા નેત્રોમાં લજ્જાનો તથા મારા હૃદયમાં સંકોચનો આવિર્ભાવ ન થાય એટલામાટે અને અંધકાર કામદેવને ઉત્તેજિત કરનારો છે એટલામાટે." નમુંજાલાએ સમર્પક ઉત્તર આપ્યું

"જેવી-તમા-રી- ઇચ્છા." કર્ણરાજે આધીનતા દર્શાવી

જે કક્ષમાં દેવી મયણલ્લા દેવી સુમિત્રાની દાસીઓ વલ્લભા તથા ધારિણી સહિત નટી નમુંજાલાની પ્રતીક્ષા કરતી બેઠી હતી તે કક્ષમાં નટી નમુંજાલાએ એક મધ્યદ્વારમાથી પ્રવેશ કર્યો અને પોતાના વસ્ત્રાલંકારોને ઉતારીને તે વસ્ત્રાલંકારોવડે પોતાના હસ્તથી જ દેવી મયણલ્લાના સુંદર દેહને શૃંગારી દીધો દેવી મયણલ્લા તથા નટી નમુંજાલા સમવયસ્કા હોવાથી તેમ જ તેમની દેહયષ્ટિઓ પણ બહુધા સમાન હોવાથી નટી નમુંજાલાના વસ્ત્રાલંકારો દેવી મયણલ્લાના દેહમાં બરાબર બેસતા થઈ ગયાં. આ વેશપરિવર્તનના કાર્યમા બે ઘટિકા જેટલો સમય વીતવાનો સંભવ હોવાથી જે દાસીને દીપકોને બુઝાવવાનું તથા શયનાગારનાં દ્વારોને વાસવાનું કામ સોંપવામા આવ્યું હતુ તે દાસીએ પોતાને સોંપાયલા કાર્યમા એટલો સમય વીતાડી દીધો તે દાસીને અમુક સાંકેતિક સૂચના મળતા જ પોતાના કાર્યની સત્વર સમાપ્તિ કરીને તે દાસી પોતાની સ્વામિની નમુંજાલા પાસે આવી લાગી અને તેને આવેલી જોઇને નટી નમુંજાલાએ વેશપરિવર્તિતા દેવી મયણલ્લાનો મધ્યદ્વારપર્યન્ત તેની સાથે આવીને શયનાગારમાં પ્રવેશ કરાવી દીધો જે દીપકને પ્રજ્વલિત રાખવામા આવ્યો હતો તે દીપક વિશાળ શયનાગારના એક દૂરસ્થ કોણમા હોવાથી પર્યંકશય્યા પાસે તેનો અત્યંત અંધુક પ્રકાશ આવતો હતો એટલે તે અંધુક પ્રકાશમાં ગુર્જરેશ્વર દેવી મયણલ્લાના મુખને પોતાની મદોન્મત્ત અવસ્થામા સ્પષ્ટ જોઈ શકે એ અસંભવનીય હોવાથી દેવી મયણલ્લા નિર્ભય તથા નિ સંકોચ હૃદયથી પોતાના પતિની પર્યંકશય્યા પાસે ચાલી ગઈ અને પર્યંકશય્યામા પોતાનાં પતિનાં ચરણો પાસે બેસીને તેણે પોતાના અત્યંત સુકોમલ તથા કુસુમોથી પણ મૃદુતર હસ્તોવડે પતિદેવનાં ચરણોને ચાંપવાના સેવાકાર્યનો આરંભ કરી દીધો પતિનાં ચરણોના સ્પર્શથી સતી મયણલ્લા દેવીને સ્વર્ગસુખનો સાક્ષાત્કાર થવા લાગ્યો. દેવી મયણલ્લાને પતિપ્રેમપીયૂષના પાનનો ચિરવાંછિત પ્રસંગ આજે પરમાત્માની કૃપાથી પ્રાપ્ત થઈ ગયો અને તેની પોતાની માન્યતા અનુસાર તેના નારીજીવનની સંપૂર્ણ સાર્થકતા થઈ ગઈ મદોન્મત્ત કર્ણરાજ દેવી મયણલ્લાને અંત પર્યન્ત ઓળખી ન શક્યો તે તો નટી નમુંજાલાને જ પોતાની શય્યાભાગિની માનતો રહ્યો રાક્ષસી મનાતી મદિરાએ આજે દેવી મયણલ્લામાટે દેવીતુલ્ય કાર્ય કરી બતાવ્યું

* * * * *

પ્રાતઃકાલિક ગગનમંડળમાં ઉષા સહચરી સાથે પ્રાચી દિશાએ હાસ્યના વ્યાપારને આરંભી દીધો હતો; રાત્રિજન્ય અંધકારના અધિકારની અત્યંત મંદતા થયેલી દેખાતી હતી અને પક્ષિમંડળે પોતાના તરુગૃહોમાં કૂજનનું મંગલાચરણ કરી દીધું હતું આવા રમણીય ઉષઃકાલમાં પોતાનાં અવ્યવસ્થિત થયેલાં વસ્ત્રોને વ્યવસ્થિત કરતી તથા પોતાના છૂટી ગયેલા કબરીબંધ-અંબોડા-ને

બાંધતી કેલિકલાન્તા તથા શિથિલવાસા દેવી મયણલ્લા સલજ્જ તથા પુલકિત વદનથી જે કક્ષમાં નટી નમુંજાલા તથા દેવી સુમિત્રાની દાસીઓ વલ્લભા અને ધારિણી તેની પ્રતીક્ષા કરતી અને મંદ સ્વરથી વાર્તાલાપ કરતી બેઠી હતી તે સંલગ્ન કક્ષમાં મંદ ગતિથી આવી લાગી. નટી નમુંજાલા તથા દાસીઓ તેને જોતાં જ પોતાનાં આસનોપરથી ઉઠીને ઊભી થઈ ગઈ. નમુંજાલાએ અનુકંપાદર્શક સ્વરથી પૂછયું કે:–

"શ્રીમતી, આપની આશા પૂર્ણ થઇ?"

"શ્રી મહાકાલેશ્વરની કૃપા તથા તમારી શુભ ભાવનાથી મારા ચૈતન્યહીન શરીરમાં સુધાનો સંચાર થઈ ગયો છે અને મારી હૃદયરૂપ મરુભૂમિમાં અંતે કાદંબિનીનો પ્રાદુર્ભાવ થઈ ચૂક્યો છે. હું તમારી અત્યંત ઋણિની થઈ છું." દેવી મયણલ્લાએ નયનોને નીચાં ઢાળીને લજ્જાવનત મુખથી ઉત્તર આપ્યું.

"આપ શ્રીમતીએ કરેલી ગુર્જરેશ્વરની હૃદયપૂજાથી ગુર્જરેશ્વર સંતુષ્ટ થયા કે કેમ?" નમુંજાલાએ કિંચિદ્ ગંભીરતાથી આ પ્રશ્ન પૂછયો.

"હું જે વેળાયે મારા પતિદેવની એકનિષ્ઠ હૃદયપૂજામાં નિમગ્ન થયેલી હતી તે વેળાયે મારા પતિદેવના મુખમાંથી સંતોષદર્શક જે ઉદ્‌ગારો વારવાર નીકળતા હતા તે ઉદ્‌ગારોનો અને તેઓ શ્રીમાન્ જે વિશિષ્ટ શબ્દોમાં મારી પ્રશંસા કરી રહ્યા હતા તે શબ્દોનો સભ્યતા તથા મર્યાદાની રક્ષામાટે મારાથી તમારા સમક્ષ તથા આ દાસીઓ સમક્ષ પુનરુચ્ચાર કરી શકાય તેમ નથી ગુર્જરેશ્વરને મારા સમાગમથી થયેલા સંપૂર્ણ સંતોષનો તમોને એટલાથી જ પરિચય થઈ શકે તેમ છે કે મેં એક અનુરાગવતી અબળાના સ્વભાવને અનુસરીને પ્રથમ સમાગમના સ્મારક તરીકે કોઈ એક વસ્તુની યાચના કરતાં ગુર્જરેશ્વરે અત્યંત આનંદપૂર્વક પોતાની કરાંગુલિમાંથી પોતાની રાજમુદ્રિકા મને કાઢી આપી હતી અને તે આ રહી." આ ઉત્તર આપીને દેવી મયણલ્લાએ ગુર્જરેશ્વરની રાજમુદ્રિકા નટી નમુંજાલાને દેખાડી

"આ રાજમુદ્રિકાની પ્રાણથી પણ અધિક રક્ષા કરજો; કારણ કે, આ રાજમુદ્રિકા રાજા દુષ્યંતે શકુન્તલાને અર્પેલી મુદ્રિકા સમાન છે અને ભવિષ્યમાં આપ શ્રીમતીના દાંપત્ય સુખને અવિચલ રાખવાનું જો કોઈ પણ અત્યંત ઉપયુક્ત સાધન હોય, તો તે આપ શ્રીમતીના હસ્તમાં આવેલી ગુર્જરેશ્વરની આ બહુમૂલ્યવતી રાજમુદ્રિકા જ છે" આ ઉપદેશ સહિત નટી નમુંજાલાએ તે રાજમુદ્રિકા પ્રેમપૂર્વક દેવી મયણલ્લાના હસ્તમાં પાછી આપી દીધી

"હું આ રાજમુદ્રિકાની તમારા ઉપદેશ અનુસાર પ્રાણથી પણ અધિક રક્ષા કરતી રહીશ." દેવી મયણલ્લાએ તે રાજમુદ્રિકાને પોતાની અનામિકામાં ધારણ કરતાં એ શબ્દો ઉચ્ચાર્યા

"અસ્તુ ત્યારે જુઓ પ્રાચી દિશા અત્યારે આપ શ્રીમતી પ્રમાણે રજનીજન્ય વિયોગ પશ્ચાદ્ દિનપતિ પોતના પરિરંભણને પ્રાપ્ત કરીને પોતાનાં લજ્જાયુક્ત લોચનોમાં અપૂર્વ અનુરાગને પ્રકટ કરતી પુષ્પોની પ્રફુલ્લતાના સ્વરૂપમાં હાસ્ય કરી રહી છે અને પોતાના કપોલોમાં આપ શ્રીમતીની અનુરાગરક્તિમા સમાન અરુણરક્તિમાને ધારણ કરીને સૂર્યનારાયણના ઉદયની સૂચના આપી રહી છે

એટલે આપ શ્રીમતી આ વેશનું પરિવર્તન કરી નાખીને આ દાસીઓ સહિત અહીંથી પ્રયાણ કરી જાઓ અને સૂર્યનારાયણનો ઉદય થવા પૂર્વે રાજમહાલયમાં નિર્વિઘ્ન પહોંચી જાઓ કે જેથી ગુર્જરેશ્વર જાગ્રત થતાં તેઓ શ્રીમાન્ સમક્ષ આ ભેદનો અત્યારે જ અકાળ પ્રકાશ ન થઈ જાય અને આપણો આ સમસ્ત પરિશ્રમ વ્યર્થ ન થાય" નટી નમુંજલાએ દેવી મયણલ્લાને પ્રયાણ કરી જવાની સૂચના આપતા એ ઉદ્ગારો કાઢ્યા.

"પુન: તમારા દર્શનનો લાભ મને ક્યારે મળશે ?" દેવી મયણલ્લાએ પૂછ્યું.

"જ્યારે મહાકાલેશ્વરની ઇચ્છા હશે ત્યારે." નમુંજલાએ ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી કહ્યું

"હું આજે અથવા આવતી કાલે જ તમોને આમંત્રણ આપીને રાજમહાલયમાં બોલાવીશ." દેવી મયણલ્લાએ કહ્યું

"જેવી આપ શ્રીમતીની ઇચ્છા." નમુંજલાએ આ વાક્યના ઉચ્ચારથી વિવાદનો અંત કરી નાખ્યો

દેવી મયણલ્લાએ નટી નમુંજલાનાં વસ્ત્રાલંકારોને ઉતારીને પોતાના સામાન્ય વસ્ત્રોને ધારણ કરી લીધા અને ત્યાર પછી તે સુમિત્રાદેવીની દાસીઓ વલ્લભા તથા ધારિણી સહિત ત્યાંથી ગુપ્ત રીતે નગરની દિશામાં પ્રયાણ કરી ગઈ તે રમણીત્રિપુટી હજી નગરના દ્વાર પર્યન્ત પહોંચી ન હોતી એટલામાં માર્ગમાં મંત્રી મુંજાલ ઊભેલો તેમના જોવામાં આવ્યો મંત્રી મુંજાલે તેમને ઓળખી લઇને કહ્યું કે—

"શ્રીમતી, મ્યાનો અહીં તૈયાર રાખવામાં આવ્યો છે તો તેમાં વિરાજો અને રાજમહાલયમાં પહોંચી જાઓ; કારણ કે, અલ્પ સમયમાં જ સૂર્યોદય થશે, તો બજારમાં આપ શ્રીમતીને કદાચિત્ કોઈ ઓળખી લેશે હું મહારાણી સુમિત્રા દેવીની આજ્ઞાથી જ મ્યાનો લઇને અહીં આવ્યો છું. આ આજ્ઞા તેઓ શ્રીમતીએ મને રાત્રિના સમયમાં જ એક દાસીદ્વારા કહાવી હતી"

"મને પરમાત્માએ જ્યેષ્ઠ ભગિની તો નથી આપી, પરંતુ જ્યેષ્ઠ ભગિનીતુલ્ય સપત્ની સુમિત્રાદેવીના સંયોગથી મારી તે ન્યૂનતાને પૂર્ણ કરી દીધી છે. જો અત્યારે સુમિત્રા દેવી ન હોત, તો મારું જીવન પણ ન હોત!" દેવી મયણલ્લાએ મહારાજ્ઞી સુમિત્રાદેવી પ્રતિ પોતાની કૃતજ્ઞતા દર્શાવી

માર્ગના એક પાર્શ્વમાં રાખેલા મ્યાનાને આન્દોલિકાવાહકો જે સ્થાનમાં દેવી મયણલ્લા તથા દાસીઓ ઊભી હતી તે સ્થાનમાં મંત્રી મુંજાલની સૂચનાથી લઈ આવ્યા, દેવી મયણલ્લા તથા દાસીઓ તે મ્યાનામાં બેસી ગઈ અને મંત્રી મુંજાલ ત્યાંથી આગળ ચાલતો થયો એટલે આઠ આન્દોલિકાવાહકો તે મ્યાનાને પોતાના સ્કંધોપર ધારણ કરીને રાજમહાલયની દિશામાં ચાલવા લાગ્યા તેમણે મ્યાનાને રાજમહાલયના પશ્ચાદ્ ભાગમાના ગુપ્તદ્વાર સમક્ષ ઉતાર્યો અને દેવી મયણલ્લા તથા દાસીઓ તે ગુપ્તદ્વારને ઉઘાડીને રાજમહાલયમાં ચાલી ગઈ એટલે આન્દોલિકાવાહકો મ્યાનાને ઉપાડીને પોતાના સ્થાન પ્રતિ જવાને રવાના થઈ ગયા

* * * * *

સૂર્યોદય પછી ગુર્જરેશ્વરને તેની ગાઢ નિદ્રામાંથી જાગ્રત કરીને નટી નમુંજલા તેની આજ્ઞા લઈ રાત્રિના સમયમાં પુનઃ આવવાનું વચન આપીને પોતાની દાસી સહિત રાજરથમાં વિરાજી પાછી નાટ્યશાલામાં આવી લાગી અને ત્યાં સ્નાન આદિ કાર્યોથી મુક્ત થઇને પોતાના શૃંગારગૃહમાં એક દાસીદ્વારા લેખનસામગ્રી મંગાવી એક વિસ્તૃત પત્રના લેખનકાર્યમાં નિમગ્ન થઈ ગઈ. નમુંજલાએ જે પત્ર લખવા માંડ્યું હતું તે અત્યંત રહસ્યમય હતું. એ પત્રમાં જે હૃદયવેધક કથા લખાયલી હતી તે યોગ્ય સમયે પાઠકો તથા પાઠિકાઓના જાણવામાં આવવાની હોવાથી અત્યારે એ કથાના પ્રકાશની આવશ્યકતા નથી. અત્યારે આપણે એક અન્ય અદ્ભુત ઘટનાના અવલોકનમાં નિમગ્ન થઈશું

---

# પ્રકરણ ૯ સું

## પશ્ચાત્તાપ અને પ્રચંડ પ્રાયશ્ચિત્ત

ગુર્જરેશ્વર કર્ણરાજ કેટલાક દિવસથી રાજમહાલયમાં ગયેલો ન હોવાથી નટી નમુંજલાના જવા પછી અચાનક તેના મનમાં પોતાનાં પૂજ્ય માતુશ્રીના દર્શનમાટે આજે રાજમહાલયમાં જવાની ઇચ્છાનો આવિર્ભાવ થયો અને તેથી મધ્યાહ્નભોજનના કાર્યથી નિવૃત્ત થઇને તે રાજમહાલયમાં આવી લાગ્યો. રાજમહાલયના આભ્યંતર દ્વાર સમક્ષ જ્યારે તે આવ્યો ત્યારે ત્યાં બે શસ્ત્રધારિણી સેવિકાઓ ઊભેલી તેના જોવામાં આવી એ શસ્ત્રધારિણી સેવિકાઓ અન્ય કોઈ નહિ, પણ દેવી સુમિત્રાની બે વિશ્વાસપાત્ર દાસીઓ વલ્લભા તથા ધારિણી જ હતી. વલ્લભા તથા ધારિણીએ ગુર્જરેશ્વરને શિષ્ટાચાર અનુસાર નમન કર્યું અને ત્યાર પછી દાસી વલ્લભાએ ગુર્જરેશ્વરને નમ્રતાથી પૂછ્યું કે—

"મહારાજાધિરાજ, આપ શ્રીમાન્ અત્યારે શી ઇચ્છાથી આ સ્થાનમાં પધાર્યા છો તે કૃપા કરીને જણાવશો?"

"આજે આ વિલક્ષણ પ્રશ્ન મને શા કારણથી પૂછવામાં આવે છે?" કર્ણરાજે આશ્ચર્યદર્શક ભાવથી સામો પ્રશ્ન પૂછ્યો.

"પરમપૂજ્ય રાજમાતા શ્રીમતી ઉદયમતી દેવીની આજ્ઞાથી" દાસી ધારિણીએ ઉત્તર આપ્યું.

"અમોને પરમ પૂજ્ય રાજમાતાએ એવી કઠિન આજ્ઞા આપેલી છે કે 'મારી આજ્ઞા વિના તમારે ગુર્જરેશ્વરનો રાજપ્રાસાદમાં પ્રવેશ થવા ન દેવો' જો રાજમાતાની આ આજ્ઞાને પાળવાની જ આપ શ્રીમાનની ઇચ્છા હોય, તો અત્યારે રાજમહાલયમાં પદાર્પણ ન કરશો હું રાજમાતા સમક્ષ જઇને આપ શ્રીમાનના આગમનની વાર્તા તેઓ શ્રીમતીને જણાવું છું અને તેઓ શ્રીમતીનુ ઉત્તર લઇને હમણાં જ પાછી આવું છું." દાસી વલ્લભાએ વિનયપૂર્વક આ શબ્દો ઉચ્ચાર્યા

"મારાં પૂજ્ય માતુશ્રીની આજ્ઞા યોગ્ય હોય કિંવા અયોગ્ય હોય, છતાં હુ તેમનો પુત્ર હોવાથી મારે તેમની આજ્ઞાનું પાલન કરવું જ જોઇએ. જા અને મારાં પૂજ્ય માતુશ્રીને મારા આગમનની વાર્તા સત્વર જણાવી દે; કારણ કે, હુ તેમના દર્શનમાટે જ અત્યારે રાજપ્રાસાદમાં આવ્યો છુ." ગુર્જરેશ્વરે કહ્યું

"જેવી અન્નદાતાની આજ્ઞા." આ શબ્દો ઉચ્ચારીને દાસી વલ્લભા ત્યાંથી રાજમહાલયના આભ્યંતર ભાગમાં પ્રયાણ કરી ગઈ.

"વલ્લભા પાછી આવે ત્યાં સુધી આ આસનપર વિરાજો, ગુર્જરેશ!" દાસી ધારિણીએ કર્ણરાજને આસનસ્થ થવાનો આગ્રહ કર્યો.

ગુર્જરેશ્વર ત્યાં રાખવામાં આવેલા એક રિક્ત આસનપર બેસી ગયો અને મનોગત વિચાર કરવા લાગ્યો કે. "આજે મારા માતુશ્રીએ તેમની આજ્ઞા વિના મારા રાજમહાલયપ્રવેશનો નિષેધ શામાટે કરાવ્યો હશે?" એક ઘટિકા જેટલો સમય વીતી જવા છતાં તેનાથી રાજમાતાની એ વિલક્ષણ આજ્ઞાના કારણની યથાર્થ કલ્પના કરી શકાઇ નહિ અને એટલામા દાસી વલ્લભા પાછી આવી લાગી એટલે તેણે તેને પૂછ્યુ કે—

"મારા પૂજ્ય માતુશ્રીના દર્શનનો લાભ અત્યારે મને મળી શકશે કે કેમ?"

"પધારો; અમો આપ શ્રીમાનને પૂજ્ય રાજમાતા સમક્ષ લઇ જઇએ છીએ; કારણ કે, આપ શ્રીમાનને તેમના સમક્ષ ઉપસ્થિત કરી દેવાની આજ્ઞા મને મળી ચૂકી છે." દાસી વલ્લભાએ ઉત્તર આપ્યુ.

"ચાલો ત્યારે" આમ બોલીને ગુર્જરેશ્વર આસનપરથી ઊઠીને ચાલવા લાગ્યો અને દાસી વલ્લભા તથા ધારિણી તેની પાછળ પાછળ ચાલવા લાગી

ગુર્જરેશ્વર કર્ણરાજે જે વેળાયે રાજમાતા ઉદયમતી દેવીના વિશાળ કક્ષમાં પ્રવેશ કર્યો તે વેળાયે ત્યાં વળી એક મહાવિલક્ષણ દૃશ્ય તેના જોવામા આવ્યુ અને તે એ કે ત્યાં મહારાજ્ઞી સુમિત્રાદેવી તથા મયણલ્લાદેવી તો લાંબા ઘૂંઘટા તાણીને ઊભી હતી, પરંતુ રાજમાતા ઉદયમતીદેવી પોતે પણ પોતાના મુખમંડળને અવગુઠનવડે આચ્છાદિત કરીને પોતાના આસને વિરાજેલી હતી, કક્ષમાં જેનાપર ગુર્જરેશ્વરથી બેસી શકાય તેવું અન્ય કોઇ આસન હતું જ નહિ અને રાજમાતાના આસનપર એક નગ્ન કૃપાણી પડેલી હતી આવી વિલક્ષણ પરિસ્થિતિને જોઇને ગુર્જરેશ્વર કર્ણરાજ પોતાની માતાને નમન કરીને અત્યંત નમ્રતાથી પૂછવા લાગ્યો કે.—

"પૂજ્ય માતુશ્રી, આજે આપની આજ્ઞા વિના મારા રાજમહાલયપ્રવેશનો નિષેધ કરવામાં આવ્યો છે અને હું આપનો પુત્ર હોવા છતા આપ અત્યારે મારા સમક્ષ પોતાના મુખમડળને અવગુંઠનવડે આચ્છાદિત કરીને વિરાજ્યા છો એ સર્વ વિપરીત પરિસ્થિતિનુ કારણ મારાથી સમજી શકાતુ નથી, તો આપ એ કારણને દર્શાવવાની કૃપા કરશો ખરા કે?"

"મારી આજ્ઞા વિના તારો રાજમહાલયમાં નિત્યના નિયમ અનુસાર પ્રવેશ થઈ જાય, તુ અચાનક મારા સમક્ષ આવીને ઊભો રહે અને તારા કલંકિત મુખના દર્શનથી મારી દૃષ્ટિ કલંકિની થઈ જાય, તો? આવા ભયનો મારા પાપભીરુ હૃદયમા ઉદ્ભવ થવાથી મે મારી આજ્ઞા વિના તારા રાજમહાલયપ્રવેશનો નિષેધ કરાવ્યો હતો અને અત્યારે હું મારા મુખમંડળને તું મારો પુત્ર હોવા છતા પણ તારા સમક્ષ અવગુંઠનવડે આચ્છાદિત કરીને બેઠી છું તેનુ કારણ એ છે કે તારા કલંકિત મુખમંડળને જોવાની અને મારી દૃષ્ટિને કલંકિની કરવાની મારી ઇચ્છા નથી" રાજમાતા ઉદયમતીએ કોપચ્છટામિશ્રિત ગંભીર ભાવ તથા ગભીર સ્વરથી કર્ણરાજના પ્રશ્નનુ ઉત્તર આપ્યુ.

"પૂજ્ય માતા, મેં એવું તે શું પાપ કર્યું છે કે જેથી આપે મને આટલી સીમાપર્યન્ત કલંકિત માની લીધો છે?" કર્ણરાજે ગદ્ગદ સ્વરથી પૂછ્યું.

"જે પાપના યોગે સંસારમાં વર્ણસંકર પ્રજાની ઉત્પત્તિ થાય છે અને ધર્મના મૂલનું છેદન થતાં સર્વનાશ થઈ જાય છે, તે વ્યભિચાર નામક મહાપાતક તારા હસ્તથી થયેલું હોવા છતાં તું મને પૂછે છે કે 'મેં એવું તે શું પાપ કર્યું છે કે જેથી આપે મને આટલી સીમાપર્યંત કલંકિત માની લીધો છે?' આ તારી કેવી અને કેટલી ધૃષ્ટતા! કર્ણરાજ, તું મારી કૂખને આટલી સીમા પર્યન્ત લજાવીશ એમ હું ન હોતી ધારતી!" રાજમાતાએ કર્ણરાજના પાપનો પ્રકાશ કરતા નિશ્વાસ નાખીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"પૂજ્ય માતા, મારા કોઇ હિતશત્રુએ આપને મારા વિરુદ્ધ ભભેર્યાં છે તેથી જ આપ મારાં વિરોધિની થઇ ગયાં છો. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે મેં વ્યભિચારના માર્ગમાં કદાપિ પ્રવેશ કર્યો જ નથી." કર્ણરાજે પોતાની નિરપરાધિતાને સિદ્ધ કરી બતાવવાનો પ્રયત્ન કર્યો

"એમ કે? જો એમ જ હોય, તો મારે હવે મર્યાદાને ત્યાગીને તને પૂછવું પડે છે કે ગઈ કાલે રાત્રિના સમયમા તારા રાજરથમાં બિરાજીને જે યુવતી તારી પાસે વસંતોદ્યાનમાં આવી હતી અને જે યુવતીએ સમસ્ત નિશા તારા શયનમંદિરમાં વીતાડી હતી તે યુવતી કોણ હતી? તે યુવતીને તેં શા કારણથી વસંતોદ્યાનમાં બોલાવી હતી અને તેના શરીરને તારા હસ્તનો સ્પર્શ થયો હતો કે નહિ? જો તેના શરીરને તારા હસ્તનો સ્પર્શ ન થયો હોય, તો તું નિર્દોષ છે અને જો તેના શરીરને તારા હસ્તનો સ્પર્શ થયો હોય, તો તું અવશ્ય વ્યભિચારી છે, ઘોર અપરાધી છે અને અપરિમાર્જનીય કલંકથી લિપ્ત છે" રાજમાતાએ નટી નમુંજાલાનું કર્ણદેવને સ્મરણ કરાવ્યું

રાજમાતા ઉદયમતીના આ ઉદ્ગારોના શ્રવણથી કર્ણરાજની પ્રતિભાનો લોપ થઈ ગયો, તેના મુખમંડળમા મલિનતા વ્યાપી ગઈ અને તે કાંઈ પણ ન બોલતાં અધોમુખ થઇને ઊભો રહ્યો. નટી નમુંજાલા સાથે તેની પોતાની માન્યતા અનુસાર થયેલા તેના પ્રેમસંબંધ તથા શરીરસંબંધની વાર્તા રાજમાતાના જાણવામાં આવી ગયેલી જોઇને તેના મનમા અત્યંત લજ્જા થવા લાગી અને તે લજ્જાએ તેના મુખને બંધ કરી દીધું

"કેમ, બોબડી બંધ કેમ થઈ ગઈ? ઉત્તર કેમ નથી અપાતું? આ જ તારી ધર્મશીલતા કે?" રાજમાતાએ હવે કર્ણરાજને ઉધડો લેવા માંડયો.

"પૂજ્ય માતુશ્રી, જે યુવતીને ગઈ કાલે રાત્રિના સમયમા મેં વસંતોદ્યાનમાં બોલાવી હતી તે યુવતી એક નટી અથવા ગણિકા છે અને નટી અથવા ગણિકા સાથેનો સંબંધ વ્યભિચાર નથી મનાતો એ શાસ્ત્રવિશારદોને પૂછવાથી આપના જાણવામાં આવી શકે તેમ છે એટલે એ વિષયનો વિશેષ વાદાનુવાદ નિરર્થક છે" કર્ણરાજે નટી નમુંજાલા સાથે થયેલા પોતાના સંબંધને સ્વીકારી લઇને તે સંબંધને દોષહીન તરીકે ઓળખાવવાની ચેષ્ટા કરી.

"આર્યપુત્ર, એક વાર કેવળ વંધ્યત્વના દોષથી જ પોતાની પ્રિયતમા તથા પરમહિતવાદિની પત્નીના અન્ય સર્વ ગુણોને વિસારી દેવા, પુત્રની લાલસાથી

સ્ત્રી સાથે લગ્ન કરવું અને પ્રેમના યોગે થયેલા અવિભક્ત આત્માને નવી-
ી વિભક્ત કરી નાખવો એ વર્તન કોઈ પણ પુરુષને કદાપિ પ્રશંસનીય
તરીકે ઓળખાવી શકે તેમ છે ખરું કે? કારણ કે, પુરુષનું આ વર્તન
શંસનીય મનાતું હોત, તો એકપત્નીવ્રતધારી પુરુષોને પ્રાતઃસ્મરણીય
તરીકે સ્વીકારીને લોકો તેમનાં પવિત્ર ચરણોમાં કદાપિ મસ્તક ન જ
મત' આ ઉદ્ગારો આપના શ્રીમુખમાંથી જ નીકળ્યા હતા એનું તો આપ
નને સ્મરણ હોવું જોઈએ. એક સમયમાં જેમની આવી ઉન્નત ભાવનાઓ
તે ગુર્જરેશ્વરને આજે પોતાના એક નટી સાથે થયેલા સંબંધને નિર્દોષ
વવાના પ્રયત્નમાં અગ્રેસર થતા જોઈને મારા હૃદયમાં સખેદ આશ્ચર્ય થાય
આનાથી વિશેષ મારાથી શું બોલી શકાય વારુ?" દેવી સુમિત્રાએ ગુર્જરે-
ના હૃદયને માર્મિક ઉપાલંભના બાણથી વીંધી નાખ્યું.

"જે નટીને તેં વસંતોદ્યાનમાં બોલાવી હતી તે નટીનું નામ શું છે?"
માતાએ કર્ણરાજને પૂછ્યું.

"નમુંજલા." કર્ણરાજે નટીના નામનો ઉચ્ચાર કર્યો.

"જે વાર્તા મારા સાંભળવામાં આવી છે તે વાર્તા જો સત્ય હોય, તો
ી નમુંજલા વારાંગનાકુલમાં ઉત્પન્ન થયેલી હોવા છતાં એક આદર્શ બાલિકા
અને તેણે લગ્નવિધિ વિના કોઈ પણ પુરુષના સ્પર્શથી લિપ્ત ન થવાનો જ
નિશ્ચય કરેલો છે; તો હું તારા મુખથી જાણવા માગું છું કે તેં તેની સાથે
ધર્વ વિવાહ કર્યો છે કે કેમ? કારણ કે, આવા પ્રસંગોમાં કેવળ ગાંધર્વ
વાહ જ સંભવનીય છે." રાજમાતા ઉદયમતીદેવીએ નટી નમુંજલાની પ્રશંસા
ાને વિવાહની વાર્તાને જાણવાની ઈચ્છા દર્શાવી

"મેં નટી નમુંજલાને તેની સાથે ગાંધર્વ વિવાહ કરવાનું જો કે વચન
આપ્યું હતું, પરંતુ સુરાના અધિક સેવનથી મારી સ્મરણશક્તિ તે વેળાયે મંદ
ડી જવાથી મારા તે વચનને હું પાળી શક્યો ન હોતો" કર્ણરાજે સત્ય
ાર્તા જણાવી દીધી.

"નટી નમુંજલા વારાંગનાકુલોત્પન્ના હોવા છતાં સચ્ચારિત્ર્યવતી હોવાથી
એક અભિન્નતા કુમારિકાતુલ્ય યુવતી છે અને એવી એક ધર્મનીતિપરાયણા યુવતી
સાથે ગાંધર્વ વિવાહ કર્યા વિના જ તેં ભ્રષ્ટાચાર કરેલો હોવાથી તું એક
વ્યભિચારી તથા મહાપાતકી પુરુષ સિદ્ધ થઈ ચૂક્યો છે, તો હવે તને મારી
એ જ આજ્ઞા છે કે ધર્મશાસ્ત્રવેત્તા બ્રાહ્મણોને એકત્ર કરીને તું તેમના સમક્ષ
પોતાના આ પાતકનો પ્રકાશ કરી દે અને તેઓ તને આ પાપથી મુક્ત થવાનું
જે પ્રાયશ્ચિત્ત બતાવે તે પ્રાયશ્ચિત્ત સત્વર કરી લે; કારણ કે, જ્યાં સુધી તું
પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થઈને મારા સમક્ષ નહિ આવે, ત્યાં સુધી તું મારો પુત્ર
હોવા છતાં પણ તને તારા આ અપરાધની મારાથી ક્ષમા આપી શકાય તેમ
નથી અને તારા કલંકિત મુખનું દર્શન કરી શકાય તેમ નથી જા, તારા
ચરણસ્પર્શથી મારા કક્ષની ભૂમિ અપવિત્ર થાય છે અને તારી સાથે સંભાષણ
કરવાથી મારી જિહ્વા કલંકિની થઈ જાય છે." રાજમાતાએ કર્ણરાજને પ્રાય-
શ્ચિત્તથી શુદ્ધ થવાની ભીષણ આજ્ઞા સંભળાવી દીધી

હવે કર્ણરાજને પણ પોતાનો દોષ દૃષ્ટિગોચર થવા લાગ્યો અને તે તેના હૃદયમાં પશ્ચાત્તાપ થતા તે એક અલ્પવયસ્ક બાળક પ્રમાણે અશ્રુપાત કરી બાષ્પરુદ્ધ કંઠથી પોતાની જગદંબાતુલ્ય માતાને સંબોધીને કહેવા લાગ્યો કે મારાં પૂજ્ય જનની, હું તમારા રત્નોપમ ગર્ભમાંથી પાષાણ ઉત્પન્ન થયો છું તમારા દુગ્ધને મેં લજાવ્યું છે અને મારા પિતાના નામને મેં કલંકિત કર્યું ! એમાટે અત્યારે મારા અંતઃકરણમાં તીવ્રતમ પશ્ચાત્તાપનો પાવક પ્રજળી રહ્યો ! અને તે પાવકની ગગનગામિની જ્વાળા મને પ્રજાળીને ભસ્મીભૂત કરી રહી છે મા, મારા આ પ્રાણહારક પશ્ચાત્તાપની પરિશાન્તિ માટે, મારા ધર્મના પાલનમાટે મારી કુલકીર્તિની રક્ષામાટે અને તમારા સંતોષમાટે ધર્મશાસ્ત્રવેત્તાઓ મને જે પ્રાયશ્ચિત્ત કરવાનું કહેશે, તે પ્રાયશ્ચિત્ત જો ભીષણતમ હશે અને તેના યોગે મારા જીવનની સમાપ્તિ થઇ જવાનો સંભવ હશે, તો પણ અત્યારે અને આ ક્ષણે જ હું તે પ્રાયશ્ચિત્ત કરવાને કટિબદ્ધ છું”

“કર્ણરાજ, આ ભીષણ પાપની નિવૃત્તિમાટે જે પ્રાયશ્ચિત્તની આવશ્યકતા છે તે પ્રાયશ્ચિત્ત પ્રાણહારક જ છે; એટલે હું તને પૂછવા માગું છું કે તારા અત્યારના વચન અનુસાર તે પ્રાણહારક પ્રાયશ્ચિત્ત કરવાને તું કટિબદ્ધ છે ખરો કે? મૃત્યુને આનન્દથી સ્વીકારી લેવાની ક્ષમતા તારામાં છે ખરી કે?” કર્ણરાજના પશ્ચાદ્ભાગમાંથી કોઇ એક પુરુષે કર્ણરાજને અત્યંત ગંભીર તથા ધીર સ્વરથી આ પ્રશ્ન પૂછ્યો.

કર્ણરાજે આશ્ચર્યચકિત થઇને પશ્ચાદ્દૃષ્ટિ કરતાં જેને તે ગઇ કાલે વસંતોદ્યાનમાંથી પ્રયાણ કરી ગયેલો ધારતો હતો તે સંસારત્યાગી સાધુરાજ હરપાલદેવ પોતાની પ્રભાને વિસ્તારતો ગંભીર ભાવથી ત્યાં ઊભેલો તેના જોવામાં આવ્યો. કર્ણરાજ પોતાના સંસારત્યાગી જ્યેષ્ઠ બંધુને નમન કરીને કહેવા લાગ્યો કે “જેવી રીતે હસ્તીના દંતો એક વાર બહાર નીકળ્યા પછી પાછા હસ્તીના મુખમાં નથી જતા તેવી જ રીતે ક્ષત્રિયના મુખમાંથી નીકળેલા શબ્દો પાછા ક્ષત્રિયના મુખમાં નથી જતા એ તો આપ જાણો જ છો; તો કૃપા કરીને કહો કે તે પ્રાયશ્ચિત્ત શું છે? કારણ કે, જો મારા ધર્મની રક્ષા થતી હોય, તો મારા તુચ્છ જીવનની મને લેશમાત્ર પણ ચિન્તા નથી”

“અત્યારના તારા આ સત્યવાદમાટે હું તને ધન્યવાદ આપું છું; કારણ કે, કોઇ એક પુરુષ સમસ્ત પૃથ્વીનો ચક્રવર્તી સમ્રાટ્ હોવા છતાં અને અનંત શત્રુઓનો વિજેતા હોવા છતાં પોતાનાં શરીર, મન તથા ઇન્દ્રિયોનો જેતા નથી હોતો અને ઇન્દ્રિયોદ્વારા કુકર્મો તથા વિષયભોગોપ્રતિ આકર્ષાતો રહે છે તે પુરુષનું જીવન અવશ્ય તુચ્છ જ છે; તેના જીવનમાં અને પશુના જીવનમાં કોઇ પણ પ્રકારનો ભેદ છે જ નહિ. આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ મનુષ્યજાતિ તથા પશુજાતિનો સામાન્ય સ્વભાવ છે અને તેથી મનુષ્યની જો કોઇ પણ વિશેષતા કિંવા મહત્તા હોય, તો તે ધર્મજ્ઞાન તથા ધર્માચાર છે તું ધર્મજ્ઞાનથી વિરુદ્ધ વર્તીને ધર્માચારથી ભ્રષ્ટ થયેલો હોવાથી જો હવે પછીના જન્મમાં ધર્માવતાર તરીકે અવતરવાની અને સ્વર્ગસુખને મેળવવાની તારી ઇચ્છા હોય, તો એક નિમેષમાત્રનો પણ વિલંબ ન કરતા જે કુમારિકા યુવતી

સાથે તેં કામવશ થઇને વ્યભિચાર કર્યો છે તે કુમારિકા યુવતીની આકૃતિનો જેમાં સંપૂર્ણ સમાવેશ થયેલો હોય તેવી એક તામ્રપ્રતિમાને નિર્માણ કરાવી લે અને તે તામ્રપ્રતિમા જ્યારે તૈયાર થઈ જાય ત્યારે તેને અગ્નિમાં તપાવીને તે જ્યારે તપાવેલા સુવર્ણ પ્રમાણે લાલચોળ થાય ત્યારે પોતાની પ્રિયતમા માની તેના તપ્ત તામ્ર શરીરને પોતાના આલિંગનપાશમાં બદ્ધ કરી લે એટલે તારા આ પાપની નિવૃત્તિ થઈ જશે, તારા આ પશુતુલ્ય તુચ્છ તથા કલંકિત જીવનનો અંત આવી જશે અને તને અક્ષય સ્વર્ગસુખની અવશ્ય પ્રાપ્તિ થશે આ દેહાન્તપ્રાયશ્ચિત્ત વિના તારા આ અપરિમાર્જનીય પાપની નિવૃત્તિ સર્વથા અસંભવનીય છે." હરપાલદેવે દેહાન્તપ્રાયશ્ચિત્તનો વિધિ કહી સંભળાવ્યો.

"સત્ય છે; કોઇ પણ પુરુષ કેવળ રણક્ષેત્રમાં વિજય મેળવવાથી શૂરવીર નથી કહેવાતો, કેવળ શાસ્ત્રના અભ્યાસથી પંડિત નથી થઈ શકતો, ઉત્તમ વ્યાખ્યાનો આપવાથી વક્તાની પંક્તિમાં નથી વિરાજી શકતો અને કેવળ ધનનું દાન દેવાથી જ દાતાની પદવીને પ્રાપ્ત નથી કરી શકતો, કિન્તુ જે પુરુષ પોતાની ઇન્દ્રિયોપર વિજય મેળવી શકે છે તે જ પુરુષ શૂરવીર કહેવાય છે; જે પુરુષ નિરંતર ધર્મના માર્ગમાં જ અગ્રેસર થતો રહે છે તે જ પુરુષ પંડિત મનાય છે; જે પુરુષ હિતકારિણી વાર્તા કહે છે તે જ પુરુષ વક્તા વદાય છે અને જે પુરુષ અન્ય જનોને આદરસત્કારનું દાન આપે છે તે જ પુરુષ સત્ય દાતા તરીકે સંસારમાં ઓળખાય છે આ નિયમ અનુસાર મેં ઇન્દ્રિયોપર વિજય મેળવેલો ન હોવાથી કિંતુ ઇન્દ્રિયોએ મારાપર વિજય મેળવેલો હોવાથી હું વિજેતા નહિ કિન્તુ પરાજિત છું અને તેથી ભવિષ્યમાં ઇન્દ્રિયવિજેતા થવામાટે મારે આ પ્રાયશ્ચિત્ત કરવું જ જોઇએ" આવા પ્રકારના ભદ્ર ઉદ્ગારો કાઢીને કર્ણરાજે દાસી વલ્લભાને કહ્યું કે "વલ્લભે, આ ક્ષણે જ જા અને કોઇ કુશળ તામ્રકારને મારી નમુંજલાના આકાર તથા આકૃતિની એક તામ્રપ્રતિમા જેટલી ઉતાવળથી નિર્માણ કરી શકાય તેટલી ઉતાવળથી નિર્માણ કરવાની મારી આજ્ઞા સંભળાવી દે અને કહે કે તેને તેના પરિશ્રમનું તે જે મૂલ્ય માગશે તે આપવામાં આવશે. એ તામ્રપ્રતિમાને ઉતાવળથી તૈયાર કરવાનું કારણ એ છે કે અત્યારથી જ અન્ન તથા જળને ન સ્વીકારવાની અને અપવાસશુદ્ધ શરીરથી જ પ્રાયશ્ચિત્ત કરવાની મેં મારા મનમાં દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી છે"

"શાન્ત થાઓ, આર્યપુત્ર, શાન્ત થાઓ કૃપા કરીને આવી ભીષણ પ્રતિજ્ઞા ન કરો" દેવી મયણલ્લાએ પોતાના પતિદેવને તેના મૃત્યુને નિકટમાં આવેલું જોઇને મૌનનું અવલંબન ન કરી શકવાથી આ પ્રમાણે આશ્વાસન આપ્યું અને ત્યાર પછી હરપાલદેવના ચરણોમાં મસ્તક નમાવીને અશ્રુપૂર્ણ નયન તથા બાષ્પરુદ્ધ કંઠથી પ્રાર્થનાના સ્વરૂપમાં કહેવા લાગ્યું કે "પરમપૂજ્ય સાધુરાજ અને રાજસાધુ, મારા નાથને, સમસ્ત ગુજરાતના નાથને અને પોતાના કનિષ્ઠ બંધુને પ્રાયશ્ચિત્તનો આપશ્રીએ આ કેવો ભયાનક વિધિ દર્શાવ્યો છે એનો આપના મનમાં કાંઈ પણ વિચાર છે ખરો કે? ગુર્જરેશ્વરના જીવનનો આ ભયાનક પ્રાયશ્ચિત્તથી અંત થઇ જશે, મારું તથા મારી જ્યેષ્ઠ ભગિની સુમિત્રા દેવીનું સૌભાગ્ય નષ્ટ થશે, મારા પૂજ્ય સાસુજીની ભરેલી ગોદ ખાલી થઈ

પૂજ્ય કાકાનો રાજ્યાભિષેક કર્યો હતો તેવી જ રીતે હું પણ મારા જીવનબલિદાનથી મારી ત્યાગવૃત્તિનો પ્રકાશ કરી દઇશ અને આપ શ્રીમતીની શંકાનું નિવારણ કરી નાખીશ ”

“અને જો તું કર્ણરાજના મૃત્યુ પછી સજીવન અવસ્થામાં જ ચિતારોહણ કરીશ, તો તારી ચિતાને હુ મારા પોતાના હસ્તથી જ પ્રજ્વલિત કરીશ અને તારા આત્માના કલ્યાણમાટે નિરંતર પરમાત્માની પ્રાર્થના કરતો રહીશ” હરપાલદેવે ગભીર મુખમંડળ તથા ગંભીર ભાવથી આ વાક્ય ઉચ્ચાર્યું.

“હાય! મારૂં ભાગ્ય ફૂટી ગયું !!” આ શબ્દોને ઉચ્ચારતી મયણલ્લાદેવી પૃથ્વીપર પછડાઇને મૂર્છિતા થઇ ગઈ.

કર્ણરાજનો જેની સાથે સમાગમ થયો હતો તે યુવતી નટી નમુંજલા નહિ; પરંતુ તે પોતે જ હતી એ ભેદને પ્રકાશિત કરવાની દેવી મયણલ્લાની તીવ્ર ઇચ્છા હોવા છતાં લજ્જાના યોગે તેનાથી અંત પર્યન્ત એ ભેદને પ્રકાશિત ન કરી શકાયો અને અંતે તે મૂર્છિતા થઇ ગઇ એટલે ગુર્જરેશ્વર કર્ણરાજે સર્વને સબોધીને કહ્યું કે “હવે આ વિષયનો વિશેષ ઊહાપોહ થાય એવી મારી ઈચ્છા ન હોવાથી સર્વ જનો મૌનનુ અવલંબન કરીને શાંત થઈ જાઓ અને મને મારા પાપની નિવૃત્તિના માર્ગમાં નિર્વિઘ્ન અગ્રેસર થવા દો જ્યાં સુધી તામ્રપ્રતિમા તૈયાર ન થાય ત્યાં સુધી એકાન્તવાસમાં જ રહેવાનો અને મહાકાલેશ્વરના સ્મરણમા અંતિમ સમયને વીતાડવાનો મારો અભિલાષ હોવાથી ગુર્જરેશ્વર તરીકે નહિ, પણ એક હીન તથા દીન મનુષ્ય તરીકે મારી સર્વને એ જ પ્રાર્થના છે કે કોઇએ પણ મારી ઐકાન્તિકતાનો ભંગ ન કરવો અને મારા પ્રભુસ્મરણમાં ખડ નાખવાનુ દુસ્સાહસ ન કરવું.”

પોતાની આ અંતિમ ઇચ્છાને વ્યક્ત કરીને ગુર્જરેશ્વર કર્ણરાજ ‘ૐ નમઃ શિવાય’ એ ષડક્ષરી મન્ત્રને ગંભીર સ્વર તથા અખંડ શ્વાસથી ઉચ્ચારતો તે કક્ષમાથી પોતાના એકાન્તવાસમા જવામાટે પ્રયાણ કરી ગયો. તેના પ્રયાણમા કોઇએ પણ બાધા ન કરી ત્યાં શોક, મૌન તથા નિસ્તબ્ધતાનો પૂર્ણ અધિકાર વ્યાપી ગયો

* * * *

કર્ણરાજ એકાન્તવાસમા આવ્યા પછી મનોગત વિચાર કરવા લાગ્યો કે “જેનો આરંભથી જ મેં ભયંકર તિરસ્કાર કરેલો છે, જેનું અપમાન કરવામાં મે કશી પણ ન્યૂનતા રહેવા દીધી નથી અને જેને અદ્યાપિ એક વાર પણ મારા સમાગમનો યોગ પ્રાપ્ત થઈ શક્યો નથી તે કર્ણાટકી રાજકન્યા મયણલ્લા મારા મૃત્યુની ઘટિકાને નિકટમાં આવેલી જોઇને મારા દોષનો લેશમાત્ર પણ વિચાર ન કરતાં મારા જીવનને રક્ષવાના પ્રયત્નમાં આટલી સીમા પર્યન્ત દૃઢ રહી અને અંતે પોતાના પ્રયત્નને નિષ્ફળ થયેલો જોઇને મૃત્યુતુલ્ય મૂર્છાને વશ થઈ ગઇ, એ જેવી રીતે એક મહદાશ્ચર્યકારિણી ઘટના છે; તેવી જ રીતે જેનો મારામાં અનન્ય અનુરાગ છે, જેને મારા પ્રેમનો યથેષ્ટ ઉપભોગ દીર્ઘકાળ પર્યન્ત મળી ચૂક્યો છે અને જે સતીશિરોમણી સુંદરી છે તે મારી મહારાણી સુમિત્રાદેવી મારા પ્રતિ લેશમાત્ર પણ અનુકંપા ન દર્શાવતાં અન્ત પર્યન્ત ભયંકર મૌનનું

નથી." દેવી મયણલ્લાએ આ ભદ્ર ઉદ્દગારોથી હરપાલદેવને પોતાના દેવી સ્વભાવનો પૂર્ણ પરિચય કરાવી દીધો.

"દેવી મયણલ્લે, તુ વસ્તુતઃ દેવી જ છે, પરંતુ કર્ણરાજના આ પાપનું અન્ય પ્રાયશ્ચિત્ત ન હોવાથી હું કર્ણરાજના જીવનની રક્ષા નથી કરી શકતો અને તેથી મારા ત્યાગી હૃદયમાં પણ આજે અચાનક શોક થયા કરે છે." હરપાલદેવે મયણલ્લાદેવીની પ્રશંસા કરીને પોતાની અક્ષમતાનું દર્શન કરાવ્યું.

"મારા પ્રાણેશના જીવનની આપ સાધુ પુરુષ હોવા છતાં રક્ષા નથી કરી શકતા અને મારી પ્રાર્થનાથી આપનું વજ્રકઠોર હૃદય દ્રવીભૂત નથી થતું, તો પછી મારા પ્રાણેશના જીવનની રક્ષા અન્ય કોણ કરી શકશે વારુ?" દેવી મયણલ્લાએ પોતાનાં નેત્રોમાંથી અશ્રુના પ્રબળ પ્રવાહને વહેવડાવીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"હું નિરુપાય છું" હરપાલદેવે નિઃશ્વાસ નાખીને કહ્યું.

"નહિ; આપ નિરુપાય નથી, પણ સ્વાર્થના પ્રભાવથી અંધ થઈ ગયા છો અને તેથી જ પોતાના સ્વાર્થસિદ્ધિરૂપ માર્ગમાંથી કંટકરૂપ ગુર્જરેશ્વરને ખસેડી દેવાની આ એક અદ્વિતીય યુક્તિ આપે શોધી કાઢી છે! ગુર્જરેશ્વર અત્યાર સુધી અપુત્ર હોવાથી જો અત્યારે આ પાપના નિમિત્તથી ગુર્જરેશ્વરના જીવનનો અંત થઈ જાય, તો આપના પુત્ર દેવપ્રસાદને ગુર્જરાધીશ થવાનો અવસર અનાયાસ પ્રાપ્ત થઈ જાય એટલામાટે જ આ પ્રપંચજાળનો આપે વિસ્તાર કરેલો છે. ભલે, આપ ગુર્જરેશ્વરના પ્રાણ લઇ લ્યો, દેવી સુમિત્રાનો પ્રાણ લઈ લ્યો અને મારા પ્રાણનું પણ આનંદથી બલિદાન લઇ લ્યો કે જેથી આપના પુત્રના સ્વાર્થની સિદ્ધિનો માર્ગ નિષ્કંટક થઇ જાય અને દેવપ્રસાદજી ગુર્જરાધીશની પદવીને પ્રાપ્ત કરી શકે!" દેવી મયણલ્લાએ અંતે નિરાશાનો આઘાત અસહ્ય થવાથી આવેશમાં આવીને હરપાલદેવના શિરપર ભયાનક દોષનો આરોપ કરી દીધો.

હરપાલદેવ પોતાના શિરપર કરાયલા આ દોષારોપનો કાંઇ પણ પ્રતિવાદ કરે તે પૂર્વે તો કક્ષના દ્વાર પાસે ઊભેલો દેવપ્રસાદ તત્કાળ કક્ષમાં આવીને દેવી મયણલ્લાને સંબોધી અત્યંત ગંભીર ભાવથી કહેવા લાગ્યો કે "મારા પૂજ્ય કાકી, જો આપની એવી જ દૃઢ માન્યતા થયેલી હોય કે મારા સંસાર ત્યાગી પિતાશ્રી મને સિંહાસનારૂઢ કરવાની નીચ વૃત્તિથી જ ગુર્જરેશ્વરને આ પ્રાણાન્તક પ્રાયશ્ચિત્તના પથમાં પ્રેરી રહ્યા છે, તો હું અત્યારે સર્વાન્તર્યામી પરમાત્મા, વિશ્વપ્રકાશક સૂર્યનારાયણ તથા આપ સર્વ વડિલો સમક્ષ શપથપૂર્વક પ્રતિજ્ઞા કરૂં છું કે જે વેળાયે ગુર્જરેશ્વરના જીવનની સમાપ્તિ થશે તે ક્ષણે જ હું પણ ચિતારોહણ કરીને મારા અસ્તિત્વનો અંત લાવી નાખીશ કે જેથી મારા રાજ્યાભિષેકનો પ્રશ્ન ઉપસ્થિત જ ન થાય; માત્ર એટલું જ નહિ, પણ હું પોતે પણ અદ્યાપિ અપુત્ર હોવાથી મારા મૃત્યુ પછી મારો પુત્ર આ ગુર્જરરાષ્ટ્રના રાજસિંહાસન તથા રાજમુકુટનો ઉત્તરાધિકારી થશે એ તો અસંભવનીય જ છે; કારણ કે 'મૂલં નાસ્તિ કુતઃ શાખા'? હું એક સંસારત્યાગી વિરક્ત પુરુષનો પુત્ર હોવાથી જેવી રીતે મારા પિતાશ્રીએ પોતાના રાજ્યાધિકારને ત્યાગીને પોતાના હસ્તથી જ મારા

પૂજ્ય કાકાનો રાજ્યાભિષેક કર્યો હતો તેવી જ રીતે હું પણ મારા જીવનબલિદાનથી મારી ત્યાગવૃત્તિનો પ્રકાશ કરી દઇશ અને આપ શ્રીમતીની શંકાનું નિવારણ કરી નાખીશ."

"અને જો તું કર્ણરાજના મૃત્યુ પછી સજીવન અવસ્થામાં જ ચિતારોહણ કરીશ, તો તારી ચિતાને હું મારા પોતાના હસ્તથી જ પ્રજ્વલિત કરીશ અને તારા આત્માના કલ્યાણમાટે નિરંતર પરમાત્માની પ્રાર્થના કરતો રહીશ." હરપાલદેવે ગંભીર મુખમંડળ તથા ગંભીર ભાવથી આ વાક્ય ઉચ્ચાર્યું.

"હાય! મારૂં ભાગ્ય ફૂટી ગયું!!" આ શબ્દોને ઉચ્ચારતી મયણલ્લાદેવી પૃથ્વીપર પછડાઇને મૂર્ચ્છિતા થઇ ગઈ.

કર્ણરાજનો જેની સાથે સમાગમ થયો હતો તે યુવતી નટી નમુંજલા નહિ, પરંતુ તે પોતે જ હતી એ ભેદને પ્રકાશિત કરવાની દેવી મયણલ્લાની તીવ્ર ઇચ્છા હોવા છતાં લજ્જતના યોગે તેનાથી અંત પર્યન્ત એ ભેદને પ્રકાશિત ન કરી શકાયો અને અંતે તે મૂર્ચ્છિતા થઇ ગઇ. એટલે ગુર્જરેશ્વર કર્ણરાજે સર્વને સંબોધીને કહ્યું કે: "હવે આ વિષયનો વિશેષ ઊહાપોહ થાય એવી મારી ઇચ્છા ન હોવાથી સર્વ જનો મૌનનું અવલંબન કરીને શાંત થઈ જાઓ અને મને મારા પાપની નિવૃત્તિના માર્ગમાં નિર્વિઘ્ન અગ્રેસર થવા દ્યો. જ્યાં સુધી તામ્રપ્રતિમા તૈયાર ન થાય ત્યાં સુધી એકાન્તવાસમાં જ રહેવાનો અને મહાકાલેશ્વરના સ્મરણમાં અંતિમ સમયને વીતાડવાનો મારો અભિલાષ હોવાથી ગુર્જરેશ્વર તરીકે નહિ, પણ એક હીન તથા દીન મનુષ્ય તરીકે મારી સર્વને એ જ પ્રાર્થના છે કે કોઇએ પણ મારી ઐકાન્તિકતાનો ભંગ ન કરવો અને મારા પ્રભુસ્મરણમાં ખંડ નાખવાનું દુસ્સાહસ ન કરવું."

પોતાની આ અંતિમ ઇચ્છાને વ્યક્ત કરીને ગુર્જરેશ્વર કર્ણરાજ 'ૐ નમઃ શિવાય' એ ષડક્ષરી મન્ત્રને ગંભીર સ્વર તથા અખંડ શ્વાસથી ઉચ્ચારતો તે કક્ષમાંથી પોતાના એકાન્તવાસમાં જવામાટે પ્રયાણ કરી ગયો. તેના પ્રયાણમાં કોઇએ પણ બાધા ન કરી. ત્યાં શોક, મૌન તથા નિસ્તબ્ધતાનો પૂર્ણ અધિકાર વ્યાપી ગયો.

* * *

કર્ણરાજ એકાન્તવાસમાં આવ્યા પછી મનોગત વિચાર કરવા લાગ્યો કે "જેનો આરંભથી જ મેં ભયંકર તિરસ્કાર કરેલો છે, જેનું અપમાન કરવામાં મે કશી પણ ન્યૂનતા રહેવા દીધી નથી અને જેને અદ્યાપિ એક વાર પણ મારા સમાગમનો યોગ પ્રાપ્ત થઈ શક્યો નથી તે કર્ણાટકી રાજકન્યા મયણલ્લા મારા મૃત્યુની ઘટિકાને નિકટમાં આવેલી જોઇને મારા દોષનો લેશમાત્ર પણ વિચાર ન કરતાં મારા જીવનને રક્ષવાના પ્રયત્નમાં આટલી સીમા પર્યન્ત દૃઢ રહી અને અંતે પોતાના પ્રયત્નને નિષ્ફળ થયેલો જોઇને મૃત્યુતુલ્ય મૂર્ચ્છાને વશ થઈ ગઇ, એ જેવી રીતે એક મહદાશ્ચર્યકારિણી ઘટના છે; તેવી જ રીતે જેનો મારામાં અનન્ય અનુરાગ છે, જેને મારા પ્રેમનો યથેષ્ટ ઉપભોગ દીર્ઘકાળ પર્યન્ત મળી ચૂક્યો છે અને જે સતીશિરોમણી સુંદરી છે તે મારી મહારાજ્ઞી સુમિત્રાદેવી મારા પ્રતિ લેશમાત્ર પણ અનુકંપા ન દર્શાવતા અન્ત પર્યન્ત ભયંકર મૌનનું

અવલંબન કરીને ઊભી રહી એ વળી અધિક મહદાશ્ચર્યકારિણી ઘટના છે; એમાં તો કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ. મારા મૃત્યુના પ્રસંગને નિકટમાં આવેલો જોઇને તેના કોમળ હૃદયમાં નિરાશા તથા શોકનો અત્યંત અસહ્ય આઘાત થવાથી તેનાથી ન બોલી શકાયું હોય, તો તે એક ભિન્ન વાર્તા છે, કારણ કે, કેટલીકવાર હર્ષ કિંવા શોકનો પ્રબળ આઘાત થતા કોમળ હૃદયની ગતિ મંદ થઈ જાય છે અને તે વાચાશક્તિને પણ મંદ કરી નાખે છે, પરંતુ જો મારા પાપકૃત્યથી તેના મનમા મારા પ્રતિ તિરસ્કાર થઈ ગયો હોય અને તે તિરસ્કારના યોગે તેણે મારા પ્રતિ અનુકંપા દર્શાવવાનુ ઉચિત ન ધાર્યું હોય, તો તો અવશ્ય તેની પતિભક્તિ દેવી મયણલ્લાની પતિભક્તિથી અતિશય ન્યૂન તથા સ્વાર્થપરાયણ જ કહી શકાય! દેવી સુમિત્રાના અત્યાર સુધીના આચરણનો વિચાર કરતાં તેનો મારા પ્રતિ આવો ભયંકર તિરસ્કાર થઇ જાય અને તે મારા મૃત્યુની ઘટનાથી પ્રસન્ન થાય એમ મારી મનોદેવતા જો કે માની નથી શકતી; તથાપિ સ્ત્રીજાતિના હૃદયની ચંચલતા વિલક્ષણ હોવાથી કાંઇક શંકા તો અવશ્ય થાય છે. મારી આ શંકાનું મારા જીવનની અંતિમ ઘટિકામાં જ નિવારણ થવાનું છે, કારણ કે, જો તે વેળાયે દેવી સુમિત્રા મારી ચિતામાં આરોહણ કરીને મારા જીવન સાથે પોતાના જીવનનુ વિસર્જન કરી દેવાની તત્પરતા દર્શાવશે, તો મારી આ શંકા અકારણ તથા અવાસ્તવિક સિદ્ધ થશે અને જો તે સહગમનમાટે તત્પરતા નહિ દર્શાવે, તો મારી આ શંકા સકારણ તથા સત્ય સિદ્ધ થયેલી મારા જોવામાં આવી શકશે. હવે જોવાનું છે કે શું થાય છે?"

ગુર્જરેશ્વર કર્ણરાજે અથવા ગુજરાતના મહાવૈભવશાલી તથા વિલાસી સ્વામી કર્ણ સોલંકીએ પોતાની પ્રતિજ્ઞા અનુસાર અન્ન તથા જળને હસ્તસ્પર્શ કર્યા વિના મહાદેવના ષડક્ષરી મંત્રના જપમાં ત્રણ દિવસ અને બે રાત્રિ જેટલો સમય વીતાડી દીધો અને પોતાની પ્રિયતમથી પ્રિયતમ કોઇ પણ વ્યક્તિને પોતાના એકાન્તવાસમાં આવવાની અનુમતિ ન આપી તે ન જ આપી. તેણે એકાન્તવાસમા પ્રવેશ કરતી વેળાયે ત્યાંની પ્રહરિણીઓને એવી આજ્ઞા આપી હતી કે "જ્યારે તામ્રમૂર્તિ તૈયાર થાય ત્યારે તે સમાચાર સંભળાવવામાટે જ તમારામાંથી એક પ્રહરિણીએ મારી પાસે આવવું." તેની આ આજ્ઞા અનુસાર ત્રીજા દિવસના સંધ્યાકાળે એક પ્રહરિણીએ આવીને વિનયપૂર્વક ગુર્જરેશ્વરને જણાવ્યુ કે "મહારાજાધિરાજ, જે તામ્રકારને તામ્રપ્રતિમા નિર્માણ કરવાની આજ્ઞા આપવામાં આવી હતી તે તામ્રકારે કહાવ્યું છે કે આવતી કાલે પ્રાત:કાલમા તામ્રપ્રતિમા તૈયાર થઇ જશે અને યોગિરાજ હરપાલદેવે કહાવ્યુ છે કે આવતી કાલે દિવસના પ્રથમ પ્રહરની સમાપ્તિ પૂર્વે જ આપ શ્રીમાનના પ્રાયશ્ચિત્તવિધિને સમાપ્ત કરી નાખવાનો છે." ગુર્જરેશ્વરે કહ્યુ કે: "બહુ સારૂં હું આવતી કાલે પ્રાત:કાલમા જ સ્નાનશુદ્ધ થઇને પ્રાયશ્ચિત્તના વિધિની સમાપ્તિમાટે અને આ સંસારના શાશ્વત ત્યાગમાટે તૈયાર રહીશ" વીતેલી બે રાત્રિયોમાં ગુર્જરેશ્વરે નિદ્રાનું અલ્પ સ્વલ્પ સેવન કર્યું હતું; પરંતુ આજની રાત્રિ તેના જીવનની અંતિમ રાત્રિ હોવાથી એ સમસ્ત રાત્રિ તેણે મહાદેવના નામસ્મરણમાં અખંડ જાગરણમાં જ વીતાડી દીધી અને ઉષ:કાલ પર્યન્ત તેનો એકાન્ત આવાસ 'ૐ નમ: શિવાય'

મંત્રના તેના મુખથી થતા અખંડ ઉચ્ચારવડે નિનાદિત થતો રહ્યો. ઉષ:કાલ અથવા તો જે વેળાને 'દેવવેળા'ના નામથી ઓળખવામા આવે છે તે પવિત્ર દેવવેળામાં કર્ણરાજે હરિદ્વારથી કાવડિયાઓદ્વારા શુભાશુભ પ્રસંગમાટે મગાવી રાખેલા ગંગાજળના ઘડાઓમાંના એક ઘડાને મગાવીને સ્નાન કરી લીધું અને ત્યાર પછી પ્રહરિણીને "જ્યારે મારા પૂજ્ય જ્યેષ્ઠ બંધુ હરપાલદેવ આજ્ઞા આપે ત્યારે મને બોલાવજે." એ પ્રમાણેની આજ્ઞા આપીને પુન: દેવાધિદેવ મહાદેવના કલ્યાણકારક નામસ્મરણ તથા ષડક્ષરી મંત્રના જપનો આરંભ કરી દીધો. જે પ્રહરિણીઓ આજે ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ થયાં ગુર્જરેશ્વરની મનોદૃઢતાનું અવલોકન કરી રહી હતી તે પ્રહરિણીઓ એક સમયના વિલાસી રાજાની આ અનુપમ ત્યાગવૃત્તિને જોઇને આશ્ચર્યથી સ્તંભિતા થઈ ગઇ અને ગુર્જરેશ્વરની દૃઢતાની શતમુખથી પ્રશંસા કરવા લાગી. અંતે પ્રાયશ્ચિત્તવિધિના આરંભની ઘટિકા આવી લાગી.

---

## પ્રકરણ ૧૦ મું

## ભયંકર પ્રાયશ્ચિત્ત અને ભદ્ર પરિણામ

આકાશમંડળમાં અરુણની લાલિમાનો લોપ થતાં દિનમણિ આદિત્યનારાયણનો ઉદય થઈ ચૂક્યો હતો. રાજપ્રાસાદના વિશાળ પ્રાંગણમાં રાજપ્રાસાદના પ્રવેશદ્વારથી અલ્પ અંતરે જેના મધ્યભાગમા નટી નમુનતલાની તામ્રપ્રતિમાને વ્યવસ્થાપૂર્વક રાખવામાં આવી હતી તેવા એક પ્રચંડ કાષ્ઠરાશિને પ્રજળાવી દેવામાં આવ્યો હતો અને તે પ્રજ્વલિત પાવકની આસપાસ પાવકની જ્વાળાનો દાહ શરીરને સ્પર્શ ન કરી શકે તેટલા અંતરપર પાટણના કેટલાક પ્રતિષ્ઠિત નાગરિકો, ગુર્જરેશ્વરના કેટલાક વરિષ્ટ રાજકર્મચારીઓ, ગુર્જરેશ્વરના કેટલાક સંબંધીજનો, કેટલાક દાસો, કેટલીક દાસીઓ અને ત્રણ ચાર વેદવેત્તા બ્રાહ્મણો આદિ પોતાનાં હૃદયો તથા મુખમંડળોમાં ઉદાસીનતાને ધારણ કરીને ઊભાં હતા. ગુર્જરેશ્વરના સંબંધી જનો તથા બ્રાહ્મણોમા રાજયોગી હરપાલદેવ, દેવપ્રસાદ, રાજપુરોહિત તથા ચિત્રકાર શ્રીનાથ આદિનો પણ સમાવેશ થતો હતો અને એ ચારે પુરુષો જે દ્વારમાંથી ગુર્જરેશ્વર કર્ણદેવના આગમનનો સંભવ હતો તે રાજપ્રાસાદના પ્રવેશદ્વાર પાસે જ ઊભા હતા. હરપાલદેવે પ્રજ્વલિત પાવકના મધ્યભાગમાં વિરાજતી તામ્રપ્રતિમા પ્રતિ દૃષ્ટિપાત કરીને પોતાના નિકટમાં ઊભેલી એક દાસીને ગુર્જરેશ્વરને બોલાવી લાવવાની આજ્ઞા આપી દીધી અને તેની એ આજ્ઞાને શિરોધાર્ય કરીને તે દાસી રાજપ્રાસાદના આભ્યંતર ભાગમાં પ્રયાણ કરી ગઈ. દાસીના પ્રયાણ પછી અલ્પ સમયમાં જ જેણે પોતાના શરીરના નિમ્ન ભાગમાં કોરૂં ધોતિયું પરિધાન કરીને પોતાના શરીરના યજ્ઞોપવીતમંડિત મધ્યભાગપર ધોતિયા જેવું બારીક વસ્ત્ર ઓઢી લીધું હતું; જેનાં ચરણતલમાં ચાખડીઓ શોભી રહી હતી; જેના બાહુના વિશિષ્ટ ભાગો ભસ્મચર્ચિત હતા, જેના કંઠમાં રુદ્રાક્ષની માળા શોભી રહી હતી; જેનાં કાંડાંને રુદ્રાક્ષનાં કંકણો શોભાવી રહ્યા હતાં; જેનો ભાલપ્રદેશ ભસ્મયુક્ત ચન્દનના ત્રિપુંડ્રવડે દેદીપ્યમાન દેખાતો હતો અને જેના મુખમાંથી 'ૐ નમઃ શિવાય'

એ ષડક્ષરી મંત્રનો ગંભીર ઘોષ બહિર્ગત થયા કરતો હતો તે ગુર્જરેશ્વર કર્ણરાજે રાજપ્રાસાદના દ્વારમાંથી નીકળીને પોતાના રાજયોગી જ્યેષ્ઠ બંધુ હરપાલદેવ સમક્ષ આવીને ઊભો રહ્યો અને તેને નમસ્કાર કરીને તેણે ગંભીર સ્વરથી પૂછ્યું કે:-

"પૂજ્ય જ્યેષ્ઠ બંધુવર્ય, શી આજ્ઞા છે?"

"આ પ્રજ્વલિત પાવકના મધ્યભાગમાં મૂકાયેલી તામ્રપ્રતિમા જેટલા પરિમાણમાં થવી જોઇએ તેટલા પરિમાણમાં તપ્ત થઈ ગયેલી હોવાથી એ તામ્રપ્રતિમાને પુલકિત હૃદય તથા હાસ્યમંડિત મુખમંડળથી આલિંગીને પ્રાયશ્ચિત્ત વિધિની સમાપ્તિ કરવાનો તારો સમય આવી લાગ્યો છે અને તેથી જ મેં અત્યારે તને મારી પૂર્વ સૂચના અનુસાર અહીં બોલાવી મંગાવ્યો છે. કર્ણરાજ, આ પ્રાયશ્ચિત્ત પ્રાણાન્તક હોવાથી તારા હૃદયમાં કોઇ પણ પ્રકારનો ખેદ અથવા શોક તો નથી થતો? કારણ કે, જો તું શોકપૂર્ણ તથા ખેદયુક્ત હૃદયથી લોકોને દેખાડવામાટે જ પ્રાયશ્ચિત્ત કરીશ, તો તેનું પરિણામ એ જ થશે કે શોકના યોગે પ્રાયશ્ચિત્ત નિષ્ફળ થતાં તારા જીવનનું બલિદાન પણ અપાઈ જશે અને મૃત્યુ પછી તને સ્વર્ગપ્રાપ્તિને બદલે કેવળ નરકની જ પ્રાપ્તિ થશે; અર્થાત્ જો તારા હૃદયમાં લેશમાત્ર પણ શોક કિંવા ખેદ થતો હોય, તો અતોભ્રષ્ટસ્તતોભ્રષ્ટની અવસ્થાને સ્વીકારીને પ્રાયશ્ચિત્તના માર્ગમાં અગ્રેસર થઇશ નહિ, એવો મારો તને આગ્રહપૂર્વક ઉપદેશ છે" હરપાલદેવે પ્રાયશ્ચિત્તની ભયંકરતાનું ગુર્જરેશ્વરને દર્શન કરાવ્યું.

ગુર્જરેશ્વરે ગંભીર મુખમંડળ તથા ગંભીરતર સ્વરથી એના ઉત્તરમાં કહેવા માંડ્યું કે:-"રાજયોગિન્, મારા હૃદયમાં અત્યારે જો કે શોક તથા ખેદ થાય છે તો અવશ્ય, પણ તે શોક તથા ખેદ મારા હસ્તથી થયેલા ભીષણ પાપનો છે; નહિ કે, આ પ્રાણાન્તક પ્રાયશ્ચિત્તનો, કારણ કે, આ પ્રાયશ્ચિત્ત પ્રાણાન્તક હોવા છતાં પાપનાશક તથા સ્વર્ગદાયક હોવાથી જો આ પ્રાયશ્ચિત્તનો મારા અંતઃકરણમા લેશમાત્ર પણ શોક કિંવા ખેદ થાય, તો તેથી મારૂં ક્ષત્રિયત્વ તથા મારી ધર્મશીલતા; માત્ર એટલું જ નહિ, પણ મારાં દેવીતુલ્ય પૂજ્ય માતુશ્રીનું પવિત્રતમ દુગ્ધ શાશ્વત કલંકિત થઈ જાય એ આપ નથી જાણતા કે શું? આ ક્ષણે જ આપ જોઈ શકશો કે આપનો આ કનિષ્ઠ બંધુ કેવા અદ્વિતીય આનન્દથી તથા કેવી અલૌકિક નિર્ભયતાથી, જેટલા પ્રેમથી નટી નમુંજલાને આલિંગનપાશમાં બદ્ધ કરી હતી તેથી પણ અધિક પ્રેમથી, નટી નમુંજલાની આ તામ્રપ્રતિમાને પોતાના પરિરંભણપાશમાં બદ્ધ કરી બતાવે છે! માત્ર આપ ગુરુવર્યની આજ્ઞા મળવાની જ વાર છે; કારણ કે, આપનો આ દાસ, આપની આજ્ઞા તથા ઇચ્છા અનુસાર, આ તપ્ત તામ્રપ્રતિમાને આલિંગનપાશમા બદ્ધ કરવાને આ ક્ષણે જ તૈયાર છે. ॐ નમઃ શિવાય, ॐ નમઃ શિવાય!"

"સોલંકીવંશભૂષણ કર્ણદેવ, ધન્ય છે તારી ધર્મપરાયણતા, વીરતા તથા નિર્ભયતાને!" આવી રીતે કર્ણરાજની પ્રશંસા કરીને હરપાલદેવે કાંસ્યકારોને સંબોધીને કહ્યું કે; "તામ્રકારો, આ તપ્ત તામ્રપ્રતિમાને પ્રજ્વલિત પાવકમાંથી બહાર કાઢીને રાજપ્રાસાદના આ પ્રવેશદ્વાર સમક્ષ લાવીને ઉભી રાખી દ્યો; કારણ કે, પ્રાયશ્ચિત્તનો વિધિ આ સ્થાનમાં જ થવાનો છે."

"જેવી મહાત્માશ્રીની આજ્ઞા." તામ્રકારેએ કહ્યું

તામ્રકારેએ હરપાલદેવની આજ્ઞા અનુસાર તામ્રપ્રતિમાને લોઢાની લાંબી સાંડસીઓની સહાયતાથી ઉપાડીને રાજમહાલયના પ્રવેશદ્વાર સમક્ષ લાવીને ઉભી રાખી દીધી. અત્યંત તપ્ત તામ્રપ્રતિમા અગ્નિમાં તપીને લાલચોળ સિન્દૂરવર્ણ થઇ ગઇ હતી અને તેનાપર સૂર્યના કિરણોનો પાત થતાં તેની રક્તિમા વૃદ્ધિંગત થતી દેખાતી હતી તપ્ત તામ્રપ્રતિમાને જ્યારે એ સ્થાનમાં લાવીને રાખવામાં આવી અને ગુર્જરેશ્વરના ભયાનક પ્રાયશ્ચિત્તવિધિની પૂર્તિની વેળા આવી લાગી એટલે અત્યાર સુધી ધૈર્ય તથા મૌનનું અવલંબન કરીને ઉભેલા નાગરિકો તથા રાજકર્મચારીઓ પોતાના ધૈર્યને ત્યાગીને તથા મૌનનો ભંગ કરીને બોલી ઉઠ્યા કે –

"મહાત્મા હરપાલદેવ, ગુર્જરેશ્વર કર્ણરાજ પ્રતિ નહિ તો અમારા પ્રતિ કાંઇક દયા દર્શાવો; કોઈ અન્ય સૌમ્ય પ્રાયશ્ચિત્તવિધિને શાસ્ત્રોમાંથી શોધી કાઢો કિંવા કાશીથી પ્રચંડ પંડિતોને બોલાવીને તેઓ જ્યાં સુધી કોઇ અન્ય પ્રાયશ્ચિત્ત ન બતાવે ત્યાં સુધી આ પ્રાયશ્ચિત્તવિધિને થતો અટકાવી દ્યો; કારણ કે જો આ પ્રાયશ્ચિત્તથી ગુજરાતના નાથ કર્ણ સોલંકીનો આજે દેહાંત થઈ જશે, તો મહારાજાધિરાજ કર્ણરાજ અદ્યાપિ પુત્રહીન હોવાથી તેમ જ અમારા સાંભળવા પ્રમાણે મહાશય દેવપ્રસાદજીએ પણ ગુર્જરેશ્વર સાથે ચિતાપ્રવેશ કરીને મરી જવાની પ્રતિજ્ઞા કરેલી હોવાથી જો કોઇ અયોગ્ય પુરુષ ગુર્જરાધીશના સિંહાસનનો ઉત્તરાધિકારી થશે, તો રાજ્યની તેમ જ પ્રજાની મહાદુર્દશા થઈ જશે અને નન્દનવનરૂપિણી આપણી ગુર્જરભૂમિ નરકરૂપિણી થઇ જશે એટલામાટે દયા કરો, દયા કરો."

"જો મારા જીવનના બલિદાનથી પ્રતાપી ગુર્જરેશ્વરના પાપની નિવૃત્તિ થવાનો સંભવ હોય, તો આ તામ્રપ્રતિમાને આલિંગીને અત્યારે અને આ ક્ષણે જ હું મારા જીવનનું બલિદાન આપવાને તૈયાર છું." સેનાપતિ પ્રતાપસિંહે અગ્રભાગમાં આવીને કહ્યું

ત્યાર પછી ચાર પાંચ નાગરિકો તથા ચાર પાંચ રાજકર્મચારીઓએ પણ જો ગુર્જરેશ્વરની જીવનરક્ષા થતી હોય, તો પોતાના જીવનનું બલિદાન આપવાની તત્પરતા દર્શાવી અને તેથી પ્રાયશ્ચિત્તની સમાપ્તિમાં સ્વાભાવિક વિલંબ થવા લાગ્યો આવી પરિસ્થિતિને જોઇને ગુર્જરેશ્વર કર્ણરાજ પોતાના તે રાજભક્ત નાગરિકો તથા સ્વામિનિષ્ઠ રાજકર્મચારીઓને સંબોધીને શાંત મુદ્રા તથા ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે:—

"મારા રાજભક્ત નાગરિકો તથા રાજનિષ્ઠ રાજકર્મચારીઓ, જે વેળાયે નિષધપતિ નળરાજ પોતાના પ્રમાદથી દ્યૂતમાં પોતાની સમસ્ત સંપત્તિ તથા પોતાનું સમસ્ત રાજ્ય હારી ગયા હતા અને પુષ્કરની આજ્ઞાથી પોતાની દેવદુર્લભા તથા સતીશિરોમણી સહધર્મિણી દેવી દમયંતી સહિત કેવળ એક વસ્ત્ર પરિધાન કરીને રાજધાનીમાંથી નીકળી જવાનો દારુણ પ્રસંગ તેમને પ્રાપ્ત થયો હતો તે વેળાયે નિષધનાથ નળરાજના નાગરિકો તથા રાજકર્મચારીઓએ દ્યૂતમાં જીતેલા પુષ્કરને ત્યાંથી મારીને કાઢી મૂકવાની અને નળ તથા દમયંતીને દુઃખમુક્ત કરી દેવાની ઇચ્છા દર્શાવી હતી, પરંતુ ધર્માત્મા, વચનશીલ તથા ન્યાયપરાયણ નળરાજાએ ધર્મધ્વંસ, વચનભંગ તથા ન્યાયોચ્છેદના પાતકથી ડરીને

પોતાના નાગરિકો તથા રાજકર્મચારીઓની એ ઇચ્છાનો જેવી રીતે સ્વીકાર ન હોતો કર્યો અને પોતાના પ્રમાદના પરિણામને ભોગવવામાટે આનન્દથી વનવાસને સ્વીકારી લીધો હતો તેવી જ રીતે મને પણ અત્યારે તમો કૃપા કરીને મારા પાપના પરિણામને ભોગવવા દ્યો અને મારા ધર્મરક્ષણ તથા કર્તવ્યપાલનના માર્ગમાં આડા ન આવો. ધર્મ રાજાઓનો રાજા, મહારાજાઓનો મહારાજા તથા ચક્રવર્તીઓનો પણ ચક્રવર્તી હોવાથી ચક્રવર્તીઓને પણ તેમનાં પાપોની શિક્ષા આપવાનું સામર્થ્ય જો કોઇનામાં રહેલું હોય, તો તે કેવળ ધર્મમાં જ રહેલું છે અને તે ધર્મ મહારાજાધિરાજે જ મને આ પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થવાની આજ્ઞા સંભળાવેલી હોવાથી એમા મારા પૂજ્ય જ્યેષ્ઠ બંધુ અને સંસારત્યાગી મહાત્મા હરપાલદેવનો કશો પણ દોષ નથી મારા હસ્તથી વ્યભિચાર નામક ઘોર અપરાધ થઈ ગયો છે અને 'યથા રાજા તથા પ્રજા' એ નિયમ ત્રિકાલાબાધ્ય હોવાથી જો હું આ ભીષણ પ્રાયશ્ચિત્ત ન કરૂં, તો મારી પ્રજા પણ વ્યભિચારિણી થઈ જાય એ સ્વાભાવિક છે અર્થાત્ મારા પોતાના કલ્યાણમાટે તેમ જ મારી પ્રજાના કલ્યાણમાટે પણ મારે આ પ્રાયશ્ચિત્ત કરવું જ જોઇએ. મારો તમોને એ જ અંતિમ ઉપદેશ છે કે તમો કદાપિ વ્યભિચારજન્ય પાપથી લિપ્ત થશો નહિ અને અત્યારના મારા આ પ્રાયશ્ચિત્તવિધિને નિરંતર સ્મરણમાં રાખી ધર્મના માર્ગમાં જ અગ્રેસર થતા રહેજો."

નાગરિકો તથા રાજકર્મચારીઓને આવા પ્રકારના ઉપદેશથી શાંત તથા મૂક કરીને ગુર્જરેશ્વર કર્ણરાજ તપ્ત તામ્રપ્રતિમાને આલિંગન આપવામાટે જ્યાં તે ઉભો હતો ત્યાંથી અગ્રેસર થયો; ત્યાં એકત્ર થયેલાં સર્વ સ્ત્રીપુરુષોનાં અંતઃકરણોમાં શોકનો અનિવાર્ય આઘાત થતા તેમનાં નેત્રોમાંથી અશ્રુપ્રવાહનું વહન થવા લાગ્યું. કર્ણરાજે તામ્રપ્રતિમાથી એક ગજના અંતરે અટકી જઇને એક વિશિષ્ટ આશયથી આસપાસ દૃષ્ટિપાત કર્યો; પરંતુ તેનો આશય સિદ્ધ ન થયો ને તેથી તે એક દીર્ઘ નિશ્વાસ નાખીને તામ્રપ્રતિમા પ્રતિ આગળ વધવા લાગ્યો તે તામ્રપ્રતિમાના નિકટમાં આવી લાગ્યો અને તેને આલિંગવામાટે જેવા તેણે પોતાના બાહુઓને પ્રસાર્યા કે એ ક્ષણે જ "તામ્રપ્રતિમાને સ્પર્શવાનું સાહસ ન કરશો." એ શબ્દો તેના શ્રવણોમાં આવીને અથડાયા અને તે સાથે જ કોઈ એક મનુષ્યે પશ્ચાદ્ભાગમાંથી પોતાના હસ્તોવડે તેના બાહુઓને પકડીને તેને જરાક પાછો હટાવી લીધો કર્ણરાજે પોતાના મુખને ફેરવીને જોયું તો મંત્રી મુંજાલ તેના જોવામાં આવ્યો.

"મને પ્રાયશ્ચિત્તના માર્ગમાંથી પરાવૃત્ત કરવાનું શું કારણ છે?" કર્ણરાજે કોપચ્છટામિશ્રિત ગંભીર મુદ્રાથી મુંજાલને પૂછ્યું

"કારણ કે, આપ શ્રીમાન્‌ના હસ્તથી આપ શ્રીમાન્ જે પાપ થયેલું માનો છો તે પાપ થયું જ નથી અને તેથી આ પ્રાયશ્ચિત્તની આવશ્યકતા છે જ નહિ." મંત્રી મુંજાલે ગંભીર ભાવથી ઉત્તર આપ્યું.

"મારા હસ્તથી જે પાપ થયેલું હું માનું છું તે પાપ મારા હસ્તથી થયું જ નથી? મંત્રી મુંજાલ આજે તમો આ શું બકી રહ્યા છો? તમારી બુદ્ધિનો લોપ તો નથી થયો? મારા પાપનું સત્ય તથા વિશેષ જ્ઞાન કોને હોવાનો સંભવ છે? મને પોતાને કે તમોને? નટી નમુંજાલાના સમાગમમા

સમસ્ત રાત્રિ મેં પોતે વીતાડી છે અને તમો કહો છો કે મારા હસ્તથી પાપ થયું જ નથી ? કાં તો આ તમારો પ્રમાદ છે અને કાં તો આ તમારો ઉન્માદ છે! દૂર હટી જાઓ અને મને મારા કર્તવ્યનું પાલન કરવા દ્યો" આવી રીતે મંત્રી મુંજાલનો તિરસ્કાર કરીને કર્ણરાજે પુન તામ્રપ્રતિમાને આલિંગવામાટે તત્પરતા દર્શાવી.

"મહારાજાધિરાજ, હું અમારા ચોવીસ તીર્થંકરોના શપથ પૂર્વક કહું છું કે જેના સમાગમમાં આપ શ્રીમાને વસંતોદ્યાનમા આજથી ચાર દિવસ પૂર્વે સમસ્ત રાત્રિ વીતાડી હતી તે રમણી નટી નમુંજાલા હતી જ નહિ અને તેથી આપ શ્રીમાન્‌ના હસ્તથી વ્યભિચાર નામક પાતક થયું જ નથી." મુંજાલે શપથ પૂર્વક પોતાના કથનને સત્ય સિદ્ધ કરી બતાવવાનો પ્રયત્ન કરતા આ શબ્દો વિનીત ભાવથી ઉચ્ચાર્યા

"કદાચિત્ એમ માની લેવામા આવે કે તે રમણી નટી નમુંજાલા ન હોતી; તો તે કોઈ અન્ય વારાંગના, દાસી કિંવા પરનારી તો હોવી જ જોઇએ; કારણ કે, ત્યા કોઈ પણ સ્ત્રી હતી તો ખરી એ વાર્તાને તો તમો પોતે પણ પરોક્ષ ભાવથી સ્વીકારો છો અર્થાત્ તે સ્ત્રી નટી નમુંજાલા ન હોય અને અન્ય કોઇ હોય, તો પણ તેથી ગુર્જરેશ્વરનો વ્યભિચાર દોષ નિવૃત્ત થઇ શકતો નથી.' હરપાલદેવે મંત્રી મુંજાલના વાદનો પ્રતિવાદ કર્યો.

"હું કહું છું કે તે રમણી નટી નમુંજાલા જ હતી; કારણ કે, તે વસંતોદ્યાનમા રાત્રિના આરંભમા આવી હતી અને પ્રભાતમાં મારી આજ્ઞા લઇને જ નાટ્યશાળામાં ગઈ હતી" કર્ણરાજે નિશ્ચયદર્શક ભાવથી કહ્યુ

"અને હું કહું છું કે નટી નમુંજાલા રાત્રિના આરંભમા વસંતોદ્યાનમા આવી હતી અને પ્રભાતમાં આપ શ્રીમાન્‌ની આજ્ઞા લઇને જ નાટ્યશાળામા ગઈ હતી, છતાં જેણે આપ શ્રીમાન્‌ના શયનમંદિરમાં આપ શ્રીમાન્‌ના સમાગમમાં સમસ્ત રાત્રિ વીતાડી હતી તે રમણી નટી નમુંજાલા પણ ન હોતી તેમ જ અન્ય કોઇ વારાંગના, દાસી કિંવા પરનારી પણ ન હોતી એ વાર્તા નિશ્ચિત છે" મંત્રી મુંજાલે પુન પ્રમેય કિંવા સમસ્યા સમાન વાક્ય ઉચ્ચાર્યું.

"આ પણ નહિ અને તે પણ નહિ, તો પછી તે રમણી હતી કોણ ?" કર્ણરાજે વિરક્તિદર્શક ભાવથી પૂછ્યું.

"આપ શ્રીમાન્‌નાં વિવાહિતા મહારાણી કિંવા સહધર્મિણીનું જ તે દિવસે વસંતોદ્યાનમાના આપ શ્રીમાન્‌ના શયનમંદિરમાં આગમન થયું હતું" મુંજાલે ઉત્તર આપ્યું.

"ત્યારે શું તમો એમ કહેવા માગો છો કે તે રાત્રિ મેં મારી અર્ધાંગી દેવી સુમિત્રાના સહવાસમા જ વીતાડી હતી ?" કર્ણરાજે આશ્ચર્યવિસ્ફારિત નયનોથી જિજ્ઞાસા દર્શાવી

"નહિ; આપ શ્રીમાને તે રાત્રિ મહારાણી સુમિત્રાદેવીના સહવાસમા નહિ, કિન્તુ કર્ણાટકવાસિની નવીન મહારાણી શ્રીમતી મયણલ્લાદેવીના સહવાસમા વીતાડી હતી અને મયણલ્લાદેવી આપ શ્રીમાન્‌ના વિવાહિતા સહધર્મિણી હોવાથી આપ શ્રીમાન્‌ના હસ્તથી વ્યભિચારનું પાતક નથી થયું એ

તો કોઇ પણ કહી શકે તેમ છે." મંત્રી મુંજાલે અંતે દેવી મયણલ્લાના નામનો પ્રકાશ કરી દીધો.

"તમારૂં આ કથન સત્ય હોય એમ હું માની શકતો નથી, કારણ કે, નટી નમુંજાલાને બદલે કર્ણાટકની રાજકન્યા મારા શયનમન્દિરમાં આવે અને મારી સાથે સમસ્ત રાત્રિ વીતાડવા છતા તેને હું ન ઓળખી શકું એ ઘટના સર્વથા અસંભવનીય છે." કર્ણરાજે મંત્રી મુંજાલના કથનની વાસ્તવિકતા પ્રતિ સમ્પૂર્ણ શંકા દર્શાવી.

"એ અસંભવનીય ઘટના આવી રીતે સંભવનીય થઈ હતી, શ્રીમાન્!" આ પ્રમાણે મંગળાચરણ કરીને જે સંયોગોમાં નાટ્યપ્રયોગની સમાપ્તિ પછી નાટ્યશાળાના રંગભૂમ્યંતર્ગત શૃંગારગૃહમાં ગુર્જરેશ્વર કર્ણરાજ તથા નટી નમુંજાલાનું પરસ્પર સંભાષણ દેવી સુમિત્રાની દાસી વલ્લભાના સાંભળવામા આવ્યું હતું તે સંયોગોની કથા, તે વાર્તા દાસી વલ્લભાના મુખથી દેવી સુમિત્રાના જાણવામાં આવતાં ગુર્જરેશ્વરના નટી નમુંજાલા સાથે થનારા ગાંધર્વલગ્નને અટકાવવામાટે તથા દેવી મયણલ્લાના કલ્યાણના માર્ગને પ્રશસ્ત કરવામાટે પોતાના ઉપદેશથી સુમિત્રાદેવીએ નટી નમુંજાલાને પરોપકારના માર્ગમાં પ્રવૃત્ત કરવામાટે લીધેલો અગાધ પરિશ્રમ તથા નટી નમુંજાલાએ દર્શાવેલા અલૌકિક સ્વાર્થત્યાગ અને ઔદાર્યની કથા; જે રાત્રે કર્ણરાજ નટી નમુંજાલા સાથે ગાંધર્વલગ્ન કરવાનો હતો તે રાત્રિના સમયમાં નટી નમુંજાલાએ કર્ણરાજને હેતુપૂર્વક તીવ્ર મદિરા અધિક પરિમાણમાં પાઇને ઉન્મત્ત કરી નાખ્યો હતો અને શયનમન્દિરમાંના એક દીપક વિના અન્ય સર્વ દીપકોને બુઝાવી નાખ્યા હતા તે કથા અને અન્તે તેણે પોતાના વસ્ત્રાલંકારોથી દેવી મયણલ્લાને કર્ણરાજના શયનમન્દિરમાં મોકલી હતી, દેવી મયણલ્લા કપટકળાથી પોતાના પતિની પૂજના પ્રસંગને પ્રાપ્ત કરી શકી હતી, કર્ણરાજ તેની પ્રેમપૂજાથી પ્રસન્ન થયો હતો અને તેને પોતાની રાજમુદ્રિકા એ પ્રેમના સ્મારક ચિહ્ન તરીકે આપી હતી એ સર્વ કથા વિસ્તારપૂર્વક મંત્રી મુંજાલે ગુર્જરેશ્વર તથા હરપાલદેવને કહી સંભળાવી. આ સમસ્ત વૃત્તાંતની સમાપ્તિ કર્યા પછી મંત્રી મુંજાલે ગંભીરતાથી કહ્યું કેઃ—

"હજી પણ જો મારા કથનમા આપ શ્રીમાનનો તથા રાજર્ષિ હરપાલદેવનો વિશ્વાસ ન બંધાતો હોય, તો નટી નમુંજાલાએ પાટણને સદાનેમાટે ત્યાગી જવાના સમયમાં મહારાજ્ઞી દેવી સુમિત્રાને જે એક પત્ર પાઠવ્યું છે તે પત્રના વાચનથી આપ ઉભય મહાનુભાવોના સર્વ સંશયોનું નિવારણ થઈ શકે તેમ છે, માત્ર એટલું જ નહિ, પણ મહારાજાધિરાજ, આપની અર્પેલી રાજમુદ્રિકા પણ મહારાજ્ઞી મયણલ્લા દેવીના અધિકારમાં હોવાથી તે પણ મારા કથનની વાસ્તવિકતાનું એક પ્રબળ પ્રમાણ છે. આપ શ્રીમાનની નિરપરાધિતાનાં આટઆટલાં પ્રમાણો પ્રસ્તુત હોવા છતાં જો આપ શ્રીમાન્‌ને કોઇ અપરાધી માને તો તે મનુષ્ય અવશ્ય પ્રમત્ત કિંવા ઉન્મત્ત જ હોવો જોઇએ."

"મંત્રી મુંજાલનું કથન મને સર્વથા સત્ય જણાય છે અને તેથી આ પ્રાયશ્ચિત્તથી હું તને મુક્ત કરૂં છું", હરપાલદેવે વિચાર કરીને આ આજ્ઞા સંભળાવી અને ગુર્જરેશ્વરને પ્રાણાંતક પ્રાયશ્ચિત્તથી મુક્ત કરી દીધો.

ગુર્જરેશ્વરના જીવનની રક્ષા થયેલી જોઇને ત્યાં એકત્ર થયેલા સર્વ જનોનાં મુખમંડળોમાં હર્ષની છટા વિલસવા લાગી અને તેમણે "ધર્મનો જય! ગુર્જરેશ્વર કર્ણ સોલંકીનો જય!!" એવી રીતે ધર્મ તથા ગુર્જરેશ્વરના નામના જયઘોષથી પોતાના તે હર્ષને વ્યક્ત પણ કરી દીધો. માત્ર ગુર્જરેશ્વર કર્ણરાજ પોતે હર્ષપુલકિત ન થયો અને જ્યારે એ જયઘોષ શમી ગયો એટલે તે હરપાલદેવને સંબોધીને કહેવા લાગ્યો કે-

"મહાત્મન્, આ પ્રમાણોથી મેં શારીરિક પાપ નથી કર્યું એમ જો કે સિદ્ધ થઇ ચૂક્યું છે, તથાપિ આપણાં ધર્મશાસ્ત્રોમા કાયિક, વાચિક તથા માનસિક એવી રીતે ત્રણ પ્રકારનાં પાપો વર્ણવાયલાં હોવાથી અને વાચિક તથા માનસિક પાપ મારા હસ્તથી અવશ્ય થયેલા હોવાથી એ પાપોનું પ્રાયશ્ચિત્ત કરવાની આવશ્યકતા નથી કે શું ?"

"એ પાપોનું પ્રાયશ્ચિત્ત આપ શ્રીમાન્ ત્રણ દિવસ તથા ત્રણ રાત્રિના અખંડ પશ્ચાત્તાપ, નિર્જલ અપવાસ તથા શિવનામસ્મરણથી સંપૂર્ણ પરિમાણમાં કરી ચૂક્યા છો એટલે હવે એ પાપોની નિવૃત્તિમાટે અન્ય પ્રાયશ્ચિત્તની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી." મંત્રી મુંજાલે કહ્યું.

"મારી પોતાની પણ એવી જ માન્યતા છે કે એ પાપોની નિવૃત્તિમાટે હવે અન્ય પ્રાયશ્ચિત્તની આવશ્યકતા નથી" હરપાલદેવે પણ એ જ અભિપ્રાય દર્શાવ્યો.

"આપ ઋષિરાજનું કથન યથાર્થ છે." રાજપુરોહિતે હરપાલદેવના કથનને પુષ્ટિ આપી

"છતાં મારી ઇચ્છા છે કે એ વાચિક તથા માનસિક પાપોની નિવૃત્તિમાટે યજ્ઞનો સમારંભ કરી બ્રાહ્મણોને ભોજન તથા દક્ષિણાથી અને દીન જનોને અન્નદાન, ધનદાન તથા વસ્ત્રદાનથી સંતોષવાં" કર્ણરાજે કહ્યું.

"જેવી તારી ઇચ્છા." આ વાક્ય ઉચ્ચારીને હરપાલદેવ ત્યાંથી પ્રયાણ કરી ગયો

હરપાલદેવે જતા જતાં ત્યા એકત્ર થયેલા સર્વ જનોને પોતાના હસ્તસંકેતદ્વારા ત્યાંથી પ્રયાણ કરી જવાની સૂચના આપી દીધેલી હોવાથી હરપાલદેવના પ્રયાણ કરી જવા પછી નાગરિકો, રાજકર્મચારીઓ તથા અન્ય જનો પોતપોતાના સ્થાનપ્રતિ જવાને પ્રયાણ કરી ગયા અંતે માત્ર ગુર્જરાધીશ કર્ણરાજ તથા મંત્રી મુંજાલ વિના અન્ય કોઈ પણ મનુષ્ય રાજમહાલયના પ્રવેશદ્વાર સમક્ષ પ્રાંગણમાં ન રહ્યુ એટલે ગુર્જરેશ્વર કર્ણરાજ મંત્રી મુંજાલને સંબોધીને કહેવા લાગ્યો કે --

"મારા મહાબુદ્ધિમાન્ મંત્રીજી, જો તે દિવસે મારી સેવામા સમસ્ત રાત્રિને વીતાડનારી અને પોતાની અનુરક્તતા તથા કામકલાભિજ્ઞતાથી મને અનન્ય આનન્દનો અનુભવ કરાવનારી કામિની દેવી મયણલ્લા જ હોય, તો એ અનન્ય અનુરાગવતી, કામકલાકુશલા અને ભુવનમોહિની સહધર્મિણીનો આટલી સીમા પર્યન્ત અનાદર તથા તિરસ્કાર કરવામાં મારો ભયાનક તથા અક્ષમ્ય પ્રમાદ થયો છે એમ આજે મારે પ્રાજ્ઞતાથી સ્વીકારવું પડે છે. દેવી સુમિત્રાએ તમારી તથા નટી નર્મનલાની સહાયતાથી કપટની યોજના દ્વારા

દેવી મયણલ્લાનો મારી સાથે સમાગમ કરાવી મારા એ પ્રમાદનું નિવારણ કર્યું છે, મને પાપથી અલિપ્ત રાખ્યો છે અને દેવી મયણલ્લાના કલ્યાણના ભાવી માર્ગને પ્રશસ્ત કરી બતાવ્યો છે તેમાટે હું દેવી સુમિત્રાનો જેટલો પણ ઉપકાર માનુ તેટલો અલ્પ છે અત્યારે હવે મારા મનમાં એ જ વિચાર થયા કરે છે કે જેનો મેં આટલી સીમા પર્યન્ત તિરસ્કારયુક્ત અનાદર કર્યો છે અને તે અનાદરના બદલામાં અલૌકિક આદર દર્શાવીને જેણે પોતાની પતિપરાયણતાને સપ્રમાણ સિદ્ધ કરી બતાવી છે તે દેવી મયણલ્લા સમક્ષ મારે કેવી રીતે જવું અને તેને શુ મુખ બતાવવુ ? આ પ્રશ્નનું સમાધાનકારક ઉત્તર મને મારા હૃદય પાસેથી નથી મળી શકતું અને તેથી મારાં મનમાં સંકોચનો આવિર્ભાવ થતાં મારાં ચરણો રાજમહાલયમાં પ્રવેશવામાટે અહીંથી ઉપડી શકતાં નથી.”

મત્રી મુન્જાલ કાંઈ પણ બોલે તેટલામાં દાસી વલ્લભા ત્યાં આવી લાગી અને તેણે ગુર્જરેશ્વરને નમન કરીને કહ્યું કે; “આપ શ્રીમાન્ નિષ્પાપ તથા નિર્દોષ છો એ જાણીને પૂજ્ય રાજમાતાના હૃદયમાં અત્યંત આનન્દ થયો છે અને તેમણે આપ શ્રીમાન્‌ને આશીર્વાદ આપવામાટે પોતા સમક્ષ બોલાવ્યા છે. તો કૃપા કરીને પધારશો ?”

“હા, ચાલો મને સર્વથી પ્રથમ પૂજ્ય માતુશ્રીની ચરણધૂલિકાને મારા મસ્તકપર ધારણ કરી લેવા દો” આ વિનયદર્શક શબ્દોને ઉચ્ચારતો ગુર્જરેશ્વર દાસી વલ્લભાની પાછળ પાછળ ચાલતો રાજપ્રાસાદના દ્વારમાં પ્રવેશ્યો એટલે મત્રી મુન્જાલ ત્યાંથી પોતાના ગૃહની દિશામા પ્રયાણ કરી ગયો.

કર્ણરાજે પોતાની માતાના કક્ષમા આવીને માતાનાં ચરણોમાં મસ્તક નમાવી તેની ચરણધૂલિકાનો નેત્ર તથા મસ્તકને સ્પર્શ કરાવ્યો એટલે માતા ઉદયમતીદેવીએ આશીર્વાદ આપ્યો કે. “હે મારા કમલપત્રાક્ષ કુલદીપક, તું શતાયુ થાય અને તારા હસ્તથી આવી જ રીતે નિરંતર ધર્મ તથા નીતિનું પાલન થતુ રહે એવો તારી આ જન્મદાત્રી માતાનો તને અતઃકરણપૂર્વક આશીર્વાદ છે.”

“તથાસ્તુ, પૂજ્ય માતુશ્રી, આપનો આશીર્વાદ ફળીભૂત થાઓ!” કર્ણરાજે માતાના આશીર્વાદને મસ્તકે ધારણ કરી લીધો

“જા, દાસી વલ્લભે, કર્ણને સુમિત્રાના અતપુરમાં લઇ જા, કારણ કે, સુમિત્રા પ્રતિદર્શનમાટે અત્યંત આતુર થઈ રહી છે.” રાજમાતા ઉદયમતીએ દાસીને આજ્ઞા સંભળાવી

પુન માતાને નમસ્કાર કરીને જેવો કર્ણરાજ માતાના કક્ષમાંથી બહાર નીકળ્યો એટલે ત્યાં તેની પ્રતીક્ષા કરતી દેવી સુમિત્રા તેના જોવામાં આવી દેવી સુમિત્રાએ કર્ણરાજને પ્રથમ સ્નાનગૃહમાં લઇ જઇને સુગંધિક જળવડે પોતાના હસ્તથી સ્નાન કરાવ્યુ અને ત્યાર પછી શૃંગારગૃહમાં લઇ જઇને તેના દેહને પુન રાજોચિત વસ્ત્રાલંકારોવડે દીપાવી દીધો આ બે ક્રિયાઓ થઈ રહ્યા પછી ગુર્જરેશ્વરે પોતાની પ્રિયતમા સુમિત્રાદેવીને સંબોધીને કહ્યું કે—

“મે ચાર દિવસથી અન્ન તથા જળને સ્પર્શ કરેલો નથી, છતાં જ્યા સુધી મારા મનમાં જીવનની આશા ન હોતી ત્યાં સુધી મારા જઠરમા ક્ષુધાનો

ઉદ્ભવ પણ ન હોતો થયો અને અત્યારે મારા જીવનની રક્ષા થતાની સાથે જ મારા જઠરમાં ક્ષુધાનો અગ્નિ એટલો બધો પ્રદીપ્ત થયો છે કે ભોજન વિના મારાં નેત્રોમાં અંધકતા વ્યાપી ગઈ છે અને હું ઊભો પણ નથી રહી શકતો"

"મારા ભગિની મયણલ્લાદેવીએ પોતે પોતાના હસ્તથી આપ શ્રીમાનને ચાર દિવસના અપવાસ હોવાથી જેના યોગે આપ શ્રીમાન્ના જઠરમાં કોઇ પણ પ્રકારની વિકૃતિ ન થાય તેવા પ્રકારના કેટલાક લઘુ તથા સુસ્વાદુ ભોજ્ય પદાર્થો તૈયાર કરી રાખ્યા છે એટલે આપ શ્રીમાન્ હવે મયણલ્લાદેવીના અંત:પુરમાં પધારો અને ભોજનને ન્યાય આપી ક્ષુધાનુ નિવારણ કરી લ્યો." સુમિત્રાદેવીએ દેવી મયણલ્લાના અંતઃપુરમાં પધારવાની વાર્તા યોગ્ય કારણ દર્શાવીને ઉચ્ચારી

"તુ પણ મારી સાથે મયણલ્લા દેવીના અંતઃપુરમા આવીશ ખરી કે નહિ ? કારણ કે, હું મયણલ્લાદેવીનો અપરાધી હોવાથી મયણલ્લાદેવી સમક્ષ મારૂં મુખ લજ્જાથી અવનત થઇ જશે અને જો તું ત્યાં વિદ્યમાન નહિ હોય, તો મારાથી એક પણ શબ્દ ઉચ્ચારી શકાશે નહિ" કર્ણરાજે લજ્જાદર્શક ભાવથી કહ્યુ

"જો કે આપ શ્રીમાન્ સાથે ત્યાં મારી વિદ્યમાનતાની આવશ્યકતા તો નથી જ; તથાપિ જો આપ શ્રીમાનનો આગ્રહ હોય, તો આપ શ્રીમાન્ સાથે ત્યાં આવવાને હું તૈયાર છું આપ શ્રીમાન્ મયણલ્લાદેવીના અપરાધી હોવા છતા પણ પતિને જ પરમેશ્વર પ્રમાણતી સતી મયણલ્લાદેવી આપ શ્રીમાન્ પ્રતિ લેશમાત્ર પણ અસંતોષ દર્શાવે કિંવા આપ શ્રીમાનના શિરપર ઉપાલભો તથા કટુ વાક્યોની વૃષ્ટિ વર્ષાવે એ સર્વથા અસંભવનીય હોવાથી આપ શ્રીમાન્ કોઇ પણ પ્રકારના સંકોચને હૃદયમા સ્થાન આપશો જ નહિ મારી માન્યતા અનુસાર દેવી મયણલ્લાના હસ્તે આપ શ્રીમાનનો એટલી સીમા પર્યન્ત આદરસત્કાર થશે કે આપ શ્રીમાનને આ સંસારમા સ્વર્ગનો જ સાક્ષાત્કાર થવા માંડશે. પધારો" સુમિત્રા દેવીએ ગુર્જરેશ્વરને આશ્વાસન આપતાં મયણલ્લા દેવીની ભદ્રતા તથા પતિપરાયણતાનો પણ સાક્ષાત્કાર કરાવી દીધો

કર્ણરાજ પોતાની મહારાણી સુમિત્રાદેવી સાથે મયણલ્લાદેવીના અંતઃપુરના ભોજનાલયમાં આવી લાગ્યો અને ત્યા તેના માટે મંડાયલા સુવર્ણપત્રમંડિત વિશાળ પાટલાપર બેસી ગયો. અલ્પ સમયમાં જ દેવી મયણલ્લા જેમા તેણે પોતાના હસ્તથી સિદ્ધ કરેલા ઉત્કૃષ્ટ ભોજ્ય પદાર્થો વ્યવસ્થાપૂર્વક પીરસ્યા હતા તેવા સુવર્ણથાળને પોતાના કોમળ કરોમાં ઉપાડીને ત્યા આવી લાગી અને તે થાળને તેણે પ્રેમપૂર્વક ગુર્જરેશ્વર સમક્ષ બીજા સુવર્ણજડિત પાટલાપર મૂકી દીધો. ત્યાર પછી તે સૌમ્ય મદિરાની એક સુરાહી તથા સુવર્ણપાત્ર લઇ આવી અને તે સુરાહીમાની સૌમ્ય મદિરા સુવર્ણપાત્રમાં ભરીને તે સુવર્ણપાત્ર તેણે કર્ણરાજના હસ્તમાં આપ્યું. કર્ણરાજ તે મદિરાનું પાન કરવા લાગ્યો એટલે મયણલ્લાદેવીએ સુમિત્રાદેવીને કહ્યું કે –

"ભગિની સુમિત્રાદેવી, આ ચાંદીના પાટલા મે તમારા માટે જ મડાવ્યા છે એટલે તમો પણ બેસી જાઓ; કારણ કે, તમારા માટે પણ મે થાળ પીરસીને તૈયાર રાખ્યો છે"

"ના, મારો અત્યારે જમવાનો વિચાર નથી; કારણ કે, આજે બહુ દિવસથી ગુર્જરેશ્વરના ઉચ્છિષ્ટ પ્રસાદને આરોગવાનો અવસર મને પ્રાપ્ત નથી થયો એટલે આજે એઓ શ્રીમાનના ઉચ્છિષ્ટ પ્રસાદને આરોગ્યા વિના મારી ક્ષુધા શાંત થાય તેમ નથી. હું પછી જમીશ." સુમિત્રાદેવીએ તત્કાળ ન જમવાનું કારણ દર્શાવ્યું.

"ભગિની સુમિત્રાદેવી, તમોને તો વર્ષો પર્યન્ત પતિદેવના ઉચ્છિષ્ટ પ્રસાદને આરોગવાનો અવસર મળતો રહ્યો છે અને મને તો પતિદેવના ઉચ્છિષ્ટ પ્રસાદને આરોગવાનો અવસર મારા અત્યાર સુધીના જીવનમાં આ પ્રથમ વાર જ પ્રાપ્ત થયો છે એટલે આજે જો આપણા પતિદેવનો ઉચ્છિષ્ટ પ્રસાદ તમો આરોગી જશો, તો હું શું આરોગીશ? આજે તો કૃપા કરીને એ લાભ મને જ લેવા દ્યો." મયણલ્લાદેવીએ પોતાની ભાવનાને વ્યક્ત કરી બતાવી.

"જો તમારી એવી જ ઇચ્છા હોય, તો આપણા પતિદેવના થાળમાં ભોજ્ય પદાર્થોને વિશેષ પરિમાણમાં પીરસી દ્યો એટલે પતિદેવના થાળમાં ઉચ્છિષ્ટ પ્રસાદ એટલા પરિમાણમાં અવશિષ્ટ રહેશે કે જેને આપણ બન્ને સાથે બેસીને એ એક જ થાળમાં આરોગી શકીશું. આપણા પતિદેવના પ્રેમને જેવી રીતે આપણે યોગ્ય પરિમાણમાં વ્હેંચી લીધો છે તેવી જ રીતે પતિદેવના ઉચ્છિષ્ટ પ્રસાદને પણ આજે યોગ્ય પરિમાણમાં વ્હેંચી લઇશું. એથી પતિદેવના ઉચ્છિષ્ટ પ્રસાદને આરોગવાની તમારી ઇચ્છા પણ પૂર્ણ થશે અને મને પણ તમારી સાથે એક થાળમાં જમવાનો અલભ્ય લાભ આજે પ્રથમ વાર પ્રાપ્ત થઇ જશે." સુમિત્રાદેવીએ વિવાદના નિવારણનો પ્રેમદર્શક ઉત્કૃષ્ટ ઉપાય સૂચવ્યો.

"આજે મારા અહોભાગ્યની પરિસીમા થયેલી જ કહી શકાય તેમ છે આપણે આજે પતિદેવના ઉચ્છિષ્ટ પ્રસાદને સાથે બેસીને એક જ થાળમાં પ્રેમપૂર્વક આરોગીશું અને સંસારમાં સ્વર્ગનો સાક્ષાત્કાર કરીશું." મયણલ્લાદેવીએ સુમિત્રાદેવીની સૂચનાને આનન્દપૂર્વક સ્વીકારી લીધી

પોતાની ઉભય રાજ્ઞીઓની આવી અનન્ય તથા અદ્વિતીય પતિનિષ્ઠાને જોઇને ગુર્જરેશ્વર કર્ણરાજ સંસારમાં સ્વર્ગનો જ સાક્ષાત્કાર કરવા લાગ્યો અને પોતાના મનમા પોતાની ઉભય સહધર્મિણીઓની ભૂરિભૂરિ પ્રશંસા કરવા લાગ્યો. અસ્તુ: આજે મયણલ્લાદેવીએ કર્ણાટકદેશની પદ્ધતિ અનુસાર પાકનિષ્પત્તિ કરેલી હોવાથી અને તે પાકનિષ્પત્તિ અત્યંત પ્રેમપૂર્વક કરાયલી હોવાથી કર્ણદેવે આજના ભોજનમાં જે અપૂર્વ સ્વાદને અનુભવ્યો તે સ્વાદ સર્વથા અવર્ણનીય હતો ભોજનની સમાપ્તિ પર્યન્ત કર્ણદેવ આજના ભોજ્ય પદાર્થોની વારંવાર પ્રશંસા કરતો જ રહ્યો

કર્ણરાજ ભોજન કરી રહ્યો એટલે મયણલ્લાદેવીએ હાથ ધોવાનું એક પાત્ર લાવીને તેમાં તેના હાથ ધોવડાવ્યા, હાથ લૂછવામાટે એક હાથલૂછણું આપ્યું અને ત્યારપછી તેના હસ્તમાં એક તાંબૂલ સમર્પ્યું. મયણલ્લાદેવીની આવી અપૂર્વ પતિભક્તિ તથા અનન્ય અનુરાગશીલતાના સાક્ષાત્કારથી અત્યન્ત સંતુષ્ટ થઇને કર્ણરાજ પોતાના તે સંતોષને દર્શાવતો કહેવા લાગ્યો કે:-

"દેવી મયણલ્લા, જે ભાર્યા બાહ્ય કાર્યના પ્રસંગમાં મંત્રી સમાન યોગ્ય પરામર્શ આપનારી, ગૃહકાયના પ્રસંગે દાસી સમાન વર્તનારી, ભોજનના

સમયમાં પતિને માતા સમાન અત્યંત પ્રેમથી જમાડનારી, રતિકાલમાં અપ્સરા રમ્ભા સમાન પતિને યથેચ્છ કેલિસુખ કોઈ પણ પ્રકારના સંકોચ વિના અર્પનારી, ધર્મના પાલનમાં નિરંતર તત્પર રહેનારી અને પતિનો ગમે તેવો અપરાધ થયો હોય તો પણ પૃથ્વી સમાન અપૂર્વ ક્ષમાશીલતાને દર્શાવનારી તથા પતિનો લેશમાત્ર પણ તિરસ્કાર ન કરનારી હોય છે તે ભાર્યા આ સંસારમાં દુર્લભ મનાય છે અને એવી દુર્લભ ભાર્યા કોઈ મહાભાગ્યશાળી પુરુષને જ પ્રાપ્ત થાય છે એ વાર્તા તારા જાણવામાં હોવી જ જોઇએ તું એ ષડ્ગુણસમ્પન્ન દુર્લભ ભાર્યા છે અને તારા જેવી દુર્લભ ભાર્યાની મને પ્રાપ્તિ થયેલી હોવાથી જો હું મને પોતાને મહાભાગ્યશાળી પુરુષ માનું તો તે સર્વથા સ્વાભાવિક જ છે, કારણ કે, તારી સાથેના પ્રથમ સમાગમની રાત્રિમાં જ તારી રંભોપમતાનો, અત્યારના ગૃહકાર્યના પ્રસંગમા તારા દાસીતુલ્ય વર્તનનો, મને જમાડતી વેળાયે તારા માતૃતુલ્ય પ્રેમનો, હું તારો ઘોર અપરાધી હોવા છતાં તે મારો લેશમાત્ર પણ તિરસ્કાર નથી કર્યો એથી તારી પૃથ્વી-સમાન ક્ષમાશીલતાનો અને તારી અપૂર્વ પતિભક્તિથી તારી ધર્માનુકૂલતાનો, અર્થાત્ તારા એ દુર્લભ પાંચ ગુણોનો તો મને સાક્ષાત્કાર થઈ ચૂક્યો છે અને હું આશા રાખું છું કે યોગ્ય પ્રસંગે તારા મંત્રિત્વ ગુણનો પણ અવશ્ય મને સાક્ષાત્કાર થશે જ. અસ્તુ દેવી, મેં અત્યાર સુધી તારો જે અકારણ તિરસ્કાર કર્યો છે તે મારા ઘોર અપરાધની હું અત્યારે શુદ્ધ બુદ્ધિથી તારી પાસેથી ક્ષમા માગું છું અને ભવિષ્યમા કદાપિ તારો તિરસ્કાર ન કરવાનું તથા તારી પ્રેમસેવામાં નિયુક્ત રહેવાનું તને અભિવચન આપું છું"

"પ્રાણેશ, હું આપની એક દીન કિંકરી તથા આપની આશ્રિતા હોવાથી મારી પાસેથી ક્ષમાની યાચના કરીને મારા શિરપર અપરાધના ભારને ન ચઢાવો; કારણ કે, આપ શ્રીમાને અત્યાર સુધી મારો જે તિરસ્કાર કર્યો હતો તે આપ શ્રીમાન્‌ના દોષનું નહિ, કિન્તુ મારા પોતાના ભાગ્યદોષનું જ પરિણામ હતું એવી મારી દૃઢ માન્યતા છે અને તેથી હું આપ શ્રીમાનને અપરાધી માનતી જ નથી તો પછી ક્ષમાની યાચના તથા ક્ષમાના દાનનો સંભવ જ ક્યાં રહ્યો વારુ? આપ શ્રીમાન્ મારા પરમેશ્વર હોવાથી આપ જીવનપ્રભુના શ્રીચરણોમા આ દીન કિંકરીની માત્ર એટલી જ નમ્ર પ્રાર્થના છે કે પતિદેવનો પ્રેમ એ જ પત્નીનું સત્ય જીવન હોવાથી આપ શ્રીમાનનો જે પ્રેમપ્રવાહ મારામાં કોઇ પણ પ્રકારની યોગ્યતા ન હોવા છતા પણ કેવળ આપ શ્રીમાનના ઔદાર્યના પરિણામે જ મારા પ્રતિ વહન કરવા માંડ્યો છે તે પ્રેમપ્રવાહને શિથિલ થવા દેશો નહિ અને આપ શ્રીમાનના હસ્તથી થયેલા મારા તિરસ્કારને આપ શ્રીમાન્ પોતાનો અપરાધ માનતા હો, તો પણ હવે એ ગત અભદ્ર ઘટનાનું કદાપિ સ્મરણ કરશો નહિ; કારણ કે, એવી અભદ્ર ગત ઘટનાઓના સ્મરણથી હૃદયમાં એક પ્રકારના સંકોચનો ઉદ્ભવ થાય છે અને તે સંકોચ પ્રેમના પ્રવાહની ગતિને શિથિલ કરી નાખે છે, એ તત્ત્વ આપ બુદ્ધિમાન્ નરેન્દ્રથી અજ્ઞાત હોય એમ હું માનતી નથી." દેવી મયણલ્લાએ અત્યંત શાલીનતાથી આ અનન્ય અનુરાગદર્શક વાક્યો ઉચ્ચાર્યા.

"અત્યાર સુધી મારી એવી જ માન્યતા હતી કે સિદ્ધિ તથા બુદ્ધિ નામક ભાર્યાઓને એકસમયાવચ્છેદે મેળવવાના ભાગ્યને કેવળ ગજાનન ગણપતિ જ

પ્રાપ્ત કરી શક્યા છે, પરંતુ આજે મારી એવી માન્યતા થઇ ગઇ છે કે મને પણ મહાકાલેશ્વરની કૃપાથી એકસમયાવચ્છેદે સિદ્ધિ તથા બુદ્ધિની પૂર્ણ પ્રતિસ્પર્ધિની બે ભાર્યાઓને મેળવવાનું ભાગ્ય પ્રાપ્ત થઈ ગયું છે; કિંબહુના સુમિત્રાદેવી સિદ્ધિની પ્રતિમૂર્તિ છે અને દેવી મયણલ્લા બુદ્ધિની સાક્ષાત્ પ્રતિમા છે." કર્ણરાજે પોતાની ઉભય રાણીઓને સિદ્ધિ તથા બુદ્ધિની ઉપમા આપતાં આ ઉદ્ગારો કાઢયા અને ત્યાર પછી તે પાટલા ઉપરથી ઉઠીને તેના માટે રાખેલા એક અન્ય આસનપર બેસી ગયો.

દેવી સુમિત્રા તથા દેવી મયણલ્લા પીરસવાનું કાર્ય એક દાસીને સોંપીને ગુર્જરેશ્વરના થાળમાં જ સામસામી જમવા બેસી ગઇ જમતાં જમતાં દેવી સુમિત્રાએ કર્ણરાજને સંબોધીને કહ્યું કે "આર્યપુત્ર, અમો ઉભય જો સિદ્ધિ અને બુદ્ધિ હોઇએ, તો આપ શ્રીમાનને અમારે ગજાનન તથા મૂષકવાહન ગણપતિ જ માનવા કે કેમ?"

"ભગિની, તમારા આ વિનોદાત્મક પ્રશ્નનું ગંભીર અર્થદર્શક ઉત્તર હું આપીશ" આ પ્રમાણે બોલીને દેવી મયણલ્લા ઉત્તર આપતી કહેવા લાગી કે "સર્વ ચતુષ્પાદ પશુઓમાં ગજરાજ અત્યંત બુદ્ધિશાળી પશુ હોવાથી તેમ જ ગજરાજ રાજવૈભવનું એક પ્રધાન ચિહ્ન હોવાથી ગણપતિનું ગજમસ્તક બુદ્ધિમત્તા તથા દીર્ઘદર્શિતાને દર્શાવનારૂં છે અને મૂષકની ધૈર્યશીલતા તથા ઉદ્યોગશીલતા અદ્વિતીય તથા અનુપમ હોય છે એ તો સર્વત્ર પ્રસિદ્ધ છે. આ કારણથી જે પૃથ્વીપતિમાં ગજરાજ સમાન બુદ્ધિમત્તા તથા દીર્ઘદર્શિતા તેમ જ મૂષક સમાન ધૈર્યશીલતા તથા ઉદ્યોગશીલતાનો સંપૂર્ણ નિવાસ હોય, તે ભૂપતિને ગજાનન તથા મૂષકવાહન ગણપતિના ઉપનામથી કોઈ પણ પ્રકારના સંકોચ વિના ઓળખી શકાય તેમ છે, કારણ કે, બુદ્ધિમત્તા રાજાનું મુખ છે અને ધૈર્યશીલતા રાજાનું વાહન છે."

"ધન્ય છે તારી બુદ્ધિમત્તાને, કર્ણાટકી રાજકુમારી, સહસ્ર વાર તારી બુદ્ધિમત્તાને ધન્ય છે" ગુર્જરેશ્વરે દેવી મયણલ્લાને ધન્યવાદ આપ્યો.

દેવી મયણલ્લાએ ભોજનકાર્યથી નિવૃત્ત થઇને પોતાના પતિદેવને વિનયપૂર્વક કહ્યું કે "પ્રાણેશ, આર્યપુત્ર, આપ શ્રીમાનને ત્રણ રાત્રિનું અખંડ જાગરણ હોવાથી અને આરોગ્યના રક્ષણમાટે આહાર પ્રમાણે યોગ્ય નિદ્રાસેવનની પણ અત્યંત આવશ્યકતા હોવાથી શયનમંદિરમાં પધારો અને પર્યંકશય્યામાં પોઢો એટલે અમો બન્ને કિંકરીઓ આપ શ્રીમાનની ચરણસેવા કરીને નિદ્રાધીન થવાના કાર્યમાં સહાયતા આપીએ."

"મારા મનમાં પણ ક્યારનોય વામકુક્ષી કરવાનો વિચાર થયા કરતો હતો ચાલો" આ શબ્દોને ઉચ્ચારતો ગુર્જરેશ્વર પોતાના આસનપરથી ઊઠીને ઉભો થઈ ગયો.

કર્ણરાજ, સુમિત્રાદેવી તથા મયણલ્લાદેવી શયનમંદિરમાં આવી લાગ્યાં. શયનમંદિરની શોભામાં કર્ણરાજને વસંતની શોભાનો ભાસ થવા લાગ્યો. પર્યંકશય્યાની રચના પણ મહામનોહારિણી હતી. કર્ણરાજ પર્યંકશય્યામાં પોઢયો અને દેવી મયણલ્લા તથા સુમિત્રાદેવીએ પોતાના કુસુમ કરતાં પણ

મલતર કરોવડે તેનાં ચરણોને ચાંપવાનો આરંભ કર્યો એટલે અલ્પ સમયમાં જ કર્ણરાજ મધુરતમ નિદ્રાને આધીન થઈ અવર્ણનીય શાંતિસુખને અનુભવવા લાગ્યો. કર્ણરાજ નિદ્રાધીન થયા પછી સુમિત્રાદેવી પોતાના અન્તઃપુરમા ચાલી ગઈ અને દેવી મયણલ્લા વીજનવતી વાયુ ઢોળતી પોતાના નિદ્રાધીન પતિદેવના શાંત તથા મનોહર મુખમંડળનું એકાગ્ર તથા નિર્નિમેષ દૃષ્ટિથી અવલોકન કરવા લાગી અને પતિદેવની સેવામા પરમેશ્વરની સેવાના સુખને ઉપભોગવા લાગી.

---

## પ્રકરણ ૧૧ મું
## નટી નમુંજાલાની હૃદયદ્રાવક પત્રિકા

રાત્રિનો એક પ્રહર જેટલો સમય વીતી ગયો હતો દિવસના સમયનાં ખહુધા બે પ્રહર પર્યન્ત શાંત તથા અખંડ નિદ્રાનો ઉપભોગ કરેલો હોવાથી ગુર્જરેશ્વર કર્ણરાજ રાત્રિભોજનના કાર્યથી નિવૃત્ત થઈને દેવી મયણલ્લાના શયનાગારમાં હીંડોળાપર બેસીને હીંચકતો હતો દેવી મયણલ્લા પણ તેની સાથે જ હીંડોળાપર વિરાજેલી હતી અને દેવી સુમિત્રા સામેના એક આસનપર વિરાજેલી હોવાથી વચ્ચે વચ્ચે પોતાના આસનપરથી ઉઠીને હીંડોળાને હીંચોળતી હતી. એકસમયાવચ્છેદે કર્ણરાજ, મયણલ્લા દેવી તથા સુમિત્રાદેવીના પરસ્પર વિનોદમય વાર્તાલાપનો તેમ જ હીંચકવા તથા હીંચકાવવાનો વ્યાપાર ચાલી રહ્યો હતો કેટલોક વાર્તાલાપ ચાલ્યા પછી દેવી મયણલ્લાએ પોતાની અનામિકામાંથી રાજમુદ્રિકાને કાઢી લઇને ગુર્જરેશ્વરના હસ્તમાં સમર્પતા કહેવા માંડયું કે –

'આર્યપુત્ર, જે ઉદ્દેશથી આ રાજમુદ્રિકા મે આપ શ્રીમાન્ પાસેથી માગી લીધી હતી તે મારો ઉદ્દેશ સિદ્ધ થઇ ગયેલો હોવાથી અને હવે આપ શ્રીમાન આ કિંકરીથી વિમુખ થાઓ એવી સંભાવના ન હોવાથી આ રાજમુદ્રિકા હું આપ શ્રીમાનને પાછી આપુ છું તે સ્વીકારશો."

"નહિ, એ રાજમુદ્રિકાને હવે તું તારી પાસે જ રાખ, કારણ કે, એક વાર આપી દીધેલી વસ્તુ મારાથી પાછી લઈ શકાય તેમ નથી એ વસ્તુ હવે તારી છે, મારી નથી. પરંતુ આ રાજમુદ્રિકાના દર્શનથી મને નટી નમુંજલાનુ સ્મરણ થાય છે જો નટી નમુંજલાએ અપૂર્વ સ્વાર્થત્યાગ કરીને તને મારા શયન-મન્દિરમા મારી પાસે ન મોકલી હોત, તો આજના આ અપૂર્વ સંમેલનસુખને ભોગવવાનો અવસર આપણને ભાગ્યે જ પ્રાપ્ત થઈ શક્યો હોત વસ્તુત નટી નમુંજલાનો આપણે જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો જ છે" કર્ણરાજે રાજમુદ્રિકાનો અસ્વીકાર કરીને નટી નમુંજલા પ્રતિ કૃતજ્ઞતા દર્શાવી

સુમિત્રાદેવીએ એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો અને મયણલ્લાદેવીએ પણ ત્યાર પછી એક દીર્ઘ નિશ્વાસ નાખવાથી તેમના નિઃશ્વાસત્યાગના કારણને જાણવાની ઇચ્છા થતા કર્ણરાજે પૂછ્યું કે "તમો બન્ને આવી રીતે દીર્ઘ નિઃશ્વાસોને ત્યાગી રહી છો તેનું કારણ શું છે? આનન્દના આકાશમા આ શોકના મેઘો અચાનક ક્યાંથી ચઢી આવ્યા?"

"આર્યપુત્ર, દેવી મયણલ્લાના કલ્યાણમાટે નટી નમુંજલાએ તે પોતે એક વારાંગના હોવા છતાં કોઈ કુલકામિની પણ ન આપી શકે તેટલા પરિ-

માણમાં પોતાના જીવનસુખનું જે બલિદાન આપી દીધું છે તેનું સ્મરણ થતાં મારાથી નિઃશ્વાસ નંખાઈ જાય એ સ્વાભાવિક છે; કારણ કે, હું સ્ત્રી હોવાથી નટી નમુંજલાના અલૌકિક સ્વાર્થત્યાગની મહત્તાને વિશેષ પરિમાણમાં જાણી શકું છું" સુમિત્રાદેવીએ નિઃશ્વાસત્યાગનું કારણ દર્શાવ્યું.

"મારા નિઃશ્વાસત્યાગનું પણ એ જ કારણ છે હાય, મારા કલ્યાણમાટે નટી નમુંજલાએ પોતાના નારીજીવનને સર્વથા નષ્ટ કરી નાખ્યું તેના આ ઉપકારનો બદલો મારાથી ક્યારે અને ક્યા જન્મમાં વાળી શકાશે!" દેવી મયણલ્લાએ કૃતજ્ઞતાયુક્ત અનુકંપા દર્શાવી.

"મંત્રી મુંજાલે મને કહ્યું હતું કે 'નટી નમુંજલાએ મહારાણી સુમિત્રા દેવીને એક પત્ર પાઠવ્યું છે;' તો તે પત્ર તારી પાસે હોવું જોઈએ. નટી નમુંજલાના આવા અલૌકિક સ્વાર્થત્યાગની કથાને તમો ઉભય દેવીઓના મુખથી સાંભળીને મારૂં મન તે પત્રમાં તેણે જે કાંઇ પણ લખ્યું હોય તે જાણવામાટે અતિશય આતુર તથા અધીર થઈ ગયું છે," ગુર્જરેશ્વરે દેવી સુમિત્રાને નટી નમુંજલાના પત્રનું સ્મરણ કરાવીને તે પત્રના વાંચન કિંવા શ્રવણની ઇચ્છા દર્શાવી

"તે પત્ર અત્યારે પણ મારી પાસે જ છે. જો આપ શ્રીમાનની તે પત્રને પોતે જ વાંચવાની ઈચ્છા હોય, તો હું તે પત્ર આપ શ્રીમાનને આપું અને નહિ તો પછી હું પોતે જ તે પત્ર આપ શ્રીમાનને વાંચી સંભળાવું." સુમિત્રાદેવીએ કહ્યુ.

"ભલે તુ જ તે પત્ર વાંચી સંભળાવ; પણ તેમાંનો એક પણ શબ્દ સ્ખલિત ન થવો જોઇએ." કર્ણરાજે પત્ર વાંચવાની આજ્ઞા આપી.

"જેવી આર્યપુત્રની આજ્ઞા." આ શબ્દોચ્ચારથી ગુર્જરેશ્વરની આજ્ઞાને શિરોધાર્ય કરીને સુમિત્રાદેવીએ દીપિકાના નિકટમાં બેસી નટી નમુંજલાની તે હૃદયદ્રાવક પત્રિકાનું નીચે પ્રમાણે વાંચન કરવા માંડ્યું:—

"મારાં દેવીતુલ્ય સુમિત્રા ભગિની મહારાણી સુમિત્રાદેવી, આપ શ્રીમતીની ઇચ્છા તથા આજ્ઞા અનુસાર મેં પોતે ગુર્જરેશ્વર સાથે ગાંધર્વ લગ્ન કરવાના અને આપ શ્રીમતીની સપત્ની થવાના વિચારને માંડી વાળીને મહારાણી મયણલ્લાદેવીને ગુર્જરેશ્વરની ઐકાંતિક સેવાનો યોગ મેળવી આપ્યો છે, મયણલ્લાદેવીની આશા પૂર્ણ થઈ છે: માત્ર એટલું જ નહિ, પણ જે દિવસે દેવી મયણલ્લાનો પોતાના પતિદેવ સાથે પ્રથમ સમાગમ થયો તે દિવસથી બે દિવસ પૂર્વે જ તેઓ શ્રીમતી ઋતુસ્નાતા* થયેલાં હોવાથી અને તે સ્વામિસમાગમની પ્રથમ રાત્રિ સમરાત્રિ† હોવાથી મારી એવી દૃઢ શ્રદ્ધા છે કે વીર અભિમન્યુના

* ઋતુદર્શન કિંવા રજોદર્શન પછી ચોથે દિવસે સ્નાન કરીને ગર્ભાધાન વિધિમાટે યોગ્ય થયેલી સ્ત્રી ઋતુસ્નાતા કહેવાય છે.

† સ્ત્રી ઋતુસ્નાતા થયા પછી સોળ રાત્રિ પર્યન્ત તેનામાં ગર્ભાધાન થઈ શકે છે. એ રાત્રિયોમાંની સમરાત્રિયો એટલે કે દ્વિતીયા, ચતુર્થી, ષષ્ઠી તથા અષ્ટમી ઇત્યાદિ રાત્રિયોમાં ગર્ભાધાન થવાથી પુત્રનો અને વિષમ રાત્રિયોમાં એટલે કે, પંચમી, સપ્તમી, નવમી તથા એકાદશી આદિ રાત્રિયોમાં ગર્ભાધાન થવાથી પુત્રીનો ઉદ્દ્ભવ થાય છે એવો સુશ્રુતનો અભિપ્રાય છે અને તે બહુધા સત્ય છે

એક જ વારના સમાગમથી જેવી રીતે દેવી ઉત્તરા ગર્ભવતી થયાં હતા અને તેમણે રાજા પરીક્ષિત જેવા પ્રતાપી પુત્રને જન્મ આપ્યો હતો તેવી જ રીતે મહારાજ્ઞી મયણલ્લાદેવી પણ અવશ્ય ગર્ભવતી થયેલાં હોવાં જોઇએ અને જો તેમ થયું હશે, તો તેઓ શ્રીમતી અવશ્ય રાજા પરીક્ષિત જેવા પ્રતાપી પુત્રને જ જન્મ આપશે એ સર્વથા નિર્વિવાદ છે મારી પ્રભુના ચરણોમાં એ જ પ્રાર્થના છે કે મારી આ માન્યતા સત્ય સિદ્ધ થાય, મહારાજ્ઞી મયણલ્લાદેવીને સત્વર માતૃપદની પ્રાપ્તિ થાય અને ગુર્જરેશ્વરના રાજપ્રાસાદમાં ગુર્જરભૂમિના ભાવી ભૂપાલનું પાલણું સત્વર બંધાઇ જાય!

"આવી રીતે મહારાજ્ઞી મયણલ્લાદેવીના નારીજીવનની પ્રારંભિક સાર્થકતા તો થઈ ચૂકી છે અને જે સાર્થકતા અવશિષ્ટ છે તે પણ પ્રતાપી ગુર્જરેશ્વરના પ્રેમથી પૂર્ણ થતી રહેશે; પરંતુ જે પતિપ્રાપ્તિ, પતિપ્રેમ તથા પતિપૂજાથી નર્યાના જીવનની સાર્થકતા થવાનો સંભવ હોય છે તે પતિપ્રાપ્તિ, પતિપ્રેમ તથા પતિપૂજા આદિથી હું પોતે સદાને માટે વંચિતા થઈ ગયેલી હોવાથી મને મારા અવતારમા પત્નીપદની જ પ્રાપ્તિ થવાનો જ્યાં સંભવ નથી ત્યા જનનીપદની પ્રાપ્તિ થવાનો સંભવ તો ક્યાથી જ હોય વારુ? આપ શ્રીમતી જ્યારે મારી પાસે 'કર્ણમેરુપ્રાસાદ' નાટ્યશાળામાં પધાર્યા હતાં ત્યારે આપ શ્રીમતીને મેં કહ્યુ હતું કે 'મારી કાર્યકુશળતા તથા મારી સહાયતાથી જો મહારાજ્ઞી મયણલ્લાદેવીનું કલ્યાણ થશે, તો તેથી મારૂં પોતાનું ભયંકર અકલ્યાણ થવાનો સંપૂર્ણ સંભવ હોવા છતાં પણ હું મને પોતાને મહાભાગ્યશાલિની માનીશ; કારણ કે, સ્વાર્થત્યાગ તથા આત્મબલિદાન વિના ભાગ્યે જ પરોપકાર કરી શકાય છે,' એ વાર્તાનું તેમ જ મારા ભવિષ્યમાં થનારા એ ભયંકર અકલ્યાણને જાણવાની આપ શ્રીમતીએ ઇચ્છા દર્શાવતા મેં આપેલા 'આપ શ્રીમતીના આ પ્રશ્નનું ઉત્તર અત્યારે જ મારાથી આપી શકાય તેમ નથી' એ ઉત્તરનું આપ શ્રીમતીને સ્મરણ હોવું જ જોઇએ. આજે હું મારૂં જે ભયંકર અકલ્યાણ આ પરોપકારથી થયું છે તે ભયંકર અકલ્યાણની કથા આપ શ્રીમતીને લખી જણાવુ છું. હું વારાંગનાકુલમાં જન્મેલી હોવા છતા મારા કુલમાં સર્વ સ્ત્રીઓ આજે સાત પેઢીથી એક જ યોગ્ય પુરુષની આજન્મ બંધકી થઈ રહેવાના નિયમનું દૃઢ પાલન કરતી આવી છે અને એટલા કાલાવધિમા મારી કોઈ પણ પૂર્વજાએ વ્યભિચાર કર્યો હોય કિંવા પોતાના એક પ્રિયતમના સ્વર્ગવાસ પછી પણ વૈધવ્યધર્મનું પાલન ન કરતાં અન્ય પુરુષના પ્રેમને સ્વીકાર્યો હોય એવી અપવાદરૂપિણી એક પણ ઘટના ઘટી નથી અને તેથી કુલીન વારાંગના હોવાનું મારા મનમા મને સમ્પૂર્ણ અભિમાન છે. અસ્તુ. વંશપરંપરાના શુદ્ધ આચાર તથા શુદ્ધ વિચારનો વારસો મને મારી પૂર્વજાઓ પાસેથી મળેલો હોવાથી અને મારી માતાએ મને ઉચ્ચ શિક્ષણ આપેલું હોવાથી હું બાર વર્ષની થઈ ત્યારથી જ મારા મનમાં કોઈ યોગ્ય યુવક સાથે લગ્નસંબંધ કરીને તેની અર્ધાંગી કિંવા સહધર્મિણી થવાની મહતી આકાંક્ષા ઉદ્ભવી હતી અને તેથી યુવતી થવા છતા પણ હુ કોઇની બંધકી થઈ ન હોતી. એટલામાં અચાનક ઘટના એવી ઘટી કે મારા જન્મસ્થાન ધવલકપૂરમાંથી—ધવલકપુરના બાહ્ય ભાગમાથી—સ્વર્ગવાસી

આશે। ભિલ્લ મને તથા મારી એક યુવતી સખીને બંદિ કરીને લઈ ગયો. તે વેળાયે હું તથા મારી સખી પુરુષવેશમાં હતી. ગુર્જરેશ્વરે અમોને જ્યાં બંદિ તરીકે રાખવામાં આવી હતી ત્યાં આવીને અમોને મુક્તિદાન આપ્યું, ત્યાંથી પાછાં ફરતાં માર્ગમાં એક વ્યાઘ્રને મારા કૃત્રિમ વ્યાઘ્રનખોવડે વિદારીને મેં ગુર્જરેશ્વરના પ્રાણની રક્ષા કરી અને ગુર્જરેશ્વરના અનેક સદ્ગુણોને જોઈને કોઈ પણ પ્રકારે ગુર્જરેશ્વર સાથે લગ્નસંબંધ કરીને ગુર્જરેશ્વરી થવાની મેં મારા મનમાં દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી; માત્ર એટલું જ નહિ, પણ જો ગુર્જરેશ્વર કર્ણદેવના પત્નીપદની મને પ્રાપ્તિ ન થાય, તો અન્ય સર્વ પુરુષોને પિતા, ભ્રાતા તથા પુત્રતુલ્ય માનીને સમસ્ત જન્મ કૌમાર તથા બ્રહ્મચર્યમાં જ વીતાડવાનો પણ મેં મારા મનમાં શપથપૂર્વક દૃઢ નિશ્ચય કરી લીધો. ભવિષ્યમાં મારે ગુર્જરેશ્વરના મનને મારા સૌન્દર્ય, યૌવન તથા સદ્ગુણોમાં મુગ્ધ કરવાનું હોવાથી ગુર્જરેશ્વર સાથે ધવલકપુરમાં પુરુષવેશમાં જ પહોંચ્યા પછી મેં મારા સ્ત્રીત્વનો પત્રદ્વારા પ્રકાશ કરી દીધો, પરન્તુ સ્ત્રીના વેશમાં તત્કાળ હું ગુર્જરેશ્વર સમક્ષ ઉપસ્થિત ન થઈ આ સર્વ કથા ગુર્જરેશ્વરે કદાચિત્ આપ શ્રીમતીને સંભળાવી પણ હશે. કેટલોક કાળ વહી ગયો, ગુર્જરેશ્વરના દ્વિતીય લગ્નની વાર્તા મારા સાંભળવામાં આવી અને મારું મન કાંઇક નિરાશ પણ થયું, પરન્તુ ત્યાર પછી અલ્પ સમયમાં જ મહારાણી મયણલ્લાદેવી કુરૂપા હોવાથી ગુર્જરેશ્વરે તેમનો તિરસ્કાર કર્યાની અને પાટણને ત્યાગીને આશાપલ્લીમાં જઇ વસ્યાની વાર્તા મેં સાંભળી, અને તેથી મારા મનમાં પુનઃ આશાનો સંચાર થતાં ગુર્જરેશ્વર પાછા પાટણમાં પધાર્યા એટલે હું પણ પાટણમાં આવી લાગી, અને ગુર્જરેશ્વરના જન્મતિથિમહોત્સવનો પ્રસંગ અચાનક પ્રાપ્ત થવાથી નાટ્યપ્રયોગદ્વારા મારા સૌન્દર્ય તથા મારી કલાભિજ્ઞતાનું દર્શન કરાવીને ગુર્જરેશ્વરના મનને મારા પ્રતિ આકર્ષવાનો મેં પ્રયત્ન કર્યો મારો તે પ્રયત્ન તત્કાળ સફળ થયો, ગુર્જરેશ્વરનું મન મારા પ્રતિ એટલી સીમા પર્યન્ત આકર્ષાયું કે નાટ્યપ્રયોગની સમાપ્તિ થતાં જ તેઓ શ્રીમાને મારા શૃંગારગૃહમાં પધારી મારા આતિથ્યને સ્વીકારી પોતાના મુખથી જ મારા પ્રેમની યાચના કરી અને મેં લગ્નહીન પ્રેમસંબંધ ન કરવાનો નિશ્ચય દર્શાવતાં મારી સાથે બીજે જ દિવસે ગાંધર્વ લગ્ન કરવાનું વચન પણ તેઓ શ્રીમાને મને આપી દીધું મારા મનમાં મારા યૌવન, સૌન્દર્ય તથા કલાભિજ્ઞત્વનો અતિશય ગર્વ થવા લાગ્યો, પ્રભાત પર્યન્ત નિદ્રામાં હું અનેકવિધ સુખસ્વપ્નોનું દર્શન કરતી રહી અને મને પોતાને ગુર્જરેશ્વરી જ માનવા લાગી. હું વિદુષી તથા બુદ્ધિમતી હોવા છતાં પણ મનુષ્યની સર્વ ધારણાઓ કદાપિ પાર પડી શકતી નથી, મનુષ્યના સર્વ મનોરથો કદાપિ નિર્વિઘ્ન સિદ્ધ થઈ શકતા નથી અને કેટલીકવાર મુખ પર્યન્ત પહોંચેલો ગ્રાસ મુખને સ્પર્શ કરીને અચાનક હસ્તમાંથી નીચે પૃથ્વીપર પડી જાય છે, એ વિશ્વના વિલક્ષણ તથા અનિવાર્ય વિધાનનું તે વેળાયે આશા તથા ગર્વના પ્રાબલ્યથી મને સર્વથા વિસ્મરણ થઈ ગયું હતું, એ નવીનતાથી કહેવાની આવશ્યકતા છે જ નહિ. બીજે દિવસે પ્રભાતમાં મંત્રી મુંજાલે મારી પાસે આવીને જ્યારે મને એમ જણાવ્યું કે: 'શ્રીમતી મહારાણી સુમિત્રાદેવી થોડી વારમાં મહાદેવના દર્શનમાટે પધાર-

માના છે તે વેળાયે તમોને મળવાની તેઓ શ્રીમતી ઇચ્છા ધરાવે છે,' તે વેળાયે પણ મારા મનમાં એવો સંશય ન હોતો આવ્યો કે આપ શ્રીમતી મારા આશાવૃક્ષનો મૂલોચ્છેદ કરવામાટે અને મારા નારીજીવનની નિરર્થકતા કરી નાખવા માટે જ મારી પાસે પધારવાનાં છો. જો તે વેળાયે આપ શ્રીમતીનો આશય મારા જાણવામાં આવી ગયો હોત, તો હું આપ શ્રીમતીને મળવાની હા પાડત કે નહિ એ વાર્તા સર્વથા સંશયાસ્પદ હતી મેં મંત્રી મુંજાલને આપ શ્રીમતીને મળવાની અનુમતિ દર્શાવી, આપ શ્રીમતી મારી પાસે પધાર્યાં અને આપ શ્રીમતીનો મારા હૃદયમાં એક પ્રકારનો વિલક્ષણ પ્રભાવ પડી જવાથી મેં આપ શ્રીમતીને આપની ઇચ્છાનુસાર ગુર્જરેશ્વર સાથે ગાંધર્વ લગ્ન ન કરવાનું, મહારાણી મયણલ્લદેવીના મનોરથને સિદ્ધ કરવાનું અને મારા પોતાના સર્વ ભાવિ સુખોને પરોપકારમાટે તિલાંજલિ આપી દેવાનું વચન આપી દીધું. બસ થઇ ચૂક્યું; મારા ભાગ્યનું માગી આશા તથા આકાંક્ષાથી સર્વથા વિપરીત પરિવર્તન થઈ ગયું નિશ્ચિત થયેલા રાજ્યાભિષેકના સમયમાં જેવી રીતે ભગવાન્ શ્રી રામચંદ્રને સિંહાસનારૂઢ થવાને બદલે વલ્કલ ધારીને ચૌદ વર્ષના વનવાસને સ્વીકારવાનો અવસર ભાગ્યની વક્ર રેખાથી પ્રાપ્ત થયો હતો, તેવી જ રીતે મારા માટે પણ ગુર્જરેશ્વર કર્ણ સોલંકીની રાજનિકેતનવાસિની મહારાણી થવાને બદલે વનવાસિની કિંવા ગિરિગહ્વરનિવાસિની સંન્યાસિની થવાનો સમય આવી લાગ્યો.

"એક નવયૌવના, રૂપસુંદરી તથા કામકલાવિશારદા રમણીના વિલાસપ્રિય હૃદયમાં પોતાના ઇષ્ટ પ્રિયતમના પરિરંભણમાં આત્મવિસ્મૃતિપૂર્વક બદ્ધ થવાની, પતિદેવની ચુંબનસુધાના પાનથી તૃપ્ત થવાની અને પતિદેવનાં ચરણોમાં સર્વસ્વ સમર્પી દઇને પોતાના નારીજીવનની યથેચ્છ તથા સંપૂર્ણ સાર્થકતા કરી લેવાની લાલસાનો કેટલી સીમાપર્યંત ઉદય થયેલો હોય છે અને જ્યાં સુધી તે પતિપ્રેમપિપાસુ પ્રમદાની એ લાલસા તૃપ્ત નથી થતી ત્યાં સુધી તે યુવતી કેટલી સીમાપર્યન્ત માનસિક કષ્ટને ભોગવતી રહે છે એની આપ શ્રીમતી પણ એક યૌવનાનુભવિની તથા જ્ઞાતયૌવના રમણી હોવાથી આપ શ્રીમતીથી યથાર્થ કલ્પના કરી શકાય તેમ છે મરુભૂમિના કેટલાક દિવસના તૃષાતુર મનુષ્ય સમક્ષ એક પાત્રમાં શીતલ જળ ભરીને મૂકવામાં આવે અને જ્યારે તે તૃષાતુર મનુષ્ય તે જલપાત્રનો પોતાના મુખ સાથે સંયોગ કરાવવાની તૈયારીમાં હોય તે વેળાયે તે જલપાત્રને તેના હસ્તમાંથી બળાત્કારે છીનવી લેવામાં આવે તેમ જ એક અત્યંત ક્ષુધાતુર કિંવા બુભુક્ષિત મનુષ્ય સમક્ષ એક થાળમાં નાનાવિધ સ્વાદિષ્ટ ભોજ્ય પદાર્થો લાવીને રાખવામાં આવે અને જ્યારે તે બુભુક્ષિત મનુષ્ય તે ભોજ્ય પદાર્થોના આહારથી પોતાની ક્ષુધાને નિવારવાનો પ્રયત્ન કરે ત્યારે તેના મુખ પર્યંત પહોંચેલા ગ્રાસને તેના હસ્તમાંથી બળાત્કારે છીનવી લેવામાં આવે, તો તે પ્રસંગે જેવી રીતે તે તૃષાતુર તથા ક્ષુધાતુર મનુષ્યના હૃદયમાં મરણતુલ્ય કષ્ટ થાય છે અને જીવન કરતાં મૃત્યુ જ તેને પ્રિયતર દેખાય છે તેવી જ રીતે એક યૌવનમદોન્મત્તા અને કામાતુરા યુવતી પોતાના પ્રિયતમના શયનમંદિરમાં પોતાની અભિલાષાને પૂર્ણ કરવાની ઇચ્છાથી આવી હોય, પ્રિયતમ પતિદેવ પણ

ત્યાં વિદ્યમાન હોય અને જ્યારે તે પ્રેમાભિલાષિણી પ્રમદા પોતાના પતિરૂપ પ્રેમપાત્રને સ્પર્શવામાટે પોતાના કંપાયમાન કોમળ કરોને લાંબાવતી હોય તે વેળાયે તેના પતિરૂપ પ્રેમપાત્રને તેનાથી બળાત્કારે દૂર કરી દેવામાં આવે; માત્ર એટલું જ નહિ, પણ તે પતિરૂપ પ્રેમપાત્રને અન્ય યુવતીના હસ્તમાં પોતાના હસ્તથી જ સમર્પી દેવાની અલૌકિક ઉદારતા દર્શાવવાની કિંવા પોતાના હૃદયને ભસ્મીભૂત થવા દઇને અન્ય યુવતીની અભિલાષાને પૂર્ણ કરવાની આજ્ઞા સંભળાવવામાં આવે, તો તે પ્રસંગે તે ભગ્નમનોરથા કામિનીના આશાપૂર્ણ હૃદયમાં નિરાશાનો જે ભયાનક આઘાત થાય છે તે ભયાનક આઘાત સર્વથા અસહ્ય થઈ પડવાથી તે ભગ્નમનોરથા માનિની જે ભયંકર મનોવેદનાને અનુભવે છે તે ભયંકર મનોવેદનાની માત્ર તે અબળાથી જ યથાર્થ કલ્પના કરી શકાય છે કે જે અબળાને દુર્ભાગ્યવશાત્ ભગ્નમનોરથા થવાનો એવો દુઃખદ પ્રસંગ પ્રાપ્ત થયેલો હોય છે; મને આપ શ્રીમતીની કૃપાથી આવી રીતે અણીની વેળાયે ભગ્નમનોરથા થવાનો દુઃખદ પ્રસંગ પ્રાપ્ત થઈ ચૂક્યો છે, હું અત્યારે ભયંકર મનોવેદનાને અનુભવી રહી છું અને તે ભયંકર મનોવેદનાના આંશિક નિવારણ માટે મેં મારા મનોભાવોને મારી લેખિની દ્વારા આ પત્રમાં વ્યક્ત કરી બતાવ્યા છે.

"અસ્તુ: જે થવાનું હતું તે થઈ ગયું છે એટલે હવે ગત ઘટનાનો શોક કરવો વ્યર્થ છે. મારા ભાગ્યમાં વિધાતાએ પતિદેવની પ્રેમપૂજાના ઉપભોગનો યોગ લખ્યો જ નહિ હોય, નહિ તો મારા પ્રેમની નિષ્ફળતા થાય જ નહિ અને એટલામાટે હું આપ શ્રીમતીના શિરપર કોઈ પણ પ્રકારના દોષનો આરોપ નથી કરતી, કિંબહુના જે મનઃસંયમ તથા ઇન્દ્રિયદમનથી મનુષ્યને-સ્ત્રી તથા પુરુષ ઉભયને-શાશ્વત કલ્યાણની પ્રાપ્તિ થાય છે તે મનઃસંયમ તથા ઇન્દ્રિયદમનનો માર્ગ મને આપ શ્રીમતીએ જ દર્શાવેલો હોવાથી હું આપ શ્રીમતીને મારાં ગુરુદેવી તરીકે સ્વીકારીને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું. ગુર્જરેશ્વર કર્ણ સોલંકી વિના આ સંસારમાં વિચરતા અન્ય સર્વ પુરુષોને મેં મારા પિતા, ભ્રાતા તથા પુત્રતુલ્ય માનેલા હોવાથી અને ગુર્જરેશ્વર કર્ણ સોલંકી સાથે મારો લગ્નસંબંધ થાય એવો હવે લેશમાત્ર પણ સંભવ ન હોવાથી મેં આજે જ આ પુરંદરપુરીતુલ્ય પાટણને ત્યાગી જવાનો અને કોઈ આદર્શ સંન્યાસીના વરદ હસ્તથી સંન્યસ્તદીક્ષા લઇને સંન્યાસિની થવાનો મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો છે; કારણ કે, જે પરમાત્માએ હું કોમલાંગી કામિની હોવા છતાં પણ મારા બાહુમાં ક્રૂર વ્યાઘ્રો તથા સિંહોને વિદારી નાખવાની પ્રચણ્ડ શક્તિ સમર્પેલી છે તે પરમાત્મા મારા હૃદયમાં મનુષ્યજાતિના કામ, ક્રોધ, લોભ, મોહ, મદ તથા મત્સર નામક ષડ્ રિપુઓના દમનની શક્તિ પણ અવશ્ય સમર્પશે અને મારો સન્યાસ નિષ્ફળ નહિ થાય એવો મારો દૃઢ વિશ્વાસ છે. આ વિશ્વનું કોઈ પણ કાર્ય ઉદ્દેશહીન હોતું જ નથી એવો એક ત્રિકાલાબાધ્ય નિયમ હોવાથી મારા સંન્યાસનો પણ કોઈ પણ એક ઉદ્દેશ તો હોવો જ જોઇએ એ સ્વાભાવિક છે અને તે ઉદ્દેશ એ છે કે મારા દુર્ભાગ્યની પ્રબળતાથી ગુર્જરેશ્વર કર્ણ સોલંકીનું જે પત્નીત્વ મને મારા આ અવતારમાં પ્રાપ્ત થઈ શક્યું નથી તે પત્નીત્વ મને મારા હવે પછીના અવ-

# હમારે ત્યાં તમારૂં આવવું તે તમારા માટે ઘણી ખુશનસીબી છે.

તમારા ઘરના માણસોને ખબર પડશે કે તમો હમારા ત્યાં જઈ આવ્યા છો તો તેઓ ખુશી ખુશી થઈ જશે. કહો તેથી તમો ખુશી થશો કે નહી?

હમારે ત્યાં દરેક જાતનું કાપડ-રેશમી, સુતરાઉ ગરમ વીગેરે તથા દરેક જાતનું ભરતકામ, દરેક જાતની ફીટ, કોર, અને હમારા કારખાનામાં બનેલો દરેક જાતનો ચોખ્ખી ચાંદીનો બનેલો જરી માલ જેવો કે જીક, કાંગરી, સલમો, તીકી કસબ-બાદલુ વીગેરે વીગેરે. હમેશાં તૈયાર મળશે અને વરદી આપે જેવું જોઇએ તેવું ભરતકામ ટાઇમસર બનાવી આપવામાં આવશે. એક વખત કામ પાડવાથી ખાત્રી થશે.

તમારે ત્યાં તમારા બચ્ચાંઓની શાદી (લગન) વખતે હમારે ત્યાં આવશો તો તમને બીજે કોઈ ઠેકાણે જવાની જરૂર રહેશે નહી. કારણ કાપડ, ભરતકામ અને જરીમાલ બધું એકજ ઠેકાણેથી મળી જશે, જરૂર પધારશો.

નીચે લખેલું ઠેકાણું યાદ રાખશો.

દુકાન:-

## કાદરભાઇ તૈયબજી સાવલીવાલા,

જરીનું કારખાનું, બંગડી બજાર } છીપી ચાલ-મુંબઈ ૨.
બુટવાળા બીલડીંગ પહેલે માળે. }

તારમા પ્રાપ્ત થાય એવી મારી તીવ્ર આકાંક્ષા છે અને મારી એ આકાંક્ષાની પૂર્તિ-માટે મને મારા હવે પછીના જન્મમાં પણ માનવજાતિના સ્ત્રીશરીરની પ્રાપ્તિ થવી જોઇએ એ જ પરમાત્માનાં શ્રીચરણોમા મારી એકનિષ્ઠતાત્મક પ્રાર્થના છે.

"મારી નાટક મંડળીનાં નટો તથા નટીઓને તેમના ચઢેલા વેતનો ઉપરાંત યોગ્ય પારિતોષિકો આપીને આજે મેં મારી સેવાનાં બંધનથી મુક્ત કરી દીધા છે અને નાટ્યાભિનયનાં સર્વ સાધનો પણ તેમને આપી દીધાં છે કે જેથી તેઓ નાટ્યવ્યવસાયથી પ્રતિષ્ઠાપૂર્વક પોતાની આજીવિકાને પ્રાપ્ત કરતાં રહે તથા તેમના હસ્તથી નાટ્યકલાની યથાશક્ય ઉન્નતિ પણ થતી રહે જો આપી શકાય તો તેમને તેમના કાર્યમા યોગ્ય સહાયતા આપશો આ સંસારત્યાગિની નટી નમુંજાલાને હવે ધન, રત્ન તથા વસ્ત્રાલંકારોની લેશમાત્ર પણ આવશ્યકતા ન હોવાથી તેમ જ ધવલકપુરમાના મારા આશ્રમનો સાધનસમ્પન્ન હોવાથી અત્યારે મારી જે જંગમ સંપત્તિ મારી સાથે અને મારા અધિકારમા છે તે મારી સમસ્ત જંગમ સંપત્તિને એક લોહમંજૂષામા બંધ કરીને તેના તાળાની ચાવી આ પત્ર સાથે આપ શ્રીમતીને મોકલવામા આવી છે અને તે લોહમંજૂષા આપ શ્રીમતી જ્યારે પણ મંગાવો ત્યારે આપ શ્રીમતીની દાસીને સોંપી દેવાની મેં મારી નાટક મંડળીના કલાધર નામક એક વિશ્વાસપાત્ર નટને આજ્ઞા આપી દીધી છે એટલે તેની પાસેથી તે લોહમંજૂષા મંગાવી લેશો એ નટ તે જ છે કે જેણે મારા 'સતી વારાંગના' નામક નાટકમાં રાજા વિજયનાદની ભૂમિકા ભજવી બતાવી હતી મારી એવી ઇચ્છા છે કે મારી જે જંગમ સંપત્તિ હું આપ શ્રીમતીને સોંપી જાઉં છું તેનો જો મારી ધારણા અનુસાર આજથી નવ અથવા દશ માસમાં જ મહારાજ્ઞી મયણલ્લાદેવી પુત્રની માતા થવાના ભાગ્યને પ્રાપ્ત કરે, તો તે વેળાયે અને નહિ તો જ્યારે પણ મહાકાલેશ્વર શ્રીમતી મયણલ્લાદેવીને પુત્રને પારણામાં ઝૂલાવવાના અત્યંત આનન્દવર્ધક અવસરનો સાક્ષાત્કાર કરાવે ત્યારે મારી એ જંગમ સંપત્તિના અર્ધ ભાગનો તે યુવરાજમાટે રત્નજડિત સુવર્ણનુ પાલણુ બનાવવાના કાર્યમાં વ્યય કરવો અને યુવરાજને મારા પાલણામા ઝૂલાવવા મારી સંપત્તિના અવશિષ્ટ અર્ધ ભાગનો જ્યારે તે સુભાગી યુવરાજનો રાજ્યાભિષેક થવાનો હોય ત્યારે યુવરાજમાટે રત્ન તથા મૌક્તિકમંડિત એક સુંદર પોશાક તૈયાર કરાવવાના કાર્યમા વ્યય થવો જોઇએ અને રાજ્યાભિષેકને દિવસે તે સુભાગી યુવરાજે મારા પોષાકને પરિધાન કરી સિંહાસને વિરાજવુ જોઇએ મારી આ ઇચ્છાને જો આપ શ્રીમતી પૂર્ણ કરશો, તો આપ શ્રીમતીનો મારાપર અત્યંત ઉપકાર થશે.

"મારી આ પત્રિકાના વાંચનથી આપ શ્રીમતીનું, શ્રીમતી મયણલ્લાદેવીનુ તથા શ્રીમાન્ ગુર્જરેશ્વર કર્ણદેવ મહારાજનું હૃદય દ્રવી જાય, તો પણ મારા કલ્યાણની કોઇ પણ પ્રકારની ભાવનાને અંતઃકરણમા સ્થાન આપીને મને શોધવાનો કિંવા શોધી મંગાવવાનો પ્રયત્ન કરશો નહિ, કારણ કે, ગુર્જરેશ્વર જાણે છે તેમ હું વેશપરિવર્તનની કળામાં અત્યંત નિષ્ણાત હોવાથી અને અહીંથી અદ્ભુત વેશપરિવર્તન કરીને નીકળવાનો મારો વિચાર હોવાથી મને શોધી મંગાવવાનો એવો પ્રયત્ન કદાપિ સફળ થવાનો નથી. હવે પુનઃ સંસારના મોહમાં

લપટાઇને તતોભ્રષ્ટ તથા તતોભ્રષ્ટ થવાની મારી ઇચ્છા જ નથી. મારો સંસાર અગળ્યો છે તો હવે મારે મારા સંન્યાસને તો સુધારવો જ જોઇએ જ્યારે રાજમહિષી મયણલ્લાદેવી રાજપુત્રને જન્મ આપશે ત્યારે મહાદેવ સ્મશાનવાસી હોવા છતાં પણ શ્રીકૃષ્ણજન્મના પ્રસગે શ્રીકૃષ્ણચન્દ્રના મુખચન્દ્રના દર્શનથી પોતાનાં નેત્રોને પવિત્ર કરી લેવામાટે યશોદાદેવીના દ્વારમાં પધાર્યા હતા તેવીજ રીતે તે રાજપુત્રના મુખચન્દ્રના દર્શનથી મારા નેત્રોને શીતલ કરવામાટે હુ શ્રીમતી મયણલ્લાદેવીના પ્રસૂતિગૃહના દ્વારમાં આવીશ; પરંતુ તે વેળાયે પણ મને નટી નમુંજાલા તરીકે તો કોઇ પણ ઓળખી શકશે નહિ, એ હુ આપ શ્રીમતીને અત્યારે જ જણાવી દઉં છુ.

"ગુર્જરેશ્વર કર્ણદેવને મારો એટલો જ અંતિમ સદેશ સંભળાવજો કે:-

'વારાંગનાકુલમાં નમુંજાલા નટી જન્મી હતી;
તે છતા સચ્ચારિત્ર્યથી તે હતી સાધ્વી ને સતી;
પાટણ નગરને ત્યાગતાં રુવતી હતી તે વિલપતી;
મુખથી નિરંતર 'કર્ણ' એ શુભ નામને ઉચ્ચારતી!
સંયોગનો સંભવ ન જોઇ ધૈર્ય તે ખોતી હતી,
અનિવાર્ય જોઈ વિયોગને મુખ અશ્રુથી ધોતી હતી;
હૃદયાંકિતા છબિ કર્ણની મનચક્ષુથી જોતી હતી;
આંસૂભીના અંચલવડે નિજ આંસુડાં લોતી હતી!
સંસાર અટવીમાં વિકટ છે પ્રેમનો આ પંથજી;
નહિ જો મળ્યા સસારમા સ્વર્ગે મળીશું કંથજી
આશા હૃદયમાં એ ધરી સંસારસુખને પરિહરી,
જનવસતિને ત્યાગી થઈ વનવાસિની તે સુંદરી!'

"વસંતોદ્યાનમાંથી પ્રભાતમાં નાટ્યશાળામા આવીને તત્કાળ મે આ પત્રિકા લખવાનો આરભ કર્યો હતો અને મારું હૃદય ભગ્ન થઈ ગયેલુ હોવાથી એક પ્રહરથી પણ કાંઇક અધિક સમય મારે આ પત્રિકા લખવામાં વીતાડવો પડ્યો હતો; માત્ર એટલુંજ નહિ, પણ આ પત્રિકા અનેક વાર મારા અશ્રુપાતથી આર્દ્ર થઈ હતી એટલામાટે જો કોઈ સ્થળે ચહેરાયલા અક્ષરો સ્પષ્ટ ન વંચાય તો તેની ક્ષમા કરશો આ પત્રિકા તથા લોહમંજૂષાની ચાવી જે વેળાયે આપ શ્રીમતીના વરદ હસ્તમાં આવશે, તે વેળાયે આ અભાગિની નમુંજાલા એક વિલક્ષણ વેષમા પાટણ નગરથી કેટલાક અંતરપર પોતાના ભગ્ન હૃદય સહિત ઉન્માદિનીની અવસ્થામાં પ્રવાસ કરતી હશે એટલે આ પત્રિકાદ્વારા જ મારા અંતિમ પ્રણામ સ્વીકારી લેજો, પ્રતાપી ગુર્જરેશ્વરે તથા મહારાજ્ઞી મયણલ્લાદેવીને મારા પ્રણામ વંચાવજો અને આપ શ્રીમતી તથા શ્રીમતી મયણલ્લાદેવીને જ્યારે પણ પતિદેવની હૃદયપૂજા કરવાનો અવસર પ્રાપ્ત થાય ત્યારે આપ ઉભય શ્રીમતીઓ આપની આ દીન સેવિકાનું જો કૃપા કરીને સ્મરણ કરતાં રહેશો, તો હું આપ શ્રીમતીઓની એ ઉદારતાને જ મારી સેવાના પર્યાપ્ત પારિતોષિક તરીકે માની લઇશ. હવે હું વિશેષ નથી લખી શકતી અને તેથી મારી લેખિનીના વેગને, હજી બહુ લખવાની ઇચ્છા હોવા છતાં પણ, અનિચ્છાપૂર્વક આહીં જ અટકાવી દઉં છું.

"લેખિકા ભગ્નમનોરથા પ્રેમસંન્યાસિની નટી નમુંજાલાના અંતિમ પ્રણામ સ્વીકારશો."

નટી નમુંજાલાની એ હૃદયદ્રાવક પત્રિકાના શ્રવણથી કર્ણરાજનું હૃદય પણ એટલી સીમાપર્યંત દ્રવી ગયું કે તેના મુખમાંથી પણ નિઃશ્વાસો નીકળી ગયા અને તત્કાળ તેનાથી કાંઇ પણ બોલી શકાયું નહિ કેટલાક સમય પછી તેણે એટલા જ શબ્દો ઉચ્ચાર્યા કે. "નટી નમુંજાલા વારાંગના કે દેવી ?"

"નટી નમુંજાલા વારાંગના નહિ, પણ અવશ્ય દેવી જ છે." સુમિત્રાદેવીએ નિષ્કપટ ભાવથી કહ્યું.

"નટી નમુંજાલાના આ દેવીતુલ્ય ઉન્નત સ્વભાવ તથા શુદ્ધતમ ચારિત્ર્યને જો હું પ્રથમથી જ જાણતી હોત, તો તેના નારીજીવનને હું આટલી સીમાપર્યન્ત કદાપિ નષ્ટ થવા દેત નહિ. મારા કલ્યાણમાટે જ નટી નમુંજાલાએ પોતાના કલ્યાણનું શાશ્વત બલિદાન આપી દીધું છે એ વાર્તાના સ્મરણથી મારૂં હૃદય શોકાગ્નિથી બળીને ભસ્મીભૂત થઈ જાય છે. હાય, નટી નમુંજાલાના શાશ્વત દુઃખનું કારણ હું જ થઈ છું આર્યપુત્ર, જો મારા આ શોકને શમાવવાની અને નટી નમુંજાલાના ઉપકારના ભારથી મને મુક્ત કરવાની જ આપ શ્રીમાનની ઇચ્છા હોય, તો મારી એક પ્રાર્થનાને આપ શ્રીમાન્ સ્વીકારશો ?"

"પ્રાણેશ્વરી, દેવી, તારી કોઈ પણ આજ્ઞાનો મારાથી અસ્વીકાર કરી શકાય તેમ નથી, કારણ કે, હું તારા અનન્ત ઉપકારોના ભાર તળે દબાયલો છું." કર્ણરાજે અતિશય વિવેક દર્શાવ્યો

"તો મારી એટલી જ વિનયપૂર્વક પ્રાર્થના છે કે અત્યારે અને આ ક્ષણે જ ગમે ત્યાંથી અને ગમે તેવા પ્રયત્ન કરીને પણ નટી નમુંજાલાને શોધી મંગાવવાની વ્યવસ્થા કરો, જો તે અહીં આવી જાય તો તેની સાથે તેની ઇચ્છા અનુસાર તત્કાળ લગ્નસંબંધ કરી લ્યો અને તેના નારીજીવનની સાર્થકતા કરીને પુણ્યભાગી થાઓ જેવી રીતે મારા પાણિગ્રહણમાટે મહારાજ્ઞી સુમિત્રાદેવીએ આપ શ્રીમાનને આગ્રહ કર્યો હતો તેવી જ રીતે આજે નટી નમુંજાલાના પાણિગ્રહણમાટે હું આપ શ્રીમાનને આગ્રહ કરૂં છું અને આશા રાખું છું કે આપ શ્રીમાન્ મારા આ આગ્રહને અવશ્ય માન આપશો જ" મયણલ્લાદેવીએ ગુર્જરેશ્વરને નટી નમુંજાલા સાથે લગ્ન કરી લેવાની પ્રાર્થના કરીને પોતાની કૃતજ્ઞતા તથા ઉદારતાનો પરિચય કરાવ્યો

"મારો પણ એવો જ આગ્રહ છે કે જો આપ શ્રીમાન્ નટી નમુંજાલાને શોધી મંગાવીને તેની સાથે લગ્નસંબંધ કરી લ્યો તો વધારે સારૂં નટી નમુંજાલા એક અલૌકિક રમણીરત્ન હોવાથી તેના આગમનથી આ રાજપ્રાસાદની શોભા વૃદ્ધિગત થશે અને અમોને એક સન્મૈત્રિણીના સહવાસનો યોગ પ્રાપ્ત થવાથી અમારા સદ્‌ભાગ્યોની પણ પરિસીમા થઈ જશે નટી નમુંજાલા સમાન સ્વર્ગીય રમણીરત્ન તો આ સંસારમાં કોઈ મહાભાગ્યશાળી તથા પુણ્યાત્મા પુરુષને જ પ્રાપ્ત થઇ શકે છે" સુમિત્રાદેવીએ પણ મયણલ્લાદેવીની પ્રાર્થનાને અનુમોદન આપ્યું.

"સુમિત્રાદેવી, નટી નમુંજાલાની આ પત્રિકા તને ક્યારે મળી હતી ?" કર્ણરાજે પૂછ્યું

"જે દિવસે આપ શ્રીમાનના પાપના નિવારણમાટે ભયાનક પ્રાયશ્ચિત્તનો નિશ્ચય કરવામાં આવ્યો તે દિવસના સંધ્યાકાળે" સુમિત્રાદેવીએ ઉત્તર આપ્યું

"ત્યારે તે દિવસે જ આ પત્રિકા મને તે કેમ ન વંચાવી?" કર્ણરાજે જિજ્ઞાસા દર્શાવી

"કારણ કે, આપ શ્રીમાને એકાન્તવાસને સ્વીકારીને કોઇ પણ વ્યક્તિને એકાન્તવાસમા ન આવવા દેવાની મહારાણીઓને કઠિન આજ્ઞા આપી દીધી હતી એટલે મારાથી આપ શ્રીમાનના દર્શનનો લાભ લઈ શકાય તેમ હતું જ નહિ." સુમિત્રાદેવીએ તે પત્રિકા તત્કાળ કર્ણરાજને ન વંચાવી શકવાનું સમર્પક કારણ દર્શાવ્યું.

"ઠીક સ્મરણ કરાવ્યું સુમિત્રાદેવી, તેં પોતે જ નટી નમુંજાલાને પોતાના પ્રભાવથી હસ્તગત કરી લઇને મયણલ્લાદેવીને મારા શયનમન્દિરમાં પાઠવી હતી અને વસ્તુત હું નટી નમુંજાલાના સંપર્કથી ભ્રષ્ટ થયો ન હોતો એ રહસ્યને તું સારી રીતે જાણતી હતી, છતાં પણ જે વેળાયે મને પ્રાણાન્તક પ્રાયશ્ચિત્તની આજ્ઞા સંભળાવવામાં આવી તે વેળાયે આ મયણલ્લાદેવીએ લજ્જાને ત્યાગીને મારો યોગ્ય પક્ષપાત કર્યો અને તું તો મૃતમનુષ્યતુલ્ય મૌનને ધારણ કરીને જ ઊભી રહી તેનું શું કારણ હતું વારુ?" કર્ણરાજે સુમિત્રાદેવીના તે સમયના મૌનમાટે પોતાના હૃદયમાં તે દિવસે જે શંકાનો ઉદ્ભવ થયો હતો તે શંકાનું નિવારણ કરી લેવાને આ પ્રશ્ન પૂછયો

"મારા મૌનનું કારણ એ હતું કે આપ શ્રીમાન્ શારીરિક પાપથી લેપાયા ન હોતા એ વાર્તા જેવી રીતે મારા જાણવામાં હતી તેવી જ રીતે પૂજ્ય રાજમાતા પણ જાણતાં હતાં; છતાં એ વાર્તા આપ શ્રીમાનના જાણવામાં ન હોવાથી આપ શ્રીમાનને પ્રથમ સત્ત્વપરીક્ષામાટે ભય દર્શાવવો અને ત્યાર પછી અંતિમ ઘટિકામાં સત્ય ઘટનાનો પ્રકાશ કરીને આપ શ્રીમાનને પ્રાયશ્ચિત્તના બંધનથી મુક્ત કરી દેવા એવી પૂજ્ય રાજમાતાની ઇચ્છા હોવાથી તેમણે મને આ વિષયમા અન્ત પર્યન્ત મૌનનુ અવલંબન કરી લેવાની કઠિન આજ્ઞા આપી હતી અને તેમની આજ્ઞા અનુલ્લંઘનીય હોવાથી તે વેળાયે મારાથી આપ શ્રીમાનનો પક્ષપાત કરી શકાય તેમ હતું જ નહિ જો વસ્તુત આપ શ્રીમાનના પ્રાણની હાનિ થવાનો સંભવ હોત, તો તો મારા સૌભાગ્યના રક્ષણમાટે કદાચિત્ હું પૂજ્ય રાજમાતાની અનુલ્લંઘનીય આજ્ઞાનુ પણ ઉલ્લંઘન કરી નાખત અને સત્ય ઘટનાનો પ્રકાશ કરી દેત; પણ તેમ તો હતું જ નહિ એટલે પૂજ્ય રાજમાતાની આજ્ઞાને ઉલ્લંઘવાનું મારામાટે કાંઈ પણ કારણ ન હોતું અને તેથી જ મેં અન્ત પર્યન્ત મૌનનું અવલંબન કરી લીધું હતુ" સુમિત્રાદેવીએ આ ઉત્તરથી પોતાના પતિની શંકાનુ નિવારણ કરી નાખ્યુ,

"અને મયણલ્લાદેવી, તે મારો પક્ષપાત કરવા છતાં તે વેળાયે તું જ મારા શયનમંદિરમાં આવી હતી એ રહસ્યનો પ્રકાશ કેમ ન કર્યો વારુ?" કર્ણરાજે મયણલ્લાદેવીને પૂછયું.

"લજ્જાએ મારા મુખથી એ રહસ્યનો પ્રકાશ થવા ન દીધો અને તેથી હુ મૂર્ચ્છિતા થઇને પૃથ્વીપર પછડાઈ પડી એ તો આપ શ્રીમાન્ જાણો જ છો." મયણલ્લાદેવીએ સલજ્જ ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"મને ચાર દિવસ પર્યન્ત નિર્જળા એકાદશીનું વ્રત બળાત્કારે પળાવવા-માટે પ્રાયશ્ચિત્ત નામક નાટકનો તમોએ જે કુશળતાપૂર્ણ અભિનય કરી બતાવ્યો છે તેમાટે તમો સર્વને ખરેખર સહસ્ત્રાવધ ધન્યવાદ ઘટે છે" કર્ણરાજે માર્મિક ઉપાલભં આપ્યો.

"વાચિક તથા માનસિક પાપના નિવારણમાટે એટલું પ્રાયશ્ચિત્ત તો સર્વથા અનિવાર્ય હતું" સુમિત્રાદેવીએ સ્મિતમંડિત મુખથી કહ્યું

"અસ્તુ પરંતુ જો હું તમો ઉભય પ્રાણેશ્વરીઓની ઇચ્છાને માન આપીને મારી ઇચ્છા ન હોવા છતાં પણ નટી નમુંજાલાને શોધી મંગાવીને તેની સાથે લગ્ન કરવાની ઉદારતા દર્શાવું, તો પણ એ કાર્યમાટે મારાં પૂજ્ય માતુશ્રીની આજ્ઞા તથા અનુમતિની સર્વથી પ્રથમ આવશ્યકતા છે તેનું કેમ? કારણ કે, જો હું આ કાર્ય તેમની આજ્ઞા તથા અનુમતિ વિના કરું, તો વળી ક્યાંક ચાર દિવસને બદલે આઠ દિવસના ઉપવાસ કરવાનો પ્રસંગ પાછો ન આવી લાગે એવો મારા હૃદયમાં ભય રહ્યા કરે છે" ગુર્જરેશ્વરે એ કાર્યસિદ્ધિના માર્ગમા રહેલાં એક વિઘ્નનું વિનોદાત્મક રૂપમાં દર્શન કરાવ્યું

"પૂજ્ય રાજમાતાની આજ્ઞા તથા અનુમતિને મેળવી લેવાનું કાર્ય અમો કરી લઇશું" સુમિત્રાદેવીએ કહ્યુ

"એ વિષયની આપ શ્રીમાને લેશમાત્ર પણ ચિન્તા ન રાખવી" મયણલ્લાદેવીએ પુલકિત વદનથી આશ્વાસન આપ્યું

"જો મારા પૂજ્ય માતુશ્રીની આજ્ઞા તથા અનુમતિને પ્રાપ્ત કરી લેવાના ભારને તમો ઉભય મહિષીઓ પોતાના શિરપર ધારી લેતાં હો, તો હું આવતી કાલે પ્રભાતમાં જ દેવપ્રસાદને બોલાવીને નટી નમુંજાલાને ગમે ત્યાંથી શોધીને પાછી પાટણમાં લઈ આવવાનો યોગ્ય પ્રબંધ કરી દઇશ અને જો તે મળી આવશે તો તમારી ઇચ્છા અનુસાર તેનું પાણિગ્રહણ કરીને તેના ઉપકારના ભારથી તમોને પણ મુક્ત કરી દઇશ અને હું પોતે પણ મુક્ત થઇશ" અંતે કર્ણરાજે મયણલ્લાદેવી તથા સુમિત્રાદેવીની ઇચ્છા અનુસાર વર્તવાનો પોતાનો નિશ્ચય દર્શાવી દીધો.

"આપ શ્રીમાનની આ ઉદારતા અલૌકિક તથા અત્યંત પ્રશંસનીય છે" મયણલ્લાદેવીએ કર્ણરાજની પ્રશંસા કરીને આનન્દ દર્શાવ્યો.

"પૃથ્વીપતિની કૃતજ્ઞતા તથા પરહિતવાદિતા આવા જ પ્રકારની હોવી જોઇએ" સુમિત્રાદેવીએ પણ કર્ણરાજની યોગ્ય શ્લાઘા કરી બતાવી

"પણ હા, નટી નમુંજાલાની જે તામ્રપ્રતિમા મારા પ્રાયશ્ચિત્તવિધિમાટે નિર્માણ કરાવવામાં આવી હતી તે તામ્રપ્રતિમાની શી વ્યવસ્થા કરવામાં આવી છે? તે તામ્રપ્રતિમાને અત્યારે ક્યાં રાખેલામા આવી છે?" કર્ણરાજે એક વિશિષ્ટ ઉદ્દેશથી નટી નમુંજાલાની તામ્રપ્રતિમાના સંબંધમા પૃચ્છા કરી

"દાસી વલ્લભા કહેતી હતી કે અત્યારે તો નટી નમુંજાલાની તે તામ્રપ્રતિમાને રાજપ્રાસાદના નિમ્નતલસ્થ એક કક્ષમા રાખવામાં આવી છે અને આવતી કાલે તે તામ્રપ્રતિમાને તોડી નાખવામાટે પાછી તામ્રકારના હસ્તમાં સમર્પી દેવાની છે" સુમિત્રાદેવીએ ઉત્તર આપ્યું

"નહિ; પ્રાયશ્ચિત્તના નિમિત્તથી મહાકાલેશ્વરે જ દેવીસ્વરૂપા નટી નમુંજાલાની એ તામ્રપ્રતિમાને નિર્માણ કરાવેલી છે એવી મારી દૃઢ માન્યતા હોવાથી મારો એ તામ્રપ્રતિમાને નષ્ટ કરી નાખવાનો નહિ, કિન્તુ 'કર્ણમેરૂપ્રાસાદ' નાટચશાળાના વિશાળ પ્રાંગણના મધ્યભાગમાં પાષાણના એક છત્રને નિર્માણ કરાવી તેમાં આદરપૂર્વક રાખવાનો વિચાર છે; કારણ કે, અત્યારે આપણી પાસે લલિતકલાની સજીવન મૂર્તિ તથા આદર્શ આર્ય લલના નટી નમુંજાલાનું જો કોઇ પણ સ્મારક હોય, તો તે એ જ છે અને તેથી એ સ્મારકની રક્ષા થવી જ જોઇએ; માત્ર એટલું જ નહિ, પણ અપૂર્વ સ્વાર્થત્યાગની એ તામ્રપ્રતિમાનો નિરંતર પુષ્પમાળા આદિથી દેવીની પ્રતિમા સમાન સત્કાર થતો રહે એવો પ્રબંધ પણ હું કરવાનો છું." કર્ણરાજે પોતાની આ ઇચ્છાને દર્શાવીને નટી નમુંજાલા પ્રતિ અનિર્વચનીય આદર દર્શાવ્યો.

"નટી નમુંજાલાની તામ્રપ્રતિમાનો આવો આદર થવો જ જોઇએ." સુમિત્રા દેવીએ પતિદેવની ઇચ્છાને અનુમોદન આપ્યું

"જ્યારે 'કર્ણમેરૂપ્રાસાદ' નાટચશાળાના પ્રાંગણમાં અપૂર્વ સ્વાર્થત્યાગ અને સાક્ષાત્ પરોપકારની એ તામ્રપ્રતિમાની સ્થાપના કરવામાં આવશે તે વેળાયે સર્વથી પ્રથમ એ તામ્રપ્રતિમાના કંઠમાં આદરદર્શિની પુષ્પમાળા હું પોતે જ મારા હસ્તથી આરોપીશ." મયણલ્લાદેવીએ પણ નટી નમુંજાલાની તામ્રપ્રતિમા પ્રતિ સંપૂર્ણ આદર તથા પૂજ્યભાવ દર્શાવ્યો.

"પરંતુ મારા મનમાં જે એક આશ્ચર્ય થયા કરે છે તે એ છે કે જે દિવસે નટી નમુંજાલાની તામ્રપ્રતિમાને મારા પ્રાયશ્ચિત્તમાટે નિર્માણ કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો તે જ દિવસે સંધ્યાકાળ પૂર્વે નટી નમુંજાલા પાટણનગરને ત્યાગી ગયેલી હોવાથી અને તામ્રકારે નટી નમુંજાલાને જોઈ હોય એવો ભાગ્યે જ સંભવ હોવા છતાં તામ્રકાર નટી નમુંજાલાની આટલી સીમા પર્યન્ત યથાર્થ તથા સુંદર પ્રતિમા કેમ અને કેવી રીતે નિર્માણ કરી શક્યો હશે?" કર્ણરાજે એક આશ્ચર્ય દર્શાવ્યું

"આર્યપુત્ર, જે વેળાયે આપ શ્રીમાનના પ્રાયશ્ચિત્તવિધિમાટે નટી નમુંજાલાની તામ્રપ્રતિમાને ઘડાવવાનો નિશ્ચય કરવામાં આવ્યો તે વેળાયે નટી નમુંજાલા નાટચશાળામાં વિદ્યમાન હતી એટલે કુશળ પ્રતિમાનિર્માયક તામ્રકાર નાટચશાળામાં જઇને અમુક નિમિત્ત દર્શાવી નટી નમુંજાલાને જોઈ આવ્યો હતો અને મેં દાસી વલ્લભાને મોકલીને નટી નમુંજાલા પાસેથી એક કુશળ ચિત્રકારના હસ્તથી આલેખાયલી તેની એક છબિ તેની સ્મૃતિરક્ષાના નિમિત્તથી મંગાવીને તે તામ્રકારને આપી હતી અર્થાત્ એક વ્યક્તિના પ્રત્યક્ષ દર્શન તથા તેના ચિત્રના સાહાય્યથી આપણા પાટણનગરના વિશ્વવિખ્યાત શિલ્પકારો આવી યથાર્થ તથા સુંદર તામ્રપ્રતિમા ચાર દિવસમાં પણ નિર્માણ ન કરી શકે એ કદાપિ સંભવનીય છે ખરું કે?" સુમિત્રાદેવીએ આ વિવેચનથી કર્ણરાજના આશ્ચર્યનું નિવારણ કરી નાખ્યું.

"ધન્ય છે આપણા પાટણનગરના શિલ્પકારોના અપૂર્વ શિલ્પકૌશલ્યને!" કર્ણરાજના મુખમાંથી સ્વાભાવિક ધન્યવાદદર્શક ઉદ્ગાર નીકળી ગયો.

આ વેળાયે રાજપ્રાસાદના સિંહદ્વારના ઉપરિભાગમાં પ્રહરીએ મધ્યરાત્રિ-સૂચક ઘડિયાલના બાર ડંકા વગાડ્યા અને કર્ણરાજે એક બગાસું ખાધું એટલે સુમિત્રાદેવી પોતાના આસનપરથી ઉઠીને ઉભી થઈ ગઈ. તેને ઉભી થયેલી જોઇને મયણલ્લાદેવીએ પૂછ્યું કે.–

"કેમ, ભગિની, ઉઠ્યા કેમ વારુ?"

"આર્યપુત્રે બગાસાં ખાવા માડ્યાં છે એટલે એઓ શ્રીમાનને હવે પોઢી જવા દ્યો અને તમો પણ શાંતિથી નિદ્રાનું સેવન કરો, કારણ કે, મધ્યરાત્રિ વીતી ગઈ છે અને આર્યપુત્રને પ્રભાતમાં વ્હેલા ઉઠવાનું છે." મયણલ્લાદેવીના પ્રશ્નનુ આ પ્રમાણે ઉત્તર આપીને સુમિત્રાદેવી ત્યાંથી પોતાના અન્તઃપુરમાંના પોતાના ભિન્ન શયનમન્દિરમા જવાને ચાલતી થઈ ગઈ.

સુમિત્રાદેવીના જવા પછી કર્ણરાજ પર્યંકશય્યામાં પોઢ્યો અને મયણલ્લા-દેવી તેની આજ્ઞાથી પોતાના વીણાવિનિન્દિત કંઠથી એક મધુર સંગીત ગાવા લાગી સંગીતનું શ્રવણ કરતાં કર્ણરાજ નિદ્રાવશ થયો એટલે પછી દીપકની જ્યોતિને મંદ કરીને મયણલ્લાદેવી પણ પતિના પાર્શ્વમાં પુલકિત હૃદય તથા પુલકિત વદનથી નિદ્રાધીન થઈ ગઈ.

* * * * *

પ્રભાતમાં સ્નાન કર્યા પછી કર્ણરાજ રાજપ્રાસાદમાંના પોતાના મંત્રણા-ગૃહમા આવીને વિરાજ્યો અને ત્યાં કર્ણરાજની દાસી વલ્લભાદ્વારા મળેલી આજ્ઞા અનુસાર આવીને બેઠેલા દેવપ્રસાદના નમનવિધિને સ્વીકાર્યા પછી કહેવા લાગ્યો કે.–

"વત્સ દેવપ્રસાદ, આજે ચાર દિવસથી આદર્શ નટી નમુંજાલા વેશપરિ-વર્તન કરીને પાટણમાંથી પ્રયાણ કરી ગઈ છે અને તેના મારા શિરપર તેમ જ સમસ્ત રાજપરિવારના શિરપર કેટલાક અવર્ણનીય ઉપકારો થયેલા હોવાથી મારે તેનો યોગ્ય સત્કાર કરવાનો છે એટલામાટે મારી તમોને એ આજ્ઞા છે કે અત્યારે અને આ ક્ષણે જ આપણા રાજ્યની ચતુઃસીમામાં તેને શોધવાનો અને જો તે મળી જાય તો અત્યંત શાંતિ તથા નમ્રતાપૂર્વક તેને સમજાવીને પાછી પાટણમાં લઈ આવવાનો યોગ્ય પ્રબંધ કરી દ્યો આ કાર્યમાટે તમો પોતે પણ જજો અને જે મનુષ્યો બુદ્ધિમાન્ હોય તેમને જ આ કાર્યની સિદ્ધિમાટે નિયત કરજો; કારણ કે, નટી નમુંજાલા વેશપરિવર્તનની કળામા અત્યન્ત કુશળ હોવાથી સામાન્ય બુદ્ધિ તથા સામાન્ય દૃષ્ટિ ધરાવનારા મનુષ્યો તેને તેના અન્ય વેશમા નટી નમુંજાલા તરીકે ઓળખી શકે એ સર્વથા અસંભવનીય છે તેનો સંન્યાસિની થવાનો વિચાર હોવાથી સંન્યાસીઓના આશ્રમોમા તેમ જ તીર્થસ્થાનોમા તેને શોધવાનો વિશેષ પ્રયત્ન કરજો અને જો તે આપણા વિશાળ રાજ્યમા ક્યાંય ન મળી આવે, તો પરરાજ્યોમાં પણ તેનો શોધ ચલાવજો"

"આપ શ્રીમાનની આજ્ઞા અનુસાર હું અહીંથી જઇને અત્યારે અને આ ક્ષણે જ નટી નમુંજાલાને શોધીને પાટણમા લઇ આવવાનો યોગ્ય પ્રબંધ કરી દઉં છું અને હું પોતે પણ મધ્યાહ્ન પછી પાટણમાંથી પ્રયાણ કરી જઇશ એટલે આપ શ્રીમાન્ હવે આ કાર્યની ચિન્તા રાખશો જ નહિ" દેવપ્રસાદે આનન્દપૂર્વક નટી નમુંજાલાને શોધી લાવવાના કાર્યના ભારને પોતાના મસ્તક-પર ધારણ કરી લીધો

"આ કાર્યમાટે જે કાંઇ પણ વ્યય થાય તેનો વિચાર કરશો નહિ. અત્યારે આ એક સહસ્ર સુવર્ણમુદ્રાની કોથળી અહીં મંગાવી રાખવામાં આવી છે તે લઈ જાઓ અને અન્યત્ર જ્યાં પણ ધનની આવશ્યકતા પડે ત્યાં આપણા રાજ્યના કોઇ પણ ગ્રામના વ્યાપારીઓ પાસેથી મારા નામે જેટલું ધન જોઇએ તેટલું આ રાજમુદ્રા બતાવીને લઈ લેજો. તે ઋણ રાજકોષમાંથી આપી દેવામાં આવશે" ગુર્જરેશ્વર કર્ણરાજે આ વાક્યો ઉચ્ચારીને એક સહસ્ર સુવર્ણમુદ્રાની કોથળી અને રાજમુદ્રા દેવપ્રસાદના હસ્તમાં સમર્પી દીધી.

"વારૂ ત્યારે હવે મને પ્રયાણ કરી જવાની આજ્ઞા છે?" દેવપ્રસાદે જવાની ઇચ્છા દર્શાવી

"પરંતુ તમો નટી નમુંજાલાને શોધવા જાઓ છો એ વાર્તાનો તમારા મુખથી તેમજ તમો એ કાર્યમાટે જે અન્ય મનુષ્યોની યોજના કરો તે મનુષ્યોના મુખથી જ્યાં સૂધી એ કાર્યની સિદ્ધિ ન થાય ત્યાં સૂધી પ્રકાશ ન થવો જોઇએ એ મારી સૂચનાને લક્ષમા રાખી લેજો અને તમારાં પત્ની સુદેષ્ણાદેવી મારા સાંભળવા પ્રમાણે ગર્ભવતી હોવાથી જો તેમની ઇચ્છા હોય તો તેમને રાજ પ્રાસાદમાં રાખી જજો અને નહિ તો તેમની ઇચ્છા અનુસાર તેમના સ્વાસ્થ્યની રક્ષાનો અન્ય ઉચિત પ્રબંધ કરી આપજો" કર્ણરાજે એક આવશ્યક સૂચના આપીને આપ્તવત્સલતાનો પરિચય કરાવ્યો.

"આપ શ્રીમાન્‌ની આ આજ્ઞાઓનું યથાર્થ પાલન થશે." દેવપ્રસાદે કહ્યું.

દેવપ્રસાદ ગુર્જરેશ્વરને નમન કરીને ચાલતો થઈ ગયો અને ત્યાર પછી કર્ણરાજ પોતે રાજવેશ પરિધાન કરીને રાજસભામાં જવામાટે રાજપ્રાસાદમાંથી બહિર્ગત થયો, અશ્વારોહી અંગરક્ષકોએ તેને શસ્ત્રનમન કર્યું, તે પોતાના સુસજ્જિત અશ્વપર આરૂઢ થયો અને અંગરક્ષકોવડે ઘેરાઇને સભાસદનની દિશામાં અગ્રેસર થવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૨ મું

## ચિત્રાંગદાનું ચમત્કારિક ચાતુર્ય

ગત પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાને એક માસ જેટલો સમય વીતી ગયો હતો. ચિત્રકાર શ્રીનાથ હવે ગુર્જરેશ્વર કર્ણ સોલંકીની કૃપાથી રાજચિત્રકાર તથા રાજપંડિતની પદવીપર આરૂઢ થયેલો હોવાથી અને તેણે પોતાની ચિત્રકલાના વિકાસમાટે વસંતોદ્યાનમાના રાજપ્રાસાદથી ભિન્ન તથા કેટલાક અંતરપર બાંધેલા એક એકાંતિક નિવાસાલયમાં વસવાની ગુર્જરેશ્વર પાસેથી અનુમતિ મેળવી લીધેલી હોવાથી હવે તે રાજપાન્થશાળાના નિવાસને ત્યાગીને પોતાની સહોદરા ફૂલંકષા, એક સેવક તથા એક સેવિકા સહિત આજે પંદર દિવસથી વસંતોદ્યાનમા આવી વસ્યો હતો. રાજપાન્થશાળા તથા વસંતોદ્યાન નગરના બાહ્ય ભાગમાં હોવાથી અને રાજપાન્થશાળાથી વસંતોદ્યાન બહુ દૂર ન હોવાથી ચિત્રકાર શ્રીનાથની સહોદરા ફૂલંકષા કર્ણાટકમાંથી જ જેની સાથે તેનો મૈત્રી સંબંધ બંધાઇ ગયો હતો તે રાજપાન્થશાળાનિવાસિની વિપ્રતનયા ચિત્રાંગદા પાસે જ્યારે પણ અવકાશ મળે ત્યારે જેવી રીતે ચિત્તવિનોદાર્થ રાજપાન્થ-

શાળામાં જતી હતી તેવી જ રીતે વિમતનયા ચિત્રાંગદા પણ વારંવાર યથાવકાશ પોતાની કર્ણાટકી સખી ફૂલંકપા તથા પોતાના મિત્ર ચિત્રકાર શ્રીનાથ પાસે આવતી હતી અને વિનોદમાં પોતાનો સમય વીતાડતી હતી.

વસંતોદ્યાનમાના જે નિવાસાલયમાં અત્યારે ચિત્રકાર શ્રીનાથ વસતો હતો તે અત્યંત વિશાળ ન હોવા છતાં પણ એક અતિશય સુંદર તથા સર્વ પ્રકારની સગવડવાળો દ્વિતલ આલય હતો તેના નિમ્ન તલમા ચાર ખંડ પાડેલા હતા અને ઉપરિતલમાં બે ખંડ કરીને અવશિષ્ટ ભાગ ચંદ્રશાળા–અગાસી–તરીકે અનાચ્છાદિત રાખવામાં આવ્યો હતો નિમ્નતલ કિંવા ભૂમિતલના એક ખંડનો રંધનશાળા તરીકે, એક ખંડનો ભોજનાલય તરીકે, એક ખંડનો ફૂલંકપાના નિવાસાલય તરીકે તથા એક ખંડનો અતિથિસત્કારગૃહ તરીકે ઉપયોગ કરવામાં આવતો હતો અને ઉપરિતલના એક ખંડનો ચિત્રકાર શ્રીનાથ પોતાના ચિત્રાલેખનગૃહ તરીકે તથા દ્વિતીય ખંડનો પોતાના અભ્યાસગૃહ તથા શયનમંદિર તરીકે ઉપયોગ કરતો હતો સેવક તથા સેવિકા તેમના માટે જૂદા બાંધેલા એક લઘુગૃહમા વસતાં હતાં તેમ જ સ્નાનગૃહ આદિની પણ એ નિવાસાલયના પશ્ચાદ્ ભાગમાં યોગ્ય વ્યવસ્થા કરાયલી હતી નિવાસાલયના અગ્ર ભાગમાં એક લતાવૃક્ષાચ્છાદિત મંડપતુલ્ય મનોહર કુંજ વિસ્તરેલો હતો અને તે કોકિલકૂજિત રમણીય કુંજના મધ્યભાગમા સ્ફટિક પાષાણના ચાર ઉચ્ચ આસનો કરેલા હોવાથી મધ્યાહ્ન પછી શીતલ મંદ સમીરના સેવનથી ગ્રીષ્મજન્ય ઉષ્માના નિવારણમાટે ચિત્રકાર શ્રીનાથ એ કુંજમાં સ્ફટિક પાષાણના આસનપર આવીને બેસતો હતો અને કેટલીક વાર નિદ્રાવશ પણ થઇ જતો હતો જો કોઇ વાર ચિત્રકાર શ્રીનાથ ત્યા વિદ્યમાન ન હોય, તો તેની સહોદરા ફૂલંકપા પણ કુંજવિહાર કરતી હતી અને તે વેળાયે જો તેની કોઇ સખી અલમ્બુષા તથા ચિત્રાંગદા આદિ, આવી લાગી હોય તો તેને પણ પોતાની પાસે ત્યાં જ બેસાડીને તેની સાથે વિનોદાલાપ કરતી હતી

આજે ગ્રીષ્મ ઋતુએ કાંઇક વિશેષ પ્રખરતા ધારેલી હોવાથી અને તેથી ઉષ્મા અધિક થતો હોવાથી ચિત્રકાર શ્રીનાથ મધ્યાહ્નભોજનના કાર્યથી નિવૃત્ત થયા પછી પોતાના ઉપરિતલસ્થ ખંડમા ન જતાં કવિ કાલિદાસકૃત 'મેઘદૂત' કાવ્યનું હસ્તલિખિત પુસ્તક લઇને ઉપર્યુક્ત લતામંડપમાં આવી લાગ્યો હતો અને ત્યા એ કાવ્યગ્રંથ વાંચતો વાચતો પાષાણાસનપર જ નિદ્રાધીન થઇ ગયો હતો ચિત્રકાર શ્રીનાથ આવી રીતે નિદ્રાદેવીના અંકમા પડીને નિદ્રાસુખનો ઉપભોગ કરી રહ્યો હતો તેવામા અચાનક શ્વેતદુકૂલપરિધાના બ્રહ્મકુમારી ચિત્રાંગદા તે લતામંડપમાં આવી લાગી અને ત્યા ચિત્રકાર શ્રીનાથને નિદ્રાધીન થયેલો જોઇને મનોગત કહેવા લાગી કે–

"હું તો એમ ધારીને જ અત્યારે અહીં આવી હતી કે સખી ફૂલંકપા સાથે બે ઘડી વસંતોદ્યાનમાં શીતલ સમીરનો ઉપભોગ પણ લઇ શકાશે અને વિનોદમા સમયને સરળતાથી વીતાડી શકાશે, પણ અહીં ફૂલંકપા પણ નથી, તેની સેવિકા પણ નથી, સેવક ત્યા નિદ્રાનો આસ્વાદ લેતો પડ્યો છે અને આ ચિત્રકાર મહાશય આ લતામંડપમા સર્વ ચિંતાઓને વિસારીને આનંદથી નિદ્રાનો ઉપભોગ કરી રહ્યા છે ચાલો, ફૂલંકપા નહિ, તો તેના સહોદર અને

મારા મિત્ર ચિત્રકાર શ્રીનાથજી અહીં વિદ્યમાન છે એટલે વાંધો નથી; એમની સાથે જ બે ઘડી વાર્તાલાપ કરીશું અને જે આનંદને મેળવવાની ઇચ્છા છે તે આનંદને મેળવી લઇશું. પણ આ તો ઊંઘી ગયા છે એટલે એમને જગાડવા કેવી રીતે? એમના મસ્તકને ધૂણાવવું કે એમના હાથને ઝાલીને હીલવવો? નહિ, એ તો ઠીક ન લાગે. ચાલો, એક સંગીતને લલકારીએ એટલે જો એઓ શ્રીમાન્ કુંભકર્ણ નહિ હોય, તો તો અવશ્ય જાગી ઊઠશે."

આવા પ્રકારના નિશ્ચયપર આવીને જે પાષાણાસનપર ચિત્રકાર શ્રીનાથ બારીક વસ્ત્રનું એક પેરણ તથા ધોતિયું પહેરીને નિદ્રાવશ થયેલો હતો તે પાષાણાસનની સામેના બીજા પાષાણાસનપર બેસીને બ્રહ્મકુમારી યુવતી ચિત્રાંગદાએ પોતાના કોકિલકંઠથી નિમ્નલિખિત સંગીત ગાવા માંડ્યું—

"ધાટી ઘટા આ વૃક્ષની વન ભાગમાં શોભે સખી;
કલ્લોલ કરતા પક્ષિયો, મન સાંભળી લોભે સખી-ધાટી.
એક સ્થળે કલનાદિની સરિતા વહંતી જાય છે,
શીતલ પવનની મંદ લહરી સુખદ કેવી વાય છે-ધાટી.
કોઇ સ્થળે નાચી મયૂરો મંજુ કેકારવ કરે,
કોઈ સ્થળે વળી કોકિલો મૃદુ ગાનથી મનડું હરે-ધાટી.
વિચરે મૃગો સ્વાધીનતાથી ખેલ નાના ખેલતા;
કાન્તારક્રીડાના ચમત્કારો સુધારસ રેલતા"-ધાટી.

"પરંતુ ઉપવનક્રીડાના ચમત્કારો કાંતારક્રીડા કિંવા વનક્રીડાના ચમત્કારોથી કાંઇક ભિન્ન હોય છે" નિદ્રાધીન શ્રીનાથે અચાનક પોતાના નેત્રોને ઉઘાડીને આ ઉદ્ગાર કાઢ્યો.

"તમો જાગ્યા ખરા કે?" ચિત્રાંગદાએ હાસ્યમંડિત મુખથી પૂછ્યું.

"હું તો તેં જ્યારે તારા ગાનનો આરંભ કર્યો ત્યારથી જ જાગ્યો હતો." શ્રીનાથે ઉત્તર આપ્યું.

"ત્યારે તત્કાળ બોલ્યા કેમ નહિ વારુ?" ચિત્રાંગદાએ ન બોલવાનું કારણ જાણવાની ઇચ્છા દર્શાવી.

"તારા મધુર સંગીતના શ્રવણથી થતા આનન્દને અંત પર્યન્ત ભોગવવામાટે", ચિત્રકાર શ્રીનાથે કારણ દર્શાવ્યું; "કારણ કે, જો હું તત્કાળ બોલી ઊઠ્યો હોત, તો તું ગાતી અટકી જાત અને તેથી મને જે આનંદ અત્યાર સૂધી મળી શક્યો તે કદાપિ મળી શકત નહિ."

"જો એમ જ હોય, તો તો તમો ધૂર્તવિદ્યામાં પણ પ્રવીણતા ધરાવો છો એમ જ કહી શકાય" ચિત્રાંગદાએ વિનોદનો આરંભ કર્યો.

"આવા પ્રસંગોમાં ન છૂટકે કોઈ કોઇ વાર ધૂર્તવિદ્યાનો ઉપયોગ પણ કરવો પડે છે પરંતુ ચિત્રાંગદે, તું અત્યારે અચાનક અહીં ક્યાંથી આવી લાગી? તું કોઇ વિશિષ્ટ કાર્યમાટે તો નથી આવી ને?" શ્રીનાથે વિનોદનું વિનોદાત્મક ઉત્તર આપીને ચિત્રાંગદાના આગમનના કારણને જાણવાની અભિલાષા દર્શાવી.

"હું આવી હતી તો જાણે મારા પ્રિય સખી ફૂલકંષાને મળવામાટે અને તેમની સાથે બે ઘડી આનન્દવિનોદ કરવામાટે, પણ તેમને ગૃહમાં ન જોયા

એટલે તેઓ કદાચિત અહીં હશે એમ ધારીને અહીં ચાલી આવી, તો અહીં સખીને બદલે સખા જોવામાં આવ્યા કોઈ પણ વ્યક્તિ મળી ખરી અને રાજ-પાન્થશાળામાંથી અહીં સુધી આવવાનો મારો પરિશ્રમ વ્યર્થ ન થયો એ પણ ઈશ્વરનો ઉપકાર જો કે હું અહીં આવી ત્યારે તો કોઈ વિશિષ્ટ કાર્યમાટે ન હોતી આવી; પણ તમોને જોઇને મારા હૃદયમા ઉદ્ભવેલી એક વિશિષ્ટ શંકાને દર્શાવવાની અને તમારા શ્રીમુખથી તે શંકાનુ સમાધાન કરી લેવાની મારી ઇચ્છા થઈ છે. જો તમારી અનુમતિ હોય, તો હવે આપણે એ વિષયની ચર્ચાને આગળ ચલાવીએ" ચિત્રાંગદાએ ઉત્તર આપ્યુ.

"તારી જે શંકા હોય તે દર્શાવી દે એટલે હુ તારી તે શંકાના સમાધાનનો યથાશક્ય પ્રયત્ન કરીશ" શ્રીનાથે ગભીરતાથી કહ્યુ

"કેટલાક વિશ્વવિખ્યાત તથા વિશ્વવન્દ્ય વિદ્વાનો તથા કવિજનો એમ કહે છે કે પ્રેમ આંધળો છે, તો શુ તેમનું એ કથન સર્વથા સત્ય છે?" ચિત્રાંગદાએ પોતાની શંકાનો શ્રીનાથને સાક્ષાત્કાર કરાવ્યો.

"તારા મનમા આવા પ્રકારની શંકા ઉત્પન્ન થવાનુ કાઈ કારણ?" શ્રીનાથે સામો પ્રશ્ન પૂછ્યો.

"મારા મનમા આવા પ્રકારની શંકા ઉત્પન્ન થવાનું કારણ એ છે કે જે કેટલાક પુરાતન પ્રેમી પુરુષોના ઉન્માદની કથાઓ મારા સાંભળવામા તથા વાચવામા આવી છે તેમના યોગે તેમ જ અત્યારના સમયમાં પ્રેમી ગુર્જરેશ્વરના મને દેખાયલા નવીન ઉન્માદના યોગે મારો પોતાનો બહુધા એવો દૃઢ નિશ્ચય થઈ ગયો છે કે કેટલાક વિશ્વવન્દ્ય વિદ્વાનો કહે છે તેમ પ્રેમ અવશ્ય આંધળો જ છે, કારણ કે, જો પ્રેમ આંધળો ન હોય અને પ્રેમના યોગે પ્રેમી પુરુષો સર્વથા અંધ ન થઈ જતા હોય, તો પ્રેમના પાશમા સપડાઇને તેઓ જીવનના મોહ, પ્રાણની વાસના, હૃદયની અભિલાષા, માનના ધ્યાન તથા અપમાનના આઘાતને સર્વથા ભૂલી જાય છે તે ભૂલી ન જાય અને સર્વથ આત્મવિસ્મૃત થઈ શકે જ નહિ જુઓ તો ખરા, એ પ્રેમપિશાચે કેવા કેવા પુરુષોને અંધ તથા ઉન્મત્ત કરી નાખ્યા છે! સંસ્કૃત સાહિત્યમાં નિષધનાથ નળરાજ કિંવા પુણ્યશ્લોક નળરાજ મહા વિદ્વાન તથા બુદ્ધિમાન્ હોવા છતાં પણ દેવી દમયંતીના વિરહમાં આપણને અશ્રુપાત કરતો દેખાય છે, મહારાજા દુષ્યન્ત એક અદ્વિતીય વીર પુરુષ તથા ચક્રવર્તી સમ્રાટ્ હોવા છતાં શકુન્તલાના પ્રેમની વ્યથાથી અત્યંત વ્યથિત થયેલો જણાય છે; દેવોના સત્કારને પાત્ર રાજા પુરૂરવા ઉર્વશીના વિયોગથી ઉન્મત્ત થઇને ભૂમિ, વૃક્ષ, લતા, કીટ, પશુ તથા પક્ષી આદિમાં કેવળ ઉર્વશી અને ઉર્વશીની નાનાવિધ સૌન્દર્યછટાને નિરખતો અને વિલક્ષણ ઉદ્‌ગારોને મુખમાથી બહિર્ગત કરતો દૃષ્ટિગોચર થાય છે અને અત્યારે આપણા ગુર્જરેશ્વર કર્ણરાજ મહારાજ જે મયણલ્લાદેવીને આરંભમા કુરૂપા કહીને ધિક્કારતા હતા તે જ મહારાણી મયણલ્લાદેવીના પ્રેમથી સર્વથા અંધ તથા પાગલ થઈ ગયેલા અનુભવાય છે એ વાર્તા તો તમારા જાણવામાં પણ આવેલી હોવી જ જોઇએ આ સર્વ ઘટનાઓ પ્રેમને નિર્વિવાદ અંધ સિદ્ધ કરી બતાવનારી નથી કે શું?" ચિત્રાંગદાએ તે પોતે જે કારણથી પ્રેમને અંધ માનવા લાગી હતી તે કારણને ઉદાહરણ સહિત સવિસ્તર દર્શાવી દીધુ

"પ્રેમના યોગે પ્રેમી પુરુષો અંધ થઈ જાય છે એનો અર્થ એટલો જ છે કે સંસારના સામાન્ય મનુષ્યોને તે અંધ થયેલા દેખાય છે, કારણ કે, પ્રેમી પુરુષો સંસારને નથી જોતા, કિન્તુ કેવળ સંસારના સારને જ નિરખતા રહે છે અને સારના સાક્ષાત્કારથી પાગલ તથા આત્મવિસ્મૃત થઈ જાય છે પ્રેમી પુરુષોના આ પરિણામથી જો સંસારના સારને પ્રેમની તીક્ષ્ણ સુરા માનવામા આવે તો તે માન્યતા યથાર્થ છે; કારણ કે, તીક્ષ્ણ સુરા વિના અન્ય કાંઈ પણ વસ્તુ આવા પરિણામને નિપજાવી શકતી જ નથી." ચિત્રકાર શ્રીનાથે પ્રેમી પુરુષોની પ્રેમાંધતાનું એક અન્ય કારણ દર્શાવીને તેનો એક અન્ય અર્થ કરી બતાવ્યો.

"તમારા કથનથી તો એમ જ સિદ્ધ થાય છે કે કવિજનોની સૃષ્ટિમાં જ નહિ, કિન્તુ આ સંસારમાં જો વસ્તુત. જોવામાં આવે, તો પ્રેમના ઉપાસક પુરુષો તથા પ્રેમની ઉપાસિકા પ્રમદાઓ સર્વથા પાગલ જ હોય છે અને તેથી જ કવિજનો ઉન્મત્તતામાં પ્રેમના આભાસને જોયાં કરે છે. અર્થાત્ ઉન્માદ તથા પ્રેમ એક જ પર્વતમાંથી નીકળીને બે ભિન્નભિન્ન ધારાઓના સ્વરૂપને ધારણ કરી આ ભૂતલપર અવતર્યા છે એમ જ આપણે માનવું જોઇએ. ઉન્માદ પ્રેમનો અને પ્રેમ ઉન્માદનો પર્યાય શબ્દ છે એમ જ કે નહિ? પરંતુ અહીં શંકા એ થાય છે કે આ સંસારમા પિતૃપ્રેમ, માતૃપ્રેમ, ભગિનીપ્રેમ, ભ્રાતૃપ્રેમ, પુત્રપ્રેમ, પુત્રીપ્રેમ તથા આપ્તપ્રેમ અને વિશ્વપ્રેમ કિંવા ઈશ્વરપ્રેમ આદિ અનેકવિધ પ્રેમ અસ્તિત્વ ધરાવતા હોવા છતા કેવળ દાંપત્ય પ્રેમના યોગે જ પુરુષો તથા પ્રમદાઓ અંધ, આત્મવિસ્મૃત તથા ઉન્મત્ત થઇ જાય છે તેનું વાસ્તવિક કારણ શુ હોવુ જોઇએ? શું, કેવળ દાંપત્ય પ્રેમ જ વાસ્તવિક છે અને અન્ય અનેકવિધ પ્રેમો સર્વથા અવાસ્તવિક છે? માત્ર દાંપત્ય પ્રેમનુ જ આવું પરિણામ શામાટે થવુ જોઇએ એ તત્કાળ ન સમજી શકાય તેવી એક ગહન સંસારસમસ્યા છે" ચિત્રાંગદાએ એક નવીન શંકાને ઉપસ્થિત કરતાં આ વાક્યો ગંભીર ભાવથી ઉચ્ચાર્યા.

"દાંપત્ય પ્રેમના પરિણામે જ સંતાન કિંવા સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે અને સંતાનોત્પત્તિના યોગે જ પિતૃપ્રેમ, માતૃપ્રેમ, ભગિનીપ્રેમ, ભ્રાતૃપ્રેમ, પુત્રપ્રેમ, પુત્રીપ્રેમ, આપ્તપ્રેમ તથા વિશ્વપ્રેમ આદિ અન્ય સર્વ પ્રેમોનો ઉદ્ભવ થતો હોવાથી એ સર્વ પ્રેમોનો ઉત્પાદક પિતા દાંપત્ય પ્રેમ છે, દાંપત્ય પ્રેમ અન્ય સર્વ પ્રેમોનો અધીશ્વર છે અને દાંપત્ય પ્રેમ આ સૃષ્ટિનો એક માત્ર આધાર છે એટલામાટે વાસ્તવિક પ્રેમ દાંપત્ય પ્રેમ જ છે અને વાસ્તવિક પ્રેમનુ આવું મહત્ પરિણામ થાય એ સર્વથા સ્વાભાવિક છે" શ્રીનાથે દાંપત્ય પ્રેમની મહત્તાનો ચિત્રાંગદાને સાક્ષાત્કાર કરાવ્યો.

"દાંપત્ય પ્રેમના આ પ્રાધાન્ય તથા અન્ય પ્રેમોના ગૌણત્વનુ રહસ્ય અદ્યાપિ સંપૂર્ણતયા મારા સમજવામાં આવી શકતું નથી" ચિત્રાંગદાએ નયનોને નીચા ઢાળીને સલજ્જ ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"ચિત્રાંગદે, તુ એક મહાબુદ્ધિમતી તથા વિદુષી યુવતી હોવાથી અને પુરુષજાતિ કરતા સ્ત્રીજાતિની બુદ્ધિમાં ઈશ્વરે દાંપત્ય પ્રેમના રહસ્યને સમજવાની શક્તિ બહુ જ વિશેષ પરિમાણમાં સમર્પેલી હોવાથી તું દાંપત્યપ્રેમના આ પ્રાધાન્ય તથા અન્ય પ્રેમોના ગૌણત્વના રહસ્યને, સંપૂર્ણતયા ન સમજી શકે એ સર્વથા અસંભવનીય છે; છતા તારા વચનને યાદાર્થ સત્ય તરીકે સ્વીકારી

લઇને એમ માની લેવામાં આવે કે અદ્યાપિ તુ દાંપત્યપ્રેમના પ્રાધાન્યના રહસ્યને નથી જ સમજી શકતી, તો તેનુ કારણ એ છે કે તેં દાંપત્ય પ્રેમના રસનો સ્વાદ ચાખ્યો નથી અને દાંપત્યપ્રેમના રસના સ્વાદને ચાખ્યા વિના દાંપત્ય પ્રેમથી સર્વોત્કૃષ્ટતા ભાગ્યે જ કોઈ સ્ત્રી કિંવા પુરુષના જાણવામાં આવી શકે છે, કારણ કે, જેઓ સુધાનું પાન કરે છે તેઓ જ જાણી શકે છે કે સુધા શી વસ્તુ છે, અન્ય જનોથી સુધાના માધુર્યની યથાર્થ કલ્પના ભાગ્યે જ કરી શકાય છે અર્થાત્ સ્ત્રીને પુરુષના અર્ધાંગીપદની પ્રાપ્તિ થયા વિના અને પુરુષને સ્ત્રીના પતિપદની પ્રાપ્તિ થયા વિના સ્ત્રી તથા પુરુષને દાંપત્યપ્રેમના અદ્વિતીય મહત્વ, પ્રાધાન્ય તથા સાત્વિક સ્વરૂપના સમ્યક્ જ્ઞાનની કદાપિ ઉપલબ્ધિ થઈ શકતી નથી” શ્રીનાથે ચિત્રાગદાના હૃદયમાં દાંપત્યપ્રેમની મહત્તાને દૃઢીભૂત કરવાનો પોતાના એક વિશિષ્ટ હેતુની સિદ્ધિમાટે અત્યંત સભ્યતા તથા મર્યાદાપૂર્વક યથાસાધ્ય પ્રયત્ન કર્યો.

“જો આ વાર્તા સત્ય હોય, તો તો એમ જ કહેવું જોઇએ કે ગુર્જરેશ્વર કર્ણરાજે દાંપત્ય પ્રેમરસનો સ્વાદ ચાખેલો હોવાથી જ દેવી મયણલ્લાના સંયોગથી તેઓ શ્રીમાન્ આટલી સીમા પર્યન્ત પાગલ થઈ ગયા છે; પોતાના લુપ્ત રાજ્યને પાછું મેળવીને, પોતાના હસ્તથી નાખી દીધેલી અમૂલ્ય મણિને પાછી પોતાના હસ્તમાં આવેલી જોઇને અને પોતાના ઉત્તપ્ત પ્રાણોની શાંતિમાટે મંદાકિનીને પોતાના આગારમા આવેલી નિહાળીને તેઓ શ્રીમાન્ આજે અત્યંત હર્ષોન્મત્ત થઇ ગયેલા દેખાય છે, પરંતુ દેવી મયણલ્લા અત્યાર સુધી દાંપત્ય પ્રેમથી સર્વથા અજ્ઞ હોવા છતાં ગુર્જરેશ્વરના હસ્તથી થયેલા પોતાના ચિરસ્મરણીય ભયાનક અપમાન તથા તિરસ્કારનુ વિસ્મરણ કરીને પોતાના લોચનોમાથી વિષાદજન્ય તપ્ત અશ્રુધારાના સ્થાનમાં હર્ષજન્ય તુષારશીતલ અશ્રુધારાને વહાવી રહ્યાં છે અને પોતાના ઉત્તપ્ત વક્ષસ્થલને શીતલ કરી રહ્યાં છે તેનુ શુ કારણ છે?” ચિત્રાંગદાએ વળી એક તૃતીય શકાને વ્યક્ત કરી બતાવી

“એનું કારણ નારીહૃદયની ક્ષમાશીલતા, દાંપત્ય પ્રેમનું સ્વાભાવિક અજેય આકર્ષણ અને પ્રકૃતિનો અવશ્યંભાવી પ્રભાવ અર્થાત્ દાંપત્ય પ્રેમથી અજ્ઞાત યુવક તથા યુવતીને પ્રથમ પ્રકૃતિનો અવશ્યંભાવી પ્રભાવ સ્વાભાવિક અજેય આકર્ષણદ્વારા દાંપત્ય પ્રેમના પવિત્ર સ્થાનમા આકર્ષી લાવે છે અને ત્યાં એક વાર દાંપત્ય પ્રેમપીયૂષનું પાન કર્યા પછી યુવક તથા યુવતી દાંપત્ય પ્રેમને જ પોતાનુ વાસ્તવિક જીવનસર્વસ્વ માનીને નિરંતર દાંપત્ય પ્રેમસરિતામા સંલગ્નતાથી અવગાહન કરતા રહે છે” ચિત્રકાર શ્રીનાથે ગંભીર ભાવથી કહ્યું

“જો એમ જ હોય, તો હું પણ એક સ્ત્રી છું અને યુવતી છું છતા મારું હૃદય અદ્યાપિ દાંપત્ય પ્રેમના સ્વાભાવિક આકર્ષણથી નથી આકર્ષાતુ અને મારા અંતઃકરણમા પ્રકૃતિનો અવશ્યંભાવી પ્રભાવ અદ્યાપિ નથી પડતો તેનું શું કારણ હશે?” ચિત્રાંગદાએ સલજ્જ ભાવથી પૂછ્યુ

“એનું કારણ એ કે તારી સદ્વોઢા થવાની નહિ, કિંતુ બ્રહ્મવાદિની થવાની આકાંક્ષા છે. કોઈ યોગ્ય પુરુષની વિવાહિતા પત્ની થવાની નહિ, કિન્તુ આજન્મ કુમારિકા કિંવા બ્રહ્મચારિણી રહેવાની ઇચ્છા છે એટલે તારા હૃદયમા

દાંપત્ય પ્રેમનું આકર્ષણ ન થાય અને તું દાંપત્ય પ્રેમથી સર્વથા વંચિત તથા અલિપ્ત રહી જાય એ સ્વાભાવિક છે મારા હૃદયમાં તારા સારહીન જીવનમાટે અતિશય શોક થાય છે" ચિત્રકાર શ્રીનાથે તેના હૃદયમાં દાંપત્ય પ્રેમનું આકર્ષણ ન થવાનું કારણ દર્શાવીને તેમાટે શોક પણ દર્શાવી દીધો.

"અરેરેરેરે, આ શું થઇ ગયું ? મારા અંતઃકરણમા અચાનક આ વિલક્ષણ પરિવર્તનનો આવિર્ભાવ ક્યાંથી થયો ? ચિત્રકાર, આજે તમોએ મારા મસ્તિષ્કને ભ્રમિષ્ટ કરી નાખ્યું ને શું ! બ્રહ્મવાદિની થવાના મારા અત્યાર સૂધીના અભિલાષને તમોએ પળમાત્રમાં જ ડગમગાવી દીધો અને દાંપત્ય પ્રેમના અનુભવની વાસનાને મારા નિર્વિકાર હૃદયમાં જાગ્રત કરી દીધી ! પરંતુ ગુર્જરેશ્વર સમાન કોઇ પ્રમાથ તથા પત્નીપૂજક ભૂદેવની જ્યાં સૂધી મને પ્રાપ્તિ ન થાય ત્યાં સૂધી મારી એ વાસના પૂર્ણ થઇ શકે તેમ નથી; કારણ કે, હું મારો પ્રેમ સસ્તા ભાવે વેચી નાખું તેવી ભોળી નથી, એ તમો જાણો છો ખરા કે નહિ ?" ચિત્રાંગદાએ અચાનક પોતાના વાર્તાલાપના અત્યાર સૂધીના સ્વરૂપનું પરિવર્તન કરી નાખ્યું અને દાંપત્ય પ્રેમને અનુભવવાની કિંચિત્ અભિલાષા દર્શાવી.

"ગુર્જરેશ્વર પોતાનાં પત્નીની પૂજા કેવા પ્રકારે કરે છે વારુ ?" શ્રીનાથે જિજ્ઞાસા દર્શાવી.

"એ તો તમો જાણો જ છો કે ગુર્જરેશ્વર કર્ણરાજ રસિકશિરોમણિ પુરુષ હોવાથી પ્રાય. પુષ્પો તથા લતાઓ આદિના વિશેષ પ્રેમી છે એક દિવસ મહારાજ્ઞી મયણલ્લાદેવીએ તેઓ શ્રીમાનને 'મારી હૃદયવાટિકાના માલી' એવા પ્રકારના સંબોધનથી બોલાવ્યા હતા એટલે હવે ગુર્જરેશ્વર જ્યારે પણ મયણલ્લાદેવી સાથે વાર્તાલાપ કરે છે ત્યારે 'તારી હૃદયવાટિકાનો માલી આમ કહેવા ઇચ્છે છે' ને 'તારી હૃદયવાટિકાનો માલી આ પ્રમાણે પ્રાર્થના કરે છે' આવાં આવાં વાક્યો વદીને વારવાર પોતાને દેવી મયણલ્લાની હૃદયવાટિકાના માલી તરીકે ઓળખાવતા રહે છે અને પોતાના આલંકારિક માલિત્વની સાર્થકતા કરી લેવામાટે દિવસમા બે ત્રણ વાર દેવી મયણલ્લાના કંઠમાં પોતાના હસ્તથી પુષ્પમાળા સમર્પીને પોતાના પુરુષાવતારને ધન્ય થયેલો માન્યા કરે છે; માત્ર એટલુ જ નહિ, પણ આજે પાચ દિવસથી મહારાજ્ઞી મયણલ્લાદેવી ગર્ભવતી થયેલા છે એવો નિશ્ચય થઇ ગયેલો હોવાથી ગુર્જરેશ્વર તેમના શરીરની પુષ્પ પ્રમાણે રક્ષા કરતા રહે છે અને તેમને આનંદમાં રાખવાનો અષ્ટૌપ્રહર યથાસાધ્ય પ્રયત્ન કર્યા કરે છે. આ કારણથી કેટલીક વાર તો તેઓ શ્રીમાન્ રાજસભામાં પણ નથી પધારતા. મારા સાભળવામા આવ્યું છે કે આવતી કાલે અથવા તો પરમ દિવસે ગુર્જરેશ્વર મહારાજ્ઞી મયણલ્લાદેવી, મહારાજ્ઞી સુમિત્રાદેવી તથા દાસીમંડળ સહિત વસંતોદ્યાનમાંના રાજપ્રાસાદમાં નિવાસ કરવામાટે પધારવાના છે અને સમસ્ત ગ્રીષ્મઋતુ વસંતોદ્યાનમાં જ વીતાડવાના છે આવો પત્નીપૂજક પતિ ન મળે તો પછી પતિ કર્યો જ શા કામનો વારુ ?" ચિત્રાગદાએ ગુર્જરેશ્વરની પત્નીપૂજાના વિધિનું વિવેચન કરી સંભળાવ્યું

"જે પત્ની અમારાં રાજકુમારી મયણલ્લાદેવી સમાન સદ્‌ગુણવતી, વિનયવતી, પતિપરાયણા તથા અપૂર્વક્ષમાશીલા હોય તે પત્નીની તેના પતિએ પૂજા કરવી જ જોઇએ કોઇ પણ સ્ત્રી કિંવા પુરૂષમાં તેના સદ્‌ગુણોના યોગે જ પૂજ્યતાનો આવિર્ભાવ થાય છે એ તું પોતે નથી જાણતી કે શું? જો કોઈ પણ યોગ્ય પુરૂષના પત્નીપદને સ્વીકારીને દાંપત્ય પ્રેમસરિતામા અવગાહન કરવાની તારી ઇચ્છા હશે અને તારામાં મયણલ્લાદેવી સમાન સદ્‌ગુણોનો નિવાસ હશે તો તને તારી પોતાની આકાક્ષા અનુસાર અનન્ય પ્રેમી તથા પત્નીપૂજક પતિ અવશ્ય મળી રહેશે એવી મારી દૃઢ માન્યતા છે; કારણ કે, વસુંધરા નાનારત્ના હોવાથી સંસારમાં એવા પત્નીપૂજક પ્રેમી પતિઓનો કાંઈ સર્વથા દુષ્કાળ થઈ ગયો નથી" ચિત્રકાર શ્રીનાથે અત્યંત માર્મિકતાથી આ ઉદ્‌ગારો કાઢ્યા.

"ચિત્રકાર મહાશય, જ્યારે તમો પાટણમાં પ્રથમ વાર પધાર્યા હતા તે વેળાયે રાજસભામાં પ્રતાપી ગુર્જરેશ્વર સાથે તમારા રાજકુમારી મયણલ્લાદેવીના શરીરસંબંધનો નિશ્ચય કરી આવ્યા પછી તમો મને મારા ઉપકારના બદલામાં પાંચ સો સુવર્ણમુદ્રા, વસ્ત્રાલંકાર, કેટલાક હસ્તલિખિત સુંદર ગ્રંથો તથા ચિત્રો આદિ ગુર્જરેશ્વર પાસેથી પ્રાપ્ત થયેલી વસ્તુઓ આપી દેવાને તૈયાર થયા હતા અને મેં તે વસ્તુઓનો અસ્વીકાર કરતાં 'આ ઉપકાર કરવામાં મેં મારી પોતાની જે બહુમૂલ્ય વસ્તુને ખોઇ દીધી છે તે વસ્તુનું મૂલ્ય તમારાથી આંકી શકાય તેમ ન હોવાથી જ્યારે કર્ણાટકની રાજકન્યાના દર્શનનો અવસર મને પ્રાપ્ત થશે ત્યારે તેમની પાસેથી જ હું મારી તે બહુમૂલ્ય વસ્તુના બદલામાં મારે તેવી જ એક બહુમૂલ્ય વસ્તુ મેળવવાની છે અને તેથી અત્યારે આ તુચ્છ વસ્તુઓને સ્વીકારીને-સંતુષ્ટ થવાની મારી ઇચ્છા નથી' આ પ્રમાણેના ઉદ્‌ગારો કાઢ્યા હતા તે ઘટનાનું તમોને સ્મરણ છે ખરૂ કે?" ચિત્રાંગદાએ પ્રસ્તુત વાર્તાલાપના પ્રસંગમાં વિષયાંતર સમાન દેખાતી એક ભૂતકાલિક ઘટનાનું ચિત્રકાર શ્રીનાથને સ્મરણ કરાવ્યું.

"જી હા, મહારાયા, મને એ ઘટનાનું અદ્યાપિ સંપૂર્ણ સ્મરણ છે અને હું ધારૂં છું કે મયણલ્લાદેવી પાસેથી તેં પોતાની ખોવાયલી બહુમૂલ્ય વસ્તુના બદલામા તેવી જ કોઈ બહુમૂલ્ય વસ્તુ અત્યાર સુધીમાં અવશ્ય મેળવી લીધી હશે." ચિત્રકાર શ્રીનાથે પોતાની ગંભીરતાને અવિચળ રાખવાનો યથાસાધ્ય પ્રયત્ન કરીને કહ્યું.

"કર્ણાટકથી આપણે પાટણમા આવી લાગ્યાં અને મંગળાચરણમાં જ મયણલ્લાદેવી ગુર્જરેશ્વરનાં આદરપાત્ર થવાને બદલે તિરસ્કારપાત્ર થઈ ગયાં, માત્ર એટલું જ નહિ, પણ તેઓ શ્રીમતીને વચ્ચે ઉન્માદની બાધા પણ થઈ ગઈ હતી એટલે એવી પ્રતિકૂલ પરિસ્થિતિમાં તેઓ શ્રીમતી પાસેથી મારી ઇચ્છિત વસ્તુ માગવાનું મે ઉચિત ધાર્યું ન હોતુ અને તેથી એ વાત આટલા દિવસ વા ખાતી જ રહી ગઈ હતી ત્યાર પછી પરમાત્માની કૃપાથી અને નટી નસુંજલાના ઔદાર્યથી મયણલ્લાદેવી પોતાના પતિદેવના આદર તથા અનુરાગને પાત્ર થઈ ગયાં અને ગુર્જરેશ્વર તેઓ શ્રીમતીના સ્વર્ગીય પ્રેમના દાસાનુદાસ થયા એટલે ગઈ કાલે જ મેં તેઓ શ્રીમતી પાસેથી મારી તે ઇચ્છિત વસ્તુની યાચના કરી

અને તેઓ શ્રીમતીએ મારી તે ઇચ્છિત વસ્તુ મને આપવાની ઉદારતા પણ દર્શાવી એ વાર્તા અત્યારે તમોને જણાવતાં મારા મનમાં અતિશય આનન્દ થાય છે; મારા હૃદયમાંનો હર્ષ ઉભરાઈ જાય છે." ચિત્રાંગદાએ હર્ષિત હૃદય તથા પ્રફુલ્લ વદનથી ઉત્તર આપ્યુ.

"તને પ્રાપ્ત થયેલી તે વસ્તુ શી છે? જો તે વસ્તુને અત્યારે તું પોતાની સાથે લેતી આવી હોય, તો મને બતાવીશ?" શ્રીનાથે તે વસ્તુને જોવાની ઇચ્છા દર્શાવી.

"જરા શાંત થાઓ, હુ હમણાં જ તે વસ્તુનો તમોને સાક્ષાત્કાર કરાવી દઉં છું. હુ આ આવી." આ ઉત્તર આપીને ચિત્રાંગદા અચાનક કુંજમાંથી શ્રીનાથના નિવાસાલયમાં ચાલી ગઈ અને ત્યાંથી એક દર્પણને લાવીને તે દર્પણ શ્રીનાથના મુખ સમક્ષ સ્થિર ભાવથી ધરી રાખીને તેણે કહ્યું કે: "આજે દીર્ઘ કાળ પશ્ચાત્ મને મારી જે ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થયેલી છે તે આ છે! આ વસ્તુની બહુમૂલ્યતા, મનોહરતા, ઉપયુક્તતા તથા દુર્લભતાનો વિચાર તમારે જ કરી લેવાનો છે, કારણ કે, મારાથી એનો વિચાર કરી શકાય તેમ નથી."

"ચિત્રાંગદે, હું અદ્યાપિ તારા આશયને યથાર્થ સ્વરૂપમાં સમજી શકતો નથી." શ્રીનાથે હેતુપૂર્વક અજ્ઞતા દર્શાવી.

"એમ કે? જાઓ, મારા આશયને તમો નથી સમજી શકતા તો કાંઈ નહિ બધી વાત મારા મોઢેથી જ બોલાવવાની તમારી ઇચ્છા છે, પણ હુ મોઢેથી કાંઈ પણ નથી બોલવાની સમજવુ હોય તો સમજી લ્યો, નહિ તો આનન્દ મગળ કરતા રહો અને કુજમા એકલા બેસીને 'મેઘદૂત' વાંચી વિરહી યક્ષની અવસ્થાને ભોગવતા રહો. મારી લજ્જાને મૂકાવવાનો તમારો ઉદ્યોગ કદાપિ સફળ થવાનો નથી. સમજ્યા કે?" ચિત્રાંગદાએ મોહક હાવભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"ચિત્રાંગદે, આ દર્પણમાં તો મારો પોતાનો જ પ્રતિબિંબ દેખાય છે, તો શું મારે એમ માની લેવુ કે શ્રીમતી મયણલ્લાદેવી પાસેથી તેં જે અમૂલ્ય વસ્તુ માગી લીધી છે તે હુ પોતે જ છુ?" શ્રીનાથે પોતાની ગંભીરતાને સુરક્ષિત રાખીને પૂછ્યુ.

"જી હા; મહારાજ્ઞી મયણલ્લાદેવી પાસેથી મેં મારી જે ઇચ્છિત તથા બહુમૂલ્ય વસ્તુ માગી લીધી છે તે તમો પોતે જ છો, કારણ કે, તમારી પ્રાપ્તિ વિના મારા દાંપત્ય પ્રેમની સફળતા થઈ શકે તેમ છે જ નહિ" ચિત્રાંગદાએ હવે પોતાની લગ્નવિષયક ઇચ્છાનો સ્પષ્ટ શબ્દોમાં પ્રકાશ કરી દીધો.

"હુ તારી આ ઇચ્છાનો અસ્વીકાર કરીશ એવી શંકાનો તારા મનમાં ઉદ્ભવ થવાથી તુ શ્રીમતી મયણલ્લાદેવી સમક્ષ પહોંચી હતી કે શું? મારી તો પ્રથમથી જ તારી સાથે લગ્ન કરવાની ઇચ્છા હતી, પરંતુ તેં બ્રહ્મવાદિની થવાની ઇચ્છા દર્શાવી હતી એટલે મારાથી મારી ઇચ્છાનો તારા સમક્ષ સ્પષ્ટ શબ્દોમાં પ્રકાશ કરી શકાતો ન હોતો." શ્રીનાથે પોતાના પ્રણયનો પ્રકાશ કર્યો.

"જે દિવસે મારાં લગ્નના વિષયની તમોએ ચર્ચા કરી હતી અને મેં તમોને વાદવિવાદમાં પરાજિત કર્યા હતા તે દિવસે જ તમારી ઇચ્છાને હુ જાણી

ગઈ હતી એટલે તમો મારી આ ઇચ્છાનો અસ્વીકાર કરશો એવી શંકા તો મારા મનમાં કદાપિ ઉદ્ભવી જ ન હોતી; છતાં મે મહારાણી મયણલ્લાદેવીની આ કાર્યમાં જે સહાયતા લીધી છે તેનું કારણ એ છે કે મહારાણી મયણલ્લાદેવી તથા મહારાણી સુમિત્રાદેવી પ્રથમ તમોને રાજમાતા ઉદયમતીદેવી સમક્ષ બોલાવીને તેમના મુખથી મારી સાથે લગ્ન કરવાનો આગ્રહ કરાવશે; તમારી અનુમતિ મળ્યા પછી મારા પિતાશ્રીને બોલાવીને તેમની પાસેથી મારો સંબંધ તમારી સાથે કરી આપવાની યાચના કરશે એટલે મારા પિતાશ્રીથી રાજમાતાની ઇચ્છાનો અનાદર કરી શકાશે જ નહિ અને મારા પિતાશ્રીની સમ્મતિ મળી જશે એટલે પછી કન્યાદાનનું પુણ્ય મહારાણી મયણલ્લાદેવી લેવાના હોવાથી લગ્નસમારંભમાં થનારા ધનના વ્યયનો ભાર મહારાણી મયણલ્લાદેવીના આગ્રહથી ગુર્જરેશ્વર કર્ણરાજ પોતાના શિરપર જ ઉપાડી લેશે અને આપણો કરિયાવર પણ તેઓ શ્રીમાન્ પોતાની યોગ્યતા અનુસાર તેવો જ મોટો કરશે એટલે આપણને એકસમયાવચ્છેદે અનેક પ્રકારના લાભો મળશે અર્થાત્ આ કાર્યમાં જો આપણે રાજકુટુંબની સહાયતા ન લઇએ, તો તેથી આપણા આ કાર્યની સફળતામાં અનેક પ્રકારનાં વિઘ્નો આવી પડવાનો સંભવ છે અને તેથી જ મારે રાજકુટુંબની સહાયતા લેવી પડી છે" ચિત્રાંગદાએ આ વિવેચનથી પોતાની બુદ્ધિમત્તાનો શ્રીનાથને યોગ્ય પરિચય કરાવી દીધો

શ્રીનાથ કાંઈક વિચારમાં પડી ગયો અને ત્યાર પછી પોતાની એક શંકાને દર્શાવતો પૂછવા લાગ્યો કે. "ચિત્રાંગદે, જો આપણા આ કાર્યમાં રાજકુટુંબની સહાયતા ન લેવામાં આવે, તો તેથી આપણા આ કાર્યની સફળતામાં ક્યાં અને શાં વિઘ્નો આવવાનો સંભવ છે વારુ?"

"જો આપણા આ કાર્યમાં આપણે રાજકુટુંબની સહાયતા ન લઈએ, તો તેથી જે વિઘ્નો આપણી કાર્યસિદ્ધિના માર્ગમાં ઉપસ્થિત થવાનો સંભવ છે તે વિઘ્નો આ છે" આ પ્રમાણે પ્રસ્તાવ કરીને ચિત્રાંગદા તે વિઘ્નોને વર્ણવતી કહેવા લાગી કે. "ધારી લ્યો કે તમો મારા પિતાશ્રી પાસેથી મારા હસ્તની યાચના કરો અને તેઓ તમારી ભિન્નદેશીયતાના કિંવા અન્ય કાઈ કારણથી તમારી યાચનાને ન સ્વીકારે, માત્ર એટલું જ નહિ, પણ કોઈ અન્ય વર સાથે મારા શરીરસંબંધની વાર્તા નિશ્ચિત કરી નાખે, તો આપણી ઇચ્છા તથા આશા આપણા મનમાં જ રહી જાય અને પરિણામ બીજું જ આવીને ઊભું રહે, આ પ્રથમ વિઘ્ન, ધારી લ્યો કે મારાં માતાપિતા મારામાટે જે વરને શોધી કાઢે તે વર સાથે પરણવાની મારી અનિચ્છા દર્શાવીને હું તમારી સાથે મારી પોતાની ઇચ્છાથી પરણી બેસું, તો લોકો મને તથા તમોને નિર્લજ્જ, સ્વચ્છન્દ, મર્યાદાહીન તથા સામાજિકનિયમભંજક તરીકે માની લઇને આપણી નિન્દા કરે, બ્રાહ્મણો કદાચિત્ બ્રાહ્મણજ્ઞાતિ કિંવા વિપ્રસમાજમાંથી આપણને બહિષ્કૃત કરી નાખે અને કદાચિત્ આપણે રાજકુટુંબના કોપને પાત્ર થઇને રાજકુટુંબના આશ્રયને પણ સદાને માટે ખોઈ બેસીએ, એ દ્વિતીય વિઘ્ન તેમ જ માતાપિતાના કોપ, રાજકુટુંબના તિરસ્કાર તથા બ્રાહ્મણસમાજના બહિષ્કારને પાત્ર થતાં માત્ર પાટણમાં જ નહિ, કિન્તુ સમસ્ત ગુજરાતમાં ક્યાંય આપણો પ્રતિષ્ઠિત જનસમાજમાં આદરસત્કાર ન થવાથી અને આપણામાટે ક્યાંય ઊભા રહેવાનું કે બેસવાનું

સ્થાન ન રહેવાથી આપણાં જીવન કંટાળાભરેલાં થઈ પડે એ સર્વ વિઘ્નોથી ભયંકર તૃતીય વિઘ્ન અર્થાત્ રાજકુટુંબની આ કાર્યમાં સહાયતા લેવાથી આપણા હૃદયોના પરસ્પર આકર્ષણ તથા પરસ્પર પ્રેમબંધનની વાર્તા સદાને માટે ગુપ્ત જ રહી જશે અને આપણા લગ્નસમારંભના માર્ગમાં આ વિઘ્નોમાંનુ એક પણ વિઘ્ન ન આવતાં મેં પૂર્વે જણાવ્યા પ્રમાણે સામા કેટલાક લાભો જ આપણને પ્રાપ્ત થશે એમ હવે તમોને પણ નથી જણાતું કે શું ?"

"ચિત્રાંગદે, ધન્ય છે તારી અપૂર્વ બુદ્ધિમત્તા તથા અવર્ણનીય દીર્ઘદર્શિતાને ! કેટલાક વિદ્વાનોએ સ્ત્રીની બુદ્ધિને પ્રલયકારિણી કહેલી છે, પરંતુ એમ કહેનારા વિદ્વાનોની એ માન્યતાને તેં આજે પોતાની આ પ્રચંડ બુદ્ધિમત્તાથી મારા સમક્ષ તો સર્વથા પ્રમાદમૂલક તથા અસત્ય જ સિદ્ધ કરી બતાવી છે. જે વિચારશીલ વિદ્વાનોએ પ્રમદાને નૈસર્ગિક પંડિતા માનેલી છે તે વિદ્વાનો અવશ્ય પ્રશંસાને પાત્ર છે; કારણ કે, પુરુષનું પાંડિત્ય શ્રમસાધ્ય હોય છે અને પ્રમદાનું પાંડિત્ય પ્રાકૃતિક હોય છે." શ્રીનાથે શત કંઠથી ચિત્રાંગદાની સ્તુતિ કરતાં આ ઉદ્‌ગારો કાઢ્યા.

"જુઓ, ચિત્રકાર મહાશય, સ્ત્રી ગમે તેવી અને ગમે તેટલી બુદ્ધિમતી હોય, તો પણ તેની તેના સમક્ષ અતિશય પ્રશંસા કરવી એ વિચારશીલ પુરુષનું કર્તવ્ય નથી; કારણ કે, સ્ત્રીજાતિ સ્વાભાવિક જ સૌન્દર્યાભિમાનિની તથા હઠવાદિની હોવાથી જો આવા પ્રકારની પ્રશંસાથી તે ગર્વિષ્ઠા થઈ જાય છે તો પછી તેના તે ગર્વનું એ જ પરિણામ થાય છે કે પોતાના પતિદેવને તે હીન દૃષ્ટિથી જોવા માંડે છે અને જે સ્ત્રી પોતાના પતિને હીન દૃષ્ટિથી જોતી હોય અને પતિમાટે પોતાના હૃદયમાં માન તથા પૂજ્યભાવ ન ધરાવતી હોય તે સ્ત્રીના પતિને તે સ્ત્રી પાસેથી સરલ સ્નેહની ધારા તથા પોતાની ઇચ્છા અનુસાર સંસારસુખની કદાપિ પ્રાપ્તિ થઈ શકતી નથી. અર્થાત્ આજે તમોએ મારા સમક્ષ મારાં સ્તુતિગાન ગાવાનો જે પ્રમાદ કર્યો છે તે પ્રમાદ ભવિષ્યમાં તમારા હસ્તથી થતો ન રહે એની સંભાળ રાખજો અને પોતાના સુખને પોતાના હસ્તથી જ નષ્ટ ન કરી નાખશો." ચિત્રાંગદાએ અતિશય ગંભીરતાથી શ્રીનાથને પ્રૌઢતાપૂર્ણ ઉપદેશ આપ્યો.

"ત્યારે હવે આપણા લગ્નનો નિશ્ચય કેટલા દિવસમાં થશે ?" શ્રીનાથે જિજ્ઞાસા દર્શાવી.

"હું તમારી સાથે લગ્નસંબંધ કરવા પૂર્વે કેટલીક શર્તો કરી લેવા માગું છું એટલે જો મારી એ શર્તોને તમો આજે સ્વીકારી લેશો, તો પરમ દિવસે જ આપણા લગ્નનો નિશ્ચય થઈ જશે અને જો તમો મારી શર્તોનો અસ્વીકાર કરશો, તો આપણા લગ્નની વાર્તા આ કુંજમાં ઉદ્‌ભવી છે અને આ કુંજમાં જ રામશરણ થઈ જશે." ચિત્રાંગદાએ શર્તોની નવી વાત કાઢી.

"હજી શર્તો કરવાનું કામ બાકી રહી ગયું છે ખરૂં કે ?" ચિત્રકાર શ્રીનાથે કહ્યું.

"જી હા" ચિત્રાંગદા બોલી.

"ભલે ત્યારે તારી જે શર્તો હોય તે પણ કહી નાખ એટલે નિકાલ થઈ જાય" શ્રીનાથે કહ્યું.

"જાણો મારી પ્રથમ શર્ત તો એ છે કે હુ તમારી સાથે પરણીશ તો ખરી, પરંતુ મારી સાથે પરણ્યા પછી તમારાથી પાટણનો ત્યાગ કરી શકાશે નહિ; એટલે કે કોઈ આવશ્યક કાર્યમાટે બે ચાર માહના કોઈ અન્ય સ્થાનમાં રહેવું પડે અથવા પ્રવાસમા જવું પડે તો તે એક જૂદી વાત છે, પણ તમારે પોતાનો સ્થાયી નિવાસ તો પાટણમાંજ રાખવો પડશે અને કર્ણાટક દેશને સર્વથા વિસારી દેવો પડશે બોલો, ત્યારે મારી એ પ્રથમ શર્ત છે તમોને કબૂલ ?" ચિત્રાંગદાએ પ્રથમ શર્ત રજૂ કરીને પૂછ્યું.

"પણ કાલે ઊઠીને કર્ણાટકના અમારા મહારાજા જયકેશી મને ત્યાં બોલાવે તો શું મારે ત્યાં ન જવુ અથવા તો અમારા રાજકુમારી મયણલ્લાદેવીની મને અહીં રાખવાની ઇચ્છા ન હોય, તો મારે બળાત્કારે અહીં જ રહેવું અને મારી જન્મભૂમિને સર્વથા વિસારી જ દેવી ?" શ્રીનાથે એ શર્તના સ્વીકારમા થોડીક વાંધો દર્શાવ્યો.

"જુઓ, મહારાજા જયકેશી તમોને કર્ણાટકની રાજધાનીમાં ન બોલાવે અને મહારાણી મયણલ્લાદેવી પણ તમોને અહીં જ રાખે, અન્યત્ર ક્યાંય પણ ન મોકલે એવી વ્યવસ્થા મેં કરી લીધી છે એટલે એની તમોએ કશી પણ ચિન્તા કરવાની નથી બાકી રહી જન્મભૂમિને વિસારી દેવાની વાત, તો એનું નિરાકરણ એ જ છે કે આપણે સર્વ ભરતભૂમિનાં સંતાનો હોવાથી આપણી જન્મભૂમિ તે ભરતભૂમિ જ છે એટલે ભરતભૂમિના એક વિભાગ કર્ણાટક દેશને જ પોતાની જન્મભૂમિ માનીને વિશેષ મહત્ત્વ આપવાનું કાંઈ પણ પ્રયોજન નથી, આપણી જન્મભૂમિના નૈસર્ગિક વિશાળત્વને બળાત્કારે સંકુચિત કરી નાખવાનું કાંઇ પણ કારણ નથી." ચિત્રાંગદાએ શ્રીનાથની શંકાનું સમાધાન કરી નાખ્યુ.

"ચાલો ત્યારે એ શર્ત તો આપણને કબૂલ છે" શ્રીનાથે ચિત્રાંગદાની પ્રથમ શર્તને વિશેષ વિરોધ ન દર્શાવતા સ્વીકારી લીધી

"મારી બીજી શર્ત એ છે કે મારો જ્યેષ્ઠ સહોદર એક વર્ષથી વિધુર થયેલો હોવાથી અને તે તમો જાણો છો તેમ યુવક, રૂપસુંદર, વિદ્વાન્, વિવેકી તથા પ્રેમી પુરુષ હોવાથી તમારાં સહોદરા ફૂલકથાદેવીનો લગ્નસંબંધ તમારે તેની સાથે કરી આપવો પડશે, કારણ કે, ફૂલકથાદેવીનું અંતઃકરણ મારા સહોદર પ્રતિ આકર્ષાયલું હોવાથી તેમણે તમારી પાસેથી એ લગ્ન વિષયક અનુમતિ મેળવી લેવાની મને પ્રાર્થના કરેલી છે અને તમારી પાસેથી એ અનુમત મેળવી લેવાનુ મેં તેમને વચન પણ આપી દીધુ છે એટલે જ્યા સૂધી મારું વચન સિદ્ધ ન થાય, મારી પ્રાણપ્રિય સખી ફૂલકથાદેવીના લગ્નનો નિશ્ચય ન થઇ જાય અને મારા સહોદરના અત્યારે અરણ્યરૂપ થયેલા ગૃહને ગૃહિણીના આગમનથી ગૃહનું વાસ્તવિક સ્વરૂપ પ્રાપ્ત ન થાય ત્યા સૂધી મારાથી પણ તમારી સાથે લગ્ન કરી શકાય તેમ નથી; મારાથી સ્વાર્થપરાયણ થઇ શકાય તેમ નથી." ચિત્રાંગદાએ બીજી શર્ત કહી સંભળાવી

ચિત્રાંગદાની એ બીજી શર્ત સાભળીને હસિત મુખમંડળથી ચિત્રકાર શ્રીનાથ કહેવા લાગ્યો કે, "ચિત્રાંગદે, તારી આ બીજી શર્ત તો મારા જ લાભની છે. અને તેથી એ શર્તને હું કોઇ પણ પ્રકારના વિરોધ વિના સ્વીકારી લઉં છું

મારી લજ્જાશીલા અને વિનયશીલા સહોદરા બહુ સમયથી યુવતી થઇ ગયેલી હોવાથી તારી પ્રથમ શર્તને સ્વીકારતી વેળાયે જ મારા મનમાં એ ચિન્તા ઉદ્ભવી હતી કે જો કોઇ અન્ય કારણમાટે નહિ, તો પણ ફૂલંકષાને કોઇ યોગ્ય વરને શોધી તેની સાથે પરણાવી દેવામાટે તો અવશ્ય મારે એક વાર કર્ણાટકની રાજધાનીમાં જવું પડશે અને એ કાર્યમાં મારો એક વર્ષ જેટલો સમય વીતી જશે; કારણ કે, ફૂલંકષા કોઇ ગુજરાતી બ્રાહ્મણ સાથે પરણવાની અને ગુજરાત વાસિની થવાની ઇચ્છા દર્શાવશે એવી મને તો સ્વપ્નમાં પણ કલ્પના ન હોતી, ફૂલંકષાનું મન તારા જ્યેષ્ઠ સહોદર પ્રતિ આકર્ષાયું છે એ બહુ જ સારૂં થયું છે; એથી મારી એક પ્રચંડ ચિન્તાનો આજે અંત આવી ગયો છે અને ફૂલંકષાનું પોતાનું પણ શ્રેય જ થઇ ગયું છે; કારણ કે, ફૂલંકષાને તારા સહોદર સમાન યોગ્ય પતિ અહીં કિવા કર્ણાટકમાં ભાગ્યે જ મળી શકે તેમ હતું. ત્યારે હવે તો હું અને મારી સહોદરા બન્ને કર્ણાટકદેશવાસી મટીને ગુજરાતી જ થઈ ગયા અને અમોને ગુજરાતી કરી લેવાની તારી ઇચ્છા પૂર્ણ થઇ."

"મારી ત્રીજી શર્ત એ છે કે ભવિષ્યમાં આપણાં જે સંતાનો થાય તેમનો ગુજરાતની આપણી બ્રાહ્મણજાતિમાં જ શરીરસંબંધ કરવો; કદાચિત્ કોઇ પુત્રનો શરીરસંબંધ કર્ણાટકમાં થાય તો તે એક ભિન્ન વાર્તા છે; પણ કોઇ પુત્રીનો શરીરસંબંધ તો કર્ણાટકમાં ન જ થવો જોઇએ; કારણ કે, મારી પુત્રીને મારી દૃષ્ટિથી બહુ દૂર જવા દેવાની મારી ઇચ્છા નથી." ચિત્રાંગદાએ પોતાની ત્રીજી શર્તનો પ્રકાશ કર્યો.

ચિત્રાંગદાની આ ત્રીજી શર્ત સાંભળીને શ્રીનાથ ગંભીરતાથી કહેવા લાગ્યો કે. "ચિત્રાંગદે, તારા સંતોષમાટે હું તો જો-કે તારી આ શર્તને પણ સ્વીકારી લઉં છું; પરંતુ આ શર્ત તારી બાલિશતા તથા અજ્ઞતાને જ દર્શાવનારી છે; કારણ કે, કયા મનુષ્યને કઇ વેળાયે ભાગ્યદેવતા કયાં ઉપાડી જશે અને લગ્નસંબંધથી કોની સાથે જોડી દેશે એનો નિશ્ચય વિધાતા વિના અન્ય કોઇથી પણ કરી શકાતો નથી. જો આજથી ત્રણ વર્ષ પૂર્વે તને કોઈ એમ કહેત કે તારો શરીરસંબંધ એક કર્ણાટકદેશવાસી પુરુષ સાથે થવાનો છે, તો તેની એ વાર્તાને તું કદાપિ સત્ય માનત ખરી કે? તેમ જ આજથી તેટલા જ સમય પૂર્વે મને જો કોઇએ એમ કહ્યું હોત કે 'તમારો તથા તમારી સહોદરાનો લગ્નસંબંધ ગુજરાતી સ્ત્રી તથા ગુજરાતી પુરુષ સાથે થવાનો છે,' તો તેની એ વાર્તાને હું તો મૂર્ખ મનુષ્યના પ્રલાપ જેવી જ માની લેત; પણ આજે એ ઉભય વાર્તાઓ આપણને અશક્ય તથા અસંભવનીય હોવા છતાં શક્ય તથા સંભવનીય થયેલી દેખાય છે અને એ જ અદૃષ્ટમાં વિધાતા પુરુષના હસ્તથી લખાયેલા અજ્ઞેય લેખનો અદ્‌ભુત ચમત્કાર છે"

"અસ્તુ મારી ચોથી શર્ત એ છે કે બહુધા વિદ્વાન્ પુરુષો, કવિજનો તથા ચિત્રકારો આદિ રસિકહૃદય હોવાથી બહુવ્યયી અથવા ઉડાઉ હોય છે અને તેથી ધનને તેઓ કંકર માનીને ઉડાવી નાખે છે. એટલામાટે તમારે પોતાની બધી કમાણી મને આપી દેવી પડશે અને મારી પાસેથી તમોને જે નિયત માસિક રકમ મળે તે રકમમાથી જ પોતાનો ખાનગી ખીસાખર્ચ ચલાવવો પડશે

# સાચી સલાહ.

આજકાલ ઉચા કેસર—(Pure—પ્યોર)—માં ઘણો દગો થતાં સંભળાય છે, જેથી મુંબઈ તથા બીજાં દેશાવરોમાં તથા રાજરજવાડામાં અને દેવમંદિરોમાં કેસર વાપરતાં ઘણા લોકો સંકોચાય છે, તેના માટેજ જાહેર પ્રજાને અમો ખાસ ભલામણ કરીએ છીએ કે, તદ્દન ચોખ્ખું કેસર વાપરવું હોય તો **"ત્રણ ચંદ્ર છાપનું"** ચોખ્ખું અને ચુંટી કાઢેલું કેસર વાપરો.

**આજ લગભગ ચાળીસ વરસ ઉપરાંત વખણાયેલું અને જાણીતું**

## ત્રણ ચંદ્ર છાપનું પવિત્ર કેસર

રજીસ્ટર્ડ  ટ્રેડ માર્ક

ઉપર લખેલી છાપમાં કાંઈ પણ જાતની અપવિત્ર વસ્તુની મીલાવટ બીલકુલ નથી તેની અમે ખાત્રી આપીએ છીએ. તમારા ધાર્મિક કાર્યોમાં વાપરવાને કોઈ પણ જાતનો સંકોચ રાખશો નહીં.

બજારૂ દગાવાળા માલથી કે નકલી માલથી સાવચેત રહેશો, બજારૂ દગાવાળા માલના અમો કોઈ પણ રીતે જોખમદાર નથી.

અમારે ત્યાં બીજી દરેક જાતની કેસર જથ્થાબંધ તથા છુટક પણ મળે છે.

બહારગામના ઓરડરો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવે છે તેમજ દરેક ઓરડરો વી. પી. થી પણ મોકલવામાં આવે છે.

**ઠકર કરસનદાસ લધા,**

કેસરના વેપારી અને કમીશન એજન્ટ.

વડગાદી સેમ્યુએલ સ્ટ્રીટ—**મુંબઈ ૩.**

કારણ કે, જો હું આવી કરકસર ન કરૂં તો મારાં છોકરાં ભૂખે મરે અને મારો સંસાર ધૂળમા મળી જાય, સમજ્યા?" ચિત્રાંગદાએ ચોથી શર્ત કહી સંભળાવી.

"ચિત્રાંગદા, આ શર્ત પણ મારા જ લાભની છે અને તેથી આ શર્ત મને કબૂલ છે પણ હવે વધારે શર્તો રજૂ કરવામાં ન આવે, તો વધારે સારૂં; કારણ કે, જેમ અતિશય મૂર્ખતા વિઘાતક થઈ પડે છે તેવી જ રીતે કેટલીક વાર અતિશય બુદ્ધિમત્તા તથા દક્ષતા પણ વિઘાતક થઈ પડે છે એ તારે ભૂલી જવું ન જોઇએ" શ્રીનાથે અંતે ચોથી શર્ત સ્વીકારીને શર્તો પ્રતિ કંટાળો બતાવ્યો.

"જેવી તમારી ઈચ્છા, હવે હું વધારે શર્તો રજૂ કરીને તમને કંટાળો નથી આપતી અસ્તુ આપણા લગ્નસબંધનો હવે અંતિમ નિશ્ચય થઈ ગયો છે એટલે તમોને એક ભૂતકાલિક વાર્તાનું હુ સ્મરણ કરાવું છું જે દિવસે રાજ-પાન્થશાળામા તમોએ મને ગુર્જરેશ્વરનું મયણલ્લાદેવીના હસ્તથી આલેખાયલું ચિત્ર બતાવ્યુ હતું તે દિવસે વાર્તાલાપના પ્રસંગમાં તમોએ એમ કહ્યુ હતું કે 'પરંતુ આપણા એકાંતવાસના પ્રસંગે એવું કાંઈ પણ અનિષ્ટ પરિણામ નથી નિપજ્યું અને તેથી આપણે જો એક પ્રકારના અભિમાનને દર્શાવીએ તો તે સર્વથા યોગ્ય જ છે.' અને મે એમ કહ્યુ હતુ કે. 'આપણા એકાંતવાસના પ્રસંગે એવું કાંઈ પણ અનિષ્ટ પરિણામ નિપજ્યુ છે કિંવા નથી નિપજ્યુ એનો નિર્ણય તમારા એકલાથી જ કરી શકાય તેમ ન હોવાથી આ વિષયની ચર્ચાને કૃપા કરીને આટલેથી જ અટકાવી દ્યો જ્યારે યોગ્ય અવસર આવશે ત્યારે આપણા એકાંતવાસના પ્રસંગે એવું કાંઈ પણ અલ્પસ્વલ્પ અનિષ્ટ પરિણામ નિપજ્યું છે કિંવા નથી નિપજ્યું એનો ભેદ પોતાની મેળે જ તમારા જાણવામા આવી જશે.' એનું તમોને સ્મરણ છે ખરૂં કે?" ચિત્રાંગદાએ એક ભૂતકાલિક વાર્તાનુ શ્રીનાથને સ્મરણ કરાવ્યું.

"હા, એ વાર્તાનું મને યથાર્થ સ્મરણ છે." શ્રીનાથે કહ્યુ.

"તો તો આજે આપણા તે સમયના એકાંતવાસનું જે અલ્પસ્વલ્પ અનિષ્ટ પરિણામ થયું છે તેનો ભેદ તમારા જાણવામાં આવી જ ગયો હશે" ચિત્રાંગદા બોલી

"અનિષ્ટ પરિણામ થયું જ ન હોય, તો પછી તેનો ભેદ જાણવામાં આવી જ ક્યાંથી શકે વારૂ?" શ્રીનાથે અનિષ્ટ પરિણામનો અસ્વીકાર કર્યો

"તમો એક ધર્મનીતિપરાયણ તથા સદાચારશીલ બ્રાહ્મણ હોવાથી તેમ જ હું પણ કાંઈક સંયમશીલા તથા સારાસારવિવેકિની હોવાથી આપણા એકાંત-વાસના પ્રસંગે જેને ભ્રષ્ટાચાર કિંવા પાપકર્મના નામથી ઓળખી શકાય તેવું કાંઈ પણ અનિષ્ટ પરિણામ આપણામાં નિપજ્યુ ન હોતું, તથાપિ મારા પિતાશ્રીએ તમારી સેવાશુશ્રૂષાનું કાર્ય મને સોપી દેવાથી તમારી સાથે મારે એકાંતવાસમા રહેવું પડ્યું અને તેનું એટલું પરિણામ તો અવશ્ય થયુ કે મારૂં હૃદય તમારા સદ્ગુણોના યોગે તમારા પ્રતિ આકર્ષાયુ, તે આકર્ષણના કારણથી અત્યાર સૂધી અવિવાહિતા રહીને તમારી સાથે જ પરણવામાટે મારે રાજકુટુંબની સહાયતાને મેળવવાના ષડ્યંત્રની રચના કરવી પડી અને મારા પિતાશ્રીમાટે એક કર્ણાટકદેશવાસી કિંવા વિદેશી બ્રાહ્મણના શ્વસુર થવાનો પ્રસંગ આવી લાગ્યો. તમોને પણ આપણા એ એકાંતિક સહવાસના કારણથી મારા પ્રતિ તમારૂં

હૃદય આકર્ષીતા પોતાના દેશને સદાનેમાટે ત્યાગીને ગુજરાતવાસી થવાનો પ્રસંગ પ્રાપ્ત થયો અને તમારાં સહોદરા ફૂલ કુંવરીદેવીનું ભાગ્ય પણ એક ગુજરાતી વિપ્રકુમારના ભાગ્ય સાથે જોડાવાનો અવસર આવી લાગ્યો. આ સર્વ આપણા ઐકાંતિક સહવાસનાં જ પરિણામો છે. જો આપણા સ્થાનમાં કોઈ અન્ય અવિચારશીલ તથા મદોન્મત્ત યુવક તથા યુવતીને આવી ઐકાંતિકતા મળી ગઈ હોત, તો તેમની તે ઐકાંતિકતાનું શું અને કેવું અનિષ્ટ પરિણામ આવી જાત એની સહજ કલ્પના કરી શકાય તેમ હોવાથી એ વિષયના અધિક વિવેચનની આવશ્યકતા છે જ નહિ. અર્થાત્ આપણા ધર્મશાસ્ત્રકારોએ સ્ત્રી તથા પુરુષના એકાંતવાસનો જે નિષેધ કરેલો છે તે નિષેધ સકારણ, વાસ્તવિક તથા યથાર્થ છે એમ હવે તમોને પણ નથી ભાસતું કે શું ?" ચિત્રાંગદાએ પોતાના તથા શ્રીનાથના સંબંધમાં તેમના એકાંતવાસનું જે કિંચિદ્ વિલક્ષણ પરિણામ થયું હતું તેનું શ્રીનાથને સપ્રમાણ દર્શન કરાવી દીધું.

"યથાર્થ છે, તારું કથન અક્ષરશઃ યથાર્થ છે. યુવકો તથા યુવતીઓને એકાંતવાસની પ્રાપ્તિ થતાં તેમની મનોવૃત્તિઓ ન્યૂન કિંવા અધિક પરિમાણમાં અવશ્ય કલુષિત થઈ જાય છે અને કેટલીક વાર એવા એકાંતવાસનું અનિષ્ટ પરિણામ પણ અવશ્ય થાય છે, તેમાં પણ જો યુવક તથા યુવતી સમાનવ્યસનશીલ હોય છે અને તેમને પરસ્પર ઐકાંતિક સહવાસનો યોગ મળી જાય છે, તો તેમનાં મનો એક બીજા પ્રતિ આકર્ષાયા વિના ભાગ્યે જ રહી શકે છે, કારણ કે નૈસર્ગિક આકર્ષણ સર્વથા દુર્દમનીય તથા અનિવાર્ય હોય છે. યયાતિ રાજાના અંતઃપુરમાં તેની રાણી શુક્રસુતા દેવયાનીની સાથે તેની દાસી તરીકે વસતી વૃષપર્વા નામક દૈત્યરાજની પુત્રી શર્મિષ્ઠાના મોહપાશમાં યયાતિ રાજા બદ્ધ થયો હતો અને તેના પરિણામે શર્મિષ્ઠા યયાતિ રાજા સાથે લગ્નસંબંધ કર્યા વિના જ દ્રુહ્યુ, અણુ તથા પુરુ નામક ત્રણ પુત્રોની માતા થઈ હતી એ શર્મિષ્ઠા તથા યયાતિ રાજાને એકત્ર નિવાસના યોગે મળેલા એકાન્તવાસનું જ પરિણામ હતું. સ્ત્રીપુરુષના એકાંતવાસનાં અનિષ્ટ પરિણામોનાં આવાં અનેક ઉદાહરણો આપણા પુરાણગ્રંથોમાં વર્ણવાયલાં છે એટલે એથી નિર્વિવાદ સિદ્ધ થાય છે કે સ્ત્રીપુરુષનો એકાંતવાસ અવશ્ય નિષેધને જ પાત્ર છે. ચિત્રાંગદે, તારી બુદ્ધિમત્તા સર્વથા અવર્ણનીય છે. હું અત્યારે તારાપર એટલી સીમા પર્યન્ત પ્રસન્ન થઈ ગયો છું કે અત્યારે તત્કાળ તને આપી શકાય તેવી અન્ય કોઈ યોગ્ય વસ્તુ મારા સમક્ષ વિદ્યમાન ન હોવાથી હું તને ચુંબનસુધાનું પાન કરાવીને જ સંતુષ્ટ થાઉં છું" આ અંતિમ વાક્ય ઉચ્ચારતાં શ્રીનાથે પોતાના આસનપરથી ઊઠીને ચિત્રાંગદાના વામ હસ્તને પોતાના દક્ષિણ હસ્તમાં પકડી લીધો અને તેને ચુંબનસુધાનું પાન કરાવવામાટે પોતાના મુખને તેના અધર પ્રતિ લંબાવવાનો યત્ન કર્યો.

પરંતુ શ્રીનાથના મુખનું પોતાના અધર સાથે સંમેલન થાય તે પૂર્વે એક ઝટકાથી પોતાના હસ્તને શ્રીનાથના હસ્તમાંથી છોડાવી લઈને ચિત્રાંગદા પોતાના આસનપરથી ઊઠી દૂર ઊભી રહી અને ગંભીરતાથી શ્રીનાથને સંબોધીને કહેવા લાગી કે: "સાવધાન, મારા ભાવી પ્રાણેશ, સાવધાન ! અદ્યાપિ યથાશાસ્ત્ર આપણો લગ્નવિધિ ન થયેલો હોવાથી આવી ચેષ્ટાઓના પ્રદેશમાં અગ્રેસર

થવાનો અધિકાર આપણને પ્રાપ્ત થયો નથી એ વાર્તાનું વિસ્મરણ ન થવા દ્યો; સંયમશીલ થાઓ અને હૃદયમાં ઈશ્વરનો ભય રાખો. જો તમો પુનઃ આવી અધીરતા તથા અસંયમશીલતા દર્શાવશો, તો જ્યાં સુધી આપણો લગ્નસંબંધ નહિ થઇ જાય ત્યાં સુધી આ વસંતોદ્યાનમાં આવવાનું હું માંડી વાળીશ અને જો તેમ થશે, તો તમોને મારું મુખદર્શન પણ દુર્લભ થઈ પડશે; સમજ્યા ?"

શ્રીનાથ ચિત્રાંગદાની અલૌકિક સંયમશીલતા તથા મનોદૃઢતાને જોઇને લજ્જિત, સ્તંભિત તથા આશ્ચર્યચકિત થઇ ગયો અને માથાને ખજવાળતો નીચી દૃષ્ટિ કરીને ઊભો રહ્યો તે ચિત્રાંગદા પાસેથી પોતાના અપરાધની ક્ષમા માગવાનો વિચાર કરતો હતો એટલામાં તેની સહોદરા ફૂલકંપા ત્યાં આવી લાગી અને ચિત્રાંગદાને ત્યાં ઊભેલી જોઇને કહેવા લાગી કે –

"હું તમોને રાજમહાલયમાંથી મયણલ્લાદેવી પાસેથી પાછી વળતા રાજપાન્થશાળામાં જોઈ આવી અને તમો તો અહીં આવીને આ કુંજવિહાર કરતા ઊભા છો. શ્રીમતી, અહીં તમો ક્યારના પધાર્યાં છો ?"

"અમારી પધરામણીને બે ઘટિકા જેટલો સમય તો થયો જ હશે. મને શી ખબર કે તમો રાજમહાલયમાં પધાર્યાં છો, નહિ તો હું અહીં આવી તેને બદલે ત્યાં રાજમહાલયમાં જ આવી હોત જતાં જતા જરા ટહુકો તો કરવો'તો." ચિત્રાંગદાએ કહ્યું.

"વિચાર તો એવો જ હતો, પણ પછી હું એ વાતને ભૂલી ગઈ અને રાજમહાલયમાં પહોચ્યા પછી એ વાત સાંભરી એટલે ત્યાંથી વળતા હું તમારે ઘેર થતી આવી" ફૂલકંપા બોલી

"હવે તો મારો પણ ઘેર જવાનો સમય થઇ ગયો છે" ચિત્રાંગદાએ કહ્યુ

"જરા આવો તો ખરા, નાસ્તો અને જલપાન કરીને પછી ઘેર જજો" આ પ્રમાણે કહી ચિત્રાંગદાનો હાથ ઝાલી ફૂલકંપા પોતાના નિવાસાલય પ્રતિ ચાલવા લાગી

ચિત્રાંગદા મુખથી કાંઈ પણ ન બોલતા ફૂલકંપાના જોવામાં ન આવી શકે તેવી રીતે ચિત્રકાર શ્રીનાથ પ્રતિ હાસ્યમંડિત સ્નેહદર્શક કટાક્ષપાત કરીને ત્યાંથી ચાલતી થઈ ગઈ. ચિત્રકાર શ્રીનાથ ચિત્રાંગદાની ચપલતા તથા ચતુરતાનું ચિંતન કરતો સાયંકાલ પર્યન્ત કુંજમાના પાષાણાસનપર જ મુનિવ્રત ધારીને બેસી રહ્યો

## પ્રકરણ ૧૩ મું

## જયસિંહનો જન્મ અને રાજ્યાભિષેક

ગુર્જરેશ્વર કર્ણસોલંકીની આજ્ઞા અનુસાર સેનાધ્યક્ષ દેવપ્રસાદ તથા તેના સહાયક સૈનિકોએ છ માસ પર્યન્ત નટી નમુંજલ્લાને ગુર્જરદેશમા તથા ગુર્જરબાહ્ય પ્રદેશમાં સર્વત્ર શોધવા છતા તેમના એ પ્રયત્નો સફળ ન થયા અને નટી નમુંજલ્લાનો કોઇને ક્યાંય પણ પત્તો મળી શક્યો નહિ. નટી નમુંજલ્લાનો પત્તો ન મળવાથી કર્ણરાજ, સુમિત્રાદેવી તથા મયણલ્લા દેવીના હૃદયોમાં એક પ્રકારની નિરાશાનો આઘાત થઇ ગયો અને તેથી તેમના હૃદયો વૈભવવિલાસ, હર્ષ,

તથા આનન્દના મધ્યમાં પણ વારંવાર ઉદાસીન થઇ જવા લાગ્યાં. એ છ માસના કાલાવધિમાં દેવી સુમિત્રા તથા દેવી મયણલ્લાના ચક્રચાલન તથા રાજમાતા ઉદયમતીદેવીની મધ્યસ્થતા તથા સહાયતાથી ચિત્રકાર શ્રીનાથનો વિપ્રતનયા ચિત્રાંગદા સાથે અને ચિત્રાંગદાના સહોદર શંકર શર્માનો ફૂલકષા સાથે લગ્નસંબંધ થઈ ગયેલો હોવાથી ચિત્રાંગદા હવે રાજપાન્થશાળાને ત્યાગીને પોતાના પતિ ચિત્રકાર શ્રીનાથ સાથે વસંતોદ્યાનમાં આવીને વસવા લાગી હતી અને ફૂલકષા પોતાના સ્વામી શંકરદેવ સાથે રાજપાન્થશાળામાં આવીને રહેવા લાગી હતી. ચિત્રાંગદા તથા ફૂલકષા ઉભયને કર્ણરાજે પોતાના ધનથી પરણાવી હતી અને એ કન્યાદાનોનું પુણ્ય અનુક્રમે મયણલ્લાદેવી તથા સુમિત્રાદેવીએ લીધેલું હોવાથી શ્રીનાથ તથા શંકર શર્માને જામાતા માનીને વિપુલ પરિમાણમાં ધન તથા વસ્ત્રાલંકાર આપવા ઉપરાંત યોગ્ય વર્ષાસનો પણ બાંધી આપ્યાં હતાં અને ચિત્રાંગદા તથા ફૂલકષાનો રાજમહાલયમાં રાજકુમારીઓ સમાન સત્કાર થતો હતો

મયણલ્લાદેવી ગર્ભવતી થયેલી હતી એ વાર્તા તો ચિત્રાંગદાના શ્રીનાથ સાથેના સંભાષણદ્વારા આપણા જાણવામાં આવી ગઈ છે અર્થાત્ નટી નમુંજલાએ પોતાના પત્રમાં મયણલ્લાદેવીના સંબંધમાં જે ભવિષ્ય ભાખ્યું હતું તે સત્ય સિદ્ધ થયું હતું; માત્ર એટલું જ નહિ, પણ જ્યારથી મયણલ્લાદેવી ગર્ભવતી થઈ હતી ત્યારથી તેને પોતાના ડાબા નેત્ર કરતાં જમણું નેત્ર કાંઇક વિશાળ તથા ભારી થતું દેખાવા લાગ્યું હતું, પોતાની દક્ષિણ જંઘામાં ગુરુતાનો અધિક સાક્ષાત્કાર થવા લાગ્યો હતો, તેના મનમાં પુરુષવાચક વસ્તુઓના ઉપભોગની અધિક ઈચ્છા થયા કરતી હતી; તે સ્વપ્નમાં પણ પુરુષવાચક પદાર્થોને જ વિશેષ પરિમાણમાં જોયા કરતી હતી એક વાર તો સ્વપ્નમાં જાણે તેના મુખમાં એક ભયંનક સિંહે પ્રવેશ કર્યો હતો એવું દૃશ્ય તેના જોવામાં આવ્યું હતું, તેનો ગર્ભ આઠ માસનો થયેલો હોવાથી તેના દક્ષિણ સ્તનમા દુગ્ધનો પ્રથમ ઉદ્ભવ થયેલો દેખાવા લાગ્યો હતો અને દિવસાનુદિવસ તેના મુખની કાંતિ શ્રેષ્ઠતર, સુંદરતર તથા પ્રસન્નતાપૂર્ણ થતી જતી હતી ભારતવર્ષીય આચાર્યોના અભિપ્રાય અનુસાર ગર્ભવતી સ્ત્રીના આ સર્વ ચિહ્નો પુત્રની ઉત્પત્તિને દર્શાવનારાં હોવાથી વૈદ્ય લીલાધર શર્માનો તેમ જ અન્ય અનુભવી મનુષ્યોનો મહારાણી મયણલ્લા અવશ્ય પ્રતાપી પુત્રને જ જન્મ આપશે એવો દૃઢ નિશ્ચય થઇ ગયો હતો અને જો તેમ થાય તો નટી નમુંજલાનું મયણલ્લાદેવી વિષયક ભવિષ્યકથન અક્ષરશઃ સત્ય સિદ્ધ થઇ જવાનો સંપૂર્ણ સંભવ હતો.

મયણલ્લાદેવીનો ગર્ભ આઠ માસનો થયો તે વેળાયે અચાનક તેને પ્રાહ્લાદનપુર જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો અને તે એવી રીતે કે પ્રાચીન કાળમા અને આપણી નવલકથાના સમયમાં ગુર્જર અથવા ગુર્જરત્રા દેશમાં કેવળ વર્તમાન ગુજરાતનો જ નહિ, કિન્તુ જોધપુર રાજ્યના ઉત્તરથી દક્ષિણ પર્યન્તના સમસ્ત પૂર્વ વિભાગનો સમાવેશ થતો હોવાથી અર્બુદાચલ આદિ પર્વતપ્રદેશ તથા પ્રાહ્લાદનપુર—વર્તમાન પાલનપુર રાજ્ય—આદિ ગુર્જરાધીશના જ અધિકારમાં હતાં અને તેથી ગુર્જરાધીશના અધિકારીઓને કિંવા રાજકર્મચારીઓને

કેટલાંક આવશ્યકીય રાજકાર્યોમાટે વારંવાર એ પ્રદેશોમાં જવાના અવસરો પ્રાપ્ત થતા હતા. એવા જ એક આવશ્યક રાજકાર્યમાટે પ્રાહ્લાદનપુર ગયેલા સેનાધ્યક્ષ દેવપ્રસાદે પાટણમાં આવીને પોતાના કાકા ગુર્જરેશ્વર કર્ણરાજને એવા સમાચાર સંભળાવ્યા કે: "પ્રાહ્લાદનપુરના એક નિકટવર્તી રમણીય સ્થાનમાં કેટલાક સમયથી એક સંન્યાસિની કિંવા યોગિનીનું આગમન થયેલું છે; તે યોગિનીની વચનસિદ્ધિમાં ત્યાંની પ્રજાની અતિશય શ્રદ્ધા હોવાથી ત્યાના લોકો તેને દેવી પ્રમાણે પૂજે છે અને તેનાં ચરણોમાં રજતમુદ્રા તથા સુવર્ણમુદ્રાઓ ધરાવે છે; પરંતુ તે યોગિની ધનને હસ્તસ્પર્શ પણ નથી કરતી અને કેવળ ફલાહાર કરીને યોગસાધનામા જ પોતાનો સમય વીતાવ્યા કરે છે મારી એવી દૃઢ માન્યતા છે કે એ યોગિની અન્ય કોઇ નહિ, પણ નટી નમુંનલા જ હોવી જોઇએ અને તેથી હું આપ શ્રીમાન્‌ને આ સમાચાર આપવામાટે પોતે જ અત્યારે અહીં આવી લાગ્યો છું મેં તેને મારી સાથે પાટણમાં આવવાનો અતિશય આગ્રહ કરવા છતાં તે મારી સાથે પાટણમા ન આવી અને સંસાર પ્રતિ તેનો પૂર્ણ વિરાગ મારા જોવામાં આવ્યો. એટલે તેને બળાત્કારે અહીં પકડી લાવવાનું દુસ્સાહસ મારાથી ન કરી શકાયું. હું ધારું છું કે જો આપ શ્રીમાન્ પોતે ત્યાં પધારશો, તો કદાચિત્ આપ શ્રીમાન્‌ની ઇચ્છાને માન આપીને તે યોગિની પાટણમાં આવશે" આ વાર્તા કર્ણરાજે મયણલ્લાદેવી તથા સુમિત્રાદેવીને સંભળાવી એટલે મયણલ્લાદેવીએ કહ્યું કે. "આર્યપુત્ર, જો તે યોગિની નટી નમુંનલા પોતે જ હોય, તો અત્યારે અને આ ક્ષણે જ આપ શ્રીમાન્ પ્રાહ્લાદનપુરના પ્રવાસની તૈયારી કરાવો અને મને ત્યાં લઇ જાઓ, કારણ કે, તે દેવીના દર્શનની મારા મનમાં અત્યારે પ્રબળ ઇચ્છા થઈ છે અને મારી એ ઇચ્છાને એક નિમેષમાત્રનો પણ વિલંબ ન કરતા આપ શ્રીમાન્ પૂર્ણ કરશો એવી આપ શ્રીમાનના ચરણોમા મારી નમ્ર પ્રાર્થના છે" મયણલ્લાદેવીની પ્રસૂતિનો સમય નિકટમાં આવેલો હોવાથી સુમિત્રાદેવીએ તેમ જ તેની સખીઓએ એ વેળાયે પ્રાહ્લાદનપુર જવાની ઇચ્છાને ત્યાગી દેવાનો મયણલ્લાદેવીને બહુ ઉપદેશ આપ્યો, પરંતુ મયણલ્લાદેવીએ પોતાના હઠને ન જ ત્યાગ્યો એટલે પછી નિરુપાય થઇને ગુર્જરેશ્વર કર્ણરાજે દેવપ્રસાદને પ્રવાસની તૈયારી કરાવવાની આજ્ઞા આપી દીધી અને પ્રવાસની તૈયારી થઇ જતા તે જ દિવસે સંધ્યાકાળપૂર્વે કર્ણરાજે પ્રાહ્લાદનપુરના પ્રવાસનો પ્રારંભ કરી દીધો મયણલ્લાદેવીને તે ગર્ભવતી હોવાથી એક મ્યાનામા બેસાડવામાં આવી હતી અને તેના શરીરને લેશમાત્ર પણ આઘાત ન થાય એવી યોગ્ય વ્યવસ્થા કરવામા આવી હતી, માત્ર એટલું જ નહિ, પણ કદાચિત્ મયણલ્લાદેવી ક્યાંક માર્ગમા પ્રસૂતા થઈ જાય અથવા પ્રાહ્લાદનપુરમાં તેની પ્રસૂતિનો સમય આવી લાગે, તો તેની શુશ્રૂષામા કોઈ પણ પ્રકારની ન્યૂનતા ન થવા પામે એટલામાટે સુમિત્રાદેવી, ચિત્રાંગદા, ફૂલકપા, અલંબુષા તથા કેટલીક દાસીઓ, પરિચારિકાઓ અને બે સોયાણીઓ આદિ સ્ત્રીસમુદાય પણ પ્રવાસમાં તેની સાથે હતો અને વૈદ્ય લીલાધર શર્મા—લીલા વૈદ્ય—ને પણ સાથે રાખવામાં આવ્યો હતો પ્રવાસ અત્યંત મંદ ગતિથી થતો હોવાથી પાટણને ત્યાગ્યા પછી કર્ણરાજ સાતમે દિવસે કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના ક્ષેમકુશળતાથી પ્રાહ્લાદનપુરમાં આવી લાગ્યો અને ત્યાના રાજમા

લયમા આગળથી મોકલાયેલા રાજસેવકોએ રાજકુટુંબના નિવાસની સર્વ તૈયારીઓ કરી રાખેલી હોવાથી ત્યાંના રાજમહાલયમાં કુટુંબ સહિત નિવાસ કરીને રહ્યો. જે વેળાયે કર્ણરાજ પોતાના પરિવાર સહિત પ્રાહ્લાદનપુરમાં આવી પહોંચ્યો તે વેળાયે રાત્રિનો એક પ્રહર જેટલો સમય વીતી ગયેલો હોવાથી અને રાત્રિભોજનના કાર્યથી નિવૃત્ત થતાં સુધીમાં તો મધ્યરાત્રિ થઈ જવાથી અવશિષ્ટ રાત્રિ વિશ્રાંતિના ઉપભોગમાં વીતાડીને બીજા દિવસના પ્રભાતમાં તેણે તે યોગિની પાસે જવાની તૈયારી કરી, પરંતુ તે રાજમહાલયના સિંહદ્વારમાંથી અશ્વારૂઢ થઈને બહિર્ગત થવાની તૈયારીમાં હતો એટલામાં દેવપ્રસાદે આવીને કર્ણરાજને કહ્યું કે: "હું ઉષઃકાળમાં જ યોગિનીની તપાસમાટે ગયો હતો; પરંતુ ત્યાં યોગિની મારા જોવામાં ન આવી અને પૃચ્છા કરતાં એમ જણાયું કે ગઈ કાલે સંધ્યાકાળ પર્યન્ત તો યોગિની પોતાના સ્થાનમાં હતી; પરંતુ મધ્યરાત્રિના સમયમાં તે નિત્યના નિયમ અનુસાર યોગસાધનામાટે નિર્જન સ્થાનમાં ગઈ હતી અને ત્યાંથી પાછી ફરી જ ન હોતી. વધારે તપાસ કરતાં જ્યાં તેનું આસન હતું ત્યાંથી એક પત્રિકા મળી આવી હતી કે જે આપ શ્રીમાન્‌ના નામની હોવાથી હું વાંચ્યા વિના જ આપ શ્રીમાન્‌ને આપવામાટે લેતો આવ્યો છું." આમ કહીને દેવપ્રસાદે એક બંધ પત્રિકા ગુર્જરેશ્વરના હસ્તમાં આપી દીધી. તે પત્રિકામાં આ પ્રમાણે લેખ લખાયેલો હતો –

"ધર્મધુરંધર ગુર્જરેશ્વર કર્ણદેવ મહારાજની પવિત્ર સેવામાં–પ્રાહ્લાદનપુર. મને એક વિશિષ્ટ આશયથી શોધવાના આપ શ્રીમાને જે પ્રયત્નો કર્યા છે તે મારાથી અજ્ઞાત નથી. આપ શ્રીમાન્‌ના ભત્રીજા સેનાધ્યક્ષ દેવપ્રસાદે મને યોગિનીવેશમાં ઓળખી લઈને આપ શ્રીમાન્‌ને સમાચાર પહોંચાડ્યા અને મહારાજ્ઞી મયણલ્લાદેવીના હઠવાદથી આપ શ્રીમાન્ મને મળવામાટે આ સ્થાનમાં પધાર્યા એ આપ શ્રીમાન્‌નો મારાપર ઉપકાર થયો છે; પરંતુ અત્યારે જ આપ શ્રીમાન્‌ને તેમ જ આપ શ્રીમાન્‌ની ઉભય મહારાજ્ઞીઓને મળવાની મારી ઇચ્છા ન હોવાથી હું અત્યારે આ સ્થાનને ત્યાગીને એક અજ્ઞાત સ્થાનમાં પ્રયાણ કરી ગઈ છું એટલે હવે આપ શ્રીમાન્‌ને અત્યારે મારો પત્તો મળી શકે તેમ નથી. જો મને મળવાની આપ શ્રીમાન્ તથા આપ શ્રીમાન્‌ની ઉભય મહારાજ્ઞીઓની ઇચ્છા હોય; તો જ્યાં સુધી શ્રીમતી મયણલ્લાદેવી પ્રસૂતા થાય ત્યાં સુધી પ્રાહ્લાદનપુરમાં જ રહેજો અને મારા વચન અનુસાર હું ભાવી ગુર્જરાધીશના મુખદર્શનમાટે રાજમહાલયમાં આવું તે વેળાયે મને ઓળખી કાઢજો. જો આપ શ્રીમાન્ અથવા આપ શ્રીમાન્‌ના કુટુંબની કોઈ પણ સ્ત્રી કિંવા પુરુષ વ્યક્તિ તે વેળાયે મને ઓળખી કાઢશે, તો હું આપ શ્રીમાન્‌ને તથા આપ શ્રીમાન્‌ની મહારાજ્ઞીઓને મળીશ અને નહિ તો આપ શ્રીમાન્‌ના યુવરાજનું મુખદર્શન કરીને તેના શિરપર આશીર્વાદ વર્ષાવતી પાછી મારા ગુપ્ત સ્થાનમાં ચાલી જઈશ. અર્થાત્ અત્યારે જ હવે મને શોધવાનો પ્રયત્ન કરશો નહિ અને શ્રીમતી મહારાજ્ઞી સુમિત્રાદેવી તથા શ્રીમતી મહારાજ્ઞી મયણલ્લાદેવીને મારા સપ્રેમ પ્રણામ વંચાવશો. લેખિકા આપ શ્રીમાન્‌ની નિરંતર હિતવાદિની સેવિકા સંન્યાસિની નમુંજલા."

આ પત્ર ગુર્જરેશ્વરે મયણલ્લાદેવી તથા સુમિત્રાદેવીને વંચાવતાં મયણલ્લાદેવીએ પોતાની પ્રસૂતિ તથા તજ્જન્ય શૌચનિવૃત્તિના સમય પર્યન્ત પ્રાહ્લા-

દનપુરમાં જ રહેવાનો નિશ્ચય કરી લીધો અને તેથી તેની સાથે આવેલા સર્વ સ્ત્રીપુરુષોને તેની સાથે ત્યાં જ નિવાસ કરવો પડ્યો દિવસો વીતવા લાગ્યા અને પ્રાહ્લાદનપુરમાં આવ્યાને બે મહિના થવા પછી જ્યારે પોતાના ઉદરમાંનો ગર્ભ દશ માસનો થઇ ગયો ત્યારે મયણલ્લાદેવીએ શુભ દિવસ, શુભ ઘટિકા તથા શુભ લગ્નમાં એક પુત્રરત્નને જન્મ આપ્યો ઉપર જણાવ્યા પ્રમાણે સગર્ભાવસ્થામાં એક વાર મયણલ્લાદેવીએ સ્વપ્નમા એક સિંહને પોતાના મુખમાં પ્રવેશતો જોયેલો હોવાથી પોતાના એ પુત્રનું નામ જયસિંહ રાખ્યું જયસિંહની જન્મદાત્રી માતા મયણલ્લાદેવી હોવા છતાં મહારાણી સુમિત્રાદેવી અત્યન્ત વાત્સલ્યથી જયસિંહનું તે જન્મ્યો તે દિવસથી જ સંગોપન કરવા લાગી અને તેને પોતાનો જ પુત્ર માનવા લાગી ગુર્જરેશ્વર કર્ણરાજના પ્રાસાદમાં પુત્રનો જન્મ થવાથી પ્રાહ્લાદનપુરમાં સર્વત્ર આનન્દનું સામ્રાજ્ય વિસ્તરી ગયું અને ત્યાંના સર્વ આગારોને તે આગારોના સ્વામીઓએ તોરણ પતાકા આદિ આનન્દદર્શક ચિહ્નોવડે મંડિત કરી દીધા કર્ણરાજે સમસ્ત નગરમાં શર્કરા વ્હેંચાવી અને દીન જનોને ધનદાન, અન્નદાન તથા વસ્ત્રદાન આદિથી સંતોષીને તેમના શુભ આશીર્વાદોને પ્રાપ્ત કરી લીધા મયણલ્લાદેવીએ પુત્રને જન્મ આપ્યાના શુભ સમાચાર જ્યારે પાટણમાં પહોંચ્યા ત્યારે રાજમાતા ઉદયમતીદેવીની આજ્ઞાથી પાટણમાં પણ અદ્વિતીય આનન્દોત્સવ કરવામાં આવ્યો અને ત્યાં પણ સહસ્ત્રાવધિ દીનજનોને નાનાવિધ દાનો આપીને રાજમાતાએ સંતોષ્યાં અસ્તુ પ્રાહ્લાદનપુરના પ્રતિષ્ઠિત નાગરિકો તથા રાજકર્મચારીઓ આદિના ગૃહની સ્ત્રીઓ શિષ્ટસંપ્રદાય અનુસાર પોતપોતાની શક્તિ પ્રમાણે રાજકુમાર-જયસિંહની ષષ્ઠીપૂજાનો વિધિ નિર્વિઘ્ન સમાપ્ત થયા પછી ઉત્તમ વસ્ત્ર તથા અલંકાર લઇને રાજમહાલયમાં આવવા લાગી અને રાજકુમારના મુખદર્શનથી આનન્દ દર્શાવતી રાજકુમારના શિરપર શુભ આશીર્વાદોની વૃષ્ટિ વર્ષાવવા લાગી પાટણથી પણ સહસ્ત્રાવધિ નાગરિકાઓ જયસિંહમાટે વસ્ત્રાલંકાર લઇને પ્રાહ્લાદનપુરમા આવી હતી અને તેથી કેટલાક દિવસ પછી પ્રાહ્લાદનપુર 'પ્રમદાપુર'ના સ્વરૂપમાં પરિણત થઈ ગયું હતું કર્ણરાજે દાસી વલ્લભા, દાસી ધારિણી તથા કેટલીક અન્ય બુદ્ધિમતી દાસીઓને તેમ જ સુમિત્રાદેવીને પોતાને પણ જો નટી નમુંજલા આવે તો તેને ઓળખી કાઢવાની કઠિન સૂચના આપી મૂકી હતી, પરંતુ ત્યાં જયસિંહમાટે વસ્ત્રાલંકાર આદિ લઇને આવેલી સહસ્ત્રાવધિ સ્ત્રીઓમાં નટી નમુંજલા તેમના જોવામાં ન આવી અને તેથી મયણલ્લાદેવી, સુમિત્રાદેવી તથા કર્ણરાજ પુનઃ હતાશ થઈ ગયાં જે સહસ્ત્રાવધિ વસ્ત્રો કુમાર જયસિંહમાટે આવ્યા હતા તેમને તપાસી ઘડી વાળીને પાટણ લઇ જવામાટે પેટીઓમાં ભરતી વેળાયે દાસી વલ્લભા તથા ધારિણીએ એક બહુમૂલ્ય વસ્ત્રના અગ્રભાગમાં એક પત્રિકાને સીવી લીધેલી જોવાથી તે વસ્ત્ર લઇને તેઓ મહારાણી સુમિત્રાદેવી સમક્ષ આવી લાગી અને મહારાણી સુમિત્રાદેવીએ તે પત્રિકા ગુર્જરેશ્વર કર્ણરાજના નામની હોવાથી કર્ણરાજને બોલાવીને તેના હસ્તમા આપી દીધી કર્ણરાજે તે પત્રિકાને ઉઘાડીને વાંચતા તે પત્રિકા નટી નમુંજલાની લખેલી જણાઇ અને તેમાં આ પ્રમાણે લેખ લખાયલો હતો—

"ધર્માત્મા ગુર્જરાધીશ કર્ણ સોલંકીની પવિત્ર સેવામાં—પ્રાહ્લાદનપુર, મારી અંતિમ પત્રિકામાં જણાવ્યા પ્રમાણે, યુવરાજ શ્રી જયસિંહદેવની પ્રષ્ઠી-પૂજાનો વિધિ થઇ ગયા પછી ત્રીજે દિવસે અહીંની એક ધનાઢ્ય નાગરિકા સાથે તેની દાસી તરીકે હું કુમાર જયસિંહમાટે એક બહુમૂલ્ય વસ્ત્ર તથા એક રત્નમાળા લઇને રાજપ્રાસાદમાં આવી હતી, મહારાણી મયણલ્લાદેવી પાસે એક ઘટિકા પર્યન્ત બેઠી હતી અને કુમાર જયસિંહને મારી ગોદમાં બેસાડીને રમાડવાનો તથા તેના કોમલ કપોલોને ચુંબનથી આર્દ્ર કરવાનો આનન્દ પણ મેં મેળવ્યો હતો; છતાં રાજપ્રાસાદમાંની કોઇ પણ વ્યક્તિ મને ઓળખી શકી નહિ અને તેથી હું પાછી મારા ગુપ્ત સ્થાનમાં ચાલી ગઇ એટલે હવે નિકટના ભવિષ્યમાં આપણો મેળાપ થવાનો નથી. જ્યારે મને કોઇએ ન ઓળખી ત્યારે આ પત્રિકા મેં રાજમહાલયમાં એક દાસીદ્વારા લેખનસામગ્રી મેળવીને ઉતાવળથી લખી છે એટલામાટે જો મારી પત્રિકામાં કાંઈ પણ દોષ આપ શ્રીમાનના જોવામાં આવે, તો તેની ઉદારતાથી ક્ષમા આપશો એવી પ્રાર્થના છે અસ્તુ રાજન્, હવે હું યુવરાજ જયસિંહના સંબંધમાં કાંઇક લખવાની ઇચ્છા ધરાવું છું. યુવરાજ જયસિંહના શરીરમાંનાં સામુદ્રિક ચિહ્નોને જોતાં સ્પષ્ટ જણાઈ આવે છે કે એ સોલંકીવંશભૂષણ યુવરાજ અત્યંત કિશોર વયમાં જ સિંહાસનારૂઢ થશે અને ગુજરાતનો એક અદ્વિતીય પરાક્રમશીલ તથા મહાપ્રતાપી મહારાજા થશે એ સર્વથા નિર્વિવાદ છે. એ યુવરાજની રાજસત્તાના સમયમાં ગુર્જરરાષ્ટ્રના ગગનમંડળમાં સોલંકીવંશનો ગૌરવરવિ પ્રચંડ પ્રભાને વિસ્તારતો ચમકવા માંડશે, એ યુવરાજના વિજયશાલી હસ્તથી ગુર્જરરાષ્ટ્રના અનેક બલાઢ્ય શત્રુઓ પાદાક્રાન્ત થઈ જશે અને ગુજરાતની ગર્જના સિંહગર્જના સમાન ગણાવા માંડશે. મયણલ્લાદેવી રત્નગર્ભા હોવાથી તેમણે આ એક અલૌકિક રાજરત્નને જ જન્મ આપ્યો છે અને તેથી આપ શ્રીમાનના સદ્ભાગ્યની પરિસીમા જ થઈ ગઇ છે પરમાત્મા આપ શ્રીમાનનું તથા આપ શ્રીમાનના પરિવારનું નિરંતર કલ્યાણ કરતો રહે એવો આશીર્વાદ આપતી સંન્યાસિની નમુ જાલાનો નમસ્કાર સ્વીકારશો અને હાલ તરત મારા મુખદર્શનની આશાને ત્યાગી દેજો"

હવે નટી નમુ જાલાના આગમનની તથા મુખદર્શનની આશા ન રહેવાથી યુવરાજ જયસિંહની અવસ્થા ચાળીસ દિવસની થયા પછી મયણલ્લાદેવી સ્નાનશુદ્ધ થઈને સ્પર્શયોગ્ય થઇ ગઈ એટલે પછી ચાર પાંચ દિવસમાં જ પાટણ જવાની તૈયારીઓ કરવામાં આવી કર્ણરાજ પોતાના કુટુંબ સહિત પાટણમાં આવ્યો અને જે વેળાયે રાજમાતા ઉદયમતીદેવીને પોતાના પૌત્રના મુખદર્શનનો તથા પૌત્રને ગોદમાં બેસાડીને રમાડવાનો અવસર પ્રાપ્ત થયો તે વેળાયે તે વૃદ્ધ રાજમાતાના હર્ષનો અતિરેક થતાં તેનાં નેત્રોમાંથી હર્ષજન્ય અશ્રુની અસ્ખલિત ધારા વહી નીકળી બાલક જયસિંહના કપોલને ચુંબનવડે આર્દ્ર કરતા રાજમાતાના મુખથી સ્વાભાવિક જ એવો ઉદ્ગાર નીકળી ગયો કે. "મારા પુત્રના ગૃહને મેં તુ કુલદીપકના પ્રકાશથી પ્રકાશિત થયેલું જોઇ લીધું છે અને મારી અંતિમ આકાંક્ષા પૂર્ણ થઇ છે એટલે હવે કદાચિત્ આજે અને આ ક્ષણે જ મારું મૃત્યુ થઇ જાય તો તેની લેશમાત્ર પણ ચિન્તા કે ભીતિ નથી મહાકાલેશ્વર તને ચિરાયુ કરે અને તારા હસ્તથી સોલંકીરાજવંશના ગૌરવ તથા ગુજરાતી

પ્રજાના કલ્યાણની રક્ષા થતી રહે એવો તારી વૃદ્ધ પિતામહીનો તને અંતઃકરણ પૂર્વક આશીર્વાદ છે !"

યુવરાજ જયસિંહ જ્યારે એક વર્ષનો થયો તે વેળાયે રાજમાતા ઉદયમતીદેવીનો વાર્ધક્યજન્ય નિર્બળતાના પરિણામે, તેના શરીરમાં કોઈ પણ પ્રકારનો રોગ ન હોવા છતાં એક દિવસ સંભાષણ કરતાં કરતાં હૃદયની ગતિ અટકી જવાથી અચાનક સ્વર્ગવાસ થઈ ગયો અને ત્યાર પછી છ માસના કાલાવધિમાં દેવપ્રસાદનો રાજયોગી પિતા હરપાલદેવ પણ કૈલાસવાસી થઈ ગયો.

અહીં વચ્ચે એ વાર્તાને પણ સ્મરણમાં રાખી લેવાની છે કે સ્વ આશાભિલ્લની વીરપુત્રી અને સેનાધ્યક્ષ દેવપ્રસાદની વીરપત્ની સુદેષ્ણા મહારાણી મયણલ્લાદેવીથી એક માસ પૂર્વે ગર્ભવતી થયેલી હોવાથી તેણે પાટણમાં યુવરાજ જયસિંહના જન્મની ઘટનાથી બે માસ પૂર્વે એક તેજસ્વી પુત્રને જન્મ આપ્યો હતો અને તેનું નામ તેના પિતામહ હરપાલદેવે ત્રિભુવનપાલ રાખ્યું હતું.

ગુર્જરેશ્વર કર્ણરાજનો મહારાણી મયણલ્લાદેવીમાં અનન્ય પ્રેમ બંધાયલો હોવાથી અને જ્યારથી મયણલ્લાદેવીએ જયસિંહ સમાન મહાતેજસ્વી યુવરાજને જન્મ આપ્યો હતો ત્યારથી મયણલ્લાદેવીને તે સાક્ષાત્ લક્ષ્મીરૂપિણી માનવા લાગેલો હોવાથી પરસ્પર પ્રેમના યોગે ગુર્જરેશ્વર કર્ણરાજ તથા દેવી મયણલ્લાનો સમય અત્યંત આનન્દમાં જળના વેગશાલી પ્રવાહ પ્રમાણે વહી જવા લાગ્યો; કર્ણાવતી નગરીનો વિશેષ ભાગ તૈયાર થઈ ગયેલો હોવા છતાં અને તેના વાસ્તુવિધિનો સમય નિકટમાં આવી લાગેલો હોવા છતાં દેવી મયણલ્લાને ત્યાગીને હવે કર્ણાવતીમાં જવાની પણ કર્ણરાજની ઇચ્છા થતી ન હોતી અને તે દિવસ તથા રાત્રિનો અધિક સમય દેવી મયણલ્લાના અંતઃપુરમાં જ વીતાડતો હતો. અંતે કર્ણાવતીના વાસ્તુવિધિમાટે જવાની આવશ્યકતા અનિવાર્ય થતાં તે પોતાના સમસ્ત પરિવાર, રાજપુરોહિત, દેવપ્રસાદ તથા તેના કુટુંબ, વિદ્વાન્ બ્રાહ્મણો તથા દાસદાસીઓના પ્રચંડ સમુદાય સહિત આશાપલ્લીમાં આવી લાગ્યો, ત્યાં પોતાના શિબિરમાં રહ્યો અને જ્યારે કર્ણાવતી નગરીના વાસ્તુવિધિ તથા તદાનુષંગિક યજ્ઞ આદિની નિર્વિઘ્ન સમાપ્તિ થતાં કર્ણાવતી નગરીમાંના પોતાના નવીન રાજપ્રાસાદમાં નિવાસ કરવા લાગ્યો. જે કૃષિકારો કર્ણાવતી નગરીની ચતુર્દિશામાં ત્રણ ત્રણ ગાઉ સુધી વિસ્તરેલાં ક્ષેત્રોને ખેડવાનો ભાર પોતાના શિરપર ઉપાડી લેવાને તૈયાર હશે તે કૃષિકારો પાસેથી દશ વર્ષ પર્યન્ત કોઇ પણ પ્રકારનો રાજકર લેવામાં નહિ આવે અને તેમના નિવાસમાટે જે ગૃહો બાંધી આપવામાં આવશે તે ગૃહોનું યોગ્ય મૂલ્ય પાંચ વર્ષ પછી લેવામાં આવશે, જે વ્યાપારીઓની કર્ણાવતી નગરીમાં આવીને વ્યાપાર કરવાની ઇચ્છા હશે તે વ્યાપારીઓને બન્દરમાંની દૂકાનો જો વેચાતી રાખવી હશે તો વેચાતી અને ભાડે રાખવી હશે તો ભાડે આપવામાં આવશે, નિવાસગૃહો બંધાવવામાટે જોઈતી ભૂમિ નામમાત્રના મૂલ્યથી અપાશે અને પાંચ વર્ષ પર્યન્ત તેમની પાસેથી કોઇ પણ પ્રકારનો રાજકર લેવામાં નહિ આવે; જે શિલ્પકારોની કર્ણાવતી નગરીમાં આવીને વસવાની તથા વ્યવસાય કરવાની ઇચ્છા હશે તે શિલ્પકારોને તેમના નિવાસમાટે પાંચ વર્ષ પર્યન્ત કાંઇ પણ ભાડું ન

લેતાં ઉત્તમ ગૃહો આપવામાં આવશે અને ત્યાર પછી જેમની ગૃહોને ખરીદી લેવાની ઇચ્છા હશે તેમને તે ગૃહો વ્યાજબી મુલ્ય લઇને વેચાતાં આપી દેવાશે અને જેમની ભાડુત તરીકે રહેવાની ઇચ્છા હશે તેમની પાસેથી વ્યાજબી ભાડું લેવાશે અને જે વિદ્વાન્ બ્રાહ્મણોની કર્ણાવતી નગરીમાં આવીને સકુટુંબ વસવાની ઇચ્છા હશે તે વિદ્વાન્ બ્રાહ્મણોને કોઇ પણ મૂલ્ય લીધા વિના ઉત્તમ ગૃહો દાન તરીકે આપવામાં આવશે તેમ જ તેમને રાજકુટુંબનો અન્ય આશ્રય પણ વારંવાર યથાપ્રસંગ મળતો રહેશે, આવા પ્રકારની ઘોષણા ગુજરાતનાં સર્વ નગરો તથા ગ્રામોમાં ગુર્જરેશ્વરની આજ્ઞાથી કરી દેવાયેલી હોવાથી પાટણ, પ્રાહ્લાદનપુર, ધવલકપુર, ચંપાનગર, ખંભાત, ભૃગુકચ્છ તથા અન્યાન્ય નગરોમાંથી અનેક બ્રાહ્મણ કુટુંબો, અનેક ક્ષત્રિય કુટુંબો, અસંખ્ય વૈશ્ય કુટુંબો તથા અસંખ્ય કૃષિકારો કર્ણાવતી નગરીમાં વસવામાટે આવવા લાગ્યાં અને તેથી ત્રણ માસ જેટલા અલ્પ કાલાવધિમાં તો જનશૂન્ય કર્ણાવતી નગરી લોકારણ્યના રૂપમા પરિણત થયેલી દેખાવા લાગી. કર્ણાવતી નગરીમાં સૈન્યશિબિર, ન્યાયાલય, નગરરક્ષક સંસ્થા, સ્વચ્છતારક્ષક સંસ્થા તથા એવી અન્યાન્ય સંસ્થાઓની યોજના કરીને ગુર્જરેશ્વર પોતાના પરિવાર સહિત પાછા પાટણમાં આવી લાગ્યા અને ત્યાં પોતાનો સમય આનન્દ તથા શાંતિના ઉપભોગમાં વીતાડવા લાગ્યો. જે વેળાયે યુવરાજ જયસિંહની અવસ્થા ત્રણ વર્ષની થઇ તે વેળાયે એક દિવસ અચાનક એક એવી વિલક્ષણ ઘટના ઘટી ગઇ કે જે ઘટનાના યોગે ગુર્જરેશ્વર કર્ણરાજને પાટણમાંથી નીકળી જઇને પોતાની વસાવેલી કર્ણાવતી નગરીમાં સ્થાયી નિવાસ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થઇ ગયો તે ઘટના આ હતી—

એક દિવસ એક વિશિષ્ટ કારણવશાત્ પ્રભાતમાં સભા ભરવામાં આવી હતી સભામંડપમાં રાજપુરોહિત, કેટલાક અન્ય દેશી તથા વિદેશી પંડિતો, રાજકર્મચારીઓ, પ્રતિષ્ઠિત નાગરિકો, રાજસેવકો તથા સૈનિકો આદિનો વિશાળ સમુદાય એકત્ર થયેલો હતો ગુર્જરેશ્વર કર્ણરાજ અદ્યાપિ રાજસભામાં આવેલો ન હોવાથી રાજસિંહાસન રિક્ત પડેલું હતું. અચાનક ત્રણ વર્ષના વયનો યુવરાજ જયસિંહદેવ પોતાના સમવયસ્ક મિત્ર ત્રિભુવનપાલ તથા બીજા બે ત્રણ ક્ષત્રિયબાળકો સાથે રમતો રમતો સભામંડપમાં આવી લાગ્યો અને રાજસિંહાસનને રિક્ત પડેલું જોઇને પોતે સિંહાસનારૂઢ થઈ સભાજનોને સંબોધીને કહેવા લાગ્યો કે "જ્યારે મારા પિતાજી આ સિંહાસનપર વિરાજે છે ત્યારે જેવી રીતે તમો તેમનો જયઘોષ કરો છો તેવી જ રીતે મારો પણ જયઘોષ કરો, કારણ કે, અત્યારે હું સિંહાસનપર વિરાજ્યો છું, હું જ તમારો મહારાજા છું અને તેથી મારો જયજયકાર તમારે કરવો જ જોઇએ હું તમોને આજ્ઞા કરૂં છું કે મને મહારાજ કહો, મને પ્રણામ કરો અને મારા નામનો જયઘોષ કરો"

ત્રણ વર્ષના બાળકની આ સાહસિકતાને જોઇને સર્વ સભાસદો એક બીજાના મુખને જોતા મંદ હાસ્ય કરવા લાગ્યા અને ત્યાર પછી તે સર્વ સભાસદોએ ઉભા થઇને યુવરાજની આજ્ઞા અનુસાર તેના નામનો જયઘોષ કરતાં "મહારાજાધિરાજ જયસિંહ મહારાજનો જયજયકાર" આ શબ્દો ઉચ્ચાર્યા અને તેને પ્રણામ પણ કર્યા

એ ક્ષણે જ ગુર્જરેશ્વર કર્ણરાજ સભામંડપમાં આવી લાગ્યો અને યુવરાજને સિંહાસનારૂઢ થયેલો જોઈને તથા સભાસદોના મુખથી તેના નામનો જયઘોષ સાંભળીને આશ્ચર્યચકિત થઈ ગયો અને તે સાથે હસી પડ્યો. કર્ણરાજે પોતાના યુવરાજને સંબોધીને કહ્યું કે "મહારાજાધિરાજ, હવે આપ આ સિંહાસનને રિક્ત કરશો અને મને બેસવા દેશો?"

"ના જી, આપણે તો હવે કાઈને પણ આ સિંહાસનપર બેસવા નથી જ દેવાના. પિતાજી, આપ હવે બીજું સિંહાસન બનાવી લ્યો" યુવરાજ જયસિંહે સિંહાસનપરથી ઊઠવાની ચોખ્ખી ના પાડી દીધી.

યુવરાજના આ ઉત્તરથી કર્ણરાજના મુખમંડળમાં ગંભીરતાની છટા વ્યાપી ગઈ અને સભામાં જે જ્યોતિર્વિદો તથા સામુદ્રિક શાસ્ત્રવેત્તાઓ વિદ્યમાન હતા તેમને સંબોધીને પૂછ્યું કે "મારા યુવરાજના રાજ્યાભિષેકમાટે અત્યારનો સમય યોગ્ય છે કે કેમ?"

એક પ્રચંડ જ્યોતિર્વિદ્ભૂષણે વિનય પૂર્વક ઉત્તર આપ્યું કે "મહારાજાધિરાજ, અત્યારનો સમય એટલી સીમા પર્યન્ત શુભતમ છે કે જો અત્યારે જ આ પ્રતાપી યુવરાજનો રાજ્યાભિષેક કરી દેવામા આવે તો એ નવીન ગુર્જરેશ્વરનું સિંહાસન નિરંતર તપતું રહે અને નવીન ગુર્જરેશ્વરના હસ્તથી ગુર્જરભૂમિ તથા ગુર્જર પ્રજાનું દીર્ઘ કાલ પર્યન્ત અખંડ કલ્યાણ થતું રહે એમા કોઈ પણ પ્રકારનો સંશય નથી. અત્યારના સમય જેવો શુભતમ સમય તો કોઈ યોગભ્રષ્ટ પુરુષને જ પ્રાપ્ત થઈ શકે છે"

"જો એમ જ હોય, તો યુવરાજ જયસિંહના રાજ્યાભિષેકની અત્યારે જ તૈયારી કરો અને મારી ઉભય મહારાણીઓને સભામંડપમા બોલાવો" કર્ણરાજે યુવરાજનો રાજ્યાભિષેક કરી નાખવાની ઇચ્છા દર્શાવી.

રાજ્યાભિષેકમાટે તત્કાળ જે સાધનસામગ્રીની આવશ્યકતા હતી તે સાધનસામગ્રી મંગાવી લેવામા આવી અને એ કાર્યમાં જેટલો સમય ગયો તેટલા સમયમા મહારાણી સુમિત્રાદેવી તથા મહારાણી મયણલ્લાદેવી પણ પોતાના મુખમંડળોને અવગુંઠનવડે આચ્છાદિત કરીને પોતાના દાસીઓ સહિત સભામંડપમાં આવી લાગી. ગુર્જરેશ્વર કર્ણરાજે પોતાના રાજમુકુટને મસ્તકપરથી ઊતારી હસ્તમાં રાખીને ગંભીર મુખમુદ્રા તથા ગંભીર સ્વરથી બોલવા માંડ્યું કે—

"મારા નાગરિકો તથા રાજકર્મચારીઓ, જેવી રીતે મારા કૈલાસવાસી પિતાશ્રી ભીમદેવ મહારાજે પોતાના જીવન કાળમા પોતાના વરદ હસ્તથી જ મને સિંહાસનપર બેસાડીને તથા મારા મસ્તકને મુકુટમંડિત કરીને મારો રાજ્યાભિષેક કર્યો હતો તેવી જ રીતે આજે હું મારા પોતાના જીવનકાળમાં મારા પોતાના હસ્તથી જ મારા યુવરાજ જયસિંહદેવને મારા પૂર્વજોના રાજસિંહાસનપર બેસાડીને તથા એના મસ્તકને મુકુટમંડિત કરીને એનો રાજ્યાભિષેક કરું છું અને મારા ગુર્જરેશ્વર તરીકેના સર્વ અધિકારો એને સમર્પું છું"

આ પ્રમાણે બોલીને કર્ણરાજે પોતાના રાજમુકુટને યુવરાજ જયસિંહના મસ્તકપર સ્થાપી દીધો અને ત્યાર પછી રાજપુરોહિતે યુવરાજના ભાલપ્રદેશને તિલકમંડિત કર્યો એટલે સભાજનોએ નવીન ગુર્જરેશ્વરના નામનો ત્રણ વાર જયઘોષ કરીને તેને પોતાના રાજા તરીકે સ્વીકારી લીધો

સભામંડપમાં શાંતિનો અધિકાર વ્યાપ્યો એટલે કર્ણરાજ પુનઃ ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કેઃ "એક જ કોષમાં બે કૃપાણો નથી રહી શકતાં; એક જ વનમાં એકસમયાવચ્છેદે બે મૃગરાજ સિંહોના નિવાસની ઘટના સર્વથા અશક્ય હોય છે, મેઘના નાદનો આરંભ થતાં સિંહના નાદની સમાપ્તિ થઈ જાય છે અને અમરાવતીમાં બે ઇન્દ્રોની સત્તા કદાપિ સાંભળવામાં નથી આવી એ તો તમો જાણો જ છો. અર્થાત્ કુમાર જયસિંહદેવ મારો પુત્ર હોવા છતાં ગુર્જરેશ્વર થયેલો હોવાથી અને હું પોતે પણ રાજા હોવાથી જ્યાં એની રાજસત્તા વિસ્તરેલી હોય ત્યાં મારાથી અને જ્યાં મારી રાજસત્તાનો વિસ્તાર હોય ત્યાં એનાથી ન રહી શકાય એ સ્વાભાવિક છે અને તેથી હવે આજ-કાલમાં જ પાટણને ત્યાગીને મારી વસાવેલી કર્ણાવતી નગરીમાં સ્થાયી નિવાસ કરવાનો મેં મારા મનમાં અત્યારે દૃઢ નિશ્ચય કરી લીધો છે કારણ કે, જ્યાં સૂધી હું જીવતો છું, ત્યાં સૂધી કર્ણાવતી નગરી અને તેની આસપાસનાં ત્રણસે ગ્રામોમાં મારી સ્વતંત્ર રાજસત્તા રહેશે અને ગુર્જરેશ્વરની પદવી યુવરાજ જયસિંહદેવ ભોગવશે પરંતુ જયસિંહદેવની અવસ્થા અત્યારે માત્ર ત્રણ વર્ષની હોવાથી જ્યાં સૂધી જયસિંહદેવની અવસ્થા અઢાર વર્ષની થશે ત્યાં સૂધી ગુર્જરેશ્વર જયસિંહદેવના નામથી મહારાજ્ઞી મયણલ્લાદેવી, સેનાપતિ દેવપ્રસાદ, મંત્રી સાન્તૂ, તથા મંત્રી મુંજાલ એ ચાર રાજપ્રતિનિધિઓનું રાજપ્રતિનિધિમંડળ રાજ્યશકટને સુવ્યવસ્થાથી ચલાવતું રહેશે અને એ રાજપ્રતિનિધિમંડળની અધ્યક્ષા તથા સર્વસત્તાધિકારિણી મહારાજ્ઞી મયણલ્લાદેવી જ રહેશે અર્થાત્ રાજપ્રતિનિધિમંડળનો કોઇ પણ સભ્યથી મહારાજ્ઞી મયણલ્લાદેવીની કોઇ પણ આજ્ઞાનું કદાપિ ઉલ્લંઘન કરી શકાશે નહિ. રાજ્યકાર્યભારમાં જો કોઇ વાર મારી સહાયતાની આવશ્યકતા પડશે, તો હું પણ સહાયતા આપતો રહીશ મહારાજ્ઞી મયણલ્લાદેવી એક અત્યંત બુદ્ધિશાલિની, રાજનીતિવિશારદા તથા ઉદારહૃદયા રાજરમણી છે એ તો તમો જાણો જ છો અને આજ સૂધી હું ગુર્જરેશ્વર હોવાથી મારાં કૈલાસવાસિની માતુશ્રી ઉદયમતીદેવી રાજમાતાની જે ગૌરવાન્વિત પદવી ભોગવતાં હતાં તે ગૌરવાન્વિત પદવી હવે મહારાજ્ઞી મયણલ્લાદેવીને પ્રાપ્ત થયેલી હોવાથી તેમ જ રાજમાતા સમસ્ત પ્રજાની પણ માતા હોવાથી તમો મહારાજ્ઞી મયણલ્લાદેવીનું એક દેવી પ્રમાણે અને પોતાની જન્મદાત્રી માતા પ્રમાણે માન જાળવશો એવો તમોને મારો આગ્રહપૂર્વક ઉપદેશ છે મહારાજ્ઞી સુમિત્રાદેવી મારી સાથે કર્ણાવતીમાં રહેશે અને મહારાજ્ઞી મયણલ્લાદેવી શાસનકાર્યની સિદ્ધિમાટે પાટણમાં જ રહ્યા કરશે એટલે એમને કોઇ પણ પ્રકારે ઓછું આવવા દેશો નહિ મહાકાલેશ્વર નવીન ગુર્જરેશ્વરનું, પાટણની તથા સમસ્ત ગુજરાતની પ્રજાનું અને ગુર્જરાતના હિતવાદીઓનું નિરંતર કલ્યાણ કરે અને ગુજરાતમાં દિવસાનુદિવસ આરોગ્ય, સુખ, શાંતિ, સંપત્તિ તથા વિદ્યાકલાની અભિવૃદ્ધિ થતી રહે એ જ મારો આશીર્વાદ છે

"કર્ણરાજ મહારાજનો જય, દેવી મયણલ્લા માતાનો જય અને ગુર્જરેશ્વર જયસિંહદેવનો જય!" સભાસદોએ ત્રણ પ્રમુખ રાજવંશભૂષણ વ્યક્તિઓનાં નામોનો એકત્ર ધ્વનિથી ગગનભેદક જયઘોષ કર્યો અને તે પણ વળી એક વાર નહિ, કિન્તુ ત્રણ ત્રણ વાર

"આર્યપુત્રનો મારી યોગ્યતામાં આટલી સીમા પર્યન્ત વિશ્વાસ છે, એ મારા માટે જો કે અભિમાનનો વિષય છે, તથાપિ કેવળ પતિ એ જ નારીની એકમાત્ર ગતિ હોવાથી આપ શ્રીમાન્ કર્ણાવતીમાં વિરાજતા હો અને હું અહીં શાસન કરતી રહું એ અકારણ દમ્પતીવિયોગ મને તો સર્વથા અયોગ્ય તથા અસહ્ય જ ભાસે છે મારી તો આપ શ્રીમાનનાં ચરણોમાં વિનીત ભાવથી એ જ પ્રાર્થના છે કે આપ શ્રીમાને પોતાના વરદ હસ્તથી અત્યારે યુવરાજનો રાજ્યાભિષેક કરેલો હોવાથી હવે પછી જો આપશ્રીમાનનો પાટણમાં વસવાનો વિચાર ન હોય, તો રાજપ્રતિનિધિમંડળનું અધ્યક્ષત્વ કોઈ અન્ય યોગ્ય પુરુષને સમર્પીને આ કિંકરીને એ કર્તવ્યના ભારથી મુક્ત કરી દેવાની અને કર્ણાવતીમાં પોતા સાથે રાખી પતિસેવામાં નિમગ્ન રહેવા દેવાની ઉદારતા દર્શાવો, કારણ કે, આપ શ્રીમાનથી વિયુક્ત થવાની અને મારા પત્નીકર્તવ્યથી ભ્રષ્ટ તથા વંચિત થવાની મારી ઇચ્છા નથી" મયણલ્લાદેવીએ પતિ સાથે કર્ણાવતીમાં રહેવાની અભિલાષા દર્શાવી

"દેવી, પતિની આજ્ઞાનું પાલન કરવું એ પત્નીનું પરમ કર્તવ્ય છે ખરું કે નહિ?" કર્ણરાજે મયણલ્લાદેવીને એક વિશિષ્ટ આશયથી આ પ્રશ્ન પૂછ્યો.

"પતિદેવની આજ્ઞાનું તે આજ્ઞાની યોગ્યાયોગ્યતાનો વિચાર ન કરતાં યથાર્થ પાલન કરવું એ પ્રત્યેક આર્યપત્નીનું પ્રધાન કર્તવ્ય છે અને તેથી હું આપ શ્રીમાનની કોઇ પણ આજ્ઞાનું યથાર્થ પાલન કરવાને સદૈવ બદ્ધપરિકર છું" મયણલ્લાદેવીએ આજ્ઞાધીનતા દર્શાવી

"જો એમ જ હોય, તો અત્યારે મારી તમોને એ જ આજ્ઞા છે કે તમો બાલ ગુર્જરેશ્વરનું લાલનપાલન કરીને તથા એને રાજોચિત શિક્ષણ આપીને માતૃકર્તવ્યની, રાજ્યનું ધર્મ તથા ન્યાયપુરસર શાસન કરીને રાજ્ઞીકર્તવ્યની તથા મારી આજ્ઞાનું પાલન કરીને પત્નીકર્તવ્યની યથાશક્ય પૂર્તિ કરી બતાવો અને કોઇ પણ પ્રકારના વાદવિવાદને એ કર્તવ્યના માર્ગ વચ્ચે ન લાવો. કર્ણાવતીમાં મારો સ્થાયી નિવાસ થવાથી આપણો શાશ્વત વિયોગ થઈ જશે એમ માની લેવાનું કાંઇ પણ કારણ નથી, કારણ કે, યથાપ્રસંગ જેવી રીતે હું વારંવાર પાટણમાં આવ્યા કરીશ અને તમારા આદરાતિથ્યનો ભોક્તા થતો રહીશ તેવી જ રીતે તમો પણ પોતાની ઇચ્છા અનુસાર વારંવાર કર્ણાવતીમાં આવી શકશો અને મારા આદરાતિથ્યને સ્વીકારીને મને ઉપકૃત કરી શકશો" કર્ણરાજે ગંભીરતાથી આ વચનો ઉચ્ચાર્યાં.

"પતિદેવની આજ્ઞા અનુલ્લંઘનીય હોવાથી હવે મારાથી કાંઇ પણ બોલી શકાય તેમ નથી. અસ્તુ આપ શ્રીમાનની આકાંક્ષા પૂર્ણ થાઓ અને પરમાત્મા મારામાં કર્તવ્યપાલનનું સંપૂર્ણ બળ સમર્પો" મયણલ્લાદેવીએ અંતે નિરુપાય થઇને પતિદેવની આજ્ઞાને મસ્તકે ધારણ કરી લીધી

"દેવી, તમારું કલ્યાણ થાઓ" કર્ણરાજે આશીર્વાદ આપ્યો

"મારી એક પ્રાર્થના છે." મહારાજ્ઞી સુમિત્રાદેવીએ ગુર્જરેશ્વરને ઉદ્દેશીને નમ્રતાથી કહ્યું

"દેવી, તમારી જે ઇચ્છા હોય તે દર્શાવો" કર્ણરાજે સંમતિ દર્શાવી

"આર્યપુત્ર, મારી જે પ્રાર્થના છે તે એ જ કે મારાં કૈલાસવાસિની

પૂજ્ય સાસૂજીના સહોદર તથા આપ શ્રીમાન્‌ના મામા શ્રીમાન્ મદનપાલજીને પણ પાટણના રાજપ્રતિનિધિમંડળના એક સભ્ય નીમવામાં આવે તો વધારે સારૂં; કારણ કે, તેઓ શ્રીમાન્ આપણા સંબંધી હોવા સાથે રાજ્યના હિતૈષી છે એ તો આપ શ્રીમાન્ જાણો જ છો." સુમિત્રાદેવીએ પોતાની જે ઇચ્છા દર્શાવવાની હતી તે અત્યંત વિનયપૂર્વક દર્શાવી દીધી.

"પરંતુ તેઓ શ્રીમાન્ મારા મામા હોવાથી મહારાજ્ઞી મયણલ્લાદેવીના વર્ચસ્વને સ્વીકારશે કે કેમ એ વિષયની મારા મનમાં શંકા રહ્યા કરે છે." કર્ણરાજે શંકા દર્શાવી.

મદનપાલ રાજસભામાં વિદ્યમાન હોવાથી કર્ણરાજની આ શંકાનું શ્રવણ કરીને કહેવા લાગ્યો કે. "ગુર્જરેશ્વર, રાજા અલ્પવયસ્ક હોય તો પણ તેને વૃદ્ધ સમાન માન આપવું અને રાજ્ઞી યુવતી હોય તો પણ તેને જનનીતુલ્ય પૂજ્ય માનવી એવી આપણા નીતિશાસ્ત્રની આજ્ઞા હોવાથી શ્રીમતી મયણલ્લાદેવીના વર્ચસ્વને સ્વીકારવું અને તેઓ શ્રીમતીની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરવું એ જેવી રીતે પ્રત્યેક રાજકર્મચારીનું કર્તવ્ય છે તેવી જ રીતે મારૂં પણ પરમ કર્તવ્ય છે; કારણ કે, હું આપ શ્રીમાનનો મામો હોવા છતાં એક રાજકર્મચારી છું અને રાજકર્મચારી હોવાથી એ કર્તવ્યને પાળવામાટે બંધાયલો છું."

"જો એમ જ હોય, તો આપને પણ રાજપ્રતિનિધિમંડળના એક સભ્ય નીમવામાં મારો કોઇ પણ પ્રકારનો વિરોધ નથી." કર્ણરાજે કહ્યું.

"આ ઉદારતામાટે હું આપ શ્રીમાનનો અતિશય ઉપકાર માનું છું." મદનપાલે કૃતજ્ઞતા દર્શાવી.

"મારી પ્રાર્થનાનું માન જાળવવામાટે હું પણ આર્યપુત્રને ધન્યવાદ આપું છું." સુમિત્રાદેવીએ પણ કૃતજ્ઞતાનું દર્શન કરાવ્યું.

મદનપાળને રાજપ્રતિનિધિમંડળના એક સભ્યની પદવી મળવાથી દેવપ્રસાદ, મંત્રી સાન્તૂ તથા મંત્રી મુંજાલના મુખમંડળોમાં એક પ્રકારની નિરાશાજન્ય કાલિમાનો આવિર્ભાવ થયો. પરંતુ તેમણે બળાત્કારે મૌનને સ્વીકારી લીધું અને તેની એ નિમણુક પ્રતિ પ્રકાશ ભાવથી પોતાનો કોઇ પણ પ્રકારનો વિરોધ ન દર્શાવ્યો. કર્ણદેવે નાગરિકોને યુવરાજ જયસિંહદેવના રાજ્યાભિષેકનો પાટણ નગરમાં ઉત્સવ કરવાની આજ્ઞા આપી દીધી; પોતાના રાજકર્મચારીઓને દીન જનોને નાનાવિધ દાનોથી સંતોષવાની આજ્ઞા સંભળાવી દીધી અને રાજગાયિકાઓએ પોતાનાં નૃત્ય તથા ગાન આદિથી યુવરાજ જયસિંહદેવના રાજ્યાભિષેકને મંગળમય તથા સાર્થક કરી બતાવ્યો એટલે આજની રાજસભાનું વિસર્જન કરવામાં આવ્યું. કર્ણદેવ, યુવરાજ જયસિંહદેવ, મહારાજ્ઞી મયણલ્લાદેવી તથા મહારાજ્ઞી સુમિત્રાદેવી આદિ રાજપ્રાસાદમાં ચાલ્યાં ગયાં અને અન્ય સર્વ નાગરિકો તથા રાજકર્મચારીઓ પોતપોતાના નિવાસસ્થાનો પ્રતિ જવાને ચાલતા થઈ ગયા; પરંતુ દેવપ્રસાદ, મંત્રી સાન્તૂ, તથા મંત્રી મુંજાલ સભામંડપમાં જ બેસી રહ્યા અને પરસ્પર નિમ્નલિખિત વાર્તાલાપ કરવા લાગ્યા:—

"મદનપાલ જેવા એક દુષ્ટ મનુષ્યને રાજપ્રતિનિધિમંડળના એક સભ્ય તરીકે નીમવામાં આવ્યો છે એ એક ભયંકર ઘટના ઘટી છે. આ ઘટનાથી મારા

હૃદયમાં એક પ્રકારની નિરાશાનો આઘાત થવા લાગ્યો છે.” દેવપ્રસાદે મૌન-ભંગનું મંગલાચરણ કરીને પોતાના મનોભાવને વ્યક્ત કરી બતાવ્યો.

“મહારાજ્ઞી સુમિત્રાદેવી સમાન એક બુદ્ધિમતી સ્ત્રીએ મદનપાલ જેવા એક પિશાચતુલ્ય પુરુષને રાજપ્રતિનિધિમંડળમાં પ્રવેશાવવાનો પ્રમાદ શા કારણથી કર્યો હશે એનું જ મારા મનમાં રહી રહીને આશ્ચર્ય થયા કરે છે” મંત્રી સાન્તૂએ સકારણ આશ્ચર્ય દર્શાવ્યું.

“મદનપાલ રાજપ્રતિનિધિમંડળમાં રહીને જે દુષ્કૃત્યો કરશે તે દુષ્કૃત્યોના યોગે આપણું સમસ્ત રાજપ્રતિનિધિમંડળ નિન્દાપાત્ર થઇ પડશે; એક પુરુષની દુષ્ટતા સમસ્ત રાજપ્રતિનિધિમંડળને નડશે” દેવપ્રસાદે ગંભીરતાથી કહ્યું.

“મહારાજ્ઞી સુમિત્રાદેવીએ આજે જે પ્રમાદ કરી બતાવ્યો છે તે તેઓ શ્રીમતીના અત્યંત સરલ સ્વભાવ તથા કૈલાસવાસિની રાજમાતા ઉદયમતીદેવી વિષયક પ્રેમ, પૂજ્ય ભાવ તથા પક્ષપાતનું જ પરિણામ છે અને તેથી તેઓ શ્રીમતીને દૂષિત માનવાનું કાંઈ પણ કારણ નથી મદનપાલનાં દુષ્કૃત્યો તેઓ શ્રીમતીથી અવશ્ય અજ્ઞાત હોવાં જોઇએ, નહિ તો તેઓ શ્રીમતી આવો પ્રમાદ કદાપિ કરે જ નહિ જે થવાનું હતું તે થઈ ગયું છે એટલે અત્યારે જ હવે એ વિષયની વિશેષ ચિન્તા કરવાનું કાંઈ પણ પ્રયોજન નથી શ્રીમતી સુમિત્રાદેવી તો મહારાજાધિરાજ કર્ણદેવ સાથે કર્ણાવતીમાં સ્થાયી નિવાસ કરવાનાં છે. મહારાજ્ઞી મયણલ્લાદેવી મદનપાલનાં પક્ષપાતિની નથી અને આપણે રાજપ્રતિનિધિમંડળના ત્રણ સભ્યો મદનપાલના વિરોધી છીએ એટલે જ્યારે તે પોતાની દુષ્ટતાનો પ્રભાવ દર્શાવવા માંડશે ત્યારે મહારાજ્ઞી મયણલ્લાદેવીની સંમતિથી આપણે તેને આપણા રાજપ્રતિનિધિમંડળમાંથી કાંકરાની પેઠે કાઢી નાખીશું; આપણી બહુમતિ સમક્ષ મદનપાલ એકલો કદાપિ ફાવી શકવાનો નથી” મંત્રી મુંજાલે ગંભીરતાથી પોતાના અભિપ્રાયને વ્યક્ત કરી બતાવ્યો.

“અને જો મદનપાલના અત્યાચારો સીમાનું ઉલ્લંઘન કરી જશે, તો બાલ ગુર્જરેશ્વર, રાજમાતા મયણલ્લાદેવી તથા ગુર્જર પ્રજાના કલ્યાણમાટે જૈન ધર્મના ‘અહિંસા પરમો ધર્મઃ’ સિદ્ધાન્તનું મારે પ્રથમ અક્ષર ‘અ’ ને ત્યાગીને જ પાલન કરવું પડશે અને આપણા રાજ્યશાસનરૂપ માર્ગને હિંસાની સહાયતાથી પણ નિષ્કંટક તો કરવો જ પડશે” મંત્રી સાન્તૂએ કાંઇક કોપદર્શિની છટાથી આ ઉદ્ગારો કાઢ્યા.

“જેવો પ્રસંગ આવશે તેવો ખેલ ખેલી શકાશે અત્યારે તો મદનપાલના પ્રત્યેક કાર્યપર ગુપ્તચરોદ્વારા દૃષ્ટિ રાખવાની અને તેના કોઈ પણ કાર્યથી અજ્ઞ ન રહેવાની અનિવાર્ય આવશ્યકતા છે; કારણ કે, અત્યારે તે એક સૈનિક અધિકારી હોવા છતાં પણ વારંવાર પ્રજાને રંજાડતો રહે છે તો રાજ્યના એક શાસક તરીકે પ્રજાને કેટલી સીમા પર્યન્ત પીડશે એ આપણે અનુમાનથી જાણી શકીએ તેમ છે.” મંત્રી મુંજાલે કહ્યું

“હું આજે જ મારા કેટલાક ગુપ્તચરોને મદનપાલના પ્રત્યેક કાર્યની દેખરેખ રાખવાનું કાર્ય સોંપી દઇશ એટલે હવે એ વિષયની તમારે ચિન્તા ન રાખવી” દેવપ્રસાદે ગુપ્તચરોને યોજવાનું કાર્ય પોતાના શિરપર ઉપાડી લીધું.

આવા પ્રકારના નિશ્ચયપર આવ્યા પછી રાજપ્રતિનિધિમંડળના એ રાજભક્ત તથા પ્રજાહિતવાદી સભ્યો પોતપોતાના નિવાસસ્થાન પ્રતિ જવાને સભામંડપમાંથી પ્રયાણ કરી ગયા.

પાટણમાં એક પક્ષ–પંદર દિવસ–પર્યન્ત યુવરાજ જયસિંહદેવના રાજ્યાભિષેકનો મહોત્સવ ચાલતો રહ્યો અને 'મહારાજા કર્ણદેવે યજ્ઞ' આદિ ધાર્મિક ક્રિયાઓમાં, દાનદક્ષિણામાં તથા ભોજનસમારંભોમાં લક્ષાવધિ સુવર્ણમુદ્રાઓનો વ્યય કરી નાંખ્યો. પાટણની રાજભક્ત પ્રજાએ પણ એ પ્રસંગે ધનનો વ્યય કરવામાં તથા પોતાના ઉત્સાહને દર્શાવવામાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા થવા ન દીધી. એ આનન્દોત્સવમાં એક પક્ષનો સમય કૂલંકષાના જલપ્રવાહ સમાન વેગપૂર્વક વહી ગયો અને ત્યાર પછી કર્ણરાજના પાટણત્યાગનો સમય પણ આવી લાગ્યો. મયણલ્લાદેવીને જે પતિદેવના પ્રેમની અત્યંત શારીરિક તથા માનસિક કષ્ટદાયિની તપસ્યા પશ્ચાત્ માંડ માંડ પ્રાપ્તિ થઇ હતી અને જે પતિદેવના પ્રેમોપભોગથી તે સંસારમાં સ્વર્ગસુખનો સાક્ષાત્કાર કરી રહી હતી તે પતિદેવના તેમ જ જે સુમિત્રાદેવીના સહોદરાતુલ્ય સ્નેહે તેને નિરાશામાં આશાનો સાક્ષાત્કાર કરાવીને તથા નટી નમુંજલાદ્વારા પતિદેવના સંયોગનો દેવદુર્લભ યોગ પ્રાપ્ત કરાવી આપીને તેના મૃતતુલ્ય દેહમાં નવજીવન સમર્પી દીધું હતું; માત્ર એટલું જ નહિ, પણ યુવરાજ જયસિંહદેવનું જે દેવીએ તેના જન્મકાળથી અત્યાર સૂધી જન્મદાત્રી માતા સમાન લાલનપાલન કર્યું હતું તે સહોદરાથી પણ અધિક સ્નેહવતી, અનસૂયા અને પરોપકારપ્રતિમા સુમિત્રાદેવીના વિયોગનો સમય નિકટમાં આવી લાગતાં કૃતજ્ઞ તથા કોમલહૃદયા મયણલ્લાદેવીના હૃદયમાં શોકનો પ્રસંડ આઘાત થવા લાગ્યો અને તેનાં મીનનેત્રોમાંથી અશ્રુની અવિરલ ધારાનું વહન થવા લાગ્યું. યુવરાજ જયસિંહદેવ પણ તેનો સુમિત્રાદેવીમાં જનનીતુલ્ય સ્નેહ જડાઇ ગયેલો હોવાથી તેના કર્ણાવતીપ્રયાણના સમયે તેના કંઠે બાઝી પડ્યો અને ડૂસકાં ભરી ભરીને રોવા લાગ્યો. તેણે સુમિત્રા સાથે કર્ણાવતી જવાનો હઠ પકડ્યો અને બહુ સમજાવવા છતાં જ્યારે તેણે પોતાના હઠને ન જ ત્યાગ્યો ત્યારે સુમિત્રાદેવીએ 'વારૂ ત્યારે હું કર્ણાવતી નહિ જાઉં અને તારી પાસે જ રહીશ', આવું આશ્વાસન આપ્યું અને જ્યારે સુમિત્રાદેવીએ પોતે તેને જમાડીને પાલણામાં પોઢાડ્યો ત્યારે જ તે નિદ્રાવશ થયો. પ્રવાસનો પ્રારંભ દેવવેળામાં જ્યારે યુવરાજ નિદ્રાવશ થયેલો હોય ત્યારે કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો; કારણ કે, નહિ તો યુવરાજ સુમિત્રાદેવીને ત્યાંથી જવા દે એ સર્વથા અસંભવનીય હતું. યુવરાજ જયસિંહદેવને ત્યાગી જતાં મહારાણી સુમિત્રાદેવીનું હૃદય પણ વિદીર્ણ થઇ જતું હતું; કારણ તે યુવરાજને પોતાનો જ પુત્ર માનતી હતી; પરંતુ પોતાના પતિદેવ સાથે ગયા વિના ચાલે તેમ ન હોવાથી તે સર્વથા નિરુપાય હતી. કર્ણદેવના હૃદયમાં પણ પોતાની પ્રાણેશ્વરી મયણલ્લાદેવી તથા પોતાના પુત્રને ત્યાગી જતાં શોક તો અવશ્ય થતો હતો, પરંતુ તે પોતાના એ શોકને વાણીદ્વારા વ્યક્ત થવા દેતો ન હોતો એ જ તેની વિશેષતા હતી. અંતે કર્ણદેવના કર્ણાવતીપ્રયાણનો સમય આવી પહોંચ્યો અને કર્ણદેવ પોતાની મહારાણી સુમિત્રાદેવી, તેની દાસીઓ તથા પાંચસો સૈનિકો સહિત પાટણને ત્યાગીને કર્ણાવ-

તીની દિશામાં પ્રયાણ કરી ગયો સુદેણાનો. જો કે આશાપલ્લી જવાનો વિચાર હતો, પરંતુ તેના પુત્ર ત્રિભુવનપાલ વિના બાલક ગુર્જરેશ્વર જયસિંહદેવ રહી શકે તેમ ન હોવાથી અને બાલક ત્રિભુવનપાલ પોતાની માતા વિના પાટણમાં રહી શકે તેમ ન હોવાથી સુદેણાથી પાટણનો ત્યાગ ન કરી શકાયો, કેવળ દેવપ્રસાદ કર્ણરાજને કર્ણાવતી પર્યન્ત પહોંચાડવામાટે કર્ણરાજ સાથે પ્રયાણ કરી ગયો. દશ દિવસમા દેવપ્રસાદ પાછો પાટણમાં આવી લાગ્યો. મહારાણી મયણલ્લાદેવી રાજમાતાની પદવીને ધારણ કરીને રાજપ્રતિનિધિમ ડળની સહાયતાથી ધર્મ, નીતિ તથા ન્યાયપુરઃસર ગુર્જરરાષ્ટ્રનું શાસન કરવા લાગી અને તેના શાસનકાળમાં પાટણ તથા સમસ્ત ગુજરાતની પ્રજાના કલ્યાણની દિસાનુદિવસ અધિકાધિક વૃદ્ધિ થતી રહેવાથી પ્રજા તેને લક્ષ્મીસ્વરૂપા માનીને પૂજવા લાગી અને પ્રભાતમાં પ્રાતઃસ્મરણીયા સીતા, શૈવ્યા, સાવિત્રી, સુકન્યા, દમયન્તી તથા સુભદ્રા આદિ પ્રાચીન સતીઓના નામો પ્રમાણે તેના પવિત્ર નામને ભક્તિભાવ પૂર્વક ઉચ્ચારવા લાગી.

ગુર્જરેશ્વર કર્ણરાજની ગૃહલક્ષ્મી મયણલ્લાદેવી અંતે પોતાની જે અલૌકિક તથા અનિર્વચનીય ઉદારતા, દાનશીલતા તથા અનુકંપા આદિ સદ્‌ગુણપરંપરાના યોગે 'ગુજરાતની માતા'ની ગૌરવમયી પદવીને પ્રાપ્ત કરી શકી હતી તે સદ્‌ગુણ પરંપરાનો તથા તેની સાથે સંબંધ ધરાવનારી અન્યાન્ય ઘટનાઓનો આપણે હવે તૃતીય ખંડમાં સાક્ષાત્કાર કરીશું.

---

## તૃતીય ખણ્ડ—ગુજરાતની માતા

---

### પ્રકરણ ૧ લું

### મયણલ્લા કે સાક્ષાત્ ન્યાયદેવતા?

જ્યારથી રાજ્યાધિકારના સૂત્રો આપણી પ્રસ્તુત નવલકથાની આદર્શ નાયિકા મયણલ્લાદેવીના હસ્તમા આવ્યાં હતાં ત્યારથી તેનું મન પ્રજાહિતવર્ધક કાર્યોની સિદ્ધિના વિચારમા નિમગ્ન રહ્યા કરતુ હતું. વિરમગામમાં મીઠા પાણીનો જ્યારે જુઓ ત્યારે ત્યાંની ક્ષાર ભૂમિના કારણથી દુષ્કાળ રહેતો હોવાથી અને ત્યાંની પ્રજાને જળ વિના બહુ જ કષ્ટ થતુ હોવાથી ત્યાંની પ્રજાના કષ્ટનિવારણમાટે મહારાણી મયણલ્લાદેવીએ વિરમગામમાં એક અત્યન્ત વિશાળ સરોવર બંધાવવા માંડ્યું હતુ અને વિરમગામમાં સરોવર બંધાયાની વાર્તા સાંભળીને ધવલકપુર—ધોળકા—ની પ્રજાએ ધવલકપુરમા તેવુ જ એક સરોવર બંધાવી આપવાની માગણી કરવાથી ધવલકપુરમાં પણ એક સુવિશાળ સરોવર બંધાવવાનો રાજમાતા મયણલ્લાદેવીએ ઉચિત પ્રબંધ કરી દીધો હતો. કર્ણરાજ કર્ણાવતીમાં છ માસ જેટલો સમય વીતાડીને મહારાણી સુમિત્રાદેવી સહિત પાછો પાટણમા આવ્યો હતો અને બે માસ જેટલો સમય મયણલ્લાદેવીના સહવાસમા વીતાડીને આનંદપુલકિત હૃદયથી પુનઃ કર્ણાવતીની દિશામા અગ્રેસર થયો હતો. મયણલ્લાદેવીએ છ માસ પછી કર્ણાવતીમાં ગુર્જરેશ્વર જયસિંહદેવ સહિત આવ-

વાનું પોતાના પતિદેવને વચન આપેલું હોવાથી કર્ણરાજના દ્વિતીય વારના પાટણત્યાગને ત્રણ માસ જેટલો સમય વીત્યો એટલે મયણલ્લાદેવીએ પ્રવાસની તૈયારીઓ કરાવવા માંડી; કારણ કે, પાટણથી નીકળીને પ્રથમ વિરમગ્રામ જવાની, ત્યાં સરોવર તૈયાર થવા આવેલું હોવાથી સરોવરને બાલ ગુર્જરેશ્વરના હસ્તથી વિધિપૂર્વક પ્રજાના ઉપયોગમાટે ખુલ્લું કરી દેવાની, ત્યાંથી માર્ગમાં જે ગ્રામો હોય તે ગ્રામોના કૃષિકારોને જો કોઈ પણ પ્રકારની સહાયતાની આવશ્યકતા હોય તો તેમની ઇચ્છાનુસાર યોગ્ય સહાયતા આપવાની, ધવલકપુરમાં સરોવરના ચાલતા બાંધકામને પોતાનાં નેત્રોથી જોવાની; ત્યાંની પ્રજાની રાજદર્શન વિષયક ઇચ્છા પૂર્ણ કરવાની અને ત્યાંથી કર્ણાવતીની દિશામાં પ્રયાણ કરી જવાની મયણલ્લાદેવીની ઇચ્છા હતી અને તેથી જ કર્ણાવતીમાં પહોંચવાના સમયથી ત્રણ માસ પૂર્વે તેણે પાટણમાંથી પ્રયાણ કરી જવાનો નિશ્ચય કર્યો હતો પાંચ કે છ દિવસમાં બાલ ગુર્જરેશ્વર જયસિંહદેવ તથા રાજમાતા મયણલ્લાદેવીના રાજપ્રવાસની સર્વ ઉચિત તૈયારીઓ થઈ ગઇ એટલે જોશી પાસે મુહૂર્ત જોવડાવીને શુભ મુહૂર્તમાં મયણલ્લાદેવીએ પ્રવાસનો પ્રારંભ કર્યો એ પ્રવાસમાં સેનાધ્યક્ષ દેવપ્રસાદ, ભિલ્લરાજ્ઞી સુદેષ્ણા; દેવપ્રસાદ સુદેષ્ણાનો પુત્ર અને બાલ ગુર્જરેશ્વરનો મિત્ર બાલક ત્રિભુવનપાલ, મંત્રી મુંજાલ, ચિત્રકાર શ્રીનાથ, ચિત્રાંગદા, ફૂલકષા તથા તેનો પતિ, અલમ્બુષા તથા તેનો સ્વામી તેમજ કર્ણાટકથી આવેલી કેટલીક દાસીઓ આદિ મયણલ્લાદેવીની સાથે હતાં અને રોજ આઠ ગાઉથી વધારે પ્રવાસ ન કરવો એવો પ્રવાસનો નિયમ કરવામાં આવ્યો હતો. આઠ ગાઉની મંજલપર આગળથી રવાના થઇ ગયેલા અનુચરો તથા સૈનિકો જો નિકટમાં કોઇ ગ્રામ હોય તો તે ગ્રામના બાહ્ય ભાગમાં અને નહિ તો નિર્જન પ્રદેશમાં કોઇ સરિતા, સરોવર, કૂપ કિંવા વાપિ આદિ જળાશયના નિકટમાં તથા જ્યાં વૃક્ષરાજી વિસ્તરેલી હોય તેવા રમણીય સ્થાનમાં તંબૂઓ તાણીને છાવણી ઊભી કરી દેતા હતા અને ત્યાર પછી ઉક્ત સર્વ પ્રવાસિજનો તે છાવણીમાં આવી ખાનપાનના કાર્યથી મુક્ત થઇને નિદ્રાના ઉપભોગમાં રાત્રિ વીતાડતાં હતાં અને પ્રભાતમાં ઉપાહાર કરીને પુનઃ પ્રવાસમાં આગળ વધતાં હતાં. આવી રીતે મંજલ દરમંજલ આનન્દ તથા શાંતિપૂર્વક પ્રવાસ કરતી રાજમાતા મયણલ્લાદેવી પોતાના પુત્ર બાલ ગુર્જરેશ્વર જયસિંહદેવ તથા અન્ય અનુયાયી જનો સહિત અંતે ક્ષેમકુશળતાથી વિરમગ્રામમાં આવી પહોંચી વિરમગ્રામના નાગરિકો તથા નાગરિકાઓને રાજમાતાના આગમનના સમાચાર પ્રથમથી જ મળી ગયેલા હોવાથી તેમણે રાજમાતા તથા બાલ ગુર્જરેશ્વરનો અત્યંત અનુરાગ પૂર્વક સત્કાર કર્યો અને સમસ્ત નગરને આનન્દદર્શક તોરણ તથા પતાકા આદિથી શૃંગારીને પોતાની રાજભક્તિનો પૂર્ણ પરિચય કરાવી દીધો. રાજમાતા મયણલ્લાદેવીએ બાલ ગુર્જરેશ્વરના હસ્તથી ત્યાંનુ સરોવર વિધિપૂર્વક ખુલ્લું મૂકાવ્યું અને પ્રજાના અત્યંત આગ્રહથી તેનું નામ 'મયણલ્લસર' *રાખ્યું.

---

* વિરમગ્રામ-વીરમગામ-માં એ 'મયણલ્લસર' અદ્યાપિ અસ્તિત્વ ધરાવે છે; પરંતુ તેના નામમાં વિકૃતિ થયેલી હોવાથી તે 'મોનસર' અથવા 'મોનસુર' નામથી ઓળખાય છે.

વિરમગ્રામની પ્રજાના અતિશય આગ્રહથી મયણલ્લાદેવીએ દશ દિવસ જેટલો સમય વિરમગ્રામમાં વીતાવ્યો અને ત્યાર પછી ધવલકપુરના પ્રવાસનો આરંભ કરી દીધો ઉપર જણાવ્યા પ્રમાણે માર્ગમાં આવતાં ગ્રામોના કૃષિકારોને તેમની ઈચ્છાનુસાર ઉચિત સહાયતા આપવાના કાર્યમાં, ગ્રામવાસિની પ્રજાની કેટલીક અન્ય પ્રાર્થનાઓ સાંભળવામાં અને તેમની તે પ્રાર્થનાઓને સ્વીકારીને યથાશક્ય પરિમાણમાં તદનુસાર વ્યવસ્થા કરી આપવામાં ધારણા કરતાં બહુ જ વિશેષ સમય વીતતો હોવાથી વિરમગ્રામને ત્યાગ્યા પછી રાજમાતા મયણલ્લાદેવી પોતાના આપ્તમંડળ તથા અનુયાયિમંડળ સહિત એક માસ જેટલો સમય પ્રવાસમાં વીતાડીને અંતે નિર્વિઘ્ન ધવલકપુરમાં આવી પહોચી અને ત્યાં પણ ધવલકપુરની રાજભક્ત પ્રજાએ તેનો કર્ણરાજ કરતાં પણ અધિક આદરસત્કાર કર્યો રાજમાતા મયણલ્લાદેવીએ બાલ ગુર્જરેશ્વર તથા પોતાની સખીઓ સહિત ત્યાંના રાજમહાલયમાં નિવાસ કર્યો અને મંત્રી મુંજાલ તથા અન્યાન્ય રાજકર્મચારીઓને એક અન્ય આગારમાં નિવાસની વ્યવસ્થા કરી આપવામા આવી. દેવપ્રસાદ રાજમાતાનો ભત્રીજો હોવાથી પુત્રતુલ્ય હતો એટલે તેને તેની પત્ની તથા તેના પુત્ર સહિત રાજમહાલયના એક ભાગમાં જ વસવાની વ્યવસ્થા કરી આપવામાં આવી હતી રાજમાતા મયણલ્લાદેવી તથા બાલ ગુર્જરેશ્વર જયસિંહદેવના આગમનજન્ય આનન્દને દર્શાવવામાટે ધવલકપુરના સાધન-સંપન્ન તથા રાજભક્ત નાગરિકોએ નગરને તોરણ તથા પતાકા આદિથી શૃંગારવામાં, નાનાવિધ ઉત્સવો કરવામાં અને રાજસભામા બાલ ગુર્જરેશ્વરને નજરાણાં આદિ સમર્પીને પોતાની રાજભક્તિને દર્શાવવામાં કોઈ પણ પ્રકારની ન્યૂનતા થવા દીધી ન હોતી અને તેથી રાજમાતાની પ્રસન્નતાનો અવધિ થઈ ગયો હતો. બહુધા એક સપ્તાહ જેટલો સમય તો પ્રજાના સત્કારને સ્વીકારવાના કાર્યમાં વીતી ગયો; કારણ કે, પ્રભાતથી સંધ્યાકાળ પર્યન્ત ધવલકપુરની ભદ્રા નારીઓ રાજ-મહાલયમાં રાજમાતાના દર્શનમાટે આવતી હોવાથી અને કોઇને પણ નિરાશ ન કરવાનો રાજમાતા મયણલ્લાદેવીનો નિયમ હોવાથી મધ્યાહ્નસમયે તેને ભોજનને ન્યાય આપવા જેટલો અવકાશ પણ ભાગ્યે જ મળી શકતો હતો, તો પછી વિશ્રાંતિને ઉપભોગવાનો સમય તો ક્યાથી જ મળી શકે વારૂ? મયણલ્લા-દેવીને તેના અત્યંત સુશીલ તથા નમ્ર સ્વભાવથી ધવલકપુરનાં સ્ત્રીપુરુષો સાક્ષાત દેવી જ માનવા લાગ્યાં

એક સપ્તાહ વીત્યા પછી મયણલ્લાદેવી તેના પોતાના ધન તથા પ્રબંધથી ધવલકપુરમાં જે વિશાળ સરોવર બંધાતું હતું તે જોવામાટે રાજમહા-લયમાંથી રાત્રિના સમયમાં પોતાની સખીઓ, સેનાધ્યક્ષ દેવપ્રસાદ તથા દશ અંગરક્ષકોને સાથે લઇને અન્ય કોઇના જાણવામાં ન આવી શકે તેવી રીતે ગુપ્તભાવથી નીકળી. પૂર્ણિમાની કૌમુદીમંડિતા ઉજ્જ્વલ રાત્રિ હોવાથી સરોવરની સમીક્ષામાટે દીપકોના પ્રકાશની સહાયતાની આવશ્યકતા હતી જ નહિ અને તેથી દીપકને સાથે રાખવાનો કોઇએ પરિશ્રમ પણ ન હોતો લીધો સરોવર અત્યંત વિશાળ હતું, તેના તલભાગ તેમ જ સમસ્ત તીરપ્રાંતનું દૃઢ તથા વિશાળ પાષાણોવડે નિર્માણ કરવામા આવ્યું હતું; ચારે દિશામાં સ્ત્રી તથા પુરુષોનાં

સ્નાનાદિક કાર્યોમાટે સો સો ગજના અંતરે વિશાળ ઘાટો બાંધવામા આવ્યા હતા અને તે ઘાટોનાં પગથિયાં તલભાગ પર્યન્ત પહોંચાડવામા આવ્યાં હતા અને તે એટલામાટે કે જો કોઇ વાર સરોવરમાં પાણી ઓછુ હોય તો પણ ઠેઠ સૂધી ઊતરીને તેનો ઉપયોગ કરી શકાય; એવા પ્રત્યેક ઘાટની પાસે એક શિવાલય પણ બાંધવામાં આવ્યું હતું અને પ્રત્યેક શિવાલયના પશ્ચાદ્ ભાગમા સાધુઓ તથા સંન્યાસીઓના નિવાસમાટે જેમાં પચાસ સાધુઓ સાથે રહી શકે તેવી લઘુ ધર્મશાળા પણ નિર્માણ કરાયલી હતી સરોવર, ઘાટ, શિવાલય તથા ધર્મશાળાઓના નિર્માણમાં શિલ્પકારોએ પોતાના શિલ્પકૌશલ્યનો સંપૂર્ણ ઉપયોગ કરેલો હોવાથી સરોવરના નિરીક્ષણથી મયણલ્લાદેવીના મનમાં અતિશય સંતોષ થયો અને તેને પોતાના ધનની સંપૂર્ણ સાર્થકતા થયેલી દેખાવા લાગી સરોવરના તીરમાતમાં ભ્રમણ કરતી કરતી રાજમાતા મયણલ્લા દેવી જ્યારે સરોવરના બે ખૂણા ઓળગીને ત્રીજા ખૂણાપર આવી લાગી ત્યારે ત્યાં એક સામાન્ય બાંધણીનું હોવા છતાં વિશાળ ગૃહ ઊભેલું અને સરોવરમા અમુક અંતર પર્યન્ત વિસ્તરેલું તેના જોવામાં આવ્યું એ વિશાળ ગૃહ વચ્ચે આવવાથી સરોવરની તે પાળ બેડોળ થયેલી હતી; કિંબહુના સમસ્ત સરોવરની શોભા ખંડિત થઇ ગઇ હતી એમ જ નિર્વિવાદ કહી શકાય તેમ હતું. ધવલકપુરનો એક ભોમિયો સાથે હોવાથી મયણલ્લાદેવીએ તેને પૂછ્યું કે-

"ભાઇ, તું જાણે છે કે આ સરોવરની સમસ્ત શોભાને ખંડિત કરી નાખનારૂ અને સરોવરની પાળ વચ્ચે આવેલુ આ વિશાળ ગૃહ કોનુ છે?"

"પૂજ્ય રાજમાતા, આ ગૃહ એક વેશ્યાનુ છે એટલી વાર્તા તો હુ અવશ્ય જાણું છું." ભોમિયાએ વિનયપૂર્વક ઉત્તર આપ્યું.

"આ ગૃહને અહીંથી કાઢી નાખવામાં નથી આવ્યું તેનું શું કારણ છે?" મયણલ્લાદેવીએ જિજ્ઞાસા દર્શાવી.

"રાજકર્મચારીઓ તથા શિલ્પકારોને બોલાવીને પૂછવાથી એ કારણ આપ શ્રીમતીના જાણવામાં આવી શકશે હું એ કારણને નથી જાણતો." ભોમિયાએ વિવેકથી કહ્યુ.

સરોવરનું નિરીક્ષણ કરીને મધ્યરાત્રિ પછી મયણલ્લાદેવી પાછી રાજમહાલયમાં આવી લાગી અને તે વેળાયે જ પ્રભાતમાં ધવલકપુરના મુખ્ય રાજકર્મચારીને રાજમહાલયમાં બોલાવવાની દેવપ્રસાદને આજ્ઞા આપી દીધી પ્રભાતમાં રાજમાતાની આજ્ઞા અનુસાર દેવપ્રસાદે ધવલકપુરના મુખ્ય રાજકર્મચારીને રાજમહાલયમાં બોલાવીને રાજમાતા સમક્ષ ઉપસ્થિત કર્યો એટલે રાજમાતા મયણલ્લાદેવીએ તેને પ્રથમ એજ પ્રશ્ન પૂછ્યો કે-

"જે તળાવ અત્યારે ધવલકપુરમાં બંધાય છે તેની એક પાળ ત્યાં એક વિશાળ ઘર હોવાથી અને તે ઘર તળાવના અંતર્ભાગમાં અમુક સીમા પર્યન્ત લંબાયલું હોવાથી બેડોળ થઇ ગઇ છે અને સમસ્ત સરોવરની શોભા હણાઇ ગઇ છે એ વાર્તા તમારા જાણવામાં આવી છે ખરી, કે?"

"પૂજ્ય રાજમાતા, આ વાર્તા બહુ દિવસથી મારા જાણવામાં આવી છે અને એ વાર્તા હુ આપ શ્રીમતીને આજકાલમાં જણાવવાનો હતો, એટલામાં

તો આપ શ્રીમતીએ જ મને બોલાવીને આ પ્રશ્ન પૂછ્યો છે, તો આપ શ્રીમતીના આ પ્રશ્નના ઉત્તરમાં મારે જે જણાવવાનું છે તે એ જ કે જ્યારે સરોવર બાંધવા-માટે ભૂમિની માપણી કરવામાં આવી હતી ત્યારે એ ઘર વચ્ચે આવતું હોવાથી એ ઘરને મૂલ્ય આપીને ખરીદી લેવાનો મે વિચાર કર્યો હતો, પરંતુ તે વેળાયે તે ઘરની સ્વામિની કોઇ બીજે ગામ ગયેલી હોવાથી તેના આવતાસુધી મારા એ વિચારને મેં મુલ્તવી રાખ્યો હતો. મારી એવી ધારણા હતી કે જ્યારે તે ગૃહની સ્વામિની આવશે ત્યારે તેનો ઇચ્છાનુસાર ગૃહનું મૂલ્ય આપીને તે ગૃહને અવશ્ય ખરીદી શકાશે અને તેથી સરોવરનિર્માણના કાર્યને મુલ્તવી રાખવાની આવશ્યકતા નથી અર્થાત્ મારી અનુમતિથી શિલ્પકારોએ સરોવર-નિર્માણના કાર્યનો આરંભ કરી દીધો અને સરોવરનો અર્ધથી અધિક ભાગ બંધાઇને તૈયાર થઇ ગયો. ત્યાં સૂધી પણ તે ગૃહની સ્વામિની પાછી ન હોતી આવી અને ત્યાર પછી જ્યારે તે પાછી ધવલકપુરમા આવી લાગી ત્યારે તેણે ગમે તેટલું વિપુલ ધન મળવા છતા પણ પોતાના ગૃહને વેચ-વાની અનિચ્છા દર્શાવી એટલે મારી ધારણા નિષ્ફળ નીવડી અને સરોવરની શોભા ખંડિતા થઈ ગઇ અત્યાર સૂધી તે બાઇને સમજાવવાના અમારા પ્રયત્નો ચાલૂ હોવા છતાં તે સમજતી જ નથી અને કોઇની સ્થાવર કિંવા જંગમ સમ્પત્તિ બળાત્કારે છીનવી લેવાની આપ શ્રીમતીની અમોને આજ્ઞા ન હોવાથી અમારાથી તે ગૃહને બળાત્કારે તેની પાસેથી લઇ શકાતું નથી એટલે મારી દશા અત્યારે સૂડી વચ્ચે સોપારી જેવી જ થઇ પડી છે” ધવલકપુરના મુખ્ય રાજકર્મચારીએ નમ્રતાથી તે વિઘ્નરૂપ ગૃહની અવિચળતાનો ઇતિહાસ રાજમાતાને કહી સંભળાવ્યો.

“તમોએ તે બાઇ પાસેથી તે ગૃહ બળાત્કારે લેવાની ધૃષ્ટતા નથી કરી એમાટે હું તમોને શતાવધિ ધન્યવાદ આપું છું અને તે ગૃહની સ્વામિની વેશ્યાને આજે મધ્યાહ્ન પછી રાજસભામા મારા સમક્ષ ઉપસ્થિત થવાનો સંદેશ કહાવી દેવાની આજ્ઞા આપું છું. પરંતુ સાવધાન; તે ગૃહસ્વામિની વેશ્યા હોવા છતાં મારી પ્રજા હોવાથી તેની સાથે કોઇ પણ પ્રકારનો અયોગ્ય વ્યવહાર ન થવો જોઇએ અને તેના હૃદયમા તેને રાજસત્તાના બળથી બોલાવવામાં આવે છે એવો લેશમાત્ર પણ ભાસ ન થવો જોઇએ” મયણલ્લાદેવીએ સૌમ્ય આજ્ઞા આપતાં આ શબ્દો ઉચ્ચાર્યા.

“જેવી પૂજ્ય રાજમાતાની આજ્ઞા” આ શબ્દોના ઉચ્ચારથી રાજમાતાની આજ્ઞાને શિરોધાર્ય કરી રાજમાતાને મસ્તક નમાવીને તે રાજકર્મચારી ત્યાંથી પ્રયાણ કરી ગયો.

* * * * *

દિવસના તૃતીય પ્રહરની સમાપ્તિ થવા આવી હતી. રાજમહાલયના નિમ્ન-તલસ્થ વિશાળ ખંડમા રાજસભા ભરવામા આવી હતી, બાલ ગુર્જરેશ્વર જયસિંહ-દેવ રાજસિંહાસને વિરાજેલો હતો, રાજમાતા મયણલ્લાદેવી રાજસિંહાસનના દક્ષિણ પાર્શ્વમા ગોઠવેલા એક ઉચ્ચ આસનપર પોતાના મુખમંડળપર અવ-ગુંઠન પરિધાન કરીને વિરાજેલી હતી, મંત્રી મુંજાલ, સેનાધ્યક્ષ દેવપ્રસાદ, ધવલ-કપુરના રાજકર્મચારીઓ, ચિત્રકાર શ્રીનાથ, તથા ધવલકપુરના પ્રતિષ્ઠિત નાગ-

રિકો પણ વિપુલ સંખ્યામાં પોતપોતાના આસનપર વિરાજીને સભાની શોભાને વધારી રહ્યા હતા. એક કવિ પોતાના મધુર કાવ્યાલાપથી બાલરાજ, રાજમાતા તથા સભાજનોના મનોનું રંજન કરી રહ્યો હતો અને તેથી રાજસભામાં આનન્દનું સામ્રાજ્ય વ્યાપેલું દેખાતું હતું. અચાનક એક રાજભૃત્ય રાજસભામા આવી લાગ્યો અને બાલરાજ તથા રાજમાતાને નમન કરીને તેણે કહ્યુ કે:–

"શ્રીમાન્ ગુર્જરેશ્વર તથા પૂજ્ય રાજમાતાનો જય જયકાર હો. જે ગણિકા કન્દર્પસેનાને રાજસભામાં ઉપસ્થિત થવાનો સદેશરૂપ આદેશ પાઠવવામાં આવ્યો હતો તે બાંધકી કન્દર્પસેના રાજમહાલયના દ્વારમાં આવીને ઉભી છે અને રાજસભામાં આવવાની આજ્ઞા ઇચ્છે છે."

"તે બંધકીને રાજસભામાં આદરપૂર્વક લઇ આવ" મયણલ્લાદેવીએ ગંભીરતાથી કહ્યુ

"જેવી પૂજ્ય રાજમાતાની આજ્ઞા." આ શબ્દો ઉચ્ચારીને તે રાજભૃત્ય રાજસભામાથી બાહ્ય ભાગમાં ચાલ્યો ગયો અને અલ્પ સમયમાં તે ગણિકાને સાથે લઈને પાછો રાજસભામા આવી લાગ્યો.

જે ગણિકા કન્દર્પસેના અત્યારે રાજસભામાં ઉપસ્થિત થઇ હતી તેની અવસ્થા જો કે વસ્તુત પચાસ વર્ષની હતી, તથાપિ તેના શરીરનુ સંગઠન એવુ તો દૃઢ તથા મનોહર હતુ કે તેથી તેની અવસ્થા પાંત્રીસથી ચાળીસ વર્ષની જ કલ્પી શકાતી હતી તેની અવસ્થા ઓછી દેખાવાનાં અન્ય કારણો એ હતાં કે તેનાં મુખમંડળમાં એક પણ કરચોળી પડી ન હોતી, તેના લંબ કેશકલાપમાનો એક પણ કેશ શ્વેત થયો ન હોતો, તેની શારીરિક શક્તિમાં કોઇ પણ પ્રકારની ન્યૂનતાનો આવિર્ભાવ થયો ન હોતો અને તેના રક્તિમછટામિશ્રિતગૌરવર્ણ સુંદર મુખમંડળમાં એક પ્રકારની અપૂર્વ તેજસ્વિતા કિંવા પ્રતિભા વિલસી રહી હતી. તેણે અત્યારે એક ગૃહસ્થ નાગરિકા સમાન ગંભીરતાદર્શક વસ્ત્રો પરિધાન કર્યાં હતાં અને શરીરપર એક પણ અલંકાર ધારણ કર્યો ન હોતો તેના સમસ્ત વેશને જોતાં જાણે તે કોઇ સભ્ય આર્ય વિધવા હોયની! એવો જ જોનારને ભાસ થતો હતો. અસ્તુ કન્દર્પસેનાએ રાજસભામાં આવતાં જ બાલ ગુર્જરેશ્વરના શિરપરથી પાંચ સુવર્ણમુદ્રા તથા રાજમાતાના શિરપરથી ત્રણ સુવર્ણમુદ્રા ફેરવીને–ઘોળ કરીને–તેમના ચરણોમા રાખી દીધી અને તે ઉભયને યથોચિત નમન કરી રાજમાતા સમક્ષ તે વિનયપૂર્વક ઊભી રહી રાજમાતા મયણલ્લાદેવીએ ગંભીરતાદર્શક સ્વરથી તેને સંબોધીને પૂછ્યુ કે.–

"બાઈ, તમારૂં નામ શુ છે વારૂ?"

"આ નશ્વર સ્ત્રીશરીર આ ધવલકપુરમાં તેમ જ સમસ્ત ગુજરાતમાં 'કન્દર્પસેના' નામથી વિખ્યાત છે" બંધકી કન્દર્પસેનાએ ઉત્તર આપ્યું.

"તમારો વ્યવસાય શો છે?" મયણલ્લાદેવીએ દ્વિતીય પ્રશ્ન પૂછ્યો.

"નૃત્યકલા તથા સંગીતકલા" કન્દર્પસેનાએ કહ્યુ

"મારા સાભળવામાં આવ્યુ છે કે તમો વારાંગના છો, તો શું તમો વેશ્યાવૃત્તિ નથી કરતાં?" મયણલ્લાદેવીએ હૃદયના સંકોચ પૂર્વક આ પ્રશ્ન પૂછ્યો.

"પોતાના સમસ્ત જીવનકાળમાં મનોવાંચ્છિત એક જ યોગ્ય પુરુષની અવ્યભિચારિણી પ્રેમપૂજા કરવી અને તે પુરુષના મૃત્યુ પછી વૈધવ્યધર્મનું એકનિષ્ઠાથી પાલન કરવું એ કૃતિને જો વેશ્યાવૃત્તિના નામથી ઓળખવામાં આવતી હોય, તો મેં અવશ્ય વેશ્યાવૃત્તિ કરી છે" કન્દર્પસેનાએ વિલક્ષણ ઉત્તર વાળ્યુ

"જો તમારું આવું આદર્શ ચારિત્ર્ય હોય, તો હું તમોને ધન્યવાદ આપુ છું અને મારા પ્રશ્નથી જો તમારા મનમાં કાંઈ પણ આઘાત થયો હોય, તો તેમાટે હું તમારી ક્ષમા માગું છું. અત્યારે તમોએ આ સર્વ કૃષ્ણ વસ્ત્રો પરિધાન કર્યાં છે એથી એવુ અનુમાન કરી શકાય છે કે તમો દુર્ભાગ્યવશાત્ વિધવા થયેલા છો" મયણલ્લાદેવીએ ક્ષમાની યાચના કરતા આવા પ્રકારના નમ્રતાયુક્ત શબ્દો ઉચ્ચાર્યા.

"મારી અવસ્થા અત્યારે પચાસ વર્ષની થવા આવી છે અને આજે પચીસ વર્ષથી હું કઠિન વૈધવ્યવ્રતનુ પાલન કરી રહી છું." કન્દર્પસેનાએ નિઃશ્વાસ નાખીને કહ્યુ.

"અસ્તુ મેં તમોને અત્યારે રાજસભામાં ઉપસ્થિત થવાનો પરિશ્રમ જે કારણથી આપ્યો છે તે કારણને તમો જાણો છો ખરા કે?" મયણલ્લાદેવીએ આવશ્યક વિષયને ચર્ચવાનું મંગળાચરણ કર્યું

'જી નહિ; હુ તે કારણને નથી જાણતી" કન્દર્પસેનાએ કહ્યુ

"તો સાંભળો, મેં તમારી પાસેથી તમારા ગૃહની માગણી કરવામાટે તમોને અહીં આવવાનો પરિશ્રમ આપ્યો છે." મયણલ્લાદેવીએ કારણ દર્શાવ્યું

"મારી પાસેથી મારા ગૃહની માગણી કરવામાટે? હું આપ શ્રીમતીના આશયને સમજી શકતી નથી" કન્દર્પસેનાએ બુદ્ધિપૂર્વક અજ્ઞતા દર્શાવી

"મારી એવી માગણી છે કે જે ગૃહમાં અત્યારે તમો નિવાસ કરી રહ્યા છો તે ગૃહ તમો અમોને આપી દ્યો અને તેનું જે કાઇ પણ મૂલ્ય લેવુ હોય તે લઇ લ્યો." મયણલ્લાદેવીએ પોતાની ઇચ્છા સ્પષ્ટ સ્વરૂપમાં દર્શાવી દીધી

"આપ શ્રીમતીને હું મારું ગૃહ વેચાતું આપી દઉ તેનું કાંઈ કારણ?" કન્દર્પસેનાએ આશ્ચર્યદર્શક ભાવથી પૂછ્યું.

"કારણ કે, અમોને તેની આવશ્યકતા છે." મયણલ્લાદેવીએ ઉત્તર આપ્યુ.

"આપ શ્રીમતીને કદાચિત્ મારા ગૃહને ખરીદી લેવાની આવશ્યકતા હશે, પરન્તુ મારા ગૃહને વેચી નાખવાની મને પોતાને આવશ્યકતા છે જ નહિ તેનુ કેમ?" કન્દર્પસેનાએ સ્પષ્ટ ભાવથી ગૃહ વેચવાની અનિચ્છા દર્શાવી

"જો અત્યારે જ તમો પોતાનું ગૃહ અમોને વેચાતુ આપી દેશો, તો તેનુ તમોને મોઢે માગ્યું મૂલ્ય મળી જશે અને જો અત્યારના અવસરને હસ્તમાંથી સરી જવા દેશો, તો પછી તમારા ગૃહનુ એટલું મૂલ્ય ઉપજી શકશે નહિ, એનો વિચાર કરો અને જે ઉત્તર આપવું હોય તે પૂર્ણ વિચાર કરીને જ આપો' મયણલ્લાદેવીએ કાંઇક અધિકારદર્શક ભાવથી આ ઉદ્ગારો કાઢ્યા.

"મારા ગૃહને વેચી નાખવાની મારી જ્યા ઇચ્છા જ નથી ત્યાં ન્યૂન કિવા અધિક મૂલ્યનો પ્રશ્ન જ ક્યા રહ્યો વારુ? અર્થાત્ પોતાના ગૃહને વેચી નાખવાની જેની ઇચ્છા હોય છે તેના મનમાં જ ન્યૂનાધિક મૂલ્યનો પ્રશ્ન ઉદ્ભવે છે" કન્દર્પસેનાએ નિસ્પૃહતા દર્શાવી.

"આ ગૃહને વેચી નાખવામાં વાંધો શો છે તે હું સમજી શકતી નથી. છતાં મૂલ્ય લઇને એ ગૃહને વેચી નાખવાની જો તમારી ઇચ્છા ન હોય, તો એ ગૃહના બદલામાં અમો એનાથી પણ વિશાળતર તથા સુંદરતર ગૃહ તમોને આપવામાટે અથવા તમારી ઇચ્છાનુસાર નવીન ગૃહ બંધાવી આપવામાટે તૈયાર છીએ." મયણલ્લાદેવીએ ગૃહના બદલામાં ગૃહ આપવાની ઇચ્છા દર્શાવી.

"ઉદારતાની સંજીવન પ્રતિમા, ન્યાયની નિખિલાંગ મૂર્તિ અને પરમ પૂજ્ય રાજમાતા! જો મને મારા પર્ણકુટીતુલ્ય ગૃહના બદલામાં આ ભવ્ય રાજમહાલય આપી દેવાને આપ શ્રીમતી બદ્ધપરિકર થઇ જાઓ, તો પણ જે ગૃહમાં મારો જન્મ થયો છે, જે ગૃહમાં ઉછરીને હું મોટી થઇ છું, જે ગૃહમાં મેં બાલ્યખેલો ખેલ્યા છે, જે ગૃહમાં મેં યૌવનનાં સુખો ભોગવ્યાં છે અને જે ગૃહમાં શાંતિથી નિવાસ કરીને અત્યારે હું મારા વૈધવ્યધર્મનું પાલન કરી રહી છું તે ગૃહમાં જ મારા શરીરને ત્યાગવાનો મારો દૃઢ નિશ્ચય હોવાથી મારૂં એ ગૃહ હું મારી ઇચ્છાથી તો આપ શ્રીમતીને નથી જ આપવાની પચાસ વર્ષની અવસ્થા એ ગૃહમાં વીતાવ્યા પછી અન્ય ગૃહમાં જઇને હું મરૂં એ ન્યાય ક્યાંનો વારૂ ?" કન્દર્પસેનાએ ગૃહ આપવાની સ્પષ્ટ શબ્દોમાં 'ના' સંભળાવી દીધી.

"જો મૂલ્ય લઇને અથવા ગૃહના બદલામાં ગૃહ લઇને એ ગૃહ અમોને આપી દેવાની તમારી ઇચ્છા ન હોય, તો મૂલ્ય અથવા બદલો લીધા વિના જ એ ગૃહ અમોને આપી દેવાની ઉદારતા દર્શાવો એવી મારી તમોને નમ્ર પ્રાર્થના છે." મયણલ્લાદેવીએ કન્દર્પસેનાના હૃદયને નમ્રતાથી પીગળાવવાનો પ્રયત્ન કર્યો.

"આવી ઉદારતા પણ હું શામાટે દર્શાવું વારૂ ? કારણ કે, આપ શ્રીમતી એક અખંડસૌભાગ્યવતી રાજમહિષી છો, પરમપૂજ્ય રાજમાતા છો અને સમસ્ત ગુજરાત દેશ આપ શ્રીમતીના અધિકારમાં છે એટલે ઇચ્છા થતાંની સાથે જ આપ શ્રીમતી એવાં સહસ્રાવધિ ગૃહો નિર્માણ કરાવી શકો તેમ છો; છતાં મારા જેવી એક સામાન્ય સ્ત્રીના ગૃહને બળાત્કારે છીનવી લેવાને આપ શ્રીમતી બદ્ધપરિકર શામાટે થઇ ગયાં છો એ સમસ્યા મારાથી સમજી શકાતી નથી" કન્દર્પસેનાએ રાજમાતાની એ યાચનાનો પણ સ્પષ્ટ અસ્વીકાર કરી બતાવ્યો.

"હું તમારી પાસેથી તમારૂં ગૃહ બળાત્કારે છીનવી લેવાનો નહિ, કિન્તુ તમારૂં મન મનાવીને મેળવી લેવાનો પ્રયત્ન કરી રહી છું." મયણલ્લાદેવીએ તેના ભ્રમનિરાસનો પ્રયત્ન કર્યો.

"જો એમ જ હોય, તો આપ શ્રીમતીનો એ પ્રયત્ન કદાપિ સફળ થવાનો નથી; કારણ કે, આ વિષયમાં મારૂં મન માનવાનું નથી અને મારી ઇચ્છાથી હું મારૂં ગૃહ આપવાની નથી. જો મારૂં ગૃહ મારી પાસેથી બળાત્કારે છીનવી લેવાની જ આપ શ્રીમતીની ઇચ્છા હોય તો આપ શ્રીમતી પોતાની એ ઇચ્છાને નિમેષમાત્રમાં જ પૂર્ણ કરી શકો તેમ છે" કન્દર્પસેના છેલ્લા પાટલા પર આવી ગઇ.

"જો તમારી પાસેથી તમારૂં ગૃહ બળાત્કારે જ છીનવી અથવા પડાવી લેવાની મારી ઇચ્છા હોત; તો હું તમોને આટલા મનુષ્યો સમક્ષ રાજસભામાં બોલાવીને તમારી સાથે તમારા ગૃહના ક્રયવિક્રયની ચર્ચા ચલાવી ઇચ્છિત મૂલ્ય

આપવાની વાર્તાને ઉચ્ચારત પણ ખરી કે ?" મયણલ્લાદેવીએ પોતાના મુખમંડળમાં ગંભીરતાની છટાને લાવીને આ ઉદ્દગારો કાઢ્યા.

"આપ શ્રીમતીની નીતિમત્તા, ધર્મશીલતા તથા ન્યાયપરાયણતા મારા જાણવામાં હોવાથી જ અત્યારે રાજસભામાં હું આટલી નિર્ભયતાથી આપ શ્રીમતી સાથે આ વિષયનો વાદવિવાદ ચલાવી રહી છુ. જો આપ શ્રીમતી ન્યાયપરાયણા ન હોત, તો હું પણ આટલી નિર્ભયતાથી આપ શ્રીમતી સાથે કદાપિ વાદવિવાદ ન કરત, એ આપ રાજરાજેશ્વરી નથી સમજી શકતાં કે શું ?" બુદ્ધિમતી વૃદ્ધ વારાંગના કન્દર્પસેનાએ, રાજમાતાની માર્મિક પ્રશંસા કરતાં આ ઉદ્દગારો કાઢ્યા.

"હું ન્યાયની મધ્યસ્થતાથી જ તમારા ગૃહની માગણી કરી રહી છું." મયણલ્લાદેવીએ પુલકિત વદનથી કહ્યુ.

"એક અનાથા વિધવાનું ગૃહ તેની પાસેથી આવી રીતે લઇ લેવામા આવે અને તેની લાગણીને દુઃખવવામા આવે એને તો ન્યાય ન જ કહી શકાય" કન્દર્પસેનાએ પુન પ્રતિવાદનો પ્રારભ કર્યો.

"મેં એક સરોવર બધાવવાના કાર્યનો આરંભ કરેલો છે અને એ સરોવરના ઘેરાવામા તમારૂં ગૃહ વચ્ચે નડે છે એ વાર્તા તો તમારા જાણવામાં હોવી જ જોઇએ; કારણ કે, અહીંના પ્રધાન રાજકર્મચારી સાથે પણ અતઃપૂર્વ એ વિષયપરત્વે તમારો વાદવિવાદ ચાલી ચૂક્યો છે અર્થાત્ જો તમો પોતાનુ ગૃહ અત્યારે અમોને નહિ આપી દ્યો, તો તળાવની એક પાળ વાંકી રહી જશે અને સરોવરની સમસ્ત શોભાનો સંહાર થઇ જશે" મયણલ્લાદેવીએ ગૃહ માગવાનું કારણ દર્શાવ્યું

"મારૂં ગૃહ અવિચળ રહેવાથી આપ શ્રીમતીના સરોવરનો એક તીરપ્રાંત વક્ર રહી જશે અને તેથી એ સરોવરની સમસ્ત શોભાનો સહાર થઇ જશે એમ માની લેવામા આપ શ્રીમતીનો અત્યંત પ્રમાદ થાય છે, કારણ કે, એક વૃદ્ધા તથા અનાથા અબળાની પર્ણકુટીના કારણથી ઇરાનના બાદશાહ નૌશીરવાનના બધાવેલા ભવ્ય રાજમહાલયનો વાંકો રહી ગયેલો એક ખૂણો તે બાદશાહને તેના સ્વર્ગવાસની ઘટનાને પાંચ સો વર્ષ જેટલો દીર્ઘ કાળ થઇ જવા છતાં જેવી રીતે અદ્યાપિ 'નૌશીરવાને આદિલ' એટલે કે 'ન્યાયાવતાર નૌશીરવાન' નામથી ઓળખાવી રહ્યો છે અને ભવિષ્યમા પણ ઓળખાવતો રહેશે, તેવી જ રીતે આપ શ્રીમતીના બધાવેલા એ સરોવરનો મારા કુટીરના કારણથી વક્ર રહેલો વિભાગ આપ શ્રીમતીની ન્યાયશીલતાને નિરંતર વિશ્વમા પ્રકાશિત કરતો રહેશે અને આપ શ્રીમતીના કીર્તિકુસુમના સુગંધને નવ ખડમાં પ્રસારી આપ શ્રીમતીના નામને અમર રાખવાનો પ્રયત્ન કરતો રહેશે એ સર્વથા નિર્વિવાદ છે." કન્દર્પસેનાએ સરોવરના એક તીરપ્રાન્તની તેના ગૃહના યોગે રહેનારી વક્રતાને મયણલ્લાદેવીની અચલ કીર્તિના સાધન તરીકે સિદ્ધ કરી બતાવી

"બાદશાહ નૌશીરવાનના બંધાવેલા મહાલયના વાંકા રહેલા ખૂણાની કથા કૃપા કરીને કહી સભળાવશો ?" મયણલ્લાદેવીએ જિજ્ઞાસા દર્શાવી.

"ઇરાનનો બાદશાહ નૌશીરવાન્ સંવત્ ૫૮૮ માં સિંહાસનારૂઢ થયો હતો અને ત્યાર પછી મદાયન નામક નગરમાં તેણે એક વિશાળ તથા ભવ્ય રાજપ્રાસાદ બંધાવવાના કાર્યનો આરંભ કર્યો હતો. જે સ્થાનમાં રાજપ્રાસાદ બંધાતો હતો ત્યાં એક વૃદ્ધા અબળાની એક પર્ણકુટી હતી અને તે પર્ણકુટીને જો કાઢી નાખવામાં ન આવે તો રાજમહાલયનો એક ખૂણો વાંકો રહી જવાનો સંભવ હતો. આવી પરિસ્થિતિને જોઇને બાદશાહ નૌશીરવાને તે વૃદ્ધ અબળાને પોતા પાસે બોલાવીને કહ્યું કે: 'તારી ઇચ્છાનુસાર મૂલ્ય લઇને તું તારી પર્ણકુટી મને વેચાતી આપી દે કે જેથી મારો રાજમહાલય સમ ચોરસ થઇ જાય જો મૂલ્ય લેવાની તારી ઇચ્છા ન હોય, તો તારી એ પર્ણકુટીના બદલામાં હું તને એક મોટું મકાન બંધાવી આપું.' પરંતુ તે વૃદ્ધાએ કહ્યું કે 'બાદશાહના અધિકારમાં સમસ્ત વિશ્વને જોવા છતાં મારા મનમાં અસહિષ્ણુતાનો આવિર્ભાવ નથી થતો અને મારા અધિકારમાં માત્ર એક ઝૂંપડું હોવા છતાં બાદશાહ અસહિષ્ણુતાથી તે ઝૂપડાપર નજર દોડાવી રહ્યા છે એથી મારા મનમાં બહુ જ આશ્ચર્ય થાય છે.' વૃદ્ધા સ્ત્રીનું આ ઉત્તર સાભળીને બાદશાહ નિરુત્તર થઈ ગયો, વિશેષ કાંઈ પણ ન બોલ્યો અને તેણે પોતાના મહાલયને તેના એક ખૂણાને વાંકો રાખીને જ ચણાવી લીધો જ્યારે તેનો રાજમહાલય ચણાઇને તૈયાર થઈ ગયો ત્યાર પછી તે રાજમહાલયમાં તેણે એક મહોત્સવ કર્યો, પોતાની સમસ્ત પ્રજાને જમવામાટે નોતરી અને પ્રજાજનોને પૂછ્યું કે 'આ રાજપ્રાસાદમાં કાંઈ ન્યૂનતા તો નથી રહી ગઇ?' સર્વ જનોએ તે રાજમહાલયને સર્વાંગસુંદર દર્શાવ્યો, પરંતુ રૂમના કયસરના એલચીએ કહ્યું કે 'આ રાજમહાલયમાં જો કાંઈ પણ ન્યૂનતા હોય તો તે એટલી જ છે કે આ ખૂણાપર નીચેથી ધૂમાડો આવ્યા કરે છે અને તે ધૂમાડો સમસ્ત રાજમહાલયને મલિન કરતો રહે છે.' નૌશીરવાને કહ્યું કે 'એ ખૂણાપર એક વૃદ્ધા સ્ત્રીની પર્ણકુટી આવેલી હોવાથી તે વૃદ્ધા સ્ત્રી જ્યારે રાંધવા બેસે છે ત્યારે તેના ચૂલાનો ધૂમાડો રાજમહાલયમાં આવ્યા કરે છે.' એ પછી નૌશીરવાન્ બાદશાહે તે વૃદ્ધા સ્ત્રીને કહેવડાવ્યું કે 'અમો તને તૈયાર ભોજનના થાળ મોકલી આપીશું એટલે તારે હવે રાંધવાની કડાકૂટ કરવી જ નહિ; કારણ કે, તારા ચૂલામાંથી આવતા ધૂમાડાથી રાજમહાલય મલિન થાય છે.' એના ઉત્તરમાં તે વૃદ્ધાએ જણાવ્યું કે 'બાદશાહનો મહાલય મારા ચૂલાના ધૂમાડાથી મલિન નથી થતો, કિન્તુ ઉજ્જ્વલ થાય છે; કારણ કે, જ્યારે લોકોના જોવામાં આવશે કે આટલા મોટા બાદશાહના ઇન્દ્રભવનતુલ્ય રાજમહાલયમાં તેની પાડોસણ વૃદ્ધા સ્ત્રીના ચૂલાનો ધૂમાડો આવે છે છતાં ન્યાય તથા નીતિના કારણથી બાદશાહ તેને અટકાવી નથી શકતો એટલે લોકોના મનમાં એક પ્રકારનો ભય ઉત્પન્ન થતાં બાદશાહની સલ્તનતમાં કોઈ પણ બલાઢ્ય મનુષ્ય અન્ય નિર્બળ મનુષ્યપર અત્યાચાર કરી શકશે નહિ અને મારા ચૂલાના ધૂમાડાની કાળાશ બાદશાહના ન્યાય તથા મહાલયના નામને સદા પ્રકાશિત કરતી રહેશે!' તે વૃદ્ધાનું આ ઉત્તર સાભળ્યા પછી બાદશાહ નૌશીરવાને મૌનનું અવલંબન કરી લીધું અને તેના ચૂલાના ધૂમાડાને પોતાના મહાલયમાં આવતો અટકાવવામાટેનો કાંઈ પણ પ્રયત્ન ન કર્યો" આવી રીતે નૌશીરવાનની ન્યાયપરાયણતાની કથા સંભળાવીને કન્દર્પસેનાએ ગંભીરતાથી

કહ્યું કે: "ન્યાયશીલા રાજમાતા, તે વૃદ્ધા સ્ત્રી પણ અત્યારે નથી અને બાદશાહ નૌશીરવાન્ પણ કાળનો ગ્રાસ થઈ ગયો છે; પરંતુ તે વૃદ્ધા સ્ત્રીનું નામ તેના નશ્વર શરીર સાથે લુપ્ત થઈ ગયુ છે અને નૌશીરવાન્ તેનો દેહ કાળધર્મને વશ થવા છતાં પણ અદ્યાપિ ન્યાયના પ્રભાવથી અમર છે, તેનું નામ સજીવન છે અને પ્રલયકાલ પર્યન્ત સજીવન રહેવાનું છે ન્યાયના પ્રભાવથી જો આપ શ્રીમતીની નૌશીરવાને આદિલ પ્રમાણે પોતાના નામને અમર રાખવાની આકાંક્ષા હોય, તો સરોવરના ઘેરાવાને વાંકો જ રહેવા દો અને જો પોતાની પાછળ પોતાની અપકીર્તિને જ રાખી જવાની આપ શ્રીમતીની ભાવના હોય, તો મારી પાસેથી મારું ગૃહ બળાત્કારે છીનવી લઇને સરોવરના ઘેરાવાને સરળ કરી નાખો."

"ન્યાયાવતાર નૌશીરવાન્ બાદશાહને તેની ન્યાયપરાયણતા તથા અશ્રુતપૂર્વ સહિષ્ણુતામાટે હું અત્યારે પણ કોટિ કોટિ ધન્યવાદ જ આપું છુ અને મારી પણ એવી જ ઇચ્છા છે કે મારૂ નામ ન્યાયના પ્રભાવથી આ સંસારમા અમર રહે અને મારી લેશમાત્ર પણ અપકીર્તિ ન થાય છતાં અદ્યાપિ મારે એક વાર્તા તમોને જણાવવાની છે અને તે એ કે નૌશીરવાન્ બાદશાહે જે રાજમહાલય ચણાવ્યો હતો તે પોતાના સુખમાટે ચણાવેલો હોવાથી પોતાના સુખમાટે અન્ય મનુષ્યના સુખને સંહારવાનો તેને કશો પણ અધિકાર ન હોતો; પરંતુ મે ધવલકપુરમાં જે સરોવર બંધાવ્યું છે તે મારા પોતાના સુખમાટે નહિ, કિંતુ ધવલકપુરની પ્રજાના કલ્યાણમાટે બંધાવ્યુ છે અને તેથી સાર્વજનિક હિતના એ કાર્યમા ધવલકપુરની એક નાગરિકા તરીકે મને સહાયતા આપવી એ તમારૂ કર્તવ્ય છે એવી મારી દૃઢ માન્યતા છે" મયણુલ્લાદેવીએ એક નવીન યુક્તિથી કન્દર્પસેનાના મનને વાળવાનો અંતિમ પ્રયત્ન કર્યો

"જો આ પ્રજાહિતનુ કાર્ય પ્રજાના ધનથી કરવામા આવ્યું હોત, તો મારી શક્તિ અનુસાર હું પણ હજાર કે બે હજાર રૂપિયા આનન્દથી આપી છૂટી હોત, પરંતુ આ પ્રજાકલ્યાણકારક કાર્ય તો આપ શ્રીમતીના પોતાના ધનથી જ કરવામાં આવે છે અને એ સરોવર આપ શ્રીમતીના નામથી જ વિખ્યાત થવાનું છે એટલે એ કાર્યમા આપ શ્રીમતીને કોઇની સહાયતાની આવશ્યક્તા છે પણ નહિ અને અમો સહાયતા આપીએ એ યોગ્ય પણ નથી. સારાશ એ જ કે કોઈ પણ પ્રકારે મારૂં ગૃહ આપી દેવાનો મારો વિચાર નથી" કન્દર્પસેનાએ અંતિમ નિશ્ચય દર્શાવી દીધો

"ત્યારે શું મારા સરોવરનો ઘેરાવો વાંકો જ રહી જશે !" મયણુલ્લાદેવીએ નિરાશાદર્શક ઉદ્ગાર કાઢયો

"જી હા આપ શ્રીમતીના સરોવરનો ઘેરાવો વાંકો જ રહી જશે અને સરોવરના ઘેરાવાની એ વક્રતા સાથે એ વાર્તા પણ વિશ્વમા વિખ્યાત થઇ જશે કે એ સ્થાનમાં એક વારાગનાનુ ઘર હતુ તે તેણે ન આપવાથી અને મહારાજ્ઞી મયણુલ્લાદેવીએ અન્યાયના બળનો પ્રયોગ કરીને તેની પાસેથી તે ગૃહ ન લેવાથી સરોવરનો આ ઘેરાવો વાંકો રહી ગયો છે; માત્ર એટલુ જ નહિ, પણ ભવિષ્યમા જ્યારે કોઈ પણ રાજા કોઈ પણ પ્રજાજનને અન્યાય આપશે અથવા તો તેનાપર અત્યાચાર કરશે; ત્યારે તે અન્યાયપીડિત મનુષ્ય આપ શ્રીમતીના ન્યાયની દોહાઈ આપીને તે રાજાને અન્યાયના માર્ગમા આગળ વધતો અટકાવી

દેશે અને આપ શ્રીમતીની આ ન્યાયપ્રિયતા તથા ન્યાયપરાયણતા ચિરસ્મરણીય થઇ પડશે.” કન્દર્પસેનાએ મયણલ્લાદેવીની નિરાશાને નિવારવાનો પ્રયત્ન કરતાં આ વાક્યો અત્યંત ઓજસ્વિતાથી ઉચ્ચાર્યાં.

કન્દર્પસેનાનો મયણલ્લાદેવીની નિરાશાને નિવારવાનો પ્રયત્ન સફળ થયો; મયણલ્લાદેવીની નિરાશાનું નિવારણ થઇ ગયું અને મયણલ્લાદેવી ગદ્‌ગદ થઇને કહેવા લાગી કે: “ભગિની કન્દર્પસેના, તમારું ગૃહ કિંવા અન્ય મનુષ્યોનાં ગૃહો વચ્ચે આવવાથી મારા સરોવરના એક તીરપ્રાંતને બદલે કદાચિત્ ચારે તીરપ્રાંતો વાંકા રહી જાય, તો તેની મને લેશમાત્ર પણ ચિન્તા નથી; પણ કોઇના મુખ માંથી એવો ઉદ્‌ગાર ન નીકળવો જોઈએ કે મહાપ્રતાપી કર્ણસોલંકીની મહારાજ્ઞી અને ગુર્જરેશ્વર જયસિંહદેવની માતા મયણલ્લાદેવીએ અન્યાયથી પોતાની પ્રજાની ભૂમિને છીનવી લઇને પોતાના બંધાવેલા સરોવરના તીરપ્રાંતોને સરળ કર્યા હતા. તમોએ આજે નિર્ભયતાથી મારા વાદનો આવો પ્રબળ પ્રતિવાદ કરીને મને મારા ધર્મ તથા કર્તવ્યનું જે ભાન કરાવ્યું છે તેમાટે હું તમારી આ-જન્મ ઋણિની રહીશ અને મારા જીવનકાળમાં મારા હસ્તથી કદાપિ આવો અન્યાય ન થાય એનું ધ્યાન રાખતી રહીશ.” આવા પ્રકારના ભદ્ર ઉદ્‌ગારો કાઢીને મયણલ્લાદેવીએ ધવલકપુરના પ્રધાન રાજકર્મચારીને સંબોધીને કહ્યું કે: “આ ભદ્રા ભામિની કન્દર્પસેનાના ગૃહની એક ઇંટને પણ ઇજા ન આવે તેવી રીતે તળાવની પાળના બાંધકામને આગળ ચલાવજો અને પાળ વાંકી થવાનો લેશમાત્ર પણ વિચાર કરશો નહિ; કારણ કે, મારા તળાવની એ વાંકી પાળમાં જ મારી સરળ કીર્તિનો સમાવેશ થયેલો છે.”

“રાજમાતા મયણલ્લાદેવી ન્યાયદેવતાનો સાક્ષાત્ અવતાર છે એ વાર્તા આજે નિર્વિવાદ સિદ્ધ થઈ ચૂકી છે.” કન્દર્પસેનાએ કહ્યું.

“ધન્ય છે, રાજમાતાની અલૌકિક ન્યાયપરાયણતાને!” સભામાં વિરાજેલા નાગરિકોએ રાજમાતાને ધન્યવાદ આપ્યો.

આટલા સમય પર્યન્ત જે કન્દર્પસેના રાજમાતા મયણલ્લાદેવીના વાદનો વીરતા તથા નિર્ભયતાથી પ્રતિવાદ કરી રહી હતી અને જેના મુખમંડળમાં સૌમ્યતાની લેશમાત્ર પણ છટા દૃષ્ટિગોચર થતી ન હોતી; તે વીરાંગના કન્દર્પસેના અચાનક અશ્રુપાત કરવા લાગી અને તે એટલી સીમા પર્યન્ત કે તેનાં મીન-નેત્રોમાંથી નીકળતો અશ્રુપ્રવાહ તેના વક્ષસ્થળપર પડીને તેના વસ્ત્રાંચલને પણ આર્દ્ર કરવા લાગ્યો. તેના આવા પ્રબળ અશ્રુપાતને જોઇને મયણલ્લાદેવીના મનમાં આશ્ચર્યનો આવિર્ભાવ થયો અને તેથી તે તેને પૂછવા લાગી કે: “ભગિની કન્દર્પસેના, તમારા ગૃહને હસ્તસ્પર્શ ન કરવાનો અમારો દૃઢ નિશ્ચય થઈ ગયો છે અને તેમારા ભયનું નિવારણ થઈ ગયું છે છતાં હવે રહી રહીને તમોએ અશ્રુપાત કરવા માંડ્યો છે તેનું શું કારણ છે તે કૃપા કરીને જણાવશો? મારા રાજ્યમાં જો તમોને દુઃખનું કોઈ અન્ય કારણ મળ્યું હોય, તો તે કારણનું નિવારણ કરી નાખવાનો અને તમારા દુઃખને ટાળી દેવાનો હું યથાશક્ય પ્રયત્ન કરીશ.”

“જો મારા દુઃખને ટાળી દેવાની અને મારી વૃદ્ધાવસ્થાને ન બગડવા દેવાની જ આપ શ્રીમતીની તીવ્ર ઇચ્છા હોય, તો આપ શ્રીમતીના કલ્યાણની

સિદ્ધિમાટે જેણે પોતાના જીવનકલ્યાણનું બલિદાન આપી દીધું છે, આ સંસારને ત્યાગીને સંન્યાસને સ્વીકારી લીધો છે અને પોતાની વૃદ્ધા માતાનો પણ ત્યાગ કરી દીધો છે તે મારી પ્રાણાધિક પુત્રી; મારી નવયૌવના, અનિન્દ્યસુંદરી તથા અમૂલ્યરત્નરૂપિણી આત્મજાને તે જ્યાં હોય ત્યાંથી શોધી મગાવો, માતાને પુત્રીનું મુખ બતાવો અને મારૂં જે ભવન મારી સુતા વિના અરણ્યતુલ્ય થઈ ગયું છે તે અરણ્યતુલ્ય ભવનને પુનઃ મારી પુત્રીના આગમનથી નંદનવન-તુલ્ય રમણીય તથા નિનાદિત કરીને મારા હૃદયમાં પ્રજળી રહેલી પુત્રીવિયોગ-રૂપ અગ્નિજ્વાળાને સુતાસંમેલનરૂપ સલિલસિંચનથી શમાવી દેવામાટે જે ઉપાયો યોજવવાના હોય તે યોજાવો મારી પુત્રીને, મારી આંખની કીકીને, મારા જીવનની જીવનકલાને અને મારા અંધકારમય ભવનની દીપિકાને શોધી કાઢવા-માટેના મારા સર્વ પ્રયત્નો નિષ્ફળ થયા છે તેથીજ હું આપ શ્રીમતીને આ પ્રાર્થના કરી રહી છું; કારણ કે, આપ શ્રીમતીની રાજસત્તા સહસ્રભુજ હોવાથી જો આપ શ્રીમતી ધારશો, તો મારી પુત્રીનો તત્કાળ શોધ કરાવી શકશો." કન્દર્પસેનાએ અશ્રુપાતનું કારણ દર્શાવ્યું

"તમારી પુત્રીનું નામ ?" મયણલ્લાદેવીએ અધીરતાથી પૂછ્યું

"નમુંનલા જે યુવતી ગુજરાતમા નટી નમુનલા નામથી સર્વત્ર વિખ્યાત છે તે નટી નમુંનલા મારી દુહિતા છે અને હુ તેની દુર્ભાગિની જનની છું હવે મારાથી મારી સદ્ગુણપ્રતિમા પુત્રીનો વિયોગ સહી શકાતો નથી, મને લાગે છે કે જો મારી નમુંનલા હવે મને સત્વર નહિ આવી મળે, તો હું અવશ્ય પાગલ થઇ જઇશ અને મારી બુદ્ધિનો સર્વથા લોપ થઇ જશે" કન્દર્પસેનાએ પોતાનો નટી નમુંનલાની માતા તરીકે પ્રથમ વાર પરિચય કરાવ્યો

"તમો મારા સહોદરાતુલ્ય ઉપકારિકા નટી નમુંનલાનાં પૂજ્ય માતુશ્રી છો એ વાર્તા તમોએ પ્રથમથી જ મને કેમ ન જણાવી વારૂ ?" આ પ્રશ્નને ઉચ્ચારતી રાજમાતા મયણલ્લાદેવી પોતાના આસનપરથી ઊઠીને કન્દર્પસેના પાસે આવી ઊભી રહી

રાજમાતાને ઊભી રહેલી જોઇને શિષ્ટાચારની રક્ષામાટે સર્વ સભાસદો પોતપોતાના આસનપરથી ઊઠીને ઊભા થઈ ગયા અને એક બીજાને આશ્ચર્ય-દર્શિની દૃષ્ટિથી જોવા લાગ્યા કન્દર્પસેનાએ મયણલ્લાદેવીને સંબોધીને કહ્યું કે—

"જો હું પ્રથમથી જ મને પોતાને નમુંનલાની માતા તરીકે ઓળખાવી દેત, તો આપ શ્રીમતી નમુનલાના ઉપકારના ભાર તળે દબાયલા હોવાથી મારા ગૃહને આપે જતું કરી દીધું હોત અને જો તેમ થયું હોત, તો મારાથી આપ શ્રીમતીની ન્યાયપરાયણતાની યથેચ્છ પરીક્ષા કરી શકાત નહિ અર્થાત્ મારી આપ શ્રીમતીની ન્યાયશીલતાની પરીક્ષા કરવાની ઇચ્છા હતી અને કેવળ ન્યાયની સહાયતાથી જ મારે મારા કુટીરની રક્ષા કરવાની હતી એટલામાટે અત્યાર સુધી મેં આપ શ્રીમતીને નમુનલાની માતા તરીકે મારો પોતાનો પરિચય કરાવ્યો ન હોતો."

"તમો નટી નમુંનલાના પૂજ્ય જનની હોવાથી મારાં પણ માતુશ્રી છો અને તેથી હું તમોને પૂજ્ય ભાવથી વંદન કરૂં છું; કારણ કે, તમો વારાંગના-કુલમા જન્મેલાં હોવા છતાં એક પવિત્ર આર્ય અબળા છો અને તમારા પવિત્ર

ગર્ભમાંથી નદી નમુંનલા સમાન દેવીતુલ્ય દુહિતાનો ઉદ્ભવ થયેલો હોવાથી રત્નગર્ભા છો. હું આજે રાજમાતાની જે શ્રેષ્ઠતમ તથા પવિત્રતમ પદવીપર આરૂઢ થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકી છું તે તમારાં ભાગ્યવતી ચિરંજીવી નદી નમુંનલાની અલૌકિક કૃપા તથા ઉદારતાનું જ ફળ છે; કારણ કે, તે વેળાયે તેમણે જો એ અલૌકિક ઉદારતા ન દર્શાવી હોત, તો મારો તે સમય-માં જ દેહાન્ત થઈ ગયો હોત અને અત્યારે રાજમાતાની પદવીને કદાચિત્ તેઓ શ્રીમતી જ ભોગવતાં હોત. હું તેમના એ ઉપકારને ભૂલી ગઈ નથી અને મારા જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત ભૂલવાની પણ નથી. મેં અને મારાં ભગિની-તુલ્ય સપત્ની મહારાજ્ઞી સુમિત્રાદેવીએ અમારા પતિદેવ પાસેથી દેવી નમુંનલા સાથે લગ્ન કરવાનું વચન મેળવી લીધું હતું અને દેવી નમુંનલાને શોધી કાઢવાના પ્રચંડ પ્રયત્નો દીર્ઘકાળપર્યન્ત કર્યા હતા; પરંતુ તમારા પ્રયત્નો પ્રમાણે અમારા પ્રયત્નો પણ સર્વથા નિષ્ફળ થવાથી અમારો કોઈ પણ ઉપાય રહ્યો ન હોતો હજી પણ દેવી નમુંનલાને શોધી કાઢવામાટેના અમારા પ્રયત્નો ન્યૂનાધિક પરિમાણમાં ચાલૂ હોવાથી મારી તમોને હવે એવી પ્રાર્થના છે કે આજથી હવે તમો મારી સાથે જ રહો અને દેવી નમુંનલા પ્રતિ તમારા વાત્સલ્યનો જે પ્રવાહ વહન કરી રહ્યો છે તે પ્રવાહને મને પોતાની દ્વિતીય પુત્રી માનીને અંશતઃ મારા પ્રતિ વાળી દ્યો એટલે એથી તમારા સંતપ્ત હૃદયને અંશતઃ શાંતિનો સ્પર્શ થતો રહેશે અને તમારી ઉપસ્થિતિમાં અમારાથી દેવી નમું-નલાને શોધવાના પ્રયત્નો પણ બહુ જ બળપૂર્વક કરી શકાશે. તમારી સેવાનો અવસર પ્રાપ્ત થવાથી હું મારાં અહોભાગ્ય માનીશ" રાજમાતા મયણલ્લા-દેવીએ પોતાના રાજમાતા તરીકેના મહત્ત્વને સર્વથા ભૂલી જઇને વારાંગના કન્દર્પસેનાનો જાણે તે પોતે તેની પુત્રી જ હોયની! તેવા ગર્વરહિત ભાવથી સત્કાર કર્યો અને તેને પોતા સાથે રહેવાનો આગ્રહ કરીને પોતાની કૃતજ્ઞતાનો પૂર્ણ પરિચય કરાવી દીધો.

મયણલ્લાદેવીની આવી અસાધારણ નમ્રતા તથા કૃતજ્ઞતાને જોઇને કન્દર્પ-સેના પોતાના સંતોષને વ્યક્ત કરતી બાષ્પરુદ્ધ કંઠથી કહેવા લાગી કે. "પૂજ્ય રાજમાતા, આજની આપ શ્રીમતીની અસાધારણ નમ્રતા તથા કૃતજ્ઞતાના દર્શ-નથી મારા અંતઃકરણમાં એટલો સંતોષ તો અવશ્ય થયો છે કે મારી પુત્રીએ એક અત્યંત સુપાત્ર વ્યક્તિના કલ્યાણમાટે સ્વાર્થત્યાગ કરેલો હોવાથી તેનો સ્વાર્થત્યાગ સાર્થક થયો છે; તેણે કોઈ કુપાત્ર વ્યક્તિમાટે પોતાના કલ્યાણનું વ્યર્થ બલિદાન નથી આપ્યું. અસ્તુ. આપ શ્રીમતીનો આગ્રહ છે તો જ્યાં સૂધી આપ શ્રીમતીનો ધવલકપુરમાં જ નિવાસ રહેશે ત્યાં સૂધી તો હું મારી પર્ણકુટીમાં જ રહીશ અને જ્યારે આપ શ્રીમતી કર્ણાવતીની દિશામાં પ્રયાણ કરશો ત્યારે હું પણ આપ શ્રીમતીની સાથે ત્યાં આવીશ; કારણ કે, આપ શ્રીમતીના સહવાસથી મારો શોક કાંઇક ઓછો થઈ જશે અને મારા હૃદયને શાંતિનો સ્પર્શ થતો રહેશે એમ મારી મનોદેવતા મને કેટલીકવારથી કહ્યા કરે છે."

"જેવી તમારી ઇચ્છા, પરંતુ અહીં પણ જ્યારે મારી પાસે આવવાની તમારી ઇચ્છા થાય ત્યારે કોઈ પણ વેળાયે મારી પાસે આવજો. રાજમહાલયમાં આવતાં તમોને કોઈ પણ અટકાવશે નાહિ અને રાત્રિદિવસ મારા નિવાસા-

લયને દ્વારો તમારા સત્કારમાટે મુક્ત જ રહેશે એટલે કોઈ પણ પ્રકારના સંકોચને હૃદયમાં સ્થાન આપવાનું કોઈ પણ કારણ છે જ નહિ" મયણુલ્લાદેવીએ વિવેકના પરિશિષ્ટરૂપે આ શબ્દો ઉચ્ચાર્યા

"અને જો હું આમંત્રણ કરૂં, તો આપ શ્રીમતી હું વારાંગના હોવા છતાં પણ મારી પર્ણકુટીમાં એક વાર પધારીને મારા નિવાસાલયને પવિત્ર કરવાની ઉદારતા દર્શાવશો ખરાં કે?" કન્દર્પસેનાએ એક વિલક્ષણ યાચના કરી

"મેં જ્યારે તમોને મારાં માતુશ્રી જ માન્યાં છે તો પછી તમારા આમંત્રણને માન આપીને હું તમારી પુત્રી હોવા છતાં તમારા શ્રીનિવાસમાં આવવાની ઉદારતા ન દર્શાવું એ તમોને સંભવનીય જણાય છે ખરૂં કે? જ્યારે પણ તમો મને બોલાવશો ત્યારે હું રથમાં વિરાજીને નહિ, કિન્તુ પગે ચાલીને જ તમારા દ્વારમાં આવી ઊભી રહીશ અને તમારી આકાંક્ષાને તૃપ્ત કરીશ" મયણુલ્લાદેવીએ અત્યંત નમ્રતાપૂર્વક કન્દર્પસેનાની યાચનાને સ્વીકારી લીધી

"હું આપ રાજમાતાનો આ અનુગ્રહમાટે આભાર માનું છું અને હવે ઘેર જવાની આજ્ઞા ઈચ્છું છું" કન્દર્પસેનાએ ત્યાંથી વિદાય થવાની ઈચ્છા દર્શાવી

"ભાઈ મુંજાલ, માતા કન્દર્પસેનાને રથમાં બેસાડીને ઘેર પહોંચાડવાની સારથિને આજ્ઞા કહાવી દ્યો" મયણુલ્લાદેવીએ મંત્રી મુંજાલને કહ્યું

"જેવી રાજમાતાની આજ્ઞા" મંત્રી મુંજાલે આજ્ઞાધીનતા દર્શાવી

મયણુલ્લાદેવીએ ત્યાર પછી સભાનું વિસર્જન કરી નાખવાની આજ્ઞા આપવાથી સર્વ રાજકર્મચારીઓ તથા નાગરિકો બાલ ગુર્જરેશ્વર તથા રાજમાતાને નમન કરીને પોતપોતાના સ્થાન પ્રતિ જવાને વિદાય થઇ ગયા અને કન્દર્પસેનાને રથમાં બેસાડીને માનપૂર્વક વિદાય કર્યા પછી રાજમાતા મયણુલ્લાદેવી બાલ ગુર્જરેશ્વર જયસિંહદેવને ત્રિભુવનપાલ તથા દેવપ્રસાદ સાથે ઉદ્યાનમાં મોકલી પોતે પોતાની સખીઓ તથા સેવિકાઓ સહિત રાજમહાલયના ઉપરિભાગમાંના પોતાના ખંડમાં આજના સમસ્ત દિવસના શ્રમનો વિશ્રાંતિના સેવનથી પરિહાર કરવામાટે ચાલી ગઈ. રાજસભામાં આજે રાજમાતા મયણુલ્લાદેવીએ જે અલૌકિક ન્યાયપરાયણતા, અશ્રુતપૂર્વ કૃતજ્ઞતા તથા અનન્ય નમ્રતાનો સાક્ષાત્કાર કરાવ્યો હતો તેથી ધવલકપુરના નાગરિકો તથા નાગરિકાઓ તેને સાક્ષાત્ ન્યાયદેવતા, પ્રત્યક્ષ કૃતજ્ઞતા તથા સજીવન નમ્રતા જ માનવા લાગ્યા અને તેથી ધવલકપુરના પ્રત્યેક ગૃહમાં, ધનાઢ્યજનોના આગારોમાં તેમ જ દીન જનોની પર્ણકુટીઓમાં, તેની સ્તુતિનાં સ્તોત્રો ગવાતાં શ્રવણગોચર થવા લાગ્યાં. પ્રજાજનો મયણુલ્લાદેવીના શિરપર આશીર્વાદોની વૃષ્ટિ વર્ષાવવા લાગ્યાં અને પોતપોતાના ઈષ્ટદેવ પાસેથી તેના દીર્ઘાયુષ્ય, અખંડ આરોગ્ય તથા ચિરકલ્યાણની અનન્ય તથા એકનિષ્ઠ ભાવથી અહોરહ યાચના કરવા લાગ્યાં. મયણુલ્લાદેવી પ્રજાની એક પૂજ્ય દેવી જ થઈ પડી.

બે દિવસ પછી કન્દર્પસેનાએ મયણુલ્લાદેવીને પોતાના ગૃહમાં પધારવાનું આમંત્રણ મોકલ્યું, મયણુલ્લાદેવી તેના આમંત્રણને સ્વીકારી પોતાના વચન અનુસાર પગે ચાલીને તેના ભવનમાં ગઈ અને તેના પ્રતિ પોતાનો એટલો બધો પ્રેમ મયણુલ્લાદેવીએ દર્શાવ્યો કે તે પ્રેમના યોગે તે પોતાની પુત્રી નટી નર્મુજાલાના વિયોગની વેદનાને પણ તેટલો સમય પર્યન્ત ભૂલી ગઈ.

હજી એક સપ્તાહ જેટલો સમય ધવલકપુરમાં વીતાડવાનો અને ત્યાં સાર્વજનિક હિતનાં કેટલાંક નવીન કાર્યોને આરંભવાનો, મયણલ્લાદેવીનો મનોભાવ હતો; પરંતુ તેનો એ મનોરથ પૂર્ણ થઈ શક્યો નહિ; કારણ કે, જે દિવસે કન્દર્પસેનાના ભવનમાં તેની પધરામણી થઇ હતી તે જ દિવસે રાત્રિના સમયમાં કર્ણાવતીથી એક અશ્વારોહી રાજસંદેશવાહક ધવલકપુરમાં આવી લાગ્યો અને તેણે રાજમાતા મયણલ્લાદેવીને એવા સમાચાર સંભળાવ્યા કે —

"આજે ચાર દિવસથી મહારાજાધિરાજ કર્ણદેવ મહારાજની પ્રકૃતિ અત્યંત અસ્વસ્થ થઈ ગઇ છે; કર્ણાવતીમાં આવી વસેલા કેટલાક કુશળ વૈદ્યો પોતાના કરેલા ઉપચારોને નિષ્ફળ થતા જોઇને મહારાજાધિરાજના જીવનમાટે ભય દર્શાવી રહ્યા છે; લીલા વૈદ્યને લઈ આવવામાટે ચાર સૈનિકોને પાટણ મોકલવામાં આવ્યા છે અને મહારાણી સુમિત્રાદેવીએ આ વાર્તા આપ શ્રીમતીને સંભળાવવામાટે મને અત્યારે અહીં પાઠવ્યો છે. મહારાણી સુમિત્રાદેવીની એવી ઈચ્છા છે કે આપ શ્રીમતી સત્વર કર્ણાવતીમાં પધારો તો વધારે સારૂં."

જેનામાં મયણલ્લાદેવીનો અગાધ અનુરાગ હતો તે પોતાના સ્વામીની ભયાનક અસ્વસ્થતાના સમાચાર સાંભળવા છતાં તેની પાસે પહોંચવામાં મયણલ્લાદેવી એક નિમેષમાત્રનો પણ વિલંબ કરે એ સર્વથા અસંભવનીય હોવાથી તે બાલ ગુર્જરેશ્વર, પોતાની સખીઓ તથા સેવિકાઓ આદિને સંભાળીને કર્ણાવતીમાં લઈ આવવાનો ભાર દેવપ્રસાદ તથા મંત્રી મુંજાલના શિરપર સ્થાપી દઇને અશ્વારૂઢ થઈ કેવળ પોતાના દશ અંગરક્ષકો સહિત રાત્રિના સમયમાં જ ધવલકપુરના રાજમહાલયને ત્યાગીને અશ્વને અત્યંત દ્રુત ગતિથી ચલાવતી કર્ણાવતીના માર્ગમાં અધીરતાપૂર્વક અગ્રેસર થવા લાગી; કારણ કે, સૂર્યોદયથી પૂર્વે જ તેનો કર્ણાવતીના રાજપ્રાસાદમાં પહોંચી જવાનો દૃઢ નિશ્ચય થઈ ગયો હતો પતિદર્શન વિષયક આતુરતાના યોગે મયણલ્લાદેવી આત્મવિસ્મૃતા થવાથી પોતાના અસ્તિત્વને પણ સર્વથા ભૂલી ગઇ હતી.

## પ્રકરણ ૨ જું

### અચાનક સંમેલન

નિશાદેવીના સામ્રાજ્યની સમાપ્તિને સૂચવતી ઉષાદેવીએ શનૈઃ શનૈઃ પોતાના મંદ તથા સૌમ્ય પ્રકાશને નભોમંડળમાં વિસ્તારવાના કાર્યને આરંભી દીધેલું હોવાથી નક્ષત્રમંડળ આભાહીન તથા વિરલ થવા માંડયું હતું; વૃક્ષરાજીઓમાં પક્ષિયોના કૂજનનો આરંભ થઈ ચૂક્યો હતો; ઉષ:કાલિક શીતલ પવનની મંદ લહરીઓ પોતાના સ્પર્શથી માનવજાતિના શરીરને અવર્ણનીય શાંતિનો સાક્ષાત્કાર કરાવવા લાગી હતી અને કૃષિકારોની જાગ્રતિ નિશાજન્ય અકર્મણ્યતાના લોપ તથા દિવસજન્ય કર્મણ્યતાના આવિર્ભાવને દર્શાવતી દેખાતી હતી. આવા મનોમુગ્ધકર તથા રમણીય સમયમાં જેણે પોતાના શરીરપર કર્ણાટકીવેશ પરિધાન કર્યો હતો; પોતાના મુખચંદ્રને જેણે પારદર્શક અવગુંઠનરૂપ મેઘવડે આચ્છાદિત કર્યું હતું; જેની રત્નજડિત સુવર્ણકટિમેખલામાં રત્નજડિતકાંચનકોષમાં છુપાયલી રત્નજડિતકાંચનમુષ્ટિકાયુક્ત અસિ લટકી રહી હતી અને જેના નાસિકા-

પુષ્પમાનો બહુમૂલ્ય હીરક અગ્રભાગમાં શુભ્ર પ્રકાશને વિસ્તારી રહ્યો હતો તે યૌવનના વસંતકાળમાં જ રાજમાતાની પદવીની અધિકારિણી થયેલી અશ્વારૂઢા મહારાણી મયણલ્લાદેવી પોતાના સૌરાષ્ટ્રદેશી ઉત્કૃષ્ટ અશ્વને પોતાના અશ્વારૂઢ અંગરક્ષકોના અગ્રભાગમાં ચલાવતી કર્ણાવતી નગરીના પશ્ચિમદ્વારના બાહ્ય ભાગમાં આવી લાગી અને ત્યાં જે એક ભવ્ય ધર્મશાળા હતી તે ધર્મશાળામાં કોઈ કોકિલસ્વના વ્યક્તિના કંઠમાંથી નીકળતા પ્રભાતસંગીતનો અત્યંત મધુર ધ્વનિ અચાનક તેના શ્રવણોમાં આવીને પ્રવેશતાં તે ધર્મશાળાનાં દ્વાર પાસે તેણે પોતાના અશ્વને અચાનક ઊભો રાખી દીધો અને મહારાજ્ઞીના અશ્વને અટકેલો જોઈને અંગરક્ષકોએ પણ પોતાના અશ્વોને આગળ વધતા અટકાવી દીધા મહારાણી મયણલ્લાદેવી અતઃપૂર્વ કર્ણાવતીમાં એક જ વાર આવેલી હોવાથી જે આગારનાં દ્વાર સમક્ષ તેણે સંગીતશ્રવણના કારણથી પોતાના અશ્વને થોભાવી દીધો હતો તે ધર્મશાળા હતી એ વાર્તા તેના જાણવામાં ન હોતી એટલે તેણે પોતાના અંગરક્ષકોના વયોવૃદ્ધ નાયક નાહરસિંહને પૂછ્યું કે.—

"નાહરસિંહ કાકા, તમો એક વાર કર્ણાવતીમાં આવી ગયા છો એટલે નગરના બાહ્ય ભાગમાં આવેલું આ ભવન કોનું છે અને આ ભવનમાં કોનો નિવાસ છે એ તમો જાણો છો ખરા કે?"

"પૂજ્ય રાજમાતા, જ્યારે કર્ણાવતી નગરી બંધાતી હતી ત્યારે ગુર્જરેશ્વર કર્ણદેવના કાર્યમાટે હું ચાર વાર અહીં આવ્યો હતો, પ્રત્યેક વેળાયે પાંચ પાંચ ને છ છ દિવસ અહીં રહ્યો હતો અને ત્યાર પછી પણ બે વાર મને અહીં આવવાનો અને ચાર ચાર દિવસ રહેવાનો યોગ પ્રાપ્ત થયેલો હોવાથી કર્ણાવતીની કોઇ પણ વસ્તુ મારાથી અજાણી નથી મહારાજાધિરાજ કર્ણદેવ મહારાજે આ કર્ણાવતી નગરીના ચાર દિશામાનાં ચાર મુખ્ય દુર્ગદ્વારોના બાહ્ય ભાગમાં આવી ચાર ભવ્ય ધર્મશાળાઓ એટલામાટે બંધાવી છે કે રાત્રિના સમયમાં નગરના દ્વારો બંધ થઈ ગયા પછી આવી પહોંચેલાં પ્રવાસિજનો કિંવા કર્ણાવતીના ગામતરું કરીને પાછા ફરેલાં મનુષ્યોને રહેવા તથા રાંધવાની અડચણ ભોગવવી ન પડે અને તેમનાથી રાંધી, ભોજન કરી નિર્ભયતાથી ધર્મશાળામાં વિશ્રાંતિ લઇ શકાય, કારણ કે, એ ધર્મશાળાઓમાં અન્નભંડાર, વાસણકૂસણ તથા ગાદલાં ગોદડાં આદિની સંપૂર્ણ વ્યવસ્થા કરવામાં આવી છે સાધુજનોને તો રાત્રિના સમયમાં જો તેઓ નગરના દ્વારો બંધ થઇ ગયા પછી આવ્યા હોય તો એક વારની અન્નસામગ્રી કાંઇ પણ મૂલ્ય લીધા વિના જ આપવામાં આવે છે અને ગૃહસ્થો પાસેથી અન્નસામગ્રીની પડતર કીમત જ લેવામાં આવે છે એ ધર્મશાળાઓમાં ગૃહસ્થોના નિવાસમાટે ઓરડીઓની વ્યવસ્થા કરવામાં આવી છે અને સાધુજનોમાટે પાષાણના તલવાળી એક વિશાળ તથા સુંદર પડાળી બાંધવામાં આવી છે; પાણીમાટે વાવો બંધાવેલી છે અને આગંતુકોને પ્રત્યેક પ્રકારની આવશ્યક સગવડ કરી આપવામાટે આઠ આઠ વૈતનિક મનુષ્યોને રાખવામાં આવ્યા છે. જેમનામાટે નગરમાં ઊતરવાનું અન્ય સ્થાન ન હોય અને જેમને આઠ કે પંદર દિવસ નગરમાં રહેવું હોય તેવા પ્રવાસિજનોમાટે નગરમાં એવી જ બીજી પાંચ ધર્મશાળાઓ બંધાવવામાં આવી છે એટલે આ ધર્મશાળાઓમાં તો માત્ર તે મનુષ્યો જ આવીને ઊતરે છે કે જેમનાથી નગરના દ્વારો

બંધ થઇ જવાથી રાત્રિના સમયમાં નગરમાં પ્રવેશ નથી કરી શકાતો.” નાહરસિંહે તે ભવનને ધર્મશાળા તરીકે ઓળખાવીને તદ્વિષયક સમસ્ત વૃત્તાન્ત રાજમાતાને વિસ્તારપૂર્વક કહી સંભળાવ્યો.

“મને લાગે છે કે સંગીતનો આ ધ્વનિ ધર્મશાળામાંથી જ આવતો હોવો જોઇએ.” મયણલ્લાદેવીએ કહ્યું.

“મને પણ એમ જ લાગે છે. એ સંગીતની ગાયિકા કોઈ ગૃહસ્થા સ્ત્રી હોય કિંવા કોઈ સંસારત્યાગિની સંન્યાસિની હોય, પરંતુ એ સંગીત કોઈ સ્ત્રીના મધુર કંઠમાંથી નીકળી રહ્યું છે એ તો નિશ્ચિત છે, કારણ કે, પરમાત્માએ પુરુષના કંઠમાં આવું માધુર્ય સમર્પ્યું જ નથી. એટલે એ સંગીત પુરુષનું તો ન જ હોઇ શકે.” નાહરસિંહે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

“નાહરસિંહ કાકા, તમારો અભિપ્રાય સત્ય છે, કારણ કે, એ મધુરતમ સંગીત કોઈ કોમલાંગી તથા કોકિલકંઠા કામિનીનું જ છે, માત્ર એટલું જ નહિ, પણ એ સંગીતગાયિકા રમણીનો કંઠ બહુ વારથી મને પરિચિત સમાન જણાયા કરે છે અને તેથી એ સંગીતગાયિકાને જોવાની મારી ઇચ્છા ક્ષણે ક્ષણે પ્રબળ થતી જાય છે.” રાજમાતા મયણલ્લાદેવીએ પોતાના મનોભાવને વ્યક્ત કર્યો.

“નગરના દ્વારો ઊઘડવામાં અદ્યાપિ બે ઘટિકાનો વિલંબ હોવાથી આપ શ્રીમતીની એ ઇચ્છા પૂર્ણ થઈ શકે તેમ છે. જો આપ શ્રીમતીની આજ્ઞા હોય, તો એ સંગીતગાયિકાને હું અહીં બોલાવી લાવું.” આ શબ્દોને ઉચ્ચારતો નાહરસિંહ પોતાના અશ્વના પૃષ્ઠદેશમાંથી તત્કાળ નીચે ઊતરી પડ્યો.

“નહિ; કોઇના આનંદમાં અકારણ વિક્ષેપ કરવો એ આપણું કર્તવ્ય નથી. ચાલો, આપણ બન્ને ધર્મશાળામાં જઇએ અને દૂર ઊભાં રહીને એ સંગીતગાયિકાના સંગીતને થોડી વાર સાંભળીએ. જો મારા મનમાં ઉદ્દ્ભવેલી શંકા સત્ય સિદ્ધ થશે, તો હું એ સંગીતગાયિકા સાથે વાર્તાલાપ કરીશ અને નહિ તો આપણે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના જ પાછાં ફરીને નગરમાં ચાલ્યાં જઇશું.” મયણલ્લાદેવી પણ આ વાક્યો ઉચ્ચારીને પોતાના અશ્વની પીઠપરથી નીચે ઊતરીને ઊભી રહી.

મયણલ્લાદેવી તથા નાહરસિંહ ધર્મશાળાના આભ્યંતર પ્રાંગણમાં આવી લાગ્યાં અને ત્યાં પડાળીના અગ્રભાગમાં જેનો ભવ્ય તથા વિશાળ ભાલપ્રદેશ ભસ્મચર્ચિત હતો, જેનો દીર્ઘ કેશકલાપ નિતંબપર્યન્ત વિસ્તરેલો હતો, જેના અત્યંત મનોહર તથા અંપકવર્ણ મુખમંડળમાં એક પ્રકારની અપૂર્વ કાંતિ તથા તેજસ્વિતા વિલસી રહી હતી અને જેના પ્રતિ દર્શનમાત્રથી જ પ્રેક્ષકોનો પૂજ્ય ભાવ બંધાઈ જતો હતો, તેવી એક કાષાયવસ્ત્રપરિધાના તથા વીણાધારિણી સંન્યાસિની વિરાજેલી તેમના જોવામાં આવી. તે સંન્યાસિનીએ પોતાના પ્રથમ સંગીતની સમાપ્તિ કરીને નિમ્નલિખિત દ્વિતીય સંગીતના આલાપને આરંભ્યો હતો:—

“શા રંગ વિચિત્ર બતાવે રે વૈરી વિધાતા,
ભવ અટવીમાં અથડાવે રે વૈરી વિધાતા,
સહુ સુખની પાછળ લાગે, નહિ દુઃખ કોઈ પણ માગે;
તો પણ દુઃખડોકર વાગે રે વૈરી વિધાતા.

સુરનાથ શાપસંયોગી, દેખાય ચન્દ્ર ક્ષયરોગી,
નરદેવ સર્વ દુઃખભોગી રે વૈરી વિધાતા ;
જ્યાં રાખો સુખની આશા, ત્યાં આવે પ્રબલ નિરાશા,
નહિ પૂર્ણ થાય અભિલાષા રે વૈરી વિધાતા ”

મયણલ્લાદેવીએ આ સંગીતને શાંત ચિત્તથી સાંભળ્યું, એક નિશ્વાસ નાખ્યો અને ત્યાર પછી તે સંન્યાસિની સમક્ષ આવીને તે ગંભીરતાથી કહેવા લાગી કે “તમોએ સંસારને ત્યાગી દીધો, પોતાના આપ્ત તથા સ્નેહિસંબંધિજનોની સ્નેહશૃંખલાને તોડી નાખી, દેહને ભસ્મચર્ચિત કર્યો, કાષાયવસ્ત્ર પરિધાન કર્યાં અને વનવાસને સ્વીકારી લીધો; તો પણ અદ્યાપિ તમારા હૃદયને સત્ય શાંતિનો સ્પર્શ નથી થયો અને તમારી જે અભિલાષા પૂર્ણ નથી થઈ તેનો અદ્યાપિ તમારા અંતઃકરણમાં પ્રચંડ શોક થયા કરે છે, તો મારો તમોને હવે એ જ ઉપદેશ છે કે આ સંન્યાસને હવે ત્યાગી દ્યો અને અમોએ તમારી અભિલાષાની પૂર્તિના સર્વ સાધનો તૈયાર કરી રાખેલા હોવાથી મારી સાથે રાજપ્રાસાદમાં પધારીને પોતાની અભિલાષાને તત્કાળ પૂર્ણ કરી લ્યો.”

“કોણ, રાજમાતા મયણલ્લાદેવી ?” સંન્યાસિનીએ પોતાની વીણાને ભૂમિતલપર રાખીને ગંભીર સ્વરથી પૂછ્યું

“જી હા, તમારી કૃપા તથા તમારા ઔદાર્યના યોગે પતિદેવની સેવાને પ્રાપ્ત કરીને તમારા આશીર્વાદથી રાજમાતાની મહતી પદવીપર આરૂઢ થયેલી હું મયણલ્લાદેવી જ છું, અને જ્યારથી તમો પાટણને ત્યાગી ગયા છો ત્યારથી હું તથા મહારાજ્ઞી સુમિત્રાદેવી તમોને શોધવાના પ્રચંડ પ્રયત્નો કરી રહ્યા છીએ આજે મારાં સદ્ભાગ્ય કે તમો સંગીત ગાતા હતા તે વેળાયે જ અચાનક મારું અહીં આગમન થયું, તમારા કંઠસ્વરને મેં ઓળખી લીધો, હું ધર્મશાળામાં આવી અને પાંચ વર્ષ જેટલા દીર્ઘ કાળ પછી તમારા દર્શન તથા સંમેલનનો અલભ્ય લાભ મને મળી ગયો. અસ્તુ. તમો અચાનક અહીં કર્ણાવતીમાં ક્યાંથી વારુ ?” મયણલ્લાદેવીએ ગદ્ગદ કંઠથી પોતાની કૃતજ્ઞતાને દર્શાવતાં આ ઉદ્ગારો કાઢ્યા.

“જ્યારે આપ શ્રીમતીએ મને પોતાની ઉપકારિકા નટી નમુન્નલા તરીકે ઓળખી જ લીધી છે, તો હવે મારે પણ જણાવવું જોઈએ કે જે કારણથી અત્યારે આપ શ્રીમતી કર્ણાવતીમાં પધાર્યાં છો તે જ કારણથી હું પણ મધ્યરાત્રિના સમયમાં કર્ણાવતીમાં આવી લાગી છું. પાંચ વર્ષ પછી આપણા સંમેલનનો યોગ આ ધર્મશાળામાં નિમાયલો હોવાથી મારે અહીં રાત્રિનિવાસ કરવો પડ્યો અને આપણો અચાનક મેળાપ થઇ ગયો” નમુન્નલાએ ગંભીરતાથી ઉત્તર આપ્યું.

“મહારાજાધિરાજ કર્ણદેવ મહારાજની પ્રકૃતિ આજે ચાર કે પાંચ દિવસથી અતિશય અસ્વસ્થ થઇ ગયેલી હોવાથી અને તેઓ શ્રીમાન્ રુગ્ણશય્યામાં પડેલા હોવાથી મારે ધવલકપુરથી અચાનક અહીં આવવું પડ્યું છે બાલ ગુર્જરેશ્વર જયસિંહદેવ, સેનાપતિ દેવપ્રસાદજી તથા મારી સખીઓ અને સેવિકાઓનો સમુદાય તો સંધ્યાકાળ પૂર્વે અહીં આવી લાગશે; કારણ કે, તેમને હું પાછળ મૂકી આવી છું” મયણલ્લાદેવીએ પોતાના આગમનનું કારણ દર્શાવ્યું

"મહારાજાધિરાજ કર્ણદેવ મહારાજ કેવળ રુગ્ણશય્યામાં પડ્યા છે એટલું જ નહિ, પણ તેઓ શ્રીમાનનું જીવન ભયમાં છે એવો સમાધિમાં સાક્ષાત્કાર થવાથી મારા સિદ્ધ યોગીશ્વર ગુરુદેવે મહારાજાધિરાજના દર્શનમાટે અને તેઓ શ્રીમાનને એક અત્યંત આવશ્યકીય સંદેશ સંભળાવવામાટે મને અહીં મોકલી છે અને તેથી જ અત્યારે કર્ણાવતીમાં મારૂં આગમન થયું છે. જો અત્યારે અહીં ધર્મશાળામાં આપણો અચાનક મેળાપ ન થયો હોત, તો પણ રાજપ્રાસાદમાં તો હું આવવાની જ હતી એટલે ત્યાં આપણો મેળાપ થઇ જાત અર્થાત્ મારે પણ રાજપ્રાસાદમાં આવવાનું હોવાથી હું આપ શ્રીમતીના આમંત્રણને સહર્ષ સ્વીકાર છું અને આપ શ્રીમતીની કૃતજ્ઞતામાટે હું આપ શ્રીમતીને ધન્યવાદ આપું છું." નમુજાલાએ પોતાના આગમનનું સમાન કારણ દર્શાવતાં આ વાક્યો ઉચ્ચાર્યા

"હું અત્યારે મારા પતિદેવની રુગ્ણતાના કારણથી કર્ણાવતીમાં આવી છું એ તમોએ કેમ જાણ્યું વારૂ?" મયણલ્લાદેવીએ જિજ્ઞાસા દર્શાવી

"આપ શ્રીમતીને મહારાજાધિરાજ કર્ણદેવની રુગ્ણતાના સમાચાર સંભળાવવામાટે જે સંદેશવાહકને ધવલકપુર મોકલવામાં આવ્યો હતો તે સંદેશવાહક મને માર્ગમાં મળ્યો હતો અને અત્યારે આપ શ્રીમતી અહીં મળી ગયાં એટલે આટલી શીઘ્રતાથી આપ શ્રીમતીના થયેલા આગમનનું કારણ મારા જાણવામાં ન આવી શકે એમ કદાપિ બને ખરૂં કે?" નમુજાલાએ સંશયનિવારક ઉત્તર આપ્યું.

"ત્યારે હવે આપણે નગરમાં ચાલીશું; કારણ કે, નગરના દ્વાર મારી ધારણા પ્રમાણે ઉઘડી ગયેલાં હોવા જોઇએ" મયણલ્લા દેવીએ નગરમાં જવાની ઇચ્છા દર્શાવી.

"હું આપ શ્રીમતીને એક પ્રશ્ન પૂછવા માગું છું અને તે પ્રશ્ન એ છે કે આપ શ્રીમતીએ તથા મહારાજ્ઞી સુમિત્રાદેવીએ મારી આશાની સફળતાની શી વ્યવસ્થા કરી રાખી છે?" નમુજાલાએ જિજ્ઞાસા દર્શાવી

"નાહરસિંહ કાકા, તમો ધર્મશાળાના બાહ્યદ્વારમાં ઊભા રહો એટલે અમો આવીએ છીએ." મયણલ્લાદેવીએ આ આજ્ઞા સંભળાવીને નાહરસિંહને ત્યાંથી દૂર કરી દીધો અને ત્યાર પછી કહેવા માંડ્યું કે "આજે ધર્મશાળામાં કોઈ અન્ય પ્રવાસી નથી અને એકાંતિકતા છે તેથી જ આપણને સંભાષણનો આવો ઉત્તમ અવસર મળી શક્યો છે. અસ્તુ મેં તથા મહારાજ્ઞી સુમિત્રાદેવીએ આર્યપુત્ર પાસેથી તમારી સાથે લગ્નસબંધ કરવાનું વચન લઈ લીધું છે અને તેથી જો તમારી ઇચ્છા હશે, તો આર્યપુત્ર અવશ્ય તમારી સાથે લગ્ન કરીને તમારી આશા કિંવા આકાંક્ષાને પૂર્ણ કરવાની ઉદારતા દર્શાવશે અને તમો પણ મહારાજ્ઞીપદના અધિકારિણી થઇને પોતાના નારીજીવનની સમ્પૂર્ણ સાર્થકતા કરી શકશો."

"આ અપૂર્વ અનુકમ્પામાટે હું આપ શ્રીમતીનો તેમ જ મહારાજ્ઞી સુમિત્રાદેવીનો જેટલો પણ ઉપકાર માનું તેટલો ઓછો જ છે; પરંતુ ખેદનો વિષય એટલો જ છે કે મારા ભાગ્યમાં પતિસેવાના યોગે મારા નારીજન્મની સાર્થકતા કરી લેવાનો યોગ લખાયલો જ નથી અને તેથી મહારાજાધિરાજ કર્ણદેવ મહારાજની વિવાહિતા પત્ની થવાની મારી મહત્ત્વાકાંક્ષા મારા આ જન્મમાં તો પૂર્ણ નથી થવાની તે નથી જ થવાની. અસ્તુ: આપ શ્રીમતી રાજમહિષી તથા રાજમાતા

હોવાથી સૂર્યોદયથી પૂર્વે જ રાજપ્રાસાદમાં પહોંચી જાઓ તો વધારે સારું એવી મારી ઇચ્છા છે અને તેથી આ વિષયની વિશેષ ચર્ચા આપણે અવકાશના સમયમાં કરીશું.", નમુંજાલાએ નિરાશાદર્શક ઉદ્‌ગાર કાઢીને મયણલ્લાદેવીને ત્યાંથી વિદાય થવાની સૂચના આપી દીધી.

"તો શું, તમો અત્યારે જ અમારી સાથે આ ધર્મશાળાને ત્યાગીને રાજપ્રાસાદમાં નથી આવવાનાં?" મયણલ્લાદેવીએ આશ્ચર્યદર્શક ભાવથી પૂછ્યું.

"નહિ, અત્યારે જ મારાથી રાજપ્રાસાદમાં આવી શકાય તેમ નથી; કારણ કે, સૂર્યોદય થવા પછી આર્યપુત્ર કર્ણરાજ મહારાજના નવીન મંત્રી ઉદયન અહીં પધારવાના છે અને તેમની સાથે મારે કાંઇક મંત્રણા કરવાની છે. હું દિવસનો પ્રથમ પ્રહર વીતતાં રાજપ્રાસાદમાં આવીશ અને ત્યાં જ અતિથિ તરીકે રહીશ, એટલામાટે રાજભવનના દ્વારમાં મને કોઈ પણ ન અટકાવે એવો પ્રબંધ આપ શ્રીમતી અત્યારથી જ કરી રાખજો." નમુંજાલાએ તત્કાળ રાજપ્રાસાદમાં ન જવાનું કારણ દર્શાવ્યું.

"જો કે મંત્રી ઉદયનને મેં જોયા નથી; પરંતુ મારા સાંભળવામાં આવ્યું છે કે તેઓ અત્યંત બુદ્ધિમાન છે અને પોતાની બુદ્ધિમત્તા તથા ભાગ્યશાળિતાથી અલ્પ સમયમાં જ દરિદ્રાવસ્થામાંથી ધનાઢ્ય થઇને મહારાજાધિરાજ કર્ણરાજના વિશ્વાસપાત્ર મંત્રી તથા દક્ષિણ બાહુની પદવીને પ્રાપ્ત કરી શક્યા છે." મયણલ્લાદેવીએ કહ્યું.

"મંત્રી ઉદયન વિષયક જે વાર્તા આપ શ્રીમતીના સાંભળવામાં આવી છે તે સર્વથા સત્ય છે; કારણ કે, શ્રીમાળી નામક વૈશ્ય જાતિમાં જન્મેલો અને મારવાડનો નિવાસી એ ઉદયન એક વાર ચોમાસાની એક રાત્રિના સમયમાં ઘી વેચાતું લેવામાટે જતો હતો તેવામાં માર્ગમાં ચાલતાં કેટલાક માણસોને તેણે એક ક્યારામાંથી બીજા ક્યારામાં તથા એક ખેતરમાંથી બીજા ખેતરમાં પાણી વાળતા જોયા અને તેથી તેમને પૂછ્યું કે: 'તમો કોણ છો વારુ?' તેના એ પ્રશ્નના ઉત્તરમાં તે માણસોએ જણાવ્યું કે, 'અમો આ ખેતરોના ધણીના ઉધડિયા સેવકો છીએ' ઉદયનના મુખમાંથી એ ઉત્તર સાંભળીને સ્વાભાવિક એવો પ્રશ્ન નીકળી ગયો કે: 'ત્યારે મારા સેવકો ક્યાં છે?' તે માણસોએ પણ સહજ ભાવથી ઉત્તર આપ્યું કે: 'તમારા સેવકો કર્ણાવતીમાં છે.' તે માણસોના એ સ્વાભાવિક ઉત્તરને પોતાના ભાગ્યોદયના સૂચનરૂપ શુભ શકુન માની લઇને ઉદયન મારવાડને ત્યાગી પોતાના કુટુંબ સહિત કર્ણાવતીમાં આવી લાગ્યો. તેનો એવો દૃઢ નિશ્ચય થઈ ગયો હતો કે: 'જો હું કર્ણાવતીમાં જઇશ, તો અવશ્ય મારા ભાગ્યનો ઉદય થશે અને હું સેવકોને રાખવા જેટલી સમૃદ્ધિ પામીશ.' કર્ણાવતીમાં આવ્યા પછી તે વાયડા જ્ઞાતિએ બંધાવેલા વાયટ ગચ્છના શ્રીઅજિતનાથના જૈન મંદિરમાં દેવને વિધિ સહિત નમસ્કાર કરીને બેઠો હતો એટલામાં શ્રાવક ધર્મ પાળનારી લાછી નામની એક છીપણ ત્યાં દેવદર્શનમાટે આવી લાગતાં તેણે ઉદયનને સધાર્મિક જાણીને નમસ્કાર પૂર્વક પૂછ્યું કે: 'તમો ક્યા દેશના નિવાસી છો અને કર્ણાવતીમાં કોના અતિથિ છો?' લાછીના એ પ્રશ્નના ઉત્તરમાં ઉદયને કહ્યું કે: "હું મરુમંડળનો નિવાસી છું અને અહીં કોઈ પણ મારું ઓળખીતું

પાળખીતું ન હોવાથી મને જે કોઈ પણ બોલાવે તેનો હું અતિથિ એવી જ મારી સ્થિતિ છે.' આ ઉત્તર સાંભળી ઉદાર લાછી આગ્રહ કરીને તેને તેના કુટુમ્બ સહિત પોતાને ઘેર તેડી ગઈ અને પોતાના એક ખાલી ઘરમાં ઉતારો આપી કોઈ વાણિયાને ઘેર રંધાવીને તેને તથા તેના કુટુંબને જમાડ્યાં. ઉદયને પોતાની થોડી ઘણી મૂડી તથા લાછીના ઉછીના આપેલા પૈસાથી વ્યાપાર કરવા માંડ્યો અને ચાર પાચ મહિનામાં જ વ્યાપારમાં સારો લાભ થવાથી લાછી છીપણના જે ઝૂંપડા જેવા ઘરમાં તે રહેતો હતો તે પીઢરિયું ઘર ખરીદી લઈને તે ઘરને પાડી નાખી નવું ઇંટાનું ઘર બંધાવવામાટે પાયો ખોદાવવા માંડ્યો. પાયો ખોદાવતાં તેમાંથી તેના ભાગ્યના પ્રભાવે વિપુલ દ્રવ્યભંડાર નીકળી આવ્યો, પરંતુ તે ધનભંડારના લોભને વશ ન થતાં તેણે લાછી છીપણને કહ્યું કે: 'મેં તમારૂં ઘર વેચાતુ લીધું છે. આ ધનભંડાર ખરીદી લીધો નથી એટલે આ ધનભંડાર તમારો હોવાથી તમે લઈ લ્યો અને એનો જે ઉપયોગ કરવાનો હોય તે કરો.' પરંતુ લાછી છીપણ પણ એક અલૌકિક ઉદારાત્મા અબળા હોવાથી તેણે જણાવ્યું કે: 'જો એ ધનભંડાર મારા ભાગ્યનો હોત, તો જ્યારે એ ઘર મારૂં હતું ત્યારે જ મને મળી જાત; પરંતુ એ ધનભંડાર એ ઘરને મેં વેચી નાખ્યાં પછી નીકળેલો હોવાથી તમારા જ ભાગ્યનો છે અને તેથી એ ધનભંડારપર મારો લેશમાત્ર પણ અધિકાર નથી.' એ ધનભંડારમાંથી ઉદયને કર્ણાવતીમાં બોતેર જિનાલયયુક્ત જિનપ્રાસાદ બંધાવવા માંડ્યો છે અને તેનું કામ અત્યારે ધમધોકાર ચાલી રહ્યું છે આજથી ચાર મહિના પૂર્વે ન્યાયના એક કાર્યમાં ઉદયનની બુદ્ધિનો અપૂર્વ ચમત્કાર દેખાયાથી મહારાજાધિરાજ કર્ણરાજ મહારાજે તેને મંત્રીપદે નિયુક્ત કર્યો છે અને આટલા અલ્પ સમયમાં જ તે રાજહિતવાદી તથા પ્રજાપ્રિય મંત્રી સિદ્ધ થઈ ચૂક્યો છે." નમુંજલાએ સંક્ષેપમાં ઉદયન મંત્રીની જીવનકથા મયણલ્લાદેવીને કહી સંભળાવી

"કેટલાકોને લક્ષ્મી તેને મેળવવાના પ્રચંડ પ્રયત્નો કરવા છતાં પણ નથી સેવતી અને કેટલાક મનુષ્યો નિદ્રાવશ થયેલા હોય છે; એટલે કે લક્ષ્મીને મેળવવાનો કશો પણ પ્રયત્ન નથી કરતા તો પણ લક્ષ્મી પોતાની ઈચ્છાથી જ તેમની સેવામાં આવીને ઉપસ્થિત થઈ જાય છે; અર્થાત્ એવા ઉભયપ્રકારના મનુષ્યો પાસે લક્ષ્મી નથી હોતી અને હોય છે પણ ખરી અને તેથી લક્ષ્મીના પ્રચારનો વિચાર કદાપિ કોઈથી કરી શકાય તેમ નથી" મયણલ્લાદેવીએ લક્ષ્મીના વિલક્ષણ સ્વભાવનો પરિચય કરાવ્યો.

"અસ્તુ: ત્યારે આપ શ્રીમતી સિધારો; કારણ કે, હું તો ઉષઃકાળમાં જ સ્નાનાદિ પ્રાતર્વિધિથી નિવૃત્ત થઈ ગઈ છું અને આપ શ્રીમતીએ તો હજી દંતધાવન પણ નથી કર્યું." નમુંજલાએ પુનઃ મયણલ્લાદેવીને વિદાય થવાની સૂચના આપી.

"પરંતુ તમો કૃપા કરીને વળી પાછાં અદૃશ્ય ન થઈ જશો." મયણલ્લાદેવીએ સંશય દર્શાવ્યો.

"જો મારી ગુપ્ત રહેવાની અને વ્યક્ત ન થવાની ઈચ્છા હોત, તો હું મારા આ વેશમાં કર્ણાવતીમાં આવત જ નહિ. મારૂં વચન એક છે. હું આવવાનું

કહું છું એટલે અવશ્ય આવીશ. આપ શ્રીમતી કોઇ પણ પ્રકારની શંકાને હૃદયમાં સ્થાન ન આપશો." નમુંજલાએ ગંભીરતાથી આ શબ્દ ઉચ્ચાર્યા.

"સંભાષણમાં બહુ સમય વીતી જવાથી સૂર્યોદય થઈ ગયો હતો અને તેથી 'હવે અશ્વારૂઢ થઇને નગરમાં પ્રવેશ કરવો કે કેમ?' એવો પ્રશ્ન મયણલ્લાદેવીના મનમાં ઉદ્ભવ્યો; પરંતુ એ જ વેળાયે નાહરસિંહે આવીને સમાચાર સંભળાવ્યા કે "આપ શ્રીમતીનો આ પવિત્ર સંન્યાસિની સાથેના સંભાષણમાં વિશેષ સમય વીતતો જોઇને મેં રથશાળાના અધ્યક્ષને એક રથ મોકલી આપવા-માટેનો સંદેશ કહાવ્યો હતો અને તે સંદેશ અનુસાર રથ આવીને ધર્મશાળાના દ્વારમાં આપ શ્રીમતીની પ્રતીક્ષા કરતો ઊભો છે."

"સેવકોની બુદ્ધિમત્તા તથા સમયસૂચકતા આવી જ હોવી જોઇએ. કાકા, હું તમોને તમારી આ સમયસૂચકતામાટે ધન્યવાદ આપું છું" મયણલ્લાદેવી આવી રીતે નાહરસિંહને ધન્યવાદ આપીને ધર્મશાળાના દ્વારમાં આવી જે રથ તેને લેવામાટે આવ્યો હતો તે રથમાં આરૂઢ થઇ ગઇ અને તેને લઇને રથ કર્ણાવતીમાંના રાજપ્રાસાદની દિશામાં અગ્રેસર થવા લાગ્યો.

નમુંજલાએ પુનઃ વીણાના તારસ્વર સાથે પોતાના કંઠસ્વરનું સંમેલન કરીને સંગીતને આલાપ્યું તેનું એ સંગીત હજી સમાપ્ત થયું ન હોતું તેવામાં જેના દેહની ઉચ્ચતા મધ્યમ હોવા સાથે પુષ્ટતા કાંઇક વિશેષ હતી, જેના મુખ-મંડળમાં એક પ્રકારની અપૂર્વ તેજસ્વિતા તથા પ્રતિભા વિલસી રહી હતી, જેનો ભાલપ્રદેશ અતિશય વિશાળ હતો, જેનાં સ્થિર નેત્રો ચિત્તની સ્થિરતાને દર્શાવી રહ્યાં હતાં, જેની મૂછો ભરાવદાર તથા ઘાટીલી હતી, જેણે પોતાના શરીરપર ધોતિયું, પેરણ, અંગરખું તથા પાઘડી ઈત્યાદિ વસ્ત્રો પરિધાન કરેલા હતાં, જેના કરોમાં સુવર્ણકંકણ, કરાંગુલીમાં હીરકજડિત સુવર્ણમુદ્રિકા, કંઠમાં મૌક્તિક-માળા તથા કર્ણોમાં રત્નજડિત કર્ણાભૂષણ આદિ અલંકારો શોભી રહ્યા હતા અને જેની અવસ્થા ત્રીસ વર્ષથી પણ કાંઈક ઓછી દેખાતી હતી તેવો એક પ્રભાવશાળી પુરુષ ધર્મશાળામાં આવી લાગ્યો અને તેને જોતાં જ નમુંજલા વીણાને ભૂમિપર રાખી પોતાના કંબલાસનપરથી ઊભી થઇને કહેવા લાગી કે—

"પધારો, રાજાધિરાજ કર્ણરાજના માન્યવર મંત્રી ઉદયન મહાશય, પધારો. આપે મારી પ્રાર્થનાને માન આપીને અત્યારે અહીં પધારવાનો પરિશ્રમ લીધો એ આપનો મારાપર અત્યંત અનુગ્રહ થયો છે. અસ્તુ: પ્રથમ તો એ સમાચાર સંભળાવો કે મહારાજ કર્ણદેવ અથવા લક્ષાવધિ લોકોના પાલક પૃથ્વીપતિની અસ્વસ્થતામાં કાંઈ પણ ન્યૂનતા થતી દેખાય છે કે કેમ?"

"મહારાજાધિરાજની સ્થિતિ અદ્યાપિ સંતોષકારક નથી. અહીંના સર્વ વૈદ્યો ભય દર્શાવી રહ્યા છે એટલે અમો લીલા વૈદ્યની આતુરતાથી વાટ જોઇ રહ્યા છીએ. લીલા વૈદ્યના ઉપચારથી કદાચિત્ મહારાજાની પ્રકૃતિ સુધરશે એવી આશા રાખવામાં આવે છે."- ઉદયન મંત્રીએ ઉત્તર આપ્યું.

"એ આશા વ્યર્થ છે; કારણ કે, ગુજરાતના એ કર્ણદેવરૂપ સૂર્યના અસ્તનો સમય નિકટમાં આવી લાગ્યો છે અને તેથી મારા ગુરુદેવની આજ્ઞા-અનુસાર આપને તથા રાજપરિવારને એ અનિષ્ટ ઘટનાની પૂર્વસૂચના આપવા

માટે અને મહારાજા કર્ણદેવના હસ્તથી તેમનું માણેકમણ થવા પૂર્વે કેટલીક આવશ્યકીય વ્યવસ્થા કરાવી લેવામાટે જ હું અત્યારે કર્ણાવતીમાં આવી છું. જે વ્યવસ્થાઓની આવશ્યકતા આ પ્રસંગે અનિવાર્ય છે તે વ્યવસ્થાઓ મેં આ પત્રમાં લખી રાખી છે. આ પત્ર લ્યો; એનું મનનપૂર્વક પઠન કરો અને ત્યાર પછી મારી સૂચનાઓને વ્યવહારમાં યોજવાનો પ્રયત્ન યથાસમય આદરો." આ રહસ્યમય ઉદ્ગારો કાઢીને નમુંજલાએ એક પત્ર મંત્રી ઉદયનના હસ્તમાં આપી દીધું.

"પાછો હું આપને ક્યારે મળું ?" ઉદયને પૂછયું.

"આવતી કાલે પ્રભાતમાં; પરંતુ આ ધર્મશાળામાં નહિ, કિન્તુ રાજમહાલયમાં." નમુંજલાએ ઉત્તર આપ્યું.

"જેવી દેવીની આજ્ઞા." આ શબ્દોથી આજ્ઞાધીનતા દર્શાવી નમુંજલાને પ્રણામ કરીને મંત્રી ઉદયન ત્યાંથી ચાલતો થઈ ગયો.

મંત્રી ઉદયનના પ્રયાણ પછી સંન્યાસિની નમુંજલા પોતાના કંબલ તથા પોતાની વીણાને ઉપાડીને ધર્મશાળામાંથી બહાર નીકળી આવી અને રાજમહાલયના માર્ગમાં ગજગતિ કિંવા મરાલગતિથી અગ્રેસર થવા લાગી. મહાતેજસ્વિની અને કાષાયવસ્ત્રપરિધાના સંન્યાસિની નમુંજલાને માર્ગમાં વિચરતાં સ્ત્રીપુરુષો તેમના હૃદયમાં તેના દર્શનમાત્રથી જ સ્વાભાવિક પૂજ્યભાવનો અચાનક આવિર્ભાવ થતા કરદ્વય જોડીને નમસ્કાર કરવા લાગ્યાં અને નમુંજલા તે સર્વ શ્રદ્ધાળુ તથા ભાવિક સ્ત્રીપુરુષોને આશીર્વાદ આપતી પોતાના માર્ગમાં આગળ વધતી રહી નગરના પશ્ચિમદ્વારમાંથી નગરમાં પ્રવેશ કર્યો. પછી પાટણની રચના તથા કર્ણાવતીની રચનામાં નમુંજલાને અતિશય સામ્ય દૃષ્ટિગોચર થવા લાગ્યું અને તેથી જાણે પાટણનગરને જ ઉપાડી લાવીને એ સ્થાનમાં ગોઠવી દેવામાં આવ્યું હોયની એવો ભાસ પણ થવા લાગ્યો. અંતે તે રાજમહાલયના દુર્ગ પાસે આવી લાગી અને ત્યાં રાજમાતા મયણલ્લાદેવીની આજ્ઞાથી તેની પ્રતીક્ષા કરતી જે દાસીઓ ઊભી હતી તે તેને માનપૂર્વક રાજમહાલયના વિશાળ પ્રાંગણમાં અને ત્યાંથી રાજમહાલયમાંના તેના નિવાસમાટે નિયત કરાયલા એક એકાંતિક ખંડમાં લઈ ગઈ. નમુંજલાએ વીણા તથા કાંબલને ત્યાં રાખીને તે રાજદાસીઓને પૂછયું કે—

"મહારાણી મયણલ્લાદેવી તથા મહારાણી સુમિત્રાદેવી ક્યાં છે ?"

"ઉભય શ્રીમતી મહારાણીઓ મહારાજાધિરાજના શયનમંદિરમાં મહારાજાધિરાજ પાસે બેઠાં છે અને આપ દેવીને જલપાન કરાવ્યા પછી ત્યાં લઈ જવાની તેમણે અમોને આજ્ઞા આપેલી છે." એક દાસીએ ઉત્તર આપ્યું.

એ ક્ષણે જ એક તૃતીય દાસી એક થાળમાં કેટલાક ખાદ્ય પદાર્થો તથા શીતલ જળનો ભરેલો ચાંદીનો લોટો લઈને ત્યાં આવી લાગી. નમુંજલાએ અલ્પ આહાર કરી લઈને શીતલ જળનું પાન કરી લીધું તેની ક્ષુધા તથા પિપાસાનું નિવારણ થઈ ગયું. નમુંજલાએ કહ્યું કે:—

"ત્યારે હવે આપણે મહારાજાધિરાજના શયનમંદિરમાં ચાલીશું ?"

"જી હા, પધારો" દાસીઓએ આજ્ઞાધીનતા દર્શાવી.

માર્ગદર્શિકા થઈને દાસીઓ આગળ ચાલવી લાગી અને કાષાયવસ્ત્રધારિણી સંન્યાસિની નમુંજલા તેમની પાછળ પાછળ ચિન્તાતુર હૃદયથી આગળ વધવા લાગી.

## પ્રકરણ ૩ જું

## કર્ણરાજની મૃતમૂર્ચ્છા

ગુર્જરાતના જે આદર્શ અવનીપતિએ મહારાજાધિરાજ ભીમદેવના સિંહાસનત્યાગ પછી પાટણની પ્રભુતા તથા ગુર્જરાતના ગૌરવની અપૂર્વ અભિવૃદ્ધિ કરી હતી; રાજધાની પાટણ તથા પોતાની વસાવેલી નૂતન કર્ણાવતી નગરીમાં અનેક પ્રાસાદો, અસંખ્ય ભવનો, વિશાળ સરોવરો, કૂપો, વાપિઓ, ધર્મશાળાઓ તથા દેવમંદિરો આદિ બંધાવીને પોતાની શિલ્પકલાપ્રિયતા તથા પ્રજાહિતવાદિતાનો વિશ્વને પૂર્ણ પરિચય કરાવ્યો હતો; કર્ણ નામ ધારણ કરીને દાનશીલતામાં જેણે અંગદેશાધિપ કર્ણની પૂર્ણ પ્રતિસ્પર્ધા કરી હતી; આશા ભિલ્લ જેવા મહાપરાક્રમી તથા મહાપ્રબળ દસ્યુરાજને સંહારીને જેણે પોતાની વીરતાનો સર્વને સાક્ષાત્કાર કરાવ્યો હતો, માની લીધેલા વ્યભિચારજન્ય પાપમાટે પોતાની જનનીની આજ્ઞાથી ભયંકર તથા પ્રાણાન્તક પ્રાયશ્ચિત્ત કરવાની અંત પર્યન્ત દૃઢતા દર્શાવીને જેણે પોતાની અલૌકિક માતૃભક્તિ તથા ધર્મપ્રિયતાને સપ્રમાણ સિદ્ધ કરી બતાવી હતી, નટી નમુંજલાના ઉપકારના સ્મારક તરીકે તેની તામ્રપ્રતિમાની જેણે પાટણની કર્ણમેરુપ્રાસાદ નાટ્યશાળાના પ્રાંગણમાં માનપૂર્વક સ્થાપના કરાવીને પોતાની અશ્રુતપૂર્વ કૃતજ્ઞતાનો પ્રકાશ કરી બતાવ્યો હતો; પોતાની મહારાણીઓ સુમિત્રાદેવી તથા મયણલ્લાદેવીમાં અનન્ય અનુરાગ રાખીને જેણે પોતાને એક આદર્શ પતિ સિદ્ધ કરી બતાવ્યો હતો, રમતા રમતાં સિંહાસનારૂઢ થયેલા પોતાના યુવરાજ જયસિંહદેવનો તત્કાળ રાજ્યાભિષેક કરીને તથા પોતે ગુર્જરેશ્વરની પદવીને ત્યાગી દઇને જેણે પોતાની લોકોત્તર પુત્રવત્સલતા, નિસ્પૃહતા તથા ઉદારતાને દૃષ્ટાન્તરૂપ કરી દીધી હતી અને જેની દયા તથા અનુકંપાથી લક્ષાવધિ દીન તથા અનાથ જનોનું પાલન થયા કરતું હતું તે સ્વર્ગીય મહારાજાધિરાજ ભીમદેવ તથા ઉદયમતીદેવીનો આદર્શ પુત્ર, મહારાણી મયણલ્લાદેવી તથા મહારાણી સુમિત્રાદેવીનો આદર્શ પતિ, બાલ ગુર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહદેવનો આદર્શ પિતા, પાટણનો પ્રભુ, ગુર્જરાતનો ગૌરવદાતા, ગોબ્રાહ્મણપ્રતિપાલ, અનાથોનો નાથ, દીનબંધુ અને અનુકંપાશીલ પૃથ્વીવલ્લભ મહાપ્રતાપી મહારાજાધિરાજ કર્ણદેવ મહારાજ આજે મૃત્યુશય્યામા પડ્યો હતો. કર્ણાવતીના કુશળ વૈદ્યો તેના રોગનું નિદાન જાણી શકતા ન હોતા અને તેથી તેમના ઉપચારો પણ સર્વથા નિષ્ફળ થતા હતા. જ્યારથી કર્ણરાજ શય્યામાં પડ્યો હતો ત્યારથી બહુધા મૂર્ચ્છા સમાન અવસ્થામા રહેતો હોવાથી તેને જળ પણ બળાત્કારે જ પાવામા આવતું હતુ તો પછી તેના ઉદરમાં અન્નપ્રવેશનો સંભવ તો ક્યાંથી હોય વારૂ? જ્યારથી કર્ણદેવે રુગ્ણશય્યાનો આશ્રય લીધો હતો ત્યારથી રાજમહાલયમાં અસંખ્ય દાસદાસીઓ વિદ્યમાન હોવા છતા મહારાણી સુમિત્રાદેવી પોતે જ અષ્ટપ્રહર તેની સેવા તથા શુશ્રૂષામા તત્પર રહેતી હતી. તે દેવીએ પતિદેવના જીવનની ચિંતાથી નિયમિત ખાન, પાન તથા નિદ્રા આદિનો સર્વથા ત્યાગ કરી દીધેલો હોવાથી પાંચ દિવસના અવિશ્રાન્ત પરિશ્રમના યોગે તેનું કોમળ શરીર શુષ્ક થઇ ગયુ હતું; તેના રક્તિમ

કપોલોમાં પાંડુતાની છટા આવી ગઇ હતી; તેનાં નેત્રો ઉંડાં ઉતરી ગયાં હતાં; તેના મુખમંડળમાં ઉદાસીનતા વ્યાપેલી હતી અને તેના સ્વરનો પણ ભંગ થઈ ગયો હતો. કર્ણદેવની પર્યંકશય્યામાં તેના મસ્તક પાસે સુમિત્રાદેવી પોતાના મસ્તકને હસ્તનો આધાર આપીને ઉદાસીન અવસ્થામાં બેઠી હતી અને મયણલ્લાદેવી પતિનાં ચરણો પાસે શોકાતુર મુદ્રાથી તેના નિસ્તેજ મુખમંડળનું નિરીક્ષણ કરતી તથા નેત્રોમાંથી અશ્રુ વર્ષાવતી બેઠી હતી. દાસી વલ્લભા તથા દાસી ધારિણી ઉભય મહારાણીઓની આજ્ઞાના પાલનમાટે જેવી રીતે શયનમંદિરમાં તેમના નિકટમાં ઊભી હતી તેવી જ રીતે કેટલીક અન્ય દાસીઓ તથા કેટલાક અન્ય દાસો શયનમંદિરનો બાહ્ય ભાગમાં તેમની આજ્ઞાના પાલનમાટે બદ્ધ પરિકર થઇને ઊભાં હતાં. એ વેળાયે સંન્યાસિની નમુંજાલા ગંભીર મુદ્રાથી દાસીઓ સાથે ત્યાં આવી લાગી અને તેને જોતાં જ મહારાણી સુમિત્રાદેવી તથા મહારાણી મયણલ્લાદેવીએ પર્યંકશય્યામાંથી ઊઠીને તેનો સત્કાર કરી તેના માટે મંગાવી રાખેલા એક ઉચ્ચ આસનપર તેને માનપૂર્વક બેસાડી.

મહારાણી સુમિત્રાદેવીના શરીરની કંકાલતુલ્ય અવસ્થાને તથા મયણલ્લાદેવીના અશ્રુપાતને જોઇને સંન્યાસિની નમુંજાલા તે ઉભય દેવીઓને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગી કે: "આ ચિંતાથી આવી રીતે પોતાના શરીરને નષ્ટ કરી નાખવાનો તેમ જ શોકથી અશ્રુપાત કરવાનો સમય નથી; કિંતુ હૃદયમાં ધૈર્ય તથા દૃઢતાને ધારણ કરીને મહારાજાધિરાજની સેવાશુશ્રૂષા તથા ઔષધોપચારમાં નિમગ્ન રહેવાનો અને આ રાજ્યની રક્ષાનો જે ભાર તમારા શિરપર આવી પડ્યો છે તે ભારને વહન કરી રાજ્યને સુરક્ષિત તથા સુવ્યવસ્થિત રાખવાનો જ આ સમય છે, એ ભૂલી ન જાઓ અને આ અકારણ ચિંતા તથા શોકથી નિવૃત્ત થાઓ."

"પત્નીનું વાસ્તવિક જીવનસામ્રાજ્ય કેવળ પતિદેવ હોવાથી પત્નીના શારીરિક તથા માનસિક સુખનો આધાર પતિરૂપ સામ્રાજ્યની સુરક્ષિતતા ઉપર જ રહેલો હોય છે અને તેથી પતિપરાયણા પત્ની ધૈર્ય, શાંતિ તથા દૃઢતાનું અવલંબન ત્યાં સૂધી જ કરી શકે છે કે જ્યાં સૂધી તેને પતિરૂપ સામ્રાજ્ય સુરક્ષિત અવસ્થામા દેખાયા કરે છે; નહિ તો જેનું સામ્રાજ્ય નષ્ટ થવાની અથવા તો શત્રુના હસ્તમાં જઈ પડવાની અણીપર આવી લાગ્યું હોય તે સમ્રાટ્‌ની જેવી દુર્દશા થાય છે તેવી જ દુર્દશા તે પતિપરાયણ પત્નીની પણ થઈ જાય છે કે જેનું પતિરૂપ સામ્રાજ્ય નષ્ટ થવાની અથવા તો યમરાજરૂપ મહાભયંકર તથા નિર્દય રિપુના હસ્તમાં જઈ પડવાની અણીપર આવી લાગેલું દેખાય છે. આર્યપુત્રની અવસ્થા આશાજનક ન હોવાથી મારો મનોભંગ થઈ ગયો છે અને મારી ચિન્તા તથા નિરાશાનું પરિણામ મારા શરીરમાં પણ વ્યક્ત થવા માંડ્યું છે. આર્યપુત્રની સંજ્ઞાઓનો સર્વથા લોપ થયો છે અને તેથી હવે મારો ધૈર્યદુર્ગ પણ સર્વથા ધરાશાયી થઈ ગયો છે." મહારાણી સુમિત્રાદેવીએ આર્દ્ર નયન તથા બાષ્પરુદ્ધ કણ્ઠથી આ નિરાશાજનક ઉદ્‌ગારો કાઢ્યા.

"અહીં આવ્યા પછી અને આર્યપુત્રની આવી અત્યન્ત નિરાશાજનક અવસ્થાનું અવલોકન કર્યા પછી મારા હૃદયમાં પણ ભયંકર આઘાત થવા માંડ્યો છે અને મારો અશ્રુપાત તે અસહ્ય હૃદયાઘાતના પરિણામરૂપ છે શું, આટલા

અલ્પ સમયમાં જ મારા સૌભાગ્યસૂર્યનો અસ્ત થશે અને મારો લાડકવાયો જયસિંહદેવ અત્યારથી જ જનકહીન તથા જનનીહીન થઈ જતાં માતાપિતાના સુખથી સદાને માટે વંચિત થઈ જશે!" મયણલ્લાદેવીએ પણ અતિશય નિરાશાજનક ઉદ્‌ગારો નિઃશ્વાસ નાખીને કાઢ્યા

"મહારાણી મયણલ્લાદેવી, અત્યારે મહારાજાધિરાજ કર્ણરાજ રુગ્ણશય્યામાં પડેલા છે અને આપ શ્રીમતીની સ્વસ્થતાનો ભંગ નથી થયો, છતાં 'બાલ ગુર્જરેશ્વર ચિરંજીવી જયસિંહદેવ જનકહીન તથા જનનીહીન થઈ જતાં માતાપિતાના સુખથી સદાને માટે વંચિત થઈ જશે' આવો ઉદ્‌ગાર આપ શ્રીમતી શા કારણથી કાઢી રહ્યાં છો વારુ?" નમુંજલાએ ગંભીર મુદ્રાથી આ પ્રશ્ન પૂછ્યો

"સતી આર્યપત્નીનું જીવનસૂત્ર નિરંતર પોતાના પતિદેવના જીવનસૂત્ર સાથે બંધાયલું હોવાથી પતિદેવનું જીવનસૂત્ર તૂટતાં પત્નીનું જીવનસૂત્ર પણ સહગમનના યોગે તૂટી જાય છે, એ તમો નથી જાણતા કે શું? અર્થાત્ આર્યપુત્રની શોચનીય સ્થિતિના યોગે કેવળ આર્યપુત્રનું પોતાનું જ જીવન ભયમાં છે એમ નથી, કિન્તુ આર્યપુત્રના જીવનદીપના નિર્વાણ સાથે ભગિની સુમિત્રાદેવીના તથા મારા પોતાના જીવનદીપના નિર્વાણનો યોગ પણ લખાઈ ચૂકેલો હોવાથી અત્યારે ત્રણ વ્યક્તિઓનું જીવન ભયમાં છે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા છે ખરી કે?" મયણલ્લાદેવીએ ઉત્તર આપ્યું અને તે સાથે પ્રશ્નના રૂપમાં કહ્યું કે, "જો એમ થાય, તો મારો જયસિંહદેવ માતાપિતાના સુખથી સદાને માટે વંચિત થઈ જાય ખરો કે નહિ?"

"અને જો મહારાજાધિરાજનું જીવન ભયમાં હોય, તો એક ચતુર્થ વ્યક્તિનું જીવન પણ ભયમાં છે એ વાર્તાને આપ શ્રીમતી કેમ ભૂલી જાઓ છો વારુ?" નમુંજલાએ કહ્યું.

"તે ચતુર્થ વ્યક્તિ કઈ છે?" મયણલ્લાદેવીએ જિજ્ઞાસા દર્શાવી.

"મહારાજાધિરાજ કર્ણરાજના પ્રાણાન્તક પ્રાયશ્ચિત્તની વ્યવસ્થાના પ્રસંગે આપ શ્રીમતીએ જે અપૂર્વ રાજનિષ્ઠ વીરયુવકના શિરપર રાજ્યલોભનો આરોપ મૂક્યો હતો અને તેથી જે વીર યુવકે 'જે વેળાયે ગુર્જરેશ્વર કર્ણરાજનું મૃત્યુ થશે તે વેળાયે હું પણ મારી ચિતા રચાવીને મૃત્યુને સ્વીકારી લઇશ' એવા આશયની ભીષ્મ પ્રતિજ્ઞા કરી હતી તે" નમુંજલાએ તે વ્યક્તિની પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવ્યું

"સત્ય છે; વીર દેવપ્રસાદ અવશ્ય પોતાના વચનનું પાલન કરી બતાવશે અને જો તે વીર યુવકનું મૃત્યુ થઈ જશે, તો કદાચિત્ ભિલ્લરાણી દેવી સુદેષ્ણા પણ મૃત્યુને સ્વીકારી લેશે. હાય, આ તો અમારા સમસ્ત પરિવારના અંતનો સમય આવી લાગ્યો હોય એમ જ જણાય છે" મયણલ્લાદેવીએ પોતાના મસ્તકપર કરાઘાત કરીને આ શબ્દો ઉચ્ચાર્યા

"ધૈર્ય, ધર્મ, મિત્ર અને નારીની પરીક્ષા વિપત્તિના સમયમાં જ થતી હોવાથી ધૈર્યને ન ત્યાગો, ધર્મને ડગમગવા ન દ્યો, પત્ની જ પતિની સત્ય મૈત્રિણી હોવાથી મિત્રકર્તવ્યની પૂર્તિ કરો અને નારીધર્મનું યોગ્ય પાલન કરી બતાવો. જો આવા નિરાશાવર્ધક વિચારોથી અત્યારથી જ આપ શ્રીમતીઓ પોતાનાં મન તથા શરીરને નિર્બળ કરી નાખશો અને શય્યાશાયિની થઈ જશો,

તો આપ શ્રીમતીઓથી પોતાના રુગ્ણ પતિદેવની યોગ્ય સેવાશુશ્રૂષા કરી શકાશે નહિ અને યોગ્ય સેવાશુશ્રૂષાના અભાવે જો મહારાજાધિરાજ કર્ણદેવનું અચાનક અવસાન થઇ જશે, તો તેનાં ઉત્તરદાત્રી આપ શ્રીમતીઓ જ ગણાશો. મનુષ્યની શુભ કિંવા અશુભ સર્વ ધારણાઓ કદાપિ સત્ય સિદ્ધ થઈ નથી અને ભવિષ્યમાં સત્ય સિદ્ધ થવાની પણ નથી "મનુષ્ય ભલેને કોટિ કોટિ કલ્પનાઓ કર્યો કરે, પણ અંતે થાય છે તો તે જ કે જે પરમેશ્વરે ધારેલું કિંવા નિશ્ચિત કરેલું હોય છે. જેના ભાગ્યમાં મૃત્યુનો લેખ લખાયલો હોય છે તેના જીવનની કોઇથી પણ રક્ષા નથી કરી શકાતી અને જેના ભાગ્યમાં જીવનનો ઉપભોગ લખાયલો હોય છે તે વ્યક્તિને કદાપિ મૃત્યુની પ્રાપ્તિ થઈ શકતી નથી; કદાચિત્ તે પોતે પોતાના મૃત્યુને નિપજાવવાના પ્રયત્નો કરે, તો તેના તે પ્રયત્નો પણ સર્વથા નિષ્ફળ થઇ જાય છે; કારણ કે, લાભ, હાનિ, જીવન અને મૃત્યુનો અધિકારી વિધાતા પુરુષ પરમેશ્વર છે, મનુષ્ય નથી અને તેથી જ એ ચાર વસ્તુઓ મનુષ્યની ઇચ્છા કિંવા ધારણા અનુસાર સિદ્ધ નથી થતી" જ્યાં સુધી શ્વાસ ચાલતો હોય છે ત્યાં સુધી જીવનની આશા રાખી શકાય છે. પ્રતાપી કર્ણરાજ મહારાજનો આત્મા અદ્યાપિ શરીરને ત્યાગી ગયો નથી અને તેથી એમના મૃત્યુનો અત્યારથી જ નિશ્ચય કરી લેવાનું કાંઈ પણ પ્રયોજન નથી. હુ આપ શ્રીમતીઓને નિશ્ચયપૂર્વક કહું છું કે આજકાલમાં મહારાજાધિરાજના જીવનદીપનું નિર્વાણ થવાનું નથી; લીલા વૈદ્યને આવવા દ્યો અને ઉપચાર કરવા દ્યો; જો દુર્ભાગ્યવશાત્ તેના ઉપચારનું ઇષ્ટ પરિણામ નહિ થાય, તો પછી હું મારા ગુરુદેવનું બતાવેલું એક રામબાણ ઔષધ મહારાજ કર્ણદેવને આપીશ, તે ઔષધિના યોગે એમની લોપાયલી સંજ્ઞાનો એમના શરીરમાં પુનઃ આવિર્ભાવ થશે, એમનાથી અન્નનું સેવન કરી શકાશે અને એઓ શ્રીમાન્ પૂર્ણ બળથી આપ શ્રીમતીઓ સાથે સંભાષણ પણ કરી શકશે. આટલું પરિવર્તન હું અવશ્ય કરી શકીશ એવું હું આપ શ્રીમતીઓને વચન આપું છું " સંન્યાસિની નમુંજાલાએ મહારાજ્ઞી સુમિત્રાદેવી તથા મહારાજ્ઞી મયણલ્લાદેવીનાં સુકોમળ હૃદયોમાંથી શોકના આઘાતને ન્યૂન કરવામાટે આવશ્યકીય આશ્વાસન આપતાં અનુકંપાથી આ વચનો ઉચ્ચાર્યાં.

"જો એમ જ હોય, તો એ ઔષધ તમો અત્યારે જ આર્યપુત્રને શામાટે નથી આપતાં ?" મહારાજ્ઞી સુમિત્રાદેવીએ જિજ્ઞાસા દર્શાવી

"કારણ કે, મારે વનમાથી કેટલીક વનસ્પતિયો લાવીને એ ઔષધ તૈયાર કરવાનું છે અને એ ઔષધને તૈયાર કરતાં ઓછામાં ઓછા બે દિવસ તો અવશ્ય વીતી જશે." નમુંજાલાએ તત્કાળ ઔષધ ન આપવાનું સમર્પક કારણ દર્શાવ્યું.

"જો આપ દેવી તે વનસ્પતિયોનાં નામ લખાવી દ્યો; તો હું અત્યારે જ તે વનસ્પતિયોને મંગાવી લેવાનો પ્રબંધ કરી દઉ; કારણ કે, વનસ્પતિયોને ઓળખનારા મનુષ્યો મારી પાસે જોઇએ તેટલા છે" કેટલાક સમયથી શયનમંદિરના દ્વારમાં આવીને ઊભા રહેલા મંત્રી ઉદયને શયનમંદિરમાં પ્રવેશ કરીને નમુંજાલાને ઉદ્દેશી આ યાચના કરી

"બહુ સારું; આપ સંધ્યાકાળે જ મારા કક્ષમાં આવજો એટલે હું આપને તે વનસ્પતિયોનાં નામ સ્મરણ કરીને લખી આપીશ." નમુંજાલાએ સંધ્યાકાળનો વાયદો કર્યો.

"ભાઈ ઉદયન, આજે મધ્યાહ્ન પછી અને સન્ધ્યાકાળથી પૂર્વે બાલ ગુર્જરેશ્વર જયસિંહદેવ તથા તેમની સાથેના અન્ય સ્ત્રીપુરુષોના સમુદાયને લઇને મંત્રી મુંજાલ તથા સેનાપતિ દેવપ્રસાદ કર્ણાવતીમાં આવી પ્હોંચશે; તો તેમના નિવાસમાટે રાજમહાલયમાં યોગ્ય વ્યવસ્થા કરાવી રાખજો અને આપણા સેનાપતિને નગરના પશ્ચિમદ્વારમાં તેમના સત્કારમાટે અને તેમને માનપૂર્વક અહીં લઇ આવવામાટે વિદ્યમાન રહેવાની સૂચના આપી દેજો" મહારાણી સુમિત્રાદેવીએ મંત્રી ઉદયનને એક આવશ્યકીય સૂચના આપી.

"એ વિષયની આપ શ્રીમતી લેશમાત્ર પણ ચિંતા ન રાખશો." મંત્રી ઉદયન આ શબ્દોના ઉચ્ચારથી આજ્ઞાધીનતા દર્શાવીને ત્યાંથી ચાલતો થઈ ગયો.

આ વેળાયે ભોજનનો સમય થવા આવ્યો હતો એટલે સુમિત્રાદેવીએ દાસી વલ્લભાને કહ્યું કે. "ભગિની મયણલ્લદેવી તથા સંન્યાસિની નમુંજાલાદેવીને ભોજનાલયમાં લઈ જા."

"અને આપ શ્રીમતી ભોજનાલયમાં નહિ પધારો?" નમુંજાલાએ પૂછ્યું.

"ચિંતા, શારીરિક પરિશ્રમ તથા અનિદ્રાના પરિણામે મારી ક્ષુધાનો લોપ થઈ ગયેલો હોવાથી અને મારો જઠરાગ્નિ મંદ પડી ગયેલો હોવાથી પ્રથમ તો હું કાંઈ ખાઇ જ નથી શકતી અને બળાત્કારે ખાઉં છું તો ખાધેલા અન્નને પચાવી નથી શકતી એટલામાટે હું જ્યારે ઇચ્છા થાય છે ત્યારે અલ્પ સ્વલ્પ ફલાહાર જ કરી લઉં છું અને જેમ તેમ કરીને દિવસ વીતાડી દઉં છું" સુમિત્રાદેવીએ ભોજનાલયમા ન આવવાનું કારણ દર્શાવ્યું.

"અત્યારે તો આપ શ્રીમતીએ અમારી સાથે ભોજનાલયમા પધારવું જ પડશે અને અમારી સાથે બેસીને ભોજનને ન્યાય આપવો જ પડશે; કારણ કે, અમો આપ શ્રીમતીને આવા પ્રકારની આત્મહત્યા નહિ જ કરવા દઇએ આજે અલ્પ પરિમાણમા મદિરાનુ પાન કરજો એટલે ક્ષુધા પ્રદીપ્ત થશે, ભોજન લઇ શકાશે અને ભોજન પચી પણ જશે. જો અન્ય કોઇના કલ્યાણમાટે નહિ તો મહારાજાધિરાજ કર્ણરાજ મહારાજાની સેવાશુશ્રૂષા કરવામાટે પણ જીવવાની અને જીવવામાટે ભોજન કરવાની આવશ્યક્તા અનિવાર્ય છે. મે મહારાજાધિરાજને રામબાણ ઔષધ આપવાનું આપ શ્રીમતીને વચન આપ્યું છે, તો મારા એ વચનમા વિશ્વાસ રાખો અને ચિન્તાને ન્યૂન કરી નાખો હવે હું અને શ્રીમતી મયણલ્લાદેવી આવી પહોંચ્યા છીએ એટલે આપ શ્રીમતીના પરિશ્રમનો કેટલોક ભાર અમો અમારા મસ્તકોપર ઊપાડી લઇશું અને એ ભારને વિભક્ત કરી નાખીશુ કે જેથી આપ શ્રીમતીને નિદ્રા તથા વિશ્રાન્તિમાટે અવકાશ મળી શકે અને આપ શ્રીમતીનુ આરોગ્ય રક્ષાયલું રહે જો આપ શ્રીમતી હઠવાદિની થશો અને ભોજન નહિ જ કરો, તો અમો પણ ઉપવાસ કરીશુ અને તેનું પાપ આપ શ્રીમતીને જ લાગશે" નમુંજાલાએ મહારાણી સુમિત્રાદેવીના જીવનની રક્ષામાટે આ પ્રમાણેનો આગ્રહ કર્યો

"જો હું પણ ત્યાં આવીશ, તો અહીં આર્યપુત્ર પાસે કોણ બેસશે?" સુમિત્રાદેવીએ ભોજનાલયમાં ન આવી શકવાનું અન્ય કારણ દર્શાવ્યુ.

"દાસી વલ્લભા; કારણ કે, એ વિશ્વાસપાત્ર છે અને કર્તવ્યપરાયણ છે" નમુંજાલાએ કહ્યું

તો આપ શ્રીમતીઓથી પોતાના રુગ્ણ પતિદેવની યોગ્ય સેવાશુશ્રૂષા કરી શકાશે નહિ અને યોગ્ય સેવાશુશ્રૂષાના અભાવે જો મહારાજાધિરાજ કર્ણદેવનું અચાનક અવસાન થઇ જશે, તો તેનાં ઉત્તરદાત્રી આપ શ્રીમતીઓ જ ગણાશો મનુષ્યની શુભ કિંવા અશુભ સર્વ ધારણાઓ કદાપિ સત્ય સિદ્ધ થઈ નથી અને ભવિષ્યમાં સત્ય સિદ્ધ થવાની પણ નથી મનુષ્ય ભલેને કોટિ કોટિ કલ્પનાઓ કર્યા કરે, પણ અંતે થાય છે તો તે જ કે જે પરમેશ્વરે ધારેલું કિંવા નિશ્ચિત કરેલું હોય છે. જેના ભાગ્યમાં મૃત્યુનો લેખ લખાયલો હોય છે તેના જીવનની કોઇથી પણ રક્ષા નથી કરી શકાતી અને જેના ભાગ્યમાં જીવનનો ઉપભોગ લખાયલો હોય છે તે વ્યક્તિને કદાપિ મૃત્યુની પ્રાપ્તિ થઈ શકતી નથી; કદાચિત્ તે પોતે પોતાના મૃત્યુને નિપજાવવાના પ્રયત્નો કરે, તો તેના તે પ્રયત્નો પણ સર્વથા નિષ્ફળ થઇ જાય છે; કારણ કે, લાભ, હાનિ, જીવન અને મૃત્યુનો અધિકારી વિધાતા પુરુષ પરમેશ્વર છે, મનુષ્ય નથી અને તેથી જ એ ચાર વસ્તુઓ મનુષ્યની ઇચ્છા કિંવા ધારણા અનુસાર સિદ્ધ નથી થતી. જ્યાં સૂધી શ્વાસ ચાલતો હોય છે ત્યાં સૂધી જીવનની આશા રાખી શકાય છે પ્રતાપી કર્ણરાજ મહારાજનો આત્મા અદ્યાપિ શરીરને ત્યાગી ગયો નથી અને તેથી એમના મૃત્યુનો અત્યારથી જ નિશ્ચય કરી લેવાનું કાંઈ પણ પ્રયોજન નથી. હું આપ શ્રીમતીઓને નિશ્ચયપૂર્વક કહું છું કે આજકાલમાં મહારાજાધિરાજના જીવનદીપનું નિર્વાણ થવાનુ નથી; લીલા વૈદ્યને આવવા દો અને ઉપચાર કરવા દો; જો દુર્ભાગ્યવશાત્ તેના ઉપચારનું ઇષ્ટ પરિણામ નહિ થાય, તો પછી હું મારા ગુરુદેવનું બતાવેલું એક રામબાણ ઔષધ મહારાજા કર્ણદેવને આપીશ, તે ઔષધિના યોગે એમની લોપાયલી સંજ્ઞાનો એમના શરીરમાં પુનઃ આવિર્ભાવ થશે, એમનાથી અન્નનુ સેવન કરી શકાશે અને એઓ શ્રીમાન્ પૂર્ણ બળથી આપ શ્રીમતીઓ સાથે સંભાષણ પણ કરી શકશે આટલું પરિવર્તન હુ અવશ્ય કરી શકીશ એવું હું આપ શ્રીમતીઓને વચન આપું છુ ” સંન્યાસિની નમુંજાલાએ મહારાણી સુમિત્રાદેવી તથા મહારાણી મયણલ્લાદેવીનાં સુકોમળ હૃદયોમાથી શોકના આઘાતને ન્યૂન કરવામાટે આવશ્યકીય આશ્વાસન આપતાં અનુકંપાથી આ વચનો ઉચ્ચાર્યાં.

“જો એમ જ હોય, તો એ ઔષધ તમો અત્યારે જ આર્યપુત્રને શામાટે નથી આપતાં ?” મહારાણી સુમિત્રાદેવીએ જિજ્ઞાસા દર્શાવી

“કારણ કે, મારે વનમાથી કેટલીક વનસ્પતિયો લાવીને એ ઔષધ તૈયાર કરવાનું છે અને એ ઔષધને તૈયાર કરતાં ઓછામાં ઓછા બે દિવસ તો અવશ્ય વીતી જશે.” નમુંજાલાએ તત્કાળ ઔષધ ન આપવાનુ સમર્પક કારણ દર્શાવ્યું.

“જો આપ દેવી તે વનસ્પતિયોનાં નામ લખાવી દ્યો; તો હું અત્યારે જ તે વનસ્પતિયોને મગાવી લેવાનો પ્રબંધ કરી દઉં; કારણ કે, વનસ્પતિયોને ઓળખનારા મનુષ્યો મારી પાસે જોઇએ તેટલા છે.” કેટલાક સમયથી શયનમંદિરના દ્વારમા આવીને ઊભા રહેલા મંત્રી ઉદયને શયનમંદિરમાં પ્રવેશ કરીને નમુંજાલાને ઉદ્દેશી આ યાચના કરી

“બહુ સારૂ; આપ સંધ્યાકાળે જ મારા કક્ષમા આવજો એટલે હું આપને તે વનસ્પતિયોના નામ સ્મરણ કરીને લખી આપીશ.” નમુંજાલાએ સંધ્યાકાળનો વાયદો કર્યો.

"ભાઈ ઉદયન, આજે મધ્યાહ્ન પછી અને સંધ્યાકાળથી પૂર્વે ખાસ ગુર્જરેશ્વર જયસિંહદેવ તથા તેમની સાથેના અન્ય સ્ત્રીપુરુષોના સમુદાયને લઈને મંત્રી મુંજાલ તથા સેનાપતિ દેવપ્રસાદ કર્ણાવતીમાં આવી પહોંચશે; તો તેમના નિવાસમાટે રાજમહાલયમાં યોગ્ય વ્યવસ્થા કરાવી રાખજે અને આપણા સેનાપતિને નગરના પશ્ચિમદ્વારમાં તેમના સત્કારમાટે અને તેમને માનપૂર્વક અહીં લઇ આવવામાટે વિદ્યમાન રહેવાની સૂચના આપી દેજે" મહારાણી સુમિત્રાદેવીએ મંત્રી ઉદયનને એક આવશ્યકીય સૂચના આપી.

"એ વિષયની આપ શ્રીમતી લેશમાત્ર પણ ચિંતા ન રાખશો." મંત્રી ઉદયન આ શબ્દોના ઉચ્ચારથી આજ્ઞાધીનતા દર્શાવીને ત્યાંથી ચાલતો થઈ ગયો.

આ વેળાયે ભોજનનો સમય થવા આવ્યો હતો એટલે સુમિત્રાદેવીએ દાસી વલ્લભાને કહ્યું કે: "ભગિની મયણલ્લાદેવી તથા સંન્યાસિની નમુંજાલાદેવીને ભોજનાલયમાં લઈ જા."

"અને આપ શ્રીમતી ભોજનાલયમાં નહિ પધારો?" નમુંજાલાએ પૂછ્યું.

"ચિંતા, શારીરિક પરિશ્રમ તથા અનિદ્રાના પરિણામે મારી ક્ષુધાનો લોપ થઈ ગયેલો હોવાથી અને મારો જઠરાગ્નિ મંદ પડી ગયેલો હોવાથી પ્રથમ તો હું કાંઈ ખાઇ જ નથી શકતી અને બળાત્કારે ખાઉં છું તો ખાધેલા અન્નને પચાવી નથી શકતી એટલામાટે હું જ્યારે ઇચ્છા થાય છે, ત્યારે અલ્પ સ્વલ્પ ફલાહાર જ કરી લઉં છું અને જેમ તેમ કરીને દિવસ વીતાડી દઉં છું" સુમિત્રાદેવીએ ભોજનાલયમા ન આવવાનું કારણ દર્શાવ્યું.

"અત્યારે તો આપ શ્રીમતીએ અમારી સાથે ભોજનાલયમા પધારવું જ પડશે અને અમારી સાથે બેસીને ભોજનને ન્યાય આપવો જ પડશે; કારણ કે, અમો આપ શ્રીમતીને આવા પ્રકારની આત્મહત્યા નહિ જ કરવા દઇએ આજે અલ્પ પરિમાણમાં મદિરાનું પાન કરજો એટલે ક્ષુધા પ્રદીપ્ત થશે, ભોજન લઇ શકાશે અને ભોજન પચી પણ જશે. જો અન્ય કોઇના કલ્યાણમાટે નહિ તો મહારાજાધિરાજ કર્ણરાજ મહારાજની સેવાશુશ્રૂષા કરવામાટે પણ જીવવાની અને જીવવામાટે ભોજન કરવાની આવશ્યકતા અનિવાર્ય છે. મે મહારાજાધિરાજને રામબાણ ઔષધ આપવાનું આપ શ્રીમતીને વચન આપ્યું છે, તો મારા એ વચનમાં વિશ્વાસ રાખો અને ચિન્તાને ન્યૂન કરી નાખો હવે હું અને શ્રીમતી મયણલ્લાદેવી આવી પહોંચ્યાં છીએ એટલે આપ શ્રીમતીના પરિશ્રમનો કેટલોક ભાર અમો અમારાં મસ્તકોપર ઊપાડી લઇશું અને એ ભારને વિભક્ત કરી નાખીશુ કે જેથી આપ શ્રીમતીને નિદ્રા તથા વિશ્રાંતિમાટે અવકાશ મળી શકે અને આપ શ્રીમતીનુ આરોગ્ય રક્ષાયલું રહે જો આપ શ્રીમતી હઠવાદિની થશો અને ભોજન નહિ જ કરો, તો અમો પણ અપવાસ કરીશુ અને તેનુ પાપ આપ શ્રીમતીને જ લાગશે" નમુંજાલાએ મહારાણી સુમિત્રાદેવીના જીવનની રક્ષામાટે આ પ્રમાણેનો આગ્રહ કર્યો.

"જો હું પણ ત્યાં આવીશ, તો અહીં આર્યપુત્ર પાસે કોણ બેસશે?" સુમિત્રાદેવીએ ભોજનાલયમાં ન આવી શકવાનું અન્ય કારણ દર્શાવ્યુ.

"દાસી વલ્લભા; કારણ કે, એ વિશ્વાસપાત્ર છે અને કર્તવ્યપરાયણ છે" નમુંજાલાએ કહ્યું.

"બહુ સારૂં; ત્યારે ચાલો." સુમિત્રાદેવી અંતે અનિચ્છાપૂર્વક ભોજનાલયમાં જવાને તૈયાર થઈ.

સંન્યાસિની નમુંજાલાએ સુમિત્રાદેવીને પોતાના હસ્તથી પ્રથમ ઉત્તમ મદિરાનું પાન કરાવીને જમવા બેસાડી અને તેના ચાર દિવસના અન્નસ્પર્શહીન જઠરને અન્નનો સ્પર્શ કરાવ્યો. પતિની અંતિમ અવસ્થાને જોઈને મયણલ્લાદેવીની ભોજનવિષયક રુચિનો જો કે લોપ થઈ ગયો હતો, તો પણ સુમિત્રાદેવીને જમાડવામાટે તેણે પોતાની એ અરુચિનો પ્રકાશ ન કર્યો અને હૃદયને કઠિન કરીને જે ભાવ્યું તે ખાઈ લીધું. મધ્યાહ્નભોજન કરી લીધા પછી સંજ્ઞાશૂન્ય કર્ણરાજ પાસે બેસવાનું અને તેની શુશ્રૂષા કરવાનું કાર્ય મયણલ્લાદેવીએ સ્વીકારી લેવાથી અને નમુંજાલાએ સુમિત્રાદેવીને વિશ્રાંતિ લેવામાટેનો અત્યંત આગ્રહ કરવાથી સુમિત્રાદેવી એક એકાંતિક કક્ષમાં જઈને નિદ્રાવશ થઈ ગઈ. સંન્યાસિની નમુંજાલા ભોજનકાર્યથી નિવૃત્ત થઈને સુમિત્રાદેવીને નિદ્રાધીન થયેલી જોયા પછી રાજમહાલયમાંથી પ્રયાણ કરી ગઈ તે સંધ્યાકાળથી કિંચિત્ પૂર્વે પાછી રાજમહાલયમાં આવી. એ વેળાયે બાલ ગુર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહ અને તેની સાથેનાં સર્વ સ્ત્રીપુરુષો કર્ણાવતીના રાજમહાલયમાં આવી લાગ્યાં હતાં.

* * * * *

સંધ્યાકાળ થઈ ચૂક્યો હતો. દિનમણિ સૂર્યનારાયણ અસ્તાચલવાસી થવાની અણીપર આવી લાગ્યા હતા અને ગ્રીષ્મકાલિક સાયંકાલ ઇચ્છનીય હોવાથી સૂર્યના તાપથી સંતપ્ત થયેલા જીવોને શાંતિનો સાક્ષાત્કાર કરાવવા લાગ્યો હતો. આવા સમયમાં સંન્યાસિની નમુંજાલા પોતાના એકાંતિક કક્ષમાં મંત્રી ઉદયનની પ્રતીક્ષા કરતી બેઠી હતી. મંત્રી ઉદયન આવ્યો એટલે તેને સંબોધીને નમુંજાલાએ મંદ કિન્તુ ગંભીર સ્વરથી કહેવા માંડ્યું કેઃ—

"જે ઔષધ મારે મહારાજાધિરાજ કર્ણદેવ મહારાજને આપવાનું છે તે ઔષધ મારી પાસે તૈયાર હોવા છતાં તમારી સાથે એક વિશિષ્ટ મંત્રણા કરી લીધા વિના મારાથી તે ઔષધનો ઉપયોગ કરી શકાય તેમ ન હોવાથી વનસ્પતિઓને મંગાવવાનું તો મેં એક નિમિત્ત જ દર્શાવ્યું હતું એટલે વનસ્પતિઓને મંગાવવાની આવશ્યકતા છેજ નહિ."

"મારી સાથે તમારે શી વિશિષ્ટ મંત્રણા કરવાની છે?" મંત્રી ઉદયને જિજ્ઞાસા દર્શાવી.

"પ્રતિજ્ઞા કરો કે જ્યાં સુધી આપણા વિચારો આપણી ઇચ્છાનુસાર વ્યવહારમાં ન યોજાય ત્યાં સુધી આપણી આ મંત્રણાનો રંચમાત્ર પણ પ્રકાશ તમારા મુખથી નહિ થાય." સંન્યાસિની નમુંજાલાએ ગંભીર આકૃતિથી કહ્યું.

"હું પ્રતિજ્ઞા કરૂં છું કે આપણી મંત્રણા ગોપનીય હશે, તો આપણા વિચારો આપણી ઇચ્છાનુસાર જ્યાં સુધી વ્યવહારમાં નહિ યોજાય, ત્યાં સુધી આપણી આ મંત્રણાનો મારા મુખથી ક્યાય રંચમાત્ર પણ પ્રકાશ થવાનો નથી." મંત્રી ઉદયન પ્રતિજ્ઞાબદ્ધ થયો.

"મેં તમોને જે સૂચનાપત્ર આજે પ્રભાતમાં આપ્યું હતું તે સૂચનાપત્રના વાંચન તથા વિચારનો અવકાશ તમોને મળી શક્યો છે ખરો કે?" નમુંજાલાએ પૂછ્યું.

"જી હા" ઉદયને સંક્ષિપ્ત ઉત્તર આપ્યું

"તો મારે જે સૂચના તમોને આપવાની છે તે એટલી જ કે મારા ઔષધના ચમત્કારિક પ્રભાવથી જે વેળાયે મહારાજાધિરાજ કર્ણદેવ મહારાજની મૂર્ચ્છાનો લોપ થાય, તેમના શરીરમાં નવચેતનનો આવિર્ભાવ થયેલો દેખાય અને તેમની વાણીનો પ્રવાહ વહન કરવા માંડે, તે વેળાયે મારી સૂચનાઓ અનુસાર તેમને તેમનાં અન્તિમ કર્તવ્યનું જ્ઞાન કરાવીને ગુર્જર સામ્રાજ્યની ભાવિ સુવ્યવસ્થા તથા સુરક્ષિતતામાટે તેમના શ્રીમુખથી શ્રીમતી મયણલ્લદેવી તથા શ્રીમતી સુમિત્રાદેવીને નિર્દિષ્ટ કઠિન આજ્ઞાઓ અપાવી દેવી કે જે આજ્ઞાઓનું તેમનાથી ઉલ્લંઘન ન કરી શકાય અને તેથી ગુર્જરસામ્રાજ્યની અવનતિ કિંવા નષ્ટભ્રષ્ટતાના બીજનું આરોપણ થતું અટકી જાય; કારણ કે, મારા ચમત્કારિક ઔષધનું નવચેતનદાયક પરિણામ દ્વાદશ પ્રહર જેટલા સમય પર્યન્ત અવિચલ રહેશે અને ત્યાર પછી મહારાજાધિરાજને જે મૂર્ચ્છાની પ્રાપ્તિ થશે તે મૂર્ચ્છા અનિવાર્ય હોવાથી તે મૂર્ચ્છામાં મહારાજાધિરાજના જીવનદીપનું નિર્વાણ થઈ જશે એટલે તેમના શ્રીહસ્તથી જે કાંઈ પણ કાર્ય કરાવી લેવું હોય તે એ દ્વાદશ પ્રહર જેટલા અલ્પ સમયમાં જ કરાવી લેવાની આવશ્યકતા છે, ત્યાર પછી તેમનાથી કાંઈ પણ બોલી કે કરી શકાશે નહિ. મારું ચમત્કારિક ઔષધ મરણોન્મુખ મનુષ્યના શરીરમા એક વાર જ નવીન ચેતનને લાવી બતાવવાની શક્તિ ધરાવે છે એટલે એ ઔષધનો ત્યાર પછી કશો પણ ઉપયોગ નથી થવાનો." સંન્યાસિની નમુંજલાએ જે વાર્તા જણાવવાની હતી તે જણાવી દીધી.

"આપણા આ વિચારોને વ્યવહારમા યોજવાનો એકમાત્ર એ જ ઉપાય છે કે તમારા ચમત્કારિક ઔષધના યોગે જે વેળાયે મહારાજાધિરાજને નવચેતનની પ્રાપ્તિ થાય તે વેળાયે આરંભમાં મારા અને તમારા વિના મહારાજાધિરાજના શયનમંદિરમા કોઇ તૃતીય વ્યક્તિનો પ્રવેશ ન થઈ શકે એવો પ્રબંધ પ્રથમથી જ યુક્તિપ્રયુક્તિથી કરી રાખવો અને મહારાજાધિરાજને તેમના અંતિમ કર્તવ્યનું જ્ઞાન કરાવ્યા પછી જ ત્યાં ઉભય મહારાણીઓનો પ્રવેશ થવા દેવો" મંત્રી ઉદયને એ વિચારોને વ્યવહારમાં યોજવાનો ઉપાય દર્શાવ્યો

"જો આટલો પ્રબંધ થઈ જાય તો તે પર્યાપ્ત છે" નમુંજલાએ કહ્યું

"પરંતુ મહારાજાધિરાજ તમારા ગુરુદેવની સર્વ સૂચનાઓને માન આપીને તદનુસાર વર્તશે ખરા કે?" મંત્રી ઉદયને એક શંકા દર્શાવી.

"જો ગુર્જરભૂમિનું અને ગુજરાતની પ્રજાનું સદ્‌ભાગ્ય હશે, તો મહારાજાધિરાજ અવશ્ય મારા ગુરુદેવની સૂચનાઓને માન આપીને તદનુસાર વર્તશે, નહિ તો પછી જેવી ઈશ્વરેચ્છા" નમુંજલાએ ઉદયનની શંકાનું સમાધાન કર્યું

"અસ્તુ ત્યારે આપણે મહારાજાધિરાજને એ ઔષધ ક્યારે આપીશું?" મંત્રી ઉદયને પૂછ્યું

"આવતી કાલે પ્રભાતમા." નમુંજલાએ કહ્યું

"વારુ, ત્યારે હું પ્રભાતમાં તમોને મળીશ." મંત્રી ઉદયન આ વાક્ય ઉચ્ચારીને ત્યાથી જવામાટે ઊઠ્યો.

---

## પ્રકરણ ૪ થું

## સતીને પતિની આજ્ઞા

મંત્રી ઉદયન તથા સંન્યાસિની નમુંનલા કર્ણરાજની રુગ્ણશય્યા પાસે સામસામા આસનોપર વિરાજેલાં હતાં; દિવસના પ્રથમ પ્રહરની અદ્યાપિ પરિસમાપ્તિ થઈ ન હોતી. એક ઘટિકા પૂર્વે મહારાજાધિરાજ કર્ણરાજને સંન્યાસિની નમુંનલાએ પોતાના ચમત્કારિક ઔષધની પૂર્ણ માત્રા આપીને શયનમંદિરનાં દ્વારોને બંધ કરી લીધાં હતાં અને અત્યારે હવે તે પોતાના ઔષધના કર્ણરાજના શરીરમાં થનારા ઇષ્ટ પરિણામની પ્રતીક્ષા કરી રહી હતી; કારણ કે, એક ઘટિકામાં એ ઔષધનું ઇષ્ટ પરિણામ થવું જ જોઇએ એવો તેનો દૃઢ નિશ્ચય હતો. તેનો એ નિશ્ચય સત્ય સિદ્ધ થયો, કારણ કે, એક ઘટિકા પૂર્ણ થતાં જ કર્ણરાજના હસ્ત તથા ચરણ ઇત્યાદિ અવયવોમાં ગતિનો આવિર્ભાવ થતો દેખાયો અને ત્યાર પછી તેણે ધીમે ધીમે પોતાનાં નેત્રોને પણ ઉઘાડવા માંડ્યાં. આ ચિહ્નોને જોઇને નમુંનલાએ મંત્રી ઉદયનને મંદ સ્વરથી કહ્યું કેઃ-

"મહારાજાધિરાજ હવે અલ્પ સમયમાં જ બોલવા માંડશે અને કદાચિત્ કાંઇ ખાવાની તથા જલપાન કરવાની ઇચ્છા પણ દર્શાવશે."

"તો એઓ શ્રીમાનને આપી શકાય તેવા કેટલાક ખાદ્ય તથા ભોજ્ય પદાર્થો અને સુશીતલ જલ ઇત્યાદિ વસ્તુઓ અહીં તૈયાર રાખવામાં આવી છે" મંત્રી ઉદયને કહ્યું

કર્ણરાજે નેત્રોને ઉઘાડી પ્રથમ ઇતસ્તતઃ દૃષ્ટિપાત કર્યો, મંત્રી ઉદયનને તેણે ઓળખ્યો, પરંતુ સંન્યાસિની નમુંનલાને તત્કાળ તે ન ઓળખી શક્યો અને તેથી મંત્રી ઉદયનને કાંઈક ક્ષીણ સ્વરથી પૂછવા લાગ્યો કે "આ દેવી કોણ છે? મારી પ્રાણેશ્વરી સુમિત્રાદેવી અત્યારે અહીં કેમ નથી દેખાતી? હું અલ્પ સમય પૂર્વે જ્યારે નિદ્રાવશ થયો હતો ત્યારે તો તે મારી પાસે જ બેઠી હતી"

"મને આપ શ્રીમાને ન ઓળખી?" નમુંનલાએ આશ્ચર્યદર્શક સ્વરથી પૂછ્યુ

"આટલી વાર તો મેં તમોને ન હોતાં ઓળખ્યાં, પણ હવે તમારા વીણાવિનિન્દિત સ્વરના યોગે તમોને મેં ઓળખી લીધાં છે. તમો તે જ સુરસુંદરી છો કે જેણે એક વાર વ્યાઘ્રના મુખમાંથી મારા જીવનની રક્ષા કરી હતી, પાટણના વસંતોદ્યાનમાં પોતાના કલ્યાણનું બલિદાન આપીને મારાં ધર્મપત્ની મયણલ્લાદેવીને મારા શયનમંદિરમાં પહોંચી મારા ધર્મની રક્ષા કરી હતી અને ત્યાર પછી સંસારને ત્યાગીને સંન્યાસને સ્વીકારી લીધો હતો. હું અત્યારે તે જ આર્યલલના નટી નમુંનલાને સંન્યાસિનીના વેશમાં મારા સમક્ષ વિરાજેલાં જોઈ રહ્યો છું અને જેને શોધી કાઢવામાટેના અમારા સર્વ પ્રયત્નો તે વેળાયે નિષ્ફળ થયા હતા તે દેવકન્યાને કર્ણાવતી નગરીમાં મને દર્શન આપવામાટે પધારેલા જોઇને હું મને પોતાને મહાભાગ્યશાળી માનુ છું" કર્ણરાજે નમુંનલાને તત્કાળ ઓળખી લઇને પોતાના શિરપર થયેલા તેના ઉપકારોની પણ સંક્ષેપમાં ગણના કરી બતાવી.

"આપ શ્રીમાનની સ્મરણશક્તિ તથા કૃતજ્ઞતાને હું ધન્યવાદ આપું છું. હું અવશ્ય આપ શ્રીમાનની તે જ સેવિકા નટી નમુંજલા છું." નર્મુંજલાએ કહ્યું

"અને જેવી રીતે આ પવિત્ર દેવીએ એક વાર આપ શ્રીમાનના જીવનની તથા બીજી વાર આપ શ્રીમાનના ધર્મની રક્ષા કરી હતી તેવી જ રીતે અત્યારે પણ એ દેવી આપ શ્રીમાનના ગુર્જરસામ્રાજ્યની રક્ષા કરવામાટે જ કર્ણાવતીમાં પધાર્યાં છે, કારણ કે, પરોપકાર જ આ દેવીનો પરમધર્મ છે." મંત્રી ઉદયને જે વાર્તા કર્ણરાજને જણાવવાની હતી તેનું મંગલાચરણ કર્યું.

"મારા ગુર્જર-સામ્રાજ્યની રક્ષા ? તો શું મારા ગુર્જર સામ્રાજ્યપર કોઈ પ્રકારની વિપત્તિ આવી પડી છે અથવા આવી પડવાનો સંભવ છે ?" કર્ણરાજે આશ્ચર્યવિસ્ફારિત નયનોથી પૂછ્યું.

"અદ્યાપિ આપ શ્રીમાનના ગુર્જર સામ્રાજ્યપર કોઈ પણ પ્રકારની વિપત્તિ આવી પડી નથી, પરંતુ જો આપ શ્રીમાન્ આ દેવીના ઉપદેશથી વિરુદ્ધ વર્તશો, તો કદાચિત્ વિપત્તિ આવી પડશે એ બહુધા નિશ્ચિત છે, માત્ર એટલું જ નહિ, પણ તે વિપત્તિ અનિવાર્ય પણ થઈ પડશે" મંત્રી ઉદયને વિશેષ પ્રસ્તાવ કર્યો.

"મારા જઠરમાં ક્ષુધાનો અગ્નિ પ્રદીપ્ત થયો છે એટલામાટે પ્રથમ કાંઇક ખાવાનું મંગાવો, મને જલપાન કરાવો અને, ત્યાર પછી એ ભાવિ વિપત્તિની કથા વિસ્તારપૂર્વક સંભળાવો" કર્ણરાજે ખાનપાનની ઇચ્છા દર્શાવી.

'આપ શ્રીમાનની ક્ષુધા તથા પિપાસાની તૃપ્તિમાટે ઉત્તમ ખાદ્ય વસ્તુઓ તથા શીતલ જલ આદિ તૈયાર છે" નમુંજલાએ આ વાક્ય ઉચ્ચારીને ખાદ્ય વસ્તુઓની થાળી કર્ણરાજ આગળ મૂકી દીધી અને તે જમી રહ્યો એટલે તેને શીતલ જલનું પાન કરાવીને શાંત કર્યો.

"હવે તમારે જે કાંઈ પણ કહેવાનું હોય તે કહો." કર્ણરાજે કહ્યું

"મારે પ્રથમ એ જાણી લેવાનું છે કે આપ શ્રીમાન્ આ નશ્વર સંસારનાં સાધારણ મનુષ્યો પ્રમાણે મૃત્યુને ભયંકર માનો છો અને આપ શ્રીમાનનું હૃદય કાળની કલ્પનાથી કંપાયમાન થાય છે કે કેમ ?" નમુંજલાએ અતિશય ગંભીર ભાવથી આ પ્રશ્ન પૂછ્યો

"જે ભરતભૂમિમા અવતાર ધારીને શ્રીકૃષ્ણ ભગવાને જે ભૂમિના સંતાનોને ગીતા નામક કર્મયોગશાસ્ત્રદ્વારા 'જેવી રીતે મનુષ્ય જીર્ણ વસ્ત્રોને ત્યાગીને અન્ય નવીન વસ્ત્રોને પરિધાન કરે છે તેવી જ રીતે આત્મા જીર્ણ દેહને ત્યાગીને નવીન દેહને ધારણ કરે છે, એ આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી, અગ્નિ પ્રજાળી શકતો નથી, જળ પલાળી શકતું નથી અને વાયુ સૂકવી શકતો નથી અર્થાત્ એ છેદાય નહિ, બળે નહિ, પલળે નહિ અને સૂકાય નહિ તેવો આત્મા નિત્ય, સર્વવ્યાપક, સ્થિર, અચલ તથા સનાતન છે, એ આત્મા અચિન્ત્ય તથા અવિકારી કહેવાય છે એટલે એવા આત્માનો શોક કરવો યોગ્ય નથી, માત્ર એટલું જ નહિ, પણ એ આત્માને કદાચિત્ નિરંતર જન્મતો તથા મરતો માની લેવામા આવે, તો પણ એનો શોક અકારણ છે, કારણ કે, જે જન્મે છે તેનું મૃત્યુ નિશ્ચિત છે અને જે મરી જાય છે તેનો પુનર્જન્મ પણ અવશ્ય થાય છે જ એટલે એ વિષયનો શોક સર્વથા અનુચિત છે' આવા પ્રકારનો આત્માની અવિકારિતા તથા અમરતાને સિદ્ધ કરનારો ઉપદેશ આપેલો છે તે પવિત્રતમ ભરત-

ભૂમિનાં સંતાનો અને તેમાં પણ ભરતભૂમિનાં ક્ષત્રિય સંતાનો મૃત્યુને ભયંકર માને અને તેમનાં હૃદયો કાળની કલ્પનાથી કંપાયમાન થઈ જાય એ સર્વથા અસંભવનીય ઘટના છે. અર્થાત્ કદાચિત્ અત્યારે અને આ ક્ષણે જ મારો દેહાંત થઈ જવાનો હોય, તો પણ તેથી મારા હૃદયમાં શોકનો લેશમાત્ર પણ આઘાત થવાનો સંભવ નથી. જેમનાં હૃદયોમાં મૃત્યુના નામશ્રવણથી નિરાશા, ભય કિંવા શોકનો આવિર્ભાવ થાય છે તે ભરતભૂમિનાં સંતાનો જ નથી અને શ્રી કૃષ્ણ ભગવાન્‌ના વચનમાં તેમનો વિશ્વાસ નથી એમ જ કહેવું જોઇએ." કર્ણરાજે ક્ષત્રિયોચિત ભાવથી મૃત્યુની સર્વથા ઉપેક્ષા કરી બતાવી.

"ભરતભૂમિના એક વીરતમ સંતાન અને સોલંકીવંશભૂષણ ગુર્જરાધીશ કર્ણરાજ મહારાજના શ્રીમુખથી મે આવું નિર્ભયતાદર્શક ઉત્તર સાંભળવાની જ આશા રાખી હતી." આવી રીતે કર્ણરાજની વીરતાની પ્રશંસા કરીને સંન્યાસિની નમુંજલા કહેવા લાગી કે, "અસ્તુ; ત્યારે હવે મારે આપ શ્રીમાનને સ્પષ્ટ રૂપમાં જણાવી દેવું જોઇએ કે આપ શ્રીમાન્‌ની સંસારયાત્રાની સમાપ્તિનો સમય અત્યંત નિકટમાં આવી લાગ્યો છે, એ વાર્તા આપ શ્રીમાન્ જેમને સારી રીતે જાણો છો તે મારા સિદ્ધ યોગીશ્વર ગુરુદેવના જાણવામાં આવી જતાં તેમણે આપ શ્રીમાન્‌ના ગુર્જર સામ્રાજ્ય તથા આપ શ્રીમાન્‌ની રાજભક્ત પ્રજાના ભાવિ કલ્યાણની રક્ષામાટે કેટલીક આવશ્યક સૂચનાઓ સહિત મને આપ શ્રીમાન્‌ની સેવામાં ઉપસ્થિત થવામાટે કર્ણાવતીમાં મોકલી છે અને આપ શ્રીમાન્ તે સૂચનાઓ અનુસાર અવશ્ય વર્તશો એવો તેમનો અભિલાષ છે."

"તમારા ગુરુદેવનું શુભ નામાભિધાન શું છે વારુ ?" કર્ણરાજે પૂછ્યું

"સિદ્ધ યોગીશ્વર સિદ્ધનાથ; જેમને લોકો કાપાલિકના નામથી ઓળખે છે તે અને જેમની સહાયતાથી આપ શ્રીમાને આશા ભિલ્લના પાર્વત્ય કારાગૃહમાંથી મને તથા મારી સખીને બંધનમુક્ત કરી હતી તે" નમુંજલાએ પોતાના ગુરુદેવનો તેના નામોચ્ચારસહિત પરિચય કરાવ્યો.

"તેઓ અદ્યાપિ વિદ્યમાન છે અને તમો તેમના શિષ્યા થયાં છો?" કર્ણરાજે જિજ્ઞાસા દર્શાવી

"જી હા, તેઓ અદ્યાપિ વિદ્યમાન છે અને હું તેમની શિષ્યા થવા પછી પાર્વત્ય દેવીમંદિરમાં તેમની છાયામાં જ વસું છું." નમુંજલાએ ઉત્તર આપ્યું

"યોગીશ્વર સિદ્ધનાથ મારી સંસારયાત્રાનો સમય નિકટમાં આવી લાગ્યો છે એ ભાવિ ઘટનાને કેવી રીતે જાણી શક્યા વારુ ?" કર્ણરાજે પૂછ્યું

"સિદ્ધ યોગીશ્વરો ત્રિકાલજ્ઞ હોવાથી ભૂત, વર્તમાન તથા ભવિષ્યકાળની સર્વ ઘટનાઓને જો તેમની ઇચ્છા હોય તો પોતાની યોગશક્તિદ્વારા તત્કાળ જાણી શકે છે એ આપ શ્રીમાન્ ક્યાં નથી જાણતા વારુ ?" નમુંજલાએ ઉત્તર આપ્યું.

"તે કૃપાલુ યોગીશ્વરે શી સૂચનાઓ મોકલી છે ?" કર્ણરાજે પૂછ્યું

"મંત્રી મહાશય, જે સૂચનાપત્ર મે આપને આપ્યું છે તે મહારાજાધિરાજને આપી દ્યો"

મંત્રી ઉદયને તે સૂચનાપત્ર કર્ણરાજને આપ્યું અને કર્ણરાજે તે સૂચનાપત્રનું શાંત ચિત્ત, સ્થિર નેત્ર તથા એકાગ્ર લક્ષથી આદિથી અન્ત પર્યન્ત વાચી લીધું. તે સૂચનાપત્ર વાંચી લઇને કર્ણરાજે આશ્ચર્યચકિત મુદ્રાથી જિજ્ઞાસા દર્શાવી કે:-

"આ સૂચનાપત્રમાં એમ લખેલું છે કે, 'તમારો આ રોગ અસાધ્ય હોવાથી એમ જ કહો કે તમારો કાળ આ રોગનુ સ્વરૂપ ધારીને આવેલો હોવાથી તમારો આ અસાધ્ય રોગ સાધ્ય થવાનો નથી અને તમો હવે વધારે દિવસ જીવી શકવાના નથી એટલામાટે મારી આ સૂચનાઓને તત્કાળ વ્યવહારમા યોજી દેજો અને જીવનનો લેશમાત્ર પણ વિશ્વાસ ન રાખશો, કારણ કે, તમારું મૃત્યુ ક્યારે અને કઇ વેળાયે થઈ જશે એનો કશો પણ નિશ્ચય કરી શકાય તેમ નથી . . . . ' તો શુ મારા શરીરમા કોઇ રોગનો સંચાર થયો છે; હું માંદો છું ? મને તો મારા શરીરમા એવો કોઇ રોગ દેખાતો જ નથી આ ક્ષણે તો હું સંપૂર્ણ આરોગ્યને ભોગવી રહ્યો છું"

"મહારાજાધિરાજ, આજે પાચ દિવસથી આપ શ્રીમાન્ મૂર્ચ્છિત થઇને રુગ્ણશય્યામાં પડ્યા હતા, પાચ દિવસથી આપ શ્રીમાને અન્ન તથા જળને સ્પર્શ ન હોતો કર્યો અને અહીંના કુશળ વૈદ્યોના આપ શ્રીમાન્‌ને શુદ્ધિમા લાવવાના સર્વ પ્રયત્નો જ્યારે વ્યર્થ થઇ ગયા ત્યારે નિરુપાય થઈને અમારે એ સમાચાર મહારાજ્ઞી શ્રીમતી મયણલ્લાદેવીને મોકલવા પડ્યા હતા અને લીલા વૈદ્યને લઇ આવવામાટે કેટલાક સૈનિકોને પાટણની દિશામાં પણ દોડાવવા પડ્યા હતા. એટલામાં ગઇ કાલે પ્રભાતમા આ મહાદેવીનું અચાનક આગમન થયુ અને આજે પ્રભાતમાં એમણે આપેલા એક ચમત્કારિક ઔષધના પરિણામે આપ શ્રીમાન્‌ને આ નવ ચેતનની પ્રાપ્તિ થયેલી છે" મંત્રી ઉદયને કર્ણરાજને તેની રુગ્ણતાની કથા કહી સંભળાવી

"અને મારા ઔષધના પરિણામે આપ શ્રીમાન્‌ને પ્રાપ્ત થયેલા આ નવ જીવનનો અવધિ કેવળ દ્વાદશ પ્રહરનો હોવાથી એટલા અલ્પ અવધિમા જ આપ શ્રીમાને જે કાઇ પણ કરવાનું હોય તે કરી લેવાનુ છે" નમુંજાલાએ કહ્યુ

"મારી પ્રાણેશ્વરી મયણલ્લાદેવી કર્ણાવતીમા ક્યારે આવવાની છે ? મારો સિદ્ધરાજ પણ તેની સાથે આવવાનો છે કે કેમ ?" કર્ણરાજે અધીરતાદર્શક ભાવથી પૂછ્યુ

"કૃપાનિધાન, મહારાજ્ઞી મયણલ્લાદેવી, બાલ ગુર્જરેશ્વર, ચિરંજીવી દેવપ્રસાદ, મંત્રી મુંજાલ તથા ભિલ્લરાજ્ઞી સુદેષ્ણાદેવી આદિ આપ્તજનો ગઇ કાલે જ કર્ણાવતીમાં આવી પહોચ્યાં છે અને અત્યારે આ રાજમહાલયમા જ વિદ્યમાન છે" મંત્રી ઉદયને આનંદજનક સમાચાર સંભળાવ્યા

"બોલાવો, મારી પ્રાણેશ્વરી મયણલ્લાદેવીને તથા મારા પુત્રને સત્વર મારી પાસે બોલાવો" કર્ણરાજે ઉત્સુકતા દર્શાવી

"પરંતુ મારા ગુરુદેવની આ સૂચનાઓને વ્યવહારમા યોજવાની આપ શ્રીમાન્‌ની ઇચ્છા છે ખરી કે નહિ ?" નમુંજાલાએ આતુરતાથી પૂછ્યુ

"પવિત્ર સંન્યાસિની, હું તમારા ગુરુદેવની એ સૂચનાઓને મારા ગુર્જર સામ્રાજ્યના તથા મારી પ્રજાના ભાવિ કલ્યાણમાટે અત્યારે અને આ ક્ષણે જ વ્યવહારમાં યોજી દેવાનો મારા મનમાં નિશ્ચય કરીને મારી પ્રાણેશ્વરી મયણલ્લા-દેવીને મારી પાસે લઇ આવવાની તમોને પ્રાર્થના કરી રહ્યો છું" કર્ણરાજે તે સૂચનાઓને વ્યવહારમા યોજી બતાવવાનું માર્મિક વચન આપતા આ શબ્દો ઉચ્ચાર્યાં

"હું હમણાં જ તેઓ શ્રીમતીને અહીં લઈ આવું છું." આ શબ્દો ઉચ્ચારતી નમુંજલા પોતાના આસનને ત્યાગી દ્વારને ઊઘાડીને બહિર્ગત થઈ અને મયણલ્લાદેવી, સુમિત્રાદેવી તથા સુદેષ્ણાદેવી ત્યાં જ ઊભેલી હોવાથી તેમને શયનમંદિરમાં જવાનું કહીને તથા દાસી વલ્લભાને બાલ ગુર્જરેશ્વર જયસિંહદેવ, સેનાપતિ-દેવપ્રસાદ, બાલક ત્રિભુવનપાલ તથા મંત્રી મુંજાલને શયનમંદિરમાં લઈ આવવામાટે રવાના કરીને તે પોતે પાછી કર્ણરાજના શયનાગારમાં આવી લાગી.

કર્ણરાજને બહુ જ ઉત્તમ સ્થિતિમાં જોઈને સુમિત્રાદેવી તથા મયણલ્લાદેવીના હર્ષનો અવધિ થઈ ગયો અને તે પતિપરાયણા પત્નીઓના નયનોમાંથી અચાનક હર્ષનાં અશ્રુ ખરી પડ્યાં. પરસ્પર કુશલપ્રશ્ન પૂછવાના કાર્યથી સમાપ્તિ થયા પછી કર્ણરાજે મયણલ્લાદેવીને સંબોધીને કહેવા માંડ્યું કે:-

"પ્રાણેશ્વરી મયણલ્લાદેવી, તું કર્ણાટકના મહારાજાની આદર્શ કન્યા છે, મારી આદર્શ ગૃહલક્ષ્મી છે, વિદુષી છે, બુદ્ધિમતી છે, વિચારશીલા છે અને મહાસતી છે અને તેટલામાટે હું તારી પાસેથી એક વચન માગું છું."

મારું જીવનસર્વસ્વ કેવળ આપ શ્રીમાન હોવાથી આપ શ્રીમાનની કોઈ પણ આજ્ઞાનું લેશમાત્ર પણ વિરોધ દર્શાવ્યા વિના-યથોચિત-પાલન કરવું એ આપ શ્રીમાનની સહધર્મિણી અર્ધાંગી તરીકે મારો સર્વાગ્ર ધર્મ છે અને તેથી આપ શ્રીમાનની કોઇપણ આજ્ઞાને પાળવાનું હું આપ શ્રીમાનને ધર્મની સાક્ષીથી વચન આપું છું" મયણલ્લાદેવીએ પતિને તેની ઇચ્છાનુસાર વચન આપી દીધું.

"તેં ગુજરાતમાં આવ્યા પછી ગુજરાતના ઇતિહાસનો અભ્યાસ કર્યો છે ખરો કે? ગુજરાતમાં થઈ ગયેલાં આદર્શ વીર પુરુષો તથા આદર્શ વીર નારીઓની જીવનકથાઓ તારા સાંભળવામાં આવી છે ખરી કે?" કર્ણરાજે પૂછ્યું

"ગુર્જરાતના ઇતિહાસનો ગુજરાતમાં આવ્યા પછી મેં યથાશક્ય અભ્યાસ કર્યો છે અને ગુજરાતમાં થઈ ગયેલાં આદર્શ વીર પુરુષો તથા આદર્શ વીર નારીઓની વીરતાની કેટલીક કથાઓ પણ મારા સાંભળવામાં આવી છે" મયણલ્લાદેવીએ સવિનય ઉત્તર આપ્યું

"જો એમ જ હોય; તો જે વેળાયે પંચાસરનો મહાપરાક્રમી રાજા જયશિખર કેસરિયાં કરીને પોતાના શત્રુ સાથે લડવાને ગયો હતો અને તેના મનમાં વિજયની લેશમાત્ર પણ આશા રહી ન હોતી તે વેળાયે તેની સતી સાધ્વી મહારાણી રૂપસુન્દરીની એકમાત્ર પરમ આકાંક્ષા શી હતી તે તું જાણે છે ખરી કે?" કર્ણરાજે ગંભીરતાથી પૂછ્યું.

"જી હા, જો મહારાજા જયશિખર રણભૂમિમાં શત્રુઓ સાથે ઝુઝતા વીરગતિને પ્રાપ્ત થઇ જાય; તો તેમની ચિતામા આરોહણ કરીને સતી થવાની અને પોતાના સતીધર્મનું યથાર્થ પાલન કરીને પોતાની પતિપરાયણતાને સિદ્ધ કરી બતાવવાની જ દેવી રૂપસુન્દરીની એકમાત્ર પરમ આકાંક્ષા હતી અને તે ઇતિહાસમાં વિખ્યાત છે." મયણલ્લાદેવીએ ઉત્તર આપ્યું

"પરંતુ દેવી રૂપસુન્દરીની એ આકાંક્ષા પૂર્ણ થઈ શકી હતી ખરી કે?" કર્ણરાજે જિજ્ઞાસા દર્શાવી

"નહિ" મયણલ્લાદેવીએ કહ્યું

"દેવી રૂપસુન્દરીની એ આકાંક્ષા પૂર્ણ ન થવાનું કારણ?" કર્ણરાજે પ્રશ્ન પૂછયો.

"પતિદેવની સહગમન ન કરવાની આજ્ઞા જ દેવી રૂપસુન્દરીની એ આકાંક્ષા-પૂર્તિના માર્ગમાં પ્રત્યવાયરૂપ થઈ પડી હતી." મયણલ્લાદેવીએ કહ્યું.

"રાજા જયશિખરે પોતાની સતી રાણીને એ ભદ્ર આકાંક્ષાને પૂર્ણ કરવાની આજ્ઞા ન આપી અને જીવિત રહેવાની આજ્ઞા આપી તે શામાટે, વારુ?" કર્ણરાજે ગંભીર ભાવથી પૂછયું.

"તે વેળાયે દેવી રૂપસુન્દરી ગર્ભવતી હતાં, એટલે 'જો તેઓ પુત્રને જન્મ આપશે તો તે પુત્ર જ્યારે વયમાં આવશે ત્યારે અવશ્ય શત્રુ પાસેથી પોતાના પિતાના વૈરનો પ્રતિશોધ કરશે' એવી રાજા જયશિખરના મનમાં દૃઢ આશા હતી એટલામાટે અને જો દેવી રૂપસુંદરી સગર્ભાવસ્થામાં જ સહગમન કરીને પોતાના જીવનની સમાપ્તિ કરી નાખે, તો રાજા જયશિખરની એ આશા ફળીભૂત થવાનો સંભવ ન રહે એટલામાટે" મયણલ્લાદેવીએ યથાર્થ ઉત્તર આપ્યું.

"અને દેવી રૂપસુન્દરીને પોતાની સહગમન વિષયક તીવ્ર આકાંક્ષાને તિલાંજલિ અર્પીને પોતાના પતિદેવની એ આજ્ઞાનું પાલન કરવું પડ્યું હતું અને પોતાના ઉદરસ્થ ગર્ભને પોષવામાટે, ગુજરાતની સ્વતંત્રતાના પુનરુદ્ધારક વીર વનરાજ જેવા પ્રતાપી પુત્રને જન્મ આપવામાટે અને ઉછેરીને મોટો કરવામાટે પોતાની ઈચ્છા વિરુદ્ધ જીવિત રહેવું પડ્યું હતું એ વાર્તા પણ તારાથી અજ્ઞાત તો નહિ જ હોય" કર્ણરાજે કહ્યું.

"એ વાર્તા પણ મારાથી અજ્ઞાત નથી. પત્નીમાટે પતિદેવની આજ્ઞા સર્વથા અનુલ્લંઘનીય હોવાથી દેવી રૂપસુંદરી નિરુપાય થયાં હતાં અને પતિદેવની આજ્ઞાના પાલનનું તેઓ શ્રીમતીને એટલું ફળ તો અવશ્ય મળ્યું કે તેમના પતિદેવની વૈરપ્રતિશોધ વિષયક અંતિમ આકાંક્ષાને તેઓ પોતાના વીર પુત્ર દ્વારા પૂર્ણ કરી શક્યાં, રાજમાતાની મહતી પદવીને મેળવી શક્યા અને પરતંત્ર ગુજરાતને પોતાના જીવનકાળમાં જ પુનઃ તેની ગત સ્વતંત્રતા અપાવી શક્યાં" મયણલ્લાદેવીએ ઉત્તર આપ્યું.

"અત્યારે આ ચર્ચાને ઉપસ્થિત કરવાનું શું કારણ છે તે હું સમજી શકતી નથી" સુમિત્રાદેવીએ એ ચર્ચા પ્રતિ વિરક્તિ દર્શાવી.

"અત્યારે આ ચર્ચાને ઉપસ્થિત કરવાનું એ કારણ છે કે ન કરે નારાયણ અને આજકાલમાં જ મારી સંસારયાત્રાની સમાપ્તિ થઇ જાય, તો મારી પણ તને તેમ જ મયણલ્લાદેવીને એવી કઠિન આજ્ઞા છે કે તમારે મારી ચિતામાં આરોહણ ન કરવું અને સહગમન કરીને પોતાના જીવનનું બલિદાન ન આપવું" કર્ણરાજે ચર્ચાનું કારણ દર્શાવ્યું.

"આર્યપુત્ર, આવા અભદ્ર ઉદ્‌ગાર ન કાઢો. પરમાત્મા આપ શ્રીમાનને ઉદંડ આયુષ્ય સમર્પે અને અમારા સૌભાગ્યને અખંડ રાખે એ જ અમારી પરમાત્માના ચરણોમાં અષ્ટોપ્રહર અનન્ય ભાવયુક્ત અભ્યર્થના છે" મયણલ્લાદેવીએ ભદ્ર કામના દર્શાવી.

"દેવી, તારી આ ભદ્ર કામનામાટે હું તારો ઋણી છું, પરંતુ મરણ મનુષ્યની પ્રકૃતિ હોવાથી અને જીવન વિકૃતિ હોવાથી મૃત્યુ નિશ્ચિત છે અને જીવન અનિશ્ચિત

છે: અનિશ્ચિત જીવનને હરી લેવામાટે નિશ્ચિત મૃત્યુ ક્યારે અને કઇ ઘડિયે આવી લાગશે એનો મનુષ્યથી કશો પણ પૂર્વનિશ્ચય કરી શકાતો નથી અને તેથી જે મનુષ્ય અનિશ્ચિત જીવનમાં વિશ્વાસ રાખીને પોતાના કુટુંબની ભાવિ વ્યવસ્થા ન કરી જાય, તે મનુષ્ય મૂર્ખ અથવા ઉન્મત્ત જ મનાય છે મારો રોગ એવા પ્રકારનો છે કે અત્યારે મારા શરીરમાં મૃત્યુનું ચિહ્નમાત્ર પણ જો કે દૃષ્ટિગોચર નથી થતુ, તથાપિ એ રોગના પરિણામે મારા જીવનદીપકનુ અચાનક ક્યારે નિર્વાણ થઇ જશે એ મારાથી કિવા અન્ય કોઇથી કહી શકાય તેમ નથી અને તેટલામાટે જ તમો દેવીઓને હું મારી આ આજ્ઞા સંભળાવી રહ્યો છુ." કર્ણરાજે પોતાના રોગની ભયંકરતાનો પ્રકાશ કરતાં એક જ્ઞાની પુરુષ સમાન ઉદ્ગારો કાઢ્યા.

"અમારાં દુર્ભાગ્યની પ્રબળતાથી કદાચિત્ એમ થવાનું હોય, તો પણ અમોને અમારા ધર્મથી ભ્રષ્ટ કરનારી આજ્ઞા આપવાનુ શું કારણ છે?" મયણલ્લાએ આર્દ્ર નયનોથી કહ્યુ

"પ્રાણેશ્વરી મયણલ્લા, મારાં માતુશ્રી કૈલાસવાસિની થયાં છે; મારા સંસારત્યાગી જ્યેષ્ઠ બન્ધુ હરપાલદેવ પણ આ સંસારનો શાશ્વત ત્યાગ કરી ગયા છે; આપણા રાજકુટુંબમાં એક દેવપ્રસાદ વિના જેને આપણી પોતાની કહી શકાય તેવી કોઈ પણ વ્યક્તિ અસ્તિત્વ ધરાવતી નથી અને આપણા જયસિંહદેવ અથવા બાલ ગુર્જરેશ્વરની અવસ્થા પૂરા પાંચ વર્ષની પણ નથી થઈ એટલામાટે જ્યા સૂધી આપણા જયસિંહદેવની અવસ્થા વીસ વર્ષની થાય ત્યા સૂધી તેના લાલનપાલન, તેની શિક્ષણવ્યવસ્થા તથા તેના લગ્નપ્રબંધ આદિ કાર્યોની સિદ્ધિ અર્થે તમો ઉભય દેવીઓના જીવનની આવશ્યકતા અનિવાર્ય છે અને તેટલામાટે તમો ઉભય દેવીઓએ કોઈ પણ પ્રકારે અને કોઈ પણ ઉપાયે ઇચ્છાપૂર્વક કિવા અનિચ્છાપૂર્વક જીવવુ જ જોઇએ. તમો ઉભય દેવીઓનો મારામા અનન્ય અનુરાગ હોવાથી અને તમો ઉભય દેવીઓ પતિપરાયણા સતી સાધ્વીઓ હોવાથી જો મારૂં અચાનક મૃત્યુ થશે, તો તમો અવશ્ય મારી ચિતામાં આરોહણ કરવાને બદ્ધપરિકર થઈ જશો એવી મારી દૃઢ માન્યતા હોવાથી તમો દેવીઓને આપણા પુત્રના કલ્યાણમાટે, આપણા ગુર્જર સામ્રાજ્યની સુરક્ષિતતામાટે અને આપણી ગુર્જર પ્રજાના હિતની રક્ષામાટે મારે એ સાહસ ન કરવાની આજ્ઞા અત્યારે જ આપી દેવી પડે છે; કારણ કે, રાજ્યલોભ એક મહાભયંકર લોભ હોવાથી જો મારા મૃત્યુ પછી તમો ઉભય દેવીઓનાં જીવનની પણ સહગમનના યોગે સમાપ્તિ થઈ જશે અને આપણો જયસિંહદેવ અલ્પવયસ્ક હોવાથી જો કોઈ અત્યાચારી તથા રાજ્યલોભી પુરુષ આપણા જયસિંહદેવનો ઘાત કરીને અથવા કરાવીને ગુર્જરદેશનો સિંહાસનાધીશ રાજા બની જશે, તો ગુજરાતમાથી સોલંકીવંશની રાજસત્તાનું નિર્મૂલન થઈ જશે, આપણા ગુર્જર સામ્રાજ્યનો અંત આવી જશે અને નવીન અત્યાચારી રાજાના હસ્તથી આપણી પ્રજાને જે પીડાઓ ભોગવવી પડશે તેનું પાતક પણ આપણને જ લાગશે. આ સર્વ ભાવિ સંકટોને આવતાં અટકાવી દેવામાટે તમો ઉભય દેવીઓના અસ્તિત્વની કેટલી સીમા પર્યન્ત આવશ્યકતા છે એ તમો ઉભય દેવીઓ વિચારશીલ હોવાથી જાણી શકો તેમ છે એટલે એનો અધિક વિવેચ-

નની આવશ્યકતા નથી જો તમો દેવીઓ મારી આ આજ્ઞાને તમારા ધર્મથી તમોને ભ્રષ્ટ કરનારી આજ્ઞા માનતી હો, તો મારે કહેવું જોઇએ કે પતિની આજ્ઞાનું ઉલ્લંઘન પણ પત્નીધર્મની ભ્રષ્ટતાને જ સિદ્ધ કરનારૂં છે અને એ વાર્તા તમારા લક્ષમાં પણ હોવી જ જોઇએ” કર્ણરાજે પોતાની ઉભય પત્નીઓને સજીવન રહેવાનાં યોગ્ય કારણો દર્શાવી દીધા.

“નિરુપાય આપ શ્રીમાને પ્રથમથી જ મને વચનના બંધનથી બાંધી લીધેલી હોવાથી મારાથી હવે આપ શ્રીમાનની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકાય તેમ નથી અને તેટલામાટે અનિચ્છાપૂર્વક મારે આપ શ્રીમાનની આજ્ઞાને શિરોધાર્ય કરવી પડે છે” મયણલ્લાદેવીએ બાષ્પરુદ્ધ કંઠથી આ શબ્દો ઉચ્ચાર્યા.

“આપ શ્રીમાનની આજ્ઞાને મારે પણ અનિચ્છાપૂર્વક શિરોધાર્ય કરવી પડે છે, કારણ કે, હવે એ આજ્ઞાના પ્રતિવાદનો કોઇ માર્ગ રહ્યો જ નથી. જો વિધાતા વૈરી થઇને આપ શ્રીમાનનો અમોને શાશ્વત વિયોગ કરાવી દેશે, તો આપ શ્રીમાનની આજ્ઞા તથા મારા વચનના પાલનમાટે મારાથી જો કે સહગમન તો નહિ જ કરી શકાય, તથાપિ ત્યાર પછી મારો દેહ દીર્ઘ કાળ પર્યન્ત જીવનને ધારણ કરી શકશે કે કેમ એ શંકાસ્પદ છે” સુમિત્રાદેવીએ નિઃશ્વાસ નાખીને આ ઉદ્‌ગારો કાઢ્યા.

“મહારાજાધિરાજ કર્ણદેવ મહારાજનું પોતાની મહારાણીઓને આવી યોગ્ય આજ્ઞા આપવામાટે તથા શ્રીમતી સતીશિરોમણી મહારાણીઓનું પતિદેવની એ આજ્ઞાના પાલનની તત્પરતામાટે અમો અંતઃકરણપૂર્વક અભિનંદન કરીએ છીએ અને રાજા તથા પ્રજા ઉભયનું અખંડ કલ્યાણ ઇચ્છીએ છીએ” કેટલાક સમયથી શયનાગારના દ્વારમા આવીને ઉભા રહેલા મંત્રી મુંજાલે શયનાગારમા પ્રવેશ કરીને રાજા તથા રાજમહિષીઓનું આ શબ્દોથી અભિનંદન કર્યું.

મંત્રી ઉદયને પોતાના આસનપર મંત્રી મુંજાલને બેસાડ્યો અને તે પોતે અન્ય આસનપર બેઠો. એ જ વેળાયે દેવપ્રસાદ બાલ ગુર્જરેશ્વર જયસિંહદેવ તથા પોતાના પુત્ર ત્રિભુવનપાલને લઇને ત્યા આવી લાગ્યો. જયસિંહદેવ તત્કાળ પર્યંકશય્યામાં ચઢીને પોતાના પિતાના ખોળામાં બેસી ગયો અને કહેવા લાગ્યો કે.—

“પિતા” આ બધા કહેતાં હતાં કે મહારાજની પ્રકૃતિ અસ્વસ્થ છે અને મને તો આપની પ્રકૃતિમા કશી પણ અસ્વસ્થતા નથી દેખાતી આપણે મૃગયા કરવામાટે ક્યારે જઇશું, પિતાજી?”

“બેટા, મારી પ્રકૃતિ અસ્વસ્થ હતી, પણ હવે ઠીક છે આપણે બે દિવસ પછી મૃગયાનો વિચાર કરીશું; કારણ કે, પ્રકૃતિને સુધારવામાટે વૈદ્યની સૂચના પ્રમાણે બે દિવસ મારે વિશ્રાંતિમા જ વીતાડવાના છે” કર્ણરાજે પોતાના પ્રાણપ્રિય પુત્રના સુકોમલ કપોલોને ચુંબનથી આર્દ્ર કરીને વાત્સલ્યવડે ઉભરાઇ જતા હૃદયથી આ શબ્દો ઉચ્ચાર્યા

“આ મારો મિત્ર ત્રિભુવનપાલ છે” જયસિંહદેવે કર્ણરાજને પોતાના બાલમિત્ર ત્રિભુવનપાલનો પરિચય કરાવ્યો

“એ તારો પ્રધાન અંગરક્ષક થવાનો છે” આ શબ્દો ઉચ્ચારીને કર્ણરાજે ત્રિભુવનપાલના મસ્તકપર વાત્સલ્યથી પોતાનો હસ્ત ફેરવ્યો.

કર્ણરાજ ત્રિભુવનપાલના મસ્તકપર પોતાના હસ્તને ફેરવી રહ્યો હતો એટલામાં દાસી ધારિણીએ આવીને એવા સમાચાર સંભળાવ્યા કે. "પાટણથી એક રાજદૂત આવ્યો છે અને મંત્રી સાંતુશાહનો એવો સંદેશ લાવ્યો છે કે સૌરાષ્ટ્રનો રાજા ખંડણી આપતો નથી અને તેથી ત્યાં સૈન્ય મોકલવાની આવશ્યકતા છે એટલામાટે જો સેનાપતિ દેવપ્રસાદજીને રાજમાતા અહીં મોકલવાની કૃપા કરે, તો તેમનો ઉપકાર."

"વત્સ દેવપ્રસાદ તમો તે રાજદૂતને મળો અને તેના મુખથી સમસ્ત વૃત્તાંત જાણી લઇને જો આવશ્યકતા હોય, તો આજે અને અત્યારે જ પાટણની દિશામાં વેગ પૂર્વક પ્રયાણ કરી જાઓ." મયણલ્લાદેવીએ દેવપ્રસાદને સંબોધીને કહ્યું.

"મારા પૂજ્ય કાકાશ્રીની પ્રકૃતિ અસ્વસ્થ હોવાથી હું જો બે દિવસ પછી અહીંથી પ્રયાણ કરૂં, તો ?" દેવપ્રસાદે જવાની અનિચ્છા દર્શાવી.

"ચિરંજીવી દેવપ્રસાદ, મારી અસ્વસ્થતાની ચિન્તા ન કરો અને પોતાના કર્તવ્યનું પાલન કરો. રાજ્યની રક્ષા કરવી અને રાજ્યમાં સુવ્યવસ્થા રાખવી એ તમારૂં સર્વથી પ્રધાન તથા પ્રથમ કર્તવ્ય છે અને અત્યારે એ કર્તવ્યના પાલનનો પ્રસંગ પ્રાપ્ત થયો છે તો મારી પણ તમોને એ જ આજ્ઞા છે કે તમો અત્યારે અને આ ક્ષણે જ અહીંથી પ્રયાણ કરી જાઓ." કર્ણરાજે પણ દેવપ્રસાદને કર્ણાવતીમાંથી પ્રયાણ કરી જવાનો આગ્રહ કર્યો.

"જેવી આપ પૂજ્ય રાજદંપતીની આજ્ઞા હું આ ચાલ્યો!" આ શબ્દોના ઉચ્ચારથી પોતાના કાકા તથા કાકીની આજ્ઞાને શિરસાવંદ્ય કરીને દેવપ્રસાદ તે ક્ષણે જ પોતાના આસનપરથી ઊઠીને ઊભો થઇ ગયો અને સર્વને પ્રણામ કરીને ત્યાંથી પ્રયાણ કરી ગયો.

"મંત્રી મુંજાલ, મારી તમોને એક આજ્ઞા છે અને તે એ કે કદાચિત્ મારી જીવનયાત્રાની બે ચાર દિવસમાં સમાપ્તિ થઈ જાય, તો આ કર્ણાવતી રાજ્યનો સ્વામી પણ મારો જયસિંહદેવ હોવાથી અને એ અદ્યાપિ અલ્પવયસ્ક હોવાથી પાટણના રાજપ્રતિનિધિમંડળમાં મારા નવીન મંત્રી ઉદયનદેવનો પણ સમાવેશ કરી દેજો અને કર્ણાવતીના રાજ્યશકટને ચલાવવાનું કાર્ય એમના હસ્તમાં જ રહેવા દેજો, કારણ કે, એમની બુદ્ધિમત્તા, રાજનિષ્ઠા તથા સચ્ચારિત્ર્યશીલતામાં મારો સંપૂર્ણ વિશ્વાસ બંધાઈ ગયો છે અને તેથી એઓ એમના અત્યારના અધિકારને ભોગવતા રહે તથા મારી પ્રજાનું કલ્યાણ કરતા રહે એવી મારી પરમ આકાંક્ષા છે." કર્ણરાજે એક વિશિષ્ટ ઇચ્છા દર્શાવી.

"મહારાજાધિરાજની આ શુભ આકાંક્ષા અવશ્ય પૂર્ણ થશે." મંત્રી મુંજાલે આશ્વાસન આપ્યું.

"મહારાજાધિરાજની આ ગુણગ્રાહકતાની જેમના યોગે ઉચિત પ્રશંસા કરી શકાય તેવા યોગ્ય શબ્દો મારા શબ્દકોષમાં ન હોવાથી હું મૌનાવલંબનથી જ મારી કૃતજ્ઞતાને વ્યક્ત કરૂં છું." મંત્રી ઉદયને કૃતજ્ઞતા દર્શાવી.

"અસ્તુ ત્યારે મંત્રી મુંજાલદેવ અને મંત્રી ઉદયનદેવ, તમો હવે સિધાવો અને બાલ ગુર્જરેશ્વર જયસિંહદેવ તથા વત્સ ત્રિભુવનપાલને પણ સાથે લેતા જાઓ. હું બોલાવું ત્યારે પાછા આવજો." કર્ણરાજે કહ્યું

મંત્રી મુંજાલ તથા મંત્રી ઉદયન કર્ણરાજની આજ્ઞા અનુસાર, બાલ ગુર્જરેશ્વર જયસિંહદેવ તથા ત્રિભુવનપાલને લઇને ત્યાંથી ચાલ્યા ગયા અને ત્યાર પછી કર્ણરાજની સૂચનાથી સુદેષ્ણા તથા દાસીઓ આદિ પણ ત્યાંથી ચાલી ગઈ એટલે કર્ણરાજ સંન્યાસિની નમુંજલાને સંબોધીને કહેવા લાગ્યો કે –

"દેવી, મારા મૃત્યુનો દિવસ નિકટમા આવી લાગ્યો છે એનો મારા મનમા લેશમાત્ર પણ શોક નથી થતો, કિન્તુ મારી પ્રાણેશ્વરી મહારાણી સુમિત્રાદેવી તથા મારી હૃદયેશ્વરી મહારાણી મયણલ્લાદેવીની જે એક આશા તમો યથાસમય ન મળી આવવાથી મારાથી પૂર્ણ કરી શકાઇ નથી તેમાટે મારા મનમા અત્યારે અતિશય શોક થાય છે, પરંતુ હવે એ શોકને નિવારવાનો ઉપાય નથી અને તેથી હું સર્વથા નિરુપાય છુ."

"આ ઉભય દેવીઓની જે આશા આપ શ્રીમાન્ પૂર્ણ નથી કરી શક્યા તે શી આશા છે વારુ?" સંન્યાસિની નમુંજલાએ નયનોને નીચા ઢાળીને વિનય પૂર્વક પૂછ્યુ

"તમોએ મારી પ્રાણેશ્વરી સુમિત્રાદેવીની પ્રાર્થનાને માન્ય રાખી પોતાના કલ્યાણનું બલિદાન આપવાની, મારી હૃદયેશ્વરી મયણલ્લાદેવીને પોતાને બદલે મારા શયનમંદિરમા મોકલવાની તથા મારા ધર્મને રક્ષવાની જે પરમ ઉદારતા દર્શાવી હતી અને એ પરમ ઉદારતા દર્શાવીને અમો સર્વને જે ગુરુ ઉપકારના ભાર તળે તમોએ દબાવી દીધા હતા તે ઉપકારના ભારથી અલ્પાંશે મુક્ત થવા-માટે મારી આ ઉભય અર્ધાંગીઓએ તમારા પાટણત્યાગની ઘટનાથી ચાર દિવસ પછી જ તમારી સાથે લગ્ન કરીને તમારી આકાંક્ષાને પૂર્ણ કરવાનું અને તમારા નારીજન્મને સાર્થક કરવાનું મારી પાસેથી વચન લઈ લીધું હતું અને મેં પણ મારા એ વચનનું સત્વર પાલન કરી શકાય એટલામાટે તમારો સર્વત્ર શોધ કરાવ્યો હતો. પરંતુ તે વેળાયે તમો અમને ન મળ્યા અને અત્યારે હવે મારા મૃત્યુનો સમય આવી લાગ્યો છે એટલે મારાથી મારા એ વચનનુ પાલન કરી શકાય તેવી મારી સ્થિતિ રહી નથી, કારણ કે, અત્યારે હું જો તમારી સાથે લગ્ન કરું, તો બે દિવસમાં તમોને વૈધવ્યની પ્રાપ્તિ થાય એ નિશ્ચિત છે અને હવે બે દિવસમા વિધવા થવામાટે તમો પણ મારી સાથે લગ્ન કરવાની ઇચ્છા ન દર્શાવો એ સ્વાભાવિક છે" કર્ણરાજે પોતાની અપૂર્ણ રહેલી આશાનો વૃત્તાંત નમુંજલાને કહી સંભળાવ્યો

"મહારાણી સુમિત્રાદેવી અને મહારાણી મયણલ્લાદેવી, અત્યારે જ મને શૃંગારગૃહમા લઇ ચાલો અને ત્યા આપ શ્રીમતીઓના અત્યંત સુન્દર તથા બહુમૂલ્ય વસ્ત્રાલંકારોથી મારા દેહને શૃંગારીને તાત્કાલિક લગ્ન કરી આપવામાટે કોઈ યોગ્ય બ્રાહ્મણને પણ સત્વર બોલાવી લ્યો, કારણ કે, મહારાજાધિરાજ કર્ણદેવ મહારાજની કોઇ પણ આશાને અપૂર્ણ રહી ગયેલી જોવાની મારી ઇચ્છા ન હોવાથી અત્યારે અને આ ક્ષણે જ મહારાજાધિરાજ કર્ણદેવ મહારાજ સાથે યથાવિધિ લગ્ન કરીને એઓ શ્રીમાનના અર્ધાંગીપદને સ્વીકારી લેવાનો અને મારા નારીજન્મની સાર્થકતા કરી લેવાનો મે મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો છે" કર્ણરાજના 'હવે બે દિવસમા વિધવા થવામાટે તમો પણ મારી

સાથે લગ્ન કરવાની ઇચ્છા ન દર્શાવો એ સ્વાભાવિક છે' એ ઉદ્‌ગારનો કર્ણરાજની માન્યતાથી સર્વથા ભિન્ન પ્રકારનો અર્થ કરીને સંન્યાસની નમુંજલાએ સુમિત્રાદેવી તથા મયણલ્લાદેવીને સંબોધીને પોતાનો આવો મહાવિલક્ષણ અભિપ્રાય દર્શાવ્યો.

"શું તમો એક મૃત મનુષ્ય સાથે લગ્ન કરશો ?" કર્ણરાજે આશ્ચર્યદર્શક ભાવથી કહ્યુ

"અદ્યાપ આપ શ્રીમાનનો દેહ જીવિત છે અને તેથી હું મૃત મનુષ્ય સાથે નહિ, કિન્તુ જીવિત પુરુષ સાથે જ લગ્ન કરવાની છું " નમુંજલાએ ઉત્તર વાળ્યું

"પરંતુ તમારા પોતાના કથન અનુસાર મારો આ દેહ આજકાલમાં જ નિર્જીવ થઈ જશે, ચિતામાં બળીને ભસ્મીભૂત થશે અને તેમ થતાં તમારામાટે અકારણ, કોઇ પણ પ્રકારના સંસાર સુખને ભોગવ્યા વિના જ, વિધવા થવાનો મહાદુ:ખદ પ્રસંગ આવી લાગશે" કર્ણરાજે ગંભીરતાથી આ ઉદ્‌ગાર કાઢ્યા.

"મારૂં સૌભાગ્ય અખંડ હોવાથી મારા ભાગ્યમાં વૈધવ્યનો યોગ તથા ભોગ લખાયલો જ નથી." નમુંજલાએ ગંભીર મુદ્રાથી કહ્યું.

"શુ, તમો મારી સાથે લગ્ન કરશો તેથી મારા મૃત્યુનો યોગ ટળી જશે અને મારા આયુષ્યની વૃદ્ધિ થશે ?" કર્ણરાજે પૂછ્યું.

"સાવિત્રીના સતીત્વથી મૃત સત્યવાનને ચારસો વર્ષના નવીન આયુષ્યની પ્રાપ્તિ થઇ હતી એટલે જો પરમાત્માની કૃપા થાય, તો એ ઘટના અશક્ય તો ન જ કહી શકાય." નમુંજલાએ ઓજસ્વિતાથી કહ્યુ

"અને જો એમ ન થાય, તો ?" કર્ણરાજે સંશય દર્શાવ્યો.

"તો પણ આત્મા અમર હોવાથી આત્માનું મૃત્યુ અસંભવનીય છે." નમુંજલાએ ઉત્તર આપ્યું.

"પરંતુ આત્માથી તે પોતે અમર હોવા છતાં પણ દેહની સહાયતા વિના સાંસારિક કર્મો નથી કરી શકાતાં." કર્ણરાજે કહ્યુ.

"જો એમ હોય, તો પણ એથી આત્મલગ્નના સિદ્ધાંતમાં બાધા નથી આવતી" નમુંજલાએ સમર્પક ઉત્તર આપ્યું.

"મારી નમ્ર પ્રાર્થના છે કે મારી સાથે અત્યારે પરણવાના આ હઠવાદને તમો ત્યાગી દ્યો." કર્ણરાજે વાદાનુવાદને ત્યાગીને નમ્રતા દર્શાવી.

"મારી પણ આપ શ્રીમાનનાં શ્રીચરણોમાં અત્યંત નમ્રતાયુક્ત એ જ પ્રાર્થના છે કે આપ શ્રીમાન્ મારી આ અંતિમ આકાંક્ષાને પૂર્ણ થવા દ્યો અને મારા નારીજન્મની સાર્થકતા કરી લેવા દ્યો" નમુંજલાએ પણ તેવી જ નમ્રતા દર્શાવી.

"પરંતુ લગ્નનું સુખ એક દિવસ પણ તમોને ભાગ્યે જ મળી શકશે એનો તમોએ કાંઈ પણ વિચાર કર્યો છે ખરો કે ? ક્ષણમાત્રના સુખમાટે શાશ્વત દુઃખને સ્વીકારી લેવું એ વિચારશીલ મનુષ્યનું કર્તવ્ય નથી" કર્ણરાજે નમું-જલાના નિશ્ચયને ચળાવવાનો અંતિમ પ્રયત્ન કર્યો

કર્ણરાજના એ અંતિમ વાદનો પ્રતિવાદમાં નમુંજલાએ પુલકિત વદનથી કહ્યું કે: "શ્રીમાન્, શું આપે એ નથી સાંભળ્યું કે,

"ન કુંડો રંગના, પણ હોય સુંદર રંગના છાંટા;
સતીને પૂર્ણ છે બે ચાર પતિરતિસંગના છાંટા;
ન હોયે પ્રેમ તો આનન્દ શો જીવનઝડીમાં છે?,
અમરતામાં નથી, આનન્દ રતિની બે ઘડીમાં છે!"

"હું નિરુત્તર થઇ ગયો છું; તમારી ઇચ્છાને તમો પૂર્ણ કરો." કર્ણરાજે અંતે વાદમાં પરાજિત થઇને નમુંજાલાને તેની ઇચ્છાપૂર્તિ વિષયક અનુમતિ આપી દીધી.

"ચાલો ત્યારે શૃંગારગૃહમાં" સુમિત્રાદેવી તથા મયણલ્લાદેવીને સંબોધીને આ શબ્દો ઉચ્ચારતી સંન્યાસિની નમુંજાલા પોતાના આસનપરથી ઊઠીને ઊભી થઈ ગઈ.

દાસી વલ્લભાને કર્ણદેવ પાસે વિદ્યમાન રહેવાનું કહી સુમિત્રાદેવી તથા મયણલ્લાદેવી નમુંજાલાને લઇને શૃંગારગૃહમાં જવામાટે ત્યાંથી પ્રયાણ કરી ગઈ. જતા જતા ચિત્રકાર શ્રીનાથ બ્રાહ્મણ હોવાથી અને તે અત્યારે રાજમહાલયમાં વિદ્યમાન હોવાથી તેને તેમજ ચિત્રાંગદાના ભ્રાતાને ઉભય મહારાજ્ઞીઓએ તાત્કાળિક લગ્નવિધિમાટે જોઇતી આવશ્યક વસ્તુઓ લઇને ઉતાવળથી મહારાજાધિરાજના શયનમંદિરમાં ઉપસ્થિત થઈ જવાની સૂચના આપી દીધી અને ત્યાર પછી તેમણે નમુંજાલાને શૃંગારગૃહમાં લઈ જઇને ઉત્કૃષ્ટ વસ્ત્રાભૂષણોવડે શૃંગારવાના કાર્યનો આરંભ કરી દીધો. બે ઘટિકા જેટલા સમય પછી જ્યારે મહારાજ્ઞી સુમિત્રાદેવી પાછી શયનમંદિરમાં આવી લાગી તે વેળાયે ચિત્રકાર શ્રીનાથ તથા તેનો શ્યાલક ત્યાં લગ્નવિધિમાટે જોઇતી સર્વ વસ્તુઓને તૈયાર રાખીને કન્યાની પ્રતીક્ષા કરતા બેઠા હતા, ચિત્રાંગદા, સુદેષ્ણાદેવી, ફૂલકપા, અલખુષા તથા અન્ય દાસીઓ મંગલગીત ગાઇ રહી હતી અને કર્ણદેવને પણ વરરાજના વસ્ત્રો પરિધાન કરાવવામાં આવ્યાં હતાં. આવી રીતે લગ્નવિધિની તૈયારી થઈ ગયેલી જોઇને મહારાજ્ઞી સુમિત્રાદેવીએ દાસી વલ્લભાને કહ્યું કે "મહારાજ્ઞી મયણલ્લાદેવીને કહે કે કન્યાને લઇને અહીં આવવાનો સમય થઈ ચૂક્યો છે. તું પણ તેઓ શ્રીમતીની સાથે જ આવજે" દાસી વલ્લભા 'જેવી આજ્ઞા' કહીને શૃંગારગૃહપ્રતિ જવાને ચાલતી થઈ ગઈ.

---

## પ્રકરણ ૫ મું

## કર્ણરાજનો કૈલાસવાસ અને નમુંજાલાનું સહગમન

જે નમુંજાલા બે ઘટિકા પૂર્વે કાષાયવસ્ત્રધારિણી તથા ભસ્મચર્ચિતા સંન્યાસિનીના સ્વરૂપમાં શયનમંદિરમાં વિરાજીને કર્ણરાજ સાથે ગંભીરતાથી સંભાષણ કરી રહી હતી તે યુવતી નમુંજાલા પોતાના સુંદર શરીરને મૂલ્યવાન્ વસ્ત્રો તથા રત્નાલંકારોથી શૃંગારીને પોતાના મુખચંદ્રને ઘૂંઘટના પટમાં છુપાવી નૂપુરઝંકાર કરતી, હંસગતિથી ચાલતી અને વારંવાર આનન્દથી મુખને મલકાવતી મહારાજ્ઞી મયણલ્લાદેવી તથા દાસી વલ્લભા સાથે કર્ણરાજના શયનમંદિરમાં આવી લાગી અને તેના આ લગ્નવેશના દર્શનથી પોતાના નિકટમાં આવી લાગેલા

સાથે લગ્ન કરવાની ઇચ્છા ન દર્શાવો એ સ્વાભાવિક છે' એ ઉદ્ગારનો કર્ણરાજના માન્યતાથી સર્વથા ભિન્ન પ્રકારનો અર્થ કરીને સંન્યાસની નમુંજલાએ સુમિત્રાદેવી તથા મયણલ્લાદેવીને સંબોધીને પોતાનો આવો મહાવિલક્ષણ અભિપ્રાય દર્શાવ્યો.

"શું તમો એક મૃત મનુષ્ય સાથે લગ્ન કરશો ?" કર્ણરાજે આશ્ચર્યદર્શક ભાવેથી કહ્યુ

"અદ્યાપ આપ શ્રીમાનનો દેહ જીવિત છે અને તેથી હું મૃત મનુષ્ય સાથે નહિ, કિન્તુ જીવિત પુરુષ સાથે જ લગ્ન કરવાની છુ." નમુંજલાએ ઉત્તર વાળ્યું

"પરંતુ તમારા પોતાના કથન અનુસાર મારો આ દેહ આજકાલમાં જ નિર્જીવ થઈ જશે, ચિતામાં બળીને ભસ્મીભૂત થશે અને તેમ થતાં તમારામાટે અકારણ, કોઇ પણ પ્રકારના સંસાર સુખને ભોગવ્યા વિના જ, વિધવા થવાનો મહાદુઃખદ પ્રસંગ આવી લાગશે." કર્ણરાજે ગંભીરતાથી આ ઉદ્ગાર કાઢ્યા.

"મારૂં સૌભાગ્ય અખંડ હોવાથી મારા ભાગ્યમા વૈધવ્યનો યોગ તથા ભોગ લખાયલો જ નથી." નમુંજલાએ ગંભીર મુદ્રાથી કહ્યુ.

"શું, તમો મારી સાથે લગ્ન કરશો તેથી મારા મૃત્યુનો યોગ ટળી જશે અને મારા આયુષ્યની વૃદ્ધિ થશે ?" કર્ણરાજે પૂછ્યું

"સાવિત્રીના સતીત્વથી મૃત સત્યવાનને ચારસો વર્ષના નવીન આયુષ્યની પ્રાપ્તિ થઇ હતી એટલે જો પરમાત્માની કૃપા થાય, તો એ ઘટના અશક્ય તો ન જ કહી શકાય", નમુંજલાએ ઓજસ્વિતાથી કહ્યુ.

"અને જો એમ ન થાય, તો ?" કર્ણરાજે સંશય દર્શાવ્યો

"તો પણ આત્મા અમર હોવાથી આત્માનું મૃત્યુ અસંભવનીય છે." નમુંજલાએ ઉત્તર આપ્યું.

"પરંતુ આત્માથી તે પોતે અમર હોવા છતાં પણ દેહની સહાયતા વિના સાંસારિક કર્મો નથી કરી શકાતાં" કર્ણરાજે કહ્યુ

"જો એમ હોય, તો પણ એથી આત્મલગ્નના સિદ્ધાંતમા બાધા નથી આવતી" નમુંજલાએ સમર્પક ઉત્તર આપ્યું.

"મારી નમ્ર પ્રાર્થના છે કે મારી સાથે અત્યારે પરણવાના આ હઠવાદને તમો ત્યાગી દ્યો." કર્ણરાજે વાદાનુવાદને ત્યાગીને નમ્રતા દર્શાવી

"મારી પણ આપ શ્રીમાનનાં શ્રીચરણોમાં અત્યંત નમ્રતાયુક્ત એ જ પ્રાર્થના છે કે આપ શ્રીમાન્ મારી આ અંતિમ આકાંક્ષાને પૂર્ણ થવા દ્યો અને મારા નારીજન્મની સાર્થકતા કરી લેવા દ્યો" નમુંજલાએ પણ તેવી જ નમ્રતા દર્શાવી.

"પરંતુ લગ્નનું સુખ એક દિવસ પણ તમોને ભાગ્યે જ મળી શકશે એનો તમોએ કાંઈ પણ વિચાર કર્યો છે ખરો કે ? ક્ષણમાત્રના સુખમાટે શાશ્વત દુઃખને સ્વીકારી લેવુ એ વિચારશીલ મનુષ્યનું કર્તવ્ય નથી" કર્ણરાજે નમુંજલાના નિશ્ચયને ચળાવવાનો અંતિમ પ્રયત્ન કર્યો

કર્ણરાજના એ અંતિમ વાદના પ્રતિવાદમાં નમુંજલાએ પુલકિત વદનથી કહ્યું કે: "શ્રીમાન્, શું આપે એ નથી સાંભળ્યું કે,

'ન કુરો રંગના, પણ હોય સુંદર રંગના છાંટા;
સતીને પૂર્ણ છે બે ચાર પતિરતિસુંજના છાંટા;
ન હોયે પ્રેમ તો આનન્દ શો જીવનઝડીમાં છે?;
અમરતામાં નથી, આનન્દ રતિની બે ઘડીમાં છે!'"

"હું નિરુત્તર થઇ ગયો છું; તમારી ઇચ્છાને તમો પૂર્ણ કરો." કર્ણરાજે અંતે વાદમાં પરાજિત થઇને નમુંજાલાને તેની ઇચ્છાપૂર્તિ વિષયક અનુમતિ આપી દીધી.

"ચાલો ત્યારે શૃંગારગૃહમાં" સુમિત્રાદેવી તથા મયણલ્લાદેવીને સંબોધીને આ શબ્દો ઉચ્ચારતી સંન્યાસિની નમુંજાલા પોતાના આસનપરથી ઊઠીને ઊભી થઈ ગઈ.

દાસી વલ્લભાને કર્ણદેવ પાસે વિદ્યમાન રહેવાનું કહી સુમિત્રાદેવી તથા મયણલ્લાદેવી નમુંજાલાને લઇને શૃંગારગૃહમાં જવામાટે ત્યાંથી પ્રયાણ કરી ગઈ. જતા જતા ચિત્રકાર શ્રીનાથ બ્રાહ્મણ હોવાથી અને તે અત્યારે રાજમહાલયમાં વિદ્યમાન હોવાથી તેને તેમ જ ચિત્રાંગદાના ભ્રાતાને ઉભય મહારાજ્ઞીઓએ તાત્કાલિક લગ્નવિધિમાટે જોઇતી આવશ્યક વસ્તુઓ લઇને ઉતાવળથી મહારાજાધિરાજના શયનમંદિરમાં ઉપસ્થિત થઈ જવાની સૂચના આપી દીધી અને ત્યાર પછી તેમણે નમુંજાલાને શૃંગારગૃહમાં લઈ જઇને ઉત્કૃષ્ટ વસ્ત્રાભૂષણોવડે શૃંગારવાના કાર્યનો આરંભ કરી દીધો. બે ઘટિકા જેટલા સમય પછી જ્યારે મહારાજ્ઞી સુમિત્રાદેવી પાછી શયનમંદિરમાં આવી લાગી તે વેળાયે ચિત્રકાર શ્રીનાથ તથા તેનો શ્યાલક ત્યાં લગ્નવિધિમાટે જોઇતી સર્વ વસ્તુઓને તૈયાર રાખીને કન્યાની પ્રતીક્ષા કરતા બેઠા હતા. ચિત્રાંગદા, સુદેષ્ણાદેવી, ફૂલકયા, અલબુધા તથા અન્ય દાસીઓ મંગલગીત ગાઇ રહી હતી અને કર્ણદેવને પણ વરરાજના વસ્ત્રો પરિધાન કરાવવામાં આવ્યાં હતા. આવી રીતે લગ્નવિધિની તૈયારી થઈ ગયેલી જોઇને મહારાજ્ઞી સુમિત્રાદેવીએ દાસી વલ્લભાને કહ્યું કે "મહારાજ્ઞી મયણલ્લાદેવીને કહે કે કન્યાને લઇને અહીં આવવાનો સમય થઈ ચૂક્યો છે. તું પણ તેઓ શ્રીમતીની સાથે જ આવજે" દાસી વલ્લભા 'જેવી આજ્ઞા' કહીને શૃંગારગૃહપ્રતિ જવાને ચાલતી થઈ ગઈ.

---

## પ્રકરણ ૫ મું

## કર્ણરાજનો કૈલાસવાસ અને નમુંજાલાનું સહગમન

જે નમુંજાલા બે ઘટિકા પૂર્વે કાષાયવસ્ત્રધારિણી તથા ભસ્મચર્ચિતા સંન્યાસિનીના સ્વરૂપમાં શયનમંદિરમાં વિરાજીને કર્ણરાજ સાથે ગંભીરતાથી સંભાષણ કરી રહી હતી તે યુવતી નમુંજાલા પોતાના સુંદર શરીરને મૂલ્યવાન્ વસ્ત્રો તથા રત્નાલંકારોથી શૃંગારીને પોતાના મુખચંદ્રને ઘૂંઘટના પટમાં છુપાવી નૂપુરઝંકાર કરતી, હંસગતિથી ચાલતી અને વારંવાર આનન્દથી મુખને મલકાવતી મહારાજ્ઞી મયણલ્લાદેવી તથા દાસી વલ્લભા સાથે કર્ણરાજના શયનમંદિરમાં આવી લાગી અને તેના આ લગ્નવેશના દર્શનથી પોતાના નિકટમાં આવી લાગેલા

સાથે લગ્ન કરવાની ઇચ્છા ન દર્શાવો એ સ્વાભાવિક છે' એ ઉદ્દગારનો કર્ણરાજના માન્યતાથી સર્વથા ભિન્ન પ્રકારનો અર્થ કરીને સંન્યાસની નમુંજલાએ સુમિત્રાદેવી તથા મયણલ્લાદેવીને સંબોધીને પોતાનો આવો મહાવિલક્ષણ અભિપ્રાય દર્શાવ્યો

"શું તમો એક મૃત મનુષ્ય સાથે લગ્ન કરશો?" કર્ણરાજે આશ્ચર્યદર્શક ભાવથી કહ્યું

"અદ્યાપિ આપ શ્રીમાનનો દેહ જીવિત છે અને તેથી હું મૃત મનુષ્ય સાથે નહિ, કિન્તુ જીવિત પુરુષ સાથે જ લગ્ન કરવાની છું." નમુંજલાએ ઉત્તર વાળ્યું.

"પરંતુ તમારા પોતાના કથન અનુસાર મારો આ દેહ આજકાલમાં જ નિર્જીવ થઈ જશે, ચિતામાં બળીને ભસ્મીભૂત થશે અને તેમ થતાં તમારામાટે અકારણ, કોઇ પણ પ્રકારના સંસાર સુખને ભોગવ્યા વિના જ, વિધવા થવાનો મહાદુઃખદ પ્રસંગ આવી લાગશે" કર્ણરાજે ગંભીરતાથી આ ઉદ્દગાર કાઢ્યા

"મારૂં સૌભાગ્ય અખંડ હોવાથી મારા ભાગ્યમાં વૈધવ્યનો યોગ તથા ભોગ લખાયલો જ નથી." નમુંજલાએ ગંભીર મુદ્રાથી કહ્યું.

"શું, તમો મારી સાથે લગ્ન કરશો તેથી મારા મૃત્યુનો યોગ ટળી જશે અને મારા આયુષ્યની વૃદ્ધિ થશે?" કર્ણરાજે પૂછ્યું.

"સાવિત્રીના સતીત્વથી મૃત સત્યવાનને ચારસો વર્ષના નવીન આયુષ્યની પ્રાપ્તિ થઇ હતી એટલે જો પરમાત્માની કૃપા થાય, તો એ ઘટના અશક્ય તો ન જ કહી શકાય", નમુંજલાએ ઓજસ્વિતાથી કહ્યુ

"અને જો એમ ન થાય, તો?" કર્ણરાજે સંશય દર્શાવ્યો

"તો પણ આત્મા અમર હોવાથી આત્માનું મૃત્યુ અસંભવનીય છે." નમુંજલાએ ઉત્તર આપ્યું.

"પરન્તુ આત્માથી તે પોતે અમર હોવા છતાં પણ દેહની સહાયતા વિના સાંસારિક કર્મો નથી કરી શકાતાં" કર્ણરાજે કહ્યુ

"જો એમ હોય, તો પણ એથી આત્મલગ્નના સિદ્ધાંતમા બાધા નથી આવતી" નમુંજલાએ સમર્પક ઉત્તર આપ્યું.

"મારી નમ્ર પ્રાર્થના છે કે મારી સાથે અત્યારે પરણવાના આ હઠવાદને તમો ત્યાગી દ્યો." કર્ણરાજે વાદાનુવાદને ત્યાગીને નમ્રતા દર્શાવી.

"મારી પણ આપ શ્રીમાનનાં શ્રીચરણોમાં અત્યંત નમ્રતાયુક્ત એ જ પ્રાર્થના છે કે આપ શ્રીમાન્ મારી આ અંતિમ આકાંક્ષાને પૂર્ણ થવા દ્યો અને મારા નારીજન્મની સાર્થકતા કરી લેવા દ્યો" નમુંજલાએ પણ તેવી જ નમ્રતા દર્શાવી

"પરંતુ લગ્નનું સુખ એક દિવસ પણ તમોને ભાગ્યે જ મળી શકશે એનો તમોએ કાંઈ પણ વિચાર કર્યો છે ખરો કે? ક્ષણમાત્રના સુખમાટે શાશ્વત દુઃખને સ્વીકારી લેવું એ વિચારશીલ મનુષ્યનું કર્તવ્ય નથી." કર્ણરાજે નમુંજલાના નિશ્ચયને ચળાવવાનો અંતિમ પ્રયત્ન કર્યો

કર્ણરાજના એ અંતિમ વાદના પ્રતિવાદમાં નમુંજલાએ પુલકિત વદનથી કહ્યું કે "શ્રીમાન્, શું આપે એ નથી સાંભળ્યું કે,

સમયમા નવવધૂ નમુંજાલા તથા કર્ણરાજને પર્યંકશય્યારૂપ એક જ આસનમાં વિરાજમાન કરીને મહારાણી મયણલ્લાદેવી તથા મહારાણી સુમિત્રાદેવીએ તે યુગલ મૂર્તિની આરતી ઉતારી કે નહિ એ જો કે અમારાથી કહી શકાય તેમ નથી; તથાપિ કર્ણરાજના શયનમંદિરમાં રાત્રિના પ્રથમ પ્રહરની સમાપ્તિ પર્યન્ત આનન્દવિનોદ તથા વાર્તાલાપ થતો રહ્યો, નમુંજાલા, મયણલ્લાદેવી તથા સુમિત્રાદેવીએ યથાનુક્રમ હાસ્ય, કટાક્ષ, નાનાવિધ પ્રશ્ન, હર્ષ, આમોદ તથા તે સાથે પુષ્પોની વૃષ્ટિ કર્ણરાજપર વર્ષાવવા માંડી અને જ્યારે કર્ણરાજ એ વિશ્વમોહિની મોહિનીત્રયીના પ્રેમપ્રવાહમાં પ્રવાહિત થઇને સ્વર્ગીય આનન્દનો સાક્ષાત્કાર કરવા લાગ્યો ત્યારે પછી નવવધૂ નમુંજાલાને પતિપૂજાથી કૃતાર્થ થવાનો ઐકાંતિક અવસર આપવામાટે અમુક નિમિત્ત દર્શાવીને સુમિત્રાદેવી તથા મયણલ્લાદેવી શયનાગારમાંથી પ્રસ્થાન કરી ગઇ નમુંજાલાએ શયનાગારના દ્વારને અંદરથી સાંકળ ચઢાવીને બંધ કરી દીધુ

સ્ત્રીજાતિના સ્વભાવ અનુસાર નમુંજાલાએ એક નવવધૂ તરીકે પ્રેમ નાટકના પ્રારંભમાં માનનો અભિનય કરીને સ્ત્રીના 'માનિની' વિશેષણની સાર્થકતા કરી બતાવી પરંતુ આ પ્રસંગ અધિક માનને દર્શાવવા માટે અનુકૂલ ન હોવાથી અલ્પ સમયમાં જ તે પોતાના માનને ત્યાગીને પતિદેવની ઇચ્છાને આધીન થઈ ગઈ, નવદંપતીના પ્રેમનો પ્રવાહ વહન કરવા લાગ્યો અને તે પ્રેમપીયૂષના સરોવરમાં પતિ તથા પત્ની એકસમયાવચ્છેદે નિમજ્જિત થઈ ગયા પોતાની પ્રાણેશ્વરી મયણલ્લાદેવી તથા સુમિત્રાદેવીને નમુંજાલા સાથે પરણવાનું જે વચન કર્ણરાજે આપ્યુ હતું તે સિદ્ધ થયું; મયણલ્લાદેવી તથા સુમિત્રાદેવી નમુંજાલાના ઉપકારના ભારથી બહુ અંશે મુક્ત થઇ ગઈ અને નમુંજાલાએ કર્ણરાજ સાથે પરણવાની જે પ્રતિજ્ઞા કરી હતી તે પ્રતિજ્ઞા આજે પૂર્ણ થતાં તેના હૃદયસાગરમાં આનન્દની ઉત્તુંગ લહરીઓ ઉછળવા લાગી નારી પુરુષનું અર્ધ અંગ હોવાથી અને પુરુષ નારીનુ અર્ધ અંગ હોવાથી ઉભય અર્ધ અંગોના સંમેલનજન્ય સંપૂર્ણત્વ કિંવા ઐક્યની જ્યારે નમુંજાલાને અનુભૂતિ થઈ તે વેળાયે તે આ સંસારમાં સ્વર્ગીય સુખનો સાક્ષાત્કાર કરવા લાગી અને પોતાના જન્મને સફળ થયેલો માનવા લાગી જેવી રીતે પુરુષમા પ્રકૃતિનો લય થતાં, સાગરમાં સરિતાનું સંમેલન થતા અને પ્રભાતમાં ઉષાદેવીનો સમાવેશ થતાં કેવળ પુરુષ, સાગર તથા પ્રભાતનું અસ્તિત્વ અવિચળ રહે છે અને પ્રકૃતિ, સરિતા તથા ઉષાદેવીના અસ્તિત્વનો લોપ થઇ જાય છે તેવી જ રીતે પતિરૂપ પુરુષ-પરબ્રહ્મ-માં લીન થતા પ્રકૃતિરૂપિણી નમુંજાલાને પોતાના અસ્તિત્વનો લોપ થયેલો દેખાવા લાગ્યો અને પતિપૂજાજન્ય આનંદમાં બ્રહ્માનન્દને અનુભવતી તે પ્રેમની સજીવન પ્રતિમા સર્વથા આત્મવિસ્મૃતા થઈ ગઈ

મધ્યરાત્રિના સમયમા રતિક્રીડાથી શ્રાંત થયેલો કર્ણરાજ ચંદ્રમાના પ્રકાશથી પ્રકાશિત ચંદ્રશાળા-અગાસી-મા આવ્યો અને ત્યાં એક વિશાળ આસનપર વિરાજીને તૃષાના નિવારણમાટે તેણે પોતાની નવવધૂ નમુંજાલાને કહ્યું કે-

"પ્રાણેશ્વરી, તમારા આ તૃષાતુર પતિને કિંચિત્ શીતલ જલ પાવાનો પરિશ્રમ લેશો?"

મૃત્યુની વાર્તાનું વિસ્મરણ થઈ જતાં કર્ણરાજના મનમાં પણ એક પ્રકારના અનિવાર્ય નવીન મોહનો ઉદ્ભવ થવા લાગ્યો. શ્રીનાથ તથા તેના શ્યાલકે એક પ્રહર જેટલા અલ્પ સમયમાં લગ્નવિધિની સમાપ્તિ કરી નાખી અને નવીન વિવાહિત દંપતીને પરસ્પર પ્રેમોપભોગનો અધિકાર સમર્પી દીધો. શ્રીનાથ તથા તેના શ્યાલકને દક્ષિણા આપીને ત્યાંથી વિદાય કર્યા પછી અને સખી જનો તથા દાસીઓને પણ વસ્ત્રાલંકારવડે સંતોષીને રવાના કર્યા પછી, નમુંનલાએ પોતાના ઘૂંઘટના પટને હટાવી પોતાના પતિદેવનાં ચરણોને હસ્તસ્પર્શ કરી પ્રેમગદ્ગદ હૃદયથી કહ્યું કે,—

"આજે મારી મનઃકામના પૂર્ણ થઈ, સ્ત્રીને સ્વામિસેવાથી જ સ્વર્ગપ્રાપ્તિ થતી હોવાથી મારા પ્રવેશમાટે સ્વર્ગનાં દ્વાર આજે ઉઘડી ગયાં, મારા સ્ત્રીજન્મની સંપૂર્ણ સાર્થકતા થઇ ગઇ અને મારા સદ્ભાગ્યની પરિસીમાને જોવાનો દેવદુર્લભ યોગ આજે મને અચાનક પ્રાપ્ત થઈ ગયો. મારી આ ભાગ્યશાળિતાના એકમાત્ર હેતુ આપ શ્રીમાન્ હોવાથી અને આપ શ્રીમાન્ જ મારા પ્રભુ હોવાથી હું ભક્તિભાવ તથા પ્રેમપૂર્વક આપ શ્રીમાનના પવિત્ર ચરણોમાં મસ્તક નમાવું છું અને એટલો જ વર માગું છું કે જ્યાં સુધી મારાં શુભાશુભ કર્મોનો ક્ષય ન થાય ત્યાં સુધી મને સ્ત્રીનો જ અવતાર મળતો રહે અને મારા પ્રત્યેક અવતારમાં મને આપ શ્રીમાનના પત્નીપદની જ પ્રાપ્તિ થતી રહે."

"પરમકૃપાળુ દયાઘન પરમાત્મા તારી એ ભદ્ર મનઃકામનાને અવશ્ય પૂર્ણ કરશે." કર્ણરાજે હર્ષાશ્રુથી આર્દ્ર થયેલાં નયનોવડે કહ્યું

"તથાસ્તુ!" નમુંનલાએ તેના એ વરને મસ્તકે ચઢાવ્યો.

નમુંનલાની આવી અશ્રુતપૂર્વ પતિભક્તિના સાક્ષાત્કારથી મહારાજ્ઞી સુમિત્રાદેવી તથા મહારાજ્ઞી મયણલ્લાદેવી આશ્ચર્યસ્તંભિત થઇ ગઇ. અસ્તુ' આજે જે નાનાવિધ ભોજન તૈયાર કરવામા આવ્યાં હતાં તે ભોજનને યોગ્ય મદિરાપાન સહિત કર્ણરાજે યોગ્ય ન્યાય આપ્યો અને તેના ઉચ્છિષ્ટ થાળમાં સુમિત્રાદેવી, મયણલ્લાદેવી તથા નમુંનલા ત્યાર પછી સાથે જ જમવા બેસી ગઇ. એ રાજ્ઞીત્રિમૂર્તિ કિંવા નારીત્રિમૂર્તિના આવા અલૌકિક સખીભાવને અવલોકીને કર્ણરાજ મનોગત કહેવા લાગ્યો કેઃ—

"આ નારીત્રિમૂર્તિનું આ સખ્ય આશ્ચર્યકારક છે. એઓ સપત્નીઓ હોવા છતાં પણ એમનામાં પરસ્પર દ્વેષ, અસૂયા, અસહિષ્ણુતા તથા ઇર્ષા આદિનો અંશમાત્ર પણ દૃષ્ટિગોચર નથી થતો; કિન્તુ એથી વિરુદ્ધ એમનામાં સહોદરા ભગિનીઓમા પણ ન હોઇ શકે તેવા નિષ્કપટ સ્નેહની વિપુલતા જ દેખાયા કરે છે આ સ્વાર્થમય સંસારમાં અને તેમાં પણ વિશિષ્ટતાથી નારીજાતિમાં આવો અશ્રુતપૂર્વ સ્વાર્થ ત્યાગ અપવાદ રૂપે જ જોવામાં આવે છે આ અનેક હૃદયોમાં એક જ રાગને આલાપતી પ્રેમવીણાનો તો પ્રભાવ નહિ હોય? અવશ્ય આ પ્રેમવીણાનો જ પ્રભાવ છે અને એ પ્રેમવીણાના પ્રભાવે મારા પુરુષાવતારની પરિપૂર્ણ સાર્થકતા કરી બતાવી છે!"

કાળની ગતિ અનવરોધ્ય હોવાથી દિવસ વીતી ગયો, સંધ્યાકાળ પણ વીત્યો અને ત્યાર પછી વિશ્વમાં રજનીદેવીનુ આગમન થયું. તે રાત્રિના

સમયમાં નવવધૂ નમુંજાલા તથા કર્ણરાજને પર્યંકશય્યારૂપ એક જ આસનમાં વિરાજમાન કરીને મહારાજ્ઞી મયણલ્લાદેવી તથા મહારાજ્ઞી સુમિત્રાદેવીએ તે યુગલ મૂર્તિની આરતી ઊતારી કે નહિ એ જો કે અમારાથી કહી શકાય તેમ નથી; તથાપિ કર્ણરાજના શયનમંદિરમાં રાત્રિના પ્રથમ પ્રહરની સમાપ્તિ પર્યન્ત આનન્દવિનોદ તથા વાર્તાલાપ થતો રહ્યો, નમુંજાલા, મયણલ્લાદેવી તથા સુમિત્રાદેવીએ યથાનુક્રમ હાસ્ય, કટાક્ષ, નાનાવિધ પ્રશ્ન, હર્ષ, આમોદ તથા તે સાથે પુષ્પોની વૃષ્ટિ કર્ણરાજપર વર્ષાવવા માંડી અને જ્યારે કર્ણરાજ એ વિશ્વમોહિની મોહિનીત્રયીના પ્રેમપ્રવાહમાં પ્રવાહિત થઇને સ્વર્ગીય આનન્દનો સાક્ષાત્કાર કરવા લાગ્યો ત્યારે પછી નવવધૂ નમુંજાલાને પતિપૂજાથી કૃતાર્થ થવાનો ઐકાંતિક અવસર આપવામાટે અમુક નિમિત્ત દર્શાવીને સુમિત્રાદેવી તથા મયણલ્લાદેવી શયનાગારમાંથી પ્રસ્થાન કરી ગઇ નમુંજાલાએ શયનાગારના દ્વારને અંદરથી સાકળ ચઢાવીને બંધ કરી દીધુ

સ્ત્રીજાતિના સ્વભાવ અનુસાર નમુંજાલાએ એક નવવધૂ તરીકે પ્રેમ નાટકના પ્રારંભમાં માનનો અભિનય કરીને સ્ત્રીના 'માનિની' વિશેષણની સાર્થક્તા કરી બતાવી પરંતુ આ પ્રસંગ અધિક માનને દર્શાવવા માટે અનુકૂલ ન હોવાથી અલ્પ સમયમાં જ તે પોતાના માનને ત્યાગીને પતિદેવની ઇચ્છાને આધીન થઈ ગઈ, નવદંપતીના પ્રેમનો પ્રવાહ વહન કરવા લાગ્યો અને તે પ્રેમપીયૂષના સરોવરમા પતિ તથા પત્ની એકસમયાવચ્છેદે નિમજ્જિત થઈ ગયા પોતાની પ્રાણેશ્વરી મયણલ્લાદેવી તથા સુમિત્રાદેવીને નમુંજાલા સાથે પરણવાનું જે વચન કર્ણરાજે આપ્યુ હતું તે સિદ્ધ થયું, મયણલ્લાદેવી તથા સુમિત્રાદેવી નમુંજાલાના ઉપકારના ભારથી બહુ અંશે મુક્ત થઇ ગઈ અને નમુંજાલાએ કર્ણરાજ સાથે પરણવાની જે પ્રતિજ્ઞા કરી હતી તે પ્રતિજ્ઞા આજે પૂર્ણ થતાં તેના હૃદયસાગરમાં આનન્દની ઉત્તુંગ લહરીઓ ઉછળવા લાગી નારી પુરુષનું અર્ધ અંગ હોવાથી અને પુરુષ નારીનુ અર્ધ અંગ હોવાથી ઉભય અર્ધ અંગોના સંમેલનજન્ય સંપૂર્ણત્વ કિંવા ઐક્યની જ્યારે નમુંજાલાને અનુભૂતિ થઈ તે વેળાયે તે આ સંસારમાં સ્વર્ગીય સુખનો સાક્ષાત્કાર કરવા લાગી અને પોતાના જન્મને સફળ થયેલો માનવા લાગી જેવી રીતે પુરુષમાં પ્રકૃતિનો લય થતાં, સાગરમાં સરિતાનું સંમેલન થતા અને પ્રભાતમાં ઉષાદેવીનો સમાવેશ થતાં કેવળ પુરુષ, સાગર તથા પ્રભાતનું અસ્તિત્વ અવિચળ રહે છે અને પ્રકૃતિ, સરિતા તથા ઉષાદેવીના અસ્તિત્વનો લોપ થઇ જાય છે તેવી જ રીતે પતિરૂપ પુરુષ-પરબ્રહ્મ-માં લીન થતા પ્રકૃતિરૂપિણી નમુંજાલાને પોતાના અસ્તિત્વનો લોપ થયેલો દેખાવા લાગ્યો અને પતિપૂજાજન્ય આનંદમા બ્રહ્માનન્દને અનુભવતી તે પ્રેમની સંજીવન પ્રતિમા સર્વથા આત્મવિસ્મૃતા થઈ ગઈ

મધ્યરાત્રિના સમયમાં રતિક્રીડાથી શ્રાંત થયેલો કર્ણરાજ ચંદ્રમાના પ્રકાશથી પ્રકાશિતા ચંદ્રશાળા-અગાસી-મા આવ્યો અને ત્યાં એક વિશાળ આસનપર વિરાજીને તૃષાના નિવારણમાટે તેણે પોતાની નવવધૂ નમુંજાલાને કહ્યું કે-

"પ્રાણેશ્વરી, તમારા આ તૃષાતુર પતિને કિંચિત્ શીતલ જલ પાવાનો પરિશ્રમ લેશો ?"

"લાવી, નાથ!" ચન્દ્રશાળામાં આવવામાટે શયનાગારના દ્વારમાંથી બહિર્ગત થતી નમુંજલા પતિની આ આજ્ઞા સાંભળીને જળ લાવવામાટે પાછી શયનાગારમાં ચાલી ગઈ.

ક્ષણમાત્રમાં જ રતિજન્ય શ્રમથી શ્રાંત થયેલી અને વ્યસ્તવસના નમુંજલા પોતાની કિંચિત્ કંપતી ભુજાઓમાં શીતલ જલથી ભરેલી ઝારી અને રિક્ત સુવર્ણપાત્ર લઇને પોતાના પતિદેવ સમક્ષ આવીને ઊભી રહી અને કર્ણદેવે તેના એક હસ્તમાંથી રિક્ત પાત્ર પોતાના હસ્તમાં લઈ લીધુ એટલે નમુંજલાએ ઝારીને દક્ષિણ હસ્તનો આધાર આપી વામ હસ્તથી નમાવીને તે ઝારીમાંના શીતલ જલને સુવર્ણપાત્રમાં રેડવા માંડયુ.

કર્ણદેવ તે શીતલ જલના પાનથી પોતાની તૃષાને નિવારતો કહેવા લાગ્યો કે. "મધ્યરાત્રિ વીતી ગયા પછી જે રતિક્રીડાજન્ય શ્રમથી શ્રાંત તથા તૃષાતુર થયેલો પુરુષ ચન્દ્રપ્રકાશિત ચન્દ્રશાળામાં વિરાજીને રતિશ્રમથી કંપતી ભુજાઓવાળી પોતાની પ્રિયતમાદ્વારા લવાયલી ઝારીમાંના સુશીતલ જલનુ પાન નથી કરતો તે પુરુષ અવશ્ય દુર્ભાગી છે; કારણ કે, એ જલ આ મૃત્યુલોકનું અમૃત છે."

આનન્દમાં સમય અત્યંત શીઘ્ર વીતી જતો હોવાથી એ નવદ પતીનો મધ્યરાત્રિ પછીનો સમય આનન્દમાં તથા નિદ્રાના સેવનમાં ક્યારે અને ક્યાં વીતી ગયો એ તેમના જાણવામાં જ ન આવ્યું પ્રભાતમાં જ્યારે દાસી વલ્લભાએ આવીને શયનમંદિરના દ્વારને ખખડાવ્યુ ત્યારે જ નમુંજલાની નિદ્રાનો ભંગ થયો. નમુંજલાએ સંન્યાસિની થવા પછી આવી શાંત તથા અખંડ નિદ્રાનો આસ્વાદ આજે પ્રથમ વાર જ લીધો હતો. નમુંજલાએ કર્ણરાજને ચરણ ચાંપવાના નિમિત્તથી જગાડીને શયનાગારના દ્વારને ઉઘાડી નાખ્યુ અને દંતધાવન તથા સ્નાન આદિ કાર્યો પણ કરી લીધાં. આજે કર્ણરાજને સ્નાનગૃહમાં લઇ જઇને નમુંજલાએ પોતાના હસ્તથી તૈલમર્દનપૂર્વક સ્નાન કરાવ્યું અને ત્યાર પછી ઉપાહારની તૈયારી કરવામાં આવી એ વેળાયે સુમિત્રાદેવી તથા મયણલ્લાદેવી પણ કર્ણરાજના શયનાગારમાં આવી લાગી અને કર્ણરાજના મુખમંડળમાં અતિશય પ્રસન્નતા તથા પ્રફુલ્લતાને વિલસેલી જોઇને તેમનાં હૃદયો હર્ષપુલકિત થવા લાગ્યાં

મયણલ્લાદેવીએ નમુંજલાનુ નેત્રપલ્લવી ભાષા તથા પુલકિત વદનથી અભિવાદન કરીને કહ્યુ કે: "પ્રિય ભગિની, મને તો એમ જ લાગે છે કે હવે મહારાજાધિરાજનુ આરોગ્ય પૂર્વવત્ સુદૃઢ થઈ જશે અને આપણાં હૃદયોમાં જે ભીતિ રહ્યા કરતી હતી તે ભીતિ સર્વથા અદૃશ્ય થશે."

"મારો પણ હવે એવો વિશ્વાસ બંધાય છે કે આર્યપુત્ર મૃત્યુના મુખમાંથી બચી ગયેલા હોવાથી ઉદ્દંડ આયુષ્ય ભોગવશે અને આપણાં સૌભાગ્ય મહાકાલેશ્વરની કૃપાથી અખંડ રહેશે." સુમિત્રાદેવીએ પણ એવી જ આશા દર્શાવી.

"આપ ઉભય દેવીઓની ધારણા સફળ થાઓ!" નમુંજલાએ પોતાના મુખમંડળમાં ગંભીરતાની છટાને લાવીને આ ઉદ્ગાર કાઢ્યો

કર્ણરાજે મધ્યાહ્નભોજનને ન્યાય આપ્યો ત્યાં સૂધી તો તેની ચેતનશીલતા અવિચલ હતી; પરંતુ મધ્યાહ્નભોજન પછી તૃતીય પ્રહરના અંતમાં જ્યારે તે

વામકુક્ષિમાંથી જાગ્રત થયો ત્યારે તેને પોતાના વક્ષના વામભાગમાં જો કે કાંઇક મુંઝારો હોવાનો ભાસ થવા લાગ્યો, તથાપિ તેણે એ વાર્તા નમુંજલાને ન જણાવી જેમ જેમ સમય વધારે વીતવા લાગ્યો તેમ તેમ તેની છાતીમાંનો એ મુંઝારો વધવા લાગ્યો અને સંધ્યાકાળ થતા સુધીમા જેવી રીતે વર્ષાઋતુમાં અચાનક આકાશમંડળમાં મેઘો ઘેરાઈ આવતાં તેમના આવરણથી સૂર્યની પ્રભા મલિન થઈ જાય છે તેવી રીતે કર્ણરાજના શરીરમા નમુંજલાના ચમત્કારિક ઔષધના પરિણામે જે દ્વાદશપ્રહરાવધિ નવચેતનનો આવિર્ભાવ થયો હતો તે નવચેતનનો લોપ થઈ ગયો અને કર્ણરાજના તેજસ્વી મુખમંડળમાં મલિનતા કિંવા એક પ્રકારની કાલિમાનો આવિર્ભાવ થવા લાગ્યો ધીમે ધીમે તેની વાચાશક્તિ તથા અન્ય સંજ્ઞાઓનો પણ લોપ થતો ગયો અને રાત્રિના આરંભ સાથે પુન. તેની મૃત મૂર્છાનો પણ આરંભ થઈ ગયો રાત્રિના પ્રથમ પ્રહરની સમાપ્તિ પૂર્વે જે સૈનિકો લીલા વૈદ્યને લઈ આવવામાટે પાટણ ગયા હતા તે સૈનિકો લીલા વૈદ્યને લઇને કર્ણાવતીમાં આવી લાગ્યા અને લીલા વૈદ્યે રાજમહાલયમાં આવી કર્ણરાજનાં હૃદય તથા નાડી આદિની પરીક્ષા કરીને પોતાનો સ્પષ્ટ અભિપ્રાય દર્શાવી દીધો કે:—

"મહારાજાધિરાજ કર્ણદેવ મહારાજ આજે પાંચ દિવસથી આવી સ્થિતિમાં હોવા છતા પણ જીવિત રહી શક્યા છે એનુ જ મને આશ્ચર્ય થાય છે; કારણ કે મનુષ્યના જીવનનો જેની ગતિપર સમસ્ત આધાર રહેલો છે તે હૃદય અત્યંત નિર્બળ થઈ ગયું છે અને અત્યારે મહારાજાના હૃદયની ગતિ એટલી સીમા પર્યન્ત મંદ થઈ ગઈ છે કે એ ગતિ ક્યારે અટકી જશે, હૃદય ક્યારે બંધ પડી જશે અને મહારાજાના જીવનદીપનું કઈ વેળાયે નિર્વાણ થઈ જશે એનો કશો પણ વિશ્વાસ હવે રહ્યો જ નથી. હું ઔષધ આપીશ, પરંતુ મારું ઔષધ હવે મહારાજાના શરીરમા કાંઈ પણ ઇષ્ટ પરિણામ નિપજાવી શકશે કે કેમ, એ શંકાસ્પદ છે વ્યાધિને તેના યથાર્થ સ્વરૂપમાં ઓળખવો અને વ્યાધિગ્રસ્ત મનુષ્યના શરીરમા જો વેદના વિશેષ થતી હોય તો યોગ્ય ઉપચાર દ્વારા તે વેદનાનો યથાશક્ય અવરોધ કરી દેવો એટલું જ વૈદ્યનુ વૈદ્યત્વ મનાય છે; અર્થાત્ વૈદ્યની જો કોઇ પણ શક્તિ હોય તો તે એટલી જ છે, જો કોઈ મનુષ્યના આયુષ્યની સમાપ્તિ થઈ હોય, તો તે મનુષ્યને નવીન આયુષ્ય સમર્પવાનું સામર્થ્ય વૈદ્ય નથી ધરાવતો મને તો લાગે છે કે મહારાજા કર્ણરાજના આયુષ્યની સમાપ્તિ જ થયેલી છે અને તેથી હવે એઓ શ્રીમાનના જીવનની કોઈથી પણ રક્ષા કરી શકાય તેમ નથી"

મહારાજ્ઞી સુમિત્રાદેવી તથા મહારાજ્ઞી મયણલ્લાદેવીના આગ્રહથી લીલા વૈદ્યે કર્ણરાજને એક તીવ્ર ઔષધ તો આપ્યુ, પરંતુ તેનું કાંઇ પણ ઇષ્ટ પરિણામ ન થયું અને પોતાની પતિપરાયણા ત્રણ પત્નીઓ, મુંજાલ તથા ઉદયન સમાન સ્વામિનિષ્ઠ તથા રાજભક્ત મંત્રીઓ, પોતાના પુત્ર જયસિંહદેવ તથા અન્યાન્ય આપ્તેષ્ટ જનો સમક્ષ પર્યંકશય્યામા મૂર્છિત થઇને પડેલો ગુજરાતનો નાથ અને મહાપુણ્યશાલી પૃથ્વીપતિ કર્ણ સોલંકી દેવવેળામાં તેનો આત્મા શરીરને ત્યાગી જતા, આ નશ્વર સંસારનો શાશ્વત ત્યાગ કરીને કૈલાસવાસી થઈ ગયો અને પોતાના કૈલાસવાસથી મહારાજ્ઞી સુમિત્રાદેવી, મહારાજ્ઞી મયણલ્લાદેવી તથા મહિષી નમુંજાલાને અનાથ કરી ગયો

ત્યાં મહારાણીઓ, તેમની સખીઓ તથા સેવિકાઓ ઇત્યાદિ જે સ્ત્રીસમાજ એકત્ર થયેલો હતો તેણે રોદનનો આરંભ કરી દીધો એટલે નવોઢા મહિષી નમું જલા અત્યંત ગંભીરતાથી તે સમસ્ત સ્ત્રીસમાજને સંબોધીને કહેવા લાગી કે—

"આ રોદનથી મહારાજાધિરાજનો કૈલાસવાસી આત્મા પાછો કર્ણાવતીમાં આવવાનો નથી અને મહારાજાધિરાજ કર્ણદેવ પાછા સજીવન થવાના નથી; એટલા માટે આ રોદનને ત્યાગી દ્યો; કૈલાસનાથ મહાદેવનું ધ્યાન ધરો, મૃત મહારાજાધિરાજના આત્માના શાશ્વત કલ્યાણમાટે પ્રભુની પ્રાર્થના કરો અને ભગિની સુમિત્રાદેવી તથા ભગિની મયણલ્લાદેવી, સ્મશાનમાં આર્યપુત્રના શબના અગ્નિસંસ્કારમાટે જે ચિતા રચાવવામાં આવે તે ચિતા અતિશય વિશાળ રચાય એવો મંત્રી ઉદયનને કહીને અત્યારે જ પ્રબંધ કરાવી દ્યો, કારણ કે, મારે પણ આજે આર્યપુત્ર સાથે કૈલાસગમન કરવાનું છે"

"શું, તમો સહગમન કરશો? સતી થશો?" મયણલ્લાદેવીએ આશ્ચર્યદર્શક ભાવથી પૂછ્યું

"શું, તમો પણ અમોને સદાને માટે ત્યાગી જશો?" સુમિત્રાદેવીએ પણ એવો જ પ્રશ્ન પૂછ્યો

"આપ ઉભય દેવીઓને સહગમન ન કરવાની આપણા પતિદેવે કઠિન આજ્ઞા આપેલી હોવાથી આપ દેવીઓથી તો કોઇ પ્રકારે સહગમન કરી શકાય તેમ છે જ નહિ અને જો હું પણ સહગમન ન કરૂં, તો સ્વર્ગમાં આર્યપુત્રની સેવા કોણ કરશે વારૂ? આર્યપુત્રનો જીવનદીપ તેમને મારા ઔષધનો યોગે નવ ચેતનની પ્રાપ્તિ પછી દ્વાદશ પ્રહર જેટલા સમયમાં અવશ્ય બુઝાઇ જવાનો છે અને મારા સિદ્ધ યોગીશ્વર ગુરુદેવની ભવિષ્યવાણી કદાપિ અસત્ય સિદ્ધ નથી થવાની એ રહસ્ય મારા જાણવામાં હોવા છતાં મેં મારા સંન્યાસને ત્યાગીને આર્યપુત્રની ઇચ્છાને આધીન થઇ તેઓ શ્રીમાન્ સાથે લગ્ન કર્યું તે શું વૈધવ્યને ભોગવવામાટે કે? નહિ; કદાપિ નહિ જ્યારે આર્યપુત્રે તેમની સાથે લગ્ન કરવાના મારા નિશ્ચયને જોઇને એવા ઉદ્‌ગારો કાઢ્યા હતા કે. '....મારો આ દેહ આજકાલમાં નિર્જીવ થઇ જશે, ચિતામાં બળીને ભસ્મીભૂત થશે અને તેમ થતાં તમારા માટે અકારણ, કોઇપણ પ્રકારના સંસારસુખને ભોગવ્યા વિના જ, વિધવા થવાનો મહાદુઃખદ પ્રસંગ આવી લાગશે;' ત્યારે આર્યપુત્રના એ વાદના પ્રતિવાદમાં હું શું બોલી હતી એનું આપ શ્રીમતીઓને સ્મરણ છે ખરૂં કે? હું એમ બોલી હતી કે 'મારૂં સૌભાગ્ય અખંડ હોવાથી મારા ભાગ્યમાં વૈધવ્યનો યોગ તથા ભોગ લખાયલો જ નથી.' અને એ શબ્દો મેં સહગમનસૂચક માર્મિક આશયથી જ ઉચ્ચાર્યા હતા; કારણ કે, જે વેળાયે મેં આર્યપુત્ર સાથે પરણવાનો નિશ્ચય કર્યો તે વેળાયે જ આર્યપુત્રની ચિતામાં આરોહણ કરીને સતી થવાનો પણ મેં મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો હતો. મને દૃઢ નિશ્ચયવતી માનો કિંવા હઠવાદિની માનો, પરંતુ એટલું તો આપ દેવીઓને માનવું જ પડશે કે પાટણમાં જ્યારે મારા સ્વાર્થને ત્યાગી દેવાનો મેં નિશ્ચય કરી લીધો હતો ત્યારે મારા તે નિશ્ચયને અંત પર્યન્ત અચલ રાખીને મેં મારા સ્વાર્થને ત્યાગી બતાવ્યો હતો; ત્યાર પછી આપ દેવીઓની

પ્રેરણાથી પ્રેરાઇને આર્યપુત્રે મારી સાથે લગ્ન કરવાની ઇચ્છાથી મને શોધી મંગાવવાના જે પ્રયત્નો કર્યા હતા તે પ્રયત્નો મારાથી અજ્ઞાત ન હોવા છતાં, તે વેળાયે આર્યપુત્ર સાથે પરણવાની મારી ઇચ્છા ન હોવાથી અથવા તો એ મોહને વશ ન થવાનો મે દૃઢ નિશ્ચય કરેલો હોવાથી મેં મારો શોધ લાગવા દીધો ન હોતો અને અત્યારે આર્યપુત્ર સાથે પરણવાનો મારો નિશ્ચય થવાથી તેમના જીવનની અંતિમ ઘટિકામાં પણ મેં તેમની સાથે લગ્ન કરીને મારા નિશ્ચયની અપૂર્વ દૃઢતાનો મે સર્વને પરમ દિવસે જ પરિચય કરાવી આપ્યો હતો એટલે મારા આ સતી થવાના, વિધવા થઇને વૈધવ્યને ન પાળવાના અને આર્યપુત્ર સાથે આજે જ કૈલાસવાસિની થઇ જવાના દૃઢ નિશ્ચયને હું નથી જ ત્યાગવાની. આ કારણથી આપ દેવીઓના ચરણોમાં મારી એ જ નમ્ર પ્રાર્થના છે કે મને મારા આ નિશ્ચયથી ચળાવવાનો આપ દેવીઓ લેશમાત્ર પણ પ્રયત્ન ન કરશો અને અન્ય કોઇને એવો પ્રયત્ન કરવા પણ ન દેશો; કારણ કે, જો મને આર્યપુત્રના ચિતારૂપ વિમાનમા આરોહણ કરતી અટકાવવામા આવશે, તો હું પ્રાણત્યાગનો અન્ય ઉપાય કરીશ અને આર્યપુત્રનો નિર્જીવ દેહ ચિતામાં બળીને ભસ્મીભૂત થશે તે પૂર્વે જ મારા દેહને હું નિર્જીવ કરી નાખીશ!" નમુંજાલાએ પોતાના સહગમન વિષયક નિશ્ચયને દૃઢતાપૂર્વક દર્શાવતા ઓજસ્વિતાથી આ ઉદ્‍ગારો કાઢ્યા

"અમો તમારા નિશ્ચયને ચળાવવાનો પ્રયત્ન નહિ કરીએ અને તમારી ઇચ્છાનુસાર મંત્રી ઉદયન તમારા સહગમનની સર્વ યોગ્ય વ્યવસ્થા કરી આપશે; માત્ર એટલું જ નહિ, પણ મારા જયસિંહદેવના શિરપર તમારા વરદ હસ્તને સ્થપાવવામાટે તથા તમો પવિત્ર સતીના અંતિમ આશીર્વાદને મેળવવામાટે જયસિંહદેવને લઇને હુ તથા મહારાજ્ઞી સુમિત્રાદેવી પણ સ્મશાનભૂમિમા તમારી સેવામા ઉપસ્થિત થઇશું." મયણલ્લાદેવીએ નમુંજાલાના નિશ્ચયને ચળાવવાના પ્રયત્નની સફળતાનો સંભવ ન જોઇને નમુંજાલાના નિશ્ચય પ્રમાણે વર્તવાનું વચન આપ્યું

"પતિદેવની ચિતામા આરોહણ કરવાનું સુખ પણ મારા ભાગ્યમા વિધાતાએ ન લખ્યું!" સુમિત્રાદેવીએ નિઃશ્વાસ નાખીને આ દુઃખોદ્‍ગાર કાઢ્યો

"આપના ભાગ્યમા વીસ વર્ષ પર્યન્ત પતિસેવાજન્ય સુખ વિધાતાએ નિર્માણ કર્યું હતું, રાજમાતા મયણલ્લાદેવીના ભાગ્યમા વિધાતાએ પુત્રસુખનો લેખ લખ્યો હતો અને મારા ભાગ્યમા વિધાતાએ આ સહગમનજન્ય સુખનો ઉપભોગ લખ્યો હતો કે જે સુખ આજે મને અચાનક પ્રાપ્ત થવાનું છે વિધાતા કોઇના ભાગ્યમા જેમ સર્વ સુખો પણ નથી લખતો, તેમ જ સર્વ દુઃખો લખવાની મૂર્ખતા પણ નથી કરતો જેવાં જેનાં પૂર્વકર્મ હોય છે તેવો તેનો ભાગ્યલેખ વિધાતાની લેખિનીથી લખાય છે એટલે વિધાતાને કોઇ પણ પ્રકારનો દોષ કોઇથી આપી શકાય તેમ છે જ નહિ. વિધાતા પુરુષને દૂષિત માનવો અને ભાગ્ય સાથે ઝગડવું એ આપણો એક પ્રકારનો ઉન્માદ છે, આપણી એક પ્રકારની અજ્ઞતા છે, કારણ કે, વસ્તુત. આપણાં પોતાના કર્મ અનુસાર આપણાં ભાગ્ય નિર્માય છે એટલે આપણા ભાગ્યનો નિર્માતા વિધાતા પુરુષ નથી, કિંતુ

નહિ કરે અને મને પુલકિત હૃદય તથા પુલકિત વદનથી આ વિમાનમા વિરાજવાની અનુમતિ આપીશ એવો મારો દૃઢ વિશ્વાસ છે.”

“પુત્રી, તારા સ્વર્ગીય મહારાજાધિરાજ કર્ણરાજ મહારાજ સાથે થયેલા આતુર લગ્નની વાર્તા મેં સાંભળી છે અને તારી આ સતીધર્મપાલન વિષયક તત્પરતા તથા દૃઢતામાટે તને સહસ્રાવધિ ધન્યવાદ આપીને હું કહું છું કે તારા સહગમનના સંબંધમાં મારી પૂર્ણ સંમતિ છે. મારા દુગ્ધની આજે સાર્થકતા થઇ છે અને તને નવ માસ પર્યન્ત ઉદરમાં ધારણ કરીને જન્મ આપવાનો મારો પરિશ્રમ સફળ થયો છે જા, મારા મુખને ઉજ્જવલ કરનારી, મારી કુક્ષિને દીપાવનારી અને મારા વંશને વિખ્યાત કરનારી મારી સતી સુતા નમુંજાલા, જે ધામમાં રોગની બાધા નથી, મૃત્યુનો ભય નથી, ઇન્દ્રિયદમનમાં કષ્ટ નથી, રૂપમા મોહ નથી અને પ્રણયમાં પાપ નથી તે અનન્ત ધામમાં જા અને સુખિની થા! જે ધામમાં સૌન્દર્ય અનન્ત છે, સ્નેહ અનન્ત છે, સુખ અનન્ત છે અને સુખમાં પુણ્ય પણ અનન્ત છે તે સ્વર્ગ નામક અમરલોકમાં આ વિમાનદ્વારા પ્રયાણ કરી જા, કારણ કે, પત્નીનો નિવાસ પણ ત્યા જ હોવો જોઇએ કે જ્યા પતિદેવનો નિવાસ હોય. મારો તને આશીર્વાદ છે કે ભારતવર્ષની વિશ્વવંદ્યા તથા પ્રાતઃસ્મરણીયા સતી મહિલાઓના મંડળમાં તને યોગ્ય સ્થાન મળો અને તારા પતિદેવના આત્મા સાથે તારા આત્માનો પણ મોક્ષ થાઓ!”

“તથાસ્તુ! માતા, તથાસ્તુ!” નમુંજાલાએ માતાનાં ચરણોમાં મસ્તક નમાવીને આ શબ્દો ઉચ્ચાર્યા અને ત્યાર પછી તત્કાળ ચિતાપર ચઢવાના કાર્યનો આરંભ કરી દીધો.

ચિતાના મધ્યભાગમાં જ્યાં કર્ણરાજના મૃત દેહને રાખવામાં આવ્યો હતો ત્યાં બેસીને નમુંજાલાએ પોતાના મૃત પતિના મસ્તકને પોતાના અંકમાં સ્થાન આપ્યું અને ત્યાર પછી તે તાંબૂલ ભક્ષણ કરવા લાગી બ્રાહ્મણોએ વેદમંત્રનો ઘોષ કર્યો, ચિતાને પ્રજ્વલિત કરવામા આવી અને તે સાથે સતીદાહના પ્રસંગમાટે જે નાનાવિધ વાદ્યવાદકોને ત્યાં તૈયાર રાખવામાં આવ્યા હતા તે વાદ્યવાદકોએ ઢોલ, નગારાં, ભૂંગળો તથા કાંસિયા આદિ વાદ્યોને વગાડવાનો અને ત્યા એકત્ર થયેલા સહસ્રાવધિ મનુષ્યોએ ‘જય અંબે, જય સતી’ એ વાક્યના ઘોષનો આરંભ કરી દીધો એ ગગનભેદક જયઘોષ તથા વાદ્યધ્વનિથી જાણે આકાશમંડળ નિનાદિત થતું હોયની! એવો ભાસ થવા લાગ્યો; ચિતામા અગ્નિનારાયણ પ્રકટ થયા અને ઘૃત તથા તિલ આદિ તેમના મિત્રરૂપ પદાર્થોએ કાષ્ઠભક્ષણના કાર્યમાં તેમને સંપૂર્ણ સહાયતા આપવાથી તેઓ પોતાની સર્વભક્ષિકા જ્વાલારૂપિણી જિવ્હાને નભોમંડળ પર્યન્ત વિસ્તારવાની ચેષ્ટા કરવા લાગ્યા અગ્નિનારાયણના મુખમાં પડેલાં ચંદનકાષ્ઠોએ ભસ્મીભૂત થવાના આરંભ સાથે પોતાના સુગંધને પ્રસારવાના કાર્યનો પણ આરંભ કરી દીધો અને તેમની એ કૃતિથી એ સિદ્ધાન્ત નિષ્પન્ન થતો હતો કે પુણ્યશાળી મનુષ્યોના નશ્વર દેહો જો કે ચિતામાં બળીને ભસ્મીભૂત થઇ જાય છે, તથાપિ ચંદનકાષ્ઠ પ્રમાણે તે પુણ્યશાળી મનુષ્યો ભસ્મીભૂત થવા છતાં પણ પોતાના કીર્તિકુસુમના સુગંધને આ સંસારોદ્યાનમાં એટલા વિપુલ પરિમાણમા પ્રસારી

જાય છે કે તે કીર્તિકુસુમના સુગંધનું સામ્રાજ્ય આ સંસારમાંથી ક્વાપિ નષ્ટ કિંવા અદૃશ્ય નથી થતું અસ્તુ જે વેળાયે કર્ણરાજના મૃત દેહ તથા સતી નમુંજાલાના અમૃત દેહને ભસ્મીભૂત કરીને ચંદનકાષ્ઠની સુવિશાળ ચિતા પોતે પણ ભસ્મીભૂત થઈ ગઇ તે જ વેળાયે આકાશમાં સૂર્યદેવનો અસ્ત થયો અને તે ગુર્જરભૂમિના આકાશમાં થયેલા નરેન્દ્રસૂર્ય કર્ણરાજના અસ્તને જ જાણે સૂચવી રહ્યો હોયની ! એવો જ લોકોને ભાસ થવા લાગ્યો શોકપૂર્ણ હૃદય તથા અશ્રુપૂર્ણ નયનોથી મહારાજ્ઞી મયણલ્લાદેવી, મહારાજ્ઞી સુમિત્રાદેવી તથા તેમની સખીઓ અને દાસીઓ આદિ સ્મશાનભૂમિમાંથી રાજમહાલયમાં જવામાટે વિદાય થયા અને તેમની પાછળ અન્ય સર્વ જનો શોકોદ્ગાર કાઢતા ચાલવા લાગ્યા. બાલ ગુર્જરેશ્વર તથા બાલક ત્રિભુવનપાલને તો પ્રથમથી જ રાજપ્રાસાદમાં મોકલી દેવામાં આવ્યા હતા નમુંજાલાની માતા કન્દર્પસેના પણ મહારાજ્ઞી મયણલ્લાદેવીના આગ્રહથી રાજમહાલયમાં આવી હતી રાજમહાલયમાં આવ્યા પછી અલ્પ સમયમાં જ મહારાજ્ઞી મયણલ્લાદેવી સમક્ષ ચિંતાનો એક નવીન વિષય અચાનક ઉપસ્થિત થયો અને તે વિષય મહારાજ્ઞી સુમિત્રાદેવીની ભયાનક રુગ્ણતાનો હતો

પતિની આજ્ઞાને પ્રભુની આજ્ઞાતુલ્ય માનનારી મહારાજ્ઞી સુમિત્રાદેવીએ પતિની આજ્ઞાને માન આપીને જો કે પતિની ચિતામાં આરોહણ તો ન હોતું કર્યું; તથાપિ પતિદેવના નિધનથી તેના મૃદુતમ હૃદયમાં શોકનો અસહ્ય આઘાત થવાથી અને તે અસહ્ય આઘાતના યોગે બહુધા તેના હૃદયનો ભંગ થઇ ગયેલો હોવાથી રાજમહાલયમાં આવતાં જ તે મૂર્છિતા થઇ ગઇ અને લીલા વૈદ્યે તેને શુદ્ધિમાં લાવવાના તીવ્ર ઉપચારો કરવા છતાં પ્રભાત પર્યન્ત તેની મૂર્છાનો લોપ ન થયો અને તે શુદ્ધિમાં ન આવી. તેના હૃદયની ગતિને ક્ષણે ક્ષણે અધિકાધિક મંદ થતી જોઇને લીલા વૈદ્યે તેના જીવનની આશાને ત્યાગી દીધી દિવસના પ્રથમ પ્રહરની સમાપ્તિના સમયમાં મહાસતી મહારાજ્ઞી સુમિત્રાદેવીએ નામમાત્રને માટે એક દિવસનું વૈધવ્ય ભોગવીને પોતાના નશ્વર દેહને ત્યાગી દીધો અને તેથી મહારાજ્ઞી મયણલ્લાદેવીના હૃદયનો પણ ભંગ થઇ ગયો. મહારાજ્ઞી સુમિત્રાદેવીના મૃતદેહનો જ્યાં કર્ણરાજના મૃતદેહનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો ત્યાં કર્ણરાજની અદ્યાપિ શીતલ ન કરાયલી ચિતાના સ્થાનમાં જ નવીન ચંદનચિતા રચીને યોગ્ય સમારોહ પૂર્વક અગ્નિદાહ કરવામાં આવ્યો અને લોકો સુમિત્રાદેવીને પણ મહાસતી માનવા લાગ્યા. મહારાજાધિરાજ કર્ણરાજ તથા મહારાજ્ઞી સુમિત્રાદેવીના સ્વર્ગવાસની શોકમયી ઘટનાના સમાચાર એક સાથે જ પાટણ મોકલવામાં આવ્યા ચાર પાંચ દિવસમાં તો ગુજરાતના બહુધા સર્વ નગરો તથા પ્રમુખ ગ્રામોમાં એ સમાચાર પહોંચી ગયા અને ગુજરાતની સમસ્ત પ્રજા શોકસાગરમાં નિમજ્જિતા થઇ ગઈ

સુખમાં કે દુઃખમાં સમય તો વીતતો જાય છે દશ દિવસ વીતી ગયા હતા અને કર્ણરાજ તથા નમુંજાલાના એકાદશાહ શ્રાદ્ધનો દિવસ હતો, શ્રાદ્ધવિધિ સમાપ્ત થઇ ગયો હતો અને સંધ્યાકાળથી કિંચિત્ પૂર્વે રાજમાતા મયણલ્લાદેવી વિચારમગ્ન થઈને પોતાના એકાન્તિક કક્ષમાં એકલી જ બેઠી હતી તે

વેળાયે વિધવાવેશધારિણી રાજમાતા મયણલ્લાદેવી સમક્ષ ઉપસ્થિત થઇને એક દાસીએ નમનપૂર્વક કહ્યું કે—

"પાટણથી એક રાજદૂત આવ્યો છે, તે કાંઇક શોકના સમાચાર લાવ્યો છે અને આપ દેવી સમક્ષ ઉપસ્થિત થવાની આજ્ઞા માગી રહ્યો છે."

"મારા ભાગ્યમાં અત્યારે શોકકારિણી ઘટનાઓનો સાક્ષાત્કાર તથા શોકવર્ધક સમાચારના શ્રવણના યોગો જ લખાયલા હોય એમ જણાય છે એટલે તે રાજદૂતને અહીં આવવા દે અને અદ્યાપિ મારા શોકમાં જો કાંઈ ન્યૂનતા રહી ગઈ હોય; તો તે ન્યૂનતાને એ શોકસમાચાર સંભળાવીને પૂર્ણ કરવા દે." મયણલ્લાદેવીએ નિરાશાદર્શક ભાવથી તે રાજદૂતને લાવવાની અનુમતિ દર્શાવતાં આ ઉદ્ગારો કાઢ્યા.

રાજદૂત રાજમાતા સમક્ષ આવી મસ્તક નમાવીને તેની આજ્ઞાની પ્રતીક્ષા કરતો ઊભો રહ્યો એટલે રાજમાતા મયણલ્લાદેવીએ ગંભીરતાથી જિજ્ઞાસા દર્શાવી કે—

"કેમ રાજદૂત, તું પાટણથી શોકના નવીન શા સમાચાર લાવ્યો છે?"

"પૂજ્ય રાજમાતા, જે વેળાયે મહારાજાધિરાજ કર્ણદેવ મહારાજ, સતી નમુંજલાદેવી તથા મહારાણી સુમિત્રાદેવીના મૃત્યુની વાર્તા આજથી છ દિવસ પૂર્વે પાટણની પ્રજાએ સાંભળી તે વેળાયે ત્યાં શોકનો અવધિ થઇ ગયો હતો અને પ્રજાએ એક માસ પર્યન્ત કોઇ પણ પ્રકારનો વ્યવસાય ન કરવાનો તથા શોકને પાળવાનો તત્કાળ પ્રબંધ કરી દીધો હતો. સેનાધ્યક્ષ દેવપ્રસાદ સૌરાષ્ટ્રવિજયમાટે સૈન્યને તૈયાર થવાની આજ્ઞા આપીને તે દિવસે પ્રભાતમાં જ પોતાનાં માતુશ્રીને મળવામાટે દધિસ્થલી ગયા હતા એટલે તેમને આ સમાચાર સંભળાવવામાટે મને દધિસ્થલી જવાની મંત્રી સાંતુદેવની આજ્ઞા થતાં હું ત્યાં ગયો અને મેં એ સમાચાર દેવપ્રસાદજીને સંભળાવ્યા. મહારાજાધિરાજ કર્ણદેવ મહારાજના મૃત્યુની વાર્તા સાંભળતા જ તેમણે પોતાના કેટલાક અનુચરોને સરસ્વતી નદીના તીરપ્રાંતમાં મંડુકેશ્વર મહાદેવના મંદિર પાસે એક ચિતા ખડકીને તૈયાર રાખવાની આજ્ઞા આપી દીધી અને તેઓ પોતે એક પત્ર લખવાના કાર્યમાં નિમગ્ન થયા. પત્રલેખનના કાર્યની સમાપ્તિ કરીને તેઓ જમ્યા, મને પણ જમાડયો અને ત્યાર પછી મને સાથે લઇને મંડુકેશ્વર મહાદેવના મંદિર પાસે આવી લાગ્યા. ત્યાં ચિતા તૈયાર હતી એટલે તે લખેલું પત્ર મને આપીને તેમણે કહ્યું કે; 'હું પણ આજે મારી પ્રતિજ્ઞા અનુસાર જીવિત અવસ્થામાં જ આ ચિતામાં પ્રવેશ કરીને આ નશ્વર સંસારને ત્યાગી જાઉં છું; તું પાટણથી તત્કાળ કર્ણાવતી જજે અને મારું આ પત્ર પૂજ્ય રાજમાતા મયણલ્લાદેવીના પોતાના વરદ હસ્તમાં આપજે.' મેં તે પત્ર લીધું, તેમણે પોતાના હસ્તથી જ ચિતાને પ્રજ્વાળી અને ત્યાર પછી તેમાં પ્રવેશ કરીને આનન્દપૂર્વક મૃત્યુને સ્વીકારી લીધું. હું જે શોકકારક સમાચાર સંભળાવવામાટે અત્યારે કર્ણાવતીમાં આવ્યો છું તે શોકકારક સમાચાર આ જ છે" રાજદૂતે દેવપ્રસાદની આત્મહત્યાના અત્યંત શોકકારક સમાચાર મલિન મુખથી સંભળાવ્યા.

મયણલ્લાદેવીએ દેવપ્રસાદના પત્રને વાચવા માંડ્યું તે પત્રમાં નિમ્નલેખ લખાયલો હતો:—

"પરમપૂજ્યા રાજમાતા શ્રી મયણલ્લાદેવીના શ્રીચરણોમાં સવિનય નિવેદન એ જ કે મારા પૂજ્ય કાકા અને પ્રતાપી નરનાથ મહારાજાધિરાજ કર્ણદેવ મહારાજ, મારાં પૂજ્ય કાકી શ્રી મહારાજ્ઞી સુમિત્રાદેવી તથા મહારાજ્ઞી નમુંજાલાદેવીના એકત્ર સ્વર્ગવાસની અત્યંત શોકકારિણી ઘટનાના સમાચાર સાભળીને મારા હૃદયમા જે શોક થાય છે તે અવર્ણનીય હોવાથી હું વાણીદ્વારા વર્ણવી નથી શકતો. આપ દેવીને આશ્વાસન આપવામાટે અને આપ દેવીના દુઃખમાં યથાશક્ય ભાગ લેવામાટે આપ દેવીની સેવામા ઉપસ્થિત થવાનો મારો તીવ્ર મનોભાવ હોવા છતાં મારૂં પ્રતિજ્ઞાપાલનરૂપ કર્તવ્ય મારા એ મનોભાવને પૂર્ણ થવા દે તેમ ન હોવાથી હું આપ દેવીની ક્ષમા યાચુ છું. જે વેળાયે મારા કૈલાસવાસી રાજયોગી પિતાશ્રીએ મારા કાકા શ્રી કર્ણરાજના પાપની નિવૃત્તિમાટે પ્રાણાન્તક પ્રાયશ્ચિત્તનુ વિધાન કર્યું હતું તે વેળાયે કોપના આવેશમા આપ દેવીએ પોતાની અનન્ય પતિભક્તિને દર્શાવતા જે 'નહિ, આપ નિરૂપાય નથી, પણ સ્વાર્થતા પ્રભાવથી અંધ થઇ ગયા છો અને તેથી જ પોતાના સ્વાર્થસિદ્ધિરૂપ માર્ગમાથી કંટકરૂપ ગુર્જરેશ્વરને ખસેડી દેવાની આ એક અદ્વિતીય યુક્તિ આપે શોધી કાઢી છે. ગુર્જરેશ્વર અત્યાર સુધી અપુત્ર હોવાથી જો અત્યારે આ પ્રાયશ્ચિત્તના નિમિત્તથી ગુર્જરેશ્વરના જીવનનો અંત થઈ જાય, તો આપના પુત્ર દેવપ્રસાદને ગુર્જરાધીશ થવાનો અવસર અનાયાસ પ્રાપ્ત થઈ જાય એટલામાટે જ આ પ્રપંચજાળનો આપે વિસ્તાર કરેલો છે. ભલે, આપ ગુર્જરેશ્વરના પ્રાણ લઇ લ્યો, દેવી સુમિત્રાના પ્રાણ લઇ લ્યો અને મારા પ્રાણનુ પણ આનન્દથી બલિદાન લઇ લ્યો કે જેથી આપના પુત્રના સ્વાર્થની સિદ્ધિનો માર્ગ નિષ્કંટક થઇ જાય અને દેવપ્રસાદજી ગુર્જરાધીશની પદવીને પ્રાપ્ત કરી શકે !' આવા પ્રકારનો આક્ષેપ કર્યો હતો અને તે ક્ષણે જ સ્વર્ગીય રાજમાતા ઉદયમતીદેવીના કક્ષમા પ્રવેશ કરીને આપ દેવીના સંતોષમાટે મેં 'મારાં પૂજ્ય કાકી, જો આપની એવી દૃઢ માન્યતા થયેલી હોય કે મારા સંસારત્યાગી પિતાશ્રી મને સિંહાસનારૂઢ કરવાની નીચ વૃત્તિથી જ ગુર્જરેશ્વરને આ પ્રાણાન્તક પ્રાયશ્ચિત્તના પથમા પ્રેરી રહ્યા છે, તો હું અત્યારે સર્વાન્તર્યામી પરમાત્મા, વિશ્વપ્રકાશક સૂર્યનારાયણ તથા આપ સર્વ વડિલો સમક્ષ શપથપૂર્વક પ્રતિજ્ઞા કરૂં છું કે જે વેળાયે ગુર્જરેશ્વરના જીવનની સમાપ્તિ થશે તે ક્ષણે જ હું પણ ચિતારોહણ કરીને મારા અસ્તિત્વનો અંત લાવી નાખીશ કે જેથી મારા રાજ્યાભિષેકનો પ્રશ્ન ઉપસ્થિત જ ન થાય; માત્ર એટલું જ નહિ, પણ હુ પોતે પણ અદ્યાપિ અપુત્ર હોવાથી મારા મૃત્યુ પછી મારો પુત્ર આ ગુર્જરરાષ્ટ્રના રાજસિંહાસન તથા રાજમુકુટનો ઉત્તરાધિકારી થશે એ તો અસંભવનીય જ છે, કારણ કે, 'મૂલં નાસ્તિ કુતઃ શાખા ?' હુ એક સંસારત્યાગી વિરક્ત પુરુષનો પુત્ર હોવાથી જેવી રીતે મારા પિતાશ્રીએ પોતાના રાજ્યાધિકારને ત્યાગીને પોતાના હસ્તથી જ મારા પૂજ્ય કાકાનો રાજ્યાભિષેક કર્યો હતો તેવી જ રીતે હું પણ આત્મ જીવનબલિદાનથી મારી ત્યાગવૃત્તિનો પ્રકાશ કરી દઇશ અને આપ શ્રીમતીની શંકાનું નિવારણ કરી નાખીશ !' આવી પ્રતિજ્ઞા કરી હતી એનુ આપ દેવીને અવશ્ય સ્મરણ હોવું જ જોઇએ. હું ક્ષત્રિય હોવાથી મારે એ પ્રતિજ્ઞાનું પાલન કરવુ જ જોઇએ અને તેટલામાટે મારા પૂજ્ય કાકા સ્વર્ગીય કર્ણરાજના મૃત્યુના સમાચાર સાંભ-

જાતાંની સાથે જ પ્રથમ મારી ચિતામે રચાવવાનો પ્રબંધ કર્યા પછી હું આ પત્ર લખવા બેઠો છું. મારા પૂજ્ય કાકાશ્રીના મૃત્યુથી બે દિવસ પૂર્વે જ મને એક આવશ્યક રાજકાર્યમાટે અહીં મોકલવામાં આવ્યો અને તેથી મારા પૂજ્ય કાકાશ્રીની ચિતામાં બળીને ભસ્મીભૂત થવાનો શુભતમ અવસર મારા હસ્તમાંથી સરી ગયો એને હું મારું દુર્ભાગ્ય માનું છું. મારા ભાગ્યમાં સાભ્રમતીના તીરપ્રાંતમાં નહિ, કિન્તુ સરસ્વતીના તીરપ્રાંતમાં ભસ્મીભૂત થવાનો યોગ લખાયલો હતો અને તેથી મારી ચિતા આજે સરસ્વતીના તીરપ્રાંતમાં પ્રજ્વલિત થવાની છે મારા જીવનનો આજે અંતિમ દિવસ હોવાથી આપ દેવીના ચરણોમાં મારી જે એક અંતિમ પ્રાર્થના છે તે એ જ કે મારી પત્ની ભિલ્લરાજ્ઞી સુદેષ્ણાદેવી અત્યારે આપ દેવીની છાયામાં કર્ણાવતીમાં હોવાથી તેને પ્રથમ પતિની આજ્ઞાની મહત્તાનું ભાન કરાવજો અને જેવી રીતે પતિદેવની આજ્ઞાએ આપ દેવીને બાલ ગુર્જરેશ્વરના પાલનપોષણ, રાજ્યના રક્ષણ તથા પ્રજાના કલ્યાણમાટે પતિની ચિતામાં આરોહણ કરતાં અટકાવી દીધાં છે તેવી જ રીતે મારા અલ્પ-વયસ્ક પુત્રના લાલનપાલન તથા લઘુ ભિલ્લરાજ્યની રક્ષામાટે જો તેની ચિતા-રોહણ કરવાની ઇચ્છા થાય તો તેની એ ઇચ્છાને સફળ થવા દેશો નહિ અને કોઈ પણ પ્રયત્નથી તેના જીવનની રક્ષા કરજો તેને સ્પષ્ટ શબ્દોમાં કહી દેજો કે 'જો તું ચિતારોહણ કરીશ, તો સ્વર્ગીય દેવપ્રસાદનો આત્મા અત્યંત અસંતુષ્ટ થશે અને પરલોકવાસી પતિદેવના આત્માનો અસંતોષ તારા આત્માનું અકલ્યાણ કરી નાખશે!' આપ દેવી મારાં પૂજ્ય કાકી હોવાથી મારાં જનનીતુલ્ય છો અને મારાં જનની હોવાથી મારા ત્રિભુવનપાલનાં પૂજ્ય પિતામહી છો એટલે મારા ત્રિભુવનપાલનું કલ્યાણ, તેની દધિસ્થલીની જાગીર અને મારી પત્નીના લઘુ ભિલ્લરાજ્યની રક્ષા તેમ જ મારી પત્નીની યોગ્ય જીવનવ્યવસ્થાનો ભાર હવે આપ દેવીના શિરપર જ રહેલો છે. આ પત્ર આપ દેવીના હસ્તમાં આવશે તે વેળાયે મારા મૃત્યુની ઘટનાને નહિ, નહિ; તો પણ ચાર કે પાંચ દિવસ જેટલો સમય વીતી ગયો હશે એટલે મારી સર્વ ઉત્તરક્રિયા કર્ણાવતીમા થાય તેવો પ્રબંધ કરશો, જાણે કે અજાણે મારા હસ્તથી આપ દેવીનો જો કાંઈ પણ અપરાધ અત્યાર સુધીમાં થયો હોય તો તે અપરાધની મને ક્ષમા આપશો, મારી વિધવા પત્નીને આશ્વાસન આપશો અને બાલ ગુર્જરેશ્વર તથા મારા ત્રિભુવનપાલના કપોલોને મારી વતી પ્રેમચુંબનથી આર્દ્ર કરીને મારા અંતિમ પ્રણામ સ્વીકારશો. લો આપ દેવી તથા બાલ ગુર્જરેશ્વર જયસિંહદેવની ચિરંજીવિતા, નિર્વિઘ્નતા તથા વિજયશાલિતાને ઇચ્છતો સ્વર્ગોન્મુખ પુત્ર દેવપ્રસાદ."

આ પત્ર વાંચતા મૃદુહૃદયા મહારાજ્ઞી મયણલ્લાદેવીના હૃદયમાં શોકનો અસહ્ય આઘાત થયો અને તેનાં નેત્રોમાંથી આષાઢ માસની જલવૃષ્ટિ સમાન અશ્રુધારાનું વેગપૂર્વક વહન થવા લાગ્યું. મહારાજાધિરાજ કર્ણરાજ, સાધ્વી નમુંજાલા, મહારાજ્ઞી સુમિત્રાદેવી તથા દેવપ્રસાદ મળીને ચાર કૌટુંબિક જનોના મૃત્યુની એકત્ર ઘટનાએ મયણલ્લાદેવી મહાવિદુષી તથા વિચારશીલા હોવા છતાં પણ તેના હૃદયને વિદીર્ણ કરી નાખ્યું અને નિરાશાના યોગે તેને સર્વત્ર અંધકાર દૃષ્ટિગોચર થવા લાગ્યો. કેટલાક સમય પર્યન્ત તો તેનાથી કાંઈ બોલી જ ન શકાયું. જ્યારે અત્યંત અશ્રુપાતના યોગે તેના હૃદયમાંનો શોકભાર કાંઈક ન્યૂન

થયો ત્યારે તેણે બળાત્કારે પોતાના અશ્રુને વસ્ત્રાચલવડે લૂછીને પાટણથી આવેલા અને પોતા સમક્ષ મસ્તક નમાવીને ઊભેલા રાજદૂતને પૂછ્યું કે:-

"અહીં કર્ણાવતીમાં આવ્યા પછી વીર સેનાધ્યક્ષ દેવપ્રસાદના મૃત્યુની વાર્તા તેં કોઇને સંભળાવી છે ખરી કે?"

"જી નહિ, પૂજ્ય રાજમાતા, કર્ણાવતીમા આવ્યા પછી એ વાર્તા મેં અન્ય કોઇ પણ મનુષ્યને નથી સંભળાવી" રાજદૂતે ઉત્તર આપ્યું.

"બહુ સારૂં હવે પછી પણ આ વાર્તા તું કોઇને કહીશ નહિ. આ વાર્તાનો યોગ્ય સમયે હુ પોતે જ પ્રકાશ કરીશ" મયણલ્લા દેવીએ કહ્યું.

"જેવી રાજમાતાની આજ્ઞા" રાજદૂતે આજ્ઞાધીનતા દર્શાવી

"તારા ખાનપાન તથા નિવાસ આદિનો યોગ્ય પ્રબંધ થઇ ગયો છે?" મયણલ્લાદેવીએ પૂછ્યું

"હું મંત્રી ઉદયન શ્રૃમને મળીશ એટલે મારાં ખાનપાન તથા નિવાસ આદિનો સર્વ યોગ્ય પ્રબંધ થઇ જશે" રાજદૂતે ઉત્તર આપ્યું

"ત્યારે હવે ભલે જા અને ભોજન કરી વિશ્રાંતિના ઉપભોગથી પ્રવાસજન્ય પરિશ્રમનો પરિહાર કર" મયણલ્લાદેવીએ તેને જવાની આજ્ઞા આપી

રાજદૂત મસ્તક નમાવીને ત્યાથી વિદાય થયો એટલે હૃદય ભરાઈ આવવાથી મયણલ્લાદેવીએ પુનઃ રોદન તથા અશ્રુપાતનો આરંભ કરી દીધો જ્યારથી કર્ણરાજ કૈલાસવાસી થયો હતો ત્યારથી મયણલ્લાદેવી દિવસમાં એક જ વાર પુષ્પ, મૂલ તથા ફલ આદિનો આહાર કરતી હતી, કૃષ્ણ વસ્ત્ર પરિધાન કરતી હતી, ભૂમિપર એક કુશાસન પાથરીને તેનાપર શયન કરતી હતી અને મદ્ય, માંસ, મિષ્ટાન્નભોજન તથા પર્યંકશય્યા આદિ વિકારવર્ધિની વસ્તુઓનો તેણે વૈધવ્ય તથા બ્રહ્મચર્યના કઠોર પાલનમાટે સર્વથા ત્યાગ કરી દીધો હતો: આજે તેના મસ્તિષ્કમાં ભ્રમણ થતાં તે શયનમંદિરમા જઇને કુશશય્યામા સૂઈ ગઈ, પરંતુ રાત્રિનો એક પ્રહર વીતી જવા છતા તેના નેત્રોમા નિદ્રાનો આવિર્ભાવ ન થયો એટલે તે કુશશય્યામા ઊઠીને બેઠી થઈ ગઈ અને જાણે ઉન્માદિની થઈ ગઈ હોયની! તેવી રીતે તે નિમ્નલિખિત ઉદ્ગારોને પોતાના મુખમાંથી બહિર્ગત કરવા લાગી–

"શાંતિ! શાંતિ!! સમસ્ત પ્રકૃતિ અત્યારે શાંત છે અને નિદ્રાદેવીની અદૃશ્ય કાદંબિનીનો અભેદ્ય અંધકાર સમસ્ત વિશ્વમા વ્યાપી રહ્યો છે. નિદ્રા! નિદ્રા!! નિદ્રા શી વસ્તુ છે? વિસ્મૃતિ! વિકાર રહિત વિશ્રામની મધુરી વિસ્મૃતિ!! આહ! યુગ વીતી ગયો! તે પ્રિયતમા નિદ્રા! તે સંમોહિની વિસ્મૃતિ ક્યાં અદૃશ્ય થઇ ગઈ? આ વિશાલ વિશ્વમાં કેટલાં મનુષ્યપ્રાણિઓ નિદ્રાની મધુરી દશાને અનુભવી શકે છે? કેટલા જીવો વિકારશૂન્ય થઇને અપૂર્વ આનંદમયી વિસ્મૃતિની અંકસ્થલીમા વિશ્રામને ભોગવવાનો ભાગ્યને પ્રાપ્ત કરી શકે છે? હા, સંસારના મોહથી સર્વથા મુક્ત થયેલા સત્ય યોગીશ્વરો, બાલકો તથા સમસ્ત દિવસના પરિશ્રમથી પરિશ્રાંત થયેલા પ્રકૃતિપોષિત કૃષકજનો જ વિસ્મૃતિની અંકસ્થલીમા પોતાના મસ્તકોને સ્થાપીને વિશ્રામને ભોગવવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકે છે કિંવા અખંડ નિદ્રાસુખને અનુભવી શકે છે ધનાઢ્ય મનુષ્યો, સમાજના

અગ્રણીઓ તથા ન્યાયના કર્ણધાર રાજા મહારાજાઓ તેમ જ મહારાજ્ઞીઓને ભગવતી નિદ્રાદેવીની વાત્સલ્યમયી અંકસ્થલીમાં પોતાના મસ્તકોને સ્થાપીને વિસ્મૃતિસુખને અનુભવવાનું ભાગ્ય પ્રાપ્ત નથી થઈ શકતું, એમને નિદ્રાસુખને ઉપભોગવવાનો સમય જ નથી મળતો. એમનાં મસ્તિષ્કો અનંત વિચારવિભ્રાટનાં કેન્દ્રસ્થાન હોય છે, એમનાં હૃદયો અસંખ્ય વિકારસમૂહના જન્મસ્થાન હોય છે અને એમના આત્માઓ નિરંતર કલેશાવૃત્ત રહ્યા કરે છે તેથી એમના પવિત્ર આત્માઓ—ભગવાનનાં તેજોમય સ્વરૂપો, અથવા જીવનની પવિત્ર પૂર્ણ જ્યોતિઓ—મોહમયી વૃત્તિવિભાવરીના સૂચીભેદ્ય અંધકારરાશિમાં નિઃસહાય થઈને તથા કલેશ પામીને પિંજરબદ્ધ પક્ષીઓ પ્રમાણે નિરંતર તડપતા અને તડપતા જ દેખાયા કરે છે આવી અવસ્થામાં એમના નેત્રોમાં નિદ્રાનો આવિર્ભાવ ક્યાંથી થાય અને કેવી રીતે થાય વારુ? નિદ્રાના સત્કારમાટે એમની પાસે અવકાશ નથી; નિદ્રાદેવી સાથે એમનો ઘોર વૈરભાવ બંધાયલો છે!!! જે સ્ત્રીપુરુષોને સુખનાં સર્વ સાધનો પ્રાપ્ત થયેલાં હોય છે તેમનો દિવસ કોલાહલમાં, અર્ધ નિશા વિદ્યુત્પ્રકાશમાં, વિદ્યુદ્દામમય દંપતીસહવાસમાં, ઉન્માદિની વારુણીના વિલાસમાં તથા હર્ષના આભાસમાં વીતી જાય છે અને જે સાધનસંપન્ન સ્ત્રીપુરુષોના શિરપર પતિવિયોગ તથા પત્નીવિયોગનું સંકટ આવી પડે છે તે સ્ત્રીપુરુષોની નિશા વિયોગજન્ય ચિન્તાના વિકાસમાં સંપૂર્ણ થાય છે એટલે નિદ્રા ક્યાંથી આવે અને ક્યાં આવે વારુ? ઉત્તપ્ત મસ્તિષ્કમરુમાં નિદ્રાનદીની શીતલ જલતરંગમાલાનો આવિર્ભાવ કદાપિ શક્ય છે ખરો કે? નહિ, નહિ અને કદાપિ નહિ!! આવા મનુષ્યો કદાપિ શાંતિમયી નિદ્રાના સુખને ભોગવી શકે છે? નહિ, ત્યારે? તેઓ જીવનના અંતપર્યન્ત નિત્ય નિદ્રાનો નાટ્યાભિનય જ કરતાં રહે છે તેઓ અત્યંત કોમલ તથા દુગ્ધફેનનિભ શય્યામાં પોતાના શરીરને લંબાયમાન કરે છે અને ઉત્તપ્ત મસ્તિષ્કને વિશ્રામ આપવામાટે કોમલ શિરોપધાન—ઓસીકાપર સ્થાપી દે છે; કિન્તુ અર્ધ યામિનીમાં એક ક્ષણમાત્ર પણ તેમને નિદ્રાનો સહવાસ પ્રાપ્ત નથી થતો મધ્યરાત્રિથી ઉષઃકાલ પર્યન્ત તેઓ કેવલ વિકારમયી દશામાં વિશ્રામહીન થઈને ભયંકર સ્વપ્નપરંપરાને જ જોતાં રહે છે. આહા સંસાર! સંસાર!! સંસાર શું છે? અનંત વિસ્મૃતિ કિંવા નિદ્રાની પરમોત્કૃષ્ટ દશા!! કિંતુ હાય!! એ દશામાં પણ કેટલા વિકારો છે; કેટલાં દુઃખો ભરેલાં છે!! કહેવામાં આવે છે કે મૃત્યુના યોગે મનુષ્યને જે શાંતિ પ્રાપ્ત થાય છે તે જ સત્ય શાંતિ છે અને સ્મશાન મૃત મનુષ્યોનું વિશ્રામસ્થાન હોવાથી ત્યાં અખંડ શાંતિનો નિરંતર નિવાસ રહ્યા કરે છે જો આ માન્યતા સત્ય હોય, તો અત્યારે સ્મશાનભૂમિમાં જવાથી અવશ્ય મારા અશાંત અંતઃકરણને તથા મારા અશાંત આત્માને શાંતિનો સ્પર્શ થશે અને મારી આ ભયાનક અશાંતિનો અંત આવી જશે. શાંતિને મેળવવામાટે મારે અત્યારે સ્મશાનભૂમિમાં જવું જ જોઈએ”

આવા પ્રકારના નિશ્ચયપર આવીને તેણે પર્યંકશય્યામાં દૃષ્ટિપાત કર્યો તો જયસિંહદેવ તથા ત્રિભુવનપાલ નિશ્ચિંત નિદ્રાને આધીન થયેલા દેખાયા. જયસિંહદેવને ચુંબન કરીને તેણે પોતાની કુશશય્યાથી અલ્પ અંતરે સૂતેલી સુદેષ્ણાદેવી પ્રતિ દૃષ્ટિપાત કરતાં તે પણ નિદ્રાધીન થયેલી જોવામાં આવી અને

તેને જોઈને મયણલ્લાદેવીએ એક દીર્ઘ નિ:શ્વાસ નાખ્યો. રાત્રિ અંધકારમયી હોવાથી અને સ્મશાનભૂમિ દૂર હોવાથી આત્મરક્ષામાટે એક કૃપાણને પોતાના કટિભાગમાં રાખી લઈને, મયણલ્લાદેવી મધ્યરાત્રિના સમયમા કોઈ પણ પ્રકારના ભયને હૃદયમાં સ્થાન ન આપતાં દીપિકાપ્રકાશની સહાયતાથી રાજમહાલયમાંથી દુર્ગના બાહ્યભાગ પર્યન્ત લંબાયલા એક ગુપ્ત ભૂગર્ભમાર્ગમા પ્રવેશ કરીને પ્રથમ દુર્ગના પશ્ચિમ પ્રાચીરના બાહ્યભાગમાં આવી લાગી અને ત્યાંથી દુર્ગની પ્રદક્ષિણા કરતી સ્મશાનભૂમિની દિશામાં દ્રુત ગતિથી અગ્રેસર થવા લાગી તેની પાછળ અલ્પ અંતરે એક અન્ય અબળા ચાલી આવતી હતી એનું પણ તેને જ્ઞાન કે ભાન ન રહ્યુ એટલી સીમાપર્યન્ત તે ચિન્તામગ્નતાના યોગે આત્મવિસ્મૃતા થઈ ગઈ હતી મયણલ્લાદેવી ઉન્માદિની થઈ ગઈ હતી



## પ્રકરણ ૬ હું

## ગુજરાતની માતા!

સંસારમાં સૂચીભેદ્ય અંધકારનું સામ્રાજ્ય વ્યાપેલું હતું; સ્મશાનભૂમિમા એક પણ ચિતા અત્યારે પ્રજ્વલિત ન હોવાથી ત્યાં પણ પ્રકાશનો સર્વથા અભાવ હતો; અંધકાર સાથે ભયાનક નીરવતાનો પણ સંયોગ થયેલો હોવાથી તે અંધકાર અધિક ભયાનક દેખાતો હતો; માત્ર સાભ્રમતી સરિતા નિકટવર્તિની હોવાથી તેના જલપ્રવાહનો મંદ કલકલનાદ શ્રવણગોચર થતો હતો; વાયુની લહરીનો સર્વથા અભાવ હોવાથી જાણે વાયુદેવ પણ અત્યારે પોતાના નિવાસસ્થાનમાં જઇને નિદ્રાધીન થઇ ગયો હોયની! એવો જ ભાસ થતો હતો અને તેથી વાયુની મંદ કિંવા તીવ્ર લહરીના આઘાતથી વૃક્ષપર્ણોનો જે મંદ કિંવા તીવ્ર મર્મર ધ્વનિ રાત્રિના સમયમા શ્રવણગોચર થતો રહે છે તે ધ્વનિ પણ શ્રવણગોચર થતો અટકી ગયો હતો , અર્થાત્ ત્યા સૂચીભેદ્ય અંધકાર તથા ભયાનક નીરવતાનો જ સંપૂર્ણ અધિકાર વ્યાપેલો હતો.

જે સ્થાનમા કર્ણદેવના મૃત દેહને અગ્નિ દાહ આપવામાં આવ્યો હતો તે સ્થાનમા શ્વેત પાષાણની એક વિશાળ તથા ઉચ્ચ વેદિકા—ઓટલો—બંધાવીને તેના કેન્દ્રમાં સ્ફાટિક પાષાણનું કર્ણદેવનું એક સમાધિમંદિર નિર્માણ કરવામાં આવ્યું હતું; એ સમાધિમંદિરમાં કર્ણરાજ, નમુંજલા તથા સુમિત્રાદેવીની સુંદર સ્ફાટિક પાષાણની પ્રતિમાઓની બે દિવસ પૂર્વે જ પ્રતિષ્ઠા કરવામાં આવી હતી અને સમાધિમંદિરની ચારે તરફ વિશાળ પ્રાંગણ રાખીને તે પ્રાંગણની સીમાને એક પ્રવેશદ્વાર તથા પથ્થરની દીવાલથી બદ્ધ કરી લેવામાં આવી હતી ત્યાં સ્વચ્છતા રાખવામાટે બે અનુચરોને પણ નીમી દેવામાં આવ્યા હતા, પરંતુ અત્યારે તે અનુચરો નગરમાં પોતપોતાને ઘેર ચાલ્યા ગયેલા હોવાથી કર્ણરાજના સમાધિસ્થાનમા કોઈ પણ મનુષ્ય વિદ્યમાન ન હોતું. રાજવિધવા મયણલ્લાદેવીએ કર્ણરાજના સમાધિમંદિરના દ્વારમા પ્રવેશ કરીને સોપાનદ્વારા વેદિકાપર આરોહણ કર્યું અને ત્યાર પછી અંધકારમાં પણ તે પોતાના પતિની પાષાણપ્રતિમાનું જાણે તે નિર્જીવ મૂર્તિમાં પોતાના સજીવન પતિનો સાક્ષાત્કાર

કરી રહી હોયની! તેવી રીતે એકાગ્ર તથા નિર્નિમેષ દૃષ્ટિથી તીવ્ર નિરીક્ષણ કરવા લાગી અને કેટલાક સમય પર્યન્ત પોતાના અસ્તિત્વને પણ ભૂલી ગઈ.

કેટલાક સમય પર્યન્ત એવી રીતે પોતાના પતિદેવની પાષાણપ્રતિમા-સમક્ષ પાષાણપ્રતિમાના ધર્મને સ્વીકારી નિશ્ચલતા તથા મૌનપૂર્વક ઊભી રહેલી મયણલ્લાદેવી અચાનક પોતાના મૌનનો ભંગ કરીને ઉન્માદ તથા ગાંભીર્યના મિશ્રભાવથી બોલવા લાગી કે—

"આ સંસારમાં કેટલાં હૃદયો પરિતાપપન્નગના તીક્ષ્ણ દંશનથી વ્યાકુલ થઈ રહ્યાં છે; કેટલાં નિર્બોધ બાલકો પોતાની માતાનાં ચર્મશેષ સ્તનયુગલમાં દુગ્ધનો અભાવ હોવાથી મરણોન્મુખ થઇ રહ્યાં છે; કોણ જાણે છે કે કેટલા આત્માઓ ચિન્તાની અસહ્ય જ્વાલામાં બળીને ભસ્મીભૂત થઇ રહ્યા છે તેમ જ નિરાશારૂપિણી ચિતામાં પ્રવેશીને મૃતક હૃદયને પોતાના અંકમાં સ્થાપી કેટલી અભિલાષાઓ સતીધર્મને સ્વીકારી રહી છે,- એ નિશ્ચયપૂર્વક કોનાથી કહી શકાય તેમ છે વારુ? હાય, કેવી ભયંકરી જ્વાલા, કેવી તીવ્ર વેદના અને કેવું નિરાશાપૂર્ણ મૃત્યુ!!! પરંતુ મૃત્યુ જ્યાં સુધી દૂર હોય છે ત્યાં સુધી જ એ ભયંકરી જ્વાલા, તીવ્ર વેદના તથા નિર્દય નિરાશા અસ્તિત્વ ધરાવે છે અને મૃત્યુના આગમન સાથે જ એ ભયંકરી જ્વાલા, તીવ્ર વેદના તથા નિર્દય નિરાશાના અસ્તિત્વનો લોપ થઈ જાય છે; તો પછી મૃત્યુને ભયકર માનવાનું શું કારણ છે વારુ? મારા પ્રાણેશ કર્ણદેવ મહારાજ, જુઓ મૃત્યુ મિત્રના સહવાસ પછી આપ શ્રીમાનની સર્વ ચિંતાઓ અદૃશ્ય થઇ ગઈ છે; ભગિની નમુંજાલાદેવી, જુઓ, મૃત્યુના મુખમાં પોતાના જીવનને સમર્પી દીધા પછી તમારી સર્વ વેદનાઓનો વિલય થઈ ગયો છે અને ભગિની સુમિત્રાદેવી, જુઓ, તમારા દેહને મૃત્યુ સહોદરના હસ્તનો સ્પર્શ થયા પછી તમારી સર્વ નિરાશાઓ વિનાશગર્તામાં પછડાઇ પડી છે; તો એ મૃત્યુનો મારે પણ શામાટે સત્કાર ન કરવો? પ્રાણેશ, આપ મૃત્યુને સ્વીકારી પોતાની બે પ્રાણેશ્વરીઓ સાથે સ્વર્ગમાં શાંત તથા સુખમય જીવનનો ઉપભોગ કરી રહ્યા છો અને મને આપે આ સંસારમાં સંસારની નાનાવિધ યંત્રણાઓને ભોગવવામાટે અને અશાંતિની વૈતરણીમાં નિરંતર નિમજ્જિત રહેવામાટે જીવિત રહેવાની આજ્ઞા આપી છે એ આપ શ્રીમાનનો પક્ષપાત નથી કે શું? ભગિની નમુંજાલા, તમોએ મંત્રી ઉદયન-દેવની સહાયતાથી મહારાજાધિરાજને મને સતી ન થવાની આજ્ઞા આપવાના માર્ગમાં પ્રેર્યા અને ત્યાર પછી તમોએ સંન્યાસિની હોવા છતાં મહારાજાધિરાજ સાથે લગ્ન કરીને મહારાજાધિરાજ સાથે સ્વર્ગારોહણ કરવાના મારા અધિકારને મારી પાસેથી છીનવી લીધો, તેમ જ સુમિત્રાદેવીને પણ જીવિત રહેવાની આજ્ઞા અપાવીને સતી થવાના તેમના અધિકારને પણ નષ્ટ કરી નાખ્યો, એ જ તમારી પરોપકારવૃત્તિ કે? સુમિત્રાદેવી ભાગ્યશાલિની હોવાથી માત્ર એક દિવસનું વૈધવ્ય ભોગવીને જ પતિસેવામાટે સ્વર્ગમાં પ્રયાણ કરી ગયાં; પરંતુ હુ અભાગિની અત્યાર સુધી મારા પાપી પ્રાણને શરીરમા ધારણ કરી રહી છું અને નવીન નવીન નિરાશાઓને અનુભવી રહી છું! આજે જે વીરનરના ચિતા-કાષ્ઠભક્ષણના સમાચાર મેં સાંભળ્યા છે તે વીરનરના પત્રના વાંચનથી

મારી અંતિમ આશાનો પણ લોપ થઇ ગયો છે અને તેની નવયૌવના પત્ની જો આવતી કાલે સતી થવાની પોતાની ઇચ્છા દર્શાવશે, તો તે દૃશ્યને મારાં નેત્રો જોઈ શકવાનાં નથી અને તે દુઃખને મારું હૃદય સહી શકવાનું નથી! આહ, વિષાદ! આહ વેદના! કેવી તીવ્ર પૂર્વસ્મૃતિ! કેવો ઉત્તપ્ત અંગાર! કેવું ભયંકર ત્રિશૂલ! આહ, કેવી વિષાક્ત છુરિકા! અને કેવો કઠિન કૃપાણ!! આ વિષાદ, આ વેદના અને આ પૂર્વસ્મૃતિને નિવારવાનો જો કોઇ પણ ઉપાય હોય તો તે કેવળ આત્મહત્યા જ છે અને તેથી અત્યારે મારે સર્વ દુઃખવિમોચની દેવી આત્મહત્યાનું જ દૃઢતાથી અવલંબન કરવાનું છે! પરમાત્મન્! હવે મારા અલ્પવયસ્ક પુત્ર અને બાલ ગુર્જરેશ્વર જયસિંહદેવની, સોલંકી વંશના ગુર્જર સામ્રાજ્યની તેમ જ ગુર્જરી પ્રજાની રક્ષાનો ભાર તારા શિરપર છે આત્મહત્યાનું સાધન નિકટમાં જ છે એ પણ મહાકાલેશ્વરનો ઉપકાર સરિતા સાભ્રમતી! પ્રતિમંદાકિની! પુણ્યતોયા અને જગજ્જનની! તારા વક્ષસ્થલમાં અસંખ્ય વ્યથિત આત્માઓએ શાશ્વત શાંતિને પ્રાપ્ત કરેલી છે! વિરહવિધુરા વનિતા, પ્રેમપરિતપ્ત યુવક, અપમાનભોગી આત્મા, દગ્ધ હૃદય તથા લાંછિત ગૌરવ એ સર્વની તું જ એકમાત્ર આશ્રયદાત્રી છે! માતા, તારી ગંભીર જલધારામાં ચિરવિસ્મૃતિનો નિવાસ છે. માતા, મહાસ્નેહમયી માતા, આ કારણથી જ તને નિર્વાણદાત્રી કિંવા મોક્ષદાયિની કહેવામાં આવે છે. ત્યારે, માતા, તું કહે કે વિસ્મૃતિ તથા મોક્ષ એ બન્ને એક જ વસ્તુ છે કિંવા ભિન્ન વસ્તુઓ છે? જો એ ઉભય એક જ વસ્તુ હોય, તો તારામાં ચિરવિસ્મૃતિનો નિવાસ હોવાથી તું મને પોતાના ગર્ભમાં શમાવી લે અને મને મોક્ષભાગિની થવા દે!"

મયણલ્લાદેવીએ સરિતાના તીરપ્રાંતમાં જવાની ઇચ્છાથી સરિતાની દિશામાં પોતાના મુખને ફેરવ્યું એટલામાં સમાધિમંદિરના પશ્ચાદ્ભાગમાંથી કોઇ અદૃશ્ય માનવવ્યક્તિએ પોતાના ગંભીર કંઠસ્વરથી કહ્યું કે—

"ઉન્માદિની!"

"હા, સંસારની દૃષ્ટિમાં જેવી રીતે અનેકવિધ વીરવ્રતધારિણી વ્યક્તિઓ ઉન્માદિની હોય છે તેવી જ રીતે હું પણ અવશ્ય ઉન્માદિની છું રણરંગમાં ઉલ્લાસ તથા આવેગના યોગે પ્રાણનો પરિત્યાગ કરનાર વીર યુવક ઉન્માદી હોય છે, સંસારની સેવામાટે સર્વસ્વને ત્યાગી દેનાર મહાત્મા ઉન્માદી મનાય છે, ધધકતી ચિતાની ગગનગામિની શિખામાલાપર પુલકિત વદનથી આરૂઢ થઇને દેવી નમુંજલા પ્રમાણે સ્વર્ગારોહણ કરનારી પતિગતપ્રાણા સતી નારી ઉન્માદિનીના સ્વરૂપમાં દૃષ્ટિગોચર થાય છે; પતિદેવનો શાશ્વત વિયોગ અસહ્ય થવાથી માત્ર એક જ દિવસમાં પોતાના દેહને ત્યાગી દેનારી મહારાણી સુમિત્રાદેવી સમાન મહાસતી મહિલા ઉન્માદિની જણાય છે અને પોતાની પ્રતિજ્ઞાના પાલનમાટે પ્રજ્વલિત પાવકમાં પોતાના પ્રાણોનું બલિદાન આપનાર દેવપ્રસાદ સમાન વીર યુવક પણ અવશ્ય ઉન્માદી જ દેખાય છે મારા પરલોકવાસી પતિદેવના શાશ્વત વિયોગથી હું પણ આજે ઉન્માદિની થઇ ગઈ છું અને પરમાત્માનાં ચરણોમાં મારી એ જ એકમાત્ર અનન્ય ભાવયુત અભ્યર્થના છે કે મારો એ ઉન્માદ મારા જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત અવિચલ રહે જો હું ઉન્માદિની

હોઉં, તો મારા આ ઉન્માદમાં મને અત્યારે અનિર્વચનીય આનન્દનો સાક્ષાત્કાર થાય છે! અને મદિરામાં રતિનો સમાવેશ થયેલો દેખાય છે!! અહા, ઉન્માદવર્ધિની સુરાનો કેવો મનોહર રંગ છે અને કેવો આનન્દમય તરંગ છે એની અનુભૂતિ કેવળ ઉન્માદિની વ્યક્તિઓથી જ કરી શકાય છે રામબાણ વાગ્યા હોય તે જ જાણે!!" મયણલ્લાદેવીએ ઉત્તર આપ્યું.

"ઉન્માદિની, કાંઇક બુદ્ધિમતી થા" પુનઃ તે જ અદૃશ્ય માનવવ્યક્તિએ અધિકારદર્શક ગંભીર સ્વરથી આ વાક્ય ઉચ્ચાર્યું.

"સંસારમાં કાપુરુષોની સંખ્યા અધિક હોવાથી જે પુરુષો પોતાના પૂર્વગૌરવની સ્મૃતિને જલાંજલિ સમર્પીને તથા રણભૂમિમાં શત્રુને પીઠ બતાવીને પલાયન કરી જાય છે તેમ જ જે પુરુષો પોતાની જનની જન્મભૂમિનો વિશ્વાસઘાત કરીને તથા સ્વાર્થાંધ થઇને ધનકુબેરના આસનને ગ્રહણ કરી લે છે તે નીચ પુરુષોને જ સંસારના બહુસંખ્ય કાપુરુષો બુદ્ધિમાન્ પુરુષો તરીકે ઓળખતા હોય છે અને એવી જ રીતે આ સંસારમા યૌવનસુખોપભોગલોલુપા લલનાઓની સંખ્યા અધિક હોવાથી તેઓ જે યુવતીઓ પોતાના યૌવનની કૃત્રિમ કાંતિ તથા પોતાના પ્રેમાભિસારના યોગે અનેક સદાચારભ્રષ્ટ તથા રૂપલોલુપ યુવકોની સંતોષજન્ય પ્રશંસાવલીને નિરંતર પ્રાપ્ત કરતી રહે છે તે યુવતીઓને જ બુદ્ધિમતી પ્રમાણે છે; તો શું, તમો મને એવા પ્રકારની બુદ્ધિમતી મહિલા થવાનો ઉપદેશ આપી રહ્યા છો?" મણલ્લાદેવીએ તે અદૃશ્ય માનવવ્યક્તિને ઉદ્દેશીને આ ગંભીર પ્રશ્ન પૂછ્યો.

"નહિ હું તને એવા પ્રકારની બુદ્ધિમતી મહિલા થવાનો ઉપદેશ નથી આપતો; કિંતુ કર્તવ્યપરાયણા બુદ્ધિમતી મહિલા થવાનો અને જે માર્ગમાં અગ્રેસર થવાથી તારા કર્તવ્યની ભ્રષ્ટતા થવાનો સંભવ છે તે માર્ગને ત્યાગી દેવાનો ઉપદેશ આપી રહ્યો છું." તે અદૃશ્ય માનવવ્યક્તિએ ઉત્તર આપ્યું.

"આપ કોણ છો?" મયણલ્લાદેવીએ જિજ્ઞાસા દર્શાવી.

"હું કોણ છું તે જોઈ લે." મયણલ્લાદેવીનાં શ્રવણોમાં આ શબ્દોએ પ્રવેશ કર્યો અને તે ક્ષણે જ ત્યાં એક પ્રકારના પ્રકાશનો અચાનક ઉદ્ભવ થવાથી તે પ્રકાશે સૂચીભેદ્ય અંધકારની નિબિડતાનો ઉચ્છેદ કરી નાખ્યો. મયણલ્લાદેવીએ પોતાથી અલ્પ અંતરપર સમાધિમંદિરની વેદિકાપર જ્યાં તે ધવલ પ્રકાશનો રશ્મિઓનો પાત થઈ રહ્યો હતો ત્યાં જેના ચર્મરૂપ આવરણનો શરીરમાંના અસ્થિ તથા માંસ સાથેનો સંબંધ શિથિલ થઈ ગયેલો હોવા છતાં જેનાં નયનોમા એક પ્રકારની અદ્‌ભુત તીવ્ર જ્યોતિ વિલસી રહી હતી, જેનું વસ્ત્રાચ્છાદનહીન વક્ષસ્થલ કંકાલરૂપ હોવા છતાં દૃઢતાનો પરિચય કરાવી રહ્યું હતું; જેના મુખમંડળમાં કિંચિદ્ ભયાનકતાયુક્ત પ્રતિભા કિંવા પ્રભાવશીલતા ઝળકી રહી હતી; જેના શિરોભાગમા તથા મુખપ્રદેશમાં ચંદ્રના ધવલ કિંવા રજતતુલ્ય પ્રકાશની પૂર્ણ પ્રતિસ્પર્ધા કરનારી શુભ્ર જટા તથા શુભ્ર દાઢી શોભી રહી હતી અને જેણે પોતાના શરીરપર કેવળ એક કૌપીન વિના અન્ય કોઇ પણ વસ્ત્ર પરિધાન કર્યું ન હોતું તેવી એક વિલક્ષણ તેજસ્વિની માનવવ્યક્તિને ઉભેલી જોઇ અને તેના દર્શનથી પોતાના હૃદયમાં અચાનક પૂજ્ય ભાવનો ઉદ્ભવ થવાથી મયણલ્લાદેવીએ કહ્યું કે—

"મહાત્મન્, હુ આપને પ્રાર્થના કરૂં છું કૃપા કરીને જણાવશો કે આપ કોણ છો અને અત્યારે અહીં પધારીને મારા જીવનનિર્વાણના કાર્યમાં શા કારણથી બાધા નાખવાને બદ્ધપરિકર થયા છો?"

"જેવી રીતે ત્રિકાલજ્ઞ યોગીશ્વર શ્રીકૃષ્ણ ભગવાનને ધર્મસંસ્થાપનારૂપ કાર્યની સિદ્ધિમાટે અર્જુનના સારથિપદને સ્વીકારવું પડ્યું હતું અને મોહમુગ્ધ અર્જુનને રણભૂમિમા તેના મોહને નિવારવામાટે તથા નિજ કર્તવ્યનું ભાન કરાવવામાટે ગીતાનું ગાન કરવું પડ્યું હતુ તેવી જ રીતે હું સંસારબંધનથી મુક્ત તથા ગિરિદરીવાસી યોગી હોવા છતા તારા હૃદયમાં ઉદ્ભવેલા મિથ્યા મોહને નિવારવામાટે અને તને તારા કર્તવ્યનુ નવીનતાથી ભાન કરાવીને જીવનસાફલ્યનો યથાર્થ માર્ગ દર્શાવવામાટે નિરુપાય થઇને મારે અત્યારે આ સ્મશાનભૂમિમા આવવાનો પરિશ્રમ લેવો પડ્યો છે." તે યોગીશ્વરે પોતાનો એક યોગી તરીકે પરિચય કરાવીને પોતાના આગમનનું કારણ દર્શાવ્યું.

"પોતાના પતિદેવના પરલોકવાસ પછી પોતાના જીવનનું વિસર્જન કરી દેવું એ શુ સતી સ્ત્રીનું કર્તવ્ય નથી?" મયણલ્લાદેવીએ જિજ્ઞાસા દર્શાવી.

"પોતાના પતિદેવનો પરલોકવાસ થઇ ગયા પછી સતી સ્ત્રીના આ સંસારમા બે કર્તવ્ય અવશિષ્ટ રહે છે અને તે એ કે કાં તો મૃત પતિ સાથે અગ્નિપ્રવેશ કરવો અને કાં તો જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત બ્રહ્મચર્યનુ દૃઢતાથી પાલન કરવું. તારા ભાગ્યમા દ્વિતીય કર્તવ્યનું પાલન લખાયલું હોવાથી હવે જો તુ પોતાના પ્રાણવિસર્જનનો પ્રયત્ન કરીશ, તો તે કર્તવ્યપાલન નહિ, કિન્તુ આત્મહત્યા થશે અને આત્મઘાત એક મહાપાતક હોવાથી આત્મઘાતના પરિણામે તને નરકની પ્રાપ્તિ થતા તારી સ્થિતિ 'ततो भ्रष्टस्ततो भ्रष्ट:' જેવી થઈ જશે" યોગીશ્વરે મયણલ્લાદેવીને તેના કર્તવ્યનું દર્શન કરાવ્યું.

"મારા પતિદેવ, ભગિની નસુંજલા, ભગિની સુમિત્રાદેવી તથા વત્સ દેવપ્રસાદના એકત્ર મૃત્યુની ઘટનાથી, મારૂં હૃદયાકાશ, નૈરાશ્યરૂપ ગાઢ અંધકારમાં વિલીન થઈ ગયું છે, મારી નિરાશાનો અવધિ થયો છે અને નિરાશામય જીવન મૃત્યુથી પણ અધિક ભયંકર હોય છે એ આપ નથી જાણતા કે શું, યોગીશ્વર?" મયણલ્લાદેવીએ પોતાની અસહ્ય નિરાશાનો પ્રકાશ કર્યો.

"પુત્રી મયણલ્લા, જીવનજ્યોતિનો મોક્ષ નૈરાશ્યની કાલિમામયી કંદરામા છે કિંવા કર્તવ્યપાલનના પ્રકાશમય પ્રાસાદમા છે, એનો જ અત્યારે તારે વિચાર કરવાનો છે જો તુ અત્યારે પોતાના કર્તવ્યના કઠોર પથથી ભ્રષ્ટ થઇશ તો તારી જીવનજ્યોતિ અવશ્ય રસાતલની અપમાનકંદરામાં ચિરપતિતા થઈ જશે અને ભવિષ્યગગનના બાલસૂર્યની ઉજ્જ્વલ આભા પ્રલયસિન્ધુના ભયંકર વક્ષઃસ્થલમા નિર્વિવાદ વિલીન થઈ જશે જીવન તથા મૃત્યુની આવી વિકટ સમસ્યાની સમુપસ્થિતિના સમયમાં અવલબનીય સત્ય માર્ગનો નિર્ણય કરી લેવો અને અસત્ય માર્ગને ન સ્વીકારવો એ જ મનુષ્યની બુદ્ધિમત્તા છે. આ તારી બુદ્ધિમત્તાની પરીક્ષાનો પ્રસંગ છે" યોગીશ્વરે અતિશય ગંભીર ભાવથી મયણલ્લાદેવીને ભવ્ય ઉપદેશ આપ્યો.

"તો શું, મારા ભાગ્યમા મારા પ્રથમ કર્તવ્યના પાલનનો પતિદેવના

પરલોકવાસ પછી પ્રાણવિસર્જન કરી દેવાનો યોગ નથી જ લખાયો?" મયણલ્લાદેવીએ આશ્ચર્યવિસ્ફારિત લોચનોથી પૂછ્યું

"નમુંજલા મારી શિષ્યા હોવા છતા અને જે વેળાયે તેણે કર્ણરાજની ચિતામાં આરોહણ કરીને સહગમન કર્યું તે વેળાયે પણ હું આ સ્થાનમા જ ગુપ્ત ભાવથી વિદ્યમાન હોવા છતાં તેના ભાગ્યમાં સહગમનનો યોગ લખાયલો હોવાથી તેને તેના એ કર્તવ્યપાલનથી પરાઙ્મુખ કરવાની મારા મનમા ઇચ્છા જ ન હોતી ઉદ્ભવી તેમ જ મહારાણી સુમિત્રાદેવીના ભાગ્યમા પતિદેવના મૃત્યુ પછી એક દિવસમાં જ પ્રાણવિસર્જનનો યોગ લખાયલો હોવાથી એક દિવસમા જ તેમનું સ્વાભાવિક મૃત્યુ થઇ ગયુ હતુ; પરંતુ અદ્યાપિ તારૂં સ્વાભાવિક મૃત્યુ નથી થયું એ ઘટના જ દર્શાવી આપે છે કે પતિદેવના મૃત્યુ પછી પ્રાણવિસર્જન કરી દેવાનો યોગ તારા ભાગ્યમા નથી લખાયો, તારા જીવનની ગુજરાતને અતિશય આવશ્યકતા હોવાથી પરમાત્માએ તને જીવિત રાખી છે અને તેથી હવે જીવિત રહીને જ તારે પોતાના વૈધવ્યપાલનરૂપ દ્વિતીય કર્તવ્યનું યથાર્થ પાલન કરવાનુ છે." યોગીશ્વરે સમાધાનકારક ઉત્તર આપ્યું.

"આપ નમુંજલાદેવીના ગુરુદેવ છો?" મયણલ્લાએ આશ્ચર્યથી પૂછ્યું

"હા, હું તે સતી સાધ્વીનો ગુરુ છું અને તે સતી શિષ્યાના ગુરુત્વથી મને વાસ્તવિક ગૌરવની પ્રાપ્તિ થયેલી છે" યોગીશ્વરે કહ્યુ

"ત્યારે હવે મારે શું કરવું?" મયણલ્લાદેવીએ બાષ્પરુદ્ધ કંઠથી પૂછ્યું.

"દેવી મયણલ્લા, સ્ત્રીમાટે પોતાના સ્વામીથી ભિન્ન કોઈ યજ્ઞ નથી અને પોતાના પતિની આજ્ઞાના પાલન વિના અન્ય કોઇ વ્રત કિંવા ઉપવાસ નથી; અર્થાત્ એકમાત્ર પતિસેવા દ્વારા જ નારીજાતિ સ્વર્ગપ્રવેશની અધિકારિણી થઈ શકે છે. પતિ જીવિત હોય કિંવા મરી જાય તથાપિ સાધ્વી સ્ત્રીએ પતિલોકની કામનાને હૃદયમા ધારણ કરીને પતિને અપ્રિય થઈ પડનારૂં આચરણ કદાપિ ન કરવું જોઇએ; પતિ પરલોકવાસી થયાં પછી જો સહગમનનો યોગ કોઈ પણ અનિવાર્ય કારણવશાત્ પ્રાપ્ત ન થાય તો પત્નીએ શુભ પુષ્પમૂલ તથા ફલના આહારથી દેહને ક્ષીણ કરી નાખવો, પતિ વિના અન્ય પુરુષના નામનો ઉચ્ચારમાત્ર પણ ન કરવો, જ્યાં સુધી પોતાના મૃત્યુનો સમય ન આવી લાગે ત્યાં સુધી ક્લેશસહિષ્ણુ તથા નિયમાચારિણી થઇને મદિરા, માંસ તથા મૈથુનના ત્યાગરૂપ બ્રહ્મચર્યનું અવલંબન કરી પતિપરાયણા સાધ્વી સુન્દરીનો જે એકમાત્ર અનુરૂપ તથા પરમ ધર્મ છે તે ધર્મના પાલનમાં જ યત્નવતી થવું અને તે સાથે જીવનનાં અન્ય કર્તવ્યોનું પણ પરિસ્થિતિ અનુસાર પાલન કરતાં રહેવુ એવી મનુ આદિ સ્મૃતિકારોની આજ્ઞા છે અને તે આજ્ઞાનું તું યથોચિત પાલન કરી રહી છે એ જોઇને મારા મનમાં અતિશય સંતોષ થાય છે; કારણ કે, જ્યારથી કર્ણરાજ પરલોકવાસી થયા છે ત્યારથી તે કૃષ્ણવસ્ત્ર પરિધાન કરી લીધું છે; સુખશય્યાને ત્યાગીને ભૂમિતલપર કુશશય્યામાં શયન કરવા માંડ્યુ છે; સ્વાદિષ્ટ ભોજનોને ત્યાગીને કંદ તથા ફલના આહારથી દેહને ક્ષીણ કરવાનો આરંભ કરી દીધો છે; તારો જે સુદીર્ઘ કૃષ્ણકેશકલાપ અત્યંત મોહક હતો તેનું તેં તારા પતિના નિધન પછી દશમ દિવસે જ વપન કરાવી નાખ્યુ છે અને પોતાના મનને વિકારરૂપ પંકનો

સ્પર્શ ન થવા દઇને ગંગાજલ સમાન સ્વચ્છ તથા નિર્મલ રાખવાનો તું યથોચિત પ્રયત્ન કરી રહી છે એ વાર્તા મારાથી અજ્ઞાત નથી. તું જેવી આદર્શ કન્યા હતી, આદર્શ ગૃહલક્ષ્મી હતી અને આદર્શ માતા છે તેવી જ આદર્શ વિધવા છે એવો મારો દૃઢ નિશ્ચય થઈ ચૂક્યો છે અને એટલામાટે મારો તને એ જ ઉપદેશ છે કે તું પોતાના જે કર્તવ્યક્ષેત્રમાં અવતીર્ણ થઈ છે તે કર્તવ્યક્ષેત્રમાં જીવિત રહીને કર્તવ્યનું પાલન કરતી રહે; કારણ કે, તારા જીવનની સાર્થકતા એમાં જ સમાયલી છે!" યોગીશ્વરે મયણલ્લાના વૈધવ્યપાલનની પ્રશંસા કરીને કર્તવ્યમાર્ગ દર્શાવ્યો.

"હું એક અબળા નારી હોવાથી રાજ્યશકટને ચલાવવાની શક્તિનો મારામાં સર્વથા અભાવ છે એટલે એ દૃષ્ટિથી પણ મારું જીવન સર્વથા નિરર્થક છે" મયણલ્લાદેવીએ પુનઃ નિરાશા દર્શાવી.

"જે વિદ્યાદેવી અવિદ્યાને નિવારી મનુષ્યને વાસ્તવિક મનુષ્યત્વ સમર્પનારી, યશ તથા કીર્તિ અપાવનારી અને અંતે મોક્ષના દ્વારોને મનુષ્યના પ્રવેશમાટે ઉઘાડી નાખનારી મનાય છે તે વિદ્યાદેવી જાતિની કોણ છે?" યોગીશ્વરે એક વિશિષ્ટ આશયથી પૂછ્યું

"નારી" મયણલ્લાદેવીએ ઉત્તર આપ્યું

"જે લક્ષ્મીદેવી અકુલીનમાં કુલીનતાનો આવિર્ભાવ કરનારી, મૂર્ખને પંડિતમાં ખપાવનારી, ગુણહીનને ગુણજ્ઞ તરીકે ઓળખાવનારી, મૂકને વક્તા કહેવડાવનારી અને કુરૂપને રૂપશાલી મનાવનારી કહેવાય છે તે સિન્ધુસુતા તથા વિષ્ણુપ્રિયા નારાયણી જાતિની કોણ છે વારુ ?" યોગીશ્વરે પ્રથમ પ્રશ્ન જેવો જ દ્વિતીય પ્રશ્ન પૂછ્યો.

"નારી" યોગીશ્વરના એ પ્રશ્નનું અન્ય ઉત્તર ન હોવાથી મયણલ્લાએ પુન એ જ ઉત્તર આપ્યું

"મહામદોન્મત્ત તથા અત્યાચારી શુંભ તથા નિશુંભ જેવા દૈત્યરાજોને જેણે પોતાના અપરિમિત બળથી ક્ષણમાત્રમાં જ સંહારી નાખ્યા હતા અને દેવોને તેમના ભયથી મુક્ત કર્યા હતા તે મહાદેવની પાર્વતી, કાલી, ચંડી તથા ભવાની આદિ અનેકવિધ નામોથી ઓળખાતી દેવી દુર્ગા કોણ હતી વારુ ?" યોગીશ્વરે ગંભીરતાથી પૂછ્યું.

"નારી" મયણલ્લાદેવીએ કહ્યું

"જેમણે વેદનિર્માતા ઋષિઓને, વાલ્મીકિ તથા કાલિદાસ જેવા કવિજનોને, મનુ તથા યાજ્ઞવલ્ક્ય સમાન સ્મૃતિકારોને; વિશ્વામિત્ર તથા વસિષ્ઠ ઋષિ જેવા પ્રચંડ તપસ્વીઓને, પરશુરામ સમાન અદ્વિતીય બ્રાહ્મણવીરને, શ્રી રામચંદ્ર સમાન આદર્શ પુત્ર તથા આદર્શ નરપતિને, શ્રી કૃષ્ણચંદ્ર જેવા ભગવદવતારને, ભીષ્મપિતામહ જેવા દૃઢપ્રતિજ્ઞ પુરુષોને, અર્જુન તથા કર્ણ જેવા બાણાવળીઓને, શ્રી શંકરાચાર્ય જેવા ધર્મોદ્ધારકોને, કર્ણ આદિ દાતા પુરુષોને, ચાણક્ય જેવા મહાબુદ્ધિમાન્ રાજનીતિજ્ઞ પુરુષોને તથા સીતા, સાવિત્રી અને સુકન્યા જેવી વિશ્વવિખ્યાત પ્રાતસ્મરણીયા સતી સુંદરીઓને આઠ, નવ કિંવા દશ માસ પર્યન્ત પોતાના ગર્ભમાં શાંતિથી ધારણ કરીને જન્મ આપ્યો હતો તે ભારતવર્ષના મુખને ઉજ્જ્વલ કરનારી કોણ હતી ?" યોગીશ્વરે પૂછ્યું

"નારી અને નારી" મયણલ્લાદેવીએ ઉત્તર આપ્યું.

"જે નારીજાતિમા પરમાત્માએ આવાં નાનાવિધ બળોનો સમાવેશ કરેલો છે અને તેથી જે નારી રત્નગર્ભા તથા વિશ્વોત્પાદિકા મનાય છે તે નારીને જે લોકો અબળા કહેછે તેઓ પ્રમાદી છે; મૂર્ખ છે; કારણ કે, નારી અબળા નથી, પણ સબળા છે અને તે એટલી સીમા પર્યન્ત કે નારી જો પોતાના વાસ્તવિક બળનો પ્રકાશ કરવાના નિશ્ચયપર આવી જાય તો બલાઢ્ય પુરુષોનું બળ પણ નારીના બળ સમક્ષ ઝાંખુ પડી જાય છે, વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતા નારી પુરુષ સમક્ષ અબળા થયેલી દેખાય છે તેનું કારણ તેની અબળતા નથી, કિન્તુ તેની પ્રેમમયતા કિંવા પ્રેમશીલતા જ છે. માતૃત્વની સાર્થકતામાટે પરમાત્માએ નારીના હૃદયમાં પ્રેમ તથા મૃદુતાનો અધિક પરિમાણમા સમાવેશ કરેલો હોવાથી નારી જાણી જોઇને અથવા બુદ્ધિપૂર્વક પોતાના બળનો પ્રકાશ નથી કરતી અને તેથી લોકો તેને ભ્રાન્તિથી અબળા માની લે છે. પુત્રી મયણલ્લા, જો તને તારા પ્રણય તથા વાત્સલ્યની દૃષ્ટિથી જોવામાં આવે તો તું અબળા છે; પરંતુ જો તને તારી શક્તિ, તારી યોગ્યતા, તારી અધિકારિતા તથા તારી શાસનદક્ષતાની દૃષ્ટિથી જોવામાં આવે તો તું મહા સબળા છે એ તું નિશ્ચયપૂર્વક માની લેજે, અને તારા હસ્તથી ગુર્જરભૂમિની જે ઉન્નતિ હવે પછી થવાની છે તે વાર્તાને લક્ષમા રાખીને આત્મવિશ્વાસમા લેશમાત્ર પણ ન્યૂનતા ન થાય, એની સંભાળ રાખજે. 'સંશયાત્મા વિનશ્યતિ' એ શ્રીકૃષ્ણ ભગવાનના વાક્યનું કદાપિ વિસ્મરણ થવા ન દેતી. તારા પરલોકવાસી પતિદેવની આજ્ઞાનો, તારા અલ્પવયસ્ક પુત્ર જયસિંહદેવના લાલન પાલન તથા શિક્ષણનો, સોલંકી વંશના ગુર્જર સામ્રાજ્યની સુરક્ષિતતાનો અને ગુજરાતની પ્રજાના ભાવિ કલ્યાણનો વિચાર કર, આત્મહત્યાના વિચારનો હૃદયમાંથી બહિષ્કાર કરી દે અને કેવળ જયસિંહદેવની માતા જ નહિ, કિન્તુ ગુજરાતની માતા મયણલ્લા, જેવી રીતે કન્યાકાળમા કન્યાકર્તવ્યનું, ગૃહિણીકાળમાં ગૃહિણીકર્તવ્યનું અને માતૃત્વકાળમા માતૃકર્તવ્યનું અત્યાર સુધી યથાર્થ પાલન કરીને આદર્શ કન્યા, આદર્શ ગૃહિણી તથા આદર્શ માતા તરીકે તેં સર્વત્ર ખ્યાતિ મેળવી છે તેવી જ રીતે વૈધવ્યકાળમા આદર્શ વિધવા તથા આદર્શ ગુર્જરી માતા તરીકે વિખ્યાત થવાના ભાગ્યને પ્રાપ્ત કરી લે." યોગીશ્વરે મયણલ્લાદેવીના હૃદયમાં આત્મવિશ્વાસને દૃઢાવવાના ઉદ્દેશથી નારીજાતિના મહત્વનું દર્શન કરાવ્યું.

"અને મારા માટે હવે કયો માર્ગ અવલમ્બનીય છે તે કૃપા કરીને જણાવશો, પૂજ્ય યોગિરાજ?" અત્યાર સુધી સમાધિમંદિરના પશ્ચાદ્ભાગમાં ગુપ્ત રહીને મયણલ્લાદેવી તથા યોગીશ્વરના સંવાદને લક્ષપૂર્વક સાંભળતી ઊભેલી ભિલ્લરાજ્ઞી સુદેષ્ણાદેવી આ પ્રશ્નને ઉચ્ચારતી યોગીશ્વર તથા મયણલ્લાદેવી સમક્ષ આવીને ઉભી રહી.

"કોણ, ભગિની સુદેષ્ણાદેવી? તમો અહીં ક્યાંથી?" મયણલ્લાદેવીએ આશ્ચર્યચકિત થઇને પૂછ્યું.

"પુત્રી મયણલ્લા, જ્યારે તું નિરાશ થઇને શાન્તિને મેળવવાની આશાથી રાજમહાલયમાંથી અહીં સ્મશાનભૂમિમા આવવામાટે નીકળી તે વેળાયે તારી પાસે સૂતેલી આ સુદેષ્ણા જાગતી હોવાથી તારા જાણવામા ન આવી શકે તેવી

રીતે તારી પાછળ પાછળ ચાલતી અહીં આવીને આ સમાધિમંદિરના પશ્ચાદ્‌ભાગમાં ઊભી રહી હતી એટલે આપણો અત્યાર સુધીનો સર્વ સંવાદ એણે લક્ષપૂર્વક સાંભળી લીધો છે. આપણો સંવાદ એના સાંભળવામાં આવે એવી મારી ઇચ્છા હોવાથી મેં એની વિદ્યમાનતાનો બુદ્ધિપૂર્વક તારા સમક્ષ પ્રકાશ કર્યો ન હોતો, કારણ કે જે ઉપદેશ મેં તને આપ્યો છે તે જ ઉપદેશ મારે એને પણ આપવાનો હતો." યોગીશ્વરે સુદેષ્ણાની વિદ્યમાનતાના રહસ્યનો સ્ફોટ કરતાં આ ઉદ્‌ગારો કાઢ્યા.

"જે ઉપદેશ આપ યોગીશ્વરે અત્યારે રાજમાતા મયણલ્લદેવીને આપ્યો છે તે જ ઉપદેશ આપ મને પણ આપવાના હતા એનો મારે શો અર્થ સમજવો વારુ ?" સુદેષ્ણાદેવીએ આતુરતાથી પૂછ્યું.

"એનો તારે જે અર્થ સમજવાનો છે તે એ જ કે મયણલ્લદેવીના મુખથી મારી સાથે સંભાષણ કરતાં સેનાધ્યક્ષ દેવપ્રસાદના ચિતારોહણ તથા સ્વર્ગવાસની વાર્તાનો સ્ફોટ થઈ ગયો છે અને તેથી પોતાના પતિદેવના પરલોકવાસની વાર્તા અચાનક તારા જાણવામાં આવી જવાથી તારા મનમાં પણ ચિતાપ્રવેશ કરીને પોતાના જીવનનું વિસર્જન કરી નાખવાના વિચારનો આવિર્ભાવ થવા લાગ્યો છે; પરંતુ તારો એ અભિલાષ પૂર્ણ તથા સફળ થઈ શકે તેમ નથી", યોગીશ્વરે ગંભીર ભાવ તથા ગંભીર સ્વરથી કહ્યું.

"મારો એ ભદ્ર અભિલાષ પૂર્ણ તથા સફળ ન થવાનું શું કારણ ?" સુદેષ્ણાદેવીએ જિજ્ઞાસા દર્શાવી.

"કારણ એ જ કે મયણલ્લદેવી પ્રમાણે તું પણ એક અલ્પવયસ્ક પુત્રની માતા તથા એક લઘુ રાજ્યની અધીશ્વરી હોવાથી તારા પુત્ર ત્રિભુવનપાલના લાલનપાલન તથા શિક્ષણ આદિનો તેમ જ પોતાના લઘુ રાજ્યની રક્ષા તથા વ્યવસ્થાનો ભાર હવે તારા શિરપર રહેલો છે, માત્ર એટલું જ નહિ, પણ મયણલ્લદેવીને એની વિપત્તિની વેળામાં યોગ્ય સહાયતા આપવી એ પણ તારો પરમ ધર્મ છે એટલે તારા એ કર્તવ્ય તથા ધર્મના પાલનમાટે તારા પતિએ સ્વેચ્છાથી મૃત્યુને સ્વીકાર્યા પૂર્વે મયણલ્લદેવીને સંબોધીને લખેલા પત્રમાં તને ચિતારોહણ ન કરવાની સ્વર્ગીય મહારાજાધિરાજ કર્ણરાજ પ્રમાણે કઠિન આજ્ઞા આપેલી છે, અને પતિદેવની એ અંતિમ આજ્ઞા પ્રભુની આજ્ઞા સમાન હોવાથી એ આજ્ઞાનું યથાર્થ પાલન કરવામાટે તું ધર્મના બંધનથી બંધાયલી છે. તારા ભાગ્યમાં પણ મયણલ્લદેવી પ્રમાણે પોતાના સતીત્વને સિદ્ધ કરી બતાવવાનો ઇન્દ્રિયદમન તથા વૈધવ્યપાલનરૂપ ચિતારોહણ તથા જીવનવિસર્જનથી પણ કઠિન મનાતો યોગ લખાયલો હોવાથી એ કઠિન યોગની સાધનામાં જ તારા જીવનનું કલ્યાણ સમાયલું છે" યોગીશ્વરે સુદેષ્ણાની ચિતારોહણ વિષયક અભિલાષા પૂર્ણ ન થવાનું કારણ અત્યંત ગંભીરતાથી દર્શાવ્યું.

"હવે આપના ઉપદેશનું રહસ્ય મારા સમજવામાં આવી ગયું: જ્યારે મારા પતિદેવની મને આવી જ આજ્ઞા મળી છે તો હવે પતિદેવની એ અંતિમ આજ્ઞાનું અક્ષરશઃ પાલન કરવું અને જે મન દુર્નિગ્રહ તથા ચંચલ મનાય છે તે મનનો અભ્યાસ તથા વૈરાગ્યવડે સંયમ કરીને એ કઠિન યોગની સાધનાવડે જીવનકલ્યાણને સાધી લેવું એ જ મારો ધર્મ છે અને એ ધર્મને પાળવા-

માટે અત્યારના ક્ષણથી જ હું બદ્ધપરિકર છું તો કૃપા કરીને મને એટલો આશીર્વાદ આપો કે મારો આ વૈધવ્યયોગ સર્વથા સફળ થાય અને મારા એ યોગની સિદ્ધિના માર્ગમાં મારા જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત કોઈ પણ પ્રકારના વિઘ્નનો મારે સાક્ષાત્કાર કરવો ન પડે!" સુદેષ્ણાએ યોગીશ્વરનો મયણુલ્લા-દેવીને અપાયલો દીર્ઘ ઉપદેશનું લક્ષપૂર્વક શ્રવણ કરેલું હોવાથી વિશેષ વાદવિવાદ ન કરતાં આ ઉદ્ગારોથી યોગીશ્વરના ઉપદેશને તત્કાળ સ્વીકારી લીધો.

"પુત્રી સુદેષ્ણા, આ સંસારમાં ભદ્ર કાર્યની સિદ્ધિના માર્ગમાં અનેક પ્રકારનાં વિઘ્નો સ્વાભાવિક જ આવીને ઉપસ્થિત થાય છે એટલે તારા આ વૈધવ્યયોગની સિદ્ધિના માર્ગમાં પણ વિઘ્નો તો અવશ્ય આવશે જ, પરંતુ જો તું પોતાના મનને દૃઢ તથા અચલ રાખીશ, તો તારા તે વિઘ્નોનું અવશ્ય નિવારણ થઈ જશે અને તારો વૈધવ્યયોગ સર્વથા સફળ થશે એવો મારો તને અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે અને પરમાત્મા મારા આ આશીર્વાદને સત્ય સિદ્ધ કરી બતાવે એ જ પરમાત્માના શ્રીચરણોમાં મારી અનન્યભાવયુત અભ્યર્થના છે." યોગીશ્વરે આશીર્વાદ આપ્યો.

"તથાસ્તુ!" સુદેષ્ણાએ યોગીશ્વરના આશીર્વાદને આ વાક્યના ઉચ્ચારથી મસ્તકે ધારી લીધો.

"જ્યાં સૂધી મારા પતિદેવરૂપ મણિ મારા સૌભાગ્યમુકુટમાં જડાયલો હતો ત્યાં સૂધી મહારાજ્ઞી આશા મારી સહગામિની હતી અને ત્યાર પછી મારા સૌભાગ્યમુકુટમાંથી મારા પતિદેવરૂપ મણિનો લોપ થતાં પિશાચિકા નિરાશા મારી તે મહારાજ્ઞી આશાને બંદિની કરીને મારા હૃદયમાંથી હરી ગઈ હતી અને તેથી મેં મારા આશાહીન જીવનને નિઃસાર માની લીધું હતું; પરંતુ સિદ્ધ યોગીશ્વર, અત્યારે આપના ભદ્ર ઉપદેશથી મારા હૃદયમાં નવીન ઉત્સાહનો તથા મારા શરીરમાં નવજીવનનો સંચાર થયેલો હોવાથી હું હવે દૃઢ નિશ્ચયરૂપ અમોઘ શસ્ત્રને હસ્તમાં ધારણ કરીને સંસારરણભૂમિમાં અવતીર્ણ થઈશ, નિરાશા જો મારી આશાને સપ્તસિંધુપાર લઈ ગઈ હશે તો ત્યાં જઈને પણ હું નિરાશા પિશાચિકાનો વધ કરીને મારી આશાને બંધનમુક્ત કરી પાછી લઈ આવીશ, તે આશા મહારાજ્ઞીને પુનઃ મારા હૃદયસિંહાસનપર વિરાજમાન કરી દઈશ અને પતિલોકપ્રાપ્તિની આશાને મારી પરમસહાયિકા માનીને મારા કર્તવ્યપાલનરૂપ માર્ગમાં અગ્રેસર થતી રહીશ! હૃદય, તું હવે લોહના રૂપને ધારી લે! મારા પ્રાણ, તમો પાષાણના રૂપમાં પરિણત થાઓ; કારણ કે, આજે નિરાશા પિશાચિકા તથા કર્તવ્યભ્રષ્ટતા રાક્ષસી સાથેના સંગ્રામનો આરંભ થવાનો છે. સેનાપતિ વિશ્વાસ અને વૃત્તિ સૈનિકાઓ, યુદ્ધમાટે તત્પર થઈ જાઓ; કારણ કે, આજથી આરંભાતો રણસંગ્રામ આ સંસારમાં ચિરસ્મરણીય થવાનો છે અને આ યુદ્ધમાં આપણને મળનારો વિજય ચિરસ્થાયી થવાનો છે!! સાધના, મારી સહાયિકા થા; કલ્પના, કૃપાણને ધારણ કરી લે, અભિલાષા, નિકટમાં આવી જા, અને ચિંતા, તું પણ અગ્રેસર થા; કારણ કે આજથી આરંભાતા યુદ્ધમાં આપણી શક્તિઓની પરીક્ષા થવાની છે અને આપણે આપણી શક્તિના પ્રભાવથી અનંત સ્વર્ગ અથવા દેવદુર્લભ નિર્વાણપદને પ્રાપ્ત

કરી લેવાનું છે ! ! અભિલાષા, તું લાલસાને દ્વંદ્વયુદ્ધમાં પરાજિતા કરી નાખજે; સાધના વાસનાના શિરચ્છેદનું કાર્ય તારે કરવાનું છે, કલ્પના, તારે વેદનાના અભિમાનને ચૂર્ણવિચૂર્ણ કરી નાખવાની વીરતા દર્શાવવાની છે અને ચિંતા દેવી, તારે જ્વાલાના ગર્વનું મર્દન કરી બતાવવાનું છે. અને સેનાપતિ વિશ્વાસદેવ, ધૈર્ય તારા અનુચર, આત્મિક બળ તારા અનુયાયી અને પવિત્રતા તારી પતિવ્રતા પત્ની હોવાથી તું પોતાના હસ્તથી માયાવિની પિશાચિકા નિરાશા તથા રાક્ષસી કર્તવ્યભ્રષ્ટતાનો વધ કરી નાખજે અને પોતાની પત્ની પવિત્રતાદેવીના અખંડ સૌભાગ્ય તથા અક્ષય પુણ્યપ્રતાપના યોગે મારી વિજયપતાકાને ગગનમંડળ પર્યન્ત વિસ્તારી દેજે." મયણલ્લાદેવીએ આત્મહત્યાના વિચારને ત્યાગી દઇને કર્તવ્યપાલનના નિશ્ચયને હૃદયમાં સ્થાપતાં આ પ્રમાણેના ઉત્સાહદર્શક ઉદ્ગારો અત્યંત ગંભીર તથા પવિત્ર ભાવથી અને ગંભીર મુખમુદ્રાથી કાઢ્યા.

મયણલ્લાદેવીના મુખમાંથી આ ઉદ્ગારો નીકળી રહ્યા હતા તે ક્ષણે જ ગગનમંડળમાં રજનીવલ્લભ ચંદ્રદેવનો ઉદય થયો અને તે ચંદ્રદેવના શીતલ રશ્મિઓએ અંધકારનો પ્રતિકાર કરી નાખતાં જે સ્થાનમાં મયણલ્લાદેવી, સુદેષ્ણાદેવી તથા સિદ્ધ યોગીશ્વર એ પવિત્ર ત્રિમૂર્તિ દંડાયમાન હતી તે સ્થાનમાં પ્રકાશનો વિસ્તાર થઈ ગયો. આ શુભ પરિણામદર્શિની આકસ્મિક નૈસર્ગિક ઘટનાનું નિરીક્ષણ કરીને યોગીશ્વરે મયણલ્લાને પૂછ્યું કે—

"પુત્રી મયણલ્લા, જોયું આકાશમંડળમાં અચાનક અત્યારે આ કોનો ઉદય થયો છે ?"

"ઔષધિવર્ગના પોષક તથા કુમુદબંધુ ચંદ્રદેવનો." મયણલ્લાએ ઉત્તર આપ્યું.

"સત્ય છે, પરંતુ ચંદ્રદેવનો ગગનમંડળમાં થયેલો આ ઉદય તારા ચારિત્ર્યચંદ્રના ઉદય તથા સંસારસંગ્રામમાં થનારા તારા સંપૂર્ણ વિજયને જ દર્શાવનારો છે એ રહસ્યનું તારે કદાપિ વિસ્મરણ થવા દેવાનું નથી. આ જ્યોતિ તથા અંધકારના યુદ્ધમાં જેવી રીતે અત્યારે જ્યોતિનો વિજય થયો છે અને અંધકાર પરાજય પામીને પલાયન કરી ગયો છે તેવી જ રીતે તારી આશા તથા નિરાશાના યુદ્ધમાં તારી આશાદેવીનો વિજય થશે અને નિરાશા પિશાચિકા પરાજિતા થઇને તારા હૃદયક્ષેત્રમાંથી પલાયન કરી જશે રાજરાજેશ્વર ભગવાન્ તારી સર્વ ભદ્ર મનકામનાઓ પૂર્ણ કરશે અને આ જગતીતલમાં તારું નામ ગુજરાતની માતા તરીકે ચિરસ્મરણીય તથા પ્રાતઃસ્મરણીય થશે એમ મારી મનોદેવતા મને વારંવાર કહ્યા કરે છે" યોગીશ્વરે ગંભીરતાથી કહ્યું

"આપની વાણી સફળ થાઓ !" સુદેષ્ણા બોલીઃ 'અમારાં મસ્તકોપર પોતાના વરદ કરને સ્થાપીને અમોને પુનઃ આશીર્વાદ આપો કે જેથી અમારાં જીવન આશામય થાય !" આ શબ્દો ઉચ્ચારીને સુદેષ્ણા યોગીશ્વરના વામ પાર્શ્વમાં ઊભેલી હોવાથી યોગીશ્વરના વામ ચરણ પાસે હસ્તદ્વય જોડીને ગોઠણભર થઇને બેસી ગઈ.

મયણલ્લાદેવીએ પણ યોગીશ્વરના દક્ષિણ ચરણ સમક્ષ ગોઠણભર થઇને બેસીને કહ્યું કે "મારી પણ એ જ આશીર્વાદને આપના શ્રીમુખથી પુનઃ એક વાર માગી કરી લેવાની અભિલાષા છે, સિદ્ધ યોગરાજ !"

"હું તમો ઉભય આદર્શ રાજવિધવાઓને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપું છું કે તમારા દૃઢ વિશ્વાસના હસ્તથી તમારી અનાથિની આશાનો ઉદ્ધાર થાઓ; તમારા હસ્તથી અલાઢ્યોની અત્યાચારપ્રવૃત્તિનું દમન થાઓ અને તમારા બળથી નિર્બળ મનુષ્યોની નિરંતર રક્ષા થતી રહો!" આવી રીતે ઉભય દેવીઓને એકત્ર આશીર્વાદ આપ્યા પછી યોગીશ્વરે મયણલ્લાદેવીને વિશિષ્ટ આશીર્વાદ આપતાં કહ્યું કેઃ "ગુજરાતની માતા મયણલ્લાદેવી, 'स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः' અર્થાત્ પોતપોતાના કર્મમાં પ્રવૃત્ત રહેનાર મનુષ્ય સિદ્ધિ કિંવા મોક્ષને પ્રાપ્ત કરી શકે છે. એ પ્રેમમૂર્તિ ભગવાન્ શ્રીકૃષ્ણના પરમકલ્યાણકારક વચનને સ્મૃતિપટમાં દૃઢ અંકિત કરીને, સદાચાર સમાન સદાશય ગુરુદેવનાં ચરણપંકજમાં ભક્તિપૂર્વક પ્રણામ કરીને અને શ્રદ્ધાને પોતાની સહાયિકા કિંવા અંગરક્ષિકા તરીકે નિરંતર પોતાની સાથે રાખીને પોતાના ભાલપ્રદેશને પવિત્રતાના રક્ત તિલકથી મંડિત કરી લે, જા અને પોતાના નવીન કર્તવ્યક્ષેત્રમાં અવતીર્ણ થા; મારો તને આશીર્વાદ છે કે ભગવાન્ તારો વિજયદાતા થાઓ અને ભગવતી કલ્યાણસુન્દરી તારું તથા તારા પુત્રનું નિરંતર કલ્યાણ કરો!"

મયણલ્લાદેવી તથા સુદેષ્ણાદેવીએ પોતાનાં મસ્તકોને કિંચિત્ નમાવ્યાં અને યોગીશ્વરે તેમનાં મસ્તકોપર પોતાનો વરદ હસ્તોને સ્થાપી દીધા.





# દાન કરવાનું સર્વોત્તમ સ્થાન

॥ श्रीशारदाम्बा विजयतेतराम् ॥

श्रीमत्परमहंसपरिव्राजकाचार्य श्रीमज्जगद्गुरुश्रीशङ्कराचार्य, श्रीशारदापीठाधी-श्वरश्रीमद्राजराजेश्वराश्रमस्वामिमहाराजश्रीना अध्यक्षपणानीचे खुल्लुं मूकाएलुं

## " श्रीशारदापीठ चारुतर ब्रह्मचर्याश्रम अने गोशाला "

### स्थल चकलाशी

સદરહુ સંસ્થા હાલ-ગામ ચકલાશી તાલુકે નડીયાદ જીલ્લા ખેડામાં શ્રી ગુરુસ્થાન તરફથી સંવત ૧૯૭૬ વૈશાખ સુદિ ૧૨ ગુરુવાર તા૦ ૨૯ માહે એપ્રિલ સને ૧૯૨૦ ને રોજ ખુલ્લી મૂકવામાં આવી છે; તેમાં બ્રહ્મચારીઓ અભ્યાસ કરે છે. તેની સાથે ગાયોનું પણ પાલન થાય છે. આજ કાલ બ્રહ્મચર્ય પાલન અને ગોરક્ષણ સંબંધી લોકોને વધારે ઉપદેશ કરવો પડે તેમ નથી

अन्नदानात्परं नास्ति विद्यादानमतः परम् ॥

अन्नेन तत्क्षणात् तृप्तिर्यावज्जीवं तु विद्यया ॥ १ ॥

અર્થ-અન્નદાનથી કોઇ દાન મ્હોટું નથી; પણ વિદ્યાદાન તો તેથી વધારે મ્હોટું છે, કેમકે અન્નથી તો તત્કાલ (થોડી વાર) તૃપ્તિ થાય છે અને વિદ્યાથી આખા જન્મ પર્યંત તૃપ્તિ થાય છે તેમા પણ ધર્મ સાથે વિદ્યાભ્યાસ એજ વિદ્યાની સફળતા અને સાથકતા છે ધર્મ શિક્ષણ વિના વિદ્યા એ કુતર્ક અને અનર્થ ઉપજાવનારી છે તો આવી સંસ્થાની ઉપયોગિતા કેટલી છે તે સર્વના જાણવામાં છે.

આ બ્રહ્મચર્યાશ્રમમા રહેનાર વિદ્યાર્થિઓને અન્ન, વસ્ત્ર વિગેરે પૂરા પાડીને બ્રહ્મચર્યના અનુષ્ઠાન પૂર્વક વિદ્યા ભણાવવામા આવે છે. તો ઉપરના આશ્રમને માટે અન્ન, વસ્ત્ર અને નાણાની મદદ આપવી એ મનુષ્યનો સ્વધર્મ છે.

સદરહુ આશ્રમમાં દાખલ થનાર બ્રાહ્મણ વિદ્યાર્થી આઠથી દસ વર્ષની ઉમરનાઓએ અરજ કરવી દાખલ થનાર વિદ્યાર્થીઓએ બાર વર્ષ સુધી રહેવાની કબુલત લખી આપવી પડશે, ઉપનયન સંસ્કાર થયા વગરના બાળકોને વધારે પસંદ કરવામા આવશે, વધારે ખુલાસો પત્રવ્યવહારથી કરી લેવો.

વળી ગાયોને માટે ઘાસ, અનાજ, ખાણ વિગેરેનુ દાન કરવાથી પણ મહાન પુણ્યની પ્રાપ્તિ થશે એ તરફપર ગો સેવા કરવાનો ધર્મ સમજનાર મનુષ્યોનું ધ્યાન ખેંચવામાં આવે છે

આ આશ્રમની વ્યવસ્થા નજરે જોઇ ખાત્રી કરવાની જેમની ઇચ્છા હોય તેમણે બોરીઆવી સ્ટેશનથી બે માઇલ ઉપર આશ્રમ છે ત્યા જવું (દૂરથી આવનાર ગૃહસ્થોને માટે અગાઉ ખબર આપવાથી આશ્રમ તરફથી વાહનની સગવડ થશે)

ઉપરના બ્રહ્મચર્યાશ્રમ તથા ગોશાળામા જે ગૃહસ્થને કંઇ પણ આપવાનું હોય તેમણે આશ્રમ તરફના માણસને આપીને તેની પાસેથી પહોંચ લેવી અને તેની જોડની બુકની પહોંચમા આપેલી દાનની વસ્તુ લખી હોય તે તપાસીને દાન આપનારે પોતાની સહી કરવી

આ આશ્રમમા કોઇ વસ્તુ દાન તરીકે મોકલી આપનારને પણ ઉપર પ્રમાણે પહોંચ આપવામા આવે છે. એજ આશીર્વાદ ઇતિ શિવમ્

મદદ મોકલવાનું શિરનામું

**શ્રીશારદાપીઠ ચારૂતર બ્રહ્મચર્યાશ્રમના વ્યવસ્થાપક**

મું. ચકલાશી.

(તાલુકે નડીયાદ જીલ્લો ખેડા.)

# ઉડીને આંખે વળગે તેવાં મનપસંદ 'રીસ્ટ વૉચ.'



## ફકત છજ આનામાં મેળવવાની રીત.

વાંચો ! વંચાવો ! ! સમજો ! ! ! સમજાવો ! ! !

અને વિચારો ! તમારા ખ્યાલમાં વાત નહીં આવતી હોય તો તમારા મિત્રો અને અક્કલવંત મનુષ્યોની કમીટીમાં હમારી દરખાસ્ત મુકો જેઓ અક્કલવંત હશે તે સમજશે અને સમજાવશે.

હમારી કંપની તરફથી ૬૦ જાતના રીસ્ટ વૉચ ૩૦૦૦ ઘરાકોને આપવાના બાકી રહેલાં છે અને તેમાંથી દરરોજ ઉપડતાં જાય છે.

નીકલનાં, સીલવરનાં, ગીલીટનાં, છીપના, ગોળ, ચોરસ, ઓબ્લાંગ, ૭ ખુણાના સેકંડવાળા, વગર સેકંડનાં વીગેરે જુદી જુદી જાતનાં અને ડીઝાઇનનાં તમે પસંદ કરશો તે ફકત ૭ આનામાંજ મેળવી શકાશે. રીત બહુ સહેલી છે.

હમારી કંપની ઉપર એક રૂપીઓ ચઉદ આના મોકલી તમારૂં નામ રજીસ્ટર કરાવો, એટલે પાંચ ટીકીટવાળું કુપનપાસ અમે તમારી ઉપર મોકલી આપીશું જેમાની દરેક ટીકીટ તમારા દોસ્ત બીરાદરોને ૭ ૭ આનાની કીમતે વેચી નાખજો. જેમને ટીકીટ વેચો તેમને હમારી ઉપર બીજા રૂ. ૧-૮-૦ મોકલવા કહેજો એટલે તેમની ઉપર તમારી માફક પાંચ ટીકીટવાળુ કુપનપાસ મોકલવામાં આવશે. તમારા ચારે ઘરાકોના પઇસા હમોને મળી જતાં તમોને તમારૂં પસંદ કરેલું ઘડીઆળ મોકલવામા આવશે. એક વાત યાદ રાખજો-તમારા ચારે ઘરાકોએ મનીઓર્ડર કરતી વખતે તમારી પાસેથી ખરીદ કરેલી ટીકીટનો નંબર લખવા ભુલવું નહી. યાદ રાખજો કે દરેક ઘડીયાળ ગીની કરતાં નાહાનું અને એક રૂપીયાભાર વજનમાં છે તેમ પટા પેટી અને ચાર વર્ષની ગેરંટી મળે છે. પસંદ નહીં પડે તો બદલી આપીશુ. કોઇ પણ જાતનો દગો ફટકો છે એવું સાબીત કરી આપનારને રૂ. ૧૦૦૦ ઇનામ મળશે. કેટલોક મેળવવા માટે અડધા આનાની ટીકીટ મોકલો.

ટીકીટ મેળવવાનું અને મનીઓર્ડર મોકલવાનું ઠેકાણું:-

**દીલાવર એન્ડ કંપની, ભુલેશ્વર, મુંબાઇ નં૦ ૨.**

# એક પંથ અને દો કાજ.

દાગીનાનો દાગીનો અને ઘડીયાળનું ઘડીયાળ (સેલ્ફફોર્ઝીંગ) નાહની મ્હોટી થઈ શકે તેવી બંગડી સાથે.

**પેટંટ સીલીન્ડર "બ્રસલેટ વોચ"**



આ ઘડીયાળ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે નાહની મ્હોટી થઇ શકે તેવી ગીલીટવાળી બંગડી સાથે બંગડી અને ઘડીયાળ બન્ને દાગીના તરીકે કામ આવે છે. ખાસ ઓર્ડર આપીને મંગાવેલો એક લોટ છે. ઉત્તમ કારીગરીથી સુંદર રીતે બનાવેલાં છે. દરેક ઘડીયાળ ચાલવાની ચાર વર્ષની ગેરંટી આપવામાં આવે છે. કીમત બહુ સસ્તી છે

નં. ૧A સાદી ઘડીયાળ બ્રસલેટ સાથે રૂા. ૧૦-૦-૦

નં. ૨B હીરાજડેલી ઘડીયાળ બ્રસલેટ સાથે રૂા. ૧૨-૦-૦

**હાથે બાંધવાના ચામડાના પટાવાળાં**

**પેટંટસીલીન્ડર "રીસ્ટ વોચ"**



સ્કુલ વિદ્યાર્થીઓને આશીર્વાદ સમાન છે. આ ઘડીયાળો ચિત્રમાં બતાવ્યા પ્રમાણે હાથે બાંધી શકાય તેવાં સુંદર રીતે મજબુત સાંચા કામથી નાજુક અને સુંદર બનાવેલા છે. બે રૂપીઆ ભાર વજનમાં અને ગીની જેટલાં નાહનાં છે.

| | | |
|---|---|---|
| કીમત નીકલનાં | સાદાં રૂા. | ૬-૦-૦ |
| નીકલ | ફેન્સી રૂા. | ૭-૦-૦ |
| સોનેરી ગીલીટ | સાદાં રૂા. | ૬-૦-૦ |
| ,, | ફેન્સી રૂા. | ૭-૦-૦ |
| સીલવર | સાદાં રૂા. | ૯-૦-૦ |
| સીલવર | ફેન્સી રૂા. | ૧૦-૦-૦ |

રેડીયમનો રૂા. ૧ વધારે. વી. પી. પોસ્ટેજ રૂા. ૦-૬-૦ ત્રણ મંગાવનારને માફ

**ધી માસ્તર વોચ કંપની; ભુલેશ્વર, મુંબઇ નં૦ ૨.**

## પ્રમાણીકપણું એ પૈસા અને કિર્તી મેળવવાનું મુખ્ય સાધન છે

આ ઘડીયાળો હીન્દુસ્થાનની હવાને ખરનાં ગરીબ અને તવંગરના ખીસાને પરવડે તેવાં સ્વીટઝરલાડનાં કારખાનામાથી મંગાવેલા છે. રજીસ્ટર્ડ નં૦ ૧૮૭ વાળા પેટંટ લીવર "ડાઇમંડ વોચ" ખરીદ કરવાની ભલામણ કરવામા આવે છે.



કારણ દેખીતુંજ છે કે સારૂં, સસ્તું, શોભાયમાન, મજબુત અને ટકાઉ અને બીજી કોઇ પણ નામીચી કંપનીના નામીચા ઘડીયાળ કરતાં કીમતમાં સસ્તાં છે જયારે કામ આપવામા સંપુર્ણ છે, આ ઘડીયાલો ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ઓપન ફેસ, મેટલ કેસ (કાળી નહીં પડે તેવી ધાતુ) કીલેસ (ચાવી વગરના,) મોઘરાની ચાવીવાળા, કાટા ફેરવવાની ઠેસીવાળાં, આગળના ભાગમાં પહેલો વાળો જાડો, બીલોરી કાચ, પાછળના ભાગમા હવા ભીનાસ દાખલ નહિ થાય માટે ડબલ ઢાંકણુવાળા, દરેક ચકરો જાડા પીનીવનનાં દરેક હોલમાં લાલ હીરા બેસાડેલા (ફુલ ઝુવેલ) ગીલીટ મસીનવાળાં, દરેક ઘડીયાળ સેકન્ડ કાટાંવાળા, મજબુત રીતે બનાવેલા છે. એક વખત ચાવી આપવાથી ૩૬ કલાક બરાબર ચાલે છે. આજે ટાઇમ મુકવા પછી મહીને દીવસે ટાઇમસર ચાવી આપ્યા પછી મેળવો તોપણ એક મીનીટનો ફેર પડશે નહી. ભાંગતોડ થયા વગર સંભાળીને વાપરતાં ૨૦ વર્ષ ચાલવાની ગેરંટી આપવામાં આવે છે. આટલી બધી ઉત્તમ બનાવટ હોવા છતાં કીમત બહુજ સસ્તી છે.

નં. ૧ A ૧૫ લાઇન નહાની સાઇઝ રૂ. ૧૩-૦-૦
નં ૨ B ૧૫ લાઇન નાહની સાઇઝ રૂ. ૧૪-૦-૦
નં ૩ C ૧૬ લાઇન જરા મોહટી સાઇઝ, કટ બેલેન્સ રૂ. ૧૪-૦-૦
નં. ૪ D ૧૫ લાઇન નાંહની સાઇઝ, કટ બેલેન્સ રૂ. ૧૫-૦-૦

દરેક ઘડીયાળ મજબુત ડબામા પેક કરી રવાના કરવામા આવે છે. વી. પી. પોસ્ટેજ રૂ. ૦-૬-૦ વધારે, ત્રણ નંગ મંગાવનારને પોસ્ટેજ માફ. છ નંગ મંગાવનારને પોસ્ટેજ માફ ઉપરાત પાચ ટકા કમીશન મલશે. પસંદ નહી પડે તો પાછુ રાખવાની શરતે મોકલવામા આવે છે.

ધી માસ્તર વોચ કંપની, ભુલેશ્વર મુંબઈ નં ૨.

# સોંઘું ભાડું ને સીધપુરની જાત્રા

## નં૦ ૧ પેટંટ લીવર "માસ્તર વોચ"

સારૂં સસ્તું, શોભાયમાન મજબુત અને ટકાઉ ઘડીયાળ જોઇતું હોય તો પેટંટલીવર "માસ્તર વોચ" મંગાવો.



આ ઘડીયાળો ચીત્રમાં બતાવ્યા પ્રમાણે ૧૮ લાઇન ઓપન ફેસ, મૅટલ કેસ, મોઘરાની ચાવીવાળાં આગળ પાછળ ડબલ કાચવાળાં મજબુત સાંચાકામના બનાવેલાં છે. એક વખત ચાવી આપવાથી ૩૬ કલાક ચાલે છે તેની પાંચ વર્ષની ગેરંટી મળે છે. મજબુત પેટીમાં પેક કરી રવાના કરવામાં આવે છે.

કીમત ૧ A સાદુ મશીન રૂ. ૫-૦-૦
૨ B જુવેલ મશીન રૂ. ૬-૦-૦
વી. પી. પોસ્ટેજ આના ૬ વધારે. ત્રણ મંગાવનારને માફ.

## ફક્ત નવજ રૂપીઆમાં

**મખમલના પટા સાથે ચાર વર્ષની ગેરંટીથી આંખે ઉડી વળગે તેવા સોનેરી ગીલીટ અને ઇનામલ વાળા પેટંટ સીલીન્ડર 'રીસ્ટ વૉચ'**



નં ૧, ૨, ૩, ૪ માંથી જે પસંદ પડે તે મંગાવો.

ગોળ, ચોરસ, ૭ ખુણાના અને ઓબલોંગ બધા એકજ ભાવે ફક્ત રૂ. ૯) માં મળશે. વી. પી. પોસ્ટેજ ૭ આના વધારે.

ત્રણ નંગ મગાવનારને રૂ. ૨૫) ૭ મંગાવનારને રૂ ૪૮) પોસ્ટેજ માફ. પસંદ નહી પડે તો પાછું રાખવાની શરત.

કેટલોગ માટે અરધા આનાની ટીકીટ મોકલો.

**ધી સેવીંગ્સ વોચ કંપની, ભુલેશ્વર, મુંબઇ. નં. ૨**

# બ્રાહ્મી આંબળા તેલ નં૦ ૧૨૧૪

આ આયુર્વેદિક વસાણાંનું ધીરૂં ખુશબોદાર તેલ માથામાં નાંખવાથી વાળ, મગજ અને આંખને ગુણ આપે છે જુ તથા ખોડાનો નાશ કરે છે આ તેલમાં સીલિકાનું તત્વ છે એટલે વાળની જડોને કૌવત આપી ખરી પડતા અટકાવે છે આ તેલમા (Wood) વુડ એસીડ છે એટલે જુનો નાશ કરે છે

૩ ઔસના રૂ ૦ાા, ૧ા શેરનું ટીન રૂ ૧ાા, ૨ા શેરનું ટીન રૂ ૩-૦-૦

**બ્રાહ્મી તેલ**-ખાસ કરી રક્તાભિસરણ કરવાનો ગુણ હોવાથી જ્ઞાન તંતુને સતેજ કરી, મગજને પુષ્ટિ આપે છે. ગાંડપણમાં સારો ફાયદો આપે છે. ખુશબો વિના જેને ચાલતું હોય તેવા વકીલ, વિદ્યાર્થીને અતિ ઉપયોગી છે ૩ ઔંસ ૦-૧૦-૦, ૧ શેરનો શીશો રૂ ૨-૮-૦

**બ્રાહ્મી ઘૃત**-(ઘી) ગાંડપણ મટાડી, યાદ શક્તિ વધારે છે શરીરમા પણ તાકાત આપે છે ૦ા શેરની શીશી રૂ ૧ાા

**બ્રાહ્મી ચુર્ણ**-(સારસ્વત અથવા સરસ્વતી ચુર્ણ) ઉન્માદ, અપસ્માર વિગેરે મગજ વિકાર મટાડી બુદ્ધિ, ધારણા શક્તિ, ધીરજ તથા સ્મરણ શક્તિ વધારે છે ૦ા શેરના ૦-૧૦-૦

**જીવન**-(ચ્યવન પ્રાશાવલેહ) સ્વાદમાં અપૂર્વ મધુર લેહજતદાર, સુવાસિત તથા પૌષ્ટિક છે ઉધરસ, તરસ, દમ, ધાતુ વિકાર, પિશાબના દર્દો, પ્રદર રોગ, વંધ્યત્વ, મગજની નબળાઇ, આંખની નબળાઈ. દસ્તની કબજીઆત વિગેરેમા વપરાય છે. વધુ હકીકત માટે સુચીપત્ર માગો

નંબર ૧. શેરની બરણી રૂા. ૨-૮-૦. નં. ૨ શેરની બરણી રૂા. ૧-૮-૦.

બદામનું જીવન શેરના રૂા ૩-૦-૦ ગુલકંદ શેરના રૂ ૧-૦-૦

**ઓરેન્જ બામ**-ગમે તેવો માથાનો દુખાવો, આધા શીશી, મસ્તકની શુળ, સંધીવા, એ ભાગ પર આ બામ લગાડતા આરામ થાય છે કિં. ૦-૧૦-૦

**ચંપકલાલ મગનલાલ,**

ભાવનગર. નં. ૧ (કાઠીઆવાડ.)

---

રૂ ૫) ની કિંમતનું ક્રીકેટ બેટ પાંચ આનામાં મેળવવાનું ફોર્મ ૦-૧-૬ ની ટીકીટ બીડી મંગાવો **કીંગ સ્પોર્ટસ ડેપો.** ઢાળ બજાર, ભાવનગર (કાઠીઆવાડ)

| | |
|---|---|
| પાન્ડવા અશ્વમેઘ —રાગમાં | ૦॥ |
| રામાયણ—ગીરધર કૃત રાગમાં હલકિ | ૨ |
| રામાયણ ,, મોટા અક્ષરની | ૩॥ |
| રામાયણ—રામાવળી | ૦॥ |
| બ્રહ્મોતર ખંડ—શીવલીલા મૃત | ૨॥ |
| બ્રહ્મોતર ખંડ—શામળભટ્ટ કૃત રાગમાં | ૨ |
| મહાભારથ—વારતારૂપે નાનું | ૬ |
| મહાભારથ—સંપૂર્ણ ભાષાન્તર પુરૂ | ૫૫ |
| મહાભારથ—કવિ દુર્ગાશંકર કૃત રાગમાં | ૩ |
| મહાભારથ—કવિ રેવાશંકર કૃત મોટું | ૧૫ |
| મહાભારથ—વ્યાસ વલ્લભરામ કૃત રાગમાં | ૬ |
| લેઉવા પુરાણ—પાટીદાર જ્ઞાતીનું | ૨ |
| વાયુ પુરાણ—ગુજરાતી ભાષાન્તર | ૮ |
| વામન પુરાણ—ગુજરાતી ભાષાન્તર સરળ | ૨॥ |
| વાલમીકીય રામાયણ—ભાષાન્તર સુંદર ચિત્ર સહિત | ૭ |
| વાલમીકીય રામાયણ—ભાષાન્તર સાધારણ | ૬ |
| વાલમીકીય રામાયણ—ગુજરાતી ભાષાન્તર સાધારણ | ૪॥ |
| વિષ્ણુ પુરાણ—ગુજરાતી ભાષાન્તર સંપૂર્ણ | ૪॥ |
| વિશ્વકર્મા પુરાણ—વલ્લભકૃત રાગમા | ૫ |
| શનીશ્વર દેવની કથા—રાગમાં | ૦)॥ |
| શિવ પુરાણ—ભાષાન્તર, ૭ સંહીતા સંપૂર્ણ | ૮ |
| શિવપુરાણ—કવિ દુર્ગાશંકર કૃત રાગમાં | ૪॥ |
| શ્રીમદ્‌ભાગવત—ભાષાન્તર મોટું સચિત્ર | ૧૦ |
| શ્રીમદ્‌ભાગવત—ભાષાન્તર સાધારણ | ૫ |
| શ્રીમદ્‌ભાગવત—રાગરાગણીમા પ્રેમાનંદ તથા વલ્લભકૃત | ૭ |
| સત્યનારાયણ કથા | ૦। |
| સુધનવા આખ્યાન—રાગમાં | ૦॥ |
| સુરેખાહરણ—રાગમાં | ૦॥ |

## પુરાણના પુસ્તકો હિન્દુસ્તાની ભાષામાં.

| | |
|---|---|
| અષ્ટાદશપુરાણ—અઢારે પુરાણનો સાર હિન્દીમા | ૩॥ |
| આદિપુરાણ—સુર્યદેવનું સમગ્ર પુરાણ | ૪ |
| આદિબ્રહ્મ પુરાણ—હિંદી ભાષામાં | ૪ |
| કલંકીપુરાણ—હિન્દુસ્તાની ટીકા સાથે | ૨॥ |
| કુર્મપુરાણ—હિન્દુસ્તાની ટીકા સાથે ખુલ્લા પાના | ૮ |

| | |
|---|---|
| જૈમિની પુરાણ—હિન્દુસ્તાની ભાષામાં ભાષાન્તર | ૩ |
| બ્રહ્મારદીય પુરાણ—હિન્દીભાષાના | ૧॥ |
| મત્સપુરાણ—હિન્દી ટીકા સાથે મોટું પુસ્તક | ૯ |
| સ્કંદપુરાણ—સટીક હિન્દીભાષામા | ૬૫ |
| દેવી ભાગવત—હિન્દુસ્તાની ભાષામાં | ૮ |
| નરસિંહ પુરાણ—હિન્દુસ્તાની ભાષામાં | ૨॥ |
| પદમ પુરાણ—સંપૂર્ણ હિન્દુસ્તાની ભાષામાં | ૨૨ |
| ભવિષ્ય પુરાણ ” ” | ૪॥ |
| મારકંડેય પુરાણ ” ” | ૬ |
| લીંગ પુરાણ ” ” | ૩॥ |
| વામન પુરાણ ” ” | ૪ |
| વરાહ પુરાણ ” ” | ૩॥ |
| વિષ્ણુ પુરાણ ” ” | ૨॥ |
| શીવ પુરાણ ” ” | ૮ |

## ધર્મ સંબંધી પુસ્તકો.

| | |
|---|---|
| અશૌચ નિર્ણય—ગુજરાતીમાં | ૦।= |
| અષ્ટાદશસ્મૃતી—અઢાર સ્મૃતીઓ હિન્દુસ્તાની ભાષામા | ૪ |
| કર્મવિપાક—હિન્દુસ્તાની ભાષામા | ૨। |
| જાતિભાસ્કર—સર્વ જાતિઓનો નીર્ણય હિન્દુસ્તાની ભાષામા | ૬ |
| ધર્મસીન્ધુ—ગુજરાતી ભાષાન્તર | (ખલાસ થયા છે) |
| ધર્મસીન્ધુ—હિદુસ્તાની ટીકા સહીત | ૭ |
| ધર્મશાસ્ત્રસંગ્રહ—૫૯ સ્મૃતીયોનો સાર હિદુસ્તાની ભાષામા | ૧૨ |
| નિર્ણયસિન્ધુ—ગુજરાતી ભાષાન્તર | (ખલાસ થયા છે) |
| નિર્ણયસિન્ધુ—હિદુસ્તાની ટીકા સહીત | ૯ |
| પારાશર સ્મૃતી—ગુજરાતી ટીકા સહીત મોટી | ૨॥ |
| પારાશર સંહીતા—ગુજરાતી ટીકા સહિત | ૨ |
| બ્રાહ્મણોત્પતિ માર્તંડ—હિદુસ્તાની ટીકા સહીત | ૬ |
| બ્રાહ્મણોનાં સોળ સંસ્કાર—ગુજરાતી ભાષામાં | ૧॥ |
| મનુસ્મૃતી—ગુજરાતી ટીકા સહિત ગ્લેજ કાગળની | ૬ |
| મનુસ્મૃતી—ગુજરાતી ટીકા સહીત રદ્દ કાગળની | ૫ |
| મનુસ્મૃતી—ગુજરાતી ટીકા સહિત (આર્યસમાજની) | ૪ |
| વેદોક્તધર્મ પ્રકાશ—ગુજરાતી ભાષામા | ૧॥ |
| યાજ્ઞવલ્કસ્મૃતી—હિદુસ્તાની ટીકા સહિત | ૩ |
| યાજ્ઞવલ્કસ્મૃતી—સંસ્કૃત તેમજ હિદુસ્તાની ટીકા સહીત | ૭ |

| | |
|---|---|
| વ્રતરાજ—ગુજરાતી ટીકા સહિત આમાં બારે માસના વ્રત અને તેની કથાઓ સંપૂર્ણ છે | ૬ |
| વ્યવહાર મયુખ—ગુજરાતી ટીકા સહીત | ૨॥ |
| સત્યધર્મ પ્રકાશ—ગુજરાતીમાં શ્રુતિ તથા સ્મૃતીનાં વચનો | ૨ |
| સિદ્ધાન્તસાર—પ્રો. મણીભાઇ કૃત | ૩॥ |

**વેદાન્તના પુસ્તકો ગુજરાતીમાં.**

| | |
|---|---|
| ઉપનીષદ્—ગુજરાતી ભાષાન્તર નારાયણ હેમ૦) | ૦॥= |
| અષ્ટાવક્ર ગીતા—મુળસહીત ગુજરાતી | ૧॥ |
| અરવિન્દ વિચારમાલા—પ્રથમપુષ્પ ઠક્કર નારાયણ કૃત આપણો ધર્મ | ૪ |
| એકાદશોપનીષદ્—આમાં ૧૧ ઉપનીષદ શબ્દાર્થ તથા ટીકા સહીત આપવામાં આવ્યા છે અને બાકીના સારરૂપે છે | ૮ |
| ચરપટપંજરીકા સ્તોત્ર—ગુજરાતી ટીકા સહીત | ૦)= |
| ચંદ્રકાન્ત ભા. ૧ લો | ૪ |
| ચંદ્રકાન્ત ભા. ૨ જો | ૫ |
| ચંદ્રકાન્ત ભા. ૩ જો છપાય છે. | |
| જીવનમુક્તી વિવેક—ગુજરાતી ભાષાન્તર | ૨ |
| તત્વચિંતન—જેમ્મ એલના એડીસનો તરજુમો ભા. ૧-૨ | ૩ |
| દત્તાત્રય ગીતા (અવધૂતગીતા) મુળશ્લોક, ભાવાર્થ તથા ઘણાજ વિસ્તારથી વિવેચન સાથે | ૩ |
| પાદશાહ માર્કસ ઓરેલિયશના તત્વવિચારોખાસવાંચવાયોગ્યછે | ૨ |
| દાસબોધ—ગુજરાતીમાં | ૨॥ |
| પાંડવગીતા—ગુજરાતી ટીકા સહિત | ૦॥ |
| પંચદશી—ગુજરાતીમાં ઇ. સુ. કૃત | ૭ |
| પંચદશી—ગુજરાતી હાથીભાઇ શાસ્ત્રી કૃત. | ૫ |
| પંચદશી—વકીલ પુંજાભાઇ કૃત | ૩ |
| પંચશતી—મણીલાલ નથુભાઇ કૃત | ૩ |
| પંચીકરણ—ગુજરાતીમાં જયકૃષ્ણ મહારાજ કૃત | ૨ |
| પંચીકરણ—ગુજરાતીમાં ઉદયાનંદ કૃત | ૨ |
| બ્રહ્મસુત્ર—ગુજરાતી ટીકા સહિત શાંકરભાષ્ય ક. પ્રા. કૃત | ૧૦ |
| બ્રહ્મસુત્ર—શાંકરભાષ્ય છો. ચં. શાસ્ત્રી કૃત | ૬ |
| બ્રહ્મસુત્ર—(વેદાન્ત દર્શન) નથુરામ શર્મા કૃત | ૫ |
| બ્રહ્મસુત્ર—(શ્રીભાષ્ય) રામાનુજાચાર્ય આ. બા. ધ્રુવ કૃત | ૫ |
| ભગવદ્ ગીતા—ગુજરાતી ટીકાની સાધારણ કાચા પુંઠાની | ૦।– |

| | |
|---|---|
| ભગવત ગીતા—ગુજરાતી ટીકા સાધારણ પુંઠું | ૦।= |
| ભગવતગીતા—ગુજરાતી ટીકા રેશમી પુંઠાની | ૦॥ |
| ભગવતગીતા—ગટુલાલજીની ટીકાવાળી | ૧। |
| ભગવતગીતા—રામાનુજાચાર્યની ટીકા ગુજરાતીમાં | ૩॥ |
| ભગવતગીતા—જ્ઞાનેશ્વરી ગુજરાતી ભાષામાં | ૭ |
| ભગવતગીતા—વિષ્ણુબાવા બ્રહ્મચારીકૃત ગુજરાતીમાં | ૬ |
| ભગવતગીતા—શાંકરભાષ્ય મોટી દ્વિ. સ. પાઠક કૃત | ૧૦ |
| ભગવતગીતા—શાંકરભાષ્ય આત્માનંદ સરસ્વતી વિરચીત | ૪ |
| ભગવતગીતા—નથુરામ શર્મા કૃત | ૩॥ |
| ભગવતગીતા—કવિ નાનાલાલ કૃત (કવિતામાં) | ૧। |
| ભગવતગીના પંચરત્ન—ગુજરાતી ટીકા સહિત | ૧॥ |
| ભગવતગીના પંચરત્ન—ગુજરાતી ટીકા ગુટકો સાદી | ૨ |
| ભગવતગીતા પંચરત્ન—પાંચ ઉપનીષદ્ સાથે પદ અન્વય તથા અન્વયાર્થ તથા વિવેચન સહિત | ૯ |
| ભક્તિદર્શન—મહર્ષિ શાંડીલ્ય તથા નારદકૃત ગુજરાતીમાં | ૧॥ |
| ભાગવત એકાદશસ્કંધ—ગુજરાતીમાં | ૧ |
| મણીરત્નમાળા—ગુજરાતી મોટી | ૩ |
| મેક્સમુલરના વેદાન્ત ઉપર ભાષણો | ૧॥ |
| યોગવાશિષ્ટ-વૈરાગ્ય તથા મુમુક્ષુ પ્રકરણ | ૧॥ |
| યોગવાશિષ્ટ—૭ પ્રકરણનું સંપૂર્ણ | ૧૦ |
| રામગીતા—ગુજરાતીમા | ૦॥ |
| વૃત્તીપ્રભાકર—પ્રો. મણીભાઈ કૃત | ૬ |
| વિચારસાગર—ગુજરાતી ટીકા મોટી | ૬॥ |
| વિચારસાગર—પંડીત પિતામ્બરકૃત હિંદુસ્તાની ભાષામાં | ૬॥ |
| વિજ્ઞાનશતક—મુળ સહિત ગુજરાતી ટીકામાં | ૧ |
| વેદાન્તસાર—ગુજરાતીમાં | ૧ |
| શતશ્લોકી—શંકરાચાર્યકૃત ગુજરાતીમાં | ૦॥ |
| શિવગીતા—ટીકા તથા ઘણુંજ વિસ્તારથી વિવેચન સાથે | ૩ |
| શંકરદીગવિજય—ગુજરાતીમા | ૮ |
| શંકરાચાર્ય કૃત દ્વાદશરત્ન—આમાં શંકરાચાર્યનાં વેદાન્તથી ભરપુર બાર સ્તોત્રો ઘણુંજ વીસ્તારથી વિવેચન સાથે છે | ૨॥ |
| શંકરાચાર્યકૃત નવરત્ન—ગુજરાતીમા | ૧॥ |
| શંકરાચાર્યકૃત પંચરત્નાદી દીરત્ન | ૧॥ |
| શંકરાચાર્યકૃત અષ્ટાદશ રત્ન | ૨॥ |
| સ્પર્શકાન્ત—વેદાન્તનું સરળ પુસ્તક | ૩॥ |

| | |
|---|---|
| સુર્યકાન્ત—વેદાન્તનું સરળ પુસ્તક | ૬ |
| સુતગોકુળજીવાલા અને વેદાન્ત | ૩ |
| જ્ઞાનગીતા—ગુજરાતીમાં | ૦॥ |

## ચોગનાં પુસ્તકો.

| | |
|---|---|
| કર્મયોગ—સ્વામી વિવેકાનંદ કૃત | ૦॥। |
| કપીલગીતા—હિન્દુસ્તાની ટીકા સહીત | ૧ |
| ગોરખ પદ્ધતી— " ભાષામાં | ૦॥।− |
| ઘેરંડ સંહીતા " " | ૦॥।≈ |
| ચમત્કાર મયુખ—ત્રીકાળદર્શક આયનાં | ૨॥ |
| ચૌરાસી આસન—યોગ સાધનના ચિત્રો સહીત | ૨॥ |
| ત્રીકાળદર્શક દર્પણ—પ્રેતાવાહન વિદ્યા | ૫ |
| નાથસ્વરોદય—નથુરામ શર્મા કૃત | ૦।− |
| પરમપદબોધીની | ૧॥ |
| પાંતંજલ યોગદર્શન—સ્વામી વિવેકાનંદ કૃત | ૧॥ |
| " પ્રો. જે જે કણીયા કૃત | ૩॥ |
| " નથુરામ શર્મા કૃત | (છપાય છે) |
| " " સવાઇલાલ છોટાલાલ કૃત | ૩॥ |
| પાતંજલ યોગસુત્રનો આશય—સરળ ગુજરાતીમાં | ૧। |
| પ્રાણવિનિમય—પ્રો. મણીલાલ નભુભાઇ કૃત | ૩॥ |
| પ્રેકટીકલ સાઇકોલોજી—સચિત્ર (ખાસ વાંચવા લાયક છે) | ૪ |
| મેસમેરીઝમ—પ્રાણપ્રયોગ | ૦॥ |
| મેસમેરીઝમ—મોટી | ૩ |
| યોગકૌસ્તુભ—નથુરામ શર્મા કૃત | ૨ |
| યોગની ચાવી | ૨ |
| યોગપ્રભાકર— " | ૦।− |
| રાજયોગ—સ્વામી વિવેકાનંદ ગુજરાતીમાં | ૧ |
| વૈશેષિકદર્શન—હિન્દુસ્તાની ટીકા સહીત | ૧॥ |
| શિવસ્વરોદય—ગુજરાતીમાં | ૦॥− |
| શિવસંહીતા—હિન્દુસ્તાની ભાષામા | ૧॥। |
| સ્વરોદય ચરણદાસ હિન્દુસ્તાની ભાષામા | ૦। |
| સાંખ્યદર્શન—ગુજરાતીમાં ટીકા સહીત | ૨ |
| હઠયોગ પ્રદીપીકા—ગુજરાતી ટીકા તથા વિવેચન સહિત | ૪ |
| હીપનોટીઝમ—પ્રાણાકર્ષણ વિદ્યા ગુજરાતીમાં | ૩॥ |
| હીપનોટીઝમ—મોહીની વિદ્યા | ૩ |

## રૂગવેદના પુસ્તકો.

| | |
|---|---|
| રૂગવેદ સંહીતા—મુળ માત્ર છુટા પાના | ૪॥ |
| શીક્ષાદિવેદાંગ ચતુષ્ટમ—મુળ મંત્ર | ०।= |
| શીક્ષાદિ વેદ પડંગાનિ-- | ૧॥ |
| ઐતરેયોપનિષદ અરણે આશ્વલાયનીય | ०।= |
| ગણપતી અથર્વશીર્ષ-- | ०)= |
| રૂદ્ર--રૂગવેદીય | ०)॥ |
| ગણપતી અથર્વશીર્ષ--સભાષ્ય | ०॥ |
| રૂગવેદ મંત્ર સંહીતા | ૧। |
| આશ્વલાયનીયમ્—ગૃહ્ય સૂત્ર | ૩ |
| ઐતરેય બ્રાહ્મણ--સાયણ ભાષ્ય સહીત | ૧૩ |
| ઐતરેયારણ્યકં--સાયણ ભાષ્ય સહીત | ૪ |
| શાંડખ્યાયન બ્રાહ્મણમ--રૂગવેદાન્તર્ગત | ૧॥। |
| શંડખ્યાયનારણ્યકમ | ૧ |
| આશ્વલાયન શ્રૌત સૂત્રમ—નારાયણ કૃત વૃત્તિ સમેત | ૬ |
| દ્રાહ્યાયણ ગૃહ્યસુત્રવૃત્તિ--રૂદ્રસ્કંધ પ્રણીત | ૧॥ |

## યજુરવેદનાં પુસ્તકો.

| | |
|---|---|
| યજુરવેદ સંહીતા મુળમાત્ર | ૪॥ |
| યજુરવેદ સંહીતા--મહીધર તથા ઉવટ ભાષ્ય-સંસ્કૃતમા | ૫॥ |
| યજુરવેદ સંહિતા—ભાષ્ય તથા હિંદુસ્તાની ટીકા મોટું | ૧૭ |
| રૂદ્રી યજુરવેદીય--મુળમંત્ર | ०॥ |
| રૂદ્રી યજુરવેદીય--ગુજરાતી ટીક સહી | ०॥। |
| પુરૂપ સુક્ત શ્રી સુક્ત સહીત | ०)॥ |
| પુરૂપ સુક્ત--સાયણાચાર્ય પ્રણીત ભાષ્ય સહીત | ०।= |
| પુરૂપસુક્ત--રૂદ્રસુક્ત તથા ઇશાવાસ્ય-ગુજરાતી ટીકામાં | ०।= |
| શ્રીસુક્ત--ગુજરાતી ટીકામા | ०)- |
| પારસ્કરગ્રહ્ય સુત્ર—મુળમાત્ર | ૧ |
| પારસ્કર ગૃહ્ય સુત્ર--હરીહર ભાષ્ય | ૨। |
| પારાસ્કર ગૃહ્ય સુત્ર--૭ ભાષ્ય સહીત | ૭ |
| કૃષ્ણ યજુર્વેદીય તૈત્તિરીય સંહીતા--સપદપાઠ સાયણાચાર્ય ભાષ્ય સહીત | ૫૫ |
| કૃષ્ણ યજુર્વેદીય તૈત્તિરીય બ્રાહ્મણં-સાયણાચાર્ય ભાષ્ય સહીત | ૧૮ |
| કૃષ્ણ યજુર્વેદીય તૈત્તિયારણ્યકમ—સાયણાચાર્ય ભાષ્ય સહીત | ૧૧ |

## સામવેદનાં પુસ્તકો.

| | |
|---|---|
| સામવેદ સંહીતા—મુળમાત્ર | ૩ |
| સામવેદ સંહીતા--સાયણભાષ્ય તથા હિન્દી ટીકામા | ૯ |

| | |
|---|---|
| સામવેદ રૂદ્રી મુળમાત્ર | ૦॥ |
| સામવેદ--ત્રીકાલ સંધ્યા | ૦)= |
| સામવેદ--નીત્યકર્મ સંગ્રહ | ૦॥ |
| ગોભિલ ગૃહ્યસૂત્ર--સંસ્કૃત ટીકા તથા હિન્દી ટીકા | ૪ |

## અથરવેદના પુસ્તકો.

| | |
|---|---|
| અથર્વેદ સંહીતા--મુલમાત્ર | ૪ |
| અથર્વેદ સંહીતા સંધ્યા--ગુ. ટીકામા | ૦)= |

## શીલ્પનાં પુસ્તકો.

| | |
|---|---|
| ઇમારતી બાંધકામ- | ૧॥ |
| પરીમાણમંજરી--( શીલ્પશાસ્ત્ર ) ગુજરાતીમાં | ૨ |
| પ્રસાદ મંડન--નાગરાદિજાત-ઉશરાદ-ગુજરાતીમાં | ૨॥ |
| રાજવલ્લભ--( શિલ્પશાસ્ત્ર ) મોટું-ઘણા ચિત્રોથી ભરપુર | ૮ |
| રેલવે અર્થ વર્ક ગાઇડ--જેમા ખોદ કામના માપ અને તેના તૈયાર હીસાબ | ૩॥ |
| વિશ્વકર્મા નીત્ય નિયમ--સંધ્યા વિગેરે ગુજરાતીમાં | ૦॥ |
| વિશ્વકર્મા પુરાણ--વ્યાસ વલ્લભરામ કૃત | ૫ |
| લઘુશીલ્પ જ્યોતીપસાર | ૨॥ |
| લાકડાનું માપ ગણેલું--ગજ દોરીના તૈયાર હીસાબ | ૪ |
| લાકડાની માપની ચોપડી--તૈયાર હીસાબ | ૨॥ |
| શીલ્પદીપક--શીલ્પનું ઘણું ઉપયોગી પુસ્તક | ૨॥ |
| શીલ્પસાર સંગ્રહ--ગણીત સાથે | ૧ |
| લઘુશીલ્પ શાસ્ત્ર સંગ્રહ--( આયનીરૂપણ ) હિન્દીમાં | ૦॥= |
| વિશ્વકર્મ વિધ્યા પ્રકાશ--દેવાલય તથા મકાન ઉપયોગી હિન્દીમાં | ૦॥= |
| વિશ્વકર્મ પ્રકાશ--ભૂમી લક્ષણ વિગેરે હિન્દીમા | ૨॥ |
| વાસ્તુ વિધા--સંસ્કૃતમા | ૧॥ |
| મનુષ્યાલય ચંદ્રીકા--સંસ્કૃતમાં | ૧। |
| મયમતમ--મયમુની વીરચીત સંસ્કૃતમાં | ૫ |
| શીલ્પરત્ન--શ્રીકુમારે વીરચીત સંસ્કૃતમા ભા. ૧ લો | ૫ |

## હુન્નરનાં પુસ્તકો.

| | |
|---|---|
| ઇલેક્ટ્રોપ્લેટીંગનો હુન્નર ગીલ્ટ માટે | ૦॥। |
| ડાયનામેટની વ્યવસ્થા--વીજળી સંબંધી | ૨॥ |
| તેજાબો--બનાવવાનો હુન્નર | ૧। |
| ધનવાન | ૧૦ |
| દુરબીન જ્ઞાન--સરવેયરો માટે ઉપયોગી | ૪ |
| નૂતન હુન્નરસાગર--૧૩૦૦ હુન્નરનો સંગ્રહ | ૪॥ |

| | |
|---|---|
| પગાર ગણવાની જંત્રી—ઇંગ્રેજી તથા ગુજરાતી અક્ષરમાં | ૨॥ |
| પગાર ગણવાની જંત્રી—ઇંગ્રેજી અક્ષરમાં | ૧॥ |
| પાકશાસ્ત્ર—લલીતા ગૌરી કૃત | ૩ |
| પાક શાસ્ત્ર—નાનું | ૦1 |
| પૈસા કમાવાના સાધનો | ૦)= |
| પૈસા કેમ કમાવના | ૧॥ |
| પૈસાદાર કેમ થવાય | ૧ |
| બૃહત હુન્નરસાર સંગ્રહ | ૧॥ |
| મુંબઇમા ચાલતા જુદા જુદા તોલ માપની ચોપડી | ૪ |
| વ્યાપાર શીક્ષક | ૪ |
| વેપારની કુંચી | ૨॥ |
| શાક પાક પકવાન શાસ્ત્ર | ૩ |
| સાબુ બનાવવાનો હુન્નર | ૦॥ |
| સીમેન્ટ—બનાવવાનો હુન્નર | ૧1 |
| હુન્નરકળા જ્ઞાન સંગ્રહ | ૦॥। |
| હુન્નર પ્રકાશ | ૨॥ |

## સંગીતનાં પુસ્તકો ( સંસ્કૃતમાં. )

| | |
|---|---|
| સંગીતરત્નાકર—શારંગદેવ કૃત સસ્કૃતમા | ૧૨ |
| સંગીત પારીજાતક—અહોબલ વિરચિત સંસ્કૃતમા | ૧॥ |
| સંગીત મકરંદ—નારદ કૃત ,, | ૨॥ |

## સીતાર સંબંધી પુસ્તકો.

| | |
|---|---|
| સ્વર તાલ સમુહ—સીતાર માટે હિન્દી ભાષામાં | ૨1 |
| સીતાર કાનુન ,, ,, | ૧॥ |
| સીતાર ચંદ્રોદય ,, ,, | ૨॥ |
| સીતાર દર્પણ ,, ,, | ૦॥। |
| સીતાર શીક્ષક ,, ,, મૌલાબક્ષ કૃત | ૨ |
| સીતાર તબલાશીક્ષક—ગુજરાતીમા | ૧ |

## તબલા સંબંધી પુસ્તકો.

| | |
|---|---|
| તાલ પદ્ધતી—તબલા શીખવા માટે હિન્દીમા | ૧॥ |
| લલના વાદ્ય ભરણ ,, ,, | ૦1 |
| તબલા સીતાર શીક્ષક,, ,, ગુજરાતીમા | ૧ |

## ફીડલ ( વાયોલીન ) સંબંધી પુસ્તકો.

| | |
|---|---|
| ફીડલ શીક્ષક—ઇનાયતખા કૃત હિન્દીમાં ભા. ૧ લો | ૧1 |
| ફીડલ દીલરૂબા શીક્ષક—ગુજરાતીમાં | ૧ |
| વાયોલીનીસ્ટનો સાથી—( ફીડલ ) | ૩॥ |

| | |
|---|---|
| તાજિકસાર સંગ્રહ—વર્ષ પત્રીકાનો નીબંધ | ૨ |
| નષ્ટજાતક—જન્મપત્ર ન હોય તેને માટે | ૦ાા |
| પ્રશ્નનિધિ—ઉપયુક્ત વિષય | ૦ા= |
| પલીપતન—ગરોડીના પડવાથી થતા શુભાશુભ ફળ | ૦ા |
| બાળબોધ જ્યોતીષસાર—(સારાવલી) જો. વૃન્દ્રાવન કૃત | ૦ાાા |
| બૃહજ્જાતક—જાતક ફળ જોવા માટે | ૩ |
| બૃહતવારાહી સંહીતા—ગ્રહની ગતીથી થતી અસર | ૪ |
| ભડળી વાક્ય—વરસાદ જોવા સારૂ | ૦)= |
| ભવિષ્યફળ—૧૯૮૧ નો તેજી મંદીનો વરતારો | ૦ા= |
| ભવિષ્યવેતા—ભવિષ્ય જાણવાની વિદ્યા | ૫ |
| મૃગશીર્ષ—અથવા આર્યોનો ઉત્તર ધ્રુવ નિવાસ તીલક કૃત | ૨ાા |
| મુહુર્ત દીપક—છુટા પાના | ૦ા= |
| મુહુર્ત મુક્તાવલી—પ્રશ્નપયોનીથી મુહુર્ત જોવામાં | ૦ા= |
| મેઘમાલા—વરસાદ સંબંધી. | ૦ાાા |
| લઘુતીથિ ચિંતામણી—પંચાગ બનાવવા સારૂ | ૦ાા |
| લઘુ પારાશરી—મનુષ્યનું ભવિષ્ય કહેવાનો ગ્રંથ | ૦ાા |
| લઘુ સાયનગ્રહ સાધન—સાયનગ્રહ પરથી ફળાદિશ ગ્રંથ | ૧ |
| શુકનાવલી જનાવરોના શબ્દોના શુભાશુભ શુકન | ૦ા |
| શુકનાવલી—ચિત્રો સહિત મોટી | ૦ાાા |
| ષટપંચાશીકા—તાત્કાલીક પુછવામાં આવતા પ્રશ્ન | ૦ાા |
| સ્વપ્ન ચિંતામણી—સ્વપ્ન સંબંધી શુભાશુભ ફળ | ૦ાા |
| સામુદ્રીક ગ્રંથ—હાથરેખા સારૂ મોટું પુસ્તક | ૧ાા |
| સામુદ્રીકગ્રંથ—હાથરેખા સારૂ નાનુ પુસ્તક | ૦ા— |
| સંહીતા જ્યોતીષ ફળ દર્પણ—બૃહતવારાહી સંહીતા ) | ૩ાા |
| સાઠ સંવતસરી કુંડલીયા—ચોમાસાના વરતારનો કોહીનુર | ૨ |
| શત વર્ષભાવ કુંડલીયા ૧૯૦૧ થી ૨૦૦૦ સુધીનો વરસાદનો તૈયાર વરતારો | ૨ |

**ઇંગ્રેજી ગણીત મુજબનાં પુસ્તકો.**

| | |
|---|---|
| જ્યોતિષ રહસ્ય—સરળ ગુજરાતીમાં | ૫ |
| પ્રેક્ટીકલ એસ્ટ્રોલોજી—ગ્રહગણીત સાથે | ૬ |
| રાફેલનું પચાંગ—૧૯૨૪ ની સાલનું ઇંગ્રેજીમા) | ૧ા |
| ઝાડકીલનું પંચાંગ—૧૯૨૪ ની સાલનું ( ઇંગ્રેજીમાં ) | ૧ાા |

**જ્યોતિષના પુસ્તકો-હિન્દી ભાષામાં.**

| | |
|---|---|
| અર્ધપ્રકાશ—તેજી મંદી સારૂ | ૦ાા |

| | |
|---|---|
| કેશવીજાતક—હિન્દુસ્તાની ટીકા સહીત | ૨। |
| ગ્રહલાઘવકરણ | ૧॥ |
| ગ્રહલાઘવસારીણી | ૧॥ |
| ગોલ તત્વ પ્રકાશીકા | ૧। |
| ચક્રાવલી સંગ્રહાધ્યાય | ૨॥ |
| જાતકા અંલકાર | ०॥= |
| જાતકા ભરણ—હિન્દુસ્તાની ટીકા સહિત | ૩॥ |
| જાતક શિરોમણી | ૨॥ |
| જ્યોતિષતત્વ સુધાર્ણવ | ૪॥ |
| તાજીકનિલકંઠી | ૨। |
| નરપતિજય ચર્યા. | ૨॥ |
| નારદ સંહીતા—હોરાસ્કંધ | ૩ |
| પરમસિધાન્ત જ્યોતીષ | ૪॥ |
| બૃહતપારાશર હોરાશાસ્ત્ર—ભાવફલાદીશ | ૮ |
| બૃહત યવન જાતક | ૨ |
| ભાવ કુતુહલ | ૨ |
| ભૃગુસંહીતાં યોગાવલીખંડ | ૩॥ |
| મનુષ્યજાતક | ૧॥ |
| માનસાગરી પદ્ધતી | |
| મુહુર્તચિન્તામણી | ૧॥ |
| મુહુર્ત માર્તંડ | ૧॥। |
| મુહુર્ત ગણપતી | ૪॥ |
| રમલચિંતામણી | ૧। |
| રમલનવરત્ન | ૧॥ |
| રમલગુલજાર | ૩॥ |
| લીલાવતી ગણીત | ૨॥ |
| વસન્તરાજ શકુન | ૬ |
| વર્ષપ્રબોધ | ૨॥ |
| વારાહીસંહીતા | ૪॥ |
| શંભુહોરાપ્રકાશ | ૩ |
| સર્વાર્થચિંન્તામણી—ફલાદેશ | ૩ |
| સામુદ્રીકશાસ્ત્ર—હિન્દીમાં આમાં હસ્ત, કપાળ તથા પગની રેશાઓ ઉપરથી છે સંખ્યાબંધ ચિત્ર છે | ૪॥ |
| સિદ્ધાન્તશિરોમણી ગોલાધ્યાય | ૧॥ |

| | |
|---|---|
| સિદ્ધાન્ત દેવજ્ઞવિનોદ | ૩॥ |
| સ્ત્રીજાતક—ગ્રહાદીક ફલ સ્પષ્ટ | ૧॥। |
| સુર્યસિદ્ધાન્ત | ૩॥ |
| હાયનરત્ન—વર્ષફળ બનાવવા સારૂ | ૨॥ |

## ડીક્ષનેરીઓ.

| | |
|---|---|
| ઈંગ્રેજી ટુ ગુજરાતી ડીક્સનેરી—પોકેટ નાની | ૧॥ |
| ઈંગ્રેજી ટુ ગુજરાતી ડીક્સનેરી—પોકેટ મોટી | ૨॥ |
| ઇંગ્રેજી ટુ ગુજરાતી ડીક્સનેરી—મોટી વ્યાસ પટેલ કૃત | ૬ |
| ઈં. ટુ. ગુ. ડીક્સનેરી કર્તા અંબાલાલ સાકરલાલ | ૭ |
| ઈં. ટુ. ગુ. ડીક્સનેરી મહાભારથ ઘણી મોટી | ૧૬ |
| ઈં. ટુ. ગુ. ડીક્સનેરી સ્ટાન્ડર્ડ—વ્યાસ પટેલ કૃત | ૨૦ |
| ગુ. ટુ. ઇંગલીશ ડીક્સનેરી—ઘણી નાની | ૧॥ |
| ગુ. ટુ. ઈં. ડીક્સનરી—પોકેટ | ૨ |
| ગુ. ટુ ઈંગ્લીશ ડીક્સનેરી પોકેટ મોટી | ૩ |
| ગુ. ટુ. ઈંગ્લીશ ડીક્સનેરી મોટી ગજરાવાલા કૃત | ૫ |

## જાદુનાં પુસ્તકો.

| | |
|---|---|
| અજબ જાદુના ખેલ | ૨ |
| આર્યઇંદ્રજાળ—આમા પરચુરણ બધા વિષયો આપેલા છે | ૧ |
| ઈંદ્રજાળ—હિંદીમા મંત્ર, તંત્ર, યંત્ર તથા અદભુત ઔષધો | ०॥। |
| કેનબાજી—ગંજીફાની ઠગબાજી શીખવનાર ૭૨ ખેલ | ०।= |
| કૌતુકરત્ન ભાંડાગાર—(બૃહત ઇંદ્રજાળ) મારણ, મોહન, ઉચ્ચાટન વશીકરણ, મંત્ર, તંત્ર તથા બીજા અનેક વિષયના ૧૧૩૪ પ્રયોગો છે. સાથે કાર્યસિદ્ધી કરવા-વાળા કાળી, ભૈરવ, ભુવનેશ્વર્યાદિ ઇષ્ટદેવોના ૧૬ ચિત્રો છે. (હિન્દી ભાષામાં). | ૨ |
| ખુલાસે જાદુ—૨૨૫ હાથચાલાખીના ખેલો લખ્યા છે | ૨ |
| ગારૂડીનો તમાસો—અથવા જાદુવિદ્યાના અદભૂત ચમત્કાર | ૨ |
| ગુપ્તવિદ્યા અથવા અજાયબીનો ભંડાર | ०॥ |
| જાદુકપટ—હાથચાલાખીના ખેલ | ०॥ |
| જાદુકળા—મંત્ર તંત્ર વિગેરે | ०॥। |
| જાદુકપટ પ્રકાશ—ભાગ ૧ લો જાદુના ભેદનો સંપૂર્ણ ખુલાસો | ૩ |
| જાદુકપટ પ્રકાશ—ભાગ ૨ જો જાદુના ખેલોની રીત અને સમજ | ૩ |
| જાદુકપટ પ્રકાશ—ભાગ ૩ જો ઉપયોગી જાણવાજોગ હકીકત | ૩ |
| દેવતાઈ જાદુગર—મંત્ર, તંત્ર તથા જંત્ર વિદ્યાનું પુસ્તક | ०।= |

પંજાબી લાગબાજી—હિન્દની અદ્દભુત વિદ્યા ૨
બંગાલી જાદુગર—ભાનામતિ જાદુવિદ્યાનાં ૨૫ ખેલો ૨
મેસમેરીઝમ—( પ્રાણયોગ ) ૦॥
હિન્દીતમાસમાત ૧

## ભજનનાં પુસ્તકો.

અખાનીવાણી—અને ગંગાવિનોદ સંપૂર્ણ અખાની વાણી ૧
અધ્યાત્મભજનમાલા—ભાગ ૨ જો ૭૨૦ પદ છે ૪
અનવરકાવ્ય—જ્ઞાનીદાજી અનર સાહેબના ભજનો ૨॥
અમુલ્યરત્ન ભજનાવલી—ચુંટી કાઢેલા ભજનનો સંગ્રહ ૦॥
અનુપમગીતાવલી ૦॥।
આત્મજ્ઞાનનો ભંડાર અથવા ભજનસંગ્રહ સંતોના ભજનો ૭॥
આગમવાણી-સુખસીંન્ધુ ૦॥।
ઇશ્વિર પ્રાર્થનામાળા—ભા. ૧-૨ પ્રાર્થના સમાજના ભજનો ૧॥
ઓદ્ધવગીતા-ભક્તાનંદ કૃત શ્રીકૃષ્ણ ઓદ્ધવનો સંવાદ ૦।
કબીરસાહેબના ભજન ૦)=
કબીરભજનાવલી—બાળબોધ અક્ષરમા ૦॥
કબીરકાવ્ય—કબીરનો અધ્યાત્મવિષય ઘણોજ સરળ છે ૩॥
કાવ્યકુસુમાકર—જુદા જુદા ૧૪૦ વિષય છે ૪
કાવ્યદોહન બૃહત ભાગ ૧ લો ૩॥
કાવ્યદોહન બૃહત ભાગ ૨ જો ૪
કાવ્યદોહન બૃહત ભાગ ૩ જો ૬
કાવ્યદોહન—હલકુ ૧॥
કાવ્યદોહન અર્વાચિન ( કાવ્યપ્રેમી ) ભા. ૧ લો ૧
„ „ ભાગ ૨ જો ૧।
કાવ્યસરીતા—મહાસુખભાઇ કૃત ૨
કિર્તનસંગ્રહ—ભક્ત દેવરામ રાધાકૃત ૧॥
કેશવકૃતી—અનુભવનો ઉદગાર ૨॥
ગુમાનકાવ્ય ૦॥।
ચુનીલાલ હ્રદયસુધા પદ્ય—ઉત્તમ ઉત્તમ અનુભવિ પદો ૧॥
છોટમકૃત કીરતનમાળા ભા. ૧-૨-૩ ૦॥।
„ પ્રશ્નોતરમાળા ૧॥
„ કાવ્યસંગ્રહ ભા. ૧ લો ૨
તત્વસાર ભજનાવલી—ઘણાજ તાત્વીક પદો છે ૧

| | |
|---|---|
| દયારામકૃત કાવ્યસંગ્રહ મોટુ ટીકા સહીત સરળ છે ભા. ૧ લો. | ૨ાા |
| ,, કાવ્ય મણીમાળા ભા. ૧ લો | ૨ |
| ,, ,, ભા. ૨ જો | ૨ |
| દલપતકાવ્ય ભા. ૧-૨ | ૩ |
| ધીરાના પદ--ધીરાભક્ત કૃત | ૦)≈ |
| નભૂવાણી | ૨ાા |
| નગીનવાણીવિલાસ--ભજનો છે | ૦ાાા |
| નર્મકવિતા મોટી | ૬ |
| નરસીમહેતાકૃત કાવ્યસંગ્રહ | ૩ાા |
| નરસીમહેતાના બાપનું શ્રાદ્ધ--પુત્રીનું મામેરૂ, શામળશાનો વિવાહ તથા હુંડી | ૦।≈ |
| નરસીમહેતાની પુત્રીનું મામેરૂ--કુંવરબાઇનું સમજુતી સાથે | ૦ાાા |
| નવલગ્રંથાવલી ભા. ૧-૨-૩ | ૭ાા |
| પ્રભાતસંગ્રહ નાનું | ૦)- |
| ,, મોટુ | ૦। |
| પ્રેમરત્નાવલી--પરચુરણ સારા સારા ભજનો | ૦ાા |
| પ્રીતમનીવાણી--જ્ઞાન ભક્તીયુક્ત કવિતાનો સંગ્રહ | ૦ાાા |
| પીંગળકાવ્ય--પીંગળશી પાતાભાઇ કૃત ભા. ૧-૨ | ૨ |
| બૃહતભજનસાગર--આધુનીક કવિઓની કવિતા | ૩ |
| બાલાકૃત માધવમાળા | ૧ |
| ભક્તશિરોમણી ભજન સંગ્રહ--તંબુરીયા ભજનનો સંગ્રહ | ૦। |
| ભજન ભંડાર | ૦ાા |
| ભજનાવળી--દયાનંદ કૃત જ્ઞાનમાર્ગના ઉત્તમ ભજનો | ૧ |
| ભજન મહાસાગર--હિન્દુસ્તાની ભજનોનો સંગ્રહ | ૧। |
| ભજનમાલા--રંગરામકૃત | ૧ |
| ભજનરત્નાકર અમરવાણી--ભજનોનો મોટો સંગ્રહ | ૧ાા |
| ભક્તિજ્ઞાન--જ્ઞાનભક્તિનાં ઉત્તમ ઉત્તમ પદો | ૦ાા |
| ભક્તિભંડાર--ભજનોનો સંગ્રહ | ૧ |
| ભક્તિજ્ઞાનનો ભંડાર--ઉત્તમ પુસ્તક | ૧ |
| ભક્તિનો શોભીયો | ૧। |
| ભોજાભગતના ચાબખા | ૦)- |
| મહાકાવ્ય--કૃષ્ણરામ મહારાજકૃત ભા. ૧-૨ | ૩ાા |
| મોહનમાલા--ગજલો વિગેરે | ૦ાાા |
| રવિપ્રકાશ ભજનામૃત-- | ૦ાાા |

